ॐ

શ્રીપ્રભાચન્દ્રસૂરિકૃત-

# શ્રી પ્રભાવક ચરિત્ર.



(જેમાં જુદા જુદા બાવીશ મહાન પુરૂષો (આચાર્ય મહારાજે) ના ચરિત્રો ઐતિહાસિક દ્રષ્ટિએ આપવામાં આવેલા છે.



છપાવી પ્રસિદ્ધકર્ત્તા,

શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર.



વીર સંવત ૨૪૫૭ વિક્રમ સંવત ૧૯૮૭ આત્મ સંવત ૩૬

મુદ્રકઃ-શા ગુલાબચંદ લલ્લુભાઇ : આનંદ પ્રિન્ટિંગ પ્રેસ-ભાવનગર.

કીંમત રૂા. ૨-૮-૦

પ્રાતઃસ્મરણીય પૂજ્યપાદ



ન્યાયાંભોનિધિ શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી.
( આત્મારામજી મહારાજ )

આનંદ પ્રેસ—ભાવનગર.

# ગ્રંથ સંબંધી વક્તવ્ય

આ ગ્રંથમાં બાવીશ આચાર્ય મહારાજાઓના જીવન વૃત્તાંત આપવામાં આવેલ છે. વર્તમાનકાળમાં થયેલા મહાપુરૂષોના અનેક ચરિત્રો હોવા છતાં આ "પ્રભાવક ચરિત્ર" ના જેવો ગ્રંથ જૈન સાહિત્ય–જૈન ઇતિહાસમાં ઉચ્ચ કોટીમાં મુકવા જેવો હોય તેવા ગ્રંથો બહુ ઓછા છે. આ ગ્રંથ ચરિત્રનો હોવા છતાં ઐતિહાસિક છે, અને જે જે સૈકામાં જે જે મહાન્ આચાર્ય વિદ્યમાન હતા તે સમયમાં દેશની સામાજિક, નૈતિક, રાજકીય અને ધાર્મિક પ્રવૃત્તિ કેવી હતી તે જાણવા સાથે ભવ્ય જીવોને તે તે મહાન્ પુરૂષોના ચરિત્રો અને તે તે વખતના દેશ કાળ ભાવમાંથી પોતાના વ્યવહાર અને ધાર્મિક જીવનમાં અનુકરણ કરવું કેટલું શકય છે તેનો પણ અનુભવ થાય છે.

આવા જીવન ચરિત્રોના વાંચનથી શ્રદ્ધા દૃઢ થાય છે, આત્માની નિર્મળતા થાય છે અને મનન પૂર્વક વાંચનથી તેવા મહાન્ પુરૂષ થવાની ઘડીભર ભાવના પ્રગટ થાય છે.

કહેવામાં આવે છે કે સામાન્ય મનુષ્ય પણ શ્રદ્ધા, જ્ઞાન અને ચારિત્રથી પોતાનું જીવન ઉત્તમ બનાવી શકે છે અને તેનું ઉન્નત જીવન બનાવવા માટે આવા પ્રબંધો વાંચવાની પણ તેટલી જ અગત્ય છે.

ધાર્મિક શિક્ષણ ક્રમમાં જીવન ચરિત્રોનું શિક્ષણ આવશ્યક ક્રમ છે. કારણ કે વાર્તા કે કથા દ્વારા બાળ જીવોને ધાર્મિક શિક્ષણ આપવાની રીત સરલ અને સુંદર છે; આવા આવા અનેક કારણોથી આ સભા તરફથી સીરીઝ–ગ્રંથમાળા પ્રકટ કરવાનો ધારો કરી ઉત્તમ ને પવિત્ર આત્માઓના જીવન ચરિત્રો પ્રકટ કરવામાં આવે છે. આ અગાઉ શ્રી નેમનાથ ચરિત્ર, શ્રી સુપાર્શ્વનાથ ચરિત્ર, શ્રી વિમલનાથ ચરિત્ર, શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર અને તે સિવાય અન્ય મહા પુરૂષો અને મહા સતીઓના ચરિત્રોના ગ્રંથો પ્રકટ કરવામાં આવેલ છે, તે જો કે ગયા કાળના–કેવળજ્ઞાની મહા પુરૂષોના વખતના છે, પરંતુ આ વર્તમાનકાળ (પંચમ આરામાં) થયેલ મહાન્ આચાર્યો–પવિત્ર આત્માઓના ચરિત્રો પણ સાથે સાથે આપવા જોઇએ, તેમ ધારી "આ પ્રભાવક ચરિત્ર" પ્રકટ કરવામાં આવેલ છે; તેમાં આવેલ ચરિત્રા-

ઘટનાઓ ઐતિહાસિક છે. ગ્રંથ કર્તા, ગ્રંથ રચવાનો કાળ અને પ્રશસ્તિ સંબંધી ઉલ્લેખ વગેરે પ્રસ્તાવનાના લેખક મહાત્માએ આપેલ હોવાથી અહિં જરૂર નથી.

આ સભાની વિનંતિથી વિદ્દદ્વર્ય મુનિરાજશ્રી **કલ્યાણવિજયજી** મહારાજે આ પ્રબંધ ઉપર લખેલી વિસ્તૃત પર્યાલોચના કે જે પાછળ આપવામાં આવેલી છે તે પ્રથમ વાંચવાથી આ પ્રબંધની ખાસ ઉપયોગી ઘટનાઓનું વિશેષ જ્ઞાન થશે અને ઉપયોગિતા જણાશે.

આ ગ્રંથની ગૌરવતા અને ઉપયોગિતા માટે આચાર્ય મહારાજ **શ્રી વિજયવલ્લભ** સૂરીશ્વરજીના શિષ્યરત્ન પંન્યાસ **લલિતવિજયજી** મહારાજે ઘણી પ્રશંસા કરતાં આ સભા તરફથી પ્રકટ કરવા સેક્રેટરીને આજ્ઞા કરી હતી, તેમજ કેટલીક ઉપદેશ દ્વારા સહાય પણ મળી હતી, જેથી તેઓશ્રીનો પણ આભાર માનતાં આ સભા તરફથી આ ઐતિહાસિક સાહિત્યનો અમૂલ્ય ગ્રંથ પ્રકટ થતાં તેની અભિવૃદ્ધિ થઇ છે.

આ ગ્રંથના ભાષાંતરની શરૂઆત કરતાં પહેલાં પરમકૃપાળુ, પાતઃસ્મરણીય, શાંતમૂર્તિ પ્રવર્તકજી મહારાજશ્રી **કાન્તિવિજયજી** મહારાજને પાટણ મુકામે જઇ આ સભાના સેક્રેટરીએ આ ગ્રંથનું ભાષાંતર સભા તરફથી પ્રકટ કરવાની ઇચ્છા જણાવી, તથા તેની શુદ્ધ પ્રતો ક્યાં હશે ? તે સંબંધી સેક્રેટરીએ વિનંતિ કરતાં ઉક્ત મહાત્માએ જણાવ્યું કે, મેં કેટલીક પ્રતો જોઇ છે, પરંતુ તેની શોધેલી (શુદ્ધ) પ્રત હજી સુધી જોવામાં આવી નથી, જેથી મૂળ ગ્રંથ છપાયેલ છે તેના ઉપરથી ભાષાંતર કરાવવું અને જ્યાં સ્ખલના લાગે ત્યાં ઇતિહાસનો વિષય જેમનો હોય તેવા વિદ્વાન પુરૂષની દૃષ્ટિએ મુકી છપાવવું. એટલા ઉપરથી પરમકૃપાળુ મુનિરાજ શ્રી **કલ્યાણવિજયજી મહારાજને** આ ગ્રંથ દૃષ્ટિગોચર કરવા તેમજ તેના ઉપર ઐતિહાસિક દૃષ્ટિએ પ્રસ્તાવના–પર્યાલોચના લખવા આ સભા તરફથી વિનંતિ કરવામાં આવતાં તે સ્વીકારી તે કામ તેઓશ્રીએ હાથ ધર્યું અને તેની પ્રસ્તાવના તથા પર્યાલોચના ઘણા જ પરિશ્રમવડે ઐતિહાસિક દૃષ્ટિએ લખી આપી; તેમજ ગ્રંથશુદ્ધિ કરી આ ગ્રંથની ગૌરવતામાં વૃદ્ધિ કરી છે અને ગ્રંથને સર્વાંગ સુંદર બનાવ્યો છે તે માટે આ સભા પોતાનો આનંદ જાહેર કરવા સાથે તે મહાત્માનો જેટલો ઉપકાર માને તેટલો ઓછો છે.

ઉપરોકત બતાવ્યા પ્રમાણે આપવામાં આવેલી સુચના માટે પૂજ્ય કૃપાળુ **પ્રવર્તકજી મહારાજની** આ સભા આભારી છે તેટલું જ નહિ પરંતુ ઉક્ત મહાત્મા અને તેમના શિષ્ય–અને પ્રશિષ્યરત્ન **મુનિરાજ શ્રી ચતુરવિજયજી** મહારાજ તથા **મુનિરાજશ્રી પુણ્યવિજયજી** મહારાજ, કે જેમના અમૂલ્ય પ્રયત્નો વડે અને તેઓની વિદ્વત્તાનો સંપૂર્ણ લાભ મેળવી આ સભા તરફથી પ્રગટ થતાં વિવિધ સાહિત્યના મૂળ ગ્રંથો પ્રકટ કરી આ સભા સાહિત્યસેવા કરી રહેલ છે, તથા જૈન સમાજ આનંદપૂર્વક તેને વધાવી લે છે, અને જૈનેતર આ દેશ અને યુરોપીઅન વિદ્વાનો તે પ્રકટ થતાં સાહિત્ય માટે પોતાનો સંપૂર્ણ આનંદ જાહેર કરવા સાથે સભાની પ્રશંસા કરે છે જે માટે ત્રણે મહા પુરૂષોની આ સભા સદા માટે અત્યંત ઋણી અને આભારી છે.

આ ગ્રંથમાં આવેલ પ્રભાવશાળી આત્માઓના જીવનચરિત્રો શ્રદ્ધા તથા મનન પૂર્વક વાંચતા આત્મામાં શાંત રસ ઉત્પન્ન થવા સાથે, ધર્મરૂપી મહા મંગળને પ્રગટ કરાવી આત્મભાવના, આત્મદર્શન અને આત્માનંદ પ્રગટ થાય છે. છેવટે આ ઉત્તમ ગ્રંથના શ્રવણ, મનન અને પઠન પાઠનથી અનેક ભવ્યાત્માઓ તેવા ઉચ્ચપદના અધિકારી બને તેવી આ સભા પરમાત્માની પ્રાર્થના કરે છે.

આ ગ્રંથમાં પંન્યાસજી શ્રી **લલિતવિજયજી** મહારાજના ઉપદેશથી નીચે પ્રમાણે આર્થિક સહાય મળી છે જે માટે તે તે સદ્‌ગૃહસ્થોનો આભાર માનવામાં આવે છે.

૧ પાલનપુર નિવાસી દોશી **કાળીદાસભાઇ સાકળચંદ** મારફત એક શ્રાવિકા બ્હેન તરફથી સ્વપર ઉપકારાર્થે રૂા. ૪૫૦) સંવત ૧૯૮૨ ના શ્રાવણ વદ ૨.

૨ શેઠ નથમલ મૂળચંદ તરફથી રૂા. ૨૫૦)

૩ શ્રી મુંબઇ કોટના શ્રી **શાંતિનાથજી** મહારાજના દેરાસરના જ્ઞાનખાતામાંથી રૂા. ૨૫૦) આ ગ્રંથ માટે આર્થિક સહાય માટે આવવાના છે.

આ ગ્રંથના પ્રુફ તપાસવા વગેરે માટે બંધુ શ્રી **ફતેહચંદ ઝવેરભાઇએ** પોતાના વખતનો ભોગ આપ્યો છે જેથી ઉપકાર માનવામાં આવે છે.

આ ગ્રંથની શુદ્ધિ માટે યથાશક્તિ પ્રયત્ન કરવામાં આવ્યો છે, છતાં દૃષ્ટિદોષ, પ્રેસ-દોષ કે એવા કોઇ પ્રમાદ નિમિત્તે કોઇપણ સ્થળે સ્ખલના જણાય તો ક્ષમા માગીયે છીએ. અને તે સુધારવા માટે અમોને જણાવવા વિનંતિ કરીયે છીયે.

આત્માનંદ ભવન.
સં. ૧૯૮૭ કલ્પધર.

**ગાંધી વલ્લભદાસ ત્રિભુવનદાસ.**
**સેક્રેટરી.**





સારી લાઇબ્રેરી કેમ થઈ શકે ?
(આ સભાના લાઈફ મેમ્બર થવાથી)
ગયા વીશ વર્ષમાં લાઈફ મેમ્બરોને
અમારા તરફથી પ્રસિદ્ધ થયેલા ગ્રંથો ભેટ
મળતાં તેઓ એક સારી લાઇબ્રેરી કરી
શકયા છે. આ લાભ કોઇ પણ જૈન
શ્રીમાને કે સંસ્થાએ ભુલવાનો નથી.
રીપોર્ટ અને સૂચીપત્ર મંગાવી
ખાત્રી કરો. લખોઃ—
જૈન આત્માનંદ સભા
ભાવનગર.




**ગ્રન્થની ઉપયોગિતા.**

વર્તમાન જૈન સાહિત્યમાં સેંકડો ચરિત્રગ્રંથો વિદ્યમાન છે; છતાં 'પ્રભાવક ચરિત્ર'ની કોટિના ગ્રંથો વિરલ હશે. જો કે પૂર્વે દ્વાસપ્તતિ પ્રબંધ જેવા અનેક ઐતિહાસિક ગ્રંથરત્નો જૈન સાહિત્યમાં મોજૂદ હતા પણ આજે તે ક્યાંઈ અસ્તિત્વ ધરાવતા હોય તેમ જણાતું નથી; હા કેટલાક છુટા છવાયા પ્રાચીન પ્રબંધો હજીપણ ભંડારોમાં મળી આવે છે, તેમજ કથાવલિ વિગેરેમાં પણ આમાંના કેટલાક પ્રબંધો સંગ્રહાયેલા છે; છતાં પ્રસ્તુત ગ્રંથમાં જેટલા પ્રભાવકોના પ્રબંધો સંગ્રહીત થયા છે તેટલા બીજે ક્યાંઇ જોવામાં આવતા નથી. પ્રબંધ ચિન્તામણિ, ચતુર્વિંશતિ પ્રબંધ આદિ પ્રબંધ સંગ્રહ ગ્રંથો આજે વિદ્યમાન છે ખરા પણ તેમાં કેવળ પ્રભાવકોનાં જ ચરિત્રો નથી, પણ જૈન તથા જૈનેતર રાજાઓ, મંત્રિઓ અને કવિયોના પ્રબંધો પણ ત્યાં વર્ણવેલા હોઈ પ્રભાવક જૈન આચાર્યોના પ્રબંધો સંખ્યામાં ઘણા જ થોડા જોવાય છે. આવી પરિસ્થિતિ હોવાથી ઉપર્યુક્ત કથન બિલકુલ અતિશયોક્તિ વિનાનું ગણાશે કે પ્રભાવકચરિત્રની કોટિના ગ્રંથો વિરલ હશે !

**નામકરણ.**

આ ગ્રંથનું **'પ્રભાવક ચરિત્ર'** એ પ્રસિદ્ધ નામ ગ્રંથકારનું પોતાનું આપેલું છે કે પાછલના લેખકોનું ? તે નિશ્ચિત કહી શકાય તેમ નથી, કેમકે મૂલ ગ્રંથમાં ક્યાંયપણ આ નામનો ઉલ્લેખ જોવાતો નથી; પણ પ્રત્યેક પ્રબંધના અન્તમાં તેમજ ગ્રંથની સમાપ્તિમાં ગ્રંથકાર પોતાની આ કૃતિને "પૂર્વર્ષિ ચરિત્ર રોહણ ગિરિ" આ નામથી ઓળખાવે છે. હા, ગ્રંથના પ્રારંભ ભાગમાં એક સ્થલે ગ્રંથકાર "प्रभावक मुनीन्द्राणां वृत्तानि" આવો ઉલ્લેખ કરે છે અને આ ઉલ્લેખના જ ફલિતાર્થ રૂપે તેમણે આનું બીજું નામ "પ્રભાવક ચરિત્ર" રાખ્યું હોય તો નવાઇ જેવું નથી. કારણકે આમાં વર્ણવેલાં દરેક આચાર્ય કોઇને કોઈ પ્રકારે પ્રભાવક હતા અને તેમનું ચરિત્ર આમાં વર્ણવેલ હોવાથી આ પ્રચલિત નામ પણ બરાબર બંધબેસતું જ છે.

**પ્રભાવક શબ્દની પરિભાષા.**

'પ્રભાવક' શબ્દનો સામાન્ય અર્થ 'પ્રભાવશાલી' એવો થાય છે, પણ જૈનશાસ્ત્રમાં આનો કંઇક પારિભાષિક અર્થ માનેલો છે, તેથી આ સ્થલે 'પ્રભાવક' શબ્દનો અર્થ 'જૈનશાસ્ત્રના અતિશય જ્ઞાનથી, ઉપદેશશક્તિથી, વાદશક્તિથી કે વિદ્યા આદિ ગુણથી જિનશાસનની ઉન્નતિ કરનાર જૈન આચાર્ય' આવો લેવાનો છે.

જૈન શાસ્ત્રોમાં આવા આઠ પ્રકારના પ્રભાવકો માનેલા છે, જેનો નિર્દેશ નીચેની પરમ્પરાગત ગાથામાં થયેલો છે—

"पावयणी १ धम्मकही २ वाई ३ नेमित्तिओ ४ तवस्सीय
विज्जा ६ सिद्धोय ७ कई ८ अट्ठेव पभावगा भणिया ॥"

અર્થાત્ પ્રાવચનિક, ધર્મકથી, વાદી, નૈમિત્તિક, તપસ્વી, વિદ્યાવાન્, સિદ્ધ અને કવિ આવી રીતે આઠ પ્રકારના પ્રભાવક કહ્યા છે.

પ્રભાવક ચરિત્રના વર્ણનને અનુસારે આના મુખ્ય ચરિત્રનાયક વજ્ર આદિ ૨૨ મહાપુરૂષો નીચે મુજબ પ્રભાવકતા ગુણવિશિષ્ટ કહી શકાય છે.

૧ **વજ્ર**–પ્રાવચનિક, ધર્મકથી અને વિદ્યાબલી.
૨ **આર્યરક્ષિત**–પ્રાવચનિક.
૩ **આર્યાનન્દિલ**–પ્રાવચનિક અને સિદ્ધ.
૪ **કાલકસૂરિ**–પ્રાવચનિક અને સિદ્ધ.
૫ **પાદલિપ્તસૂરિ**–કવિ, વિદ્યાબલી અને સિદ્ધ (પાદલિપ્તસૂરિના પ્રબંધમાં રૂદ્રદેવસૂરિ, શ્રમણસિંહ, આર્યખપટ અને ઉપાધ્યાય મહેન્દ્રનું પણ વર્ણન છે, જેઓ અનુક્રમે સિદ્ધ, નૈમિત્તિક, વિદ્યાબલી અને સિદ્ધ કહી શકાય.)
૬ **વિજયસિંહસૂરિ**–સિદ્ધ.
૭ **જીવદેવસૂરિ**–સિદ્ધ.
૮ **વૃદ્ધવાદી**–વાદી (વૃદ્ધવાદીની સાથે સિદ્ધસેનદિવાકરનો પ્રબંધ પણ છે. સિદ્ધસેનને કવિ અને સિદ્ધ કહી શકાય.)
૯ **હરિભદ્રસૂરિ**–વાદી, પ્રાવચનિક અને નૈમિત્તિક.
૧૦ **મલ્લવાદી**–વાદી.
૧૧ **બપ્પભટ્ટિ**–કવિ.
૧૨ **માનતુંગસૂરિ**–કવિ અને સિદ્ધ.
૧૩ **માનદેવસૂરિ**–પ્રાવચનિક અને વિદ્યાબલી.

૧૪ સિદ્ધર્ષિ–ધર્મકથી અને કવિ.
૧૫ વીરગણિ–વિદ્યાબલી.
૧૬ શાંતિસૂરિ–કવિ, વાદી અને પ્રાવચનિક.
૧૭ મહેન્દ્રસૂરિ–નૈમિત્તિક.
૧૮ સૂરાચાર્ય–કવિ અને વાદી.
૧૯ અભયદેવસૂરિ–પ્રાવચનિક.
૨૦ વીરસૂરિ–વાદી અને વિદ્યાબલી.
૨૧ દેવસૂરિ–વાદી.
૨૨ હેમચન્દ્રસૂરિ–પ્રાવચનિક, ધર્મકથી અને કવિ.

પ્રસ્તુત ચરિત્રમાં વર્ણવેલ કયા આચાર્ય કયા પ્રકારના પ્રભાવક હતા તે ઉપર આપેલ તાલિકાથી જણાશે.

**ગ્રંથનું ઐતિહાસિક મહત્વ.** પ્રભાવક ચરિત્ર કંઈ પૌરાણિક ચરિત્ર ગ્રંથ નથી, પણ પ્રભાવક પૂજ્ય જૈનાચાર્યોના ઇતિહાસ છે. સંભવ છે કે આમાં કવિ કલ્પનાનો રંગ ચઢયો હશે અને કહીં કહીં દન્તકથાઓનો પણ સમાવેશ થયો હશે કે જેનો ગ્રંથકાર પ્રથમથી જ નીચેના શબ્દોમાં એકરાર કરે છે—

" बहुश्रुत मुनीशेभ्यः प्राग्ग्रंथेभ्यश्च कानिचित्
उपश्रुत्येति वृत्तानि वर्णयिष्ये कियन्त्यपि ॥ १–१५ । "

અર્થાત્ ' કેટલાક ચરિત્રો બહુશ્રુત આચાર્યોથી સાંભળી અને કેટલાંક પ્રાચીન ગ્રંથોમાં જોઇને અત્રે વર્ણન કરીશ.'

આવો જ આશય ગ્રંથકારે ગ્રંથની સમાપ્તિમાં પણ પ્રકટ કર્યો છે. આથી આટલું તો સિદ્ધ છે કે પ્રભાવકચરિત્રમાં જે હકીકત તેના કર્તાએ લખી છે, તે બધી પ્રાચીન ગ્રંથોમાં લખેલી જ ન હતી, આમાં લખેલાં કતિપય વૃત્તાંતો માત્ર વૃદ્ધ પુરૂષોને મુખે સાંભળેલાં હતાં અને ચરિત્રને સરસ તથા સર્વાંગીય બનાવવાને ખાતર આમાં ઉમેર્યાં હતાં. આવી રીતે વસ્તુસ્થિતિનું સ્પષ્ટીકરણ કરીને ગ્રન્થકારે પોતાની જવાબદારી ઓછી કરી નાખી છે. કાલાન્તરમાં લખેલ ગ્રંથોની હકીકત અક્ષરે અક્ષર સાચી જ હોય એવો દાવો કરી શકાય નહિ, અને સાંભળેલી હકીકત તો તેથીયે ઓછી વજનદાર ગણાય, આવી સ્થિતિ હોવાથી આ ચરિત્રમાં કયાંઇ કયાંઇ અપ્રમાણિકતા અથવા વિરૂદ્ધતા આવી ગઇ હોય તો તે સ્વાભાવિક છે અને તે ક્ષન્તવ્ય ગણાવી જોઇયે.

વીસમી સદીની પરિષ્કૃત દષ્ટિથી જોનારા વિદ્વાનોને ભલે "પ્રભાવકચરિત્ર"

વિશુદ્ધ ઇતિહાસ ન જણાય પણ ચૌદમી સદીની સાદી અને કથારસ પ્રધાન દૃષ્ટિનો વિચાર કરતાં આચાર્ય પ્રભાચન્દ્રની આ કૃતિ, એના કર્તાની સંગ્રહશીલતા અને ઇતિહાસપ્રિયતાની એક સાક્ષી પૂરે છે; એટલું જ નહિ પણ ભિન્ન ભિન્ન સમયના જૈન ઇતિહાસનાં સુંદર પ્રકરણો પૂરાં પાડે છે. કયા સમયમાં જૈનધર્મની કેવી સ્થિતિ હતી, તેનો કયા ભાગમાં વિશેષ પ્રસાર હતો, તેના પર સમયની શી અસર થઇ હતી અથવા થઇ રહી હતી, એ બધી વાતોનાં સ્પષ્ટ અને ગર્ભિત પૂરાવા આ ગ્રંથનાં ભિન્ન ભિન્ન પ્રબન્ધો ઉપરથી જાણી શકાય છે. આ બધી વાતોનો વિચાર કરતાં આ ગ્રંથ કેટલું બધું ઐતિહાસિક મહત્વ ધરાવે છે તે વિચારક પાઠકગણ સ્વયં વિચારી લેશે.

**ગ્રન્થરચનાનો ઉદ્દેશ.**

પ્રસ્તુત ગ્રંથની રચના કરવામાં કર્તાનો શો ઉદ્દેશ હોવો જોઇયે? એ પ્રશ્નનું સમાધાન ગ્રંથકારનાં વચનોથી જ થઇ જાય છે, પ્રશસ્તિના ૧૭ મા પદ્યમાં જણાવ્યું છે કે—

" श्रीवज्रानुप्रभूतप्रकटमुनिपतिप्रष्ठवृत्तानितत्तत्-
ग्रन्थेभ्यः कानिचिच्च श्रुतधरमुखतः कानिचित् संकलय्य ।
दुष्प्राप्यत्वादमीषां विशकलिततयैकत्र चित्रावदातं,
जिज्ञासैकाग्रहाणामधिगतविधयेऽप्युच्चयं स प्रतेने ॥ १७ ॥

**અર્થાત્**—' આ ભિન્ન ભિન્ન પ્રબન્ધો જિજ્ઞાસુઓને એક ઠેકાણે મલવા મુશ્કેલ હતા, તેથી જાણવા નિમિત્તે વજસ્વામી અને તે પછીના ધુરંધર આચાર્યોનાં વૃત્તાન્તો તે તે ગ્રન્થો થકી અને શાસ્ત્રના જાણ આચાર્યોના મુખથી સાંભળીને આચાર્યપ્રભાચન્દ્રે બધાનો આ સંગ્રહ કર્યો. '

આ કથનથી સ્પષ્ટ જણાય છે કે ગ્રંથકારનો ઉદ્દેશ માત્ર આ ઐતિહાસિક પ્રબંધોને એકત્ર સંગ્રહ કરીને વાચક ગણની જિજ્ઞાસા પૂર્ણ કરવાનો હતો. વિષયગત સત્યાસત્યની પરીક્ષા કે પ્રબન્ધ વર્ણિત ઘટનાવલીના સમય પરત્વે પ્રબન્ધકારે કંઇ પણ ઉહાપોહ કર્યો નથી. આર્યવજ્ર, કાલકાચાર્ય અને સિદ્ધર્ષિ જેવાનો સુપ્રસિદ્ધ સત્તાસમય પણ પ્રબન્ધમાં લખવાની ગ્રન્થકારે તસ્દી લીધી નથી. આથી આ વાત તો ચોક્કસ છે કે ગ્રન્થ રચવામાં ગ્રન્થકારનો ઉદ્દેશ ઇતિહાસ પ્રતિપાદન કરવાનો નહિ પણ પૂર્વાચાર્યોની કથા લખવા પૂરતો હતો, એટલું છતાં પણ ગ્રન્થકારની દૃષ્ટિ મર્યાદાશીલ હોય તેમ જણાઇ આવે છે. કેમકે કથા લખવા છતાં તેમણે ઇતિહાસ બગાડયો નથી અને કવિતા રસ પોષવા છતાં કલ્પનાજાળ નીચે સત્ય ઢાંકયું નથી.

પ્રબન્ધકારે પોતાની માન્યતા પ્રમાણે પ્રત્યેક પ્રબન્ધ કાલાનુપૂર્વીથી રાખ્યો છે; છતાં આમાં સર્વત્ર કાલક્રમ જળવાયો નથી. દાખલા તરીકે આમાં કાલક પ્રબન્ધ ૪ થો રાખ્યો છે, પણ કાલક્રમ પ્રમાણે આ પ્રબન્ધ ૨ જા અથવા ૩ જા નંબરમાં મૂકવો જોઇતો હતો. હરિભદ્રનો પ્રબન્ધ ૯ માં નંબરમાં મૂકયો છે અને મલ્લવાદિનો ૧૦ મામાં, પણ જોઇયે એથી વિપરીત; કારણ કે હરિભદ્રસૂરિ કરતાં મલ્લવાદી પ્રાચીન હતા. ૧૧-૧૨ અને ૧૩ નંબરના બપ્પભટ્ટિ, માનતુંગ અને માનદેવના પ્રબન્ધો અનુક્રમે ૧૩-૧૨ અને ૧૧ મા નંબરે જોઇતા હતા, કેમકે કાલક્રમથી પ્રથમ માનદેવ પછી માનતુંગ અને તે પછી બપ્પભટ્ટિ થઇ ગયા છે. શાન્તિસૂરિ, મહેન્દ્રસૂરિ અને સૂરાચાર્ય આ ત્રણે આચાર્યો સમાન કાલીન હતા; છતાં આમાં મહેન્દ્રસૂરિ કંઇક વૃદ્ધ છે અને તેથી આ ત્રણમાં એમનો નંબર પ્રથમ રાખ્યો હોત તો વધારે યોગ્ય ગણાત, બાકીના પ્રબન્ધોનો ક્રમ લગભગ કાલાનુક્રમ પ્રમાણે જ છે.

**પ્રબન્ધોનો અનુક્રમ.**

પ્રબન્ધ નાયકોના કાર્યક્ષેત્રનો વિચાર કરીએ તો ૧ વજ્ર, ૨ આર્યરક્ષિત અને આર્યનન્દિલનું મુખ્ય કાર્યક્ષેત્ર માલવદેશ હતું. ૪ કાલકસૂરિ અને ૫ પાદલિપ્તસૂરિનો મગધદેશ, માલવો અને પ્રતિષ્ઠાનનગર (આન્ધ્ર) ૬ વિજય-સિંહસૂરિનું ભરૂચ (ગુજરાત) ૭ જીવસૂરિનું વાયડ (ગુજરાત) ૮ વૃદ્ધવાદિ અને સિદ્ધસેનનું ઉજ્જયનિ (માલવો) ભરૂચ (ગુજરાત) અને કર્મારનગર (ગૌડદેશ) વિગેરે ૯ હરિભદ્રસૂરિનું ચિત્તોડ (માલવો) ૧૦ મલ્લવાદિનું ભરૂચ અને વલ્લભી (ગુજરાત) ૧૧ બપ્પભટ્ટિનું કનોજ અને ગ્વાલિયર (મધ્યદેશ) ૧૨ માનતુંગસૂરિનું બનારસ અથવા કનોજ ૧૩ માનદેવસૂરિનું નાડોલ (મારવાડ) ૧૪ સિદ્ધર્ષિનું ભિન્નમાલ (તે વખતના ભૂગોલ પ્રમાણે ગૂજરાત અને આજના પ્રમાણે મારવાડ) ૧૫ વીરગણિનું ભિન્નમાલ, થરાદ, થરા અને પાટણ (ગુજરાત) ૧૬ શાન્તિસૂરિનું થરાદ, પાટણ, (ગૂજરાત) અને ધારાનગરી ૧૭ મહેન્દ્ર-સૂરિનું ધારાનગરી (માલવો) ૧૮ સૂરાચાર્યનું પાટણ અને ધારા, ૧૯ અભયદેવનું પાટણ, ધોલકા, થાંભણાં, પત્યપદ્ર, ૨૦ વીરસૂરિનું, ૨૧ દેવસૂરિનું અને ૨૨ હેમચન્દ્રસૂરિનું મુખ્ય કાર્યક્ષેત્ર પાટણ (ગુજરાત) હતું પ્રબન્ધ નાયકોના આ કાર્યક્ષેત્રના વિવેચન ઉપરથી આપણે ઇતિહાસના એક મહત્વપૂર્ણ પ્રકરણનો સ્ફોટ કરી શકીયે છીએ. મહાવીરના શાસનનો અભ્યુદય પૂર્વદેશમાં થઇ તેનો પ્રકાશ અનુક્રમે ઉત્તરભારત મધ્યભારત અને પશ્ચિમભાર-તમાં થઇને હૂણોના સમયમાં દક્ષિણ તરફ વળ્યો અને રાજપૂતાના તથા ગુજ-રાતમાં ફેલાણો, આવી જે ઇતિહાસ અન્વેષકોની માન્યતા છે તેને આ પ્રબન્ધ નાયકોના પ્રાદેશિક કાર્યક્ષેત્ર વિષયક ક્રમથી ટેકો મળે છે. વિક્રમની પાંચમી

સદીથી ગુજરાતમાં જૈનોનો ફેલાવો થવા માંડયો હતો અને બારમી તેરમી સદી સુધીમાં ગૂર્જરભૂમિ જૈનધર્મનું મુખ્ય સ્થલ બન્યું હતું. આ પ્રકારના અનુમાનને પણ આ પ્રબન્ધો ઉપરથી પુષ્ટિ મળે છે.

**ગ્રન્થકાર અને ગ્રન્થરચનાનો સમય.** હવે આપણે પ્રસ્તુત ગ્રન્થ **પ્રભાવકચરિત્ર**ના કર્તા આચાર્ય પ્રભાચન્દ્રસૂરિ અને એમના આ ગ્રન્થના નિર્માણસમયનો વિચાર કરીયે.

**પ્રભાચન્દ્રસૂરિએ** પ્રસ્તુત ગ્રન્થના અન્તમાં લખેલી વિસ્તૃત પ્રશસ્તિ ઉપરથી જણાય છે કે તેઓ ચન્દ્રકુલમાંથી પ્રકટેલ રાજગચ્છના આચાર્ય **ચન્દ્રપ્રભસૂરિ**ના શિષ્ય હતા.

પ્રભાચન્દ્રના કહેવા પ્રમાણે પ્રદ્યુમ્નસૂરિની પાસે ત્રિભુવનગિરિના સ્વામી 'કર્દમ' રાજાએ દીક્ષા લીધી અને તે ધનેશ્વરસૂરિ નામના આચાર્ય ગચ્છપતિ થયા ત્યારથી ચન્દ્રગચ્છ એ 'રાજગચ્છ'ના નામથી પ્રસિદ્ધ થયો.

પ્રભાચન્દ્રે એ પ્રશસ્તિમાં પોતાની એક ગુર્વાવલી આપેલી છે જેમાં પ્રદ્યુમ્નસૂરિથી માંડીને પોતા સુધીના ૧૦ આચાર્યોનો પરિચય કરાવ્યો છે, આપેલ પરિચય પ્રમાણે એમની વંશાવલી નીચે પ્રમાણે બને છે.

ચન્દ્રગચ્છ ( ચન્દ્રકુલ )

પ્રદ્યુમ્નસૂરિ
|
અભયદેવસૂરિ
|
ધનેશ્વરસૂરિ ( એમનાથી **રાજગચ્છ** થયો )
|
અજિતસિંહસૂરિ
|
વર્દ્ધમાનસૂરિ
|
શીલભદ્રસૂરિ
|
શ્રીચન્દ્રસૂરિ | ભરતેશ્વરસૂરિ | ધર્મઘોષસૂરિ | સર્વદેવસૂરિ
|
પૂર્ણભદ્રસૂરિ | જિનેશ્વરસૂરિ | જિનદત્તસૂરિ | પદ્મદેવસૂરિ
|
ચન્દ્રપ્રભસૂરિ
|
પ્રભાચન્દ્રસૂરિ ( પ્રસ્તુત ગ્રન્થકાર )

આ પટ્ટાવલી પ્રમાણે પ્રસ્તુત ગ્રન્થકાર આચાર્ય **પ્રભાચન્દ્ર** ચન્દ્રગચ્છ અથવા ચન્દ્રકુલના રાજગચ્છની પરમ્પરાના આચાર્ય હતા; પ્રસિદ્ધ વાદમહાર્ણવ ગ્રન્થકાર આચાર્ય અભયદેવસૂરિ એમના આઠમા પટ્ટગુરૂ થતા હતા.

ગ્રન્થકારે પ્રત્યેક પ્રબન્ધની સમાપ્તિમાં ચન્દ્રપ્રભસૂરિનો ગુરૂ તરીકે, પ્રદ્યુમ્ન સૂરિનો ગ્રન્થશોધક તરીકે અને પોતાને ગ્રન્થકાર તરીકે નામોલ્લેખ કર્યો છે અને સાથે જ પોતાને 'રામ અને લક્ષ્મી' ના પુત્ર બતાવીને પોતાના માતપિતાના નામો પણ સુચવી દીધાં છે.

આચાર્ય પ્રભાચન્દ્ર પોતે ચન્દ્રપ્રભસુરિના શિષ્ય હતા છતાં એમને પ્રદ્યુમ્નસૂરિ ઉપર અનન્યતુલ્ય શ્રધ્ધા હતી, એના પરિણામે એમણે પ્રથમ, તૃતીય પંચમાદિ દરેક એકાન્તરિત પ્રબન્ધના અન્તમાં પ્રદ્યુમ્નસૂરિની પ્રશંસામાં એક એક ખાસ પદ્ય લખ્યું છે અને તેમાં કયાંઇ તીર્થોરૂપે, કયાંઈ કલ્પવૃક્ષરૂપે, કયાંઇ લૌકિક દેવોરૂપે કયાંઇ વાણી સુધારક તરીકે, કયાંઈ કાવ્ય વિષયક અર્થદાતા તરીકે પ્રદ્યુમ્નસૂરિની સ્તુતિ કરી છે, અને એક ઠેકાણે તો પોતાનો તેમના શિષ્ય તરીકે ઉલ્લેખ કર્યો છે. આથી સમજાય છે કે પ્રદ્યુમ્નસૂરિએ પ્રસ્તુત ગ્રન્થનું સંશોધન માત્ર જ નહિ કર્યું હોય, પણ પ્રભાચન્દ્રને સાહિત્યનો અભ્યાસ કરાવીને કવિ બનાવનાર પણ પ્રદ્યુમ્નસૂરિ જ હોય તેમ લાગે છે, અને એજ સબબથી પ્રભાચન્દ્રે પોતાને તેમના શિષ્ય તરીકે ઉલ્લેખ્યા હશે.

ગ્રન્થકારે પોતાનો પ્રસ્તુત ગ્રન્થમાં જે પરિચય આપ્યો છે તેનો સાર ઉપર પ્રમાણે છે; એથી વધારે આપણે એમના સબન્ધમાં જાણતા નથી, અને પ્રભાવક ચરિત્ર ઉપરાન્ત બીજો પણ કોઇ ગ્રન્થ પ્રસ્તુત ગ્રન્થકારે બનાવ્યો હશે કે કેમ ? તે કહી શકાય તેમ નથી; કેમકે પ્રસ્તુત ગ્રન્થ અને એમાં આપેલ પરિચય સિવાય પ્રભાચન્દ્રના સંબન્ધમાં વિશેષ હકીકત અમારા જોવા કે જાણવામાં આવી નથી, પણ પ્રસ્તુત ગ્રન્થની લેખનશૈલી અને કેટલાક શબ્દ પ્રયોગો ઉપરથી જણાય છે કે 'પ્રભાવકચરિત્ર એ પ્રભાચન્દ્રસૂરિની જુવાન અવસ્થાની કૃતિ છે અને આ કૃતિ એમને યોગ્ય ગ્રન્થકાર અને કવિ તરીકે પૂરવાર કરી આપે છે, તેથી આપણે એમની બીજી કૃતિયોની પણ આશા તો રાખીયે જ. જો આ ગ્રન્થકારે લાંબી ઉંમર ભોગવી હશે તો એ ઉપરાન્ત બીજા પણ કેટલાક ગ્રન્થો બનાવ્યા જ હશે, પણ એમનો બીજો કોઇ પણ ગ્રન્થ દૃષ્ટિગોચર ન થવાથી એ વિષયમાં કંઇ પણ નિશ્ચિત કહી શકાય તેમ નથી.

પ્રસ્તુત ગ્રન્થ રચાઇને વિક્રમ સંવત્ ૧૩૩૪ ના ચૈત્રશુદિ ૭ શુક્રવાર અને પુનર્વસુ નક્ષત્રમાં સંપૂર્ણ થયો હતો, એમ ગ્રન્થના અન્તમાં કર્તાએ જ જણાવ્યું છે એટલે એ વિષયમાં ઉહાપોહ કરવાની જરૂરત નથી.

**ઉપસંહાર.** પ્રભાવકચરિત્ર મૂલ ગ્રન્થ સં૦ ૧૯૬૫ માં નિર્ણયસાગર પ્રેસમાં છપાયો હતો, પણ તે પુસ્તક એટલું બધું અશુધ્ધ રહી ગયું હતું કે સાધારણ વાંચનારને માટે તે લગભગ નિરૂપયોગી જેવું હતું અને હજારો અશુદ્ધિઓથી ભરપૂર આ પુસ્તકને આધારે આનું ભાષાન્તર કરવું તો તેથીયે વધારે મુશ્કેલ હતું, આથી આના ભાષાન્તરમાં કેટલેક અંશે ખામી રહી ગઇ છે તે વાંચકો ધ્યાનમાં રાખશે અને જ્યાં ક્યાંઇ અર્થમાં ગડબડ જણાય અથવા જૈન શૈલીથી વિપરીત અર્થ જણાય તો તે અશુદ્ધ પુસ્તકનું પરિણામ જાણી ક્ષન્તવ્ય ગણશે અને સુધારીને વાંચશે એવી આશા છે. અમોએ ઘણી મહેનતે મૂલ પુસ્તકને ઘણે અંશે સુધારી લીધું છે અને તે સુધારેલ મૂલ પુસ્તકના આધારે જ "પ્રબન્ધપર્યાલોચના" ના શીર્ષક નીચે દરેક પ્રબન્ધની સંક્ષિપ્ત સમાલોચના લખી છે, જેમાં કેટલાક પ્રબન્ધોનો સંક્ષિપ્ત કથાસાર અને સમાલોચના બંને લખ્યાં છે અને કેટલાકના ખાસ મુદ્દાઓ ઉપર આલોચના માત્ર લખી છે. સમય અને સાધનોની કમીના કારણે પ્રબન્ધો ઉપર જેટલું ઐતિહાસિક અવલોકન લખી શકાય તેટલું લખ્યું નથી છતાં જે કંઈ "પ્રબન્ધપર્યાલોચન" માં લખ્યું છે તેથી ઇતિહાસ રસિકો સંતુષ્ટ થશે એવી આશા છે.

વાચકગણને પ્રાર્થના છે કે તેઓ પુસ્તક વાંચે તે પહેલાં આ 'પ્રબન્ધ-પર્યાલોચન' વાંચી લ્યે. આ ઉપરથી તેમને પ્રબન્ધની ખાસ ખાસ ઘટનાઓ સંબન્ધી ઐતિહાસિક તથ્યની સાથે ભાષાન્તરગત કેટલીક અસ્પષ્ટ વાતોનો પણ ખુલાસો મળી રહેશે.

મુ૦ કવરાડા (મારવાડ)
તા. ૧૪-૮-૩૧

મુનિ કલ્યાણવિજય





# પ્રબન્ધપર્યાલોચન.

લેખક—મુનિ કલ્યાણવિજય.

## ૧ વજ્રસ્વામી.



પ્રભાવક ચરિત્રમાં સર્વ પ્રથમ પ્રબન્ધ વજ્રસ્વામીનો છે. આચાર્ય હેમચન્દ્રસૂરિએ પોતાના પરિશિષ્ટ પર્વમાં વજ્રસ્વામી સુધીના પ્રસિદ્ધ સ્થવિરોનાં ચરિત્રો વર્ણવ્યાં છે, જ્યારે પ્રભાચન્દ્રસૂરિએ વજ્રસ્વામીથી આરંભીને તે પછીના પ્રસિદ્ધ પ્રભાવકોના પ્રબન્ધો લખ્યા છે. અહીં એક પ્રશ્ન થઇ શકે કે જ્યારે હેમચન્દ્રે વજ્રચરિત્ર લખી દીધું હતું તો પછી પ્રભાચન્દ્રે અહીં ફરી વજ્રનો પ્રબન્ધ શા માટે લખ્યો ? એના ઉત્તરમાં એમ કહી શકાય કે આચાર્ય હેમચન્દ્રે વજ્રચરિત્ર ઘણું વિસ્તૃત લખ્યું છે અને તે સિવાય આર્યરક્ષિતનું ચરિત્ર પણ તેની સાથે વર્ણવ્યું છે જ્યારે અહીં કેવલ વજ્રચરિત્ર અને તે પણ સંક્ષિપ્તમાં વર્ણવ્યું છે અને આર્યરક્ષિતનો પ્રબન્ધ જુદો લખ્યો છે.

ભગવાન્ વજ્રસ્વામીનો જન્મ આજથી ૧૯૬૨ વર્ષ પૂર્વે માલવ દેશાન્તર્ગત તુમ્બવન સંનિવેશમાં થયો હતો. પ્રભાવકચરિત્રમાં એમની ૩ વર્ષની અવસ્થામાં દીક્ષા થવાનું લખ્યું છે, એનો અર્થ એ છે કે ત્રણ વર્ષની અવસ્થામાં આચાર્યે તેને પોતાના ક્ષુલ્લક (ભાવિશિષ્ય) તરીકે સ્વીકારીને તેવા પ્રકારનો વેષ આપ્યો હશે કે જેથી તેને આહારપાણી આપવામાં હરકત ન થાય. ટીકાગ્રન્થોમાં પણ આવાજ તાત્પર્યનો ઉલ્લેખ છે કે ' ત્રણ વર્ષની અવસ્થામાં વજ્રને દીક્ષા આપી હતી પણ તેને તે વખતે સાધ્વીઓના ઉપાશ્રયમાંજ રાખ્યા હતા અને જ્યારે તે આઠ વર્ષના થયા ત્યારે સાધુઓએ તેને પોતાના સંઘાડામાં ભેળવી લીધા હતા ' યુગપ્રધાન પટ્ટાવલિયોમાં વજ્રસ્વામીનો ગાર્હસ્થ્ય પર્યાય ૮ વર્ષનો લખ્યો છે તે બરોબર જ છે. કારણકે જ્યારથી વજ્રસ્વામી આઠ વર્ષના થઇ સાધુઓની સાથે વિચરવા લાગ્યા ત્યારથીજ તેમનો દીક્ષા પર્યાય ગણવામાં આવ્યો છે.

વજ્રસ્વામીના પિતા ધનગિરિ શ્રેષ્ઠિપુત્ર હતા. એથી આ વાત સ્વતઃ સિદ્ધ છે કે

વજ્રનો જન્મ વૈશ્ય કુલમાં થયો હતો અને તે કુલનાં મનુષ્યો પરમ્પરાથી જૈન ધર્મના અનુયાયી હતાં; કારણ કે એમના બાપ અને મામાએ એમનો જન્મ થયા પૂર્વેજ જૈન દીક્ષા ગ્રહણ કરેલી હતી.

વજ્રસ્વામીને પૂર્વજન્મના જ્ઞાનથી વૈરાગ્ય ઉત્પન્ન થયો હતો અને તેજ કારણે તેમણે બાલપણામાં દીક્ષા ગ્રહણ કરી હતી.

વજ્રસ્વામીના ગુરૂ **આર્યસિંહગિરિ** આર્યસુહસ્તિની પરમ્પરાના કોટિક ગણના આચાર્ય હતા. કલ્પસ્થવિરાવલીમાં એમના મુખ્ય ૪ શિષ્યોમાં વજ્રનો નંબર આર્ય સમિતના પહેલાં લખેલો છે; પરન્તુ ચરિત્ર ગ્રન્થોમાં આર્યસમિતનો નમ્બર વજ્રની પહેલાં મલે છે, આ પાઠાન્તરનું કારણ એ જણાય છે કે વજ્રસ્વામી પાછલથી યુગપ્રધાન બન્યા હોવાથી કલ્પસૂત્રમાં તેમનો નામોલ્લેખ આર્યસમિતની પૂર્વે કર્યો છે.

વજ્રનો સમય સંયમપ્રધાન હતો. દુષ્કાલના સમયમાં વિદ્યાપિણ્ડ ભોગવવાને બદલે અનશન ગ્રહણ કરવાનું વજ્રસ્વામીના શિષ્યોએ પસંદ કર્યું હતું; એ જણાવે છે કે તે કાલમાં સંયમધર્મમાં થોડો પણ અપવાદ લગાડવાને સાધુઓ ખુશી ન હતા; સાથેજ તે સમયમાં જૈન સમાજમાં મૂર્તિપૂજાનો મહિમા છેલ્લી હદે પહોંચેલો જણાય છે. અન્ય ધર્મિઓના પ્રતિબન્ધ સામે સંયમિશિરોમણિ વજ્રસ્વામી જેવા જૈન ચૈત્યો માટે પુષ્પ નિમિત્તે કમર કસે છે અને બહુ દૂર પ્રદેશથી પુષ્પો લાવીને શ્રાવક વર્ગની ઇચ્છા પૂર્ણ કરે છે, એ બધું બતાવે છે કે તે કાલમાં ચૈત્યપૂજાનું કાર્ય એક મહાન્ ધર્મનું અંગ મનાવા લાગી ચુકયું હતું અને જો ઉંડું ઉતરીને જોઇયે તો વજ્રની આ પ્રવૃત્તિનું આલંબન લઇને જ પાછલના આચાર્યો ધીમે ધીમે ચૈત્ય સંબન્ધી સાવદ્ય કાર્યોમાં પ્રવૃત્ત થયા હતા. આવસ્યક નિર્યુક્તિ-ભાષ્ય ઉપરથી સ્પષ્ટ જણાય છે કે, ચૈત્યવાસિયો વજ્રના આ દૃષ્ટાન્તથી સંયમધારિયોને પણ દ્રવ્ય પૂજા કરવાનો ઉપદેશ કરતા હતા અને પોતાનાં સાવદ્ય કર્તવ્યોનો બચાવ કરતા હતા.

વજ્રસ્વામીના સમય સુધી સાધુઓ પ્રાયઃ વનમાં રહેતા અને ગૃહસ્થોના પરિચયથી દૂર રહેતા હતા.

વજ્રસ્વામીના સમયની સ્થિતિ બહુ સારી નહિ ગણાય; ઉપરાઉપરી બધે બાર દુકાલી પડવાથી દેશની ખાસ કરીને ઉત્તર હિન્દુસ્થાનની પ્રજા અસ્તવ્યસ્ત થઇ ગઇ હતી. ઉત્તર અને મધ્ય ભારતવર્ષની ઘણી વસતિ તે સમયમાં દક્ષિણ ભારત તરફ વલી હતી. જૈન સંઘની દશા પણ બહુ સારી ન હતી. દુષ્કાલની અસરોથી શ્રુતની પઠન પાઠન પ્રવૃત્તિ મંદ થઇ રહી હતી; ખરૂં જોતા સંઘની સ્થિતિ અસ્તાભિમુખ હતી.

વજ્રસ્વામીનું મુખ્ય વિહારક્ષેત્ર માલવો, મગધ મધ્યહિન્દુસ્થાન અને વરાડ હતું. એ ઉપરાન્ત એકવાર દુષ્કાલના સમયમાં સંઘની સાથે તેઓ પુરી ( જગન્નાથપુરી ) સુધી પણ ગયા હતા.

વજ્રસ્વામીની મુખ્ય પ્રવૃત્તિ ધર્મોપદેશ અને શ્રુત પાઠન હતું, એમના શિષ્યો ઉપરાન્ત પ્રસિદ્ધ અનુયોગધર **આર્યરક્ષિતે** એમનીજ પાસે પૂર્વશ્રુતનો અભ્યાસ કર્યો હતો.

વજ્રસ્વામીએ કોઇ ગ્રન્થો, પ્રકરણની રચના કરી હતી કે નહિ તે જાણવામાં આવ્યું નથી; પણ તેમણે આચારાંગસૂત્રના મહાપરિજ્ઞાધ્યયનમાંથી આકાશગામિની વિદ્યાનો ઉદ્ધાર કર્યાનો ઉલ્લેખ શાસ્ત્રમાં મલે છે. એ સિવાય વજ્રસ્વામીના સંબન્ધમાં મહત્વનો ઉલ્લેખ મહાનિશીથસૂત્રના ત્રીજા અધ્યયનમાં મલે છે; જેનો સાર એ છે કે પૂર્વે પંચમંગલ મહાશ્રુતસ્કન્ધ ( પંચ નમસ્કાર ) પૃથક્ સૂત્ર હતું એની ઉપર ઘણી નિર્યુક્તિઓ, ઘણાં ભાષ્યો અને ઘણી ચૂર્ણિયો હતી, પણ કાલદોષથી તેનો હ્રાસ થતો ગયો, એ પછી મહર્દ્ધિ પ્રાપ્ત પદાનુસારી શક્તિવાલા દ્વાદશાંગ ધારી વજ્રસ્વામી થયા જેમણે આ પંચમંગલ પણ શ્રુતસ્કન્ધને મૂલ સૂત્રોમાં લખ્યું. આ ઉપરથી જણાય છે કે નમસ્કારસૂત્ર પૂર્વે સ્વતન્ત્ર સૂત્ર હતું; પણ વજ્રસ્વામીએ સૂત્રોના આરંભમાં ગોઠવ્યા પછી આજ પર્યન્ત તે સૂત્રોના આરંભ મંગળતરીકે સૂત્રોની સાથે જ જોડાએલ છે.

વજ્રસ્વામીએ બીજા દુર્ભિક્ષની શરૂઆતમાં એક પર્વતપર જઇને અનશનપૂર્વક દેહત્યાગ કર્યો હતો. દેહત્યાગ પછી ઇન્દ્રે ત્યાં આવી પોતાના રથ સાથે પ્રદક્ષિણા કરી હતી અને તે કારણથીજ તે પર્વતનું નામ ' રથાવર્ત પર્વત ' પડ્યું હતું. રથાવર્ત પર્વત જૈનોનું એક પ્રસિદ્ધ તીર્થ હતું, આ પર્વત સંભવતઃ દક્ષિણ માલવામાં વિદિશા ( ભેલસા ) ની પાસે હતો. આચારાંગ નિર્યુક્તિમાં પણ આનો તીર્થ તરીકે ઉલ્લેખ થયો છે. હવે જો વજ્રસ્વામીના સ્વર્ગવાસ પછી જ આ નામ પ્રસિદ્ધિમાં આવ્યું હોય તો આનો અર્થ એટલોજ થાય કેઃ—रहावत्तनगं આવો ઉલ્લેખ કરનારી આચારાંગ નિર્યુક્તિની રચના વજ્ર સ્વામી પછી થઇ છે, અને જો આચારાંગ નિર્યુક્તિને શ્રુતકેવલી ભદ્રબાહુ કર્તૃક માનવામાં આવે તો ' રથાવર્ત ' એ નામ ' વજ્રસ્વામી ' ના સ્વર્ગવાસના સમયથી નહિ પણ તે પૂર્વનું છે એમ માનવું જોઇએ.

વજ્રસ્વામીના આયુષ્ય કે સ્વર્ગવાસના સમયના સંબંધમાં ચરિત્રકારે કંઇ પણ ઉલ્લેખ કર્યો નથી, પણ યુગપ્રધાન પટ્ટાવલિયોમાં એ બધી વાતોનો ખુલાસો કરેલો છે. વજ્ર પ્રથમ ઉદયના ૧૮ મા યુગપ્રધાન હતા, એમનું કુલ આયુષ્ય ૮૮ વર્ષનું હતું, જેમાંના ૮ વર્ષ ગૃહપર્યાયમાં, ૪૪ વર્ષ સામાન્ય શ્રામણ્ય પર્યાયમાં અને ૩૬ વર્ષ યુગ પ્રધાનત્વ પર્યાયમાં વ્યતીત થયાં હતા. નિર્વાણ સંવત ૪૯૬ ( વિક્રમ સં. ૨૬ માં વજ્રનો જન્મ, નિ૦ સં૦ ૫૦૪ (વિ૦ સં૦ ૩૪) માં દીક્ષા, નિ૦ સં૦ ૫૪૮ ( વિ૦ સં૦ ૭૮ ) માં યુગપ્રધાનપદ અને નિ૦ સં૦ ૫૮૪ ( વિ૦ સં૦ ૧૧૪ ) માં અંતિમ દશપૂર્વધરનો સ્વર્ગવાસ થયો હતો. વજ્રના પ્રબંધના પરિશિષ્ટરૂપે વજ્રસેન અને જે હકીકત નાગેન્દ્રાદિ ચાર શિષ્યોની આમાં લખી છે તે જરા વિચારણીય છે; કારણકે કલ્પ સ્થવિરાવલીમાં વજ્રસેનના ૪ શિષ્યો લખ્યા છે ખરા પણ તેમનાં નામ ૧ આર્યનાઇલ, ૨ આર્યપોમિલ, ૩ આર્યજયન્ત અને ૪ થો આર્યતાપસ એ પ્રમાણે લખ્યાં છે. આમાંનું નાઇલ નામ તો કદાચ નાગેન્દ્રનું પૂર્વ રૂપ માની લઇયે પણ બાકીનાં ત્રણ નામોનો મેળ મલતો નથી. વળી નાઇલાદિ ૪ થી ૪ તે તે નામની શાખાઓ નીકલ્યાની સૂચના કલ્પ સ્થવિરાવલી કરે છે, જ્યારે પ્રભાવક ચરિત્રકાર આ નાગેન્દ્રાદિ શિષ્યોના નામોથી ગચ્છો પ્રસિદ્ધ થયાનું જણાવે છે. અને વધારેમાં લખે છે કે આ ચારે આચાર્યોની

મૂર્તિઓ હજી સુધી સોપારકમાં પૂજાઇ રહી છે. આ ઉપરથી એટલું તો જણાય છે કે નાગેન્દ્ર આદિની હકીકત સૂત્ર સ્થવિરાવલિયોમાં ન હોવા છતાં છે બહુપુરાણી, એથી માતો કલ્પ સ્થવિરાવલીવાલાં નાઇલાદિ નામો નાગેન્દ્ર આદિનાં જ નામાન્તરો હોય અને નહિતો નાગેન્દ્રાદિ નાઇલાદિથી ભિન્ન વ્યક્તિઓ હશે અને દીક્ષાપર્યાયમાં સહુથી છોટા હોવાથી તેમનાં નામો કલ્પસ્થવિરાવલીમાં નહિ લખાયાં હોય; ગમે તેમ હોય પણ નાગેન્દ્રાદિની સત્તા ઐતિહાસિક હોવામાં તો શંકા જેવું નથી, પણ એમનાથી ગચ્છો નિકલવા સંબંધી હકીકત બરાબર જણાતી નથી, એમનાથી ગચ્છો તો નહિ પણ કુલો પ્રસિદ્ધ થયાં હતા એમ કહીયે તો વાંધા જેવું નથી. વિક્રમના અગ્યારમા સૈકા સુધી એ નામના કુલો જૈન શ્રમણ સંઘમાં પ્રચલિત હતાં, પણ તે પછી તે કુલોએ 'ગચ્છ' નું નામ ધારણ કર્યું હતું.

દેવર્દ્ધિગણિક્ષમાશ્રમણે નન્દીસ્થવિરાવલીમાં 'નાઇલ કુલવંશ' નો ઉલ્લેખ કર્યો છે. આચારાંગદિના પ્રસિદ્ધ ટીકાકાર શીલાચાર્ય પોતાને નિર્વૃતિ કુલીન જણાવે છે અને ઉપમિતિ ભવપ્રપંચા કથાકાર સિદ્ધર્ષિ પણ ઉક્ત કથાની પ્રશસ્તિમાં પોતાના પ્રગુરુ સૂરાચાર્યને નિર્વૃત્તિકુલોદ્ભૂત' લખે છે. પ્રસિદ્ધ આચાર્ય હરિભદ્ર પોતાના ગ્રંથોમાં પોતાના ગુરૂ જિનદત્તસૂરિને 'વિદ્યાધર કુલતિલક' લખે છે એટલું જ નહિ પણ વિક્રમ સંવત ૧૦૬૪ માં શત્રુંજય ઉપર એક માસનું અનશન કરીને સ્વર્ગે જનાર 'સંગમ' નામના સિદ્ધ મુનિને પ્રાચીન પુણ્ડરીકના લેખમાં 'વિદ્યાધર કુલનભસ્તલ મૃગાંક' લખ્યા છે.

વિક્રમની અગ્યારમી સદીમાં શાંતિસૂરિ, બારમી સદીમાં અભયદેવસૂરિ અને તે પહેલાં પછીના બીજા અનેક ગ્રંથકારોએ પોતાના ગ્રન્થોમાં ચંદ્રકુલના ઉલ્લેખો કર્યા છે.

ઉપરના ઉલ્લેખોનો વિચાર કરતાં જણાશે કે અગ્યારમા સૈકા સુધી તો નાગેન્દ્ર, નિર્વૃતિ, વિદ્યાધર અને ચન્દ્ર નામના કુલો જ પ્રસિદ્ધ હતાં તથા તે પછી ધીરેધીરે એ કુલો ગચ્છના નામથી પ્રસિદ્ધ થયાં હતાં, એજ કારણ છે કે પ્રભાચંદ્રસૂરિ ઉક્ત નામના ગચ્છો પ્રસિદ્ધ થયાનું જણાવે છે.

પ્રબન્ધની સમાપ્તિમાં ગ્રન્થકાર પોતાને ચન્દ્રપ્રભસૂરિના પટ્ટધર તરીકે ઓળખાવે છે અને પોતે શ્રી રામ અને લક્ષ્મીના પુત્ર છે એમ જણાવે છે. તે પછી ગ્રન્થના નામનો અને એના સંશોધક પ્રદ્યુમ્નસૂરિનો ઉલ્લેખ કરે છે અને એજ હકીકત પ્રત્યેક પ્રબન્ધના અન્તમાં પણ જણાવી છે. માત્ર પ્રબન્ધનું નામ અને સંખ્યા બદલે છે; એ ઉપરાન્ત તેઓ પ્રત્યેક તો નહિ પણ એકાન્તરિત પ્રબન્ધોની સમાપ્તિ પછી આ ગ્રન્થમાં સંશોધક પ્રદ્યુમ્નસૂરિની સ્તુતિ કરે છે. આ પ્રબન્ધને અન્તે પણ પ્રદ્યુમ્નસૂરિની સ્તુતિ છે અને તેમાં અષ્ટાપદ, વિમલગિરિ, (શત્રુંજય) તારણ (તારંગા) અપાપા (પાવા) સ્તંભન (થાંભણાં) ઉજ્જયંત, (ગિરનાર) ચારૂપ (ચારૂપ) અર્બુદ (આબુ) આ આઠ તીર્થોની શ્લેષમાં ઉપમા આપીને તેમનું વર્ણન કર્યું છે. આ ઉપરથી તે સમયમાં પ્રસિદ્ધ તીર્થોનો ખ્યાલ આવે છે.



## ૨ આર્યરક્ષિત.





આર્યરક્ષિત માલવાન્તર્ગત દશપુર (મંદસોર)ના રાજા ઉદાયનના ગ્રાસભોગી પુરોહિત સોમદેવના પુત્ર હતા. એ ૨૨ વર્ષની વયમાં પાટલીપુત્ર (પટના) માં બ્રાહ્મણ ધર્મના શાસ્ત્રોનો અભ્યાસ કરીને ઘરે આવ્યા હતા. એમના આગમનથી આખું નગર ખુશી થયું પણ એમની માતા રૂદ્રસોમા કે જે જૈનધર્મની ઉપાસિકા હતી એ બહુ ખુશી થઇ નહિ. આનું કારણ આર્યરક્ષિતે જાણ્યું અને તે બીજે જ દિવસે તોસલિપુત્ર નામના જૈન આચાર્ય પાસે જૈન પૂર્વશ્રુતનો અભ્યાસ કરવા ગયા, જૈન દીક્ષા સિવાય જૈન સૂત્રનું અધ્યયન ન થઇ શકે એમ જાણી આર્યરક્ષિતે જૈન દીક્ષા ગ્રહણ કરી અને શાસ્ત્રનો અભ્યાસ શરૂ કર્યો, ગુરૂ પાસે જેટલું શ્રુતજ્ઞાન હતું તે બધું ભણીને તે પછી તેઓ આગળ ભણવા સારૂ વજ્રસ્વામી પાસે ઉજ્જયની ગયા. ત્યાં પ્રથમ વજ્રના વિદ્યાગુરૂ ભદ્રગુપ્તસૂરિને ઉપાશ્રયે જઇને તેમના અનશનની આરાધના કરાવી અને તે પછી વજ્રસ્વામી પાસે જઇને સાડાનવ પૂર્વનો અભ્યાસ કર્યો. તે દરમિઆન તેમનો છોટો ભાઇ ફલ્ગુરક્ષિત પણ ત્યાં આવ્યો અને તેને પણ આર્યરક્ષિતે જૈન દીક્ષા આપીને પોતાની પાસે રાખ્યો એ પછી કાલાન્તરે તેઓ વજ્રસ્વામીની આજ્ઞા લઇને દશપુર ગયા અને ત્યાં પોતાના માતા પિતા અને અન્ય કુટુંબી જનોને પણ જૈનધર્મમાં દીક્ષિત કર્યા.

પુરોહિત સોમદેવનો આશ્રયદાતા 'ઉદાયન' કોણ હતો તે જાણી શકાયું નથી. શોધક વિદ્વાનોએ એ વિષયની શોધ કરવી જોઇએ.

આર્યરક્ષિતની માતા જૈનધર્મની પરમ ઉપાસિકા હતી એ ઉપરથી જણાય છે કે તે સમયમાં ગમે તે જાતિના મનુષ્યો પોતાની જાતિમાં રહીને જૈનધર્મનું પાલન કરી શકતા હતા.

આર્યરક્ષિતે કુમારાવસ્થામાં માતા પિતાની આજ્ઞા સિવાય દીક્ષા લીધી તે બાબતમાં પ્રભાવક ચરિત્રકારે કંઇ પણ ટીકા કરી નથી, પણ અન્ય ગ્રન્થકારો આ સંબન્ધમાં લખે છે કે આર્યરક્ષિતની દીક્ષા તે મહાવીરના શાસનમાં પહેલી શિષ્ય નિષ્ફેટા (ચોરી) છે. આજ કાલ જેઓ કહે છે કે ૧૬ વર્ષથી નીચેની વયવાળાને દીક્ષામાં આજ્ઞાની જરૂર છે, ઉપરનાને નહિ, તેઓ વિચારે કે ૨૨ વર્ષની અવસ્થામાં વગર રજાએ થયેલી આર્યરક્ષિતની દીક્ષાને શિષ્યચોરી કેમ કહી હશે ?

આર્યરક્ષિત કે એમના ગુરૂની ગણ, કુલ કે શાખાનો ક્યાંય પણ નિર્દેશ થયો જણાતો નથી પણ એટલું તો નિશ્ચિત છે કે તેઓ આર્યસુહસ્તીની પરમ્પરાના સ્થવિર હતા.

આર્યરક્ષિતના સમય સુધી સંયમ પ્રવૃત્તિ નિરપવાદ હતી, સાધુઓમાં વસ્ત્ર–પાત્રનો પરિગ્રહ પરિમિત હતો, ચોલપટ્ટાદિ જરૂરી ઉપકરણો જરૂરતના સમયમાં જ ઉપયોગમાં લેવાતા હતાં, આમ આર્યરક્ષિતનાં પિતાના સંભાષણો ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. સોમદેવ બીજાં ગાર્હસ્થ્ય ચિન્હો છોડવાને તૈયાર થઇ જાય છે પણ નીચેનું વસ્ત્ર બદલવાને તે તૈયાર થતા નથી, તે કહે છે " नग्नैः शक्यं किमुस्यातुं स्वीयात्मजसुतापुरः" અર્થાત્ પોતાના પુત્ર પુત્રિયોની આગળ નગ્ન કેમ રહેવાય ? વલી શ્રાવકના છોકરાઓ તેમનો આ ગૃહસ્થોચિત વેષ જોઇ વન્દન નથી કરતા તે ઉપર સોમદેવ કહે છે—"नग्नो न स्यामहं यूयं मा वन्दध्वं सपूर्वजाः" અર્થાત્ 'હું નગ્ન નહિ થાઉં, ભલે તમે અને તમારા પૂર્વજો કોઇ પણ વન્દન ન કરો' એ ઉપરથી જણાશે કે તે વખતે વસ્ત્ર પરિધાન કારણ પ્રસંગે જ થતું હશે, જેવો કે પ્રાચીન શાસ્ત્રોનો આદેશ છે.

આમ છતાં પણ એટલું તો કહેવું પડશે કે સાધુઓમાં કંઇક શિથિલતા પ્રવેશવા લાગી હતી અને તેથી આર્યરક્ષિતજીને સમયનો વિચાર કરી કઠોર નિયમો કંઇક મંદ કરવા પડયા હતા એનું એક ઉદાહરણ 'માત્રક' રાખવાના આદેશ સંબન્ધી છે. એટલે કે પૂર્વે એક સાધુને કેવલ એક જ પાત્ર રાખવાનું વિધાન હતું, પણ તેથી સાધુઓને કંઇક અડચણ પડતી હશે તેથી આર્યરક્ષિતસૂરિએ સાધુઓને વર્ષાઋતુના ૪ માસ માટે પાત્ર ઉપરાંત એક માત્રક ( છોટું પાત્ર ) રાખવાની આજ્ઞા આપી હતી. જેનું વિસ્તૃત વર્ણન વ્યવહારસૂત્રના આઠમા ઉદ્દેશકની ચૂર્ણિમાં આપેલું છે. આથી જણાય છે કે આર્યરક્ષિતનો સમય સંયમ પ્રધાન હતો છતાં કંઇક સગવડતાનો વિચાર પણ તે વખતે થતો હતો.

આર્યરક્ષિતનો સમય અવનત્યભિમુખ હતો. એનું બીજું ઉદાહરણ સાધ્વિયોનો આલોચના દેવાનો અધિકાર રદ થવો તે છે, એટલે કે આર્યરક્ષિતની પૂર્વે સાધુઓ સાધુઓની પાસે આલોચના લેતા તેમ સાધ્વિયો સાધ્વિયોની પાસે આલોચના–પ્રાયશ્ચિત લેતી હતી, પણ આર્યરક્ષિતથી સાધ્વિયોનો એ અધિકાર રદ થયો અને સાધુઓની માફક સાધ્વિઓને પણ સાધુઓની પાસે આલોચના કરવાનું ઠર્યું.

ત્રીજો અને સૌથી મ્હોટો ફેરફાર આર્યરક્ષિતજીના સમયમાં અનુયોગ પૃથકત્વનો થયો, વજ્રપર્યન્ત ધર્મકથાનુયોગ, ચરણકરણાનુયોગ, દ્રવ્યાનુયોગ અને ગણિતાનુયોગ એ ચારે અનુયોગો સાથે જ ચાલતા હતા; પણ અધ્યાપક વિંધ્યની પ્રાર્થનાથી આર્યરક્ષિતે આ ચ્યારે અનુયોગો જુદા કર્યાં જે આજ સુધી તેવી જ રીતે જુદા છે. આ બધાં પરાવર્તનો જેવાં તેવાં નથી, આ પરાવર્તનો જબર્દસ્ત સંયોગોમાં કરવાં પડયાં હશે અને એ ઉપરથી તત્કાલીન પરિસ્થિતિ કેવી હશે તે જાણવું મુશ્કેલ નથી, ખરૂં જોતાં આર્યરક્ષિત એક યુગપ્રવર્તક પુરૂષ હતા. પ્રાચીન શ્રમણ સંસ્કૃતિનો હ્રાસ અને નવીન આચાર પદ્ધતિનો પ્રારંભ આર્યરક્ષિતના શાસનકાલમાં જ થવા માંડયો હતો એમ કહેવામાં ભાગ્યે જ વાંધા જેવું હોય. આર્યરક્ષિતનું મુખ્ય વિહારક્ષેત્ર માલવદેશ હતું અને એ ઉપરાન્ત તેઓ મથુરા તરફ તેમજ મધ્યહિન્દુસ્થાનના બીજા દેશોમાં પણ વિચર્યા હતા.

આર્યરક્ષિત ૧૯ મા યુગપ્રધાન હતા. વાલ્લભીયુગપ્રધાન પટ્ટાવલીને અનુસારે એમનું સંપૂર્ણ આયુષ્ય ૭૫ વર્ષનું હતું. જેમાંના ૨૨ વર્ષ ગૃહમાં, ૪૪ સામાન્ય શ્રામણ્યમાં અને ૧૩ વર્ષ યુગપ્રધાનત્વપર્યાયમાં વ્યતીત થયા હતા. એમનો જન્મ નિર્વાણ સંવત ૫૨૨ (વિ. સં. ૫૨) દીક્ષા નિ. સં. ૫૪૪ (વિ. સં. ૭૪) માં, યુગપ્રધાનપદ નિ. સં. ૫૮૪ (વિ. સં. ૧૧૪) માં અને સ્વર્ગવાસ નિ. સં. ૫૯૭ (વિ. સં. ૧૨૭) માં થયો હતો, પણ માથુરી વાચનાને અનુસારે આર્યરક્ષિતનો સ્વર્ગવાસ નિ. સં. ૫૮૪ માં સિદ્ધ થાય છે. આ મતાન્તર માથુરી અને વાલ્રભી આ બે વાચનાઓ વચ્ચેના ૧૩ વર્ષના મતભેદનું પરિણામ છે. આ મતભેદનું બીજ અને એનું સમાધાન કેવી રીતે થાય છે તે જાણવું હોય તો '**વીરનિર્વાણ સંવત ઔર જૈન કાલગણના**' નામનું અમારૂં હિન્દીભાષાનું પુસ્તક વાંચવું, અહીંઆ ચર્ચા કરીને બહુ વિસ્તાર કરવાનો અવસર નથી.

આર્યરક્ષિતે પોતાની પાટ પર પુષ્પમિત્રને બેસાડીને તેને શિક્ષા આપતાં કહેલું કે—'મ્હારા મામાં, ભાઇ અને પિતાને વિષે મ્હારી જેવું વર્તન રાખવું' બીજી તરફ પોતાના પિતા અને ભાઇ વિગેરેને પણ તેમણે શીખામણ આપેલી. આથી જણાય છે કે આર્યરક્ષિતનો સ્વર્ગવાસ થયો ત્યાં સુધી તેમના પિતા સોમદેવ જીવિત હતા. નિશીથસૂત્રના પહેલા ઉદ્દેશાની ચૂર્ણિમાં આર્યરક્ષિતના પિતાને વદ્ધાવસ્થાના દીક્ષિત લખ્યા છે; શાસ્ત્રના નિયમ પ્રમાણે ૬૦ વર્ષથી ઉપરની અવસ્થાવાલાને 'વૃદ્ધ' કહી શકાય. આ બધો વિચાર કરતાં સોમદેવ લગભગ ૧૦૦ વર્ષથી અધિક જીવ્યા હશે એમ જણાય છે; કારણ કે આર્યરક્ષિત દીક્ષા લઈ પૂર્વભણીને આવ્યા હશે ત્યાંસુધી તેમની અવસ્થા ૩૨ વર્ષની આસપાસ હશે અને ત્યારે સોમદેવે ૬૦–૬૨ વર્ષ ઉપરની અવસ્થામાં દીક્ષા લીધી હોય તો સોમદેવ આર્યરક્ષિતથી ૩૦–૩૨ વર્ષે મ્હોટા ગણાય, આર્યરક્ષિતે ૭૫ વર્ષનું આયુષ્ય પૂરૂં કર્યું ત્યાંસુધી સોમદેવ જીવિત હતા એનો અર્થ એજ થાય કે સોમદેવ ઓછામાં ઓછું ૧૦૦ વર્ષથી વધારે જીવ્યા હતા.

આર્યરક્ષિતનો સ્વર્ગવાસ ક્યાં થયો તે ચરિત્રમાં જણાવ્યું નથી પણ સંભવ પ્રમાણે તેઓ દશપુર નગરમાં જ સ્વર્ગવાસી થયા હશે.



# ૩ આર્યાનન્દિલ.



પ્રબન્ધમાં નામ આર્યનન્દિલ લખ્યું છે. તેમજ કેટલીક સ્થવિરાવલીઓમાં પણ એમનું નામ 'નન્દિલ' જ જણાવ્યું છે, પણ નન્દિની મૂલ સ્થવીરાવલીમાં અને એમના જ રચેલા વૈરુટ્યાસ્તવમાં 'अज्ञानन्दिल' એવો ઉલ્લેખ હોવાથી હું એમનું ખરૂં નામ 'આર્ય આનન્દિલ' ગણું છું અને એજ કારણથી શીર્ષકમાં 'આર્યાનન્દિલ લખ્યું છે.

આર્યાનન્દિલ આર્યરક્ષિતના શિષ્ય અથવા તો શિષ્યના શિષ્ય હશે; કારણકે એમને ચરિત્રકારે સાડાનવપૂર્વધારક અને 'આર્યરક્ષિતવંસ્ય' લખ્યા છે. જો કે છાપેલ નન્દીસ્થવિરાવલીમાં અને મેરૂતુંગસૂરિ વ્યાખ્યાન સ્થવિરાવલીમાં એમનો ઉલ્લેખ આર્યમંગૂની પછી અને નાગહસ્તીની પહેલાં કર્યો છે; પણ મૂલનન્દીસ્થવિરાવલીમાં એમનું સ્થાન આર્યરક્ષિત પછી બતાવ્યું છે. જો મેરૂતુંગની સ્થવિરાવલી અને નન્દીની મુદ્રિત સ્થવિરાવલીને યથાર્થ માનીને આર્યઆનન્દિલને મંગૂના અનન્તર ભાવી સ્થવિર માનીયે તો એમનું આર્યરક્ષિત વંશ્યત્વ સાબિત થાય તેમ નથી. કેમકે આર્યમંગૂના યુગપ્રધાનત્વનો સમય નિ. સં. ૪૫૧ થી ૪૭૭ સુધીનો હતો, જ્યારે આર્યરક્ષિતનો સમય નિ. સં. ૫૪૪ થી ૫૯૭ સુધીમાં હતો, આ દશામાં જો આર્યઆનન્દિલને મંગૂના પટ્ટધર માનીયે તો તેમનો સમય આર્યરક્ષિતની પૂર્વે લગભગ ૧૦૦ વર્ષ ઉપર આવે છે અને આવી રીતે તેઓ આર્યરક્ષિતના વંશ જ નહીં પણ પૂર્વજ ઠરે છે, પણ પ્રબન્ધમાં એમને આર્યરક્ષિતના વંશજ લખ્યા છે અને એ લખવું સંભવિત પણ છે. તેથી એ મંગૂના પટ્ટધર નહીં પણ માથુરી યુગપ્રધાન પટ્ટાવલીને અનુસારે તે આર્યરક્ષિત પછીના યુગપ્રધાન સ્થવિર હતા એમ માનવું વધારે સયુક્તિક છે અને આવી રીતે આર્યરક્ષિતના પૃષ્ઠભાવી ગણતાં એમનો સત્તાસમય નિ૦ સં૦ ૫૯૭ પછીનો ઠરે છે.

પ્રબન્ધમાં આર્યાનન્દિલનો માત્ર એટલો જ ચરિત્ર સંબંધ છે કે તેમણે 'વૈરૂટ્યા' નામની એક બાઇને ક્ષમા ધર્મનો ઉપદેશ આપીને સુખી બનાવી, તે બાઇ મરીને ધરણેન્દ્ર નાગરાજની તેજ નામની દેવી થઇ.

આર્યાનન્દિલસૂરિની આજ્ઞાકારિણી થઇ એટલુંજ નહિ પણ આઠ નાગકુલો પણ આ મહાત્માને આજ્ઞાધીન થયાં, અને આર્યાનંદિલે વૈરુટ્યાસ્તવની રચના કરી. વૈરુટ્યા કોણ હતી ? તેને શું દુઃખ હતું અને ક્ષમા રાખવાથી કેવી રીતે તે દુઃખમુક્ત થઇ ઇત્યાદિ હકીકત આ પ્રબન્ધમાં વિસ્તારથી જણાવી છે. વાસ્તવમાં આ પ્રબન્ધને આર્યાનન્દિલ પ્રબન્ધ કહેવા કરતાં વૈરુટ્યા—પ્રબન્ધ કહેવો વધારે ઉપયુકત ગણાય.

આ પ્રબન્ધમાં એક સાથે આવતાં 'પદ્મિનિખંડપત્તન, પદ્મપ્રભરાજા, પદ્માવતી રાણી, પદ્મદત્તશ્રેષ્ઠી, પદ્મયશા ભાર્યા, પદ્માભિધ પુત્ર આ બધા પકારાદિ નામો ઐતિહાસિક હશે કે કવિકલ્પિત તે જાણવું અશક્ય છે.

# ૪ કાલકાચાર્ય.



જૈન શાસ્ત્રો અને સ્થવિરાવલિયો ઉપરથી ઓછામાં ઓછા ત્રણ કાલકાચાર્યોનું અસ્તિત્વ સિદ્ધ થયું છે અને એથી પણ વધારે સંખ્યામાં એ નામના આચાર્ય થયા હોય તો નવાઇ જેવું નથી. જેમ કાલકાચાર્યો અનેક થયા છે તેમ કાલકના નામની સાથે જોડાયેલી ઘટનાઓ પણ જૈન શાસ્ત્રોમાંથી અનેક મળી આવે છે. આજસુધીમાં કાલકાચાર્યના નામની સાથે સંકળાયેલી નીચે પ્રમાણે ૭ ઘટનાઓ જાણવામાં આવી છે.

૧ દત્તરાજાની આગળ યજ્ઞના ફલ કથન સંબન્ધી.

૨ ઇન્દ્રની પાસે નિગોદના વ્યાખ્યાન સંબન્ધી.

૩ આજીવકો પાસે નિમિત્ત પઠન સંબન્ધી.

૪ અનુયોગ નિર્માણ સંબન્ધી.

૫ ગર્દભિલ્લોચ્છેદ સંબન્ધી.

૬ ચતુર્થી પર્યુષણા કરણ સંબન્ધી.

૭ અવિનીત શિષ્ય પરિત્યાગ સંબન્ધી.

આમાંની પહેલી ઘટનાનું વર્ણન આવશ્યક ચૂર્ણિમાં કરેલું છે અને આ ઘટનાનો સંબન્ધ ઘણે ભાગે પ્રથમ કાલકની સાથે છે કે જેઓનો સત્તાસમય વીર નિ૦ સં૦ ૩૦૦ થી ૩૭૬ સુધીનો હતો. અને કદાચ એ ઘટના પ્રસ્તુત ત્રણે કાલકથી ભિન્ન કોઇ અન્ય કાલકની સાથે સંબન્ધ ધરાવતી હોય તો પણ અસંભવિત નથી. બીજી ઘટના સ્થવિરાવલીના ઉલ્લેખ પ્રમાણે તો ઉપર્યુક્ત પ્રથમ કાલકની સાથે જ સંબન્ધિત છે, પણ ઉત્તરાધ્યયન નિર્યુક્તિના લેખ પ્રમાણે આ ઘટનાનો સંબન્ધ નિ૦ સં૦ ૪૫૩ ની આસપાસ થયેલ બીજા કાલકની સાથે છે; આ ઘટનાનું વર્ણન કથાવલી આદિ ગ્રન્થોમાં આપેલું છે.

ત્રીજી ઘટનાનો ઉલ્લેખ પંચકલ્પચૂર્ણિમાં છે.

ચોથી ઘટનાનું વર્ણન પંચકલ્પચૂર્ણિ તથા પ્રકીર્ણક ગાથાઓમાં છે.

પાંચમી ઘટનાનું વર્ણન નિશીથચૂર્ણિ, વ્યવહારચૂર્ણિ, કથાવલી અને કાલક કથાઓમાં મળે છે.

છઠ્ઠી ઘટનાનું વૃત્તાન્ત નિશીથચૂર્ણિ કથાવલી આદિમાં મળે છે.

સાતમી ઘટનાનું વર્ણન આવશ્યકચૂર્ણિ, કલ્પચૂર્ણિ અને કથાવલી આદિમાં કરેલું છે.

ઉપરની ત્રીજીથી સાતમી સુધીની પાંચે ઘટનાઓનો સંબન્ધ ઉપર્યુક્ત બીજા કાલકની સાથે છે.

ઉપર્યુક્ત ઘટનાઓ પૈકી પ્રસ્તુત પ્રબન્ધમાં માત્ર ૫ મી ૬ ઠી અને ૭ મી આ ત્રણ ઘટનાઓનું વર્ણન આપેલું છે. ૩ જી અને ૪ થી એ બે ઘટનાઓ પ્રાયઃ અપ્રસિદ્ધ છે અને ૨ જી ઘટનાનો અતિ દેશમાત્ર કર્યો છે અને ૧ લી ઘટના અન્યકાલક સંબન્ધી જાણીને છોડી દીધી લાગે છે. આ બધી ઘટનાઓ પૈકી કઇ ઘટના કયા સમયમાં બની તે સંબન્ધી ઉહાપોહ અમોએ અમારા "વીરનિર્વાણ સંવત્ ઔર જૈન કાલગણના" તથા "આર્યકાલક" નામના નિબન્ધોમાં કર્યો છે અને પરિણામે જે સમયની અટકળ કરી છે તે વાંચકોને અવલોકવા નિમિત્તે નીચે આપીયે છીયે—

૧ યજ્ઞફલ નિરૂપણ—નિ૦ સં૦ ૩૦૦ થી ૩૩૫ સુધીમાં.
૨ નિગોદ વ્યાખ્યાન—નિ૦ સં૦ ૩૩૬ થી ૩૭૬ સુધીમાં.
૩ નિમિત્ત પઠન—૪૫૩ ની પહેલાં પાંચ-દશ વર્ષ ઉપર.
૪ અનુયોગ નિર્માણ—૪૫૩ ની પૂર્વે.
૫ ગર્દભિલ્લોચ્છેદ—૪૫૩ ના વર્ષના અન્તે.
૬ ચતુર્થી પર્યુષણા—૪૫૭ અને ૪૬૫ ની વચમાં.
૭ અવિનીત શિષ્યત્યાગ—૪૫૭ પછી અને ૪૬૫ ની પહેલાં.

આટલું પ્રાસંગિક વિવેચન કરી હવે પ્રસ્તુત પ્રબન્ધ ઉપર આવીયે.

કાલકાચાર્ય ધારાવાસનગરના રાજા વીરસિંહના પુત્ર અને ભરૂચના રાજા બલમિત્ર ભાનુમિત્રના મામા હતા અને એમનાં સર્વ કામો ક્ષત્રિયોચિત હતાં; એ બધી વાતોનો વિચાર કરતાં એઓ જાતિના ક્ષત્રિય હશે એમાં કંઇ શંકા જેવું નથી.

કાલકે જૈન આચાર્ય ગુણાકરના ઉપદેશના પરિણામે કુમારાવસ્થામાં જ જૈન દીક્ષા ગ્રહણ કરી હતી, એટલું જ નહિ પણ એમની બ્હેન સરસ્વતીએ પણ તે જ માર્ગનું અનુસરણ કર્યું હતું કે જેના નિમિત્તે ગર્દભિલ્લોચ્છેદવાલી ઘટના બનવા પામી હતી.

પ્રસ્તુત પ્રબન્ધકારે કાલકની મદદે આવેલ ૯૬ શક રાજાઓને શાખિદેશથી આવ્યા બતાવ્યા છે, પણ ખરી રીતે તેઓ ઇરાનથી આવ્યા હતા. નિશીથચૂર્ણિમાં આ શકો 'પારસકૂલ'ના હતા એમ જણાવ્યું છે, જ્યારે પ્રાકૃત કાલકકથામાં તેઓ 'શકકૂલ'થી આવ્યાનો ઉલ્લેખ છે. 'પારસકૂલ' એનો અર્થ ફારસની ખાડી પાસેનો દેશ એવો જણાય છે, ત્યાંના શકો ઉપરથી તે શકકૂલ પણ કહેવાતો હોય; 'શાખિદેશ' એ કંઇ દેશનું વાસ્તવિક નામ નથી, પણ પ્રાકૃત 'સાહિ' શબ્દનું સંસ્કૃત રૂપ છે અને 'સાહિ' એ રાજવાચક 'શાહ'નો અપભ્રંશ છે. આથી એ સિદ્ધ થાય છે કે જે ૯૬ મંડલિકો કાલકની પ્રેરણાથી હિન્દુસ્થાનમાં આવ્યા હતા, તે જાતિના 'શક' અને 'શાહ' ઉપાધિધારી ઇરાનના મંડલિકો હતા. તેઓએ પહેલવહેલી કાઠિયાવાડમાં પોતાની સત્તા જમાવી અને તે પછી ઉજ્જેણી ઉપર જઇને ગર્દભિલ્લને પદભ્રષ્ટ કરી ત્યાંનો કબજો લીધો હતો.

પ્રસ્તુત પ્રબન્ધમાં તેમજ વ્યવહારચૂર્ણિ આદિમાં ઉજ્જેણીના સિંહાસન ઉપર 'સાહિ'ને બેસાડવાનો લેખ છે; જ્યારે કથાવલીમાં ઉજ્જેણીના રાજ્યાસન ઉપર લાટના

રાજા બલમિત્રને બેસાડયાનો ઉલ્લેખ કર્યો છે. આ બે પરસ્પર વિરૂદ્ધ લેખોનો સમન્વય એ છે કે લડાઈ જીત્યા પછી તરત તે ઉજ્જેણીની ગાદીએ શક જ બેઠો હતો, પણ તે ત્યાં બહુ ટકયો લાગતો નથી. લગભગ ૪ વર્ષ રાજ્ય કર્યા પછી બલમિત્ર–ભાનુમિત્રે તેમને ઉજ્જેણીમાંથી કાઢીને પોતાનો કબજો કર્યો હતો, આ કારણથી કથાવલીનો લેખ પણ અપેક્ષાથી સાચો જ છે.

પ્રબન્ધકાર લખે છે કે કાલકાચાર્ય બલમિત્ર, ભાનુમિત્રના આગ્રહથી ભરૂચમાં વર્ષા-ચોમાસું રહ્યા, પણ પુરોહિતની ખટપટના પરિણામે તેમણે ચોમાસામાં જ વિહાર કરી પ્રતિષ્ઠાનમાં જઇને ચતુર્થીને દિવસે પર્યુષણા કરી હતી, પ્રબન્ધનો એ લેખ પણ વિચારણીય છે. કેમકે નિશીથચૂર્ણિમાં સ્પષ્ટ લખેલું છે કે તેમણે ઉજ્જેણીમાં ચોમાસું કર્યું હતું અને ત્યાંથી જ તેઓ પ્રતિષ્ઠાનપુર ગયા હતા. બલમિત્ર–ભાનુમિત્ર ભરૂચના રાજા તરીકે જ વિશેષ પ્રસિદ્ધ હતા, કેમકે ઉજ્જેણીનો અધિકાર તેમણે પાછળથી મેળવ્યો હતો અને ત્યાં તેઓએ ૮ વર્ષ સુધી રાજ્ય કર્યું હતું. જ્યારે ભરૂચમાં તેમણે પર વર્ષ સુધી રાજપદ ભોગવ્યું હતું. આથી તે પ્રાયઃ ઠેઠ સુધી ભરૂચના રાજા તરીકે જ પ્રસિદ્ધ રહ્યા લાગે છે, અને એજ પ્રસિદ્ધિના પરિણામે પ્રબન્ધકારે કાલકને ભરૂચથી પ્રતિષ્ઠાનની તરફ વિહાર કરાવ્યો લાગે છે. વાસ્તવમાં કાલકે ભરૂચથી નહિ પણ ઉજ્જેણથી પ્રતિષ્ઠાન જઇને સાતવાહનના કહેવાથી ચતુર્થીના દિવસે પર્યુષણાપર્વનું આરાધન કર્યું હતું.

અવિનીત શિષ્ય પરિત્યાગવાલી ઘટનાના વર્ણનમાં પણ પ્રસ્તુત પ્રબન્ધકારે એક મ્હોટી ભૂલ કરી છે. તેઓ લખે છે કે 'શિષ્યોના અવિનયથી કંટાળીને કાલક તેમને મૂકીને છાના વિશાલા અર્થાત્ ઉજ્જેણી તરફ ચાલ્યા ગયા અને ત્યાં પોતાના પ્રશિષ્ય સાગરસૂરિની પાસે રહ્યા' કાલકે પોતાના શિષ્યોનો કયાં ત્યાગ કર્યો તે અહીં જણાવ્યું નથી, પણ તેમને છોડીને તેઓ ઉજ્જેણી ગયા એમ બતાવ્યું છે; જ્યારે ખરી હકીકત એ છે કે કાલકે ઉજ્જેણીમાં પોતાના શિષ્યોનો ત્યાગ કર્યો અને ત્યાંથી એકલા વિહાર કરીને સુવર્ણભૂમીમાં પોતાના પ્રશિષ્ય સાગર ક્ષમણની પાસે તેઓ ગયા હતા; "उज्जेणी कालखमणा सागरखमणा सुवर्णभूमिसु" આ ઉતરાધ્યયન નિર્યુકિતની ગાથામાં તેમજ અન્ય ગ્રન્થોમાં પણ આ હકીકત ઘણી પ્રસિદ્ધ છે; છતાં પ્રભાચન્દ્રે આ વિષયમાં આવી ભૂલ કેમ કરી હશે તે કહી શકાય તેમ નથી.

અન્તમાં પ્રબન્ધકારે કાલકના મુખે સાગર પ્રતિ અષ્ટપુષ્પીના સ્વરૂપનો પ્રશ્ન કરાવ્યો છે, પણ પ્રાચીન પુસ્તકોમાં આ વિષયનો કંઇ પણ ઉલ્લેખ જોવાતો નથી મૂલ વૃત્તાન્તમાં કાલાન્તરે કેવી રીતે ઉમેરા થાય છે તે આ ઉપરથી જણાશે.

કાલકના ગુરૂ અને ગચ્છ સંબન્ધી કંઇ પણ વૃત્તાન્ત જાણવામાં આવ્યું નથી તેમજ તેઓ શ્રુતજ્ઞાનના કેવા અભ્યાસી હતા તે પણ નથી જણાતું, પણ તેમણે કરેલ અનુયોગ નિર્માણ ઉપરથી જણાય છે કે તેમની તે કાલીન શ્રુતધરોમાં ગણતરી અવશ્ય હોવી જોઇયે.

કાલકનો સમય સંયમ પ્રધાન હતો. તેમના સમયમાં રેવતીમિત્ર, આર્યમંગૂ અને આર્યસમુદ્ર જેવા અનુયોગધરો વિચરતા હતા. મધ્યહિન્દુસ્થાન અને કોકન વિગેરેમાં જૈન

ધર્મનું વિશેષ પ્રાબલ્ય હતું, છતાં રાજ્યક્રાન્તિના કારણે દેશમાં કંઇક અશાંતિ જેવું હશે. પશ્ચિમ ભારતથી લઇને માલવા સુધીમાં શકોના ટોળાં ફેલાઇ ગયાં હતાં અને આ સર્વ આપત્તિનું મૂલકારણ ગર્દભિલ્લદ્વારા સાધ્વી સરસ્વતીનું અપહરણ હતું, જો ગર્દભિલ્લ કાલકના ઉપદેશથી સમજી ગયો હોત અથવા અન્ય કોઇ પણ ભારતીય રાજાએ કાલકની ફર્યાદ સાંભળી હોત તો તેઓ પારસકૂલ સુધી જઇને શકોને નહિ લાવ્યા હોત.

કાલક જબર્દસ્ત યુગપ્રવર્તક પુરૂષ હતા. તેમણે રાજ્યક્રાન્તિ જ કરાવી હતી એમ નહિ પણ ધર્મમાર્ગમાં પણ તેમણે સૂત્રોના પદ્યબન્ધ પ્રકરણોના અનુવાદ કરીને ગંડિકાનુ-યોગની પ્રવૃત્તિ ચલાવી હતી અને પ્રથમાનુયોગ નામથી એક કથા વિષયક આગર સિદ્ધાન્ત ગ્રન્થની રચના કરી હતી અને તે ઉપરાન્ત તેમણે લોકાનુયોગમાં કાલક સંહિતા નામની નિમિત્ત વિષયની સંહિતા બનાવી હતી. પરંપરાથી ભાદ્રવા શુદિ ૫ ને દિવસે પર્યુષણાપર્વ થતું હતું તે એમણે ચતુર્થીને દિવસે કર્યું અને ખૂબી એ હતી કે પોતાનાં આ સર્વ અભિનવ કાર્યો જૈન સંઘની પાસે તેમણે "પ્રામાણિક" તરીકે મંજુર કરાવ્યાં હતાં. આ ઉપરથી કાલકનો જૈન સંઘમાં કેવો પ્રતાપ હશે તે વાચકો સ્વયં જાણી શકશે. કાલકની વિહાર ભૂમી પણ ઘણી વિસ્તૃત હતી. પૂર્વમાં પાટલિપુત્ર ( પટના )માં તે સંઘને પોતાના કર્તવ્યનું દિગ્દર્શન કરાવે છે, દક્ષિણમાં પ્રતિષ્ઠાનમાં પંચમી થકી ચતુર્થીમાં સાંવત્સરિક પર્વ કરે છે, પશ્ચિમમાં તો તેઓ છેક ફારસની ખાડી સુધી શકિસ્તાનમાં પહોંચી જાય છે અને એ ઉપરાન્ત સુવર્ણભૂમી સુધી તે પોતાનો વિહાર લંબાવે છે. આથી કાલકે કયાં સુધી પોતાનો વિહાર લંબાવ્યો હતો તે જણાશે.

કાલકાચાર્ય કયાં અને કયારે સ્વર્ગવાસી થયા એ જણાયું નથી પણ ઘણે ભાગે તેઓ વીર નિ૦ સં૦ ૪૬૫ ની લગભગમાં પરલોકવાસી થયા હશે, એમ હું માનું છું.



# ૫ શ્રી પાદલિપ્તસૂરિ.



પા દલિપ્તસૂરિનો પ્રબન્ધ તે એક પ્રબન્ધ સંગ્રહ છે, આમાં પાદલિપ્ત ઉપરાન્ત રૂદ્રદેવસૂરિ, શ્રમણસિંહસૂરિ, આર્યખપટ, મહેન્દ્ર ઉપાધ્યાય અને નાગાર્જુન સિદ્ધના પ્રબન્ધો પણ આવ્યા છે અને આ બધા મહાપુરૂષોને સમ સામયિક બતાવ્યા છે. અમો આ પ્રબન્ધોનું જુદું જુદું અવલોકન કરીને તે વિષયમાં ઐતિહાસિક તત્ત્વનું અન્વેષણ કરશું.

પાદલિપ્તનો જન્મ કોશલાપુરી (અયોધ્યા) માં વિજયબ્રહ્મ રાજાના રાજ્ય કાલમાં થયો હતો. એમના પિતાનું નામ 'ફુલ્લ શ્રેષ્ઠી' અને માતાનું નામ પ્રતિમા હતું. વૈરોટયા નામની નાગ જાતિની દેવીએ બતાવેલ ઉપાય કરવાથી એમનો જન્મ થયો હતો તેથી માતાપિતાએ એમનું નામ 'નાગેન્દ્ર' આપ્યું હતું.

નાગેન્દ્રને બાલપણમાં જ એની માતા એ વિદ્યાધર ગચ્છના આચાર્ય આર્યનાગહસ્તિને અર્પણ કર્યો હતો. પણ મ્હોટો થાય ત્યાં સુધી પાલવાની આચાર્યની ભલામણથી તેને માતાએ પાસે રાખીને ૭ વર્ષ સુધી પાલ્યો હતો. ૮ મા વર્ષમાં આચાર્યે તેને પોતાને કબજે લીધો અને પોતાના ગુરૂભાઇ સંગમસિંહસૂરિને તેના સંબન્ધમાં ઉચિત કરવાની આજ્ઞા આપી. નાગેન્દ્રને આઠ વર્ષનીજ અવસ્થામાં દીક્ષા આપીને એની સેવા શુશ્રુષા અને અધ્યયનનું કાર્ય મણ્ડન નામના ગણિને સોંપવામાં આવ્યું.

દીક્ષા આપીને નાગેંદ્રનું શું નામ પાડયું તે જણાયું નથી; પણ એનું પાદલિપ્ત નામ કેમ પડયું તે પ્રબંધકારે જણાવ્યું છે. કહે છે કે નાગેંદ્રની એવી તીક્ષ્ણ બુદ્ધિ હતી કે તે જે સાંભળતો તે તેને યાદ રહી જતું હતું. આવી શીઘ્ર ગ્રાહિણી બુદ્ધિના પ્રભાવે તેણે એકજ વર્ષની અંદર વ્યાકરણ અને સાહિત્યમાં સારો પ્રવેશ કરી દીધો હતો અને તે સાધારણ કવિતા પણ જોડી કાઢતો. એકવાર તેણે એક ગાથા પોતાની ભિક્ષાચર્યાના વર્ણનમાં લખી જેમાં યુવતિસ્ત્રીનું વર્ણન જોઇ ગુરૂએ એને પ્રાકૃત ભાષામાં કહ્યું કે "પલિત્તોસિ" અર્થાત્ 'તું રાગાગ્નિમાં સળગી ગયો છે' ગુરૂનું એ વાકય સાંભળીને એણે કહ્યું-' હે પૂજ્ય! આ 'પલિત્ત' શબ્દમાં એક 'કાનો' વધારી આપવાની કૃપા કરો કે જેથી હું 'પાલિત્ત' પાદલિપ્ત-(પગે લેપ કરનારો) થઇ જાઉં. અને ગુરૂએ એને આશિર્વાદ આપ્યો કે 'પાદલિપ્તો ભવ' આ પ્રમાણે નાગેન્દ્રનું પાદલિપ્ત નામ પડ્યું. પાદલિપ્તની ચતુરાઇ અને બુદ્ધિથી પ્રસન્ન થઇને આર્યનાગહસ્તિએ દશમા વર્ષે એમને પોતાના ઉત્તરાધિકારી પટ્ટધર તરીકે કાયમ કરીને મથુરા નગરીએ મોકલ્યા.

કેટલોક સમય મથુરામાં રહીને પાદલિપ્તસૂરિએ પાટલીપુત્ર તરફ વિહાર કર્યો.

પાટલીપુત્ર નગરમાં આ વખતે મુરુણ્ડ નામક રાજા રાજ્ય કરતો હતો. તેણે પાદ-

લિપ્તની તાત્કાલિક બુદ્ધિના વિષયમાં પ્રશંસા સાંભળીને તેમની અનેક પ્રકારે પરીક્ષા કરી, જેમાં સર્વત્ર પાદલિપ્તે પોતાની પ્રતિભાનો અપૂર્વ પરિચય બતાવ્યો અને મુરુણ્ડના મનમાં સદ્ભાવ ઉત્પન્ન કર્યો.

કહે છે કે એકવાર મુરુણ્ડરાજને મસ્તકની પીડા ઉત્પન્ન થઇ, જેની ખબર તેણે પ્રધાનોની મારફત પાદલિપ્તને આપી; આથી આચાર્યે પોતાની તર્જની આંગળી ઢીંચણ ઉપર ફેરવીને રાજાની વેદના શાન્ત કરી. આ પ્રસંગની સૂત્રિકા ગાથા નિશીથભાષ્યમાં નીચે પ્રમાણે છે—

" जह जह पएसिणिं जाणुअंमि पालित्तओ भमाडेइ ।
तह तह सीसिरवियणा पणस्सइ मुरुंडरायस्स ॥ "

પાદલિપ્તના આ લોકોત્તર પ્રભાવથી ખેંચાઇને મુરુણ્ડરાજ ઘોડેસ્વાર થઇ નમસ્કાર કરવાને તેમના ઉપાશ્રયે ગયો અને પ્રણામ કરીને ત્યાં બેસી તેમની સાથે ધર્મગોષ્ટી કરવા લાગ્યો, દરમિયાન તેણે આચાર્યને પૂછયું-' મહારાજ, અમો અમારા સેવકોને પગાર આપીયે છીયે છતાં તે મન લગાડીને કામ કરતા નથી, તો આપના આ શિષ્યો વગર પગારે કેવી રીતે આપની આજ્ઞામાં રહેતા હશે ? ' આચાર્યે કહ્યું-' રાજન્ ! અમારા શિષ્યો આ લોક અને પરલોકમાં પોતાનું હિત કરવાની ઇચ્છાથી અમારી આજ્ઞાનું પાલન કરે છે.'

આ ઉપરથી રાજાએ કહ્યું-હું આ વાત માની શકતો નથી, કેમકે લોકપ્રવૃત્તિનું મુખ્ય કારણ ' ધન ' છે, જ્યાં ધનપ્રાપ્તિની આશા ન હોય તે કામમાં લોક પ્રવૃત્તિ કરે એમ માની શકાતું નથી. આચાર્યે કહ્યું-આ વાતની ખાતરી કરી શકો છો. તે પછી રાજાએ પોતાના પ્રધાનને અને આચાર્યે પોતાના એક નવીન શિષ્યને ગંગા કઇ તરફ ચાલે છે તે તપાસ કરીને કહેવાની આજ્ઞા આપી; અને કોણ કેટલે અંશે આજ્ઞાનું પાલન કરે છે તેની ખાનગીમાં તપાસ રખાવી જેથી જણાયું કે રાજાનો પ્રધાન ત્યાંથી તો જોહુકમ કરીને ગયો, પણ તેણે કશી તપાસ કીધી નહીં અને ૩-૪ ઘડી પછી આવીને રાજાને ' ગંગા પૂર્વ તરફ વહે છે ' એ ઉત્તર આપ્યો. પણ આચાર્યનો શિષ્ય ગંગાને કાંઠે ગયો, ગંગાનો પ્રવાહ જોયો-તપાસ્યો અને લોકોને પૂછીને નિશ્ચય કર્યા બાદ આવીને તેણે ગુરુને કહ્યું-' ગંગા પૂર્વમુખી વહે છે.'

એજ પ્રસંગની સૂચના વિશેષાવશ્યક ભાષ્યમાં જિનભદ્રગણિએ નીચેની ગાથામાં કરી છે-

" निवपुच्छिएण भणिओ गुरुणा गंगा कुओ मुही वहइ ।
संपाइयवं सीसो जह तह सव्वत्थ कायव्वं " ॥

પાદલિપ્તને સંઘની સાથે શત્રુંજયની યાત્રા કરવા માટે પ્રાર્થના કરતાં તેમણે શત્રુંજયની યાત્રા કરી અને ત્યાંથી તેઓ કૃષ્ણરાજ પાલિત માનખેટ ગયા. આ અવસરે પ્રાંશુપુરથી વિહાર કરતા યોનિપ્રાભૃતના જાણકાર આચાર્ય રૂદ્રદેવસૂરિ અને વિલાસ નગરના રાજા પ્રજાપતિના માનીતા નિમિત્તવિદ્યાપ્રવિણ આચાર્ય શ્રમણસિંહસૂરિ પણ માનખેટમાં ગયા હતા.

એ પછી આર્યખપટ અને એમના શિષ્ય ઉપાધ્યાય મહેન્દ્રનું વૃત્તાન્ત લખ્યું છે.

આર્યખપટ કાલકાચાર્યના ભાણેજ બલમિત્ર-ભાનુમિત્રના સમયમાં ભરૂચમાં થયા હતા; એમણે બૌદ્ધોને વાદમાં જીતીને અશ્વાવબોધ તીર્થનો કબજો કર્યો હતો. ગુડશસ્ત્રપુરના સંઘની પ્રાર્થનાથી એમણે ત્યાં જઇ વ્યન્તરને વશ કર્યો હતો અને ત્યાંના રાજાને જૈનધર્મનો અનુયાયી બનાવ્યો હતો.

એજ સમયમાં પાટલીપુત્ર નગરમાં મિથ્યાદષ્ટિ 'દાહડ' નામનો રાજા રાજ્ય કરતો હતો, તે રાજાએ સર્વ દર્શનિયોને તેમનો આચાર–વ્યવહાર છોડવાની આજ્ઞા કરી અને કહ્યું કે જે મ્હારી આજ્ઞાનો ભંગ કરશે તેને પ્રાણાન્તદણ્ડ કરવામાં આવશે, આ ધમાલ દરમિયાન રાજાએ, જૈન સાધુઓને બ્રાહ્મણોને પ્રણામ કરવાનો આદેશ કર્યો હતો. આથી ત્યાંનો જૈન શ્રમણગણ ખળભળી ઉઠ્યો, અને આ મૂર્ખતાપૂર્ણ રાજાજ્ઞાનો પ્રતીકાર કરવા માટે તેણે બે ગીતાર્થ સાધુઓ ભરૂચ ઉપાધ્યાય મહેન્દ્રને બોલાવવા મોકલ્યા. ઉપાધ્યાય પાટલીપુત્ર પહોંચીને રાજાને મળ્યા અને બ્રાહ્મણોને પ્રણામ કરવા માટે દિન નક્કી કર્યો. ઠરાવેલ દિવસે સર્વ બ્રાહ્મણો જૈન સાધુઓ પાસે પ્રણામ કરાવવા સભામાં એકત્ર થયા, નિશ્ચિત સમય ઉપર મહેન્દ્રોપાધ્યાય સભામાં ગયા અને કહ્યું, પ્રથમ પૂર્વ મુખવાળાઓને નમીયે કે પશ્ચિમાભિમુખવાળાઓને ? આમ કહીને તેણે કણેરની સોટી તેમના સામે અને પાછળ ફેરવી, અને સર્વ બ્રાહ્મણો નિશ્ચેષ્ટ અને નિર્જીવપ્રાય: થઇ ગયા, તે દેખીને રાજાનું મુખ ઝાંખું પડી ગયું. તેમના સંબન્ધીઓ રોવા–કકળવા લાગ્યા. લોકોએ રાજાની અનીતિની નિન્દા કરવા માંડી અને રાજા તે જ વખતે મહેન્દ્રના પગમાં પડ્યો, પણ મહેન્દ્રે તેને દાદ દીધી નહિ. અને કહ્યું–આ જૈન યક્ષોએ કોપ કર્યો છે, પણ રાજાએ મહેન્દ્રનો કેડો ન છોડ્યો અને કહ્યું–' હે દયાવાન્ ! મ્હારા ઉપર દયા કરીને આ બ્રાહ્મણોને સાજા કરો. ' મહેન્દ્રે કહ્યું–' હું દેવતાઓને શાન્ત કરીશ ' અને તેણે કહ્યું–જે જૈન યક્ષ અથવા યક્ષિણીઓએ કોપ કર્યો હોય તે શાન્ત થાઓ; રાજાના અજ્ઞાનથી બ્રાહ્મણોએ આ અપરાધ કર્યો છે. ' એ જ સમયે આકાશથી દૈવી વાણી પ્રકટી કે " જૈન દીક્ષા ગ્રહણ કરે તો જ બ્રાહ્મણોનો છુટકારો છે અન્યથા નહિ. ' આ પછી અભિષેક કરીને બ્રાહ્મણોને બોલતા કરીને તે વિષે પૂછ્યું, તેઓએ કહ્યું–' દીક્ષા લેવી કબુલ છે, અમને પ્રાણદાન આપો. ' એ પછી મહેન્દ્રે બીજી કણેરલતા તેમના ઉપર ફેરવી અને તેઓ સર્વ સચેત થઇને ઉઠ્યા અને મહેન્દ્ર મહોત્સવ પૂર્વક પોતાના ઉપાશ્રયે આવ્યા.

પાટલિપુત્રના શ્રાવક સંઘે બ્રાહ્મણોની દીક્ષા નિમિત્તે ઉત્સવ કરવા માંડ્યો પણ ' એ વિષે આર્યખપટ પ્રભુ જાણે ' આમ કહીને મહેન્દ્રે તે રોકાવ્યો અને બ્રાહ્મણોને સાથે લેઇને તે આર્ય ખપટ પાસે ભરૂચ ગયા અને ત્યાં આર્ય ખપટસૂરિની પાસે પાટલિપુત્રના બ્રાહ્મણોને દીક્ષા આપીને જૈન શ્રમણ બનાવ્યા.

આર્ય ખપટની પાટે સિદ્ધ ઉપાધ્યાય મહેન્દ્ર બેઠા. આ પ્રભાવક આચાર્યની પરમ્પરામાં હજી પણ અશ્વાવબોધતીર્થ ( ભરૂચ ) માં પ્રભાવક આચાર્યો વર્તમાન છે.

ઉપર્યુક્ત આર્યખપટની પાસે પાદલિપ્તસૂરિએ સાતિશય શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હતો.

પાદલિપ્તસૂરિએ 'પાદલિપ્તા' ભાષાની રચના કરી હતી જે તેના સંકેતના જાણ વિદ્વાનો સિવાય બીજા કોઇથી સમજાતી ન હતી.

પાદલિપ્તના ગુણથી કૃષ્ણરાજ અને એની સભા ઘણીજ આકૃષ્ટ થઇ હતી. રાજા આચાર્યને પોતાના નગરથી વિહાર કરવા દેતો ન હતો; છતાં આચાર્ય કોઇ કોઇવાર તીર્થ યાત્રાને બહાને ત્યાંથી વિહાર કરીને અન્ય સ્થલે પણ જતા હતા.

પૂર્વે પાટલિપુત્રના બ્રાહ્મણોને જે બલાત્કારે દીક્ષા આપી હતી, તે કારણથી ભરૂચના બ્રાહ્મણો જૈનોની ઘણી ઇર્ષા કરતા હતા. ભરૂચના સંઘે આ હકીકત હુશિયાર માણસોદ્વારા પાદલિપ્તને જણાવી જે ઉપરથી તેમણે કહ્યું કે 'હું કાર્તિકી પૂર્ણિમાને દિવસે ત્યાં આવીશ'

તે પછી આચાર્ય રાજાને પૂછીને પૂર્ણિમાના પૂર્વાણ્હ સમયમાં જ ગગનમાર્ગે ભરૂચ આવી પહોંચ્યા, પણ આચાર્યની આવી અલૌકિક શક્તિથી ડરીને બ્રાહ્મણો ત્યાંથી નાશી ગયા.

પાદલિપ્તના આગમનથી ત્યાંના સંઘમાં આનન્દ વ્યાપી ગયો, રાજા પણ ત્યાં આવ્યો અને આચાર્યના દર્શન કરીને બોલ્યો કે—'રાજા કૃષ્ણ ભાગ્યવાન્ છે કે જેનો પૂજ્ય સંગ છોડતા નથી. જ્યારે અમે દર્શનને પણ યોગ્ય નથી એ શું ?' એ પછી રાજાએ આચાર્યને કેટલાક દિવસ સ્થિરતા કરવાની વીનતિ કરી પણ આચાર્ય સ્થિરતા કરી શક્યા નહિ.

એકવાર પાદલિપ્તસૂરિ તીર્થયાત્રાક્રમથી સૌરાષ્ટ્ર ( કાઠિયાવાડ ) માં વિચરતા વિચરતા ટંકાપુરી ( ટંકારા ) માં ગયા જ્યાં એમને સિદ્ધ **નાગાર્જુનનો** સમાગમ થયો.

નાગાર્જુન 'સંગ્રામ' નામક ક્ષત્રિયનો પુત્ર હતો. એની માતાનું નામ સુવ્રતા હતું.

નાગાર્જુનને બાલપણથી જ રસાયનસિદ્ધિની પ્રક્રિયામાં રસ પડવા લાગ્યો હતો અને એ કારણથી એણે વન, નદી અને પર્વતોને પોતાનું ઘર બનાવ્યું હતું, પરિણામે એને સુવર્ણરસની પ્રાપ્તિ થઈ હતી, પણ આકાશગમન માટે અનેક ઉપાય કરવા છતાં એને કંઇપણ સફલતા ન મલી, છેવટે તેણે પાદલિપ્તની સાથે મૈત્રી જોડવાનો વિચાર કર્યો. પોતાની પાસેના વેધક રસની ભેટ દઇને પોતાના શિષ્યને પાદલિપ્તની પાસે મોકલ્યો, પાદલિપ્તે પણ પોતાની ભેટ નાગાર્જુનને પહોંચાડી અને આ રીતે એકબીજાનો પરિચય થતાં નાગાર્જુન પાદલિપ્તની પાસે આવીને તેમની સેવામાં રહ્યો. પાદલિપ્તને પાદલેપની સિદ્ધિ હતી, તેઓ ઔષધિયોનો પગે લેપ કરીને આકાશગમન કરતા હતા, નાગાર્જુનને એજ સિદ્ધિની ઘણી જરૂરત હતી, તે આચાર્યની ખાસ સેવામાં રહ્યો અને લેપવાળા પગ ધોતો અને રસ ગંધ આદિથી લેપની ઔષધિયોને ઓળખતો. આમ કરતાં તેને આંશિક સફળતા મલી અને આચાર્યની પ્રસન્નતા થતાં તેને સંપૂર્ણ લેપઆમ્નાય પ્રાપ્ત થયો.

નાગાર્જુને પોતાના ગુરૂ પાદલિપ્તના સ્મરણરૂપે શત્રુંજયની તલાટીમાં 'પાદલિપ્તપુર' નામનું નગર વસાવ્યું અને શત્રુંજયની ઉપર જિનચૈત્ય કરાવીને તેમાં મહાવીરની પ્રતિમા સ્થાપન કરી, અને તેમાં જ પાદલિપ્તસૂરિની મૂર્તિ પણ સ્થાપન કરી. પાદલિપ્તસૂરિએ આ

મહાવીરની મૂર્તિ આગલ સ્તુતિરૂપે 'ગાહાજુઅલેણ' ઇત્યાદિ સ્તોત્ર બનાવ્યું જેમાં તેમણે ગુપ્તરીતે સુવર્ણસિદ્ધિનો આમ્નાય ગોપવ્યો પણ આધુનિક મનુષ્યો તે સમજી શકતા નથી.

પાદલિપ્તે ગિરનાર પર્વત નીચે કિલ્લાની પાસે નેમિનાથના ચરિત્રનું વ્યાખ્યાન કર્યું હતું, જે સાંભળીને નાગાર્જુને તેમાં વર્ણવ્યા પ્રમાણે ત્યાં દશાર્હમણ્ડપ, ઉગ્રસેનનો મહેલ, અન્ય મકાન, વિવાહમંડપ અને ચઉરી આદિ સર્વ દશ્યો કૌતુકાર્થે બનાવરાવ્યાં જે હજી પણ ત્યાં જોવામાં આવે છે.

એજ સમયમાં પૃથ્વીપ્રતિષ્ઠાન નગરમાં ચક્રવર્તી સરખો **સાતવાહન** રાજા રાજ્ય કરતો હતો, ભરૂચમાં આ વખતે કાલકાચાર્યના ભાણેજ બલમિત્રનું રાજ્ય હતું. સાતવાહને બલમિત્ર ઉપર ચઢાઇ કરી, બાર વર્ષ સુધી લડાઇ થઇ છતાં નગર મલ્યું નહિ, ત્યારે સાતવાહનનો મંત્રી-જે પાદલિપ્તસૂરિનો શિષ્ય હતો—ભાગવતનો વેષ કરીને નગરમાં ગયો અને લડાઇ ચાલે ત્યાંસુધી ધાર્મિક સ્થાનો કરાવવા અને સમરાવવાનો બલમિત્રને ઉપદેશ કર્યો. રાજાએ તેના ઉપદેશ પ્રમાણે ચાલીને ખજાનો ખાલી કરી નાખ્યો. પરિણામે સાતવાહને કિલ્લો ગ્રહણ કર્યો અને રાજાનો દણ્ડ કરીને પોતાના દેશમાં ગયો.

એક અવસરે સાતવાહનની સભામાં ૪ શાસ્ત્રસંક્ષેપ કવિ આવ્યા અને તે ચારે જણે મળીને એક શ્લોકમાં ચાર શાસ્ત્રોનો સાર રાજાને સંભળાવ્યો તે આ પ્રમાણે—

" जीर्णे भोजन मात्रेयः, कपिलः प्राणिनां दया ।
वृहस्पतिरविश्वासः, पाञ्चालः स्त्रीषु मार्दवम् ॥ "

અર્થાત્—આત્રેય પંડિતે કહ્યું—પાચન થયા પછી ભોજન કરવું તે વૈદ્યકનો સાર છે. કપિલ કહે—પ્રાણિયોની દયા કરવી તે ધર્મશાસ્ત્રનો સાર છે. બૃહસ્પતિ કહે—કોઇનો વિશ્વાસ ન કરવો તે રાજનીતિ શાસ્ત્રનો સાર છે. અને પાંચાલ વિદ્વાન કહે—સ્ત્રીયોને વિષે કોમલપણું રાખવું તે કામશાસ્ત્રનો સાર છે.'

પણ્ડિતોના આ વક્તવ્યની રાજાએ પ્રશંસા કરીને તેમને દાન આપ્યું, પણ રાજાના પરિવારે પણ્ડિતોની પ્રશંસા ન કરી, પણ્ડિતોએ આ વિષે રાજાને પૂછયું; રાજાએ ભોગવતી ગણિકાને પણ્ડિતોની સ્તુતિ કરવા કહ્યું, પણ તેણીએ કહ્યું કે હું પાદલિપ્તસૂરિ સિવાય બીજા કોઇની સ્તુતિ કરતી નથી, આમ કહીને તેણીએ પાદલિપ્તના ગુણોની સ્તુતિ કરી. એ સાંભળી રાજાના સંધિવિગ્રહિક શંકરે ઇર્ષા કરીને કહ્યું કે આકાશમાં ઉડવું એમાં કંઈ મહત્વ નથી. એ કામ તો પોપટ વિગેરે પક્ષિયો પણ કરે છે; પણ જે મરીને જીવતા થાય તેમનું અમે પાંડિત્ય કબુલ કરીયે, આ સાંભલી ભોગવતીએ કહ્યું—આ વાત પણ તે મહાત્મામાં સંભવિત છે.

સાતવાહને એ પછી કૃષ્ણને પૂછીને પાદલિપ્તને માનખેટથી પ્રતિષ્ઠાન બોલાવ્યા, અને મહોત્સવ પૂર્વક નગર પ્રવેશ કરાવ્યો. બૃહસ્પતિ પંડિતે પાદલિપ્તની પરીક્ષા માટે ગરમ કરેલ ઘીથી ભરીને કચ્ચોલું તેમની પાસે મોકલ્યું; પાદલિપ્તે તે ઘીમાં સુઇ ચંભાવીને પાછું મોકલ્યું જે જોઇને બૃહસ્પતિ ખિન્ન થયો.

પાદલિપ્તે રાજાની આગલ પોતાની તરંગલોલા ( તરંગવતી ) કથાનું વ્યાખ્યાન કર્યું. જે સાંભલી પાંચાલ કવિને ઘણી ઈર્ષા થઇ, તેણે કહ્યું: બૈરા અને છોકરાંઓ સમજે એવી પ્રાકૃત ભાષામાં બનાવેલી આ કથા પણ્ડિતોનું મનરંજન કરે તેમ નથી.

એકવાર પાદલિપ્તે પ્રાણ કપાલે ચઢાવીને પોતાનું કપટમૃત્યુ બતાવ્યું, લોકોમાં તેમનું મૃત્યુ થયાના સમાચાર ફેલાણા અને માંડવીમાં શરીર સ્થાપન કરીને સાધુઓ ઉઠાવીને પરઠવવા ચાલ્યા. વાજિત્ર શબ્દપૂર્વક માંડવી પાંચાલ કવિના ઘરની આગલ થઇને ચાલી તે વેલા પાંચાલે પાદલિપ્તના મરણ નિમિત્તે પોતાનો શોક પ્રગટ કર્યો અને કહ્યું--

" सीसं कह विन फुट्टं, जमस्स पालित्तयं हरन्तस्स ।
जस्स मुहनिज्झराओ तरंगलोला नई वूढा ॥ "

પાંચાલના આ કથન પછી તરત જ આચાર્ય બોલ્યા–' પાંચાલના સત્ય કથનથી હું પાછો જીવતો થયો છું, ' આ બનાવથી લોકો ઘણા હર્ષિત થયા અને ઈર્ષાળુ પાંચાલની નિન્દા થઇ, રાજા પણ આ ગુણદ્વેષી કવિ ઉપર ગુસ્સે થયો પણ આચાર્યે તેને શાન્ત કર્યો.

પાદલિપ્તસૂરિએ દીક્ષા અને પ્રતિષ્ઠાવિધિ વિષયક " નિર્વાણ કલિકા " નામનો ગ્રન્થ રચ્યો, જ્યોતિષ વિષયમાં " પ્રશ્નપ્રકાશ " નામના ગ્રંથનું નિર્માણ કર્યું. પ્રબન્ધમાં આ એજ ગ્રન્થોનો ઉલ્લેખ છે છતાં સૂત્રોની ચૂર્ણિઓમાં પાદલિપ્તકૃત " કાલજ્ઞાન " નામના ગ્રન્થનો અનેક સ્થલે ઉલ્લેખ આવે છે.

પાદલિપ્તના ગૃહસ્થ શિષ્ય નાગાર્જુનના ગ્રન્થો વિષે અહીં ઉલ્લેખ નથી, પણ ' યોગરત્નાવલી ' ' યોગરત્નમાલા, ' ' કક્ષપુટી ' આદિ ગ્રન્થો નાગાર્જુન કૃત મનાય છે.

પાદલિપ્તસૂરિએ અન્તિમ સમયમાં શત્રુંજય ઉપર ૩૨ બત્રીશ દિવસના ઉપવાસ કરીને સ્વર્ગવાસ પ્રાપ્ત કર્યો.

ઉપર પ્રમાણે પાદલિપ્ત પ્રબંધમાં પાદલિપ્ત ઉપરાન્ત રૂદ્રદેવસૂરિ, શ્રમણસિંહસૂરિ, આર્ય ખપટ અને ઉપાધ્યાય મહેન્દ્ર આ ૪ પ્રભાવકોનું પણ વર્ણન આપ્યું છે. આમાં રૂદ્રદેવ અને શ્રમણસિંહનો પાદલિપ્તસૂરિની સાથે સીધો કે આડકતરો કશો સંબન્ધ નથી, માત્ર એટલો જ આ સ્થલે સંબંધ બતાવ્યો છે કે જે વખતે પાદલિપ્ત માનખેટ ગયા છે તે જ વખતે આ બંને આચાર્યો પણ ત્યાં ગયા હતા. એ સિવાય પાદલિપ્તની સાથે એમનો કંઇ પણ પ્રસંગ જણાતો નથી.

આર્ય ખપટ અને મહેન્દ્રની સાથે પણ પાદલિપ્તનો વિશિષ્ટ સંબંધ જણાતો નથી, આમાં આપેલ આર્ય ખપટની હકીકત એક સ્વતંત્ર પ્રબંધ છે અને આ આખા પ્રબંધ દરમિયાન પાદલિપ્તનો ક્યાંયે નામોલ્લેખ પણ નથી. છેવટે એ પ્રબંધ પૂરો કરીને પછી લખ્યું છે કે આચાર્ય પાદલિપ્તસૂરિએ ચમત્કારપૂર્ણ શાસ્ત્રોનું અધ્યયન પૂર્વોક્ત ગુરૂ (ખપટ) ની પાસે કર્યું હતું. એ ઉપરાંત મહેન્દ્રનો સંબંધ જણાવનારો એક આ પણ ઉલ્લેખ છે કે ' મહેન્દ્રે પાટલિપુત્રના બ્રાહ્મણોને બલજબરીથી દીક્ષા આપવાના કારણે ભરૂચના

બ્રાહ્મણો જૈનોના દ્વેષી થયા હતા. જેથી ત્યાંના સંઘે પાદલિપ્તસૂરિને ત્યાં બોલાવ્યા હતા' આટલા સંબંધ વ્યંજક ઉલ્લેખ સિવાય પાદલિપ્તની સાથે આર્યખપટ તથા તેમના શિષ્ય મહેન્દ્રનો સંબંધ દ્યોતક કોઇ પ્રસંગ નથી. આ ઉપરથી આ પાંચે પ્રબંધ નાયક આચાર્યો સમ સામયિક હશે કે ભિન્નકાલીન તે કહી શકાય તેમ નથી.

પાદલિપ્ત કે બીજા કોઇપણ આચાર્યના સત્તા સમય વિષે પ્રબંધકારે ઉલ્લેખ કર્યો નથી, પણ એ પછીના વિજયસિંહસૂરિના પ્રબંધમાં આર્યખપટનો અસ્તિત્વ સમય બતાવનારી નીચેની આર્યા આપી છે—

" श्री वीरमुक्तितः शत–चतुष्टये चतुरशीति संयुक्ते ।
वर्षाणां समजायत, श्रीमानाचार्यखपट गुरुः ॥ "

આમાં વીર સંવત્ ૪૮૪ માં આર્ય ખપટ થયા એમ લખ્યું છે. પણ ખરૂં જોતાં આ વર્ષ ખપટના સ્વર્ગવાસનું હોવું જોઇએ; જો ઉક્ત પદ્યમાં બતાવેલ સમય અને અમારી કલ્પના સત્ય હોય તો આર્યખપટનો સમય ભરૂચના બલમિત્ર, ભાનુમિત્રના પાછલા સમયમાં અને નભસ્સેનના પ્રાથમિક સમયમાં આવે છે. ભરૂચ ઉપર પ્રતિષ્ઠાનના સાતવાહનની ચઢાઇ વિષે આ પ્રબંધમાં જે વર્ણન આપ્યું છે તેનો સંબંધ પણ પાદલિપ્તના સમયની સાથે નહિ પણ આર્યખપટની સાથે જ સંગત થાય છે, કારણ કે બલમિત્રના સમયમાં આર્યખપટનું અસ્તિત્વ હતું એટલું જ નહિ પણ આર્યખપટનું મુખ્ય સ્થાન પણ ભરૂચ જ હતું. સાતવાહનના મંત્રીને પાદલિપ્તનો શિષ્ય કહેવા કરતાં આર્યખપટનો શિષ્ય કહેવો વધારે સંગત છે.

આર્યખપટનો વિદ્યાસિદ્ધ તરીકે નિશીથચૂર્ણિમાં બે સ્થલે નિર્દેશ છે. તેમ બીજા પણ પ્રાચીન સાહિત્યમાં આર્યખપટનું પૂર્વાચાર્ય તરીકે વર્ણન હોવાથી એમાં શંકા નથી કે એ મહાપુરૂષ ઘણા જુના છે. એમના સમયમાં પાટલિપુત્રમાં દાહડ નામનો મિથ્યાદષ્ટિ રાજા હોવાનું અને તેણે બ્રાહ્મણોને પ્રણામ કરવા જૈન શ્રમણોને આજ્ઞા કર્યાનું વર્ણન પ્રબંધમાં આવે છે, આ હકીકત પણ ઐતિહાસિક સત્યનું પ્રતિપાદન કરનારી જણાય છે. એ સમયમાં પાટલિપુત્રમાં શુંગવંશનું રાજ્ય હતું, તે વંશના રાજાઓએ જૈન અને બૌદ્ધ ધર્મનો નાશ કરી વૈદિક ધર્મની ઉન્નતિ કરવાને અનેક ઉપાયો કર્યા હતા અને તેમાં તેઓને સફળતા પણ મળી હતી. સેંકડો વર્ષોથી મગધમાં દૃઢમૂલ થએલ જૈન અને બૌદ્ધ ધર્મની જડો એ વખતે ઢીલી થઇ હતી અને બ્રાહ્મણોનું પ્રાબલ્ય વધ્યું હતું. આશ્ચર્ય નથી કે 'દાહડ' તે આ વંશનો છેલ્લો રાજા 'દેવભૂતિ' હોય અને પોતાના પૂર્વજોની કરણીનું અનુકરણ કરવા એણે બ્રાહ્મણોને પ્રણામ કરવાનો જૈન શ્રમણોને હુકમ કર્યો હોય. શુંગ દેવભૂતિ જે સમયે પાટલિપુત્રમાં રાજ્ય કરતો હતો તેજ સમયે ભરૂચમાં બલમિત્રનું રાજ્ય હતું અને આર્યખપટ અને તેમના શિષ્ય મહેન્દ્ર ત્યાં વિચરતા હતા. આ ઉપરથી જણાશે કે આર્યખપટ અને મહેન્દ્રની વિદ્યમાનતા વિક્રમના પહેલા સૈકામાં અને એનાથી પણ કંઇક પૂર્વના સમયમાં હતી.

પાદલિપ્તની પ્રાથમિક અવસ્થા મથુરામાં અને પાટલિપુત્રમાં વ્યતીત થાય છે અને તેઓ પોતાની વિદ્યાશક્તિથી પાટલિપુત્રના મુરૂણ્ડ રાજાનું ધ્યાન પોતાની તરફ આકર્ષે છે, તે પછી એ કૃષ્ણરાજના માનખેટમાં લાંબા સમયસુધી રહે છે અને છેવટે પ્રતિષ્ઠાનમાં પોતાના ગુણોનો પ્રકાશ કરીને કાઠિયાવાડ તરફ જાય છે અને અન્તે ત્યાંજ આયુષ્ય પૂર્ણ કરે છે.

પાદલિપ્તના જીવનના આ ભિન્ન ભિન્ન સંબંધોને જરા તપાસીયે.

એ આચાર્યના ગુરૂ અયોધ્યા અને મથુરા તરફ અધિક રહેતા હતા. આથી જણાય છે કે ઉત્તર હિન્દમાં જૈનોની જાહોજલાલીના સમયમાં પાદલિપ્તનો જન્મ થયો હતો. આથી પાદલિપ્ત વિક્રમની પાંચમી સદીની પહેલાંના આચાર્ય હતા એ નિશ્ચિત છે, હવે પાંચમા સૈકાની પૂર્વે કયા સમયમાં થયા તે વિચાર કરવાનો રહ્યો. પ્રબન્ધમાં તેમજ અનેક ચૂર્ણિ આદિ પ્રાચીન ગ્રન્થોમાં લખ્યા પ્રમાણે પાદલિપ્તસૂરિ પાટલિપુત્રના મુરુણ્ડ રાજાના માનીતા વિદ્વાન્ હતા. મુરૂણ્ડ એ શકભાષાનો શબ્દ છે અને એનો અર્થ 'સ્વામી' એવો થાય છે. કુશાનવંશી રાજા કનિષ્ક અને એના વંશવાલાઓને અત્રેના લોકો 'મુરૂણ્ડ' ના નામથી ઓળખતા હતા. ભારતવર્ષમાં કુશાનવંશનું રાજ્ય વિક્રમ સંવત્ ૯૭ થી ૨૮૩ સુધી રહ્યું હતું, પણ પાટલિપુત્ર ઉપર એમની સત્તા કનિષ્કના સમયમાં થઇ હતી એ મતને સત્ય માનીયે તો પાટલિપુત્રમાં વિક્રમ સંવત્ ૧૭૭ પછી અને ૨૧૯ ની વચ્ચે મુરૂણ્ડ રાજ્ય થયું એમ માનવું જોઇયે જે મુરુણ્ડ પાટલિપુત્રમાં રાજ્ય કરતો હતો અને જેની સભામાં પાદલિપ્તસૂરિનું માન હતું તે મુરૂણ્ડ કનિષ્ક પોતે તો હોવાનો સંભવ નથી, કેમકે તે પોતાની રાજધાની પેશાવરમાં રહેતો હતો જ્યારે પાટલિપુત્રમાં તેનીજ જાતનો તેનો સૂબો રહેતો હતો. પુરાણોમાં મગધના રાજા તરીકે વિશ્વસ્ફટિક, વિશ્વસ્ફરણિ, વિશ્વસ્ફૂર્જિ ઇત્યાદિ નામોથી જે બલિષ્ઠ વ્યક્તિનું વર્ણન કર્યું છે તે મુરૂણ્ડના નામથી ઓળખતા કનિષ્કના આ સૂબાનું જ હોવું જોઇએ, એમ અમારૂં માનવું છે, વિદ્યાવારિધિ બાબૂ કાશી પ્રસાદજી જાયસવાલના મત પ્રમાણે આનું શુદ્ધનામ 'વિનસ્ફર્ણિ' હતું; પણ આ વિદેશી નામને બગાડીને પુરાણકારોએ વિચિત્ર બનાવી દીધું છે, આ વિનસ્ફર્ણિ મુરૂણ્ડની જ રાજસભામાં પાદલિપ્તનો પ્રવેશ હશે એમ અનુમાન કરી શકાય, અને જો આ અનુમાન ખરૂં હોય તો પાદલિપ્તનું અસ્તિત્વ વિક્રમના બીજા સૈકાના અન્તમાં અને ત્રીજા સૈકાના પૂર્વાર્ધમાં હોવાનું સિદ્ધ થઇ શકે.

પાદલિપ્તના દીક્ષાગુરૂ આર્યનાગહસ્તિ હતા, નન્દીની સ્થવિરાલીમાં આર્યનાગહસ્તિ વાચકનું વર્ણન છે, તો સ્થિરાવલીનાં ક્રમ પ્રમાણે આ આચાર્ય ૨૨ માં પુરૂષ હતા, યુગપ્રધાન પટ્ટાવલિયોમાં પણ ૨૨મા યુગપ્રધાન તરીકે નાગહસ્તિને ગણાવ્યા છે અને તેમનો અસ્તિત્વ સમય વિક્રમ સંવત્ ૧૫૧ થી ૨૧૯ સુધીમાં બતાવ્યો છે, અને ઉપર જણાવ્યા પ્રમાણે પાદલિપ્તનો સમય પણ લગભગ એજ અરસામાં આવે છે. કલ્પચૂર્ણિ વિગેરેમાં પાદલિપ્તને પણ 'વાચક' એ પદવીની સાથે ઉલ્લેખ્યા છે. નન્દીવાળા વાચક અને યુગપ્રધાન નાગહસ્તિ એ બંને એકજ હતા અને એજ નાગહસ્તિ વાચક પાદલિપ્તના ગુરૂ હતા એમ મારૂં માનવું છે.

પાદલિપ્તને ૧૦ વર્ષની છોટી અવસ્થામાં જ આર્યનાગહસ્તિએ પોતાના પટ્ટધર તરીકે પસંદ કરીને આચાર્યપદ આપી દીધું હતું. આથી જણાય છે કે તે વખતે આર્ય નાગહસ્તિ સ્થવિર અધિક વૃદ્ધ થઇ ગયા હશે અને જો આ અનુમાન ખરૂં હોય તો સં. ૨૧૯ માં નાગહસ્તિ અને કનિષ્કે આયુષ્ય પૂર્ણ કર્યું તે વખતે પાદલિપ્ત યુવાવસ્થામાં પહોંચ્યા હશે.

પાદલિપ્ત જ્યારે પહેલ વહેલા પાટલિપુત્રમાં મુરૂણ્ડની સભામાં ગયા હતા તે વખતે તેઓ ઘણી છોટી અવસ્થામાં હતા એમ વર્ણનો ઉપરથી પણ જણાય છે. આ બધા સંયોગો જોતાં પાદલિપ્તનો સમય મોડામાં મોડો વિક્રમ સંવત્ ૨૧૬ પછી શરૂ થયો માની શકાય. પણ જો એમની દીક્ષા પછી એમના ગુરૂ આર્ય નાગહસ્તી ૧૦–૧૫ વર્ષ સુધી જીવિત રહ્યા હોય તો પાદલિપ્તની દીક્ષા ત્રીજા સૈકાના પ્રારંભમાં થઇ માની શકાય. આ સમય નિર્ધાર ઉપરથી પાદલિપ્તસૂરિ આર્યખપટના સમકાલીન થઇ શકતા નથી જેવા કે પ્રબંધકારે જણાવ્યા છે.

હવે પાદલિપ્તસૂરિની સાથે માનખેટ નગરના રાજા કૃષ્ણનો સંબંધ તપાસીયે.

પ્રબન્ધમાં જણાવ્યા પ્રમાણે પાદલિપ્તસૂરિ કૃષ્ણરાજના આગ્રહથી માનખેટમાં વધારે રહ્યા હતા.

ઇતિહાસમાં માનખેટ અને કૃષ્ણરાજની હકીકત તો મલે છે; પણ એ કૃષ્ણનો સમય ઘણો અર્વાચીન છે. માનખેટ ( જે આજ કાલ નિઝામ રાજ્યમાં માલખેડ એ નામથી પ્રસિદ્ધ છે.) ના રાજા કૃષ્ણ પહેલાંનો સમય વિક્રમ સંવત્ ૮૭૧ થી ૯૩૩ સુધીમાં મનાય છે અને આવી સ્થતિમાં પાદલિપ્ત અને માનખેટના કૃષ્ણરાજનું સમકાલીનપણું કોઇપણ રીતે સંભવિત નથી તેથી પાદલિપ્તના સમયનું માનખેટ અને કૃષ્ણરાજ ઇતિહાસ પ્રસિદ્ધ માનખેટ અને કૃષ્ણરાજથી ભિન્ન હોવા જોઇએ પણ જો તેમ ન હોય તો કૃષ્ણરાજના સમયના પાદલિપ્ત કોઇ જુદા જ પાદલિપ્ત હોવા જોઇયે અને આમ માનવામાં પણ પ્રમાણ ન હોય તો પાદલિપ્તસૂરિએ કૃષ્ણરાજ કે તેની માનખેટને નજરે જોયું નથી એમ જ કહેવું જોઇયે, પાદલિપ્ત પ્રતિષ્ઠાનપુર ગયા હતા એમાં શંકા જેવું નથી, આ સમયે પ્રતિષ્ઠાનમાં સાતવાહના વંશજોનું રાજ્ય હતું અને સંભવ પ્રમાણે તે કાળમાં ત્યાં ગૌતમીપુત્ર યજ્ઞશ્રી શાતકર્ણિ અથવા શાતકર્ણિ ત્રીજાનું રાજ્ય હશે.

પાદલિપ્ત ભરૂચમાં ગયા હોય તો એમાં પણ શંકા કરવાનું કારણ નથી, પણ તે મહેન્દ્રોપાધ્યાય બ્રાહ્મણોને બલાત્કારે દીક્ષા આપી તે નિમિત્તે જાગેલ બ્રાહ્મણોના વિરોધને દબાવવા માટે આવ્યા હતા એ માનવામાં જરૂર વિચાર કરવો પડે છે, કારણ કે બ્રાહ્મણોની દીક્ષાને તે વખતે લગભગ ૨૫૦ વર્ષ જેટલો સમય વ્યતીત થઇ ગયો હતો. આટલા લાંબા સમયે ઉક્ત કારણથી જૈન બ્રાહ્મણોને વિરોધ જાગે એ જરા વિચારણીય વિષય છે.

આ બધા વિવેચન ઉપરથી જણાશે કે આ પ્રબંધમાં વર્ણવેલા બીજા મહાપુરુષોનો પાદલિપ્તસૂરિની સાથે સંબંધ કે સમકાલીનતા હોવામાં કંઇપણ પ્રમાણ નથી, આર્યખપ-

ટનો સમય તો ખુલ્લી રીતે પાદલિપ્તના સમયથી લગભગ ૨૦૦ થી ૨૫૦ વર્ષ જેટલો પહેલાનો ઠરે છે તેથી ખપટની પાસે પાદલિપ્તે ચમત્કારક શાસ્ત્રો ભણ્યાની વાત નિરાધાર ઠરે છે. પ્રબંધમાં પાદલિપ્તના ગુરૂ આર્યનાગહસ્તિના ગચ્છનો ઉલ્લેખ કર્યો છે, જેનો આશય એ છે કે 'નમિવિનમિ વિદ્યાધરોના વંશમાં પૂર્વે કાલકાચાર્ય થયા તેથી તેમનો ગચ્છ વિદ્યાધર નામથી પ્રસિદ્ધ થયો જેમાં આર્ય નાગહસ્તિ થયા.'

એજ ગ્રન્થકાર વૃદ્ધવાદિના પ્રબંધમાં લખે છે કે 'પાદલિપ્ત પ્રભુ અને ગુરૂ વૃદ્ધવાદી વિદ્યાધર વંશના હતા એ વાત ગિરનારના એક મઠની પ્રશસ્તિ ઉપરથી લખી છે.'

કાલકાચાર્યથી 'વિદ્યાધર' ગચ્છ નિકલ્યાની વાત દન્તકથાથી અધિક પ્રામાણિક જણાતી નથી અને ગિરનારની પ્રશસ્તિ આજે વિદ્યમાન નથી એટલે એ ઉપર પણ બહુ વજન ન મૂકી શકાય; છતાં એ વાત માની લઇયે કે પાદલિપ્તની ગુરૂ પરંપરાની સાથે વિદ્યાધર શબ્દનો પ્રયોગ થતો હતો, પણ એ પ્રયોગ થતો કેવી રીતે ?, શાખા તરીકે, કુલ તરીકે કે ગચ્છ તરીકે ? કલ્પસ્થવિરાવલીના લેખ પ્રમાણે આર્યસુહસ્તીના શિષ્ય યુગલ સુસ્થિત—સુપ્રતિબુધ્ધથી નિકલેલ કોટિકગણની એક શાખાનું નામ 'વિદ્યાધરી' હતું, જે એજ સ્થવિર યુગલના શિષ્ય 'વિદ્યાધર' ગોપાલથી પ્રકટ થઇ હતી અને વજ્રસેનના શિષ્ય 'વિદ્યાધર' થી 'વિદ્યાધર કુલ' ની ઉત્પત્તિ થયાનો પણ લેખ છે. આ વિદ્યાધર સ્થવિર પટ્ટાવલિયોની ગણના પ્રમાણે વિક્રમ સંવત્ ૧૫૦ ના વર્ષમાં વજ્રસેનના પટ્ટધર થયા હતા અને એજ વર્ષમાં આર્યનાગહસ્તિ વજ્રસેન પછી યુગપ્રધાન બન્યા હતા અને ૬૯ વર્ષ પર્યન્ત યુગપ્રધાન પદ પર રહ્યા હતા. આથી એ આચાર્ય વિદ્યાધરના સમકાલીન હોવા છતાં વિદ્યાધર કરતાં અવસ્થામાં અને જ્ઞાનમાં અધિક સ્થવિર હશે એમ જણાય છે. આ સંયોગોમાં આર્યનાગહસ્તિ વજ્રસેન શિષ્ય 'વિદ્યાધર' થી પ્રસિદ્ધ થયેલા 'વિદ્યાધર કુલ' ના હોવા સંભવતા નથી, ત્યારે હવે એમને વિદ્યાધર ગોપાલની 'વિદ્યાધરી શાખા' ના જ સ્થવિર ગણવા યુક્તિયુક્ત ગણાય છે. પ્રાચીન સમયની કેટલીક શાખાઓ કાલાંતરે 'કુલ' ના નામથી પ્રસિદ્ધ થઇ અને પછીના સમયમાં કુલો 'ગચ્છો' ના નામથી પ્રસિદ્ધ થયાં એજ હકીકત આર્યનાગહસ્તિના 'વિદ્યાધર ગચ્છ' ના સંબંધમાં પણ બનવા પામી લાગે છે. ઘણા જુના કાલમાં એ 'વિદ્યાધરી' શાખા હશે અને કાલાન્તરે તે શાખા મટીને 'કુલ' ના નામથી પણ પ્રકાશમાં આવી હશે, અને છેવટે કુલનું પણ નામ છોડીને 'ગચ્છ' નું નામ ધારણ કર્યું હશે એમ લાગે છે આ ઉપરથી પાદલિપ્તસૂરિને કુલના અથવા વિદ્યાધર વંશના કહીયે તો કંઇપણ હરકત નથી.



## ૬ વિજયસિંહસૂરિ.



વિજયસિંહસૂરિનું વૃત્તાન્ત પ્રબન્ધકારે સાંભળીને લખ્યું હશે એમ પ્રબન્ધના પ્રારંભિક લેખ ઉપરથી જણાય છે અને એજ કારણે એમના માતા પિતા, જન્મ ભૂમિ અને ગુરૂ આદિ વાતોનો કંઇ પણ ઉલ્લેખ કર્યો નથી. માત્ર એટલું જ લખ્યું છે કે 'એ સિદ્ધ મહાત્મા ભરૂચ નગરમાં આર્યખપટના વંશમાં થઇ ગયા છે' અને એજ પ્રસંગથી ભરૂચના પ્રાચીન ઇતિહાસ અશ્વાવબોધ તીર્થની ઉત્પત્તિ અને શકુનિકા વિહારનું વૃત્તાન્ત લખ્યું છે, આ બધી હકીકત પૌરાણિક ઢબની હોવાથી એમાં ઐતિહાસક ચર્ચાને અવકાશ નથી; છતાં એટલું તો ખરૂં છે કે ભરૂચમાં ઘણા જ પ્રાચીન કાલથી વીશમા તીર્થંકર મુનિસુવ્રતનું તીર્થરૂપ ચૈત્ય હતું જે પ્રથમ 'અશ્વાવબોધ' એ નામથી ઓલખાતું હતું અને સિંહલ રાજાની પુત્રી સુદર્શનાએ તેનો જીર્ણોદ્ધાર કરાવીને 'શકુનિકા વિહાર' એ નામ પાડયું હતું.

તે પછી સંપ્રતિ રાજાએ એ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો હતો, અને એ કાર્યમાં વ્યન્તરોએ ઉપસર્ગ કર્યો જેનું નિવારણ ગુણસુન્દર શિષ્ય કાલકાચાર્યે કર્યું હતું.

તે પછી સિદ્ધસેન દિવાકરના ઉપદેશથી વિક્રમાદિત્ય રાજાએ એ તીર્થનો ઉદ્ધાર કર્યો હતો. વીર સંવત્ ૪૮૪ માં આ તીર્થમાં આર્યખપટ નામના આચાર્ય થયા જેમણે બૌદ્ધ વ્યન્તર અને બૌદ્ધ દર્શનિયોના કબજામાંથી આ તીર્થ છોડાવ્યું.

વીર સંવત્ ૮૪૫ માં વલ્લભીનો ભંગ તુરૂષ્ક લોકોએ કર્યો અને તે પછી તે ભરૂચનો નાશ કરવા આવતા હતા, પણ સુદર્શના દેવીએ તેમને પાછા હઠાવ્યા.

વીર સંવત્ ૮૮૪ માં મલ્લવાદીએ બૌદ્ધ અને તેમના વ્યન્તરો ઉપર જીત મેળવી.

સાતવાહન નામના રાજાએ આ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો અને પાદલિપ્ત સૂરિએ એના ધ્વજ દણ્ડની પ્રતિષ્ઠા કરી.

આર્યખપટના વંશમાં થયેલ આ વિજયસિંહસૂરિએ સંયમોદ્ધાર (ક્રિયોદ્ધાર) કરીને શત્રુંજય, ગિરનાર આદિની તીર્થયાત્રા નિમિત્તે કાઠિયાવાડ તરફ વિહાર કર્યો, તે વેલા તેમને ગિરનાર ઉપર અંબાદેવીએ પ્રસન્ન થઇને સિદ્ધગુટિકા આપી હતી

એજ પ્રસંગે અમ્બાદેવીના પૂર્વ ભવની કથા પણ લખી છે. વિજયસિંહ સૂરિએ સ્વરચિત "નેમિઃ સમાહિતધિયાં" આ પદથી શરૂ થતા સ્તોત્રથી ગિરનાર ઉપર નેમિનાથની સ્તવના કીધી હતી તે પછી તેઓ વિહાર કરતા પાછા ભરૂચ આવ્યા હતા.

એક દિવસે ભરૂચમાં આગ લાગી જેથી લગભગ આખું શહેર બલીને ભસ્મ થયું,

એમાં મુનિસુવ્રતનું પ્રસિદ્ધ શકુનિકાવિહાર ચૈત્ય અને તેમાંની પાષાણ અને પીતલ વિગેરેની મૂર્તિયો પણ બલી ગઇ, ફકત એક મુનિસુવ્રતનું મૂલબિંબ અખંડિત રહ્યું. આ નગરદાહમાં બળેલ ચૈત્યનો પુનરૂદ્ધાર કરવા માટે વિજયસિંહસૂરિએ નગરમાંથી ૫૦૦૦ પાંચ હજાર રૂપિયા એકઠા કર્યા અને શિલ્પીઓને રોકીને એક કાષ્ટનું દહેરૂં તૈયાર કરાવ્યું અને તે અતિ જીર્ણ થયું ત્યારે ઉદયન મંત્રીના પુત્ર અંબડે આ ચૈત્યનો જીર્ણોદ્ધાર કરાવીને સંવત્ ૧૧૧૬ માં પ્રસિદ્ધ આચાર્ય હેમચન્દ્રસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી.

એ પછી વિજયસિંહસૂરિના સ્વર્ગવાસનું સૂચન કરીને ગ્રન્થકાર કહે છે કે હજી પણ એમના વંશમાં પ્રભાવક આચાર્યો ઉત્પન્ન થાય છે. હવે આ પ્રબન્ધમાંની કેટલીક ઘટનાઓ વિષે વિચાર કરીયે.

સંપ્રતિ રાજાએ શકુનિકાકવિહારનો જીર્ણોદ્ધાર કરાવ્યો તે વખતે ગુણસુન્દર શિષ્ય કાલકાચાર્યની વિદ્યમાનતા આ પ્રબન્ધના લેખકે જણાવી છે. પટ્ટાવલિયોમાં સંપ્રતિનો સ્વર્ગવાસ વીર સંવત્ ૨૯૫ અથવા ૨૯૩ માં હોવાનો ઉલ્લેખ મળે છે, જ્યારે યુગપ્રધાન પટાવલિયોની ગણના પ્રમાણે કાલકાચાર્યે વી૦ સં૦ ૩૦૦ માં દીક્ષા લીધી અને ૩૩૬ માં તે યુગપ્રધાન થયા હતા. આવી રીતે સંપ્રતિના મરણ પછી ૫-૭ વર્ષે કાલકની દીક્ષા થવાથી સંપ્રતિના સમયમાં તેમની વિદ્યમાનતા સંભવતી નથી; પરંતુ અમારી ગણના પ્રમાણે સંપ્રતિ વી૦ સં૦ ૨૯૫ માં ગાદીએ બેઠો હોવાથી કાલક સામાન્ય શ્રમણાવસ્થામાં તેના સમકાલીન હોઈ શકે.

શકુનિકાવિહારનો ઉદ્ધારક વિક્રમાદિત્ય અને તેના ઉપદેશક આચાર્ય સિદ્ધસેનદિવાકરના સમય પરત્વે વૃદ્ધવાદિ પ્રબન્ધમાં વિશેષ ઉહાપોહ કરવામાં આવશે, જિજ્ઞાસુઓએ એમની સમય વિષયક વિચારણા તે પ્રબન્ધમાં જોવી.

વીર સંવત્ ૪૮૪ માં આર્યખપટ થયાનો ઉલ્લેખ છે તે આર્યખપટનો સ્વર્ગવાસ સૂચક છે, એટલે વી૦ સં૦ ૪૮૪ માં આર્યખપટ સ્વર્ગવાસી થયા એમ સમજવાનું છે.

વીર સંવત્ ૮૪૫માં વલભીનો તુરકોએ ભંગ કર્યો એમ પ્રબન્ધકારે જણાવ્યું છે, પરંપરાગત "અટ્ઠહિ પણયાલ વલહિખઓ" આ ગાથામાં પણ વલભીનો ભંગ વીર સંવત ૮૪૫ માં જ થયો જણાવ્યો છે, પણ આધુનિક વિદ્વાનો આ વર્ષ વીરસંવતનું નહીં પણ વિક્રમ સંવતનું છે એમ જણાવે છે, અને કહે છે કે વિક્રમની સંવત્ ૮૨૩ પછી આરબોને હાથે વલભીનો નાશ થયો હતો.'

પણ અમારૂં નિશ્ચિત માનવું છે કે ઉપર્યુક્ત વલભીભંગ સૂચક વર્ષ વીરસંવતનું જ છે અને આ વલભીભંગ તે તુરૂષ્કકૃત નહિ પણ રાજા કનકસેન કૃત પહેલો વલભીભંગ છે. કર્નલ ટૉડના લખવા પ્રમાણે સૂર્યવંશનો કનકસેન રાજા વિક્રમ સંવત્ ૨૦૦ અથવા ૨૦૧ માં પોતાની રાજધાની અયોધ્યા છોડીને ગૂજરાત તરફ આવ્યો હતો, પણ હું ધારૂં છું કે આ કનકસેન ગુપ્તવંશી રાજાઓનો સેનાપતિ હશે અને ચન્દ્રગુપ્ત પ્રથમ ગાદીએ બેઠો તેજ વર્ષમાં અથવા તો તેના પહેલા વર્ષમાં તેણે ગુપ્તરાજ્ય તરફથી ગૂજરાત ઉપર ચઢાઇ

કરીને વલભીનો કબજો કર્યો હશે, જે પ્રસંગને જૈન લેખકોએ પ્રાચીન ગાથાઓમાં 'વલભી-ભંગ તરીકે વર્ણવ્યો છે અને એ ઘટનાનું નિર્વાણ સંવતનું ૮૪૫મુ વર્ષ ગણાવ્યું છે. આ કનકસેન તે પુરાણોમાં સ્ત્રી રાજ્યનો ભોક્તા કનક કહ્યો છે તેજ જણાય છે. વિષ્ણુ-પુરાણુમાં કનકને ' ત્રૈરાજ્ય ' અને ' મુષિક ' દેશનો ભોક્તા કહ્યો છે. બ્રહ્માંડ પુરાણમાં એને ' સ્ત્રીરાષ્ટ્ર ' અને ' ભોજક ' દેશનો ભોક્તા લખ્યો છે, ત્યારે વાયુ પુરાણમાં 'સ્ત્રીરાષ્ટ્ર' અને ' ભક્ષ્યક ' નો ભોક્તા જણાવ્યો છે, મ્હારા મત પ્રમાણે ' ત્રૈરાજ્ય ' અથવા 'સ્ત્રીરાષ્ટ્ર' એ કામરૂપ દેશનાં નામો નહિ પણ ' સૌરાષ્ટ્ર ' ના અપભ્રષ્ટ રુપો છે, અને ' ભોજક ' તથા ' મુષિક જનપદ ' એ વડનગર અને એની આસપાસના પ્રદેશ માટે વપરાયેલ પ્રાચીન નામો હશે, કનકસેને એજ પ્રદેશોને જીતીને ત્યાં શહેરો વસાવ્યાં હતાં. આ વિજેતા કનક-સેન મૂલમાં ગુપ્તોનો સેનાપતિ હશે પણ પાછલથી આવા મહાન્ પરાક્રમોના બદલામાં એને પોતાના સ્વામી તરફથી વિજિત પ્રદેશો ભોગવટામાં મલ્યા હશે. વિક્રમ સંવત્ ૫૯૩ સુધી એના વંશજો ' સેનાપતિ ' અને ' મહાસામંત ' ના બિરૂદો ધારણ કરતા હતા. આથી પણ અમારા ઉપરના અનુમાનને પુષ્ટિ મલે છે. વલભીમાં ગુપ્ત સંવત્ વલભી સંવતના નામથી પ્રચલિત થયો. આ ઉપરથી પણ જણાય છે કે કનકસેન ગુપ્તોનો સેનાપતિ જ હશે અને તેણે ગુપ્ત સંવતના પ્રારંભ કાલમાં વલભીને જીતીને ત્યાં તે સંવત્સર ચલાવ્યો હશે; પણ વલભીની રાજ્યક્રાન્તિનું અને ગુપ્તસંવતનું એક જ વર્ષ હોવાથી તે સંવત્ વલભીના રાજ્ય-ક્રાન્તિ સૂચવનાર ' વલભી સંવત્ ' ના નામથી પ્રસિદ્ધ થઇ ગયો હશે.

એજ વલભીનો બીજીવાર વિ૰ સંવત્ ૮૨૪ ની આસપાસમાં મ્લેચ્છ અથવા આર-બોને હાથે ભંગ થયો લાગે છે, પણ પ્રથમ અને બીજા ભંગની ભિન્નતા ન સમજવાથી પાછળના લેખકોએ બન્ને ભંગનું એકત્ર વર્ણન કરી દીધું છે, પણ ખરી વાત તો એ છે કે જે વીર સંવત્ ૮૪૫ માં વલભીભંગ થયો હતો તે મ્લેચ્છ કૃત નહિ પણ સેનાપતિ કનકસેનકૃત હતો અને જે સાતમા શીલાદિત્યના સમયમાં વલભીનો બીજીવાર ભંગ થયો હતો તે વીર સંવત્ ૮૪૫ માં નહિ પણ વિ૰ સંવત્ ૮૨૩ પછી નજીકના સમયમાં થયો હતો. વીર સંવત્ ૮૮૪ માં મલ્લવાદિએ બૌદ્ધોને જીત્યાનું પ્રબન્ધકારે એક પદ્યમાં વર્ણન આપ્યું છે, પણ આધુનિક વિદ્વાનો મલ્લવાદીને વિક્રમ સંવત્ ૮૮૪ માં થયા માને છે; કારણ કે મલ્લવાદિએ ધર્મોત્તરના ન્યાયબિન્દુ ઉપર ટિપ્પણ લખ્યું છે અને ધર્મોત્તરાચાર્યનો સત્તા સમય વિક્રમ સંવત્ ૯૦૪ ની આસપાસમાં ગણાય છે. પણ અત્રે જે સંવત્ મલ્લવાદીની જીતનો આપ્યો છે તે તો વીર સંવત્ જ છે, કારણ કે આ પ્રસિદ્ધ મલ્લવાદીને વિક્રમની નવમી સદીમાં કોઇ રીતે મુકી શકાય તેમ નથી; કેમકે વિક્રમના આઠમા શતકના પ્રસિદ્ધ આચાર્ય હરિભદ્રસૂરિ પોતાની કૃતિ અનેકાન્ત જયપતાકામાં અનેક સ્થલે મલ્લવાદીનો નામો-લ્લેખ કરે છે, જો મલ્લવાદીને નવમી સદીની વ્યક્તિ માની લેવામાં આવે તો હરિભદ્રે કરેલ તેમના નામનિર્દેશનો સમન્વય કોઇરીતે થઇ શકે નહિ. આથી મલ્લવાદીનો સમય વીર સંવત્ ૮૮૪ ની આસપાસ માનવો એજ યુક્તિ સંગત છે.

ત્યારે હવે મલ્લવાદીએ ધર્મોત્તરના ગ્રન્થ ઉપર ટિપ્પણ કેમ લખ્યું ? એ પ્રશ્નનું નિરાકરણ કરવું રહ્યું.

વાદી દેવસૂરિના સ્યાદ્વાદરત્નાકર ઉપરથી વૃદ્ધ ધર્મોત્તર અને લઘુ ધર્મોત્તર એમ ધર્મોત્તર નામના બે બૌદ્ધાચાર્યો થઇ ગયા લાગે છે. તેજ રીતે હું ધારૂં છું કે ' મલ્લવાદી ' નામથી પણ ત્રણ જૈન આચાર્યો થઇ ગયા છે.

પ્રથમ મલ્લવાદી કે જે બૌદ્ધવિજેતા તરીકે પ્રસિદ્ધ છે અને જેમનો હરિભદ્રસૂરિએ પોતાના ગ્રન્થમાં બહુમાનપૂર્વક નામોલ્લેખ કર્યો છે તે વીર સંવત્ ૮૮૪ ની આસપાસમાં થયા.

બીજા મલ્લવાદી વિક્રમની દશ સદીના અન્તમાં થયા કે જેમણે લઘુ ધર્મોત્તરના ન્યાયબિન્દુ ઉપર ટિપ્પણ બનાવ્યું.

ત્રીજા મલ્લવાદી વિક્રમની તેરમી સદીમાં થયા કે જેમની કવિતાની મંત્રી વસ્તુપાલ–જેવા વિદ્વાને પ્રશંસા કરી હતી.

શકુનિકાવિહાર તીર્થનો ઉદ્ધારક સાતવાહન પાદલિપ્તનો સમકાલીન યજ્ઞશ્રી શાતકર્ણિ અથવા ત્રીજો શાતકર્ણિ હશે, પાદલિપ્તના સમયનો વિચાર તેમના પ્રબન્ધના વિવેચનમાં કર્યો છે.

આ પ્રબન્ધના ચરિત્રનાયક વિજયસિંહસૂરિના અસ્તિત્વ સમય વિષે પ્રબન્ધમાં કંઇ પણ ઉલ્લેખ કે સૂચના નથી તેથી એમના સમય વિષે વિચાર કરવો મુશ્કેલ છે, પણ એમણે જે ભરૂચમાં મુનિસુવ્રતનું કાષ્ઠમય ચૈત્ય કરાવ્યું હતું તેનો અતિ જીર્ણાવસ્થામાં સં૦ ૧૧૧૬ માં અંબડે જીર્ણોદ્ધાર કરાવ્યાનો આમાં લેખ છે, આથી અનુમાન કરી શકાય કે અંબડથી આ આચાર્ય વધારેમાં વધારે ૨૫૦ થી ૩૦૦ વર્ષ પૂર્વેના હોઇ શકે અને જો આ કલ્પના માનવાયોગ્ય હોય તો વિજયસિંહસૂરિનો સમય–વિક્રમની દશમી સદીથી પહેલાંનો માની શકાય નહિ, છતાં એમના સમય વિષેની કોઇપણ કલ્પના અટકલથી વધુ વજનદાર ગણાય નહિ. એ નામના બીજા પણ અનેક આચાર્યો થઇ ગયા છે, પણ આમાંથી કોઇપણ દશમી સદીની પૂર્વે–થયાનું પ્રમાણ મલતું નથી.

એ આચાર્યે ' નેમિસ્તવ ' ઉપરાન્ત કોઇ ગ્રન્થની રચના કર્યાનો પ્રબન્ધમાં ઉલ્લેખ નથી, ' પ્રતિક્રમણચૂર્ણિ ' નામનો ગ્રન્થ વિજયસિંહસૂરિકૃત ગણાય છે અને એના કર્તાનો સમય દશમી સદી હોવાનું પણ યાદ છે; છતાં તે ગ્રન્થકાર અને પ્રસ્તુત આચાર્ય એક છે કે ભિન્ન તે કહેવું મુશ્કેલ છે; કેમકે આ વખતે તે ગ્રન્થ કે તે વિષે લખેલી કેફિયત અમારી પાસે નથી. ભરૂચ એ વિદ્યાધર કુલના આચાર્યોનું મુખ્ય મથક હોય તેમ આ પ્રબન્ધ ઉપરથી સ્પષ્ટ જણાઇ આવે છે. આર્યખપટના સમયથી એ ક્ષેત્ર વિદ્યાધર કુલનું ચાલ્યું આવતું હતું અને પ્રબન્ધકાર કહે છે તેમ તેમના વખતમાં (સં. ૧૩૩૪ માં) પણ એ પરમ્પરાના આચાર્યો આ ક્ષેત્રમાં વિદ્યમાન હતા.



# ૭ જીવદેવસૂરિ.



આચાર્ય જીવદેવ વાયડનિવાસી વાયડજ્ઞાતીય શેઠ ધર્મદેવના પુત્ર હતા. એમની માતાનું નામ **શીલવતી** હતું. જીવદેવનું ગૃહાશ્રમનું નામ **મહીધર** હતું, એમને એક **મહીપાલ** નામે છોટો ભાઈ હતો જે ઘણે ભાગે દેશાન્તરમાં જ ફર્યા કરતો હતો.

મહીધરે વાયડગચ્છના આચાર્ય **જીનદત્તસૂરિ**ની પાસે દીક્ષા લીધી અને ભણી ગણીને ગીતાર્થ થતાં, આચાર્ય જીનદત્તસૂરિએ એમને આચાર્ય પદ આપીને પોતાની શાખાને અનુસારે '**રાશિલસૂરિ**' એ નામ પાડીને પોતાના પટ્ટધર બનાવ્યા અને પોતે પરલોક સાધન કર્યું.

મહીપાલને પણ રાજગૃહ નગરમાં દિગમ્બરાચાર્ય **શ્રુતકીર્તિ**એ દીક્ષા આપીને એનું '**સુંવર્ણકીર્તિ**' એ નામ પાડ્યું. સુવર્ણકીર્તિ પણ શ્રુતકીર્તિના પટ્ટધર શિષ્ય થયા એટલું જ નહિ, પણ તેમણે પોતાના ગુરૂ પાસેથી અપ્રતિચક્રાવિદ્યાનો આમ્નાય અને પરકાયપ્રવેશ વિદ્યા પ્રાપ્ત કરી હતી.

રાજગૃહ તરફના વ્યાપારિયોના મુખથી મહીપાલની માતાએ એની દીક્ષા શિક્ષાના સમાચાર સાંભળ્યા અને તે પોતાના પુત્રને મલવા નિમિત્તે રાજગૃહ તરફ ગઈ. પોતાના બે પુત્રોમાં પણ દિગમ્બર અને શ્વેતામ્બર એમ બે મત જોઇ શીલવતીએ સુવર્ણકીર્તિને કહ્યું 'જિન ભગવાનનો એકજ માર્ગ, તેમાં એ ભેદ કેવા ? અને એમાં સાચો માર્ગ કયો તેનો નિર્ણય અમારે કેવી રીતે કરવો ? તમો બંને ભાઇ એકઠા થઇને ખરા-ખોટાનો નિર્ણય કરો કે જેથી હું પણ તે જ માર્ગનો સ્વીકાર કરૂં.' પોતાની માતાનાં આ વચનોને અનુસારે સુવર્ણકીર્તિ વાયડ તરફ આવ્યા. માતાએ બંને મુનિઓનો આચારમાર્ગ અને ત્યાગ વિગેરે જોયો અને શ્વેતામ્બર માર્ગનું વાસ્તવિકપણું જણાતાં સુવર્ણકીર્તિને શ્વેતામ્બર માર્ગ ગ્રહણ કરવાનો અનુરોધ કર્યો. રાશિલસૂરિએ પણ તેમને સમજાવ્યા જે ઉપરથી દિગમ્બર મુનિએ વસ્ત્રનો સ્વીકાર કરી શ્વેતામ્બર માર્ગમાં પ્રવેશ કર્યો. થોડાં જ સમયમાં આ સંપ્રદાયના સિદ્ધાન્તો ભણીને ગીતાર્થ થતાં રાશિલસૂરિએ પોતાના બન્ધુ સુવર્ણકીર્તિ મુનિને આચાર્યપદ આપ્યું અને પોતાનાં ઉત્તરાધિકારી '**જીવદેવસૂરિ**' નામે પટ્ટધર શિષ્ય બનાવ્યાં.

જીવદેવસૂરિના શિષ્યની એકવાર કોઇ યોગિએ વાચા બંધ કરી દીધી હતી, તેમ જ એક વાર તેમના સમુદાયની સાધ્વી ઉપર યોગચૂર્ણ નાખીને પરવશ કરી નાખી હતી, પણ આચાર્યે પોતાની અપૂર્વ શક્તિના પ્રભાવે બંને સ્થળે યોગિનો પરાજય કરીને તેને યોગ્ય શિક્ષા કરી હતી.

એ અવસરે ઉજ્જયનીમાં **વિક્રમાદિત્ય** રાજા રાજ્ય કરતો હતો, તેણે સંવત્સર ચલા-

વવા માટે પૃથિવીનું ઋણ ચુકાવવા નિમિત્તે દેશોદેશ પોતાના મંત્રીઓને મોકલ્યા, તેમાંથી 'લિંબા' નામનો પ્રધાન વાયડ પણ આવ્યો, ત્યાં તેણે મહાવીરના મંદિરને જીર્ણ દેખીને તેનો ઉદ્ધાર કરાવ્યો અને તેના ધ્વજદંડની પ્રતિષ્ઠા વિ૦ સંવત્ ૭ માં જીવદેવસૂરિના હાથે કરાવી.

વાયડમાં એક '**લલ્લ**' નામનો કોટિધ્વજ શેઠ વસતો હતો, લલ્લ બ્રાહ્મણોનો ભક્ત હતો, તેણે સૂર્યગ્રહણમાં એક લાખ રુપયા ધર્માર્થ કર્યા હતા અને તે દ્રવ્યથી તેણે એક મહાયજ્ઞ શરૂ કરાવ્યો હતો, પણ પાછળથી તેનું એ ક્રિયા ઉપરથી મન ઉઠી ગયું હતું અને જીવદેવસૂરિના ઉપદેશથી તે જૈનધર્મી થઇ ગયો હતો. ધર્માર્થ કરેલ દ્રવ્યમાંથી લગભગ ૫૦૦૦૦ રુપિયા તો યજ્ઞક્રિયામાં ખર્ચાઇ ચુકયા હતા અને બાકીનાથી તેણે "પિપ્પલાનક" નામના ગામમાં જૈનચૈત્ય કરાવવા માંડેલ, પણ તેટલામાં ત્યાં આવેલ કોઇ અવધૂતે તે સ્થલે સ્ત્રીનું શલ્ય હોવાનું અને તે કાઢીને પછી દેહરૂં બનાવવાનું કહ્યું. એ ઉપરથી થયેલ કામ પાછું ઉકેલવા માંડયું પણ તે સમયમાં તે ન ઉકેલવા કોઇ અજ્ઞાત આદેશ થયો. આ ઉપરથી આચાર્યે ધ્યાન કર્યું. જેથી એક દેવી પ્રત્યક્ષ થઇને કહેવા લાગી કે 'હું કાન્યકુબ્જના રાજાની પુત્રી હતી અને મ્હને સુખડીમાં આપેલ આ દેશમાં સુખપૂર્વક રહેતી હતી, પણ મ્હને 'આ દેશનો મ્લેચ્છોથી ભંગ થશે' એ ભય લાગ્યો તેથી હું કૂવામાં પડીને મરી ગઇ. અને આ ભૂમીની અધિષ્ઠાયિકા દેવી થઇ છું. આ સ્થળે મ્હારૂં ઘણું ધન પડેલું છે માટે અત્રેથી શલ્ય (અસ્થિ-હાડકાં) નહિ કાઢવા દઉં, પણ જીવદેવસૂરિએ તેણીને ત્યાં ભુવનદેવી તરીકે સ્થાપવાની શરતે શાન્ત કરીને તેની અનુમતિથી ભૂમિ શુદ્ધ કરીને ચૈત્ય તૈયાર કરાવ્યું અને તેમાં ભુવનદેવીની પણ દેહરી બનાવી, તે દેવી હજી પણ ધાર્મિકોથી પૂજાય છે.

જ્યારથી લલ્લશેઠ જૈન થયો હતો ત્યારથી જ વાયડના બ્રાહ્મણો તેના ઉપર અને ખાસ કરીને જીવદેવસૂરિ ઉપર દ્વેષભાવ રાખવા લાગ્યા હતા. પરિણામે એકવાર તેમણે એક મૃતપ્રાય ગાય જીવદેવસૂરિ આશ્રિત મહાવીરના દેહરામાં વાલી દીધી. પ્રભાત સમયમાં સાધુઓએ જોયું કે ચૈત્યના ખાસ સ્થાનમાં મરેલ ગાય પડી છે, તેમણે એ વાત જીવદેવ-સૂરિને કરી, જે ઉપરથી તેમણે એકાન્તસ્થાનમાં બેસીને પોતાના શરીરમાંથી પ્રાણ કાઢી ગાયના શરીરમાં પ્રવેશ્યા અને ગાય ત્યાંથી ઉઠીને બ્રહ્માના મંદિરમાં ગર્ભગૃહમાં જઇને પેસી ગઈ અને તે પછી નિર્જીવ થઇ ગઇ. આ આશ્ચર્યકારક ઘટનાના સમાચાર પૂજારીએ બ્રાહ્મણોને કહ્યા, બ્રાહ્મણો અને સર્વ વિચારવાન મનુષ્યોને આ ઘટના એક ઉત્પાત જેવી લાગી અને પહેલા દિવસે બ્રાહ્મણ જુવાનોએ જે જૈનોની છેડછાડ કરી હતી તેનું જ એ પરિણામ હોવાનો તેમણે નિશ્ચય કર્યો અને જીવદેવસૂરિને આવીને આજીજી કરી કે આ ગાય જીવતી થઈ ઉઠીને બહાર જાય એવો ઉપાય કરો, પણ જીવદેવે તેમના કહેવા ઉપર બહુ લક્ષ્ય ન આપ્યું ત્યારે તેમણે ત્યાં બેઠેલ લલ્લ શેઠને પ્રાર્થના કરી કે 'તે આચાર્યને કહીને આ સંકટમાંથી અમારો ઉદ્ધાર કરાવે' આ સાંભલી લલ્લે ટીકા કરતાં કહ્યું કે 'આજકાલ તમે લોકોએ જે ઉત્પાત મચાવ્યો છે તેના પરિણામે જેટલી દુર્ઘટનાઓ ન થાય તેટલી થોડી છે.' પણ બ્રાહ્મણોએ કોઇ પણ શરતે આ સંકટમાંથી ઉદ્ધરવાની જ પ્રાર્થના કરી.

જે ઉપરથી લલ્લે જૈનોની સાથે આ પ્રમાણે શરતોની સાથે સુલેહનામું તૈયાર કર્યું કે " જૈનો વાયડમાં ગમે તે ધાર્મિક ઉત્સવો કરે તેમાં કોઇએ કોઇપણ પ્રકારનું વિઘ્ન નાખવું નહિ, ( વાયડમાં જે કંઇપણ ધાર્મિક કાર્યવ્યવસ્થા થશે તેમાં ) મહાવીરના સાધુઓનો ભાગ પહેલો રહેશે. ( જીવદેવની ગાદી ઉપર ) જે નવીન આચાર્ય બેસે તેનો બ્રાહ્મણોએ સુવર્ણનું યજ્ઞોપવીત પહેરાવીને બ્રહ્માના મંદિરમાં પટ્ટાભિષેક કરવો. "

લલ્લે ઉપર પ્રમાણે મર્યાદા બાંધવા કહ્યું અને બ્રાહ્મણોએ તે પ્રમાણે કબૂલ કર્યું. તે પછી તેણે જીવદેવસૂરિને મહાસ્થાન ( વાયડ ) નો ઉદ્ધાર કરવા કહ્યું, અને આચાર્યે એકાન્તમાં જઇ પોતાના પ્રાણ ખેંચીને ગાયમાં પ્રવેશ્યા, ગાય ઉઠીને ત્યાંથી બહાર નીકળીને દૂર ચાલી ગયા પછી આચાર્યે તેમાંથી પોતાના પ્રાણ ખેંચી લીધા.

એ ઘટના પછી જૈનો અને બ્રાહ્મણો વચ્ચે જે ભાઇયોના જેવો સંબન્ધ સ્થાપિત થયો હતો તે આજે પણ ત્યાં ચાલી રહ્યો છે.

જીવદેવસૂરિએ પોતાનું મરણ નિકટ જાણીને વાયડમાં આવી પોતાના ગચ્છની વ્યવસ્થા કરીને તે પછી અનશન કર્યું અને સમાધિપૂર્વક આયુષ્ય પૂર્ણ કર્યું.

કહે છે કે એમના સ્વર્ગવાસના સમયમાં તે સિદ્ધ જોગી-કે જેને પૂર્વે જીવદેવે પરાજિત કર્યો હતો-વાયડમાં આવ્યો અને મૃતક જીવદેવનું મુખ દેખવા માટે આગ્રહ કર્યો હતો આનું પ્રયોજન એ હતું કે જીવદેવનું કપાલ એક ખંડનું હોઇ યોગીને લેવું હતું, પણ આચાર્યે પ્રથમ આપેલ સલાહ પ્રમાણે ગણાવચ્છેદકે તેને ફોડી નાખ્યું હતું તેથી યોગીની મુરાદ પૂરી ન થઇ, આથી તેણે નિરાશા પ્રકટ કરતાં કહ્યું " રાજા વિક્રમાદિત્યને અને આ મ્હારા મિત્ર આચાર્યને એક ખંડ કપાલ હતું જે પુણ્યવાન પુરુષનું લક્ષણ કહેવાય છે. " આ પછી યોગીએ અગરુ અને ચન્દનના કાષ્ઠો લાવીને આચાર્યના અગ્નિસંસ્કારમાં ભાગ લીધો.

પ્રબન્ધની સમાપ્તિ કરતાં ચરિત્રકાર કહે છે કે આજે પણ તેમના વંશમાં અમરના જેવા તેજસ્વી પ્રભાવક આચાર્યો થાય છે. અત્રે વાપરેલ ' અમર ' શબ્દથી તેમણે એ વાયડ ગચ્છના આચાર્ય જિનદત્તસૂરિના શિષ્ય બાલભારત, કાવ્ય કલ્પલતા પ્રભૃતિ ગ્રન્થોના પ્રણેતા પ્રસિદ્ધ કવિ અમરચન્દ્રસૂરિની સૂચના કરી છે, આથી જણાય છે કે સં• ૧૩૩૪ સુધી અમરચન્દ્ર કવિ વિદ્યમાન હશે.

વાયડ ગચ્છ અને વાયડજ્ઞાતિ જે સ્થાનના નામથી આજ પર્યન્ત પ્રસિદ્ધ છે તે વાયડ સ્થાન આજે પણ ડીસા (જીલ્લા પાલણપુર)ની પાસે એજ વાયડ' નામથી પ્રસિદ્ધ છે. પૂર્વે એ મહાસ્થાનોમાં ગણાતું પણ હમણાં ગામડાના રૂપમાં વર્તમાન છે. વાયડ જ્ઞાતિ તો આજે પણ ગુજરાતમાં વર્તમાન છે; પણ વાયડ ગચ્છના સાધુ કે આચાર્ય વર્તમાન સમયમાં ક્યાંયે જોવાતા નથી. આ ગચ્છના પટ્ટધર આચાર્યોનાં નામ ઘણે ભાગે જિનદત્તસૂરિ રાશિલસૂરિ અને જીવદેવસૂરિ જ હતાં અને આ ગચ્છની પરમ્પરા વિક્રમના તેરમા શતક સુધી વર્તમાન હતી. વસ્તુપાલના સમયમાં એ ગચ્છના જિનદત્તસૂરિ અને તેમના શિષ્ય

અમરચન્દ્ર વિદ્યમાન હતા. એજ જિનદત્તસૂરિએ વિવેકવિલાસ અને શકુનશાસ્ત્રની રચના કરી છે. એ પછી આ ગચ્છની પરમ્પરા ક્યાંસુધી ચાલી તે નિશ્ચિત નથી.

વિક્રમાદિત્યના મંત્રી લિંબાએ વાયડના મહાવીરના ચૈત્યનો ઉદ્ધાર કરાવ્યાનો અને વિક્રમ સંવત્ ૭ માં જીવદેવસૂરિએ તેની પ્રતિષ્ઠા કરાવ્યાનો પ્રબન્ધમાં ઉલ્લેખ છે અને આ ઉપરથી જીવદેવસૂરિ વિક્રમાદિત્યના સમકાલીન હતા એમ માનવાને કારણ મળે છે, પણ વાસ્તવમાં એ આચાર્ય એટલા બધા પ્રાચીન ન હતા એમ પ્રબન્ધની કેટલીક વાતો ઉપરથી સિદ્ધ થાય છે. પહેલી વાત તો એજ છે કે જીવદેવ પ્રથમ શ્રુતકીર્તિના શિષ્ય સુવર્ણકીર્તિ નામે દિગમ્બર મુનિ હતા એમ પ્રબન્ધકારે જણાવ્યું છે. શ્રુતકીર્તિ ક્યારે થયા તે આપણે જાણતા નથી; છતાં બંને સમ્પ્રદાયોના લેખ ઉપરથી એટલું તો નિશ્ચિત છે કે વિક્રમની બીજી શતાબ્દીમાં દિગમ્બર અને શ્વેતામ્બરોની પરમ્પરાઓ જુદી પડી હતી, આ સ્થિતિમાં જીવદેવને પ્રથમાવસ્થામાં દિગમ્બર માનીને તેમને વિક્રમાદિત્યના સમકાલીન માનવા એ યુક્તિસંગત નથી.

કાન્યકુબ્જના રાજાની પુત્રીના ગુજરાતમાં આવનાર મ્લેચ્છોના ભયથી કૂવામાં પડીને મરવા સંબન્ધી હકીકતો પણ આ વૃત્તાન્તની પ્રાચીનતામાં શંકા ઉત્પન્ન કરે તેવી છે.

જીવદેવસૂરિની પરમ્પરામાં નવો આચાર્ય પાટ બેસે ત્યારે તેને સુવર્ણનું યજ્ઞોપવીત પહેરાવવા અને બ્રહ્માના મંદિરમાં અભિષેક કરવા વિષેની લલ્લશેઠે બ્રાહ્મણો પાસે જે શરત કરાવી છે, એ જોતાં જણાય છે કે એ જીવદેવસૂરિનો સમય ચૈત્યવાસિયોનો પ્રાબલ્યનો સમય હોવો જોઇયે અને એ આચાર્ય પણ કેટલેક અંશે શિથિલાચારી હોવા જોઇયે, અન્યથા યજ્ઞોપવીત અને અભિષેકની શરતો કરાવે નહિ. પટ્ટાવલિયો અને ભાષ્ય, ચૂર્ણિ આદિ આગમ સાહિત્ય ઉપરથી જણાય છે કે વિક્રમની પાંચમી શતાબ્દિ સુધીમાં ચૈત્યવાસની સાર્વત્રિક પ્રવૃત્તિ થઇ ગઇ હતી અને તેની સાથે જ શિથિલાચાર પણ વધી રહ્યો હતો.

પૂર્વોક્ત વૃત્તાન્તો ઉપરથી એ વાત સહેજે સિદ્ધ થાય છે કે પ્રસ્તુત પ્રબન્ધના ચરિતનાયક જીવદેવસૂરિ પ્રસિદ્ધ વિક્રમાદિત્યના સમયના નહિ પણ એ સમયથી લગભગ ૫૦૦–૬૦૦ વર્ષ પછીના પુરૂષ હતા. લલ્લ શેઠ દ્વારા જે બ્રાહ્મણોએ જૈનોની સાથે શરતો કરેલી તેજ બ્રાહ્મણો કાલાન્તરે સત્તાહીન અને જાગીરહીન થતા જૈનોના આશ્રિત ભોજકો થયા હતા એમ હું માનું છું.

ભોજક જાતિનું હજી પણ આદર સૂચક વિશેષણ “ ઠાકોર ” છે, એ સૂચવે છે કે પૂર્વે એ જાતિ જાગીરદાર હશે, એ નિશ્ચિત છે. એ લોકોનું પાલણપુરની આસપાસના પ્રદેશમાં ઢાગર પ્રગણામાં જેમાં વાયડ પણ આવેલ છે ત્યાં—માન છે અને જૈનો ઉપર કેટલાક પરમ્પરાગત લાગા છે. આથી પણ એ લોકોનો આ પ્રદેશમાં પૂર્વે અધિકાર અને વસવાટ હોવાનું જણાઇ આવે છે.

જ્યારથી એ લોકોએ વાયડ ખોયું ત્યારથીજ અધિક પરિચય અને સંબન્ધના કારણે એમણે જૈન મંદિરોની પૂજા ભક્તિ કરવાનું શરૂ કર્યું હશે અને જૈનોએ એમને લાગા બાંધી

આપ્યા હશે. દન્તકથા પ્રમાણે એમને હેમચન્દ્રે જૈન બનાવ્યાનું, કે બીજી દન્તકથા પ્રમાણે ખરતરગચ્છીય જિનદત્તસૂરિએ જૈનધર્મમાં લેવરાવ્યાનું અને જૈનોને ઘરે ભોજન કરવાથી 'ભોજક' નામ પડયાનું કથન યથાર્થ જણાતું નથી, કારણ કે 'ભોજક' શબ્દ નવાંગી-વૃત્તિકાર અભયદેવસૂરિના વખતમાં પણ પ્રચલિત હતો અને તેનો અર્થ 'પૂજક' એ થતો હતો. આથી માનવાને કારણ મળે છે કે પ્રસિદ્ધ આચાર્ય હેમચન્દ્ર અને જિનદત્ત સૂરિની પહેલાં જ એ લોકોને વાયડગચ્છના જ કોઈ આચાર્યે જૈન મંદિરોના પૂજક તરીકે કાયમ કરી લીધા હશે. અને તે આચાર્યનું નામ 'જિનદત્તસૂરિ" પણ હોય, તે નવાઇ નથી, કારણ કે વાયડગચ્છમાં દરેક ત્રીજા આચાર્યનું નામ 'જિનદત્તસૂરિ' જ અપાતું હતું.

## ૮ વૃદ્ધવાદીસૂરિ.

**વૃદ્ધવાદી** ગૃહસ્થાવસ્થામાં ગૌડદેશમાં કોશલાગ્રામના રહેવાશી મુકુન્દ નામના બ્રાહ્મણ હતા. પ્રસિદ્ધ અનુયોગ પ્રવર્તક અને પાદલિપ્તના પરમ્પરાશિષ્ય વિદ્યાધર કુલીન આચાર્ય સ્કન્દિલસૂરિની પાસે મુકુન્દે વૃદ્ધાવસ્થામાં જૈન દીક્ષા લીધી હતી.

ભરૂચમાં " નાલિકેરવસતિ ' નામના ચૈત્યમાં કરેલ આરાધનાના પરિણામે થયેલ સરસ્વતીની પ્રસન્નતાથી વૃદ્ધ મુકુન્દ રૂષિને અપૂર્વ વાદશક્તિ પ્રાપ્ત થઇ હતી તેથી એ 'વૃદ્ધ-વાદી' એ નામથી સર્વત્ર પ્રસિદ્ધ થયા હતા. સ્કન્દિલાચાર્યના સ્વર્ગવાસ પછી વૃદ્ધવાદીએ તેમના પટ્ટધર આચાર્ય થઇને ઉજ્જયિની તરફ વિહાર કર્યો.

તે સમયમાં વિક્રમાદિત્ય પૃથિવીનું પાલન કરતો હતો. અન્ય દિવસે કાત્યાયન ગોત્રીય દેવર્ષિ–બ્રાહ્મણ અને દેવશ્રીનો પુત્ર 'સિદ્ધસેન' નામનો વિદ્વાન બ્રાહ્મણ ત્યાં આવ્યો. નગરની બાહરજ વૃદ્ધવાદી તેને મલ્યા અને ત્યાંજ તેમની સાથે વાદ કરીને તેમનો કુમુદચન્દ્ર નામે શિષ્ય થયો.

વર્તમાન કાલીન જૈન શાસ્ત્રોનો અભ્યાસ કરીને ગીતાર્થ થતાં વૃદ્ધવાદિએ કુમુદચન્દ્રને આચાર્યપદ આપ્યું અને 'સિદ્ધસેન એ પ્રથમનુંજ નામ આપીને પોતાના ગચ્છના ઉત્તરાધિકારી બનાવ્યા.

એકવાર સિદ્ધસેને પોતાની કવિત્વ શક્તિથી વિક્રમાદિત્યને ખુશી કર્યો હતો, જે ઉપરથી રાજાએ તેમને ક્રોડ સોનૈયા આપવા માંડયા પણ તેમણે તે દ્રવ્ય સાધારણ ખાતાના ફંડમાં અપાવ્યું અને તેથી ગરીબ શ્રાવકોનો અને જિનમંદિરોનો ઉદ્ધાર કરાવ્યો.

એકવાર એ ચિત્તોડગઢ ગયા હતા. ત્યાં એમની નજરે વિચિત્ર સ્તંભ પડ્યો, જે ન પત્થરનો હતો, ન માટીનો અને ન લાકડાનો. આચાર્યે આથી તેની બારીક તપાસ કરી તો તે લેપમય લાગ્યો, આથી તેમણે વિરૂદ્ધ દ્રવ્યોથી ઘસીને તેને એક છિદ્ર પાડ્યું તો તે પુસ્તકોથી ભરેલ જણાયો. આચાર્યે તેમાંથી એક પુસ્તક કાઢીને તેનું એક પત્ર લેઇને

વાંચ્યું એટલામાં તે પુસ્તક તેમના હાથમાંથી અદષ્ટ દેવતાએ ઝુંટવી લીધું, પણ તેમાંથી તેમને સુવર્ણસિદ્ધિયોગ અને સરસવોથી સુભટ નિપજાવવાની વિધિ–આ બે ચીજો યાદ રહી ગઇ. એકવાર સિદ્ધસેન છેક પૂર્વ દેશમાં ગયા, ત્યાં તેઓ કર્માર ગામમાં ગયા જ્યાં દેવપાલરાજાની તેમને મુલાકાત થઇ. ધર્મકથાથી આચાર્યે દેવપાલને જૈનધર્મ તરફ ખેંચ્યો અને પોતાનો મિત્ર બનાવ્યો. આચાર્ય દેવપાલના આગ્રહથી ત્યાંજ રહ્યા હતા. તેવામાં કામરૂ દેશનો રાજા વિજયવર્મા મ્હોટી સેનાની સાથે દેવપાલ ઉપર ચઢી આવ્યો. શત્રુની ચઢાઇ અને તેના અધિક બલની વાત દેવપાલે સિદ્ધસેનને કહીને જણાવ્યું કે આ પ્રબલ શત્રુ સામે ટકી રહેવા જેટલું મ્હારી પાસે દ્રવ્ય અને સેનાબલ નથી, આ ઉપરથી સિદ્ધસેને સુવર્ણસિદ્ધિથી દ્રવ્ય અને સર્ષપયોગથી ઘણા સુભટો ઉપજાવીને તેને સહાયતા કરી અને દેવપાલે આ મદદથી વિજયવર્મા ઉપર જીત મેલવી પોતાને મુંઝવણરૂપ અંધકારમાં પ્રકાશ આપ્યો એથી દેવપાલે સિદ્ધસેનને 'દિવાકર' એ વિશેષણથી બોલાવ્યા. દેવપાલે એ પછી સિદ્ધસેનને અતિશય માન આપ્યું, તે એટલે સુધી કે તેમને આગ્રહ કરી કરીને પાલખી અને હાથી ઉપર બેસાડવા માંડયા, દાક્ષિણ્યવશ આચાર્ય પણ રાજાના આ આગ્રહને પાછો ઠેલી ન શકયા અને શિથિલાચારમાં પડી ગયા.

વૃદ્ધવાદીએ સિદ્ધસેનની આ પ્રમાદિ અવસ્થાના સમાચાર લોકોના મુખથી સાંભલ્યા અને તેઓ વિહાર કરીને કર્મારપુર આવ્યા અને પાલખીમાં બેસીને ફરતા સિદ્ધસેનને યુક્તિથી સમજાવીને શિથિલાચાર છોડાવ્યો અને તે પછી તેને પોતાના ગચ્છનો ભાર સોંપીને વૃદ્ધવાદિએ પરલોક વાસ કર્યો.

સિદ્ધસેનદિવાકરે એકવાર મૂલ જૈન આગમો જે પ્રાકૃત ભાષામાં બનેલાં છે, તે સંસ્કૃત ભાષામાં બદલી નાખવાનો વિચાર કર્યો, પણ એમના એ સંકલ્પથી શ્રમણ સંઘે એમને ઠપકો આપીને ૧૨ વર્ષ પર્યન્ત ગચ્છ અને સાધુ વેષ છોડીને ચાલ્યા જવાનો દંડ કર્યો. અને કહ્યું કે 'જો તમારાથી જૈનધર્મની કોઈ મ્હોટી ઉન્નતિ થઇ સંઘ જોશે તો બાર વર્ષની અંદર પણ તમને માફ કરીને સંઘમાં લઇ લેશે.' સિદ્ધસેને આ પારાઞ્ચિત નામનું પ્રાયશ્ચિત સ્વીકાર્યું અને ગચ્છ છોડીને ગુપ્ત વેશમાં નિકલી ગયા.

સાત વર્ષ સુધી આમ તેમ ભ્રમણ કરીને અબધૂતવેષ ધારી સિદ્ધસેન ઉજ્જયિનીમાં ગયા અને કવિતાથી વિક્રમનું મનરંજન કરીને તેની સભાના પણ્ડિત થઇને ત્યાં રહ્યા.

એકવાર વિક્રમાદિત્ય સિદ્ધસેનની સાથે કુડંગેશ્વર નામના શિવાલયમાં ગયા. પણ શિવને નમસ્કાર કર્યો નહિ, રાજાએ તેનું કારણ પૂછતાં તેણે કહ્યું કે–'મ્હારો પ્રણામ સહન કરે તે દેવ બીજા જાણવા, આ દેવથી મ્હારો પ્રણામ ખમાય નહિ.' રાજાને આ સાંભળીને વધારે આશ્ચર્ય થયું અને આગ્રહપૂર્વક પ્રણામ કરવા કહ્યું, તે ઉપરથી સિદ્ધસેને 'કલ્યાણમન્દિર' ઇત્યાદિ પદોથી શરૂ થતી અભિનવ સ્તોત્રની રચના કરીને સ્તુતિ કરવા-માંડી, અને આ સ્તોત્રનું તેરમું પદ્ય બોલતાં ધરણ નામનો નાગેન્દ્ર આવ્યો અને તેના પ્રભાવથી શિવલિંગ ફાટીને નીચેથી **પાર્શ્વનાથ તીર્થંકર**ની પ્રતિમા પ્રકટ થઇ, તે જોઇને

સિદ્ધસેને વિશેષ ભક્તિથી સ્તુતિ કરીને રાજાને કહ્યું 'અમારો પ્રણામ સહન કરે તે દેવ આ છે.' આ આશ્ચર્યથી રાજા સિધ્ધસેનનો પરમ ભક્ત બન્યો અને જૈનધર્મનો સહાયક થયો. સંઘે પણ શેષ પાંચ વર્ષનું પ્રાયશ્ચિત માફ કરીને સિદ્ધસેનને સંઘમાં લઇ લીધા.

કાલાન્તરે સિદ્ધસેનદિવાકર વિક્રમને પૂછીને ઉજ્જયિનીથી પ્રતિષ્ઠાનપુરની તરફ વિહાર કર્યો. તેઓ જ્યારે ભરૂચના સીમાડામાં પહોચ્યા તો ત્યાં ગોવાલી લોકો એકઠા થઇને તેમની પાસે આવ્યા અને ધર્મઉપદેશ કરવાની આચાર્યને પ્રાર્થના કરી. જે ઉપરથી તેમણે પ્રાકૃત ભાષામાં રાસ ગાઇને ઉપદેશ કર્યો. જે સાંભલીને ગોવાલાઓ પ્રતિબોધ પામ્યા અને તે સ્થલે પાછલથી તે લોકોએ 'તાલારાસક' નામથી ગામ વસાવ્યું જે હજી પણ જિનમંદિરથી શોભી રહ્યું છે.

પછી સિદ્ધસેન ભરૂચમાં ગયા, આ વખતે ભરૂચમાં બલમિત્રનો પુત્ર ધનંજય નામે રાજા રાજ્ય કરતો હતો. રાજાએ ઉત્સવપૂર્વક આચાર્યને નગરપ્રવેશ કરાવ્યો એજ અવસરે ભરૂચ ઉપર રાજાના શત્રુઓએ હુમલો કર્યો પણ સિદ્ધસેને આને પણ સર્ષપપ્રયોગથી અસંખ્ય સૈનિકો આપીને બચાવી લીધો, આ ઉપરથી જ એમનું નામ 'સિદ્ધસેન' ખરૂં પડયું.

આખરે સિદ્ધસેન દક્ષિણમાં પ્રતિષ્ઠાનપુર ગયા અને ત્યાં જ આયુષ્ય પૂર્ણ કરીને સ્વર્ગવાસી થયા.

સિધ્ધસેનના સ્વર્ગવાસના સમાચાર સાંભલીને એમની બહેન 'સિધ્ધશ્રી' જે જૈન સાધ્વી હતી તેણીએ પણ ઉજ્જયિનીમાં અનશનપૂર્વક દેહત્યાગ કર્યો હતો.

પાદલિપ્તસૂરિ અને તેમની જ શિષ્ય પરમ્પરામાં થયેલ વૃધ્ધવાદી 'વિદ્યાધર' વંશના હતા. એમાં પ્રમાણ બતાવતા પ્રબન્ધકાર કહે છે કે 'વિક્રમ સંવત્ ૧૫૦ મા જાકુટિ (જાવડ) શ્રાવકે નેમિનાથ ચૈત્યનો ઉધ્ધાર કર્યો, તે પછી વર્ષાદથી પડેલ મઠમાંથી નિકળેલ એક પ્રશસ્તિ ઉપરથી એ હકીકત (પાદલિપ્ત અને વૃધ્ધવાદી વિદ્યાધરવંશીય હોવાની હકીકત) ઉતારી છે.

આ પ્રબન્ધમાં જો કે વૃધ્ધવાદી કે સિધ્ધસેનના અસ્તિત્વ સમય વિષે સ્પષ્ટ ઉલ્લેખ થયો નથી, છતાં આમાં આપેલ વિક્રમાદિત્ય અને સિધ્ધસેનના વૃત્તાન્ત ઉપરથી એ પ્રબન્ધના નાયક વૃધ્ધવાદી અને સિધ્ધસેન દિવાકરને વિક્રમાદિત્યના સમકાલીન માનવાનું સહેજે પ્રાપ્ત થાય છે. બીજી તરફ આમાં પૂર્વદેશાન્ત (બંગાલ) ના રાજા દેવપાલનું અને કામરૂપ (આસામ)ના રાજા વિજયવર્માનું વૃત્તાન્ત પણ આવે છે ,અને આ બન્ને રાજાઓને સિધ્ધસેનના સમકાલીન હોવાનું જણાવ્યું છે, પણ આ બન્ને રાજાઓનો સમય સિધ્ધસેનના સમય સાથે મલતો નથી.

બંગાલમાં દેવપાલ નામે પાલવંશી રાજા થયો છે; પણ તેનો સમય વિક્રમના દસમા સૈકાના પ્રારંભથી શરૂ થાય છે, અને વિજયવર્માનામક રાજાના ઇતિહાસમાં પત્તો લાગતો નથી, કદાચ પ્રાગ્જ્યોતિષમાં વર્માન્ત નામના રાજાઓ જૂના સમયમાં રાજ્ય કરતા હતા

તેમાં કોઈ વિજયવર્મા નામે પણ રાજકર્તા થયો હોય તો નવાઇ નથી. પણ આ રાજાઓ જો સિધ્ધસેનના સહવાસી હતા એમ માનીયે તો વિક્રમાદિત્યના સમાનકાલીનપણામાં વાંધો આવે છે.

બીજી તરફ પરમ્પરાગાથાઓમાં સિધ્ધસેન દિવાકર માટે " पंचसय वरिससए, सिद्धसेणो दिवायरो जाओ " અર્થાત્ 'વીર નિર્વાણથી ૫૦૦ વર્ષે સિધ્ધસેન દિવાકર થયા.' મહા નિશીથસૂત્રમાં પણ સિધ્ધસેન દિવાકરનો ઉલ્લેખ આવે છે. આ બધું જોતાં એટલું તો નિશ્ચિત છે કે સિદ્ધસેન દિવાકર પ્રસિદ્ધ પાલવંશી રાજા ધર્મપાલના પુત્ર દેવપાલના સમકાલીન તો કોઈ રીતે નથી જ.

સિધ્ધસેન એકવાર ભરૂચમાં આવ્યા ત્યારે ત્યાં બલમિત્રના પુત્ર ધનંજયરાજાનું રાજ્ય હોવાનો પ્રબન્ધમાં ઉલ્લેખ છે અને આ ઉપરથી એમના વિક્રમાદિત્યના સમકાલીનપણાને ટેકો મલે છે, પણ આગળ ઉપર જોવાશે કે સિધ્ધસેનના સમયમાં બલમિત્રના પુત્રનું રાજ્ય હોવાનો બિલ્કુલ સંભવ નથી. દેવપાલ રાજાના આગ્રહથી સિધ્ધસેને હાથી અને પાલખીની સવારીનો સ્વીકાર કર્યો હતો. આ ઉપરથી જણાય છે કે તેઓ વિક્રમના પહેલા સૈકામાં નહિ પણ ચોથા પાંચમા સૈકામાં થયા હોવા જોઇયે; કારણ કે તે સમયમાં જ આવા પ્રકારનો શિથિલાચાર જૈન શ્રમણોમાં ચાલુ થયો હતો. પહેલાં નહિ.

હવે આપણે એમનો વાસ્તવિક સમય કયો તે વિચારીયે. વૃધ્ધવાદી પ્રસિધ્ધ અનુયોગધર આર્યસ્કન્દિલના શિષ્ય હોવાનું પ્રબન્ધકારે લખ્યું છે, અને અનુયોગધર સ્કન્દિલાચાર્યનો યુગપ્રધાનત્વ સમય અમારી ગણના પ્રમાણે વીર સંવત્ ૮૨૭ થી ૮૪૦ ( વિક્રમ ૩૫૭ થી ૩૭૦ ) સુધીમાં આવે છે. એ સમય દરમિયાન વૃધ્ધવાદીની દીક્ષા થઇ માની લઇયે તો એમના શિષ્ય સિધ્ધસેનનો સમય વિક્રમના ચોથા સૈકાના અંતિમ ચરણ અને પાંચમા શતકના પૂર્વાર્ધમાં આવે છે અને આવી પરિસ્થિતિમાં સિધ્ધસેન દિવાકરને પ્રસિધ્ધ સંવત્સર પ્રવર્તક વિક્રમાદિત્યના નહિ પણ ગુપ્તવંશી રાજા દ્વિતીય ચન્દ્રગુપ્તના સહવાસી માની લઇયે તો હરકત જેવું નથી, કેમકે આ રાજા પણ ઘણો પ્રસિધ્ધ અને 'વિક્રમાદિત્ય' આવી ઉપાધિધારણ કરનારો હતો.

ગમે તેમ હો, પણ સિધ્ધસેન ચોથી પાંચમી સદી પછીના તો નહિ જ હોય, કેમકે એમના યુગપદુપયોગદ્વયવાદનું જૈન આગમોની પ્રાચીન ચૂર્ણિયોમાં નિરાકરણ કરવામાં આવ્યું છે અને નિશીથચૂર્ણિમાં—કે જે વિક્રમની સાતમી સદીનો ટીકાગ્રન્થ છે. એમનો ૮-૧૦ સ્થળે 'સિધ્ધસેણ ખમાસમણ' અને 'સિદ્ધસેણાયરિય' એ નામથી ઉલ્લેખ થયેલો છે અને તે ઉલ્લેખો ઉપરથી એમ પણ સ્પષ્ટ જણાય છે કે એમણે નિશીથસૂત્ર ઉપર ભાષ્ય અથવા તે જાતના ગાથાબધ્ધવિવરણ ગ્રન્થની રચના કરી હતી, અને નિશીથ ચૂર્ણિમાં એક સ્થલે તો 'સિધ્ધસેને' યોનિપ્રાભૃતના પ્રયોગથી ઘોડા બનાવ્યાનો પણ ઉલ્લેખ મળી આવે છે. આથી એ ચોથી પાંચમી સદીના વ્યક્તિ હોવાનું સહજે સિધ્ધ થાય છે, કારણ કે અન્ય ભાષાકારો પણ લગભગ એ જ સમયમાં થઇ ગયા છે.

સિધ્ધસેને ઘોડા બનાવ્યાની કથા કેટલી પ્રાચીન છે તે નિશીથચૂર્ણિના ઉલ્લેખ ઉપરથી જણાઈ આવે છે.

આવી રીતે અમારા મત પ્રમાણે સિધ્ધસેનદિવાકરનો સત્તા સમય ચોથા અને પાંચમા સૈકાનો વચલો ભાગ જ અનુકૂળ લાગે છે. કારણ કે પાદલિપ્તસૂરિના પુરોગામી આર્યખપટ વિક્રમની પ્રથમ સદીમાં થયાનું સિધ્ધ થાય છે, સ્કન્દિલના પુરોગામી પાદલિપ્તસૂરિ વિક્રમના ત્રીજા સૈકાના પૂર્વાર્ધ્ધમાં થવાનું સાબિત થાય છે અને વૃધ્ધવાદીના ગુરૂ સ્કન્દિલાચાર્ય વિક્રમના ચોથા સૈકાના આચાર્ય હતા એમ પ્રમાણિત થઇ જાય છે તો સ્કન્દિલાચાર્યના શિષ્ય વૃધ્ધવાદી અને તેમના શિષ્ય સિધ્ધસેન દિવાકરને ચોથા પાંચમા સૈકાના વચગાળામાં મૂકવા એજ યુક્તિયુક્ત ગણાય.

વૃધ્ધવાદીની સાથે સિધ્ધસેને વાદ કર્યાની હકીકત દરેક કથાનકોમાં આવે છે, પણ અન્ય કથાનકોમાં આ વાદ ભરૂચની નજીકમાં થયાનું અને તેજ કારણે તે સ્થળે 'તાલારાસક' ગામ વસ્યાનું વર્ણન આવે છે, પણ આ પ્રબન્ધમાં આ બને વિદ્વાનોનો વાદ ઉજ્જૈનની પાસે થયાનું લખ્યું છે અને ભરૂચની પાસે સિદ્ધસેને ગોવાલિયાઓને રાસ ગાઇને ઉપદેશ કર્યાની વાત લખી છે. અમને પણ આ પ્રબન્ધમાં લખેલી હકીકત પ્રાચીન અને યથાર્થ જણાય છે.

ચિત્તોડના સ્તંભમાંથી સિદ્ધસેનને પુસ્તક મલવાની વાત ઉપરથી જણાય છે કે એમના સમયમાં પુસ્તકો લખવાની અને ભંડારોમાં રાખવાની રીત ચાલુ થઇ ચૂકી હતી.

સિદ્ધસેનના સમકાલિન રાજા દેવપાલ, વિજયવર્મા, ધનંજય વિગેરે પ્રસિદ્ધ દેવપાલ વિગેરેથી ભિન્ન વ્યક્તિઓ હોવાનો સંભવ છે.

વૃદ્ધવાદિએ કોઇ ગ્રન્થ પ્રકરણની રચના કરી હશે કે નહિ તે કહી શકાય તેમ નથી, કેમકે આજે એમના નામની કોઇ પણ કૃતિ વિદ્યમાન નથી; પરન્તુ એમના શિષ્ય સિદ્ધસેનદિવાકરે બનાવેલા ગ્રન્થો તો જૈન સંઘમાં આજે પણ પ્રસિદ્ધ છે. ન્યાયાવતાર, દ્વાત્રિંશિકાઓ અને કલ્યાણમંદિર સ્તોત્ર ઉપરાન્ત એમનો 'સન્મતિપ્રકરણ' નામક જૈન દર્શનનાં તત્ત્વોનું નિરૂપણ કરનાર ન્યાયગ્રન્થ આજે પણ વિદ્વાનોના આદરની ચીજ છે. પ્રાચીન ચૂર્ણિઓમાં આ ગ્રન્થને દર્શનપ્રભાવક શાસ્ત્ર કહીને ઉલ્લેખ્યો છે. આના ઉપર વિક્રમની પાંચમી સદીના પ્રસિદ્ધ તાર્કિક આચાર્ય મલ્લવાદીએ ટીકા કર્યાના ન્યાયગ્રન્થોમાં ઉલ્લેખ મળે છે, પણ તે ટીકા આજે ક્યાંય ઉપલબ્ધ થતી નથી. આજે આ ગ્રન્થ ઉપર વિક્રમની અગ્યારમી સદીમાં બનેલી અભયદેવસૂરિની ટીકા વિશેષ પ્રસિદ્ધ છે.

એ સિવાય નિશીથચૂર્ણિના ઉલ્લેખો પ્રમાણે સિદ્ધસેને જૈન આગમો ઉપર પણ ટીકા ભાષ્ય વિગેરે લખ્યાં હશે, પણ આજે તે ક્યાંય પણ અસ્તિત્વ ધરાવતા નથી.



# ૯ શ્રીહરિભદ્રસૂરિ.


પ્રસ્તુત પ્રબન્ધમાં જણાવ્યા પ્રમાણે હરિભદ્ર ચિત્તોડ નગરના રાજા જિતારિના પુરોહિત હતા, પણ કથાવલીના લેખને અનુસારે એ વિદ્વાન 'પિર્વંગુઇ' નામની કોઇ બ્રહ્મપુરીના રહેવાસી હતા, એમની માતાનું નામ ગંગા અને પિતાનું નામ 'શંકરભટ્ટ' હતું.

હરિભદ્રે પોતે પ્રકાણ્ડ વિદ્વાન હોવાથી એવી પ્રતિજ્ઞા કરી હતી કે 'જેનું બોલેલું ન સમજું તેનો શિષ્ય થઇ જાઉં' આ પ્રતિજ્ઞાની સાથે ચાલતા તે ચિત્તોડ નગરે આવ્યા હતા. તે અવસરે ચિત્તોડમાં જિનભટસૂરિ (કથાવલી પ્રમાણે જિનદત્તાચાર્ય) નામના જૈન આચાર્ય વસતા હતા, તેમના સંઘાડામાં '**યાકિની**' નામની મહત્તરા સાધ્વી હતી, એક દિવસ હરિભદ્રે યાકિનીના મુખે 'ચક્કિદુગં હરિપણગં' ઇત્યાદિ ગાથા સાંભલી પણ તે સમજ્યો નહિ, તેણે સાધ્વીને તે ગાથા સમજાવવા કહ્યું તો તેણીએ પોતાના પૂર્વોક્ત ગુરૂ પાસે જવા કહ્યું. હરિભદ્રે આચાર્ય જિનભટ પાસે જઇને ગાથાનો અર્થ પૂછ્યો પણ આચાર્યે કહ્યું કે આ સૂત્રોના અર્થો જૈનપ્રવ્રજ્યા લઇને વિધિપૂર્વક ભણે તેને જ કહેવામાં આવે છે, આ ઉપરથી તેણે જૈન દીક્ષા ધારણ કરી અને તે પછી આચાર્યે યાકિની મહત્તરાનો હરિભદ્રને પરિચય આપ્યો, એ ઉપરથી તેમણે કહ્યું 'આ દેવતાસ્વરૂપીણી ધર્મમાતાએ જ મ્હને બોધ આપ્યો છે.'

ઉપરની હકીકત પ્રબન્ધમાં છે, પણ કથાવલીમાં એ પ્રસંગમાં એમ લખ્યું છે કે હરિભદ્રે 'ચક્કિદુગં' એ ગાથાનો અર્થ પૂછ્યો ત્યારે યાકિની તેને લઇને જિનદત્તસૂરિ પાસે ગઇ અને સર્વ હકીકત કહી સંભળાવી તે ઉપરથી આચાર્યે તે ગાથાનો સવિસ્તર અર્થ હરિભદ્રને કહ્યો, તે સાંભળીને હરિભદ્રે પણ પોતાની પ્રતિજ્ઞાની વાત કહી. તેના ઉત્તરમાં આચાર્યે કહ્યું–ભદ્ર! જો એમ છે તો તું એ મહત્તરાનો 'ધર્મપુત્ર થઈ જા' હરિભદ્રે કહ્યું—ભગવન્! ધર્મ કેવો હોય? એ ઉપરથી આચાર્યે ધર્મનું સ્વરૂપ કહ્યું, તે પછી હરિભદ્રે પૂછ્યું ધર્મનું ફળ શું? ઉત્તરમાં આચાર્યે કહ્યું–સકામવૃત્તિવાળાઓને ધર્મનું ફળ સ્વર્ગાદિ પ્રાપ્તિ છે જ્યારે નિષ્કામવૃત્તિવાળાઓને માટે ધર્મનું ફલ 'ભવવિરહ (સંસારનો અન્ત) છે. આ સાંભલીને હરિભદ્રે કહ્યું—ભગવન્! મ્હને 'ભવવિરહ' જ પ્રિય છે માટે તેમ કરો જેથી ભવવિરહની પ્રાપ્તિ થાય, આચાર્યે કહ્યું જો એવી ઇચ્છા હોય તો સર્વ પાપનિવૃત્તિમય શ્રમણવૃત્તિ ધારણ કર, હરિભદ્રે તેમ કરવા ખુશી બતાવી અને જિનદત્તસૂરિએ તેમને જૈનદીક્ષા આપી.

જૈનશાસ્ત્રોમાં પ્રવીણ થતાં ગુરૂએ હરિભદ્રને આચાર્યપદ આપીને પોતાના પટ્ટધર શિષ્ય બનાવ્યા.

એ પછી હરિભદ્રના હંસ પરમહંસ નામના બે શિષ્ય કે જેઓ સંસારપક્ષમાં તેમના

ભાણેજ થતા હતા તેમની દીક્ષા, શાસ્ત્રાધ્યયન, બૌદ્ધતર્ક ભણવા માટે બૌદ્ધોના નગરમાં ગમન, ત્યાં તેમની પરીક્ષા, ત્યાંથી ભાગવું, રસ્તામાં બૌદ્ધોની સાથે લડીને હંસનું મરણ, પરમહંસનું સૂરપાલ રાજાને શરણે જવું, બૌદ્ધોનો તેની સાથે વાદ, ત્યાંથી નાશીને ચિત્તોડ જવું અને બનેલ વૃત્તાન્ત કહેતાં કહેતાં પરમહંસનું પણ મરણ, હરિભદ્રનો ક્રોધ અને બૌદ્ધોની સાથે સૂરપાલની સભામાં વાદ, શરત પ્રમાણે બૌદ્ધોનું તપ્તતૈલ કુંડમાં પડવું, જિનભટ દ્વારા હરિભદ્રના ક્રોધની શાન્તિ, નિરાશા અને ગ્રન્થરચના કરવાનો નિશ્ચય ઇત્યાદિ વાતોનું સવિસ્તર વર્ણન આપ્યું છે.

આ વિષયમાં કથાવલીમાં જે વર્ણન છે તેનો સાર આ પ્રમાણે છે—'હરિભદ્રને સર્વ શાસ્ત્રકુશલ જિનભદ્ર અને વીરભદ્ર નામના બે શિષ્યો હતા. તે સમયે ચિત્તોડમાં બૌદ્ધમતનું પ્રાબલ્ય હતું તેથી હરિભદ્રના જ્ઞાન અને કલાની બૌદ્ધો ઘણી ઇર્ષ્યા કરતા હતા, અને એજ સબબથી હરિભદ્રના તે બંને શિષ્યોને બૌદ્ધોએ એકાન્તમાં મારી નાખ્યા, કોઇ પણ રીતે હરિભદ્રને એ વાતની ખબર પડતાં તેણે ઘણાજ દિલગીર થઇને અનશન કરવાનો નિર્ધાર કર્યો, પણ પ્રવચનના પ્રભાવક જાણીને તેમને તેમ કરતાં રોકયા, છેવટે હરિભદ્રે ગ્રન્થરાશિને જ પોતાની શિષ્ય સંતતિ માનીને તેની રચનામાં તેઓ વિશેષ ઉદ્યમવાન થયા.'

આગે પ્રબન્ધકાર લખે છે કે હરિભદ્રે ગુરૂના ઉપદેશથી ક્રોધનો ત્યાગ કર્યો, પણ એમના મનમાંથી શિષ્યોના વિરહનું દુઃખ મટતું ન હતું, જેથી અંબાદેવીએ આવીને શાન્ત્વન દીધું અને કહ્યું કે શિષ્ય સંતતિ જોગું તમારૂં પુણ્ય નથી માટે ગ્રન્થસમૂહ એજ તમારી સંતતિ રહેશે. હરિભદ્રે તેનું વચન સ્વીકાર્યું અને સમરાદિત્ય ચરિત્રપ્રમુખ ૧૪૦૦ ગ્રન્થ પ્રકરણોની રચના કરી અને શિષ્યોના વિરહની સૂચના રૂપે દરેક ગ્રન્થ 'વિરહ' શબ્દથી અંકિત કર્યો.

આ ગ્રન્થરાશિને લખાવીને તેનો ફેલાવો કરવા માટે તેમણે 'કાર્પાસિક' નામક એક ગૃહસ્થને ધૂર્તાખ્યાન દ્વારા ઉપદેશ દઇને જૈન બનાવ્યો. કાર્પાસિકને હરિભદ્રના કથન પ્રમાણે વ્યાપાર કરતાં લાભ થયો તેથી તેણે તે દ્રવ્યવડે હરિભદ્રના ગ્રન્થો લખાવીને સર્વ સ્થળે પહોંચાડયા, અને એક ચોરાશી દેવકુલિકાયુક્ત જૈન મંદિર પણ કરાવ્યું. આ સંબન્ધમાં કથાવલીમાં કંઇક ભિન્નતા છે તેનો સાર આ પ્રમાણે છે.

હરિભદ્રસૂરિએ દશવૈકાલિક, ન્યાયપ્રવેશક આદિ ગ્રન્થોની યાકિનીપુત્ર નામાંકિત વૃત્તિઓ બનાવી અને અનેકાન્ત જયપતાકા સમરાદિત્ય કથા આદિ ભવવિરહાંકિત ગ્રન્થોની રચના કીધી. આ ગ્રન્થનિર્માણ અને લેખનકાર્યમાં આચાર્યને 'લલ્લિગ' નામના ગૃહસ્થે ઘણી મદદ કરી. આ લલ્લિગ એમના શિષ્ય જિનભદ્ર વીરભદ્રનો કાકો હતો અને ગરીબાઇથી કંટાળીને એણે પણ આચાર્ય પાસે દીક્ષા લેવાનો વિચાર કરેલ પણ આચાર્યે એને દીક્ષા ન આપી અને બજારમાં આવેલ માલની ખરીદી કરવાનો એને સંકેત કર્યો. લલ્લિગે તે પ્રમાણે કર્યું અને તેથી તેને ઘણો લાભ થયો, તેથી તે હરિભદ્રના કાર્યમા ઘણી સહાયતા કરતો, હરિભદ્રના ઉપાશ્રયમાં એણે એક એવું રત્ન મૂકી દીધું હતું કે

તેના પ્રકાશથી રાત્રે પણ આચાર્ય ગ્રન્થનિર્માણ કરતા અને ભીંત પાટિ આદિ ઉપર લખી નાખતા; જે દિવસમાં લહિયાઓ પાસે પુસ્તક રૂપે લખાવી લેવાતું.

હરિભદ્રસૂરિ જ્યારે ભોજન કરવા બેસતા ત્યારે લલ્લિગ શંખ વજડાવતો જે સાંભળીને યાચકો ત્યાં આવતા, અને લલ્લિગ તેમને મનઇચ્છિત ભોજન કરાવતો, ભોજન કર્યા પછી જાચકો હરિભદ્રને નમસ્કાર કરતા અને હરિભદ્ર તેમને 'ભવવિરહ કરવામાં ઉદ્યમવન્ત થાઓ' આવો આશીર્વાદ આપતા. જે સાંભળીને 'ઘણું જીવો ભવવિરહસૂરિ' આમ બોલતા તે પોતાના સ્થાનકે જતા; આ પ્રમાણે હરિભદ્રસૂરિ 'ભવવિરહસૂરિ' એ નામથી પ્રસિધ્ધ થયા.

એકવાર બનારસથી વ્યાપારાર્થે આવેલ વાસુકી શ્રાવક પાસેથી હરિભદ્રસૂરિને વર્ગ-કેવલીનું મૂળ પુસ્તક મળ્યું અને સંઘના અગ્રેસરોના કહેવાથી તે ઉપર હરિભદ્રે વિવરણ લખ્યું, પણ પાછળથી તે જ સંઘપ્રધાનોના કહેવાથી તે વિવરણ રદ કરી નાખ્યું હતું.

ભવવિરહસૂરિએ જેટલાં શાસ્ત્રો રચ્યાં છે તેટલાં આજના પંડિતો વાંચવાને પણ સમર્થ નથી. ભગવાન વર્ધમાનસ્વામીના તીર્થને વિષે ભવવિરહ એ છેલ્લા શ્રુતધર થયા.

અન્તે પ્રબન્ધકાર હરિભદ્રે મહાનિશીથ સૂત્રનો ઉધ્ધાર કર્યો તેનું સૂચન કરીને પ્રબન્ધની સમાપ્તિ કરે છે.

પ્રબન્ધમાં કે કથાવલીમાં પણ હરિભદ્રસૂરિના સત્તાસમય વિષે કંઇ પણ ઉલ્લેખ નથી તેમ એમના ગચ્છવિષે પણ કશો નિર્દેશ નથી.

કથાવલીમાં હરિભદ્રના ગુરૂનું નામ જિનદત્તાચાર્ય લખ્યું છે જ્યારે પ્રસ્તુત પ્રબન્ધમાં એમને 'જિનભટ' સૂરિના શિષ્ય કહ્યા છે, આ બંને કથન અપેક્ષાકૃત સત્ય છે; કારણ કે હરિભદ્ર પોતે પણ આવશ્યક ટીકાને અન્તે પોતે આ બંને ગુરૂઓનો નામનિર્દેશ કરે છે, તે આવશ્યક ટીકાનું વાક્ય નીચે પ્રમાણે છે—

"समाप्ताचेयं शिष्यहिता नामावश्यकटीका। कृतिः सिताम्बराचार्य जिनभटनिगदानुसारिणो विद्याधरकुलतिलकाचार्यजिनदत्तशिष्यस्य धर्मतो याकिनी महत्तरासूनोरल्पमतेराचार्य हरिभद्रस्य" ॥

ઉપરના વાકયથી સ્પષ્ટ જણાય છે કે હરિભદ્રસૂરિ જિનભટસૂરિની આજ્ઞામાં રહેતા હતા અને વિદ્યાધર કુલના આચાર્ય જિનદત્તના પોતે શિષ્ય હતા. સમરાદિત્યકથાના અન્તે પણ હરિભદ્રે જિનદત્તાચાર્યને જ પોતાના ગુરૂ જણાવ્યા છે, આથી એમ સમજાય છે કે એમના ગુરૂનું નામ તો જિનદત્તાચાર્ય જ હતું, અને જિનભટ એમના વિદ્યાગુરૂ અથવા ગચ્છનાયક ગુરૂ હોવા જોઇએ.

ઉપર્યુક્ત આવશ્યક ટીકાના ઉધ્ધરણ ઉપરથી એ વાત પણ સ્પષ્ટ થઇ જાય છે કે હરિભદ્રસૂરિ પોતે વિદ્યાધર કુલના હતા કેમકે એમના ગુરૂ જિનદત્તાચાર્ય વિદ્યાધર કુલના હતા એમ તે જ ટીકાના પાઠમાં લખેલું છે.

પ્રબન્ધકારે હરિભદ્રસૂરિના શિષ્યોનાં નામ હંસ અને પરમહંસ લખ્યાં છે, બીજા પણ અર્વાચીન પ્રબન્ધોમાં એજ નામો જણાવ્યાં છે, પણ કથાવલીમાં એમના શિષ્યો 'જિનભદ્ર, વીરભદ્ર' નામના હતા એમ લખ્યું છે અમારા વિચાર પ્રમાણે કથાવલીનું પ્રાચીન લખાણ જ પ્રામાણિક લાગે છે, કારણ કે હંસ અને પરમહંસ જેવાં નામો જૈન શ્રમણોમાં પ્રચલિત ન હોવાથી એ નામો યા તો કલ્પિત હોવાં જોઇએ અને નહિ તો ઉપનામ હોઇ શકે, પણ આવાં મૂલ નામો હોવાં સંભવતાં નથી.

એ સિવાય બીજી પણ કથાવલીમાં લખેલી હકીકત વાસ્તવિક જણાય છે, પ્રબન્ધમાં કેટલાક બનાવો અતિશયોક્તિપૂર્ણ અને કલ્પિત જેવા લાગે છે.

હરિભદ્રના સંબન્ધમાં અષ્ટકટીકામાં જણાવ્યા પ્રમાણે એક એવી કિંવદન્તી છે કે તેઓ ભોજન કરતી વેળા શંખવાદનપૂર્વક જાચકોને એકત્ર કરી ભોજન અપાવતા અને પછી પોતે ભોજન કરતા, અને આથી કેટલાક વિદ્વાનો હરિભદ્રને ચૈત્યવાસી હોવાનું પણ અનુમાન કરી બેસે છે પણ વસ્તુતઃ આમ નથી. ભદ્રેશ્વરની કથાવલીમાંથી આ પ્રઘોષનો ખુલાસો મળી રહે છે, અને તે આ કે હરિભદ્ર પોતે એ કાર્ય નહોતા કરતા, પણ તેમનો ભક્ત લલ્લિગ શ્રાવક શંખવાદનપૂર્વક યાચકોને બોલાવી ભોજન કરાવતો હતો. કથાવલી-કારના કહેવા મુજબ ખરેજ હરિભદ્રસૂરિ છેલ્લા શ્રુતધર હતા, એમણે એટલાબધા ગ્રન્થોની રચના કરી હતી કે આજે પણ વીસિયોની સંખ્યામાં તેમના વિદ્વત્તાપૂર્ણ ગ્રન્થો જૈનપુસ્તક ભંડારોમાં જળવાઇ રહ્યા છે; એમના વિદ્યમાન અને જ્ઞાત ગ્રન્થોની નામાવલી અત્રે આપીને વિસ્તાર કરવો ઉચિત નથી, જેમને એ ગ્રન્થોની નામાવલી જોવી હોય તેમણે અમારી લખેલી ધર્મસંગ્રહણિની સંસ્કૃત પ્રસ્તાવના જોવી.

હરિભદ્રસૂરિના સત્તાસમય વિષે કેટલાક વખતથી મતભેદ ચાલે છે.

" पंचसए पणसीए विक्कमकाला उझत्ति अत्थमिओ ।
हरिभद्दसूरिसूरो, भवियाणं दिसउ कल्लाणं ॥ "

આ પ્રાચીન પરમ્પરાગત ગાથામાં વિક્રમ સંવત્ ૫૮૫ માં હરિભદ્રસૂરિનો સ્વર્ગવાસ બતાવ્યો છે. લગભગ બધી પટ્ટાવલીઓમાં પણ હરિભદ્રસૂરિનો સમય એજ ગાથામાં જણાવ્યા પ્રમાણે જણાવ્યો છે. પણ હરિભદ્રસૂરિ એટલા પ્રાચીન થઇ શકે કે કેમ? એ વિચારણીય છે. શક સંવત્ ૬૯૯ ( વિક્રમ સંવત ૮૩૪ ) માં બનેલ દાક્ષિણ્યચિહ્નની કુવલયમાલા કથામાં આ હરિભદ્રસૂરિનો નામોલ્લેખ હોવાથી આ સમયની પૂર્વે હરિભદ્રનું અસ્તિત્વ હતું એ તો નિર્વિવાદ છે, પણ એમને પૂર્વકાલમાં કયાંસુધી લઇ જવા એ વિચારવાનું છે.

આજ પહેલાં હું હરિભદ્રને વિક્રમની છઠ્ઠી સદીમાં મૂકનારાઓમાંનો એક હતો, પણ હવે મને લાગે છે કે એ આચાર્યને આ ગાથોક્ત સમયથી લગભગ બસો વર્ષ પછીના સમયમાં મૂકવા એ વધારે યોગ્ય લાગે છે, એનાં કારણો આ પ્રમાણે છે—'હરિભદ્રે પોતાના ગ્રન્થોમાં ધર્મકીર્તિ અને કુમારિલના નામોનો ઉલ્લેખ કર્યો છે, અને વિદ્વાનોએ એ વાત લગભગ સાબીત કરી આપી છે, કે ઉપર્યુક્ત બંને બૌધ્ધ અને મીમાંસક

આચાર્યો વિક્રમના આઠમા સૈકામાં પૂર્વાપરભાવી વ્યક્તિઓ છે, હવે જો હરિભદ્રને એમનાથી પૂર્વકાલિન માનવામાં આવે તો એમનાં નામો હરિભદ્રના ગ્રન્થોમાં સંભવે નહિ.

બીજું કારણ એ પણ છે કે વિશેષાવસ્યક ભાષ્યાદિ કર્તા પ્રસિધ્ધ યુગપ્રધાન જિનભદ્રગણિ ક્ષમાશ્રમણના ગ્રન્થોનાં અવતરણો હરિભદ્ર પોતાના ગ્રન્થોમાં આપ્યા છે એટલું જ નહિ પણ જિનભદ્રીય ધ્યાનશતકાદિ ગ્રન્થો ઉપર હરિભદ્રે ટીકા પણ લખી છે, આથી હરિભદ્ર કરતાં જિનભદ્રગણિ પ્રાચીન છે એ વાત સ્વયંસિધ્ધ છે અને યુગપ્રધાન પટ્ટાવલિયોના લેખ પ્રમાણે જિનભદ્રગણિનો યુગપ્રધાનત્વ સમય વીર સંવત્ ૧૦૫૫ થી ૧૧૧૫ (વિક્રમ સંવત્ ૫૮૫ થી ૬૪૫ ) સુધીમાં આવે છે, અને જ્યારે જિનભદ્રનો સમય વિક્રમની છઠ્ઠી સદીના ઉત્તરાર્ધમાં અને સાતમીના પૂર્વાર્ધમાં આવે છે, તો એમના ગ્રન્થોની ટીકા કરનાર હરિભદ્રને એથી પણ પછીના સમયમાં મૂકવા એ જ યુક્તિયુક્ત ગણાય. રત્નસંચય પ્રકરણમાં એક બીજી પરમ્પરાગત ગાથા આપી છે જેમાં હરિભદ્રસૂરિને વીરસંવત્ ૧૨૫૫ ( વિક્રમ સંવત્ ૭૮૫ ) માં વિદ્યમાન જણાવ્યા છે. આપણે જો પ્રથમની વિચારસાર પ્રકરણવાલી ગાથાને બાજુ રાખીને આ ગાથાને પ્રમાણ માની લઇયે તો બધો વિરોધ મટી જાય છે. આ ગણના પ્રમાણે ધર્મકીર્તિ, કુમારિલ અને જિનભદ્રગણિથી હરિભદ્રસૂરિ અર્વાચીન ઠરે છે અને કુવલયમાલાના કર્તા દાક્ષિણ્યચિહ્નથી પ્રાચીન, ઉપર જે રત્નસંચયની ગાથાની વાત કરી છે તે ગાથા નીચે પ્રમાણે છે.

" पणपण्ण बारससए, हरिभद्दोसूरि आसिपुव्वकई ।
तेरसय वीस अहिए, वरिसेहिं बप्पभट्टिपहू ॥ ६९ ॥ "

અહીં એ શંકા થઇ શકે, જો આપણે હરિભદ્રસૂરિને આ ગાથાને આધારે વિક્રમના આઠમા સૈકામાં મૂકીયે તો પછી " पंचसए पणसीए " એ ગાથાની સંગતિ કેવી રીતે બેસાડવી ? જો હરિભદ્ર છઠ્ઠા સૈકામાં થયા જ નથી તો પછી એ ગાથામાં જણાવેલી હકીકત કેવલ નિરર્થક જ ખરી કે નહિ ?, અને જો ગાથામાં જણાવેલી હકીકત નિરાધાર જ હોય તો આમ હોવાનું કંઇ કારણ પણ હોઇ શકે કે નહિ ?

ઉપર્યુક્ત શંકાનું સમાધાન એ છે કે ઉપર્યુક્ત ગાથાનો વિષય હરિભદ્રસૂરિ નહિ પણ **હારિલ** યુગપ્રધાન છે. એ યુગપ્રધાન જ પટ્ટાવલીમાં જણાવ્યા પ્રમાણે વીરસંવત્ ૧૦૫૫ ( વિક્રમ સંવત્ ૫૮૫ ) માં સ્વર્ગવાસી થયા હતા અને એમની પાટે જિનભદ્રગણિ બેઠા હતા. હરિભદ્રને પણ જિનભદ્ર નામક શિષ્ય હતા, આમ શિષ્યોના અને એમના પોતાના નામોના સાદશ્યથી પાછલના લેખકો એમની ભિન્નતા ભુલી ગયા, અને હારિલને જ હરિભદ્રસૂરિ માની તેમનો સ્વર્ગવાસ ૫૮૫ માં લખી દીધો છે. આમ ઉક્ત ગાથોક્ત ૫૮૫ નો સમય હરિભદ્રનો નહિ પણ હારિલનો માની લેવાનો છે. ગાથોક્ત અર્થની સંગતિ પણ આવી રીતે થઇ જશે.

## ૧૦ શ્રીમલ્લવાદી સૂરિ.

મલ્લવાદીનું ગૃહસ્થાવસ્થાનું નામ 'મલ્લ' હતું, એમની માતાનું નામ દુર્લભ-દેવી અને મ્હોટા બે ભાઇઓનાં નામ 'જિનયશ' અને 'યક્ષ' હતાં, એઓ સંભવ પ્રમાણે વલ્લભીપુરના રહેવાસી હતા.

મલ્લના મામા 'જિનાનન્દ' નામના જૈન આચાર્ય હતા, તેમને ભરૂચમાં 'બુધ્ધાનન્દ' નામક બૌધ્ધ આચાર્યે વાદમાં અપમાનિત કર્યા તેથી ત્યાંથી નિકળીને તેઓ વલ્લભી તરફ ગયા હતા જ્યાં તેમણે પોતાની બ્હેન દુર્લભદેવીને જિનયશ આદિ ત્રણે પુત્રોનીસાથે જૈનધર્મની દીક્ષા આપી હતી.

જિનાનન્દે પોતાના આ ત્રણે શિષ્યોને ભણાવીને વિદ્વાન કર્યા, તેમાં પણ મલ્લ તો સર્વથી આગે નિકળે એવો બુધ્ધિશાળી નિવડ્યો.

એકવાર જિનાનન્દ તીર્થયાત્રામા ગયા હતા તે વખતે નિષેધ કર્યા છતાં મલ્લે પૂર્વગત શ્રુતમય નયચક્ર ગ્રન્થનું પુસ્તક છોડીને વાંચ્યું, તેમાંની પહેલી કારિકા વાંચીને તે વિચારે છે તેવામાં તો તે પુસ્તક તેના હાથમાંથી શ્રુતદેવતાએ અદૃશ્યપણે ખેંચી લીધું, મલ્લ-આથી ઘણું રોયો પણ કંઇ વળ્યું નહિ તેથી તે ગિરિખણ્ડલ નામના પર્વતની ગુફામાં જઇને શ્રુતદેવતાની આરાધનામાં બેઠો. બે બે ઉપવાસ અને પારણામાં લૂખા વાલનું ભોજન કરીને શ્રુતદેવીની આરાધના શરૂ કીધી. ચાર માસ સુધી આ પ્રમાણે કર્યા પછી તેને પારણામાં ઘૃતાદિ સ્નિગ્ધ પદાર્થ આપવા માંડયું, આખરે છ માસ પર્યન્ત પરીક્ષા કરીને શ્રુતદેવતાએ તેને કહ્યું કે 'મૂળ પુસ્તક તો નહિ મળે, પણ તેની જે એક કારિકા તેં વાંચી છે તેનો વિસ્તાર કરીને તું આ નયચક્રના સારરૂપે નવું નયચક્ર બનાવી શકીશ' એ પછી મલ્લે આરાધના સમાપ્ત કરી અને દશહજાર શ્લોકપ્રમાણ નવું નયચક્ર બનાવીને તેનો પ્રચાર કર્યો. જિનાનન્દસૂરિ કાલાન્તરે વલ્લભીમાં આવ્યા અને મલ્લની વિશેષ યોગ્યતા જોઈ તેમને પોતાની પાટે આચાર્યપદે સ્થાપ્યા. અત્રરાજાની સભાના વાદી શ્રીનન્દકના કહેવાથી મલ્લના મ્હોટા ભાઇ જિનયશે પ્રમાણ ગ્રન્થની રચના કરી અને વિશ્રાન્તવિદ્યાધર નામના વ્યાકરણશાસ્ત્ર ઉપર ન્યાસ બનાવ્યો. તેજ પ્રમાણે જિનયશના ન્હાના ભાઇ યક્ષ મુનિએ અષ્ટાંગનિમિત્તવિષયક "યાક્ષી સંહિતા" નામનો ગ્રન્થ બનાવ્યો.

અન્ય દિવસે મલ્લમુનિએ સ્થવિરોના મુખે પોતાના ગુરૂ જિનાનન્દનો ભરૂચમાં બૌધ્ધો દ્વારા તિરસ્કાર થયો તે સંબન્ધી વાત સાંભલી, આથી તેમણે વલ્લભીથી ભરૂચ તરફ વિહાર કર્યો અને ત્યાં જઇને તેજ બૌધ્ધાનન્દની સાથે તેમણે વાદ કર્યો. અને તેને હરાવ્યો, તે પછી તેમણે પોતાના ગુરૂ આચાર્ય જિનાનન્દને માનપૂર્વક ભરૂચ બોલાવ્યા. જૈનસંઘ અને ગુરૂગચ્છ મલ્લસૂરિના આ વિજયથી ઘણા આનન્દિત થયા અને તેજ વખતથી મલ્લસૂરિ 'વાદી' તરીકે પ્રસિદ્ધ થયા.

મલ્લવાદીએ નયચક્ર ઉપરાન્ત ૨૪૦૦૦ શ્લોકપ્રમાણ 'પદ્મચરિત' નામક રામાયણની રચના કરી, અને છેવટે પોતાના યોગ્ય શિષ્યને ગચ્છનાયક બનાવીને પોતે સ્વર્ગવાસી થયા.

કહે છે કે મલ્લવાદીથી હારેલો બુધ્ધાનન્દ મરીને કોઈ વ્યન્તર દેવ થયો અને પૂર્વના દ્વેષથી મલ્લવાદીકૃત ઉકત બંને ગ્રન્થો તેણે અધિષ્ઠિત કરી લીધાં છે, જેથી તે પુસ્તકો કોઇને વાંચવા દેતો નથી; આનો અર્થ એ જણાય છે કે મલ્લવાદીના તે ગ્રન્થો બૌધ્ધોને હાથે નષ્ટ થઇ ગયા છે.

કોઇ કોઇ પ્રબન્ધમાં મલ્લવાદિની માતા દુર્લભદેવીને વલ્લભીના રાજા શિલાદિત્યની બ્હેન લખીને એ મહાવાદીને શિલાદિત્યના ભાણેજ ઠરાવ્યા છે, તેમજ બૌધ્ધોની સાથેનો મલ્લવાદીનો વાદ પણ શિલાદિત્યની સભામાં થયાનું જણાવ્યું છે, પણ પ્રસ્તુત પ્રબન્ધમાં આ બધી ઘટના ભરૂચમાં થયાનું વર્ણન છે. મલ્લવાદી વલભીના હતા એટલું જ આ પ્રબન્ધથી જણાય છે. મલ્લવાદીએ તેમજ એમના ભાઇયોએ કરેલ ગ્રન્થોનું આજે કયાંઇ પણ અસ્તિત્વ જણાતું નથી, પણ જો શોધખોળ કરતાં એમાંથી કોઈ પણ એક બે ગ્રન્થો મળી જાય તો જૈન સાહિત્યનો અપૂર્વ ઉત્કર્ષ વધારનારા થઇ પડે. મલ્લવાદીકૃત નયચક્રની ટીકા તો આજે પણ જૈન ભણ્ડારોમાં મળે છે, પણ મૂળ ગ્રન્થ કયાંઇ મળતો નથી. એ સિવાય એક લઘુધર્મોત્તર ટિપ્પણ નામક ન્યાયગ્રન્થ પણ મલ્લવાદી કૃત જૈન ભણ્ડારોમાં આજે મળે છે, પણ મ્હારા વિચાર પ્રમાણે આ મલ્લવાદી બીજા હોવા જોઇએ. અલ્લરાજાની સભાના વાદી શ્રીનન્દક ગુરૂના કહેવાથી મલ્લવાદીના જ્યેષ્ઠ ભાઇ જિનયશે પ્રમાણ ગ્રન્થ બનાવ્યાનો ઉલ્લેખ પ્રબન્ધકારે કર્યો છે, પણ આ 'અલ્લભૂપ' અને તેની સભાના વાદી 'શ્રીનન્દકગુરૂ' કોણ હતા તે જણાવવામાં આવ્યું નથી. એજ ચરિતના અભયદેવ પ્રબન્ધ ઉપરથી જણાય છે કે વર્ધમાનસૂરિના સમયમાં કૂર્ચપુર (કુચેરા—મારવાડ) માં અલ્લભૂપાલ પુત્ર ભુવનપાલ રાજા રાજ્ય કરતો હતો, આ ઉલ્લેખથી જણાય છે કે વર્ધમાનસૂરિકાલીન ભુવનપાલનો પિતા અલ્લરાજા વિક્રમની દસમી સદીના અન્તમાં વિદ્યમાન હોવો જોઇયે, વલી એજ પ્રભાવક ચરિત્રની પ્રશસ્તિમાં ન્યાયમહાર્ણવકાર અભયદેવસૂરિના ગુરૂ પ્રદ્યુસ્રરિએ અલ્લુરાજાની સભામાં દિગમ્બરાચાર્યને જીત્યાનો ઉલ્લેખ છે; આ અલ્લૂ અને અલ્લભૂપ એક જ વ્યકિતનાં નામો છે અને આ રીતે પ્રદ્યુમ્નસૂરિના સમકાલીન તરીકે પણ અલ્લભૂપનું અસ્તિત્વ વિક્રમની દશમી સદીમાં જ સિદ્ધ થાય છે પણ મલ્લવાદીના ભાઇ જિનયશને આ અલ્લભૂપની સભાના વાદી શ્રીનન્દક ગ્રન્થ રચવાની પ્રેરણા કેવી રીતે કરી શકે તે સમજાતું નથી. પ્રબન્ધમાં મલ્લવાદીનો સત્તાસમય જણાવ્યો નથી છતાં વિજયસિંહસૂરિના પ્રબન્ધમાં મલ્લવાદીના બૌદ્ધવિજય વિષે એક આર્યા મલી આવે છે જેમાં લખ્યું છે કે 'મલ્લવાદીએ વીર સંવત્ ૮૮૪ (વિક્રમ સં. ૫૧૪) માં બૌદ્ધોને જીત્યા'. હવે જો મલ્લવાદીને આ રીતે વિક્રમના પાંચમા સૈકામાં થયા માની લઇયે તો એમના ભાઇ જિનયશ અલ્લરાજાની સભાના વાદી શ્રીનન્દકના સમકાલીન થઇ શકે નહિ, એ ખુલ્લું છે.

આ પરસ્પર વિરોધના પ્રસંગો જોતાં એમ માનવાને કારણ મલે છે કે જેમનો આચાર્ય હરિભદ્રે પોતાના ગ્રન્થોમાં નામોલ્લેખ કર્યો છે, જેમણે ભરૂચમાં બૌદ્ધોનો પરાજય

કર્યો અને જેમણે નયચક્ર ગ્રન્થની રચના કરી તે મલ્લવાદી જુદા, અને જિનયશના ભાઈ લઘુધર્મોત્તરના ગ્રન્થ ઉપર ટિપ્પણ લખનાર મલ્લવાદી જુદા હતા. બૌદ્ધ આચાર્ય લઘુધર્મોત્તરનો સમય વિક્રમ સંવત્ ૯૦૪ ની આસપાસ માનવામાં આવે છે તો એના ગ્રન્થ ઉપર ટિપ્પણ લખનાર મલ્લવાદી અવસ્ય હી દશમી સદીના અન્તમાં જ થયા સંભવે અને આ પ્રમાણે મલ્લવાદીના ભાઇ જિનયશ પણ અલ્લરાજાના સમસામયિક સિદ્ધ થઇ શકે છે, ત્યારે હવે પ્રશ્ન એ થશે કે પ્રભાવક ચરિત્રકારે જે મલ્લવાદીનું પ્રબન્ધમાં વર્ણન કર્યું છે તે મલ્લ પ્રથમ સમજવા કે દ્વિતીય ?, આનો ઉત્તર એ છે, કે પ્રબન્ધમાં આપેલ વર્ણન ઘણું ખરૂં તો પ્રથમ મલ્લવાદીને જ લાગુ પડે છે, કારણ કે તે સમયમાં જ ગૂજરાત કાઠિયાવાડમાં બૌદ્ધોનું વિશેપ પ્રાબલ્ય હતું, દશમી સદીમાં બૌદ્ધો આ તરફથી ઘણે ભાગે પૂર્વ તરફ ચાલ્યા ગયા હતા તેથી બૌદ્ધોની જીત અને હારવાલી હકીકત જિનાનન્દના શિષ્ય પ્રથમ મલ્લની સાથે જ બન્ધ બેસે છે જ્યારે ત્રણ ભાઇયોવાલી હકીકત બીજા મલ્લવાદીની સાથે સંબદ્ધ હોય એમ જણાય છે. ગમે તેમ હો પણ મલ્લવાદી બે થયા હતા. એક વિક્રમની પાંચમી સદીમાં અને બીજા દસમી સદીમાં. આ બંને મલ્લવાદીયોની ભેળસેળ થયેલી હકીકત આ પ્રબન્ધમાં વર્ણવાયેલી છે.

## ૧૧ શ્રી બપ્પભટ્ટિસૂરિ.




ચાર્ય બપ્પભટ્ટિનું ગૃહસ્થાવસ્થાનું નામ 'સૂરપાલ' હતું, એમના પિતાનું નામ 'બપ્પ' અને માતાનું નામ 'ભટ્ટિ' હતું, એમના પૂર્વજો પંચાલ દેશના રહેવાસી હોવાથી પાંચાલ કહેવાતા હતા અને એમનું નિવાસસ્થાન ડુવાતિથિ ( ધાનેરાની પાસેનું ડુવા ) ગામ હતું.

સૂરપાલ પોતાના પિતાથી રીસાઇને ઘરથી નીકલી પડયો હતો અને તે ચાલતો ચાલતો મોઢેરે ગયો હતો, આ વખતે તેની અવસ્થા કેવલ ૭ વર્ષ જેટલી હતી. એ સમયમાં ગૂજરાતમાં પાટલપુર ( શંખેશ્વરની પાસે આવેલ આજ કાલનું પાડલ ) નામનું એક પ્રસિદ્ધ સ્થાન હતું, તે પાટલપુરમાં મોઢેરક ગચ્છના સિદ્ધસેનસૂરિ નામના આચાર્ય વસતા હતા. સૂરપાલ જે દિવસે મોઢેરામાં ગયો હતો તેના પહેલા જ દિવસે આચાર્ય સિદ્ધસેન પણ ત્યાં ભગવાન્ મહાવીરની તીર્થયાત્રા નિમિત્તે આવેલ હતા. આચાર્ય સિદ્ધસેન જિનમંદિરમાં ગયા તે જ વખતે સૂરપાલ પણ ત્યાં ગયો. આચાર્યે તેને જોઇને પરિચય પૂછતાં તેણે પોતાનું સર્વ વૃત્તાન્ત કહ્યું. આચાર્ય સિદ્ધસેને બાલકને તેની ઇચ્છા પ્રમાણે પોતાની પાસે રાખ્યો અને વિદ્યાભ્યાસ શરૂ કરાવ્યો સૂરપાલની બુદ્ધિ અને સ્મરણશક્તિ ગજબની જણાઇ, તે એક જ વાર સાંભળીને શ્લોક યાદ રાખી લેતો અને એક દિવસમાં તે એક હજાર જેટલા શ્લોકો મુખપાઠ કરી લેતો. સિદ્ધસેનસૂરિને આ બાલકને કોઇ પણ રીતે શિષ્ય બનાવવાની ઇચ્છા થઇ અને તેઓ વિહાર કરીને તેનાં

માતા પિતા પાસે ડુવા ગામે ગયા અને આ વિલક્ષણ બુદ્ધિના ધણી બાલકને શિષ્ય તરીકે આપવા તેના માતાપિતાની પાસે માંગણી કરી. સૂરપાલ તેનાં માતાપિતાનો એક જ પુત્ર હોવાથી પ્રથમ તો કંઇક આનાકાની થઇ પણ છેવટે આચાર્યનું વચન પાછું ન ઠેલાણું, તેઓએ કહ્યું કે 'જો અમ્હારા બંનેના નામોથી બનેલું આનું નામ આપવામાં આવે તો અમો એને શિષ્ય તરીકે આપીયે. આચાર્યે તેમની શરત કબૂલ કરી અને મોઢેરામાં જઇને વિક્રમ સંવત્ ૮૦૭ માં સૂરપાલને દીક્ષા આપીને 'ભદ્રકીર્તિ' એવું નામ પાડ્યું, પણ શરત પ્રમાણે તેનું બોલાતું નામ 'બપ્પભટ્ટિ' રાખ્યું. બપ્પભટ્ટિ એકવાર સ્થંડિલ ભૂમિ ગયા તેવામાં વૃષ્ટિ થવા લાગી તેથી તે એક દેવલમાં જઇને ઉભા. તેવામાં એક સુન્દર રૂપ અને ભવ્ય આકૃતિવાલો પુરૂપ ત્યાં આવ્યો. દેવલમાં શ્યામ પત્થર ઉપર કોતરેલ એક પ્રશસ્તિ હતી તે આગન્તુક પુરૂપે વાંચી અને બપ્પભટ્ટિને તેનો અર્થ કરવા કહ્યું બપ્પભટ્ટિ મુનિએ સ્પષ્ટ રીતે તેનો અર્થ કહ્યો. જે સાંભલીને તે પ્રસન્ન થયો. વર્પા બંધ થતાં બપ્પભટ્ટિ અને તે પુરૂપ બંને ઉપાશ્રયે ગયા. આચાર્ય સિદ્ધસેને તે પુરૂપનું નામ પૂછતાં તેણે ખડીના ટુકડાથી પોતાનું નામ 'આમ' આ પ્રમાણે લખ્યું. આગન્તુક યુવકના આ વિવેકથી આચાર્ય ઘણાજ પ્રસન્ન થયા અને વિચાર કરવા લાગ્યા કે આને છ મહીનાનો હતો ત્યારે અમોએ રામસેણમાં (ડીસા કેમ્પથી વાયવ્ય કોણમાં આશરે ૧૦ કોશ ઉપર આવેલ એક ગામ) જોયેલ છે. પીલુડીના વૃક્ષની શાખામાં આને વસ્ત્રની ઝોલીમાં સુવાડ્યો હતો અને એની માતા પીલુ વીણતી હતી. પૂછપરછ કરતાં અમ્હારા જાણવામાં આવ્યું હતું કે 'તે કનોજના મૌર્યવંશી રાજા યશોવર્મની રાણી છે અને બીજી રાણીની ખટપટના પરિણામે રાજાએ એને કાઢી મૂકવાથી આમ વન્યવૃત્તિથી જીવન ગુજારે છે.' આ ઉપરથી અમોએ તેણીને આશ્વાસન આપીને રામસેણમાં ચૈત્યના અધિકારમાં રખાવી હતી અને તે પછી અમો આ દેશમાં આવી ગયા હતા. પણ પાછળથી ત્યાંના લોકોના કહેવાથી જણાયું હતું કે તે ખટપટી રાણી મરી જતાં રાજા યશોવર્મે કાઢી મૂકેલ રાણીને પાછી પોતાને ત્યાં બોલાવી લીધી છે. રૂપ, આકૃતિ અને અવસ્થા જોતાં નવાઇ નથી કે તેજ રાણીનો તે બાલપુત્ર આ પુરૂષ હોય. આમ વિચારીને આચાર્યે કહ્યું—'વત્સ! આ ત્હારા મિત્રની સાથે નિશ્ચિન્ત થઇને તું અહીયાં રહે, અને વિદ્યા-કલાનો અભ્યાસ કર' આ પ્રમાણે આચાર્યે આમને પોતાને ત્યાં રાખ્યો અને બપ્પભટ્ટિની સાથે વ્યાકરણ, ન્યાય, સાહિત્ય આદિનો અભ્યાસ કરાવીને વિદ્વાન બનાવ્યો. કાલાન્તરે યશોવર્મની માંદગી થતાં તેના પ્રધાનો આમકુમારને લેવા આવ્યા. આમ, આચાર્ય અને પોતાના મિત્ર બપ્પભટ્ટિની રજા લેઇને કનોજ ગયો, જતાં જ યશોવર્મ રાજાએ આમનો રાજ્યાભિષેક કરાવીને પોતાનો ઉત્તરાધિકારી બનાવ્યો, તે પછી યશોવર્મા પરલોકવાસી થયો અને આમે તેનું ઔર્દ્ધદેહિક કૃત્યો કરાવીને રાજ્ય ઉપર પોતાનું શાસન ચાલુ કર્યું.

રાજ્યાધિકાર પામીને તરત જ આમે પોતાના પ્રધાનોને ગૂજરાત બપ્પભટ્ટિને તેડવા મોકલ્યા. આચાર્ય સિદ્ધસેને પણ રાજાનો અતિશય આગ્રહ જોઇને બપ્પભટ્ટિને કનોજ જવાની આજ્ઞા આપી અને નિરન્તર પ્રયાણ કરતા બપ્પભટ્ટિ મુનિ કનોજ પહોંચ્યા,

રાજાએ અપૂર્વ મહોત્સવ પૂર્વક હાથીની સ્વારીએ બપ્પભટ્ટિનો નગરપ્રવેશ કરાવ્યો, અને રાજસભામાં જતાં રાજાએ તેમને બેસવા માટે સિંહાસન આપવા માંડયું; પણ બપ્પભટ્ટિએ આમ કહીને તે ઉપર બેસવાનો નિષેધ કર્યો કે આચાર્યપદ પ્રાપ્ત થયા સિવાય અમો એ સિંહાસન ઉપર બેસી નહિ શકીયે. આથી રાજાએ તેમના માટે બીજું યોગ્ય આસન મંગાવ્યું પણ રાજાને આથી સંતોષ થયો નહિ.

કેટલાક સમય પછી આમે પોતાના પ્રધાનોની સાથે બપ્પભટ્ટિને પાછો ગૂર્જરાત તરફ વિહાર કરાવ્યો. સર્વે મોઢેરે પહોંચ્યા અને રાજા તરફથી પ્રધાનોએ આગ્રહપૂર્વક બપ્પભટ્ટિને આચાર્યપદ માટે વિનતિ કરી, આચાર્ય સિદ્ધસેનસૂરિએ પણ બપ્પભટ્ટિની યોગ્યતા અને રાજાના આગ્રહને ધ્યાનમાં લઇ વિ૦ સંવત્ ૮૧૧ ના ચૈત્ર વદિ ૮ ના દિવસે બપ્પભટ્ટિને આચાર્યપદ આપ્યું અને તે પછી પોતાની ઇચ્છા ન છતાં આમના પ્રધાનોના આગ્રહથી બપ્પભટ્ટસૂરિને કનોજ તરફ વિહાર કરાવ્યો. નિરંતર પ્રયાણ કરતાં આચાર્ય કનોજ પહોંચ્યા અને રાજાએ હસ્તીની સ્વારીએ તેમનો પ્રવેશ કરાવ્યો. અને પોતાના મહેલમાં લઇ જઇ ગાદી બિછાવેલા સિંહાસન ઉપર તેમને વિરાજમાન કર્યા, રાજા તરફના આ અતિ સત્કારથી કનોજનો જૈન સંઘ ઘણો હર્ષિત થયો.

આચાર્ય બપ્પભટ્ટિએ આમને ધર્મોપદેશ પ્રસંગે જૈન ચૈત્ય કરાવવામાં ઘણો લાભ બતાવ્યો જેથી રાજાએ કનોજમાં ૧૦૧ હાથની ઉંચાઇવાળું જૈન ચૈત્ય બનાવરાવીને તેમાં ૧૮ ભાર સુવર્ણની પ્રતિમાની બપ્પભટ્ટસૂરિના હાથે પ્રતિષ્ઠા કરાવી એ સિવાય આમે ગવાલિયરમાં ૨૩ હાથ ઉંચું મહાવીર જિનનું મંદિર કરાવી તેમાં લેપ્યમય જિનપ્રતિમાની સ્થાપના કરી. કહે છે કે આ ચૈત્યના એક મંડપમાં એક ક્રોડ સુવર્ણ ટકાનો ખર્ચ થયો હતો.

એક વાર બ્રાહ્મણોની વાતે લાગીને આમરાજાએ બપ્પભટ્ટિને બેસવા માટે સિંહાસનને સ્થાને સામાન્ય આસન મંડાવીને કંઇક મનોભેદ બતાવ્યો. પણ પાછળથી તેણે પૂર્વની માફક જ આદર બતાવ્યો.

એકવાર બપ્પભટ્ટિની કવિતામાં કંઇક શૃંગારનું પોષણ જોઇ રાજાએ તેમના ઉપરથી મન ખેંચી લીધું, આચાર્યે રાજાનો મનોભેદ જાણ્યો એટલે બીજે જ દિવસે ત્યાંથી છાની રીતે ચાલી નીકળ્યા, આમે બીજે દિવસે આચાર્યની બાબતમાં પૂછયું, પણ આચાર્ય સંબન્ધી કોઇએ કંઇ પણ નિશ્ચિત સમાચાર આપ્યા નહિં, તે પછી નગરદ્વારના કમાડો ઉપર બપ્પભટ્ટિએ લખેલ એક અન્યોક્તિક કાવ્ય વાંચ્યું, જે ઉપરથી તેણે જાણ્યું કે આચાર્ય બીજે કયાંઇ ચાલ્યા ગયા છે.

બપ્પભટ્ટિસૂરિએ પણ કનોજથી સીધો ગૌડદેશ ( મધ્ય બંગાલ ) તરફ વિહાર કર્યો અને કેટલાક દિવસે તે દેશની રાજધાની લક્ષણાવતી આવી પહોંચ્યા.

અત્ર ધર્મરાજાનો સભાપંડિત વાક્પતિરાજ નામનો વિદ્વાન રહેતો હતો, તે બપ્પભટ્ટિસૂરિને મલ્યો અને તે પછી રાજા પાસે જઇ તેમનો પરિચય આપ્યો. રાજાધર્મ, બપ્પભટ્ટિના નામથી પરિચિત હતો અને આવા વિદ્વાનનો પરિચય કરવા માટે તે આતુર પણ

હતો. છતાં એક કારણથી તે બપ્પભટ્ટિને વિષે સશંક હતો, અને તે કારણ એટલું જ કે બપ્પભટ્ટિ આમરાજાના માનીતા મિત્ર હતા અને પોતાને અને આમને આપસમાં વિરોધ ચાલતો હતો. આથી જો આજ પોતે બપ્પભટ્ટિને રાખે અને પાછળથી આમના બોલાવ્યાથી એ ચાલ્યા જાય તો પોતાનું અપમાન થાય, આ કારણથી તેણે વાક્‌પતિરાજને કહ્યું કે તમો બપ્પભટ્ટિને પૂછી લ્યો કે 'જો આમ રાજા પોતે અત્રે આવીને તમને વિનતિ કરે તો જ તમારે જવું અન્યથા નહિ' આ શરત થઇ શકે તેમ છે? વાક્‌પતિરાજે રાજાનો વિચાર બપ્પભટ્ટિસૂરિને જણાવ્યો. એ ઉપરથી તેમણે કબૂલ કર્યું કે 'જ્યાં સુધી આમ રાજા પોતે અત્રે આવીને અમને નહીં બોલાવે ત્યાં સુધી અમે કનોજ નહિ જઈએ.'

આમના પાસેથી બપ્પભટ્ટિને ગયાને કેટલોક સમય નિકળી ગયો છતાં આમને તેઓ કયાં ગયા છે તે જાણવામાં ન આવ્યું. પણ કેટલાક સમય પછી તેને બપ્પભટ્ટિના ખરા સમાચાર મલ્યા, તે ઉપરથી તેણે પોતાના પ્રધાનો આચાર્યને બોલાવી લાવવા મોકલ્યા; પણ આચાર્યે તેમને સાફ કહી દીધું કે જ્યાં સુધી આમ રાજા પોતે અત્રે નહિ આવે ત્યાં સુધી અમો પ્રતિજ્ઞાબદ્ધ હોવાથી આવી શકીયે નહિ.

આ હકિકત સાંભળીને આમ રાજા પોતાના પ્રધાનોની સાથે ગુપ્ત રૂપમાં લક્ષણાવતી ગયો અને ધર્મરાજાની સભામાં આચાર્ય પાસે જઇ અનેક પ્રકારે જ્ઞાનગોષ્ટી કરી. એ વિષે ધર્મરાજાને આચાર્યે એટલે સુધી શ્લેષોક્તિમાં કહી દીધું કે 'આ તારો શત્રુ બીજો રાજા છે.' પણ સરલ પ્રકૃતિના ધર્મને આમાં કંઇ ખબર પડી નહિ. જ્યારે આમ ત્યાંથી ચાલ્યો ગયો. અને આચાર્યે ધર્મને વિહાર માટે પૂછયું ત્યારે જ તેને ખબર પડી કે આમ અત્ર આવ્યો હતો, રાજા ધર્મે નિરૂપાયે બપ્પભટ્ટિને વિહાર કરવાની આજ્ઞા આપી અને બપ્પભટ્ટિ સંકેતિત સ્થાને આમરાજાને જઇને મળ્યા અને ત્યાંથી બધા ઉંટણિયો ઉપર સવારી કરીને કનોજ જઇ પહોંચ્યા.

આ વખતે સિદ્ધસેનસૂરિ અતિ વૃદ્ધ થઇ જવાથી પોતાનો એક સાધુ બપ્પભટ્ટિને બોલાવવા મોકલ્યો. જેથી બપ્પભટ્ટિ મોઢેરે ગયા, સિદ્ધસેને ગચ્છની વ્યવસ્થા બપ્પભટ્ટિને ભળાવીને અનશન ધારણ કર્યું અને સમાધિપૂર્વક આયુષ્ય પૂરૂં કરીને સ્વર્ગવાસી થયા.

થોડા સમય પછી બપ્પભટ્ટિએ પોતાના મોટા ગુરૂભાઇ ગોવિન્દસૂરિ તથા નન્નસૂરિને ગચ્છ ભળાવીને આમના પ્રધાનો સાથે કનોજ તરફ વિહાર કર્યો અને આમને મળીને પહેલાની જ માફક વિદ્વદ્‌ગોષ્ટીમાં તત્પર થયા.

કહે છે કે એકવાર આમરાજે બપ્પભટ્ટિની પરીક્ષા માટે તેમની પાસે રાત્રે ગુપ્ત રીતે એક વેશ્યાને મોકલી અને તેણીએ ત્યાં જઇ અનેક પ્રકારે તેમને વિચલિત કરવાની ચેષ્ટા પણ કરી છતાં બપ્પભટ્ટિનું મન લેશમાત્ર પણ વિકારવશ ન થયું. આ વાત જ્યારે આમે જાણી ત્યારે તે આચાર્યનો વધારે પ્રશંસક અને ભકત બન્યો.

એક વાર ગૌડદેશના રાજા ધર્મે આમના પાસે દૂત મોકલીને કહેવરાવ્યું કે 'તમો મ્હારી પાસે આવીને છળ વચનોથી છેતરીને ચાલ્યા ગયા એ વાત અમારે માટે ખેદજનક

છે, અમોએ આંગણે આવેલ અતિથિનું કોઇ પણ પ્રકારનું આતિથ્ય ન કર્યું એ પશ્ચાત્તાપની વાત થઇ, પણ હજી કંઇ વીત્યું નથી હવે પણ આપણે પોતપોતાના વિદ્વાનોનાં વાગ્યુદ્ધ કરાવીને આપણી હારજીતનો નિર્ણય કરી નાખીએ. આમાં જેનો પંડિત હારે તે રાજાની હાર માનવી ને જીતનારને પોતાનું રાજ્ય સોંપી દેવું. જો આવી શરત મંજુર હોય તો અમો અમ્હારી સભાના પંડિત બૌદ્ધાચાર્ય વર્દ્ધનકુંજરને લઇને દેશની સીમા ઉપર આવીયે, તમ્હારે પણ જે પંડિતો લાવવા હોય તેમને લઇને સરહદ ઉપર આવી જવું.' ધર્મના દૂતના મુખે તેનો સંદેશ સાંભળીને આમરાજે બપ્પભટ્ટિના સામું જોયું, બપ્પભટ્ટિએ એ માટે પોતાની સમ્મતિ બતાવી અને રાજાએ દૂતને તે જ પ્રકારનો પ્રતિસંદેશ દેઇને વિદાય કર્યો.

નિશ્ચિત કરેલ દિવસે બંને રાજાઓએ પોતપોતાની પણ્ડિત મંડળીની સાથે સરહદ ઉપર જઇને પોતાની કેમ્પો ઉભી કરી.

બાદ સભામાં આમની તરફથી બપ્પભટ્ટિ અને ધર્મની તરફથી વર્દ્ધનકુંજર વાગ્યુદ્ધ–શાસ્ત્રાર્થમાં ઉતર્યા, અને વાદ કરતાં લગભગ છ માસ વીતી ગયા; પણ કોઇની હાર–જીત ન થઇ; છેવટે વાક્પતિની સલાહ પ્રમાણે વર્તતાં વાદમાં બપ્પભટ્ટિની જીત થઇ, અને વર્દ્ધનકુંજરની હાર થઇ. આ ઉપરથી આમરાજાએ ધર્મને પોતાના રાજ્ય ઉપરનો હક્ક છોડી દેવા જણાવ્યું; પણ બપ્પભટ્ટિએ આમને સમજાવીને ધર્મનું રાજ્ય પાછું તેને જ અપાવ્યું. આ શાસ્ત્રાર્થના યુદ્ધ પછી આમરાજ અને ધર્મના આપસના વિરોધનો અન્ત આવ્યો અને તે બંનેએ એક બીજા સાથે સંધિ કરી. બપ્પભટ્ટિ અને વર્દ્ધનકુંજરે પણ આપસનો વિરોધ છોડીને એકબીજા સાથે મૈત્રી બાંધી, એટલું જ નહિ પણ બપ્પભટ્ટિના ઉપદેશથી તેણે જૈન ધર્મમાં પોતાનો વિશ્વાસ પણ જોડયો.

આ પ્રમાણે અહિંસક લડાઇથી બંને રાજ્યો વચ્ચે ઘણા કાળથી ચાલ્યા આવતા વૈર–વિરોધનો અન્ત આવ્યો અને બંને રાજાઓ પોતાના વિદ્વાનોની સાથે પોતપોતાના સ્થાને ગયા.

વાક્પતિરાજ ધર્મરાજાનો ગ્રાસભોગી પણ્ડિત હતો; છતાં પૂર્વોક્ત શાસ્ત્રાર્થમાં તેણે બપ્પભટ્ટિને સહાયતા આપી હતી. એ વાતની બૌદ્ધાચાર્ય વર્દ્ધનકુંજરે પાછળથી ધર્મ-રાજાની પાસે શિકાયત્ કરી. છતાં રાજાએ તે પરમારવંશી ક્ષત્રિય વિદ્વાન્ વાક્પતિરાજ ઉપરથી જરા પણ મન ન ખેંચ્યું.

એકવાર રાજા યશોવર્માએ ધર્મ ઉપર ચઢાઇ કરી, અને યુદ્ધમાં તેને મારીને વાક્-પતિરાજને કેદ કરીને પોતાના દેશમાં લઇ ગયો. પાછળથી વાક્પતિ યશોવર્માની પ્રશંસામાં 'ગૌડવધ' કાવ્ય બનાવીને કેદમાંથી છૂટ્યો, અને ત્યાંથી તે કાન્યકુબ્જ આવીને બપ્પભટ્ટિને મળ્યો; અને તે પછી આમરાજાની સભામાં જઇને તેની પ્રશંસામાં કાવ્ય સંભળાવ્યાં. આમ આથી ઘણો પ્રસન્ન થયો અને આશ્વાસન પૂર્વક લાખ સુવર્ણટંકનો ગ્રાસ બાંધીને પોતાને ત્યાં રાખ્યો.

એક પ્રસ્તાવે બપ્પભટ્ટિસૂરિએ ખેડાધારમંડળના હસ્તિજયનગરમાં રહેલા પોતાના

ગુરૂભાઇ ગોવિન્દસૂરિ અને નન્નસૂરિની વિદ્વત્તાનાં અતિશય વખાણ કર્યાં, જે ઉપરથી આમરાજ ગુપ્તરીતે તેમના દર્શનાર્થે ગયો. ત્યાં છત્ર ચામરાદિ રાજચિન્હો યુક્ત સિંહાસન ઉપર બેઠેલ નન્નસૂરિને જોઇને તેમના આ રાજ્યશાહી ઠાઠની ટીકા કરીને ચાલ્યો ગયો.

બીજે અવસરે આમ ત્યાં ગયો તો નન્નસૂરિને ચૈત્યમાં બેસીને વાત્સ્યાયન શાસ્ત્ર (કામશાસ્ત્ર)નું વ્યાખ્યાન કરતાં જોયાં. આમ મંદિરમાં જઇ જિનમૂર્ત્તિને નમસ્કાર કરીને ચાલ્યો ગયો, કામશાસ્ત્રના વ્યાખ્યાનથી તેને લાગ્યું કે એ આચાર્ય વિદ્વાન છે પણ ચારિત્રવાન નથી. નન્નસૂરિને આથી ઘણો જ ખેદ થયો, જેથી ગોવિન્દસૂરિએ તેમને દિલાસો આપતાં કહ્યું કે તે પુરૂષ બીજો કોઇ નહિં પણ આમરાજા હોવો જોઇએ; માટે કોઇ નવો પ્રબન્ધ બનાવીને નટ દ્વારા આમને દેખાડવો

આ પછી નન્નસૂરિએ સંધિબન્ધ આદિનાથ ચરિત્ર બનાવ્યું, નટ તે શીખીને કનોજ જઇ બપ્પભટ્ટિને મળ્યો અને રાજાને મળીને તે રૂપક નાટકરૂપે ખેલીને બતાવ્યું. તે પછી નટ પાછો ગુજરાતમાં નન્નસૂરિને જઇને મળ્યો અને રૂપકના સંબન્ધમાં ત્યાં જે ચર્ચા અને અસર થઇ હતી તે જણાવી દીધી. આ પછી નન્નસૂરિ અને ગોવિન્દસૂરિ પણ રૂપ બદલીને કનોજ જઇ બપ્પભટ્ટિને મળ્યા. અને તે પછી આમની સભામાં રૂપક ભજવવા માંડયું તેમાં તેમણે વીરરસનું એવું પોષણ કર્યું કે સભામાં બેઠેલ રાજાને એકદમ શૌર્ય ચઢી જતાં 'મારો, મારો' કરતાં તલવાર ખેંચી કાઢી, તેટલામાં અંગરક્ષકોએ તેને ચેતવ્યો કે આ તો યુદ્ધ નથી પણ નાટક છે. એ જ અવસરે ગોવિન્દસૂરિએ પ્રકટ થઇને રાજાને કહ્યું કે રાજન્! આ નાટકને તમે સાચો બનાવ માન્યો એ શું તમે યોગ્ય કર્યું છે? જો નહિ તો નન્નસૂરિના વાત્સ્યાયન શાસ્ત્રના વ્યાખ્યાન ઉપરથી તેમના વિષે તમને શંકા કેમ ઉત્પન્ન થઇ? શું સર્વ કોઇ શાસ્ત્રમાં લખેલા રસોનો અનુભવ કરે તો જ તેનું વ્યાખ્યાન કરે? ગોવિન્દસૂરિના આ ઉપાલંભથી આમરાજાએ તેમની પાસે માફી માંગી અને પોતાના ગુરૂના ગચ્છની પ્રશંસા કરી.

એકવાર કનોજમાં નીચ જાતિના ગાયકોનું ટોળું આવ્યું, તેમાં એક સુન્દરી ગાનારી હતી. તેણીના રૂપ અને ગાયનરસથી આમ મોહિત થઈ ગયો, અને એ જ કારણે તે રાત્રે પોતે ત્યાં જ રહ્યો ચરો દ્વારા બપ્પભટ્ટિને આ વાતની ખબર મળી અને તરત જ તેને બોધ આપનારાં અન્યોક્તિક કાવ્યો તેની નજરે પડે તેવી રીતે લખાવ્યાં. બીજે દિવસે તે કાવ્યો વાંચતાં જ રાજાને પશ્ચાત્તાપ થયો, તે એટલે સુધી કે રાજા અગ્નિમાં બળીને મરવાને તૈયાર થઇ ગયો; પણ આચાર્યે ઉપદેશ દ્વારા તેના મનનું સમાધાન કરીને શાન્ત કર્યો. પણ વૃદ્ધ કવિ વાક્પતિને આ બનાવથી ઘણું જ ખોટું લાગ્યું, તેથી તેણે કનોજનો ત્યાગ કરીને મથુરામાં જઇને વરાહ સ્વામીના મંદિરમાં પોતાનો નિવાસ કર્યો.

એકવાર બપ્પભટ્ટિ સૂરિએ આમરાજાને જૈન ધર્મનો સ્વીકાર કરવા માટે કહ્યું, પણ રાજાને આ વાત ગમી નહિ; તેથી તેણે કહ્યું કે સ્ત્રીઓ અને અજ્ઞાનીયોને જૈન ધર્મમાં લ્યો, વાક્પતિ જેવા સંસ્કારિ વિદ્વાનોને જૈન બનાવો ત્યારે તમારી શક્તિની પ્રશંસા થાય.

રાજાનાં આ વચનોને બપ્પભટ્ટિએ હૃદયમાં કોતરી લીધાં અને તે પછી તરત જ તેમણે મથુરા તરફ વિહાર કર્યો અને વરાહ સ્વામીના મંદિરમાં અન્તિમ સમય વીતાવતા વાક્પતિરાજને જૈન ધર્મનો ઉપદેશ આપીને જૈન બનાવ્યો. વાક્પતિને જૈન ધર્મની શ્રદ્ધા થતાં જ તે વરાહ મંદિરથી ઉઠીને ભગવાન પાર્શ્વનાથના સ્તૂપના મંદિરમાં આવ્યો અને ત્યાં આવીને જૈન સાધુનો વેષ ધારણ કરીને અનશન ધારણ કર્યું. અને નમસ્કાર મંત્રનું ધ્યાન કરતાં ૧૮ દિવસે આયુષ્ય પૂર્ણ કરીને તે સ્વર્ગવાસી થયો.

બપ્પભટ્ટિએ ત્યાં તીર્થંકરને નમસ્કાર કર્યા પછી 'જયતિ જગદ્રક્ષાકર' ઇત્યાદિ પદ્યોથી શાન્તિદેવતાની સ્તુતિ કરી, જે સ્તવ હજી પણ વિદ્યમાન છે.

વાક્પતિને પ્રતિબોધ કરીને બપ્પભટ્ટિ પાછા કનોજ ગયા. આમે પોતે આ આશ્ચર્યકારક બનાવથી તેમની ઘણી પ્રશંસા કરી, જે ઉપરથી આચાર્યે કહ્યું—" જ્યાં સુધી તમને પ્રતિબોધ ન થાય ત્યાં સુધી અમારી શક્તિની પ્રશંસા કેવી ?' આમે કહ્યું—હું બોધ પામ્યો છું કે તમારો ધર્મ સત્ય છે, છતાં મને શિવધર્મનો ત્યાગ કરતાં અકથ્ય દુઃખ થાય છે; માટે તેને મૂકી શકતો નથી.

એક દિવસે એક ચિત્રકાર રાજાનું ચિત્ર, પટ ઉપર ચિતરીને સભામાં આવ્યો; પણ રાજાએ તેની કદર ન કરી, ત્યારે બપ્પભટ્ટિએ તેની કળાની પ્રશંસા કરીને રાજા પાસેથી લાખ ટકાનું ઇનામ અપાવ્યું. પ્રસન્ન થયેલ ચિત્રકારે મહાવીરની મૂર્તિવાળા ૪ ચિત્રપટો તૈયાર કરીને બપ્પભટ્ટિને અર્પણ કર્યા. બપ્પભટ્ટિએ પણ તે પટોની પ્રતિષ્ઠા કરીને તેમાંથી એક કનોજના જૈન મંદિરમાં, એક મથુરામાં, એક અણહિલ્લપાટણમાં અને એક સતારકપુરમાં મૂકયો, તેમાં પાટણમાં મૂકેલો પટ મુસલમાનોએ પાટણનો ભંગ કર્યો ત્યાંસુધી ત્યાંના મોઢગચ્છના જૈન ચૈત્યમાં વિદ્યમાન હતો.

બપ્પભટ્ટિએ વિદ્યાર્થીઓ અને કવિઓના હિતાર્થે ' તારાગણ ' આદિ બાવન પ્રબન્ધોની રચના કરી હતી.

એકવાર આમરાજે સમુદ્રપાલના રાજગિરિના કિલ્લા ઉપર ચઢાઇ કરી અને વર્ષો સુધી ઘેરો રાખ્યો, છતાં કિલ્લા ઉપર તેનો અધિકાર ન થયો. છેવટે બપ્પભટ્ટિની સલાહથી આમના પુત્ર દુંદુકકુમારના બાલપુત્ર ભોજને આગળ કરીને લડાઇ કરતાં કિલ્લાના દરવાજા તુટ્યા અને આમનો રાજગિરિ ઉપર કબજો થયો અને સમુદ્રસેન ધર્મના દ્વારથી બાહર નિકળ્યો.

એ પછી આમ શત્રુંજય, ગિરનાર આદિ તીર્થોની યાત્રા કરવાને નિકળ્યો, તીર્થોમાં ફરતો તે ગિરનારની તલાટીમાં આવ્યો, તો ત્યાં પૂર્વે આવીને પડાવ નાખી રહેલા ૧૧ રાજાઓને ૧૦૦૦૦ ઘોડાઓની સેના સહિત જોયા, એમની સાથે ૧૧ દિગમ્બરાચાર્યો હતા. આ લોકોએ પ્રથમ આવ્યા હોવાથી અને તીર્થની માલીકી દિગમ્બરોની છે એમ જણાવીને આમરાજને પ્રથમ ઉપર ચઢતાંને રોકવાની ચેષ્ટા કરી જેથી આમે તે સર્વને લડાઇને માટે તૈયાર થવા જણાવ્યું, પણ બપ્પભટ્ટિએ ધર્મનિમિત્તે આવી સંહારક લડાઇઓથી દૂર રહેવા જણાવ્યું; અને શ્વેતામ્બર-દિગમ્બર આચાર્યોએ જ આ ઝગડાનો નિવેડો લાવવાનો નિશ્ચય

કર્યો. અને તે પછી બપ્પભટ્ટિસૂરિ અને દિગમ્બરાચાર્યો વચ્ચે એ તીર્થ સંબન્ધી શાસ્ત્રાર્થ થયો, અને બપ્પભટ્ટિનો પક્ષ પ્રબળ કરતાં આમનો શ્વેતામ્બર જૈન સંઘ પ્રથમ ઉપર ચઢયો. અને ત્યાં નેમિનાથથી તથા પિંડતારકમાં, માધવદેવમાં અને શંખોદ્ધારમાં દામોદર હરિની પૂજા કરી.

ગિરનારથી ઉતરીને આમ દ્વારકા થઇને સોમેશ્વર ( પ્રભાસ ) પાટણ ગયો અને ત્યાં સુવર્ણપૂજા પૂર્વક અનર્ગલ દાન કર્યું.

આ તીર્થોમાં ફરીને આમ પાછો પોતાના નગરમાં ગયો, અનેક ધર્મસ્થાનો કરાવ્યાં અને છેવટે વૃદ્ધાવસ્થાએ પહોંચતાં પોતાના પુત્ર દુંદુકને રાજ્યનો ઉત્તરાધિકારી બનાવી રાજા પ્રજાને છેલ્લી શીખામણ દેઇને તેણે ગંગાને કાંઠે આવેલ માગધતીર્થ તરફ પ્રયાણ કર્યું, અને નાવમાં બેસીને બપ્પભટ્ટિની સાથે આમ આગળ જતો હતો તેટલામાં તેને ગંગામાંથી ધૂમાડો નીકળતો જણાયો. પાસેનું સ્થાન કયું છે તે પૂછતાં જણાયું કે તે **મગટોડા** નામનું ગામ છે. પ્રથમથી જ આમનું મરણ મગટોડા પાસે થવાનું છે, એ વાત તેને રાજગિરિમાં યક્ષે કહેલ હોવાથી તેને પોતાના મરણનો નિશ્ચય થઇ ગયો. બપ્પભટ્ટિએ આમને તે વખતે જૈન ધર્મનાં સ્વીકારની પ્રેરણા કરી અને તેણે પણ તેનો સ્વીકાર કરી મનમાં નમસ્કાર મંત્રનો જાપ કરવા માંડયો, અને સં. ૮૯૦ ના ભાદરવા શુદિ ૫ શુક્રવાર અને ચિત્રા નક્ષત્રમાં દિવસના ચોથા પહોરમાં શાન્તિ પૂર્વક આયુષ્ય પૂર્ણ કર્યું. આમનું મૃત્યુકાર્ય તેના જાતિભાઇઓ પાસે કરાવીને બપ્પભટ્ટિ પાછા કનોજ આવ્યા.

દુન્દુક રાજાનું વર્તન સારૂં ન હતું, તે **કંટી** નામની એક વેશ્યાના મોહમાં ફસી ગયો હતો. દરેક કાર્ય વેશ્યાની સલાહ પ્રમાણે થવા લાગ્યું, અને એટલા સુધી મામલો બગડી ગયો કે તેના પુત્ર ભોજકુમારના ખૂનનાં કાવતરાંની વાતો થવા માંડી. દુંદુકની રાણીએ આ આન્તરિક ખટપટોની ખબર પોતાના ભાઇઓને આપી જે ઉપરથી પુત્રજન્મના ઉત્સવના બહાને તેઓ ભોજરાજને પોતાને ત્યાં પાટલીપુત્ર લેઇ ગયા. ભોજ ગયો પણ પાછો આવ્યો નહિ, આથી દુંદુકે બપ્પભટ્ટિને તકાદો આપવા માંડયો કે તેઓ કોઇ રીતે ભોજને બોલાવી લાવે. આચાર્યે તેને ભલતા ઉત્તરો આપીને લગભગ ૫ વર્ષ કાઢી નાખ્યાં પણ દુંદુકે તેનો કેડો છોડયો નહિ અને વધારે દબાણ કર્યું. આ ઉપરથી બપ્પભટ્ટિ પણ અનશન કરીને સં. ૮૯૫ ના શ્રાવણ શુદિ ૮ અને સ્વાતિ નક્ષત્રને દિવસે ૯૫ વર્ષની અવસ્થામાં સ્વર્ગવાસી થયા.

એકવાર ભોજકુમાર અણચિન્તવ્યો પોતાના મામાઓ સાથે કનોજ ગયો, અને માળીએ ભેટ આપેલ ત્રણ બીજોરાનાં ફળો લેઇને તે મહેલમાં ગયો. અંદર જતાં જ કંટિકાનિ પાસે બેઠેલ દુંદુકની છાતીમાં ફળોના પ્રહારો કરીને તેનું ખૂન કર્યું; અને કનોજનું રાજ્યાસન પોતાના અધિકારમાં લીધું.

ભોજે રાજ્યગાદી હાથ કર્યા પછી એક દિવસ આમવિહાર નામના જૈન ચૈત્યમાં દર્શનાર્થે ગયો, ત્યાં બપ્પભટ્ટિના બે શિષ્યો રહેલ હતા ;જેમણે વિદ્યાવ્યાક્ષેપથી રાજાનો ઉચિત આદર ન કર્યો, એથી રાજાએ ગુજરાતમાંથી નન્નસૂરિ અને ગોવિન્દસૂરિને ત્યાં

બોલાવીને બપ્પભટ્ટિની પાસે બેસાડયા અને તે પછી નન્નસૂરિને મોઢેરે મોકલ્યા અને ગોવિન્દસૂરિને પોતાની પાસે કનોજમાં રાખ્યા.

પ્રબંધકાર લખે છે કે આમના પૌત્ર આ ભોજરાજે આમથી પણ વધારે જૈન ધર્મની વૃદ્ધિ અને ઉન્નતિ કરી હતી.

આચાર્ય બપ્પભટ્ટિ કે જે ભદ્રકીર્તિ વાદિકુંજરકેસરી, બ્રહ્મચારી, ગજવર, રાજપૂજિત ઇત્યાદિ અનેક નામો અને બિરુદોથી પ્રસિદ્ધ હતા જૈનશાસન–ક્ષીરસમુદ્રમાં કૌસ્તુભ મણિ સમાન પાકયા.

પ્રસ્તુત બપ્પભટ્ટિ પ્રબન્ધની મુખ્ય મુખ્ય ઐતિહાસિક ઘટનાઓનું સંક્ષિપ્ત વર્ણન ઉપર પ્રમાણે છે. આમાંની કેટલીયે ઘટનાઓ ઇતિહાસમાં નવાં પ્રકરણો ઉમેરનારી છે અને એજ હેતુથી અમોએ આ સ્થળે તેનો સંક્ષેપ સાર જણાવ્યો છે, જો ઇતિહાસ સંશોધકો આ વિષયમાં પોતાનાં અનુસંધાનો લંબાવશે તો તેમને કેટલુંયે નવું જાણવાનું મલશે.

સૂરપાલનો પરિચય આચાર્ય સિદ્ધસેને પૂછયો ત્યારે તેણે જણાવ્યું હતું કે હું પંચાલ દેશના બપ્પનો પુત્ર છું. આ ઉપરથી બપ્પભટ્ટિની જન્મભૂમિ પંચાલદેશ ( કુરૂક્ષેત્રથી પૂર્વનો પ્રદેશ ) હોવાની કલ્પના થઇ શકે, પણ વાસ્તવમાં તેમ જણાતું નથી. એમનાં માતાપિતા જે ગામમાં રહેતાં હતાં તે ગામ પાલણપુર એજન્સીમાં ધાનેરા ગામની પાસેનું ડુવા છે. તેથી બપ્પભટ્ટિનું જન્મસ્થાન પણ એજ ગામ હોવાનો સંભવ છે. એમની જાતિ પાંચાલ હોય અને તેથી સૂરપાલે ( બપ્પભટ્ટિનું ગૃહસ્થાવસ્થાનું નામ ) પિતાને પંચાલદેસ્ય કહ્યા હોય તો સંભવિત છે. આજે પણ ગુજરાતમાં કેટલાક લોકો પોતાને ' પાંચાલ ' એ જાતિગત નામથી ઓળખાવે છે. ' સૂરપાલ ' એ નામ અને શત્રુઓનો નાશ કરવાની હકીકત ઉપરથી બપ્પભટ્ટિ પાંચાલ જાતિના રાજપૂત હતા એમ જણાઈ આવે છે.

બપ્પભટ્ટિના ગુરૂ સિદ્ધસેનસૂરિ મોઢગચ્છના પ્રમુખ આચાર્ય હતા. એમનાં ગચ્છનાં ચૈત્યો પાટલા ( શંખેશ્વર પાસે પાડલ ) મોઢેરા અને પાટણ વિગેરેમાં હતાં. આમરાજ પોતે પોતાને કનોજના મૌર્યવંશી રાજા યશોવર્માના પુત્ર તરીકે ઓળખાવે છે અને પોતાની માતાનું નામ તે ' સુયશા ' જણાવે છે. આ વૃત્તાન્ત વિદ્વાનોએ પરીક્ષાની કસોટીએ ચઢાવીને તપાસવું જોઇએ છે, કેમકે તે સમયથી કંઇક પૂર્વકાલમાં કનોજમાં મૌખરીવંશનું રાજ્ય હતું તો આમના પિતાના સમયમાં ( સં. ૭૯૭ પછી ) ત્યાં મૌર્યવંશનું રાજ્ય થયું હતું એમાં કંઇ પ્રમાણ છે ?

પ્રબંધકારના કહેવા પ્રમાણે તે વખતે આમના પિતા યશોવર્મા કનોજના રાજ્યાસન ઉપર વિદ્યમાન હતા, પણ વર્તમાન ઇતિહાસ ઉપરથી જણાય છે કે કનોજનો યશોવર્મા વિ૦ સં૦ ૭૯૭ માં જ કાશ્મીરના રાજા લલિતાદિત્યના હાથે મરણ પામ્યો હતો. તો શું આ મૌખરી યશોવર્મા પછી પ્રસ્તુત આમનો પિતા મૌર્ય યશોવર્મા તો કનોજનો રાજા ન થયો હોય ? કારણ કે પ્રસિદ્ધ મૌખરી યશોવર્માનું મૃત્યુ લલિતાદિત્ય સાથેની લડાઇમાં થયાનું જણાવવામાં આવે છે જ્યારે આમના પિતા યશોવર્માનું મરણ સ્વાભાવિક રોગથી થાય છે. આમનો ગવાલિયર ( માલવા ) ઉપર પણ અધિકાર હોવાનું જણાય છે તેથી

આ અનુમાન થાય છે કે આમનો પિતા યશોવર્મા પ્રથમ ગવાલિયર તરફનો મૌર્યવંશી રાજા હોય અને મૌખરી યશોવર્મા પછી કનોજનો પણ તે રાજા થયો હોય તો નવાઇ જેવું નથી. ગૌડદેશનો રાજા ધર્મ આમરાજાનો પ્રતિસ્પર્ધી હોવાનું વર્ણન પ્રબન્ધમાં આવે છે અને પાછળથી આ બંને રાજાઓને આપસમાં સંધિ થવાનું પણ પ્રબન્ધ ઉપરથી સિદ્ધ થાય છે. આ ધર્મરાજાના વંશ વિષે કંઇ પણ ઉલ્લેખ નથી; પણ એમ જણાવ્યું છે કે એ ગૌડ દેશનો રાજા હતો અને એની રાજધાનીનું નામ ' લક્ષણાવતી ' હતું, આ ધર્મ કોણ ? તે આપણે જાણતા નથી, ગૌડદેશમાં પાલવંશનો ૪ થો રાજા ' ધર્મપાલ ' નામનો થઇ ગયો છે ખરો; પણ તેને આ ' ધર્મ ' માની લેવો ઠીક નથી, કારણ એક તો આનો સત્તા સમય ઠીક બેસતો નથી, જનરલ કનીંગહામના મત પ્રમાણે ધર્મપાલનો સમય વિ૦ સં૦ ૮૮૭ થી ૯૦૫ સુધીમાં હતો અને રાજેન્દ્રલાલમિત્રની ગણના પ્રમાણે એનો શાસન કાલ વિ૦ સં૦ ૯૩૨ થી ૯૫૨ સુધીમાં હતો, જ્યારે આમના વિરોધી ધર્મનો રાજત્વકાલ વિક્રમની નવમી સદીના પૂર્વાર્ધમાં આવે છે, વલી પાલવંશી રાજાઓની રાજધાની 'ઓદંતપુરી' હતી. ત્યારે આ ધર્મની રાજધાની લક્ષણાવતી હતી એમ પ્રબંધમાં જણાવ્યું છે. આ પ્રમાણે સમય અને સ્થાન ભિન્ન હોવાથી આ ધર્મ પ્રસિદ્ધ ધર્મપાલનો પૂર્વવર્તી બીજો ધર્મ હોય એમ લાગે છે.

પ્રબન્ધમાં વાકપતિરાજની બાબતમાં પ્રબન્ધકારે એક નવી હકીકત જણાવી છે, તે આ કે ' ગૌડવહો ' કાવ્યનો પ્રસિદ્ધ કવિ વાક્પતિરાજ યશોવર્માનો આશ્રિત નહીં પણ ગૌડદેશના રાજા ધર્મનો ગ્રાસભોગી વિદ્વાન્ હતો, પણ યશોવર્માએ ધર્મને યુદ્ધમાં મારીને વાક્પતિને કેદ કર્યો હતો જેથી યશોવર્માની પ્રશંસામાં ' ગઉડવહો ' કાવ્ય બનાવીને વાક્પતિએ પોતાનો પિંડ છોડાવ્યો હતો અને તે પછી તે કનોજમાં આવીને આમની સભામાં રહ્યો હતો.

આજની માન્યતા પ્રમાણે તો વાક્પતિરાજ વિ. સં. ૭૯૭ માં કાશમીરના લલિતાદિત્યના હાથે મરનાર યશોવર્માનો આશ્રિત કવિ હોય તો સં. ૮૦૦ માં જન્મેલ આચાર્ય બપ્પભટ્ટિ અને તેમના મિત્ર આમરાજનો સમકાલીન થઇ શકે કે કેમ ? એ વિચારણીય છે. યશોવર્માએ ધર્મ ઉપર ચઢાઇ કરવાનો અને વાક્પતિને કેદ કરવાનો પ્રસંગ બપ્પભટ્ટિ અને આમની ઉત્તર જીન્દગીમાં બનેલો પ્રસંગ હોય એમ પ્રબન્ધ ઉપરથી જણાય છે, આથી વાક્પતિરાજ જો આમની સભામાં આશ્રય લેનાર વિદ્વાન હોય તો આનો પ્રથમ આશ્રયદાતા ધર્મ અને એને કેદ કરનાર યશોવર્મા એ બંને પુરૂષો પ્રસિદ્ધ ધર્મપાલ અને મૌખરી યશોવર્માથી જુદા જ હોવા જોઇએ.

પણ પ્રબન્ધ ઉપરથી જણાય છે કે ધર્મને લડાઇમાં મારીને વાક્પતિને કેદ કરનાર યશોવર્મા આમરાજાનો સમકાલીન હતો. હવે એ જોવાનું છે કે આમનો પિતા મૌર્ય યશોવર્મા તે પૂર્વે કાલ કરી ગયો હતો અને મૌખરી યશોવર્મા તેની પણ પૂર્વે મરણ પામ્યો હતો તો પછી ધર્મની ઉપર ચઢાઇ કરીને વાક્પતિને કેદ કરનાર આ યશોવર્મા કયો ? એ વિચારણીય વાત છે, જો ખરેખર આ યશોવર્માને જુદા જ માની લેવામાં આવે તો

મૌખરી યશોવર્માના સમયમાં ગૌડવહોના કવિ વાક્પતિના અસ્તિત્વ વિષયક હકીકત ખોટી માનવી પડશે. અને જો વાક્પતિ મૌખરી યશોવર્માનો જ આશ્રિત વિક્રમની આઠમી સદીનો પંડિત હતો એમ નિશ્ચિત માની લેવામાં આવે તો બપ્પભટ્ટિ અને આમરાજના સમયમાં વાક્પતિની હયાતી સૂચક હકીકત કલ્પિત અથવા ભલતી છે એમ માનવું જોઇએ. ગમે તેમ હો પણ એ વિષય સંશોધકોએ વિચારવો જોઇએ છે.

આમરાજે કનોજમાં અને ગવાલિયરમાં જૈન મંદિરો બન્ધાવ્યાં હતાં, વળી ધર્મ પોતાના પંડિતની સાથે શાસ્ત્રાર્થ કરાવવા માટે ગવાલિયર પાસે આવ્યો હતો અને આમ પણ બપ્પભટ્ટિસૂરિની સાથે એજ સ્થળે આવ્યો હતો અને આ સ્થાનને આમના રાજ્યની સરહદ હોવાનું પણ ત્યાં જણાવ્યું હતું. આ ઉપરથી જણાય છે કે ગવાલિયર સુધી આમનું રાજ્ય હતું. આમનું બીજું નામ નાગાવલાક હતું. પણ ઇતિહાસમાં એના વિષે કંઇપણ હકીકત મળતી નથી. આમના વિરોધી ધર્મને લખનઉની આસપાસના પ્રદેશનો રાજા માનીને લખનઉને તેની રાજધાની લક્ષણાવતી માની લેવાની કલ્પના કરીએ તો કંઇક બંધ બેસે ખરી, પણ ધર્મને ગૌડ દેશનો રાજા લખેલ હોવાથી આ કલ્પના કરતાં કંઇક સંકોચ થાય છે.

આમે રાજગિરિના રાજા સમુદ્રસેનના ઉપર ચઢાઇ કરવા અને રાજગિરિનો કિલ્લો સર કરવાનું વર્ણન પ્રબન્ધમાં જણાવ્યું છે, પણ ઇતિહાસમાં આ સમુદ્રસેનનો કંઇ પત્તો નથી. આમના પુત્ર દુન્દુક અને પૌત્ર ભોજ વિષે પણ ઇતિહાસમાં કંઇ પણ ઉલ્લેખ જોવાતો નથી.

ભોજનું મોસાલ પાટલીપુરમાં હોવાનું પ્રબન્ધ ઉપરથી જણાય છે, પણ પાટલીપુત્રમાં તે વખતે કોનું રાજ્ય હતું તે જણાયું નથી.

બપ્પભટ્ટિના હરીફ અને પછીથી મિત્ર બનેલ બૌદ્ધાચાર્ય વર્દ્ધનકુંજરનો પણ ઇતિહાસમાં ક્યાંઇ પરિચય મળતો નથી.

બપ્પભટ્ટિનો સમય શિથિલાચારનો હતો, અને બપ્પભટ્ટિ તેમજ એમના ગુરૂભાઇઓ પ્રાયઃ સવારીનો ઉપયોગ કરતા હતા. એમ પ્રબન્ધમાં બતાવેલા અનેક પ્રસંગ ઉપરથી જણાઇ આવે છે. છતાં એમણે રાજાને પક્ષમાં રાખીને જૈન સમાજનો જે ઉપકાર કર્યો છે. તે ખરેખર અનુમોદનીય છે. બપ્પભટ્ટિના આમાં જણાવેલ ચરિત્ર ઉપરથી જણાય છે કે તેમણે પોતાનું જીવન રાજાઓની સોબતમાં જ ગાળ્યું હતું અને એજ કારણે એમનું ' રાજપૂજિત ' એવું ઉપનામ પડ્યું હતું.

બપ્પભટ્ટિએ સાહિત્ય નિર્માણમાં પણ પોતાનો સારો ફાળો આપ્યો હતો, એમ પ્રબન્ધ ઉપરથી જણાય છે, તેમણે સાહિત્ય વિષયક બાવન પ્રબન્ધો બનાવ્યાનો પ્રબન્ધમાં ઉલ્લેખ છે, તેમાં મુખ્ય પ્રબન્ધ ' તારાગણ ' નામનો હતો. પ્રસિદ્ધ જૈન કવિ ધનપાલે તિલકમંજરીમાં જે ભદ્રકીર્તિના ' તારાગણ ' નામના ગ્રંથનો ઉલ્લેખ કર્યો છે, તે આજ બપ્પભટ્ટિકૃત ' તારાગણ ' સમજવાનો છે, કેમકે ભદ્રકીર્તિ એ બપ્પભટ્ટિનું જ ગુરૂદત્ત નામ હતું

આમ આપણે પ્રબન્ધમાં જોયું છે. પણ આજે બપ્પભટ્ટિકૃત ' ચતુર્વિંશતિજિન સ્તુતિ ' અને એક સરસ્વતી સ્તોત્ર સિવાય બીજો એક પણ પ્રબન્ધ ઉપલબ્ધ થતો નથી.

બપ્પભટ્ટિના ગુરૂભ્રાતા નન્નસૂરિએ આદિ જિનનો જીવન પ્રસંગ લઇને સંધિબન્ધ બનાવેલ નાટકનો પ્રબન્ધમાં ઉલ્લેખ છે, પણ આ વિદ્વાનની કોઇપણ કૃતિ આજે જૈન ભંડારોમાં અસ્તિત્વ ધરાવતી હોય એમ જણાતું નથી. પણ આ ઉપરથી એટલું તો નિશ્ચિત થાય છે કે પૂર્વે જૈનમંદિરોમાં ધાર્મિક નાટકો ખેલવાનો સાધારણ રિવાજ હતો. આજ કારણે જૈન મંદિરોના અગ્રમંડપો, હજી પણ રંગમણ્ડપ, ખેલામણ્ડપ અને પ્રેક્ષામણ્ડપ વિગેરે નામોથી પ્રસિદ્ધ છે.

## ૧૨ શ્રી માનતુંગસૂરિ.



**મા**નતુંગ બનારસ નિવાસી **ધનદેવ** શેઠના પુત્ર હતા, એમણે પ્રથમ **ચારૂકીર્તિ** નામના દિગંબર મુનિ પાસે દીક્ષા લીધી હતી, અને તે વખતે એમનું નામ '**મહાકીર્તિ**' રાખવામાં આવ્યું હતું, પણ પાછળથી એમણે પોતાની બહેનના કહેવાથી **જિનસિંહસૂરિ** પાસે શ્વેતામ્બર મતની દીક્ષા ધારણ કરી હતી.

આ વખતે બનારસમાં **હર્ષદેવ** નામનો બ્રહ્મક્ષત્રિય જાતિનો રાજા રાજ્ય કરતો હતો, અને એજ રાજા હર્ષના માનીતા **મયૂર** અને **બાણ** નામના ત્યાં બે બ્રાહ્મણ પંડિતો રહેતા હતા. આ બંને પણ્ડિતોએ પોતાની વિદ્યા અને કલાથી રાજા હર્ષદેવનું મન પોતાની તરફ અતિશય આકર્ષિત કર્યું હતું.

એકવાર રાજાએ કહ્યું કે ' આજ કાલ બ્રાહ્મણોમાં જેટલી શક્તિ છે તેટલી શક્તિ બીજા દર્શનોના વિદ્વાનોમાં જોવામાં આવતી નથી. '

આ સાંભળીને રાજાના મંત્રીએ કહ્યું—સ્વામી જે કહે છે તે ખરૂં જ હશે, પણ આજકાલ આપના જ નગરમાં માનતુંગસૂરિ નામના એક જૈન આચાર્ય વસે છે તે પણ સારા વિદ્વાન અને સમાગમ કરવા યોગ્ય છે, જો આપની ઇચ્છા હોય તો તેમને બોલાવીયે.

રાજાએ આજ્ઞા આપી એટલે મંત્રી પ્રાર્થના કરીને માનતુંગસૂરિને રાજસભામાં લઇ ગયો. રાજાએ આચાર્યને ઉદ્દેશીને કહ્યું—' આજના વખતમાં બ્રાહ્મણો જે શકિત ધરાવે છે તે બીજે ક્યાંઇ છે ? **મયૂર** પણ્ડિતે સૂર્યને પ્રસન્ન કરીને પોતાનો કોઢ રોગ મટાડયો અને બાણ કવિએ ચણ્ડીને પ્રસન્ન કરીને પોતાના હાથ–પગ નવા પ્રાપ્ત કર્યા ! શું આવી શક્તિ બીજે ક્યાંઇ છે ? જો તમો પણ કંઇ જાણતા હો તો બતાવો. રાજાનાં આવાં વચન સાંભળીને આચાર્યે કહ્યું—રાજન્ ! અમો ગૃહસ્થ નથી કે વિદ્યા અને ગુણનું પ્રદર્શન

કરીને રાજાઓની પાસેથી ધન પ્રાપ્ત કરીયે, અમો જે કંઇ કરીયે તે કેવળ ધર્મને માટે જ આચાર્યનાં આવાં નિરીહ વચનો સાંભળીને રાજાએ સેવકોને આજ્ઞા કરી–' આમને સાંકળોથી બાંધીને અંધારી કોટડીમાં પૂરી દ્યો.' સેવકોએ રાજાજ્ઞાનું પાલન કરીને માનતુંગને અંધારી કોટડીમાં કેદ કર્યા, પણ માનતુંગસૂરિએ ત્યાં જ પોતાના પૂજ્યદેવ આદિનાથની 'ભક્તામર' આ શબ્દોથી શરૂ થતા સ્તોત્રથી સ્તવના કરી અને પોતે બંધન અને કેદમાંથી સ્વયં છૂટીને રાજાને જઇને મળ્યા. રાજા આચાર્યની આ અદ્દભુત શક્તિથી ઘણો પ્રસન્ન થયો, અને તે જ સમયથી તે જૈન ધર્મ અને જૈન સાધુઓનો ભક્ત થયો.

એકવાર માનતુંગને માનસિક રોગ થયો, તેથી તે અનશન ગ્રહણ કરવાને તૈયાર થયા; પણ ધરણેન્દ્ર નાગરાજે આપેલ ૧૮ અક્ષરના મંત્રામ્નાયના પ્રયોગથી તે નિરોગી થયા અને તેથી તેમણે તે ૧૮ અક્ષરોથી ગર્ભિત ભયહર સ્તોત્રની રચના કરી કે જે હજી પણ સ્મરણ કરનારના ભયને હરે છે.

માનતુંગસૂરિ પોતાની પાટે ગુણાકરસૂરિને સ્થાપીને સ્વર્ગવાસી થયા.

માનતુંગસૂરિને પોતાની સભામાં બોલાવનાર રાજા હર્ષને બનારસનો બ્રહ્મક્ષત્રિય રાજા હોવાનું પ્રબન્ધમાં સૂચવાયેલ છે અને એની સભામાં પંડિતો મયૂર અને બાણને પણ બનારસના જણાવ્યા છે, પણ આ વાત તો સુપ્રસિદ્ધ છે કે બાણ–મયૂર જેની સભામાં હતા તે શ્રીહર્ષ થાણેશ્વરનો વૈસવંશી રાજા હતો. પ્રસ્તુત પ્રબન્ધમાં શ્રી હર્ષને બનારસનો રાજા લખ્યો છે, એનો અર્થ એમ હોઇ શકે કે માનતુંગસૂરિની સાથે આ રાજાએ બનારસમાં મુલાકાત કરી હોય, કેમકે બનારસમાં પણ તેનું જ રાજ્ય હતું. માનતુંગના સમકાલીન મયૂર અને બાણકવિ બનારસ નિવાસી હોય તો પણ આશ્ચર્ય જેવું નથી. ગમે તેમ હોય પણ માનતુંગનો સહવાસી રાજા શ્રીહર્ષ તે બીજો કોઈ નહિ પણ શીલાદિત્યનો સમકાલીન કનોજના રાજા તરીકે પ્રસિદ્ધ થાણેશ્વરનો શ્રીહર્ષ જ હતો. આ રાજા બૌદ્ધધર્મી હોવા છતાં બ્રાહ્મણો અને જૈનશ્રમણોનો ઘણો સત્કાર કરતો હતો; એમ ચીનપરિવ્રાજક હુએનત્સાંગના લખેલા વિવરણ ઉપરથી જણાઇ આવે છે.

પ્રબન્ધમાં માનતુંગસૂરિના સમયનો નિર્દેશ કર્યો નથી, પણ માનતુંગસૂરિના પ્રશંસક રાજા શ્રીહર્ષનો રાજત્વ સમય વિ૦ સંવત્ ૬૬૩ થી વિ૦ સં૦ ૭૦૪ સુધીમાં ગણાય છે. તેથી માનતુંગસૂરિનો સમય પણ વિક્રમની સાતમી સદીનો ઉત્તરાર્ધ ભાગ હોવો જોઇયે.

પટ્ટાવલિયોમાં ભક્તામર સ્તોત્રના કર્ત્તા આ માનતુંગસૂરિને ઉજ્જયિનીના વૃદ્ધ ભોજના સમાનકાલીન જણાવ્યા છે, અને કર્નલ ટોડના લખવા પ્રમાણે વૃદ્ધ ભોજનો સમય પણ વિક્રમનો સાતમો સૈકો ( સં૦ ૬૩૧ ) છે, એટલે માનતુંગસૂરિ સાતમી સદીના આચાર્ય હોવાનો જ વિશેષ સંભવ છે.

પણ વર્ત્તમાન જૈન ગચ્છોની પટ્ટાવલિયોના લેખ પ્રમાણે એ આચાર્ય વધારે પ્રાચીન હોય તેમ જણાય છે, કેમકે પટ્ટાવલીમાં આમને ૨૧ મા પટ્ટધર આચાર્ય તરીકે વર્ણવ્યા છે. એટલું જ નહિ પણ એમને વીર સંવત્ ૮૨૬ ની આસપાસના સમયમાં થયા જણાવ્યા છે. આ હિસાબે એમનો સમય વિ૦ સં૦ ૩૫૬ ની આસપાસમાં આવે છે.

અંચલગચ્છની બૃહત્પટ્ટાવલીમાં એમને વૃદ્ધ ભોજના સમસામયિક જણાવીને વિ૦ સં૦ ૨૮૮ માં ઉજ્જયિણીમાં સ્વર્ગવાસી થયા જણાવ્યા છે.

ઉપર પ્રમાણે પટ્ટાવલિયોના મતથી માનતુંગસૂરિ વિક્રમની ત્રીજી અથવા ચોથી સદીમાં થયાનું સિદ્ધ થાય છે, ત્યારે પ્રસ્તુત નિબન્ધમાં લખ્યા પ્રમાણે એમનો સમય વિક્રમનો સાતમો સૈકો સિદ્ધ થાય છે. આમ એ આચાર્યના અસ્તિત્વ સમય વિષે ૩૦૦–૩૫૦ વર્ષની ભૂલ જણાઇ આવે છે.

૧૫મા પટ્ટધર પ્રસિદ્ધ આર્યવજ્રનો સ્વર્ગવાસ વી૦ સં૦ ૫૮૪ ( વિ૦ સં૦ ૧૧૪ ) માં થયો હતો. તો ૨૧ મા પટ્ટધર માનતુંગસૂરિનો સમય પણ વિક્રમની ત્રીજી અથવા ચોથી સદી પછીનો તો નહિ જ સંભવે. ત્યારે હવે પ્રશ્ન એ થાય છે કે જો માનતુંગસૂરિ ૨૧ મા પટ્ટધર જ હોય તો તે શ્રીહર્ષ અને તેના સભાપણ્ડિત મયૂર અને બાણના સમસામયિક કેવી રીતે થઈ શકે ? આ શંકાનું સમાધાન એ છે કે ૨૧ મા પટ્ટધર માનતુંગસૂરિ અને પ્રસ્તુત પ્રબન્ધવર્ણિત માનતુંગસૂરિ એક નહિ પણ ભિન્ન ભિન્ન વ્યક્તિઓ હશે એમ જણાય છે. આ બંનેને ભિન્ન ભિન્ન માનવાનું કારણ સમયભિન્નતા તો છે જ. પણ એ સિવાય બીજાં પણ આન્તર કારણો પ્રબન્ધમાંથી મળી આવે છે. તે આ કે ૨૧ મા પટ્ટધર માનતુંગસૂરિ માનદેવસૂરિના પટ્ટધર શિષ્ય અને વીરાચાર્યના પટ્ટગુરૂ હોવાનું પટ્ટાવલિયોમાં વર્ણન છે. ત્યારે આ પ્રસ્તુત માનતુંગસૂરિને જિનસિંહસૂરિના પટ્ટધર શિષ્ય અને ગુણાકરસૂરિના પટ્ટગુરૂ જણાવ્યા છે. આથી પણ જણાય છે કે પટ્ટાવલિયોવાલા માનતુંગ અને પ્રસ્તુત પ્રબન્ધવાલા માનતુંગ એક નહિ પણ જુદા જુદા છે. પટ્ટાવલિવાળા માનતુંગની સાથે મયૂર–બાણવાળી હકીકત જોડીને પટ્ટાવલિ લેખકોએ આ બંને આચાર્યોને એક માની લેવાની એક સ્પષ્ટ ભૂલ કરી છે.

પ્રબન્ધવર્ણિત માનતુંગના દિગમ્બરાવસ્થાના ગુરૂના ‘ ચારૂકીર્તિ ’ અને એમના પોતાના ‘ મહાકીર્તિ ’ આ નામો ઉપરથી પણ એઓ છઠી–સાતમી સદીના હોવાનું જ સિદ્ધ થાય છે, કારણ કે દિગમ્બર સંપ્રદાયમાં આવાં નામો બહુ પ્રાચીન કાલમાં અપાતાં ન હતાં.

## ૧૩ શ્રી માનદેવસૂરિ.



માનદેવ સૂરિનો જન્મ મારવાડમાં **નાડોલ** નગરમાં થયો હતો. એમના પિતાનું નામ **ધનેશ્વર** શેઠ અને માતાનું નામ **ધારણી** હતું.

એજ સમયમાં સપ્તશતી દેશમાં **કોરંટક** ( શિવગંજની પાસેનું આજકાલનું કોરટા ) નામનું નગર હતું અને ત્યાં મહાવીરનું મંદિર હતું જેનો કારભાર ઉપાધ્યાય **દેવચન્દ્ર**ના અધિકારમાં હતો.

**સર્વદેવસૂરિ** નામના આચાર્ય વિહાર કરતા એકવાર કોરંટક તરફ ગયા અને ઉપા-

ધ્યાય દેવચન્દ્રને ચૈત્યનો વહીવટ છોડાવીને આચાર્યપદ આપી દેવસૂરિ બનાવ્યા, એજ દેવ-સૂરિ વૃદ્ધદેવસૂરિના નામથી પ્રસિદ્ધ થયા.

સર્વદેવસૂરિએ શત્રુંજય ઉપર જઇને અનશનપૂર્વક સ્વર્ગવાસ પ્રાપ્ત કર્યો.

દેવસૂરિ પણ પોતાની પાટે પ્રદ્યોતનસૂરિને સ્થાપન કરી અનશન કરીને સ્વર્ગવાસી થયા.

દેવસૂરિના પદધર શિષ્ય પ્રદ્યોતનસૂરિ એકવાર વિહાર કરતા નાડોલ ગયા. માનદેવે તેમની પાસે ધર્મ સાંભળીને વૈરાગ્ય પામી દીક્ષા લીધી અને ગીતાર્થ થતાં ગુરૂએ તેને સૂરિપદ આપીને ' માનદેવસૂરિ ' નામના આચાર્ય બનાવ્યા.

માનદેવસૂરિના તપ અને બ્રહ્મચર્યના પ્રભાવથી વશ થઇને જયા-વિજયા નામની બે દેવિયો તેમના દર્શનાર્થે આવતી હતી.

આ સમયમાં તક્ષશિલા એક ધર્મક્ષેત્ર હતું. ત્યાં ૫૦૦ જૈન ચૈત્યો હતાં અને મ્હોટી સંખ્યામાં જૈન સંઘ વસતો. એ સિવાય અન્યધર્મના દેવમંદિરોની સંખ્યા પણ મ્હોટા પ્રમાણમાં હતી. આ જન-ધનથી સમૃદ્ધ નગરીમાં તે અવસરે ભયંકર મહામારી ફાટી નિકલી હતી, આ રોગમાં સપડાયેલની પાસે જે કોઇ જતું તો તે પણ એ રોગનો ભોગ થઇને પટકાતું હતું. એથી મુડદાને કાઢવું તો શું પણ માંદાની પણ કોઇ સાર નહોતું કરતું. નગરની બહાર મુડદાઓના ઢગલા ખડકાઇ ગયા હતા અને ઘરોમાં પણ મુડદાં ગંધાઇ રહ્યાં હતાં. બધાં દેવમંદિરો અપૂજ પડયાં હતાં. આ મહામારીના પ્રકોપમાં જૈન સંઘનો કેટલોક ભાગ કાલનો ગ્રાસ બની ગયો હતો, પણ જે બચ્યો હતો તે દેહરાસરમાં ભેગો થઇને વિચાર કરવા લાગ્યો કે શું આતે પ્રલયકાલ આવી પહોંચ્યો છે ? કપર્દી, અમ્બા અને બ્રહ્મશાન્તિ યક્ષ આજે કયાં ગયા ? અફસોસ ! શાંતિના સમયમાં તો શાસનદેવો પોતાનો પરચો બતાવે છે; પણ આજે તે બધા કયાં છે ? સંઘ ઉપર પ્રમાણે નિરાશ થઇને કિં કર્તવ્ય મૂઢ બનીને બેઠો છે તેજ સમયે શાસનદેવીએ આકાશવાણી કરી કે આ મ્લેચ્છોના બલવાન વ્યન્તરોએ કરેલો ઉત્પાત છે. તેથી આમાં અમારો કોઇપણ ઉપાય નથી; પણ હું સંઘરક્ષાનો એક ઉપાય બતાવું છું અને તે આ કે આજકાલ નાડોલ ( મારવાડના ગોડવાડ પ્રાન્તમાં ) નગરમાં આચાર્ય માનદેવસૂરિ વિચરે છે તેમને અહીં બોલાવી તેમનું ચરણોદક જો તમારા મકાનોને છાંટો તો આ ઉપદ્રવ શાન્ત થઇ જાય; પણ આજથી ત્રીજે વર્ષે આ નગરનો તુરૂષ્કોદ્વારા ભંગ થવાનો છે માટે ઉપદ્રવ શાન્ત થયા પછી અહીંથી બીજા નગરોમાં ચાલ્યા જવું યોગ્ય છે.

દેવાદેશ પ્રમાણે તક્ષશિલાના સંઘે વીરચન્દ્ર નામના શ્રાવકને નાડોલ માનદેવસૂરિને વિનંતિ કરવા મોકલ્યો. વીરચન્દ્ર જે વખતે નાડોલ પહોંચ્યો તે વખતે મધ્યાહ્નનો સમય હતો. માનદેવસૂરિ અંદરના ઓરડામાં ધ્યાનમાં બેઠા હતા અને જયા-વિજયા દેવિયો ઓર-ડામાં એક ખૂણામાં બેઠી હતી. વીરચન્દ્ર અંદર ગયો પણ આ દશ્યથી તેનું મન સશંક થઇ ગયું. અકાલ સમયમાં એકાન્ત સ્થલે સ્રીયોને જોઇને વીરચન્દ્રને માનદેવસૂરિના ચારિત્ર વિષે શંકા થઇ અને તે અવજ્ઞાપૂર્વક નમસ્કાર કરીને બેસી ગયો.

વીરચન્દ્રના આ વર્તનથી દેવિએ તેને ધિક્કારપૂર્વક શીક્ષા કરીને પોતાની ઓળખાણ આપી જેથી તે ઘણું પસ્તાયો અને તે પછી પોતાના આગમનનું પ્રયોજન કહ્યું, પણ દેવિયોએ તેની સાથે જવાની આચાર્યને ના પાડી દીધી. જે ઉપરથી આચાર્યે કહ્યું 'અત્રત્ય સંઘની આજ્ઞા ન હોવાથી અમો ત્યાં નહિ આવી શકીયે પણ ત્યાંના સંઘનું કાર્ય અહીંથીજ કરી આપીશું' એમ કહીને તેમણે મન્ત્રાધિરાજ ગર્ભિત 'શાન્તિસ્તવ' નામક સ્તોત્ર બનાવી વીરચન્દ્રને આપીને કહ્યું 'આના પાઠથી અશિવ શાન્ત થશે' વીરચન્દ્ર તે સ્તોત્ર લઇ તક્ષશિલા ગયો અને ઉક્ત હકીકત કહીને શાન્તિસ્તવનો પાઠ શરૂ કરાવતાં કેટલાક દિવસે રોગ શાંત થયો. એ પછી તક્ષશિલા નિવાસિયો ત્યાંથી ધીરે ધીરે બીજા સ્થાનોમાં ચાલ્યા ગયા અને ત્રણ વર્ષે તુરુષ્કોએ તે મહાનગરીનો નાશ કર્યો. આ સંબંધમાં વૃદ્ધ પુરૂષો કહે છે કે તે સમયની પિત્તલ અને પાષાણની જિનમૂર્ત્તિયો હજી પણ ભગ્નતક્ષશિલામાં વિદ્યમાન છે.

યોગ્ય શિષ્યને પાટે સ્થાપીને માનદેવસૂરિ અનશન કરી દેવગતિને પ્રાપ્ત થયા.

માનદેવસૂરિના સંબંધમાં બે વાતો ખાસ વિચારણીય છે, તેમાં એક તો એમનો અસ્તિત્વ સમય અને બીજો તક્ષશિલાનો ભંગ. પટ્ટાવલિયોમાં માનદેવ નામના બે આચાર્યોનું વર્ણન છે તેમાં પ્રથમ માનદેવને ૨૦મા પટ્ટધર તરીકે લખ્યા છે અને બીજા માનદેવને પ્રસિદ્ધ આચાર્ય હરિભદ્રના મિત્ર અને ૨૮ મા પટ્ટધર માન્યા છે. કોઇ કોઇ પટ્ટાવલીકારે વૃદ્ધ દેવસૂરિને આચાર્યપદ આપનાર સર્વદેવસૂરિને ૧૮ મા પટ્ટધર લખ્યા છે. તેમના મતે બંને માનદેવ અનુક્રમે ૨૧ મા અને ૨૯ મા પટ્ટધર હતા. આ બે માનદેવોમાં આપણા પ્રસ્તુત આચાર્ય ૨૦ મા પટ્ટધર પ્રથમ માનદેવસૂરિ છે. પટ્ટાવલિયોમાં આમનો સમય વીરનિર્વાણનો આઠમો સૈકો હોવાનું જણાવેલ છે. અંચલગચ્છની બૃહત્પટ્ટાવલીમાં આ માનદેવસૂરિને ૨૧ મા પટ્ટધર આચાર્ય લખ્યા છે અને વીરનિર્વાણથી ૭૩૧ ( વિ૦ સં૦ ૨૬૧ ) વર્ષો વીત્યા પછી ગિરનાર ઉપર સ્વર્ગવાસી થયાનું જણાવ્યું છે.

આ ઉપરથી સ્પષ્ટ જણાય છે કે આ માનદેવસૂરિ વિક્રમની ત્રીજી શતાબ્દીના આચાર્ય છે; છતાં આશ્ચર્ય એ છે કે આ માનદેવસૂરિ એમના પટ્ટગુરૂઓ અને એમના પટ્ટશિષ્યો વિગેરેનો ભાષ્યો અને ચૂર્ણિયો વિગેરેમાં કંઇપણ ઉલ્લેખ થયો જોવાતો નથી.

હવે આપણે તક્ષશિલાના ભંગવાલી ઘટનાનો વિચાર કરિયે. પ્રબન્ધમાં આ તક્ષશિલાનો ભંગ તુરૂષ્કો ( તુરકો ) ના હાથે થયાનું જણાવ્યું છે. આ બનાવ માનદેવના જીવિત સમયમાં અથવા તેના નજીકના સમયમાં બનેલ હોવાથી આનો સમય વિ. સં. ૨૬૪ પહેલાનું કોઇ વર્ષ હોવું જોઇએ.

ઉપર જણાવેલ સમયમાં કઇ વિદેશી જાતિએ હિન્દુસ્થાન ઉપર ચઢાઇ કરીને તક્ષશિલાનો નાશ કર્યો હતો તે ઇતિહાસ ઉપરથી સ્પષ્ટ જણાતું નથી. ઉક્ત ઘટના કાલકુશાન વંશના રાજ્યનો અન્તિમ અવસ્થાનો સમય હતો, અને લગભગ એ જ સમયની આસપાસ સસેનિયન રાજા અર્દશીરે હિન્દુસ્થાન ઉપર ચઢાઇ કરીને સિન્ધુ સુધીના પ્રદેશોને કબજે

કર્યા હતા. સંભવ છે કે આ સસેનિયન જાતિએ હિન્દુસ્થાન પર કરેલ ચઢાઇના પરિણામે તક્ષશિલાનો નાશ થયો હોય અથવા તેને વધારે નુકશાન થયું હોય: અને ત્યાંના જૈનો આ લડાઇની ધમાલ ચાલે તે પૂર્વે જ પંજાબ તરફ આવી ગયા હોય. મ્હારા વિચાર પ્રમાણેની ઓસવાલ જાતિ તક્ષશિલા વિગેરે પશ્ચિમના નગરોથી નિકલેલ જૈન સંઘમાંથી ઉતરી આવી છે. એ જાતિની કેટલીક ખાસિયતો અને શાકદ્વિપિ બ્રાહ્મણો (સેવકો) નો સંબન્ધ જોતાં પણ ઓશવાલોના પૂર્વ પુરૂષો હિન્દુસ્થાનની પશ્ચિમ દિશામાંથી આવ્યા હશે એમ ખુશીથી કહી શકાય.

તક્ષશિલામાં ૫૦૦ જૈનચૈત્યો હોવાનું અને હજી પણ પિત્તલ અને પાષાણની પ્રતિમાઓ હોવાનું પ્રબન્ધકાર લખે છે, અને એ કથન દન્તકથા માત્ર નહિ પણ વાસ્તવિક સત્ય હોય તેમ જણાય છે. હમણાં થોડા જ વર્ષો ઉપર ત્યાં ખોદ કામ કરતાં જુના ઢંગનાં અનેક જૈન ચૈત્યો જમીન નીચેથી નિકળ્યાં હતાં, આ બતાવે છે કે તક્ષશિલા ખરે જ ધર્મક્ષેત્ર હતું; પણ અવાર નવાર થતા વિદેશીઓના આક્રમણોનાં પરિણામે છેવટે આ નગરીનો નાશ થયો હતો. અને વિક્રમની ત્રીજી—ચોથી સદી પછી ત્યાં જૈનોનો લાગવગ ઓછો થતાં જૈનોનાં ચૈત્યો અને તીર્થો ઉપર બૌદ્ધ લોકોએ પોતાની સત્તા જમાવી હતી. જૈનોના અતિ પ્રાચીન તીર્થોમાંનું તક્ષશિલાનું ધર્મચક્ર તીર્થ કે જે ચન્દ્રપ્રભજિનનું ધામ હતું એમ મહાનિશીથ સૂત્ર ઉપરથી જાણી શકાય છે, તેના ઉપર પણ પાછળથી બૌદ્ધોએ પોતાનો અધિકાર જમાવી લીધો હતો. ચીનનો પરિવ્રાજક હુએનત્સાંગ હિન્દુસ્થાનની મુસાફરીએ આવ્યો તે સમયે (વિક્રમના ૭હા સૈકામાં) ધર્મચક્ર બૌદ્ધોના તાબામાં હતું અને તે લોકો આને ચન્દ્રપ્રભ બોધિસત્વનું તીર્થ ગણતા હતા.

મારવાડમાંના નાડોલ અને કોરટા નામના સ્થાનો કેટલાં બધાં પુરાણાં છે તે આ પ્રબન્ધ ઉપરથી જણાઇ આવે છે.

કોરટાના મહાવીર ચૈત્યનો ઉપાધ્યાય દેવચન્દ્ર વહીવટ કરતા હતા. આવી હકીકત પ્રબન્ધમાં જણાવી છે. જો આ કથન ખરૂં જ હોય તો ચૈત્યવાસની પ્રાચીનતાનો એ પુરાવો છે. જો કે પટ્ટાવલિયોમાં વીર સંવત્ ૮૮૨ (વિ૦ સં૦ ૪૧૨)માં ચૈત્યવાસિયો થયાનું લખાણુ છે. પણ ખરૂં જોતાં ચૈત્યવાસ ઉક્ત સમયની પૂર્વે પણ હતો એમ જૈન સૂત્રોનાં ભાષ્યો અને ચૂર્ણિઓ ઉપરથી પણ જણાઇ આવે છે. ૮૮૨ માં ચૈત્યવાસી થયાનું જે પટ્ટાવલિયોમાં જણાવ્યું છે તેનો અર્થ એ છે કે તે સમયે ચૈત્યવાસ પૂરા જોર ઉપર આવી ગયો હતો અને સુવિહિતો કરતાં ચૈત્યવાસિ સાધુઓની સંખ્યા વધી ગઇ હતી.



# ૧૪ શ્રી સિદ્ધ ઋષિ

આચાર્ય સિદ્ધર્ષિનો જન્મ **ભીનમાલ** નિવાસી શ્રેષ્ઠી **શુભંકરને** ત્યાં થયો હતો. શેઠ શુભંકરની ભીનમાલના પ્રસિદ્ધ શ્રીમંતોમાં ગણના હતી, એની સ્ત્રીનું નામ **લક્ષ્મી** હતું, આપણા ચરિત્ર નાયક સિદ્ધર્ષિનો એજ લક્ષ્મીની કૂખથી જન્મ થયો હતો.

યોગ્ય વયમાં આવતાં સિદ્ધના લગ્ન થયાં, પણ તેમાં એક ખોટું વ્યસન હતું, તે જુગારીઓની સોબતમાં પડી ગયો હતો, દિવસ અને રાત તેનું મન ત્યાં જ રહેતું, રાત્રે બહુજ મ્હોડો–અર્ધરાત્રિ પછી ઘરે આવતો, આથી તેની સ્ત્રીને બહુ દુઃખ થતું, પણ તેનું ચાલતું ન હોતું. એક દિવસ એની માતાએ દ્વાર બંધ કર્યાં અને જ્યારે બહુ રાત ગયે સિદ્ધે આવીને દ્વાર ઉઘાડવાને કહ્યું ત્યારે તેનીમાએ કહ્યું––' આ સમયમાં જ્યાં દ્વાર ઉઘાડા હોય ત્યાં ચાલ્યો જા ' માતાનાં આ કથનથી સિદ્ધ ત્યાંથી પાછો ફર્યો અને ગર્ગર્ષિ નામના આચાર્યના ઉપાશ્રયનું દ્વાર ઉઘાડું જોઇ તેમાં ગયો **અને પોતાને દીક્ષા આપવાની આચાર્યને પ્રાર્થના કરી; પણ આચાર્યે કહ્યું કે અમે અદત્તાદાન લેતા નથી. માટે ત્હારા કુટુંબીજનોની આજ્ઞા સિવાય દીક્ષા નહિ આપીયે. સિદ્ધ ત્યાં જ બેઠો રહ્યો. પ્રભાતના તપાસ કરતાં શુભંકર શેઠ ત્યાં આવ્યા અને સિદ્ધને ઘરે આવવાને ઘણું સમજાવ્યો, પણ તેણે માન્યું નહિ અને છેવટે પિતાની આજ્ઞા મેળવીને તેણે દીક્ષા ગ્રહણ કરી.** આમ માતાનું તિરસ્કાર વચન એજ સિદ્ધના વૈરાગ્યનું કારણ થયું.

સિદ્ધર્ષિના ગુરૂ ગર્ગર્ષિ નિર્વૃતિકુલીન **સુરાચાર્યના** શિષ્ય હતા એમ પ્રબંધકાર લખે છે. સિદ્ધર્ષિ પોતે પણ ઉપમિતભવપ્રપંચાની પ્રશસ્તિમાં પ્રથમ નિર્વૃતિકુલ અને સૂરાચાર્યનો જ ઉલ્લેખ કરે છે; પણ તે પછી દેલ્લમહત્તરનો અને દેલ્લમહત્તર પછી દુર્ગસ્વામીનો નામોલ્લેખ કરીને છેવટે દુર્ગસ્વામીના અને પોતાના દીક્ષાદાયક તરીકે ગર્ગાર્ષનો નિર્દેશ કરે છે. આ ઉપરથી એમ જણાય છે કે સૂરાચાર્યના બે શિષ્યો હશે પહેલા દેલ્લમહત્તર અને બીજા ગર્ગર્ષિ, દેલ્લમહત્તરના દુર્ગસ્વામી અને ગર્ગર્ષિના સિદ્ધર્ષિ શિષ્ય હશે અને આ બંનેની દીક્ષા ગર્ગષિના હાથે થઇ હશે.

પ્રબન્ધમાં કુવલયમાલા કથા સિદ્ધર્ષિના ગુરૂભાઈ **દાક્ષિણ્યચન્દ્રે** બનાવ્યાનો ઉલ્લેખ છે તે વિચારવા જેવો છે, કારણ કે ' કુવલયમાલાકથા ' ના કર્તાનું નામ ' દક્ષિણ્યચંદ્ર ' નહિં પણ ' દાક્ષિણ્યચિહ્ન ' છે અને તે સિદ્ધર્ષિના ગુરૂભાઈ નહિ પણ ચન્દ્રકુલના આચાર્ય હતા. અને તેમણે વિક્રમ સંવત્ ૮૩૫ના વર્ષમાં કુવલયમાલાની રચના કરી હતી, જ્યારે સિદ્ધર્ષિએ વિક્રમ સંવત્ ૯૬૨ માં ઉપમિતભવપ્રપંચાની રચના કરી હતી. આવી રીતે દાક્ષિણ્યચિહ્ન સિદ્ધર્ષિથી ૧૨૭ વર્ષ પૂર્વે થઇ ગયા છે. આ સ્થિતિમાં કુવલયમાલા કથાકાર અને ઉપમિતભવપ્રપંચા કથાકારને સમકાલીન ગુરૂભાઇ માનવામાં મ્હોટો વિરોધ આવે છે.

કદાચ દાક્ષિણ્યચિહ્નથી દાક્ષિણ્યચન્દ્ર નામના ભિન્ન કવિ સિદ્ધર્ષિના ગુરુભ્રાતા માનવામાં આવે અને તેમણે બીજી કુવલયમાલા કથા બનાવી હશે એમ માનવામાં આવે તો પૂર્વોક્ત વિરોધનો પરિહાર થઈ શકે, પણ આ નવી કલ્પનાને સત્ય ઠરાવનાર પ્રમાણ નથી એટલે એ કલ્પના પણ કેવલ કલ્પનાજ રહે છે.

ગુરુની ઇચ્છા ન હોવા છતાં સિદ્ધર્ષિ બૌદ્ધતર્કશાસ્ત્રનો અભ્યાસ કરવા જાય છે અને ત્યાં બૌદ્ધધર્મની દીક્ષા ગ્રહણ કરે છે, પણ વચનબદ્ધ હોવાથી તે એકવાર પોતાના મૂલ ગુરૂ પાસે આવે છે અને ગુરૂ તેને આચાર્ય હરિભદ્રની ' લલિત વિસ્તરા ' નામની ચૈત્યવન્દનસૂત્ર વૃત્તિ વાંચવા આપે છે. જેથી સિદ્ધર્ષિનું મન પાછું જૈન દર્શનમાં સ્થિર થાય છે. આ બધી હકીકત ઐતિહાસિક છે એમાં કંઇ પણ શંકા નથી; કારણ કે સિદ્ધર્ષિએ પોતે ઉપમિતભવપ્રપંચા કથામાં એ હરિભદ્રની તેવા પ્રકારની પ્રશંસા કરીને આ વાતનું સમર્થન કર્યું છે; ન્યાયાવતારની વૃત્તિ ઉપરથી પણ સિદ્ધર્ષિએ બૌદ્ધતર્કશાસ્ત્રનો સારો અભ્યાસ કર્યાનું સિદ્ધ થાય છે.

સિદ્ધર્ષિ જ્યાં તર્કશાસ્ત્ર ભણવા ગયા હતા તે નગરનું નામ ' મહાબોધ ' લખ્યું છે. એ નગર ક્યાં હતું તેનો કંઇ પત્તો લાગતો નથી, પણ " પ્રાન્તર સ્થિત દેશેષુ ગમનાયોઽમનાયિતઃ " આ વર્ણનથી જણાય છે કે તે સ્થાન ' તક્ષશિલાનું વિશ્વવિદ્યાલય ' અથવા ' નાલંદાવિશ્વવિદ્યાલય ' આ બેમાંથી એક હોવું જોઇયે. પ્રબન્ધકાર સિદ્ધર્ષિને પ્રસિધ્ધ કવિ માઘના પિતરાઇ ભાઇ લખે છેઃ તે કહે છે કે ' ભીનમાલના રાજા વર્મલાતના મંત્રી સુપ્રભદેવને દત્ત અને શુભંકર નામના બે પુત્રો હતા. તેમાં દત્તનો પુત્ર કવિ ' માઘ ' અને શુભંકરનો પુત્ર આ ચરિત્રનાયક ' સિદ્ધ ' થયો. '

રાજા વર્મલાતનો સત્તા સમય વસન્તગઢના એક લેખ ઉપરથી વિક્રમની સાતમીસદી સિદ્ધ છે. કવિ માઘ પણ શિશુપાલવધ કાવ્યની પ્રશસ્તિમાં પોતાના દાદા સુપ્રભદેવને વર્મલાતનો સર્વાધિકારી મંત્રી લખે છે એટલે સુપ્રભદેવ નિસ્સંશય સાતમી સદીનો વ્યક્તિ ઠરે છે, અને એના પૌત્ર માઘ કવિને સાતમી સદીના અન્તમાં થયો માનીયે તો કંઇ પણ અઘટિત નથી. જ્યારે સિદ્ધર્ષિનો સત્તા સમય પૂર્વે લખ્યા પ્રમાણે દશમી સદીનો મધ્યભાગ છે. આમ એકબીજાથી લગભગ અઢીસો વર્ષને આંતરે થયેલ માઘ અને સિધ્ધર્ષિને પિતરાઇ ભાઈ કેવી રીતે માની શકાય તે પ્રબન્ધકાર જ જાણે અમારા વિચાર પ્રમાણે તો આ હકીકત કેવળ દન્તકથા છે અને એમાંથી જો કંઇ પણ સારાંશ ઢૂંઢીયે તો એટલો જ નીકળી શકે કે સિધ્ધર્ષિ પ્રસિધ્ધ કવિ માઘના વંશમાં થયા હતા.

સિધ્ધર્ષિનો સમય ચૈત્યવાસિયોના સામ્રાજ્યનો સમય હતો; છતાં સિધ્ધર્ષિ અને એમના ગુરૂ ગુરૂભાઇયો વિગેરે ત્યાગ-વૈરાગ્યવાન્ હતા. જો કે સિધ્ધર્ષિએ પોતે ઉપમિતભવપ્રપંચા કથાનું વ્યાખ્યાન મંદિરના અગ્રમણ્ડપમાં બેસીને કર્યું હતું છતાં તે સુવિહિત સાધુ હતા, ચૈત્યમાં ધર્મોપદેશ કરનારને ચૈત્યવાસી માની લેવાની કોઇ ભૂલ ન કરે. જિનમંદિરમાં બેસીને ધર્મોપદેશ કરવો, એ પ્રત્યેક સાધુનો શાસ્ત્રવિહિત અધિકાર છે. નૂતન મન્દિરપ્રવૃત્તિ પહેલાં ચૈત્યવાસી કે સુવિહિત સાધુ દરેક જિનચૈત્યના અગ્રમણ્ડપમાં બેસીને ધર્મકથા કરતા

હતા. પણ નૂતનગચ્છ પ્રવર્તકોએ અનેક પ્રવૃત્તિઓની જેમ આ પ્રવૃત્તિને પણ ચૈત્યવાસીઓની પ્રવૃત્તિ માનીને એનો નિષેધ કરવા માંડયો. ત્યાર પછી ધીરે ધીરે આ પ્રવૃત્તિ બંધ પડી ગઇ.

સિદ્ધર્ષિના વિહાર સંબન્ધી વિશેષ માહિતી મળતી નથી. પણ એમના ગુરૂઓ અને ગુરૂભાઇઓ ગુજરાતમાં વિચર્યા હતા, એ જોતાં એમનો વિહાર પણ ઘણે ભાગે ગૂર્જરભૂમિમાં અને મારવાડમાં થયો હશે.

સિદ્ધર્ષિ સારા વ્યાખ્યાતા હતા અને એથી જ એમને 'સિદ્ધ વ્યાખ્યાતા' આવું બિરૂદ મળ્યું હતું.

સિદ્ધર્ષિએ 'ઉપદેશમાળા વૃત્તિ' 'અને ઉપમિતિ ભવપ્રપંચા કથા' આ બે ગ્રન્થો રચ્યાનો પ્રબન્ધમાં ઉલ્લેખ છે. પણ 'ન્યાયાવતારવૃત્તિ' નામનો એક ન્યાય વિષયનો ગ્રન્થ પણ એમણે બનાવ્યો છે. આ ત્રણે ગ્રન્થ વર્ત્તમાન છે, પણ એ ઉપરાંત કોઇ ગ્રન્થ એમણે બનાવ્યો હતો કે નહિ તે જાણવામાં નથી.

સિદ્ધર્ષિનો જન્મ, દીક્ષા અને સ્વર્ગવાસ સંબન્ધી સમય જાણવામાં આવ્યો નથી. માત્ર તેઓ સં૦ ૯૬૨ માં વિદ્યમાન હતા એમ ઉપમિતભવપ્રપંચાથી સિદ્ધ થાય છે.

## ૧૫ શ્રીવીરગણિ

**વી**રગણિ ગૃહસ્થાવસ્થામાં ભીનમાલના રહેવાસી પ્રાગ્રહર **શિવનાગ** શેઠના પુત્ર હતા, એમની માતાનું નામ **પૂર્ણલતા** હતું.

વીરે કોટિધ્વજ શેઠના પુત્ર હોઇ ૭ કન્યાઓનું પાણિગ્રહણ કર્યું હતું, છતાં તે ધર્મના સંસ્કારવાળો હતો. પિતાના મરણ પછી તેણે પર્વ દિવસોમાં સાચોરની યાત્રા કરવાનો નિયમ કર્યો હતો. અને પોતાની માતાના મરણ પછી તો વીરનું મન સંસારથી બિલકુલ ઉતરી ગયું હતું. તેણે પોતાના ધનમાંથી એક એક ક્રોડ એક એક સ્ત્રીને આપીને બાકીનું સર્વ ધન સંઘપૂજા અને દેહરાસરોમાં ખર્ચી ગૃહસ્થાવેશે જ પરિગ્રહનો ત્યાગી થઇ સાચોર જઇને તે ભગવાન મહાવીરની આરાધનામાં લાગ્યો હતો. આઠ આઠ ઉપવાસને પારણે નિર્વિકૃતિક પ્રાસુક ભોજન કરતો અને નગરની બહાર સ્મશાન વિગેરેમાં રહીને કાયોત્સર્ગ ધ્યાન કરી વિવિધ કષ્ટોને સહતો વીર મહાન્ તપસ્વી થઇને સાચોરમાં રહેતો હતો.

એકવાર સાંજના સમયે કાયોત્સર્ગ માટે તે ગામ બહાર ગયો, તેટલામાં મથુરાથી વિચરતા આવેલા **વિમલગણિ** નામના મુનિ મળ્યા. વીરે તેમને વન્દન કર્યું અને તેમને ધર્મલાભ આપીને કહ્યું–'મહાનુભાવ! હું તને 'અંગવિદ્યા'નો ઉપદેશ કરવા આવ્યો છું.' વીર તેમને પોતાના ઉપાશ્રયે લઈ ગયો. અને સર્વ રાત સેવા અને ધર્મચર્ચામાં વ્યતીત

કરી. મુનિરાજે વીરને અંગવિદ્યા ભણવાનો આગ્રહ કરતાં કહ્યું–' મહાનુભાવ ! આ અંગવિદ્યાને તું ભણીને પ્રભાવક થા. હું પરલોકનું સાધન કરવા તત્પર થયો છું, માટે મ્હારી પાસેથી આ અંગવિદ્યાના અર્થ સાંભળી લે અને આનું પુસ્તક થરાદના જિનમંદિરના શુકનાશમાં છે માટે ત્યાં જઇને તે વાંચી લેજે.' એમ કહીને વિમલગણિએ વીરને દીક્ષા આપીને ત્રણ દિન ત્યાં રહી અંગવિદ્યાનો આમ્નાય શીખવી તેઓએ શત્રુંજયની તરફ પ્રયાણ કર્યું, અને ત્યાં જઇ અનશનપૂર્વક દેહત્યાગ કર્યો. વીરે પણ ગુરુની આજ્ઞા પ્રમાણે થરાદ જઇને કહેલ સ્થાનમાંથી શ્રાવકોદ્વારા પુસ્તક પ્રાપ્ત કર્યું. અને અંગવિદ્યા ભણીને મહા શક્તિશાલી તપસ્વી થયા.

થરાદથી વિહાર કરીને વીર અણહિલ પાટણ તરફ જતા હતા ત્યાં વચમાં સ્થિરા ગામ ( રાધનપુર પાસેનું થરા ગામ ) આવ્યું. જ્યાં **વલભીનાથ** અથવા **વિરૂપાનાથ** નામના વ્યન્તરનું સ્થાન હતું, વીર તેના સ્થાનમાં જ રાત્રિ વાસો રહ્યા અને તે ક્રૂર વ્યન્તરને શાન્ત કરીને હિંસાનો ત્યાગ કરાવ્યો. એટલું જ નહિ પણ ત્યાં કોઇ પણ રીતે હિંસા ન થાય એ માટે પાટણના રાજા ચામુણ્ડરાજની મહોરછાપવાળું આજ્ઞાપત્ર પણ કઢાવ્યું. વીરની આવી અપૂર્વ શક્તિથી પ્રસન્ન થઇને વલભીનાથે પ્રત્યક્ષ થઇને કહ્યું કે– ' પૂર્વ દિશામાં ડક્કરીપુરી ( ડાકોર ) માં ભીમેશ્વર મહાદેવનું લિંગ મ્હારા પ્રયોગથી ફાટ્યું તે હજી પણ ફાટેલું જ પૂજાય છે, મહાબોધમાં બૌદ્ધોના પાંચસો વિહારોનો ભંગ કર્યો, મહાકાલ તો મ્હારા ભયથી ખૂણે જઇને બેઠો છે, જ્યારે સોમેશ્વરને જીતવા હું નિકળ્યો તો તેણે બ્રાહ્મણના રૂપમાં આવીને મ્હને વચનબદ્ધ કરીને અત્ર સ્થિર રાખ્યો છે કે જે ઉપરથી આ ગામનું નામ સ્થિરા ( થરા ) પડ્યું છે. મ્હારી આવી શક્તિનો આજ પહેલાં કોઇએ પરાભવ નથી કર્યો, પણ આજે તમે તમારી શક્તિથી મ્હને હરાવ્યો છે' આમ વલભીનાથને પ્રતિબોધીને વીર ગણિ પાટણ ગયા જ્યાં તેમને **વર્દ્ધમાનસૂરિ**એ આચાર્ય પદ આપ્યું. પ્રબન્ધકાર લખે છે કે વીર ગણિએ આ વલભીનાથની સહાયથી અષ્ટાપદની યાત્રા કરી હતી અને તેની યાદી તરીકે તેઓ ત્યાંથી દિવ્ય અક્ષત લઇને આવ્યા હતા કે જે અક્ષત તુરકોએ પાટણનો ભંગ કર્યો ત્યાંસુધી તેમના ઉપાશ્રયમાં અષ્ટાપદની સ્થાપનારૂપે પૂજાતા હતા.

રાજા ચામુણ્ડને પુત્ર ન હતો, એથી તેણે પોતાની એ ચિન્તા પોતાના મંત્રી વીર ( પ્રસિદ્ધ મંત્રી વિમલશાહના પિતા ) ને જણાવી, વીરે આ વાત વીરસૂરિને જણાવી જે ઉપરથી તેમણે પોતાનો વાસક્ષેપ આપીને કહ્યું કે રાણીઓને આ વાસયુક્ત જલનો અભિષેક કરાવવાથી તેમનો ગર્ભસ્રાવનો રોગ દૂર થશે, અને તેમજ થયું. ચામુણ્ડરાજને વલ્લભરાજ વિગેરે પુત્રો થયા.

એક વાર વીરસૂરિ વિહાર કરતા અષ્ટાદશ શતી દેશ ( આબુની આસપાસનો પ્રદેશ ) માં ઉંબરણી ગામમાં ( ખરાડી પાસે ) આવ્યા હતા. સાંજે તેઓ કાયોત્સર્ગ ધ્યાન માટે ગામની બહાર જતા હતા ત્યાં તેમને પરમાર વંશ્ય રૂદ્ર નામક પુરૂષ મળ્યો. તેણે વંદન કરીને કહ્યું–મહારાજ ! રાત્રે આ ભયંકર શ્મશાનમાં ન રહો, અહીં શ્વાપદોનો ઘણો જ

ભય છે. રાજપુત્રની આ વાત સાંભળીને આચાર્યના શિષ્યે કહ્યું રાજપુત્ર! તમો આ વિષે કશી ચિન્તા ન કરો, ગુરૂ મહારાજ સદાય આવા સ્થાનોમાં જ ધ્યાન કરે છે. એ સાંભળી તે રાજપુત્ર પોતાને સ્થાનકે ગયો, તે દિવસે તેને જંબૂફલ ભેટમાં આવ્યાં હતાં તે ખાતાં તેમાં તેને કીડા દેખવામાં આવ્યા, આ બનાવથી તેને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને વીરસૂરિ પાસે જઇ તેણે દીક્ષા ગ્રહણ કરી, એજ રૂદ્ર દીક્ષિત થઇ વીરસૂરિના પટ્ટધર શિષ્ય શ્રી ચન્દ્રસૂરિ થયા.

સં૦ ૯૩૮ માં વીરગણિનો જન્મ થયો. સં૦ ૯૮૦ માં દીક્ષા લીધી અને સં૦ ૯૯૧ ના વર્ષમાં સ્વર્ગવાસ થયો.

વીરગણિનો સમય શિથિલાચાર પ્રધાન હતો છતાં વીર જેવા ગર્ભશ્રીમન્તોએ ક્રોડોની સંપત્તિનો ત્યાગ કરીને જે ઉગ્ર ત્યાગમાર્ગનો દાખલો બેસાડયો હતો તે જણાવતો હતો કે આ સમયે પણ ખરા ત્યાગિયોનો અભાવ ન હતો.

વીરના દીક્ષાગુરૂ વિમલગણિ કયા ગચ્છના હતા તે જણાયું નથી, અને તેમને સૂરિપદ આપનાર વર્દ્ધમાનસૂરિ કયા તે પણ કહેવું મુશ્કેલ છે. વિક્રમની અગ્યારમી સદીના મધ્યમાં થયેલ ચંદ્રકુલીન વર્દ્ધમાનસૂરિને જો એમના આચાર્યપદદાતા માનીએ તો વીરગણિના સમય સાથે તેમનો સમય મલતો નથી. વીરે સં૦ ૯૮૦ માં દીક્ષા લીધી હતી, જ્યારે ઉક્ત વર્દ્ધમાનસૂરિ વિ૦ સં૦ ૧૦૮૪ માં વિદ્યમાન હતા.

વીરના સમયમાં ભીનમાલમાં ધૂમરાજ વંશી 'દેવરાજ' નામનો રાજા હોવાનું પ્રબન્ધમાં લખેલ છે. ધૂમરાજ એ પરમારોનો આદિ પ્રસિદ્ધ પુરૂષ હતો. વિક્રમની અગ્યારમી સદીમાં જાલોરમાં પણ દેવરાજ નામનો પરમાર રાજા રાજ્ય કરતો હતો. અને તે વખતે ભીન્નમાલ જાલોરને તાબે પણ હતું; છતાં આ દેવરાજ અને ભીનમાલનો દેવરાજ એક હતો કે ભિન્ન તે કહી શકાય તેમ નથી; કારણ કે આ બંનેનો સમય કંઇક ભિન્ન છે. વીરગણિના સમયમાં પાટણમાં ચામુણ્ડરાજ રાજ્ય કરતો હતો. અને તેને વલ્લભરાજ આદિ પુત્રો હતા એમ પ્રબન્ધ ઉપરથી જણાય છે. મેરૂતુંગની સ્થવિરાવલી ટીકાના લેખ પ્રમાણે પાટણમાં ચાવડા વંશી ચામુણ્ડરાજ નામનો રાજા દશમી સદીમાં થઈ ગયો છે જેનો રાજ્ય સમય સં૦ ૯૪૪ થી ૯૭૦ સુધી હતો. પણ પ્રબન્ધના લેખ પ્રમાણે વીરગણિએ સં૦ ૯૮૦ માં દીક્ષા લીધી હોવાથી તેની સાથે આ સમયનો મેલ મલતો નથી. પ્રાચીન રાજ્ય પટ્ટાવલિયોના લેખ પ્રમાણે મૂલરાજનો ઉત્તરાધિકારી ચામુણ્ડરાજ હતો અને તેને વલ્લભરાજ આદિ પુત્રો પણ હતા, પણ આ ચામુંડનો સમય પણ વીરગણિના સમય સાથે મેલ ખાતો નથી. વીરગણિનો શ્રમણત્વકાલ ૯૮૦ થી ૯૯૧ સુધીનો છે જ્યારે આ ચામુણ્ડરાજનો રાજત્વકાલ ૧૦૫૩ થી ૧૦૬૬ સુધીમાં હતો. વલી ચામુણ્ડનો મંત્રી વીર હોવાનું પ્રબન્ધકાર જણાવે છે. વીરમંત્રી પ્રસિદ્ધ મંત્રી વિમલશાહના પિતા હતા અને વિમલનો સમય વિક્રમની અગ્યારમી સદીનો ઉત્તર ભાગ હતો. કેમકે સં૦ ૧૦૮૮ ના વર્ષમાં વિમલે આબુના મંદિરની પ્રતિષ્ટા કરાવી હતી. આથી વિમલના પિતા વીરનો સમય પણ અગ્યારમી સદીનો પૂર્વ ભાગજ માની શકાય દશમી સદીનો ઉત્તરભાગ નહિ.

ઉપરની બધી વાતોનો વિચાર કરતાં પ્રબંધમાં જણાવેલ વીરગણિનો અસ્તિત્વ સમય નિર્દોષ હોવો મુશ્કેલ લાગે છે, અને જો તેને સત્યજ માનીયે તો પ્રથમ તો ધૂમરાજ વંસ્ય દેવરાજનું તે સમયના ભીનમાલના રાજા તરીકેનું અસ્તિત્વ સાબિત કરવું જોઇએ. બીજું વીરમંત્રી અને ચામુણ્ડને વલ્લભરાજ પુત્ર હોવા સંબન્ધી હકીકત અસત્ય માનવી પડશે. પણ હું ધારૂં છું ત્યાં સુધી એ વાતો ખોટી નહિ પણ વીરનો અસ્તિત્વ સમય જ આમાં ગલ્ત બતાવેલ છે. ખરી રીતે વીરગણિ અગ્યારમી સદીના પૂર્વાર્ધમાં થયેલ વ્યક્તિ હોવા જોઇયે, તે સમયમાં જાલોરના પરમાર રાજા ચન્દનના પુત્ર દેવરાજનું ભીનમાલમાં રાજ્ય હતું. પાટણમાં મૂલરાજપુત્ર ચામુણ્ડનું રાજ્ય હતું. એ બધી વાતોનો સમન્વય થવા સાથે વર્ધમાનસૂરિનું સમકાલીનપણું પણ સહજે મલી રહે છે

## ૧૬ શ્રી શાન્તિસૂરિ



વાદિવેતાલ શાન્તિસૂરિનો જન્મ રાધનપુર પાસેના ઉણુ નામના ગામમાં થયો હતો. એમના પિતા શેઠ **ધનદેવ** અને માતા **ધનશ્રી** નામે હતાં. શાન્તિસૂરિનું ગૃહસ્થાવાસનું નામ **ભીમ** હતું. આ અવસરે પાટણમા ' સંપક વિહાર ' નામનું થારાપદ્રગચ્છાશ્રિત એક પ્રસિદ્ધ જિનમંદિર હતું, અને તેની પાસે જ થારાપ્રદ્રગચ્છનો ઉપાશ્રય હતો. ત્યાં થારાપદ્રગચ્છીય **વિજયસિંહસૂરિ** નામના આચાર્ય વિરાજમાન હતા.

વિજયસિંહસૂરિએ કાલાન્તરે ઉણુની તરફ વિહાર કર્યો, અને ધનશેઠને સમજાવી ભીમને દીક્ષા આપી અને ' શાન્તિ ' નામે પોતાનો શિષ્ય કર્યો. શાન્તિ આચાર્યપદ પામી વિજસિંહના પટ્ટધર શિષ્ય શાન્તિસૂરિ થયા.

શાન્તિસૂરિ પાટણમાં ભીમરાજાની સભામાં ' કવીન્દ્ર ' તથા ' વાદિચક્રવર્ત્તિ ' આવા પદોથી પ્રસિદ્ધ થયા. કવિ ધનપાલની પ્રાર્થનાથી શાન્તિસૂરિએ માલવામાં વિહાર કર્યો અને ભોજરાજાની સભાના ૮૪ વાદિયોને વાદમાં જીતીને રાજાભોજના તરફથી શરત પ્રમાણે ૮૪ લાખ માલવી રૂપિયા મેલવ્યા હતા, માલવાના ૧ લાખના ગૂર્જરાત દેશના ૧૫ હજાર થતા હોવાથી ભોજે તે હિસાબે ૧૨૬૦૦૦૦ ગૂર્જરદેશના રૂપિયા શાન્તિસૂરિને અર્પણ કર્યા હતા, જેમાંથી ૧૨ લાખ તો તેમણે ત્યાંજ જૈન દેહરાસરો કરાવવામાં ખર્ચાવ્યા અને બાકીના ૬૦ હજાર થરાદનગરે મોકલાવ્યા અને તે રૂપિયાથી થરાદના આદિનાથના મંદિરનાં મૂલનાયકની ડાબીબાજુમાં દેહરી અને રથ વિગેરે કરાવ્યા. પોતાની સભાના પંડિતો માટે શાન્તિસૂરિ વેતાલ જેવા નિવડવાથી રાજા ભોજે તેમને 'વાદિવેતાલ' એ બિરૂદ આપ્યું ધારાનગરીમાં કેટલોક સમય રહીને શાન્તિસૂરિએ મહાકવિ ધનપાલની તિલકમંજરી કથાનું સં-

શોધન કર્યું અને તે પછી ધનપાલની સાથે તેઓ પણ પાટણ આવ્યા. આ વખતે ત્યાંના રહેવાસી જિનદેવ શેઠના પુત્ર પદ્મદેવને સર્પદંશ થયો હતો. જેથી તેને મૃત સમજી ભૂમીમાં દાટી દીધો હતો જેને શાન્તિસૂરિએ નિર્વિષ કરી સજીવન કર્યો હતો.

શાન્તિસૂરિને ૩૨ શિષ્યો હતા જે બધાઓને તેઓ ચૈત્યમાં પ્રમાણશાસ્ત્રનો અભ્યાસ કરાવતા હતા જે વખતે નાડોલથી વિહાર કરીને આવેલા મુનિચન્દ્રસૂરિ પાટણની ચૈત્યપરિપાટી યાત્રામાં ફરતા ત્યાં આવ્યા અને દર્શન કરીને ઉભા ઉભા જ પાઠ સાંભલી ગયા, એ રીતે પંદર દિવસ પર્યન્ત દર્શનાર્થે ત્યાં આવીને તેમણે પાઠ સાંભળ્યો, સોલમે દિવસે શિષ્ય મણ્ડલીની પરીક્ષા કરતાં મુનિચન્દ્રની બુદ્ધિનો ચમત્કાર જોવામાં આવ્યો. આ ઉપરથી શાન્તિસૂરિએ મુનિચન્દ્રને પ્રીતિપૂર્વક પોતાની પાસે પ્રમાણશાસ્ત્રનો અભ્યાસ કરવાનો આગ્રહ કર્યો, જે ઉપરથી મુનિચન્દ્રે પોતાને માટે સ્થાનકની અગવડ બતાવી, શાન્તિસૂરિએ ટંકશાલની પછવાડે એક શ્રાવકની પાસે મકાન અપાવ્યું જ્યાં રહીને મુનિચન્દ્રસૂરિએ ષટ્દર્શનશાસ્ત્રોનું અધ્યયન કર્યું, એ પછી પાટણમાં સર્વ ગચ્છના સુવિહિત સાધુઓને ઉતરવા લાયક ઉપાશ્રય થયા.

શાન્તિસૂરિએ ઉત્તરાધ્યયન સૂત્ર ઉપર એક વિસ્તૃત અને તર્કપૂર્ણ ટીકા બનાવી કે જેના આધારે પૂર્વોક્ત મુનિચન્દ્રસૂરિના શિષ્ય વાદિદેવસૂરિએ દિગમ્બર વાદિ કુમુદચન્દ્રને પાટણમાં સિદ્ધરાજ જયસિંહની સભામાં જીત્યો હતો.

એકવાર કવિ ધનપાલના મુખથી પ્રશંસા સાંભલીને કૌલ ( શક્તિ ઉપાસક ) કવિ ધર્મ શાન્તિસૂરિની મુલાકાતે પાટણમાં આવ્યો અને થારાપદ્ર ગચ્છના ઉપાશ્રયમાં તેમની સાથે વાદ કરીને પરાજિત થયો.

એ સિવાય એક દ્રાવિડ વાદીએ પણ શાન્તિસૂરિને હાથે પરાજય મેળવ્યો હતો. આ વાદીનું નામ પ્રબન્ધમાં જણાવ્યું નથી. પ્રબન્ધકાર લખે છે કે થરાદમાં નાગિનીદેવી શાન્તિસૂરિના વ્યાખ્યાનમાં નિયમિત રીતે આવતી હતી, શાન્તિસૂરિનું ૬ માસનું આયુષ્ય શેષ રહ્યું ત્યારે નાગિનીએ તેમને ગચ્છની વ્યવસ્થા કરવાની સૂચના કરી હતી જે ઉપરથી તેમણે પોતાના ૩૨ શિષ્યોમાંથી વીર, શાલિભદ્ર અને સર્વદેવ આ ત્રણને સૂરિપદ અર્પણ કર્યું. આમાં વીરસૂરિની સંતતિ આગલ ચાલી નહિ પણ રાજપુરમાં 'નેમિનાથ' એ વીરસૂરિનું શાશ્વત સ્મારક રહ્યું, જ્યારે શાલિભદ્રસૂરિ અને સર્વદેવસૂરિની શિષ્ય સંતતિ હજી ( સં. ૧૩૩૪ ) સુધી પાટણમાં વિદ્યમાન છે.

શાન્તિસૂરિએ પૂર્વોક્ત રીતે ગચ્છવ્યવસ્થા કરીને શ્રાવક યશના પુત્ર સોઢની સાથે ગિરનાર તરફ પ્રયાણ કર્યું અને થોડા જ દિવસોમાં ગિરનાર જઇને અનશન ધારણ કર્યું અને ૨૫ દિવસ સુધી અનશન પાલી સં. ૧૦૯૬ ના જેઠ સુદિ ૯ મંગળવાર અને કૃતિકામાં તે સ્વર્ગવાસ પામ્યા.

શાન્તિસૂરિના ગુરૂ વિજયસિંહસૂરિના વિષે વિશેષ જાણવામાં નથી, એ નામના અનેક આચાર્યો—ગ્રન્થકર્તા પણ—થઇ ગયા છે; પણ વિશેષ વિવરણ ન મલવાથી એ વિષે કંઇ પણ

સ્પષ્ટીકરણ થવું અશક્ય છે. આ આચાર્યનો ગચ્છ જે 'થારાપદ્ર ગચ્છ'ના નામથી ઓળખાય છે તે જૈન ઇતિહાસમાં ઘણો પ્રસિદ્ધ છે, એમાં અનેક વિદ્વાન્ અને ધુરંધર આચાર્યો થઇ ગયા છે. રામસેણના એક જૈન લેખ ઉપરથી જણાય છે કે આ ગચ્છના આદિ પુરૂષ 'વટેશ્વરાર્ય' હતા કે જે કુવલમાલાવાલા 'વડેસર આયરિય' થી અભિન્ન જણાય છે અને એ ઉપરથી આ ગચ્છની ઉત્પત્તિ લગભગ વિક્રમની સાતમી સદીમાં થયાનું અનુમાન કરી શકાય છે.

ડીસા કેમ્પની પશ્ચિમમાં લગભગ ૨૫ કોશ ઉપર આવેલ આજનું 'થરાદ' તે જ આ ગચ્છનું ઉત્પત્તિ સ્થાન પ્રાચીન 'થારાપદ્ર' છે.

શાન્તિસૂરિનું જન્મ ગામ પાટણથી પશ્ચિમમાં 'ઉન્નતાયુ' નામે પ્રબન્ધકારે બતાવ્યું છે તે રાધનપુર પાસેનું આજકાલનું 'ઉણ' નામનું ગામ સમજવાનું છે.

'પાટણમાં ભીમદેવનું રાજ્ય સં. ૧૦૭૮ થી ૧૧૨૦ સુધીમાં હતું. એથી શાન્તિસૂરિએ ૧૮ વર્ષ ભીમદેવનું રાજ્ય જોયું અને એ સમય દર્મિયાન તેમણે 'કવીન્દ્ર' અને 'વાદિ ચક્રવર્તી' નાં બિરુદ મેલવ્યાં ગણાય.

ધનપાલ કવિએ વિક્રમ સંવત્ ૧૦૨૯ માં પોતાની બ્હેન માટે 'પાઇયલચ્છીનામમાલા' ની રચના કરી તે વખતે તે જૈન થઇ ચુકયો હતો. આથી ધનપાલ તે વખતે ૨૦-૨૫ વર્ષની અવસ્થામાં હશે એમ માનીયે તો તેને શાન્તિસૂરિનો સમવયસ્ક કહી શકાય. ભોજરાજાનો રાજત્વકાલ ૧૦૬૭ થી ૧૧૧૧ સુધીમાં હતો, આથી આ બંને વિદ્વાનોથી ભોજ અવસ્થામાં લઘુ હતો એમ કહી શકાય, મહેન્દ્રસૂરિના પ્રબન્ધ ઉપરથી પણ એ વાતને ટેકો મલે છે કે ધનપાલ થકી ભોજ પોતે અવસ્થામાં છોટો હતો.

શાન્તિસૂરિનો સમય શિથિલાચાર પ્રધાન હતો, શાન્તિસૂરિ પોતે પણ અપ્રતિબદ્ધ વિહારી હોય તેમ ઓછું જણાય છે, એમને ભોજે વિજયનું પારિતોષક આપ્યું અને તે એમણે ધર્મમાર્ગમાં ખરચ કરાવ્યું. આતો એક જુદી વાત છે પણ એમના ગચ્છનાં ઉપાશ્રયને પ્રબન્ધકારે બે ઠેકાણે 'મઠ' ના નામથી ઉલ્લેખ્યો છે. આથી પણ એમની ગુરૂ પરમ્પરામાં શિથિલાચારનો પ્રવેશ હશે એમ જણાય છે.

પાટણમાં મુનિ ચન્દ્રસૂરિને સુવિહિત હોવાના કારણે ઉતરવાને ઉપાશ્રય નહોતો મલતો અને શાન્તિસૂરિએ કહીને શ્રાવકનું મકાન તેમને ઉતરવાને અપાવ્યું, આ ઉપરથી પણ જણાય છે કે પાટણમાં તે સમયે શિથિલાચારિયોનું સામ્રાજ્ય હતું; છતાં સુવિહિતોનો પણ ત્યાં વિહાર થવા માંડયો હતો અને ધીરે ધીરે તેમને માટે ઉપાશ્રયોની સગવડ થવા લાગી હતી.

શાન્તિસૂરિએ ઉત્તરાધ્યયન ટીકા ઉપરાન્ત ધનપાલની તિલકમંજરી કથા ઉપર એક સુન્દર ટિપ્પણ પણ લખ્યું છે જે પાટણના ભણ્ડારોમાં આજે પણ વિદ્યમાન છે.

જીવવિચાર પ્રકરણ અને ચૈત્યવન્દન મહાભાષ્ય નામના ગ્રન્થો પણ આ જ શાન્તિસૂરિની કૃતિ હોવાનું મનાય છે.



# ૧૭ શ્રી મહેન્દ્રસૂરિ.




મહેન્દ્રસૂરિના પ્રબન્ધમાં મહેન્દ્રસૂરિ, શોભન, ધનપાલ અને કૌલકવિ-'ધર્મ' આ ચાર વિદ્વાનોનાં વૃત્તાન્તો આવે છે.

મહેન્દ્રસૂરિની હકીકત આમાં ઘણી જ ટૂંકી મલે છે, તેમના જન્મ, જાતિ કે ગુરૂના સંબન્ધમાં કંઇ પણ ઉલ્લેખ નથી. પ્રબન્ધ ઉપરથી માત્ર એટલું જાણી શકાય છે કે તેઓ ચન્દ્ર કુલના આચાર્ય હતા અને તેમણે સર્વદેવ બ્રાહ્મણને તેનું ગુપ્ત નિધાન બતાવીને તેના બદલામાં તેના છોટા પુત્ર શોભનને પોતાનો શિષ્ય બનાવ્યો હતો.

ધનપાલ અને શોભન એ બંને સગા ભાઇ હતા, એમના પિતાનું નામ સર્વદેવ અને દાદાનું નામ દેવર્ષિ હતું. એમનું મૂલ નિવાસસ્થાન મધ્ય દેશમાંનું સાંકાશ્ય હતું, પણ દેવર્ષિના વખતથી જ એ કુટુમ્બ ધારામાં આવ્યું અને રાજ્યમાં સારી પ્રતિષ્ઠા પામ્યું હતું.

મહેન્દ્રસૂરિ શોભનને એના પિતાની આજ્ઞાથી જૈન દીક્ષા આપીને લેઇ ગયા હતા, પણ ધનપાલ એ વાત જાણતાં ઘણો જ વિરૂદ્ધ થયો હતો, એટલું જ નહિ પણ રાજાને સમજાવીને તે પ્રદેશમાં જૈન સાધુઓનું આગમન જ તેણે બન્ધ કરાવી દીધું હતું.

પ્રબન્ધકાર લખે છે કે ધનપાલના વિરોધના પરિણામે ૧૨ વર્ષ પર્યન્ત ધારામાં કોઇ પણ શ્વેતામ્બર મતનો સાધુ આવી શકયો નહિ પણ જ્યારે શોભન મુનિને એ વાતની ખબર પડી તો તેઓ કેટલાક સાધુઓને પોતાની સાથે લઇ ધારામાં ગયા અને તે પ્રતિબન્ધ દૂર કરાવ્યો એટલું જ નહિ પણ ખુદ ધનપાલને પણ જૈન બનાવી લીધો.

જૈન થયા પછી ધનપાલે તિલકમંજરી નામની એક આખ્યાયિકા બનાવી હતી અને ભોજરાજાની પ્રાર્થનાથી તે કવિએ રાજાને વાંચી સંભલાવી હતી. રાજાએ કથાને પસંદ તો કીધી પણ તેના ખાસ ખાસ પ્રસંગોમાં નામ બદલી નાખીને કથાની કાયા પલટી નાખવાની તેણે સૂચના કરી, પણ ધનપાલે તે મંજુર રાખી નહિ અને રાજાને જડબાતોડ ઉત્તર આપ્યો કે જે સાંભલી રાજાએ ગુસ્સે થઇને કથાનું પુસ્તક આગમાં નાખી દીધું, આથી કવિ ધનપાલનું દિલ ખાટું થઇ ગયું, જો કે કથા તો તેણે પોતાની પુત્રીની યાદદાસ્તી ઉપરથી પાછી લખી નાખી, પણ તે પછી તેણે ધારાનો સદાને માટે ત્યાગ કર્યો અને મારવાડના સાચોર તીર્થમાં જઇ ભગવાન મહાવીરની પૂજા આરાધનામાં પોતાનું શેષ જીવન વીતાવવાનો નિશ્ચય કરીને ત્યાં રહ્યો.

રાજા ભોજે થોડા વખત સુધી તો ધનપાલની દરકાર ન કરી પણ કૌલકવિધર્મે આવીને જ્યારે તેની સભાનો પરાજય કર્યો ત્યારે તેને ધનપાલની હાજરીની આવશ્યકતા સમજવામાં આવી, તપાસ કરાવતાં તેને ધનપાલનો પત્તો લાગ્યો અને ધારામાં આવવા માટે ધનપાલને બહુમાન પૂર્વક આમંત્રણ મોકલ્યું પણ દુહવાયેલ કવિએ તેનો સ્વીકાર ન

કર્યો, ભોજે બીજીવાર આમંત્રણ મોકલીને કહેવરાવ્યું કે 'તું મુંજનો મ્હોટો પુત્ર છે અને હું છોટો, આ અવન્તિ દેશ ત્હારો છે, આ દેશની રાજસભાની જીત તે ત્હારી જીત, અને એની હાર તે ત્હારી હાર છે, મ્હારા માટે નહિ પણ ત્હારા દેશની લાજની ખાતર ત્હારે આવવું હોય તો આવ, ચાહે ન આવ, મ્હારે આ વિષે વધારે કહેવા જેવું નથી'

રાજાનાં આ વચનો સાંભળીને ધનપાલ ધારાનગરીએ આવ્યો અને કૌલકવિધર્મનો પરાજય કર્યો.

કૌલકવિધર્મ ભરૂચ નિવાસી સરદેવ બ્રાહ્મણનો પુત્ર હતો, એ બાલપણમાં તો અભણ અને મૂર્ખપ્રાય હતો, પણ પાછલથી કોઇએક યોગિનીના વરદાનથી એને કવિત્વ શક્તિ પ્રાપ્ત થઇ હતી અને ત્યારથી જ એ શાક્ત બનીને ઘર છોડીને ચાલી નિકળ્યો હતો. ધનપાલ તેમજ શાન્તિસૂરિ નામના જૈન આચાર્યે આ ધર્મ કવિને વાદમાં જીત્યો હતો.

ભોજના રાજદ્વાર ઉપર ધર્મ કવિએ પોતાનું સૂચના પત્ર ચોટાડ્યું તેમાં તેણે અનેક વિદ્વાનોને જીત્યાની ડીંગ હાંકી હતી, તેણે લખ્યું હતું કે—જેણે ગૌડ ભૂમીમાં 'શંભુ' નામના પંડિતને ધારાનગરીમાં 'દ્વિજ' નામથી પ્રસિદ્ધ વિદ્વાનને ભટ્ટિ મંડલમાં 'વિષ્ણુ' પંડિતને અને કાન્યકુબ્જનો 'પશુપતિ' નામના વિદ્વાનને જીત્યો છે તે કવિ 'ધર્મ' આ સ્વયં ઉપસ્થિત થયો છે.

આ કવિ ધર્મ અને એણે જીતેલા વિદ્વાનોના વિષયમાં ઇતિહાસ સંશોધક વિદ્વાનોએ વિશેષ અનુસંધાન કરવું જોઇયે. આચાર્ય મહેન્દ્રસૂરિનો સમય શિથિલાચાર પ્રધાન હતો છતાં એ પોતે સુવિહિત ક્રિયાપાત્ર સાધુ હતા એમ જણાય છે.

આચાર્ય મહેન્દ્રસૂરિએ કોઇ ગ્રન્થ પ્રકરણની રચના કર્યાનો લેખ જણાતો નથી પણ એમના શિષ્ય શોભન મુનિએ-કે જેઓ બહુ જીવ્યા ન હતા—'ચતુર્વિંશતિ જિનસ્તુતિ' ની રચના કરી હતી જે હજી પણ ઉપલબ્ધ થાય છે. આ ચતુર્વિંશતિ જિનસ્તુતિ નામના ગ્રન્થ ઉપર પંડિત ધનપાલે 'અવચૂરિ' લખેલ છે.

અવચૂરિ ઉપરાન્ત તિલકમંજરી કથા, પાઇયલચ્છીનામમાલા, સ્તુતિ પંચાશિકા, એ ધનપાલે રચેલા ગ્રન્થો આજે ઉપલબ્ધ થાય છે.

મહેન્દ્રસૂરિ, ધનપાલ, શોભન, કવિ ધર્મ, રાજા ભોજ, અને શાન્તિસૂરિ પ્રબન્ધમા ઉલ્લેખાયેલ આ બધા વિદ્વાનો અગ્યારમી સદીમાં થયેલ છે.

પ્રબન્ધની સમાપ્તિમાં ગ્રન્થકારે એક વધારાનું પદ્ય આપ્યું છે જેમાં આ ગ્રન્થના સંશોધક પ્રદ્યુમ્નસૂરિના ગુરૂ દેવાનન્દસૂરિએ હૈમ વ્યાકરણથી ઉદ્ધરીને 'સિદ્ધ સારસ્વત' નામનું નવું વ્યાકરણ રચ્યાનો ઉલ્લેખ કરેલ છે.





# ૧૮ શ્રીસૂરાચાર્ય.



સૂરાચાર્ય રાજા **સંગ્રામસિંહના** પુત્ર હતા, ગૃહસ્થાવસ્થામાં એમનું નામ **મહીપાલ** ' હતું.

મહીપાલની બાલ્યાવસ્થામાં જ તેના પિતા સંગ્રામસિંહનું મરણ થઇ ગયું હતું તેથી એની માતાએ મહીપાલને **દ્રોણાચાર્યની** પાસે સંભાલવા અને ભણાવવા માટે રાખ્યો હતો, કારણ કે દ્રોણાચાર્ય એ મહીપાલના કાકા થતા હતા.

દ્રોણાચાર્યે મહીપાલને વ્યાકરણ, ન્યાય, ધર્મશાસ્ત્ર આદિ અનેક શાસ્ત્રોનો અભ્યાસ કરાવ્યો અને એની માતાને સમજાવીને મહીપાલને જૈન દીક્ષા આપીને સૂરાચાર્ય નામના પોતાના પટ્ટધર શિષ્ય બનાવ્યા.

દ્રોણાચાર્ય તે સમયના પાટણના રાજા **ભીમદેવના** મામા થતા હતા એમના ગુરુનું નામ **ગોવિન્દસૂરિ** હોય તેમ જણાય છે, કારણ કે પ્રબન્ધના પ્રારંભમાં તો દ્રોણાચાર્યે સૂરાચાર્યને પોતાના શિષ્ય બનાવ્યાનો ઉલ્લેખ કર્યો છે પણ તે પછી એમને ગોવિન્દસૂરિની પાસે બતાવ્યા છે, આથી માનવાને કારણ મલે છે કે ગોવિન્દસૂરિએ દ્રોણાચાર્યના ગુરૂ જ હોવા જોઇએ.

સૂરાચાર્ય એક બુદ્ધિશાલી વિદ્વાન્ હતા, કાવ્ય અને પ્રમાણશાસ્ત્ર ઉપર એમનો સારો કાબુ હતો, પણ સ્વભાવે જરા ગર્વિષ્ઠ અને ક્રોધી હોય એમ જણાય છે. એમનો પોતાના વિદ્યાર્થિયો ઉપર ઘણો ધાક હતો. એકવાર તો તેમના ક્રૂર સ્વભાવની વિદ્યાર્થિઓને પોતાના મ્હોટા આચાર્ય પાસે શિકાયત પણ કરવી પડી હતી, જે ઉપરથી ગુરૂએ એમને ઉપાલંભ આપતાં કહ્યું કે ' શિષ્યોને વાદી બનાવવાની ત્હને એટલી ચિન્તા છે તો તું પોતે ભોજની સભાનો પરાજય કરીને આવ્યો છે શું ? '

ગુરૂના આ મર્મ વચનથી સૂરાચાર્યનું લોહી ઉકલી ગયું અને તેમણે પ્રતિજ્ઞા કરી કે ' જ્યાં સુધી ભોજ રાજાની સભાને જીતીને ન આવું ત્યાં સુધી છએ વિગયનો ત્યાગ છે ' તે પછી સૂરાચાર્યને ઘણાય સમજાવ્યા પણ તેમણે પોતાની પ્રતિજ્ઞા છોડી નહિ, છેવટે તેઓ ગુરૂની અને ભીમદેવની આજ્ઞા લઇને માલવામાં ગયા અને ભોજરાજાના વિદ્વાનોને પરાજય આપીને પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની સાથે તેમણે પોતાની બુદ્ધિનો ચમત્કાર બતાવ્યો.

રાજા ભોજે પ્રથમ તો સૂરાચાર્યનો સત્કાર કર્યો હતો પણ અન્તે એમના અભિમાન અને ઉદ્ધતાઇથી તે અતિશય નારાજ થઈ ગયો હતો, જો જૈન કવિ ધનપાલે સમયસૂચક-તાથી એમને ન બચાવ્યા હોત તો રાજા ભોજ તરફથી એમને પોતાના ઔધ્ધ્યનો શો પુર-સ્કાર મલત તે કલ્પવું મુશ્કેલ છે.

ભોજના કોપનું વિશેષ કારણ એ થયું હતું કે એમણે ભોજકૃત વ્યાકરણ ગ્રન્થમાંથી ભૂલો બતાવીને માલવીય પણ્ડિતોની મશ્કરી કરી હતી, આથી ભોજ તેમના ઉપર ગુસ્સે થયો હતો અને તેમને સભામાં બોલાવી કઠોર દણ્ડ કરવાનો હતો, પણ તે પહેલાં જ કવિ ધનપાલે તેમને ઉપાશ્રયમાંથી ગુપ્ત રીતે પસાર કરીને સંતાડી રાખ્યા અને પાછળથી એમને સકુશલ ગુજરાતમાં પહોંચાડી દીધા હતા. સૂરાચાર્યનો સમય શિથિલાચારનો હતો, એમના દાદા ગુરૂ ગોવિન્દસૂરિની નિશ્રાનું પાટણમાં એક પ્રસિદ્ધ જિન ચૈત્ય હતું અને તેમાં પર્વ દિવસોમાં નાટક અને નર્તકીનો નાચ થતો હતો. સૂરાચાર્યે પોતે જ્યારે ધારામાં પ્રવેશ કર્યો ત્યારે હાથીની સવારીએ અને પાછા પાટણમાં આવ્યા ત્યારે પણ હાથીની સવારીથી નગર પ્રવેશ કર્યો હતો. જો કે પ્રબન્ધકાર આવી વિહાર સંબન્ધી ક્રિયાઓનું પ્રાયશ્ચિત્ત અપાવે છે. પણ આ પ્રવૃત્તિઓ શિથિલાચારની નિશાનીયો છે એમાં તો કંઇ પણ સંશય જેવું નથી.

સૂરાચાર્ય ધારામાં જે ચૂડ સરસ્વત્યાચાર્યના અતિથિ બને છે તે આચાર્ય પણ ચૈત્યવાસિ હોવાનો વિશેષ સંભવ છે.

સૂરાચાર્ય ધારામાં ગયા તે વખતે ત્યાં એક વિશિષ્ટ ઘટના બનવાનું વર્ણન પ્રબન્ધમાં કર્યું છે, જેનો સાર એ છે કે રાજા ભોજે સર્વ દર્શનવાળાઓને એક ઠેકાણે કેદ કર્યા હતા, જેનું કારણ એ હતું કે રાજા બધાને ધર્મના વિષયમાં એકમત કરવા માગતો હતો પણ સૂરાચાર્યે રાજાને સમજાવીને બધાને કેદમુક્ત કરાવ્યા હતા. આ હકીકત એક કલ્પિત ઘટના લાગે છે; રાજા ભોજ જેવો વિદ્વાન રાજા આવી ઘેલછા કરે એ માનવા જેવી વાત નથી, એમ લાગે છે કે અન્ય સંબન્ધની એ કથા આ વૃત્તાન્તની સાથે કવિએ દન્તકથા રૂપે જોડી દીધી છે. સૂરાચાર્યે આદિનાથ અને નેમિનાથના વર્ણનમાં એક દ્વિસન્ધાન કાવ્ય બનાવ્યાનો ઉલ્લેખ છે કદાચ આ કાવ્યનું નામ ' નેમિ-નાભેય દ્વિસન્ધાન કાવ્ય ' હોય.



## ૧૯ શ્રી અભયદેવસૂરિ.



અભયદેવની કથાનો પ્રારંભ ભોજરાજાના સમયથી થાય છે. ભોજના રાજત્વ કાલમાં ધારામાં એક શ્રીમન્ત શેઠ વસતો હતો, કે જેનું નામ '**લક્ષ્મીપતિ**' હતું. એ જ લક્ષ્મીપતિને ત્યાં રહેલ મધ્યદેશના કૃત બ્રાહ્મણના પુત્ર **શ્રીધર** અને **શ્રીપતિ** નામના બે વિદ્વાન જુવાન બ્રાહ્મણોએ આચાર્ય વર્ધમાનસૂરિ પાસે દીક્ષા લીધી અને તેઓ **જિનેશ્વર** અને **બુદ્ધિસાગર** નામથી પ્રસિદ્ધ થયા હતા.

વર્ધમાનસૂરિ પૂર્વે કૂર્ચપુર ( કૂચેરા ) ના ચૈત્યવાસી આચાર્ય હતા. ૮૪ જિન મંદિરો એમની નિશ્રામાં હતાં, પણ એમણે ચૈત્યવાસનો ત્યાગ કરી સુવિહિત માર્ગનો સ્વીકાર કર્યો હતો.

આ વખતે પાટણમાં ચૈત્યવાસિયોનું પ્રાબલ્ય હતું, તે એટલા સુધી કે તેમની સંમતિ

સિવાય સુવિહિત સાધુ પાટણમાં રહી નહોતા શકતા, આચાર્ય વર્ધમાનસૂરિએ પોતાના શિષ્ય જિનેશ્વરસૂરિ અને બુદ્ધિસાગરને ત્યાં મોકલીને પાટણમાં સુવિહિત સાધુઓના વિહાર અને નિવાસ ચાલુ કરાવવાનો વિચાર કર્યો અને પોતાના ઉક્ત બંને શિષ્યોને પાટણ તરફ વિહાર કરાવ્યો. જિનેશ્વર અને બુદ્ધિસાગર પાટણમાં ગયા પણ ત્યાં તેમને ઉતરવા માટે ઉપાશ્રય મલ્યો નહિ, બધે ફરીને તેઓ ત્યાંના સોમેશ્વર નામના પુરોહિતને ત્યાં ગયા અને પોતાની વિદ્વત્તાનો પરિચય આપી પુરોહિતના મકાનમાં રહ્યા. જ્યારે ચૈત્યવાસિયોને એ સમાચાર મલ્યા તો પોતાના નિયુક્ત પુરૂષો દ્વારા તેમને પાટણ છોડી જવા જણાવ્યું, પણ પુરોહિતે કહ્યું કે આ બાબતનો ન્યાય રાજસભામાં થશે, આથી ચૈત્યવાસિયોએ રાજાની મુલાકાત લીધી ને વનરાજના સમયથી પાટણમાં સ્થપાયેલ ચૈત્યવાસિયોની સાર્વભૌમ સત્તાનો ઇતિહાસ સમજાવ્યો, જે ઉપરથી પાટણનો નૃપતિ દુર્લભરાજ પણ લાચાર થયો અને પોતાના ઉપરોધથી એ સાધુઓને અહીં રહેવા દેવા માટે આગ્રહ કર્યો જે વાત ચૈત્યવાસિયોએ માન્ય કરી.

એ પછી પુરોહિતે સુવિહિત સાધુઓના ઉપાશ્રય માટે રાજાને પ્રાર્થના કરી, રાજાએ એ કામની ભલામણ પોતાના ગુરૂ શૈવાચાર્ય જ્ઞાનદેવને કરી જે ઉપરથી ભાત બજારમાં યોગ્ય જમીન પ્રાપ્ત કરીને પુરોહિતે ત્યાં ઉપાશ્રય કરાવ્યો, ત્યારપછી સુવિહિત સાધુઓને માટે વસતિઓ થવા માંડી.

બુદ્ધિસાગરસૂરિએ જાલોર-મારવાડમાં રહીને સં. ૧૦૮૦ માં 'બુદ્ધિસાગર' નામનું નવું વ્યાકરણ બનાવ્યું કે જેનું શ્લોક પ્રમાણ ૭૦૦૦ જેટલું છે. કાલાન્તરે જિનેશ્વરસૂરિએ ધારાનગરી તરફ વિહાર કર્યો અને ત્યાંના રહેવાસી ધનદેવ શેઠના પુત્ર અભયકુમારને દીક્ષા આપીને અભયદેવ નામે પોતાના શિષ્ય કર્યા, અને યોગ્યતા પ્રાપ્ત થતાં વર્ધમાનસૂરિના આદેશથી આચાર્ય પદ આપીને તેમને સં. ૧૦૮૮ માં અભયદેવસૂરિ બનાવ્યા.

વર્ધમાનસૂરિના સ્વર્ગવાસ પછી અભયદેવસૂરિએ પલ્યપદ્રપુર તરફ ગયા, તે સમયે દુર્ભિક્ષના કારણે સિદ્ધાન્ત છિન્નભિન્ન થવા ઉપરાન્ત તેની ટીકાઓ કે જે પૂર્વે શીલાચાર્ય નામના આચાર્યે બનાવી હતી તેમાંથી પણ પહેલી બે અંગસૂત્રોની ટીકાઓને છોડીને બાકીની બધી નાશ પામી હતી, આથી બધાં સૂત્રો કઠિન કૂટ જેવાં થઇ પડયાં હતાં, આ વિષયમાં અભયદેવસૂરિને શેષ નવ અંગોની ટીકાઓ બનાવવાનો શાસનદેવીનો આદેશ થયો અને તેમણે તે પ્રમાણે ઠાણાંગ આદિ નવ સૂત્રોની ટીકાઓ બનાવી, જે શ્રુતધરોએ શુદ્ધ કરીને પ્રમાણ કરી. તે પછી શ્રાવકોએ તે ટીકાઓની પ્રતો લખાવીને પાટણ, ખંભાત, આશાવલ, ધવલકા આદિ નગરોના ૮૪ શ્રાવકોએ ૮૪ નકલો કરાવીને આચાર્યોને ભેટ કરી.

કહે છે કે આ નવીન ટીકાઓની પહેલી પ્રત પોતાના તરફથી લખવા માટે શાસનદેવીએ ખર્ચમાટે પોતાનું એક ભૂષણ આપ્યું હતું, જે પાટણ જઇ ભીમરાજાને ભેટ કરતાં રાજાએ તેના બદલામાં ૩ લાખ દ્રમ્મ આપ્યા હતા.

આ ટીકાઓ બનાવ્યા પછી અભયદેવ ધવલકે ગયા હતા; જ્યાં તેમને લોહિવિકારની બીમારી થઇ હતી, પણ ધરણેન્દ્રના પસાયથી તે પાછળથી મટી ગઇ હતી. થાંભણા ગામ

પાસે સેઢી નદીને કાંઠે પાર્શ્વનાથની પ્રતિમા પ્રકટ કરીને અભયદેવે સ્તંભનતીર્થની સ્થાપના કરી હતી. પાટણમાં કર્ણ રાજાના રાજ્યકાલમાં અભયદેવસૂરિ સ્વર્ગવાસ પામ્યા.

અભયદેવ એક પ્રાવચનિક પુરૂષ હતા. એમણે નવાંગવૃત્તિ ઉપરાન્ત પંચાશક આદિ અનેક પ્રકરણ ગ્રન્થો ઉપર વિવરણો લખ્યાં છે. અને આગમઅષ્ટોત્તરિ આદિ પ્રકરણોની રચના કરી છે.

એમના ગુરૂ જિનેશ્વરસૂરિ જ્યારે પહેલીવાર પાટણમાં ગયા ત્યારે પાટણમાં દુર્લભ-રાજનું રાજ્ય હોવાનું પ્રબન્ધકાર લખે છે. જિનદત્તસૂરિ આદિ ખરતરગચ્છીય આચાર્યો પણ ગણધર સાર્ધશતક આદિમાં તે વખતે પાટણમાં દુર્લભરાજનું રાજ્ય બતાવે છે પણ ખરતર ગચ્છવાલાઓ એ પ્રસંગ સં. ૧૦૮૪ માં બન્યાનું લખે છે તે બરાબર જણાતું નથી, કારણ સં. ૧૦૮૪ માં પાટણમાં દુર્લભરાજનું નહિં પણ ભીમદેવનું રાજ્ય હતું.

આ પ્રબન્ધમાં ચાવડા વનરાજને બાલ્યાવસ્થામાં આશ્રય આપનાર પંચાસરના ચૈત્ય-વાસી આચાર્ય દેવચન્દ્રસૂરિ બતાવ્યા છે, જ્યારે બીજા ઘણા પ્રબન્ધોમાં વનરાજના આશ્રય-દાતા શીલગણસૂરિ લખેલ છે, આ એક વિરોધ જણાશે પણ વાસ્તવમાં વિરોધ જેવું જણાતું નથી, કેમકે દેવચંદ્ર એ શીલગણસૂરિના પટ્ટધર શિષ્ય હતા તેથી વનરાજને ઉચ્છેર-વાના કામમાં એમણે પણ વિશેષ લક્ષ્ય રાખ્યું હશે જ અને આ કારણે એ પણ વનરાજના પાલક જ ગણાય.

પ્રબન્ધના લેખ પ્રમાણે અભયદેવના સમયમાં નવ અંગસૂત્રો ઉપર કોઇ ટીકા નહોતી રહી તેથી અભયદેવે નવી ટીકાઓ બનાવી, પણ અભયદેવસૂરિના પોતાના જ લેખ પ્રમાણે તે વખતે સૂત્રો ઉપર પ્રાચીન ટીકાઓ વિદ્યમાન હતી. દાખલા તરીકે અભયદેવસૂરિ ભગવતીની ટીકામાં ભગવતી ઉપર તે વખતે બે પ્રાચીન ટીકાઓ હોવાનું લખે છે. એ જ પ્રમાણે બીજા સૂત્રો ઉપર પણ તે સમયે ટીકાઓ વિદ્યમાન હોવાના તેમના ઉલ્લેખો છે, આ પરિ-સ્થિતિમાં કાલવશાત્ ટીકાઓના નાશથી અભયદેવે શાસનદેવીના આદેશથી નવી ટીકાઓ બનાવી એ હકીકત દન્તકથા માત્ર ઠરે છે.

પ્રબન્ધના લેખનો ભાવ વિચારતાં અભયદેવે પત્યપદ્રનગર ( પચપદરા–મારવાડ ) માં ગયા પછી એ ટીકાઓ બનાવી હતી, પ્રબન્ધના બીજા ઉલ્લેખોથી પણ એ ટીકાઓ પાટ-ણની બાહર બનેલી સિદ્ધ થાય છે પણ અભયદેવના પોતાના લેખથી એ હકીકત વિરૂદ્ધ ઠરે છે, કારણ કે તેમણે અનેક સ્થલે એ ટીકા પાટણમાં બનાવ્યાનો ઉલ્લેખ કર્યો છે અને પાટણના સંઘના અગ્રેસર દ્રોણાચાર્ય પ્રમુખ વિદ્વાનોએ એ ટીકાઓનું સંશોધન કર્યાનું તે લખે છે.

દેવીએ આપેલ આભૂષણ ભીમરાજાને ભેટ કરવા અને તેણે ત્રણ લાખ દ્રમ્મ આપવા સંબન્ધી હકીકત પણ કેવલ દન્તકથા જણાય છે કારણ કે ભીમદેવ સં. ૧૧૨૦ અથવા ૧૧૨૧ માં પરલોકવાસી થઇ ગયો હતો, જ્યારે બધી ટીકાઓ સં. ૧૧૨૦ થી ૧૧૨૮ સુધીમાં બની હતી એમ ટીકાઓના અન્તમાં આપેલ સંવતો ઉપરથી સિદ્ધ છે.

પ્રબન્ધકાર શીલાચાર્યનું જ બીજું નામ કોટ્યાચાર્ય જણાવે છે, પણ આમાં કોઇ

ઐતિહાસિક પ્રમાણુ જણાતું નથી, વિદ્વાન શોધકોએ એ સંબન્ધમાં અનુસન્ધાન કરવાની જરૂર છે.

અભયદેવ સેઢી નદીને કાંઠે પ્રતિમા પ્રકટાવવા ગયા તે વખતે સાથે ૯૦૦ ગાડાં હતાં, પ્રતિમા સ્થાપન યોગ્ય દેહરાસરમાટે ત્યાં ટીપ કરીને ૧૦૦૦૦૦ એક લાખ દ્રમ્મ એકઠા કર્યા હતા અને ચૈત્યનું કામ શરૂ કરાવીને તે કમઠાના અધ્યક્ષ તરીકે મેસાણાવાસી મલ્લવાદિના શિષ્ય આમ્રેશ્વરને ભોજન અને રોજનો ૧ દ્રમ્મ ઠરાવીને કાયમ કર્યા હતા. આમ્રેશ્વરે આહાર ભિક્ષાવૃત્તિથી લાવીને તે દ્રવ્ય બચાવ્યું અને તે વડે પોતાના નામની એક દેહરી બનાવી હતી. આ ઉપરથી જણાય છે કે પગારથી નોકરી કરવાની હદસુધી ચૈત્યવાસિયો પહોંચી ગયા હતા.

પ્રબન્ધમાં અભયદેવસૂરિના સ્વર્ગવાસનો સંવત્ આપ્યો નથી માત્ર એટલું જ લખ્યું છે કે 'તેઓ પાટણમાં કર્ણરાજાના રાજ્યમાં પરલોકવાસી થયા.' આ વાક્યનો બે પ્રકારે અર્થ થઇ શકે, પહેલો એ કે—'કર્ણના રાજ્યકાલમાં તેઓ પાટણમાં સ્વર્ગવાસ પામ્યા' બીજો અર્થ એ થાય કે 'જે સમયે કર્ણરાજા પાટણમાં રાજ્ય કરતો હતો તે વખતે તેઓ સ્વર્ગવાસ પામ્યા' પણ ખરતરગચ્છની પટ્ટાવલિયોમાં અભયદેવનો સ્વર્ગવાસ કપડવંજ ગામમાં હોવાનો લેખ છે એથી આપણે અહીં બીજા પ્રકારનો અર્થ ગ્રહણ કરવો યોગ્ય લાગે છે.

પટ્ટાવલિયોમાં અભયદેવસૂરિનો સ્વર્ગવાસ સં. ૧૧૩૫ માં અને બીજા મત પ્રમાણે સં. ૧૧૩૯ માં હોવાનો લેખ છે.



## ૨૦ શ્રી વીરાચાર્ય.



વીરાચાર્ય ચન્દ્રકુલીન ષંડિલ્લગચ્છના આચાર્ય હતા, આ ષંડિલ્લગચ્છ કોના થકી ક્યારે ઉત્પન્ન થયો તે જાણવામાં આવ્યું નથી. એ ગચ્છના આચાર્ય **ભાવદેવસૂરિથી** આ ષંડિલ્લગચ્છ 'ભાવડગચ્છ' અથવા 'ભાવડહરગચ્છ' એ નામથી પ્રસિદ્ધ થયો હતો આ ભાવડગચ્છના સ્થાપક ભાવદેવસૂરિથી નવમા પુરૂષ ત્રીજા ભાવદેવસૂરિ પાર્શ્વનાથ ચરિત્રમાં પોતાને કાલકાચાર્ય સંતાનીય લખે છે અને એ જ ગ્રન્થની પ્રશસ્તિમાં દેવેન્દ્રવંદ્ય કાલકાચાર્યના વંશમાં ષંડિલ્લગચ્છ ઉત્પન્ન થયાનું જણાવે છે. આથી એટલું તો નિશ્ચિત છે કે કાલકાચાર્યની પરમ્પરામાં જ ષંડિલ્લગચ્છ ઉત્પન્ન થયો હતો પણ કયા પુરૂષ થકી એ નામ પ્રવૃત્ત થયું તે નિશ્ચયથી કહી શકાય તેમ નથી. યુગપ્રધાન કાલકસૂરિની પાટે ષંડિલ્લ નામના યુગપ્રધાન થઇ ગયા છે, તેમનો યુગપ્રધાનત્વ સમય વીર નિર્વાણ ૩૭૭ થી ૪૧૪ સુધીનો છે જો આ ષંડિલ્લ યુગપ્રધાનથી આ ગચ્છની ઉત્પત્તિ માની લઇએ તો આ ગચ્છ અતિશય પ્રાચીન ઠરે પણ એ ગચ્છના આચાર્યો પોતાને ચન્દ્ર-

કુલીન જણાવે છે, જો આ ગચ્છને પંડિલ્લ યુગપ્રધાનથી પ્રવૃત્ત થયો માનીયે તો તેમાં ચન્દ્ર નામક કુલ થયું છે કે કેમ? એ એક પ્રશ્ન છે કેમકે પ્રચલિત 'ચન્દ્રકુલ' કોટિકગણનું કુલ છે. આ સ્થિતિમાં જ્યાં સુધી એ ચન્દ્રકુલ થયાનું પ્રમાણ ન મળે ત્યાં સુધી પંડિલ્લ ગચ્છનું કુલ 'ચન્દ્ર' હોવાથી એ 'ગચ્છ' પંડિલ્લ યુગપ્રધાનથી ચાલુ થયો માનવો યુક્તિ સમ્બદ્ધ નથી. સુમતિ નાગિલ્લ ચોપાઇના કર્તા બ્રહ્મઋષિના મતે ભાવડહર ગચ્છના માન્ય કાલકાચાર્ય વીર સંવત્ ૯૯૩ માં થયેલા કાલક છે જો આ કથન ખરું હોય તો પંડિલ્લ-ગચ્છની ઉત્પત્તિ વિક્રમની પાંચમી સદી પછીની ઠરે છે, આ રીતે એની ચન્દ્રકુલીનતાની પણ સંગતિ થઇ જાય છે અને આવી રીતે એ ગચ્છ યુગપ્રધાન પંડિલ્લથી નહિ પણ બીજા કોઇ પુરૂષથી ઉત્પન્ન થયો હતો એમ માનવાનું પ્રાપ્ત થાય છે.

પ્રસ્તુત પંડિલ્લગચ્છને 'ભાવડગચ્છ' નામ અપાવનાર ભાવદેવસૂરિની પાટે આચાર્ય વિજયસિંહ અને વિજયસિંહની પાટે આપણા આ વીરાચાર્ય થયા હતા.

વીરાચાર્ય ગુજરાત પાટણના રાજા સિદ્ધરાજ જયસિંહના માનનીય મિત્ર હોઇ રાજ-સભામાં જતા-આવતા હતા.

એકવાર સિદ્ધરાજે કંઇક રાજ્યમદ પ્રદર્શિત કરતાં મશ્કરીમાં કહ્યું કે 'તમ્હારું જે આ મહત્વ છે તે કેવલ રાજાશ્રયથી છે, જો મ્હારી સભા છોડીને તમો પરદેશ ચાલ્યા જાઓ તો ગરીબ ભિક્ષુકોના જેવી તમ્હારી પણ દશા થાય.'

રાજાનાં એ વચનો સાંભળ્યા બાદ તરતજ વીરાચાર્ય પરદેશ જવાનો નિશ્ચય કરીને ઉઠ્યા ને પોતાનો અભિપ્રાય રાજાને કહ્યો, જે ઉપરથી રાજાએ કહ્યું 'મ્હારા નગરમાંથી તમને જવા નહિ દઉં' આચાર્યે કહ્યું 'અમને રોકનાર કોઇ છે જ નહિ' આ ઉપરથી રાજાએ પોતાના નગરના તમામ દ્વારપાલોને આજ્ઞા કરી દીધી કે તેઓ આ આચાર્યને દરવાજાની બાહર જવા ન દે, દ્વારપાલોએ રાજાજ્ઞાનું સાવધાનપણે પાલન કર્યું, પણ થોડાજ દિવસોમાં પાલીના બ્રાહ્મણોએ રાજા સિદ્ધરાજને સમાચાર પહોંચાડ્યા કે, અમુક તિથિ વાર અને નક્ષત્રમાં વીરાચાર્ય અત્રે આવ્યા છે. સિદ્ધરાજે જાણ્યું કે અત્રેથી તેજ રાત્રે વીરાચાર્ય ત્યાં ગયા છે અને બીજે દિવસે બ્રાહ્મણોને મળ્યા છે. સિદ્ધરાજને નિશ્ચય થયો કે જરૂર આચાર્ય ધ્યાનના બલે આકાશમાર્ગે થઇને એકજ દિવસમાં પાલી પહોંચી ગયા છે. આવા સિદ્ધ મહાપુરૂષની મશ્કરી કરવા બદલ રાજાને પશ્ચાત્તાપ થયો અને તેમને પાછા પાટણ બોલાવા માટે પોતાના પ્રધાનોને આચાર્ય પાસે મોકલ્યા, પણ વીરાચાર્યે કહ્યું કે અમો હાલ બીજા દેશોમાં વિચરીને કાલાન્તરે ગુજરાત તરફ વિચરશું ત્યારે પાટણ આવશું પહેલાં નહિ.

તે પછી વીરાચાર્યે મહાબોધપુરમાં જઇને અનેક બૌદ્ધાચાર્યોને વાદમાં જીત્યા.

પાછા વળતાં વીરાચાર્યે ગ્વાલિયરમાં અનેક પરવાદિયોને જીત્યા જેથી ખુશ થઇને ત્યાંના રાજાએ છત્ર ચમર આદિ રાજચિહ્ન વીરસૂરિની સાથે મોકલ્યાં,

ત્યારપછી તેઓ નાગોર ગયા અને જિન ધર્મની ઉન્નતિ કરી, આ સ્થલે રાજા સિદ્ધરાજના પ્રધાનો બીજીવાર એમને તેડવા આવ્યા એથી ગવાલિયરના રાજાએ મોકલેલ લવાજમો પાછા હવાલે કરી તેમણે ગુજરાત તરફ વિહાર કર્યો, જ્યારે એ ચારૂપ પહોંચ્યા ત્યારે રાજા પણ પરિવારની સાથે ચારૂપ સુધી સામે ગયો અને ત્યાંથી મ્હોટા ઉત્સવપૂર્વક આચાર્યને નગર પ્રવેશ કરાવ્યો.

એકવાર પાટણમાં 'વાદિસિંહ' નામનો સાંખ્યદર્શની વાદી આવ્યો અને તેણે સર્વ વિદ્વાનોને ચેલેંજ આપી કે 'જે કોઇ વિદ્વાન્ શક્તિ ધરાવતો હોય તે મ્હારી સાથે વાદ કરે' આવી ઉદ્ધત ચેલેંજ ફેંકવા છતાં જ્યારે કોઇ વિદ્વાન્ વાદ કરવાને બાહર ન પડ્યો ત્યારે રાજા વેષ બદલીને કર્ણરાજાના બાલમિત્ર અને વીરાચાર્યના કલાગુરૂ ગોવિન્દસૂરિને એકાન્તમાં જઇને મલ્યો અને સાંખ્યવાદીને વાદમાં જીતવા માટે સૂચના કરી જે ઉપરથી ગોવિન્દસૂરિએ કહ્યું કે આ વાદીને વીરાચાર્ય જીતશે, પ્રભાત સમયમાં રાજાએ ઉક્ત વાદીને વાદ માટે રાજસભામાં આવવા નિમંત્રણ મોકલ્યું પણ ઉદ્ધત વાદિએ ઉત્તરમાં જણાવ્યું કે અમારે કશી પણ પરવા નથી, જો રાજાને અમારૂં વાગ્યુદ્ધ જોવાની ઇચ્છા હોય તો તે અહીં આવીને જમીન પર બેસીને જુએ. આ ઉપરથી રાજાના મનમાં વધારે કુતૂહલ જાગ્યું અને વીરાચાર્યને સાથે લઇને તે વાદિના મુકામે જઇને જમીન પર બેસી ગયો, વાદી અર્ધ સુપ્તાવસ્થામાં જ વાતો કરતો હતો, તેવામાં વીરાચાર્યે તેને વાદ માટે લલકાર્યો, વાદી સાવધાન થયો અને સર્વાનુવાદની શરત કરી વીરાચાર્યને મત્તમયૂર છંદમાં નિન્હવાલંકારમાં પૂર્વ પક્ષ કરવા કહ્યું. વીરાચાર્યે તેજ પ્રમાણે ઉપન્યાસ કર્યો પણ વાદિસિંહ તેનો સર્વાનુવાદ કરી શક્યો નહિ તેથી તેણે પોતાની હાર કબુલ કરી. આ ઉપરથી સિદ્ધરાજે હાથ પકડીને તેને આસન ઉપરથી નીચે પટક્યો, રાજા હજી વધારે કદર્થના કરત પણ વીરાચાર્યે વચમાં પડીને તેને છોડાવ્યો. આ પ્રમાણે વીરાચાર્યે સાંખ્યવાદીને જીતીને 'વિજયપત્ર' મેલવ્યું.

એકવાર સિદ્ધરાજ માલવા ઉપર ચઢાઈ કરીને જતો હતો ત્યાં વચમાં વીરાચાર્યનું ચૈત્ય આવ્યું, વીરાચાર્ય બલાનક (અગ્રચોકી) માં બેઠા હતા, તે જોઇ સિદ્ધરાજે સમયોચિત કાવ્ય રચવા કહ્યું, જે ઉપરથી વીરાચાર્યે અવસરોચિત કવિત્વ પૂર્ણ પદ્ય રચીને રાજાને સંભલાવ્યું, જે સાંભલી રાજા સંતુષ્ટ થઇને બોલ્યો કે તમ્હારી આ સિદ્ધ વાણીથી હું વિજયપતાકા વરીશ, અને એના સત્યાપનરૂપે રાજાએ તે બલાનક ઉપર પતાકા ચઢાવી, જે ઉપરથી ભાવાચાર્યના ચૈત્યના બલાનક ઉપર પતાકા ચઢાવાની પ્રવૃત્તિ ચાલી.

એકવાર પાટણમાં સિદ્ધરાજની સભામાં કમલકીર્તિ નામનો દિગમ્બર વાદી આવ્યો જેને વીરાચાર્યે સ્ત્રી મુક્તિના વિષયમાં વાદ કરીને લીલામાત્રમાં જીતી લીધો હતો.

ઉપર જણાવ્યા પ્રમાણે વીરાચાર્ય ભાવડગચ્છના સ્થાપક ભાવદેવસૂરિથી ત્રીજા આચાર્ય હતા, વીરાચાર્યના પટ્ટધર શિષ્યનું નામ જિનદેવસૂરિ હતું, જિનદેવ પછી પાછા ભાવદેવ, વિજયસિંહ, વીર, અને જિનદેવ નામના આચાર્ય થયા હતા, આ ભાવડગચ્છમાં એના એજ ૪ નામના આચાર્યો થયા હતા.

વીરાચાર્યે જેમને હરાવ્યા હતા તે વાદિ વાદિસિંહ અને કમલકીર્તિના વિષયમાં વિશેષ કંઇપણ જાણવામાં આવ્યું નથી તેમજ વીરાચાર્યના વિદ્યાગુરૂ ગોવિન્દસૂરિને વિષે પણ કંઇ હકીકત જાણવામાં આવી નથી.

વીરાચાર્યના સમયમાં એક ઉલ્લેખ યોગ્ય રાજકીય ઘટના બની હતી તે આ કે સિદ્ધરાજે માલવા ઉપર ચઢાઇ કરી હતી અને તે માલવાના રાજાને જીતીને આવ્યો હતો.

વીરાચાર્યની જાતિ, જન્મસ્થાન, દીક્ષા સમય કે સ્વર્ગવાસના સમયનો ક્યાંય પણ ખુલાસો જોવામાં આવતો નથી, પણ એટલું ચોક્કસ છે કે એ આચાર્ય સિદ્ધરાજના સમકાલીન અને ઉમરમાં પણ સિદ્ધરાજના બરોબરિયા હતા, સિદ્ધરાજનો રાજત્વકાલ સં. ૧૧૫૦ થી ૧૧૯૯ સુધી હતો તેથી વીરાચાર્યનો અસ્તિત્વ સમય પણ એજ બારમા સૈકાનો ઉત્તરાર્ધ ભાગ હોવો જોઇયે.



## ૨૧ શ્રીદેવસૂરિ.



આ દેવસૂરિ જૈનસંઘમાં 'વાદિદેવસૂરિ' ના નામથી જ વિશેષ પ્રસિદ્ધ છે;

એમનો જન્મ સં. ૧૧૪૩ માં અષ્ટાદશશતી દેશના મદ્દાહૃત ગામમાં થયો હતો.

આબુની આસપાસનો પ્રદેશ પૂર્વે 'અષ્ટાદશશતી' દેશના નામથી ઓળખાતો અને તે ગૂજરાત દેશનો એક પ્રાન્ત ગણાતો હતો.

એ પ્રદેશમા આવેલું આધુનિક મદુઆ સ્થાન તે મ્હારાં વિચાર પ્રમાણે દેવસૂરિનું જન્મસ્થાન 'મદ્દાહૃત' હોવું જોઇયે, જો કે 'મદ્દાહૃત' શબ્દનું રૂપાન્તર 'મંડાર' પણ થઇ શકે પણ મદ્દાહૃત 'પર્વત માલાઓથી દુર્ગમ અને સૂર્યના કિરણોને અગમ્ય' હોવાનું પ્રબન્ધકાર લખે છે, જે વર્ણન મંડારને નહિ પણ 'મદુઆ' ને જ લાગુ પડે છે, મંડારના પશ્ચિમ ભાગમાં માત્ર એક સાધારણ ટેકરી આવેલી છે, એથી એ સ્થાન અન્ધકારનો કિલ્લો અને સૂર્યના કિરણોને અગમ્ય બનતું નથી. પણ એજ વર્ણન આબુની દક્ષિણું ઉપત્યકામાં આવેલ વૈષ્ણવોના તીર્થ મદુઆજીને બરાબર લાગુ પડે છે.

દેવસૂરિ જાતના પોરવાલ વણિક હતા. એમના પિતાનું નામ 'વીરનાગ' હતું અને માતાનું 'જિનદેવી' દેવસૂરિનું ગૃહસ્થાવસ્થાનું નામ 'પૂર્ણચન્દ્ર' હતું. વીરનાગ મહામારીના કારણે પોતાના ગામનો ત્યાગ કરી દક્ષિણ ગૂજરાતના પાટનગર ભરૂચમાં ચાલ્યો ગયો હતો ત્યાં એના ગુરૂ મુનિચન્દ્રસૂરિ પણ વિહાર કરતા ગયા અને તેમની સૂચનાથી ત્યાંના શ્રાવકોએ વીરનાગને ત્યાં રાખ્યો. આ વખતે પૂર્ણચન્દ્ર ૮ વર્ષનો હતો અને તે

સુખડીયાનો ધંધો કરતો હતો. તેનું ભાગ્ય એવું પ્રબલ હતું કે તે સેકેલા ચણા આપીને ધનવાનોને ત્યાં દ્રાક્ષા મેલવતો હતો. મુનિચન્દ્રસૂરિએ આ ભાગ્યવાન્ બાલકને પોતાનો શિષ્ય કરવાનો વિચાર કરીને વીરનાગ પાસે એની માંગણી કરી, પૂર્ણચન્દ્ર માતાપિતાનો એક જ પુત્ર હતો છતાં વીરનાગ પોતાના ગુરૂની પ્રાર્થનાનો ભંગ કરી ન શકયો અને તે બોલ્યો—પૂજ્ય ? 'મ્હારે એ વૃદ્ધાવસ્થાનો એક આધાર છે, પણ આપના આગ્રહને હું લોપી શકતો નથી; જો આપની એવીજ ઇચ્છા હોય તો આ બાલક આપનોજ છે, મ્હારે કંઇ પણ વિચાર કરવાનો નથી.' આના ઉત્તરમાં આચાર્ય મુનિચન્દ્રે કહ્યું—'મહાભાગ ! મ્હારા ગચ્છમાં ૫૦૦ સાધુઓ છે તે બધા આ ત્હારા પુત્રના પુત્રો જેવા હો.'

એ પછી મુનિચન્દ્રે સં. ૧૧૫૨ માં પૂર્ણચન્દ્રને ૯ વર્ષની વયમાં દીક્ષા આપીને તેનું 'રામચન્દ્ર નામ પાડયું.

પૂર્ણચન્દ્રની દીક્ષા પછી એનાં માતાપિતાની જીવનપર્યન્ત સારસંભાલ ભરૂચના શ્રાવકગણે કરી.

આચાર્ય મુનિચન્દ્રે વાદિવેતાલ શાન્તિસૂરિ પાસેથી જે પ્રમાણશાસ્ત્રનો વિશાલ બોધ પ્રાપ્ત કર્યો હતો તેનો સંપૂર્ણ ખજાનો પોતાના શિષ્ય રામચન્દ્રને અર્પણ કર્યો, રામચન્દ્રે દિલ ખોલીને તર્કશાસ્ત્રનો અભ્યાસ કર્યો અને તેનું સંપૂર્ણ રહસ્ય તેઓ પી ગયા અને એનું પરિણામ પણ અનુરૂપ જ આવ્યું, આચાર્યપદની પ્રાપ્તિ પૂર્વે તેમણે અનેક ઉદ્ભટ વાદિયોનો મુકાબલો કર્યો ને વિજય મેલવ્યો. પ્રબન્ધકારે આપેલ યાદી પ્રમાણે એમણે ધોલકામાં બન્ધ નામના દ્વૈતવાદી શૈવવાદીને જીત્યો, કાશ્મીરસાગર અને સાચોરમાં વાદ કરીને જીત મેલવી, નાગોરમાં ગુણચન્દ્ર દિગમ્બરને, ચિત્તોડમાં ભાગવત શિવભૂતિને, ગવાલિયરમાં ગંગાધરને, ધારામાં ધરણીધરને, પોકરણમાં પદ્માકરને અને ભરૂચમાં કૃષ્ણનામક વિદ્વાનને જીત્યો, આમ રામચન્દ્રે અનેક વાદિયોનો પરાજય કરીને ચારેતરફ પોતાની ખ્યાતિ જમાવી દીધી.

વિમલચન્દ્ર, હરિચન્દ્ર, સોમચન્દ્ર, પાર્શ્વચન્દ્ર, કુલભૂષણ, શાન્તિ અને અશોકચન્દ્ર એ સાત રામચન્દ્રના વિદ્વાન્ મિત્રો હતા.

રામચન્દ્રની યોગ્યતા જોઇ ગુરૂએ તેમને સં. ૧૧૭૪ માં આચાર્ય પદ આપ્યું અને તે સમયે તેમનું 'દેવસૂરિ' એ નામ સ્થાપન કર્યું અને એજ અવસરે વીરનાગની બહેન જે પૂર્વે સાધ્વી થયેલ હતી તેણીને મહત્તરાપદ આપીને 'ચન્દનબાલા' નામ આપ્યું.

વાદિ દેવસૂરિએ ધોલકામાં ત્યાંના રહેવાસી ઉદયશ્રાવકે કરાવેલ 'ઉદાવસહિ' નામક ચૈત્યની સીમન્ધર સ્વામિની પ્રતિમાની પ્રતિષ્ઠા કરી.

એકવાર દેવસૂરિ મારવાડ તરફ વિહાર કરતા આબુ આવ્યા અને મંત્રી અમ્બાપ્રસાદની સાથે ઉપર ચઢયા. કર્મયોગે ત્યાં અમ્બાપ્રસાદને સર્પદંશ થયો પણ પોતાના ચરણોદકથી તેમણે મંત્રીને નિર્વિષ કર્યો તે અવસરે દેવસૂરિને અમ્બાદેવીએ કહ્યું કે 'હે આચાર્ય ! આ વખતે તમે સપાદલક્ષ દેશ (સાંભર તરફનો પ્રદેશ) તરફ વિહાર ન કરો, કારણ કે

હવે તમારા ગુરુનું આયુષ્ય કેવલ ૮ મહીનાનું શેષ છે, માટે તમે પાછા પાટણ તરફ ચાલ્યા જાઓ ' આથી આચાર્ય પાછા ગુજરાત તરફ વિહાર કરી પોતાના ગુરૂ પાસે આવ્યા. આ વખતે દેવબોધ નામક ભાગવત વિદ્વાન્ પાટણમાં આવ્યો અને તેણે પાટણના વિદ્વાનોને ઉદ્દેશીને એક શ્લોક લખ્યો અને એનો અર્થ કરવા ચેલેંજ કરી, તે શ્લોક નીચે પ્રમાણે હતો.—

" एकद्वित्रिचतुःपञ्च–षण्मेनकमने न काः ।
देवबोधे मयिक्रुद्धे षण्मेनकमनेनकाः ॥ "

૭ મહીના સુધી કોઇ વિદ્વાને આનો અર્થ ન ઉકેલ્યો ત્યારે અમ્બાપ્રસાદ મંત્રિએ એ કાર્ય માટે રાજાને દેવસૂરિનું નામ સૂચવ્યું, અને રાજાના આમન્ત્રણથી સૂરિએ ત્યાં જઇને પૂર્વોક્ત શ્લોકની સ્પષ્ટાર્થ વ્યાખ્યા કરી સંભલાવી.

પાટણના શ્રાવક બાહડે પોતાના દ્રવ્યનો સદુપયોગ કઇ રીતે થાય તે માટે દેવસૂરિની સલાહ પૂછી, આથી તેમણે જિનમંદિરનો ઉપદેશ કર્યો જે ઉપરથી બાહડે ત્યાં મ્હોટું જિનચૈત્ય કરાવ્યું અને વર્ધમાનજિનની પ્રતિમા તૈયાર કરાવી.

સં. ૧૧૭૮ માં મુનિચન્દ્રસૂરિએ આરાધનાપૂર્વક આયુષ્ય પૂર્ણ કર્યું અને સં. ૧૧૭૯ માં પૂર્વોક્ત બાહડે કરાવેલ જીનચૈત્ય અને પ્રતિમાની દેવસૂરિએ પ્રતિષ્ઠા કરી.

તે પછી દેવસૂરિએ મારવાડમાં વિહાર કર્યો, નાગોરમાં આલ્હાદન રાજા દેવસૂરિની મુલાકાતે આવ્યો અને તેજ વેલા પૂર્વોક્ત દેવબોધ પણ દેવસૂરિ પાસે આવ્યો અને તેમની પ્રશંસા કરી, આ ઉપરથી આલ્હાદન રાજાને દેવસૂરિના ગુણનો પરિચય થયો અને તેણે ભક્તિપૂર્વક આચાર્યને પોતાના નગરમાં રાખ્યા, એ દરમિયાન ગૂર્જરેશ સિદ્ધરાજ આલ્હાદન ઉપર ચઢાઇ કરીને આવ્યો અને નગરને ઘેરો ઘાલ્યો પણ જ્યારે તેના સાંભલવામાં આવ્યું કે દેવસૂરિ નગરમાં છે તો તેણે ઘેરો ઉઠાવી લીધો અને સેના સાથે પાછો પાટણ ચાલ્યો ગયો અને તે પછી દેવસૂરિને પણ પાટણ બોલાવી લીધા, અને તે પછી ફરિ આલ્હાદન ઉપર તેણે ચઢાઇ કરીને કિલ્લો ગ્રહણ કર્યો.

એક વાર દેવસૂરિ કર્ણાવતીમાં ત્યાંના સંઘના આગ્રહથી વર્ષાચોમાસું રહ્યા, તેજ ચોમાસું દિગમ્બર ભટ્ટારક કુમુદચન્દ્ર કે જે કર્ણાટકના રાજા જયકેશિનો ગુરૂ હતો તે પણ કર્ણાવતીમાં રહ્યો હતો, તેણે દેવસૂરિની અનેક પ્રકારે છેડછાડ કરી પણ તેમણે સમતા રાખીને બધું સહન કર્યું, પણ જ્યારે તેણે મર્યાદા મૂકીને ધોલે દહાડે દેવસૂરિના શ્રમણીની જ્ઞહસાધ્વીને હેરાન કરી ત્યારથી તેમણે તેની સાથે પાટણમાં સિદ્ધરાજની સભામાં વાદ કરવાનો નિશ્ચય કર્યો, અને આ કાર્ય સંબન્ધી પાટણના સંઘને વિજ્ઞાપન પત્ર લખીને ખબર આપી. ત્રણ પહોરમાં પત્રવાહક પાટણ પહોંચ્યો, દેવસૂરિનો પત્ર વાંચીને સંઘે દેવસૂરિની ઇચ્છાનું અનુમોદન કર્યું અને તેને અંગે બધું કરવાનું માથે લીધું.

તે પછી દેવસૂરિએ પોતાના સંદેશવાહકની મારફત કુમુદચન્દ્રને કહેવરાવ્યું કે ' અમો

પાટણમાં રાજસભા સમક્ષ તમારી સાથે વાદ કરશું, માટે પાટણ આવી જવું, અમો પાટણ જઇયે છીયે.' તે પછી દેવસૂરિએ શુભ સમયમાં પાટણ તરફ વિહાર કર્યો અને સમહોત્સવ પાટણ નગરમાં પ્રવેશ કર્યો.

કુમુદચન્દ્રે પણ કર્ણાવતીથી પાટણ તરફ વિહાર કર્યો અને તેના પક્ષવાલાઓએ તેનો નગરપ્રવેશ કરાવ્યો.

આ વખતે થાહડ અને નાગદેવ નામના દેવસૂરિના ભક્ત શ્રાવકોએ આ કાર્યને અંગે દ્રવ્યની જરૂર હોય તો ખર્ચ કરવા દેવસૂરિને પોતાની ઇચ્છા જણાવી પણ આચાર્યે આ કામને અંગે દ્રવ્ય ખર્ચ કરવાની જરૂરત નથી એમ જણાવ્યું, જે ઉપર થાહડે કહ્યું કે 'કુમુદચન્દ્રે દ્રવ્ય પ્રયોગથી ગાંગિલમંત્રી વિગેરેને પોતાના પક્ષમાં લઇ લીધા છે' પણ દેવસૂરિએ તે ઉપર કંઇપણ ધ્યાન આપ્યું નહિં અને કહ્યું કે 'આમાં દ્રવ્ય ખર્ચવાની કશી જરૂરત નથી, દેવગુરૂની કૃપાથી બધું સારૂં થશે.'

કુમુદચન્દ્રના પક્ષમાં 'કેશવ' નામના ત્રણ વિદ્વાનો અને બીજા કેટલાક સાધારણ મનુષ્યો હતા, જ્યારે દેવસૂરિના પક્ષમાં મહાકવિ 'શ્રીપાલ' અને 'ભાનુ' આ બે વિદ્વાનો હતા. મહર્ષિ, ઉત્સાહસાગર અને રામ આ ત્રણ વિદ્વાનો સભાપતિના સલાહકાર સભ્યો હતા.

સં. ૧૧૮૧ ના વૈશાખ શુદિ પૂર્ણિમાને દિવસે વાદિપ્રતિવાદિઓને સિદ્ધરાજે વાદશાલામાં બોલાવ્યા. સ્ત્રીનિર્વાણના વિષયમાં શાસ્ત્રાર્થ થયો અને દેવસૂરિની જીત થઇ, જો કે ગાંગિલમંત્રી જેવા મ્હોટા રાજ્યાધિકારિયોને કુમુદચન્દ્રે પોતાના પક્ષમાં કરી લીધા હતા છતાં સભાપતિ અને સભ્યોએ નિષ્પક્ષપણે દેવસૂરિની જીત કબુલ કરી અને તેમને જયપત્ર અર્પણ કર્યું અને એકરાર પ્રમાણે પરાજિતવાદી કુમુદચન્દ્રને પાટણ છોડી જવાની આજ્ઞા આપી.

દેવસૂરિની આ યાદગાર જીતની હેમચન્દ્રસૂરિ, શ્રી ચન્દ્રસૂરિ, રાજવૈતાલિક આદિ વિદ્વાનોએ સુન્દર પદ્યોમાં પ્રશંશા કરી હતી.

આ જાતના પારિતોષિક તરીકે રાજાએ એક લાખ રૂપિયા દેવસૂરિને આપવા માંડયા હતા પણ તેમણે લીધા નહિ તેથી રાજાની આજ્ઞાથી મંત્રિએ તે દ્રવ્યથી ઋષભદેવનું ચૈત્ય અને પ્રતિમા કરાવી અને સં. ૧૧૮૩ માં ચાર આચાર્યોના હાથે તેની પ્રતિષ્ઠા થઇ.

દેવસૂરિએ કેટલા ગ્રન્થો બનાવ્યા તે ચોક્કસ જણાયું નથી પણ "પ્રમાણનયતત્ત્વાલોકાલઙ્કાર" અને તેના બૃહત્ વિવરણ રૂપે લખેલ "સ્યાદ્વાદરત્નાકર" નામનો પ્રમાણ શાસ્ત્રનો આકર ગ્રન્થ વિદ્વાનોમાં ઘણો પ્રસિદ્ધ છે; 'સ્યાદ્વાદરત્નાકર' ગ્રન્થ અને એની ભાષા ઉપરથી વિદ્વાનોને દેવસૂરિની પ્રૌઢવિદ્વત્તા અને સંસ્કૃત ઉપરના પ્રભુત્વનો પરિચય મલે છે.

વાદિદેવસૂરિએ સંપૂર્ણ ૮૩ વર્ષનું આયુષ્ય ભોગવ્યું અને પોતાની પાટે ભદ્રેશ્વરસૂરિ નામના આચાર્ય સ્થાપીને સં. ૧૨૨૬ ના શ્રાવણ વદિ ૭ અને ગુરૂવારે દિવસના પાછલા ભાગમાં આયુષ્ય પૂર્ણ કર્યું હતું.

દેવસૂરિના શિષ્યગણમાં ભદ્રેશ્વરસૂરિ, રત્નપ્રભસૂરિ અને માણિક્ય એ અધિક પ્રસિદ્ધ

છે. પહેલા બે શિષ્યોએ દેવસૂરિને 'સ્યાદ્વાદરત્નાકર' ગ્રન્થ બનાવવામાં સહકાર આપ્યો હતો એમ તે પોતાના ઉક્ત ગ્રન્થમાં એક સ્થલે કહે છે. દેવસૂરિનું વિહારક્ષેત્ર મારવાડ અને ગૂજરાત હતું એ સિવાય અન્યત્ર પણ એમણે વિહાર કર્યો હશે પણ તે બહુ થોડો જ.

દેવસૂરિ પોતે સુવિહિત આચાર્ય હતા, એમનો શિષ્ય પરિવાર પણ વિદ્યાવ્યસની અને ચારિત્રવાન હતો, છતાં એમની શિષ્યપરિવારના તાબામાં કેટલાંક ચૈત્યો હતાં એમ શિલાલેખોથી જણાય છે, જાલોરના સુવર્ણગિરિના કિલ્લા ઉપરનું પરમાર્હત કુમારપાલે કરાવેલ પાર્શ્વનાથ ચૈત્ય આજ વાદિદેવસૂરિના પરિવારને અર્પણ કરાયાનો ત્યાં લેખ છે.

ફલોદીના પ્રસિદ્ધ તીર્થની પણ આજ દેવસૂરિના હાથે પ્રતિષ્ઠા થયાનો અન્યત્ર લેખ છે પણ આ પ્રબન્ધમાં તે વિષે કંઈપણ ઉલ્લેખ નથી.

## ૨૨ શ્રીહેમચન્દ્રસૂરિ.



મચન્દ્રસૂરિનો જન્મ સં. ૧૧૪૫ ના કાર્તિક શુદિ ૧૫ ની રાતે ગૂજરાતમાં આવેલ ધંધુકા નગરમાં થયો હતો એમના પિતાનું નામ ચાચ અને માતાનું નામ પાહિની હતું

હેમચન્દ્રનું ગૃહસ્થાવસ્થાનું નામ 'ચંગદેવ' હતું, એઓ જાતે મોઢવાણિયા હતા.

કોટિકગણની વજ્રશાખા અને ચાન્દ્રકુલના આચાર્ય દેવચન્દ્રસૂરિએ ખંભાતમાં એની માતાની આજ્ઞાથી ચંગદેવને સં. ૧૧૫૦ ના માહ શુદિ ૧૪ શનિવાર અને રોહિણી નક્ષત્રમાં પાર્શ્વનાથના ચૈત્યમાં દીક્ષા આપીને એનું નામ સોમદેવ પાડ્યું હતું.

પ્રબન્ધકારે આ પ્રસંગે સોમદેવની દીક્ષાના લગ્ન અને તેમાં પડેલા ગ્રહોનું વર્ણન કર્યું છે જે નીચે પ્રમાણે છે.—

" माघेसित चतुर्दश्यां, ब्राह्मे धिष्ण्ये शनैर्दिने ॥ १० ॥
धिष्ण्ये तथाष्टमे धर्मस्थिते चन्द्रेवृषोपगे ।
लग्ने बृहस्पतौ शत्रुस्थितयोः सूर्यभौमयोः ॥ ११ ॥

આ રેટ શ્લોકમાંનું પ્રથમ શ્લોકાર્ધ તો સ્પષ્ટ છે, એટલે એનો અર્થ માઘ શુદિ ૧૪ શનિવાર અને રોહિણીનક્ષત્રમાં' એવો થાય પણ એ પછીના શ્લોકાર્ધના 'ધિષ્ણ્યે તથાષ્ટમે' આ વાક્યાંશનો અર્થ બરાબર સ્પષ્ટ થતો નથી, નક્ષત્રનો નિર્દેશ ઉપર થઇ ગયો છે એથી અત્રે 'આઠમા નક્ષત્રમાં એટલે પુષ્ય નક્ષત્રમાં એ અર્થ થઇ શકે નહિ, કોઇ કોઇ વિદ્વાન્ 'બ્રાહ્મધિષ્ણ્યે' આનો અર્થ 'બ્રાહ્મમુહૂર્તમાં' આપો લઇને 'અષ્ટમે-

धिष्णये ' नो अर्थ ' पुष्यनक्षत्रमां ' आवो करे छे पण ए युक्ति संगत नथी, दीक्षा वृषलग्नमां आपेल होवाथी ते समयमां ब्राह्म मुहूर्त आवतुं नथी, वली दीक्षामां पुष्य नक्षत्र वर्जीत छे अने शनि पुष्यनो योग पण साथे होतो नथी. ज्यारे शनिरोहिणी अने चतुर्दशीनो त्रिक सिद्धियोग बने छे. रोहिणी अने शनि दीक्षामां विहित पण छे तेथी दीक्षा पुष्यमां नहि पण रोहिणीमां थइ हती एज मानवुं योग्य छे.

' अष्टमेधिष्णये ' नो अर्थ म्हारा मत प्रमाणे ' आठमा मुहूर्तमां ' एम करवो योग्य छे, कारण के दीक्षा माघमासना अन्तमां होवाथी ते वखते सूर्य कुंभराशिना प्रारंभमां अथवा मकरना अन्तमां हशे, दीक्षा वृषलग्नमां थइ एटले के त्रण लग्नो व्यतीत थया पछी चोथा लग्नमां दीक्षा थइ, कुंभ, मीन अने मेषनो भुक्ति काल अनुक्रमे ४$\frac{१६}{६०}$ +३$\frac{४५}{६०}$+३–$\frac{४५}{६०}$ घडी पलनो होवाथी एकंदर ११ घडी अने ४६ पल जेटलो थाय, ए पछी वृषलग्नना वृषनवांशकमां दीक्षा थइ मानी लइये केमके ए अंश वर्गोत्तम होवा उपरान्त लग्नना मध्यभागमां होवाथी वधारे बलवान हतो, अने आम करतां लगभग अर्ध वृषलग्नने भुक्त गणतां तेनो काल २$\frac{८}{६०}$ उपर्युकत भुकितकालमां गणतां एकंदर ११$\frac{४६}{६०}$+२$\frac{८}{६०}$=१३$\frac{५४}{६०}$ तेर घडी अने चोपन पल एटले के लगभग १४ घडी दिवस चढ्या पछी चंगदेवनी दीक्षा थइ. ए समये दिननां ७ मुहूर्तो वीतीने ८ मुं विजय मुहूर्त शरु थाय छे जे सर्व शुभकार्योमां सिद्धिदायक गणाय छे. आ अर्थ प्रमाणे ' अष्टमे धिष्णये ' नो अर्थ बरोबर बेसे छे.

बीजा श्लोकार्धमां आगे ' धर्मस्थिते चन्द्रे ' आ वाकय छे अने आनो सीधो अर्थ ' चन्द्रमा धर्मस्थानमां रहे छते ' ए थाय पण आ अर्थ आ स्थले बेसतो नथी, केमके दीक्षाने दिवसे चन्द्र रोहिणी नक्षत्रमां होवाथी वृष राशिनो छे, लग्न पण वृषराशिनुं छे एथी चन्द्र धर्मस्थान ( नवमा स्थान )मां नहि पण तनुस्थान ( लग्न )मां छे. त्यारे हवे ' धर्मस्थिते ' ए विशेषणनो अन्वय चन्द्रनी साथे नहि पण ' अष्टमेधिष्णये ' एनी साथे करवो उचीत लागे छे, एनो अर्थ ' धर्म एवा आठमा मुहूर्तमां ' ए थशे. ' चन्द्रे तथा ' बृहस्पतौ ' आ बंनेनो संबन्ध वृषोपगे लग्ने ' एनी साथे जोडावो जोइये.

त्रीजा श्लोकार्धमां " शत्रुस्थितयोः सूर्यभौमयोः " आ उल्लेख विचारणीय छे, कारण के वृषलग्न होवाथी शत्रुस्थानमां तुलराशि आवे छे, आ रीते सूर्य अने मंगल तुलराशिना होय तोज शत्रुस्थानमां होइ शके, पण माघ के फागुण मासमां सूर्य तुलराशिमां होतो नथी पण मकर अथवा कुंभ राशिउपर होय छे, तेथी वृषलग्नमां मकर कुंभनो सूर्य नवमा दशमा स्थानमां होइ शके छठा शत्रुस्थानमां नहि.

म्हारा विचार प्रमाणे " शत्रुस्थितयोः " ने स्थाने शुद्धपाठ " शून्यस्थितयोः " ए होवो जोइये. दशमा स्थाननुं नाम ' आकाश ' छे अने आकाशने माटे शून्य शब्दनो प्रयोग प्रचलित छे ए सुप्रसिद्ध ज छे.

प्रबन्धमां लग्न कुंडलीना उपर जणावेल सूर्य, चंद्र, मंगल अने गुरु आ चार

ગ્રહોની જ સ્થિતિની ચર્ચા છે, બાકીના બુધ, ગુરૂ, શુક્ર, શનિ, રાહુ અને કેતુના સ્થાન બતાવ્યાં નથી.

એ જ દીક્ષા લગ્નના સંબન્ધમાં કુમારપાલ ચરિત્ર મહાકાવ્યમાં કૃષ્ણર્ષીય જયસિંહસૂરિ નીચે પ્રમાણે લખે છે.—

" अथ श्री वर्धमानस्य प्रासादे सादितांहसि ।
माघमासस्य धवले पक्षे चातुर्दशेऽह्नि ॥ १६१ ॥
रोहिण्यां शनिवारे च रवियोगे त्रयोदशे ।
सप्तग्रहबलोपेते वृषलग्ने शुभे शके ॥ १६२ ॥"

આમાં માઘ શુદિ ૧૪ શનિ અને રોહિણીમાં દીક્ષા અપાયાનો સ્પષ્ટ એકરાર છે; પણ એક-બે વાત આમાં પણ વિચારણીય છે. પ્રબન્ધકારે પાર્શ્વનાથના મંદિરમાં દીક્ષા આપ્યાની વાત લખી છે જ્યારે એ ચરિત્રકાર 'મહાવીર' ના મંદિરમાં દીક્ષા અપાયાનો ઉલ્લેખ કરે છે. આ એક મતભેદ છે.

બીજું આમાં તે દિવસે તેરમો રવિયોગ હોવાનું લખ્યું તે પણ સંભવિત નથી, કેમકે જો સૂર્ય તે સમયમાં મૂલ નક્ષત્રમાં હોય તો જ ચન્દ્ર રોહિણી ઉપર હોવાથી તેરમો રવિયોગ બની શકે, પણ તેમ હોઇ શકે નહિ, મૂલનો સૂર્ય પોષમાં હોય, માઘશુદિમાં નહિ, વલી ધનાર્કમાં શુભ કાર્ય કરવાનો પણ નિષેધ છે. માટે તે દિવસે સૂર્ય મૂલનો નહોતો પણ સંભવ પ્રમાણે ધનિષ્ઠાનો હતો તેથી તેરમો તો નહિ પણ નવમો રવિયોગ તે દહાડે થતો હતો.

ચરિત્રમાં ગ્રહવ્યવસ્થા તો નથી જણાવી, પણ તે લગ્નમાં ૭ ગ્રહ બળવાન્ હતા એમ જણાવ્યું છે. પ્રબન્ધકારના લેખ પ્રમાણે ચન્દ્ર અને ગુરૂ વૃષના અને સૂર્યમંગલ કુંભના હતા તેથી બીજા ગ્રહનો વિચાર કરવો રહ્યો.

સ્થૂલગણના પ્રમાણે તે વખતે શનિ મીનનો હતો અને રાહુ કેતુ તુલા અને મેષના બુધ તે સમયે મીન રાશિનો હોવાનો વિશેષ સંભવ છે અને શુક્ર મકરનો. આ બધા ગ્રહોની વ્યવસ્થા પ્રમાણે મુનિ સોમચન્દ્રની દીક્ષા-લગ્નકુણ્ડલી નીચે પ્રમાણે બને છે.—



પ્રબન્ધના ૩૫ અને ૩૬ મા શ્લોકનો સંબન્ધ બેસતો નથી. એમ લાગે છે કે આ બે શ્લોકો વચ્ચેનો કેટલોક પાઠ ત્રુટિત છે.

સોમચન્દ્રે દીક્ષા લીધા પછી વ્યાકરણ સાહિત્યનો અભ્યાસ કરીને વિશેષ બુદ્ધિવિકાસ નિમિત્તે કાશ્મીર જઇ સરસ્વતી દેવીની પ્રસન્નતા મેળવવાનો વિચાર કર્યો અને એ નિમિત્તે તેમણે ખંભાતથી પ્રસ્થાન કરીને 'રૈવતાવતાર' નામક તીર્થરૂપ નેમિચૈત્યમાં આવીને મુકામ કર્યું. પણ તે જ રાત્રે સરસ્વતીએ આવીને તેમના પ્રત્યે પોતાની પ્રસન્નતા પ્રકટ કરીને કાશ્મીર જવાનો પરિશ્રમ બંધ રખાવ્યો.

સં. ૧૧૬૬ માં સોમચન્દ્ર મુનિને વૈશાખની તૃતીયાને દિને મધ્યાહ્નમાં આચાર્યપદ અપાણું, આ કાર્ય માટે વિદ્વાનોએ જે લગ્ન પસંદ કર્યું હતું તેની લગ્નકુંડલી નીચે પ્રમાણે બને છે.—




આચાર્યપદ સ્થાપન થતાં સોમચન્દ્રનું 'હેમચન્દ્રસૂરિ' એ નામ સ્થાપવામાં આવ્યું. પોતાના આચાર્ય પદ પ્રસંગે જ હેમચન્દ્રે પોતાની માતા જે સાધ્વી થયેલ હતી તેણીને પ્રવર્ત્તિની પદ અપાવ્યું અને તેને સિંહાસન ઉપર બેસવાની પણ ગુરૂ પાસે સંઘ સમક્ષ આજ્ઞા અપાવી હતી.

હેમચન્દ્રસૂરિએ તે પછી ખંભાતથી પાટણ તરફ વિહાર કર્યો, તે સમયે પાટણના રાજ્યાસન ઉપર સિદ્ધરાજ હતો, રાજા સિદ્ધરાજની હેમચન્દ્રની સાથે પહેલી મુલાકાત બજારમાં થઇ, હેમચન્દ્ર સેનાના સંમર્દથી એક દુકાન ઉપર ઉભા હતા. ત્યાં રાજાની નજર પડી, રાજાએ હાથીને રોકયો અને કંઇક અવસરોચિત સુભાષિત બોલવા હેમચન્દ્રને સંકેત કર્યો, આચાર્યે સ્તુતિગર્ભિત એક શ્લોક કહ્યો જે સાંભલી રાજાને ઘણીજ પ્રસન્નતા થઇ અને હંમેશાં બપોરના પોતાની પાસે આવવાની આચાર્યને પ્રાર્થના કરી, સિદ્ધરાજને હેમચન્દ્રનાં એવા શુભ સમયમાં દર્શન થયાં હતાં કે તે પછી તેણે માલવા ઉપર ચઢાઇ કરીને જીત મેલવી હતી. આ લડાઇમાં ધારાનગરીમાંથી જે ચીજો મલી હતી, તેમાં ભોજરાજાનો પુસ્તક ભંડાર પણ સામેલ હતો રાજાને અધિકારયોએ માલવાનો ભંડાર બતાવ્યો તેમાં ભોજકૃત વ્યાકરણ, અલંકાર તર્ક, વૈદ્યક, જ્યોતિષ રાજનીતિ, વાસ્તુશાસ્ત્ર, ગણિત, શાકુન અધ્યાત્મ, સ્વપ્ન, સામુદ્રિક, નિમિત્ત, આર્ય સદ્ભાવવિવરણ, અર્થશાસ્ત્ર, મેઘમાલા, પ્રશ્નચુડા-

મણિ આદિ પુસ્તક સંગ્રહ જોઇને રાજાએ પોતાને ત્યાં પણ ભંડાર કરાવવા અને વ્યાકરણ શાસ્ત્ર આદિના નવા ગ્રંથો બનાવરાવીને ફેલાવવા વિચાર કર્યો, તેણે કહ્યું. ' ગુજરાતમાં કોઇ એવો પંડિત નથી કે જે વ્યાકરણ શાસ્ત્ર વિગેરેની રચના કરીને ગુજરાતનું મુખ ઉજ્વળ બનાવે ? ' રાજાના આ પ્રશ્ન ઉપરથી વિદ્વાનોનું લક્ષ્ય હેમચન્દ્ર ઉપર ગયું અને તેઓએ તેજ વખતે આ કાર્ય માટે હેમચન્દ્રની યોગ્યતાની ખાતરી આપી, આથી રાજાએ આચાર્ય હેમચન્દ્રને નવીન વ્યાકરણ વિગેરેના નિર્માણ માટે પ્રાર્થના કરી અને ઉપયોગી સર્વ સામગ્રી એકત્ર કરીને આચાર્યને સગવડ કરી આપી, હેમચન્દ્રની પણ ઇચ્છા કોઇ નવીન વ્યાકરણ ગ્રન્થ બનાવવાની હતી, કેમકે તે વખતે જે ' કલ્પ ' નામના વ્યાકરણ ગ્રન્થનો અભ્યાસ કરવામાં આવતો હતો તેથી સંપૂર્ણ વ્યુત્પત્તિ નહોતી થતી, અને પાણિનિના વ્યાકરણનું અધ્યયન કરતાં બ્રાહ્મણોને અભિમાને ચઢાવવા પડતા હતા, આ કારણે રાજાની પ્રાર્થના હેમચન્દ્રના કર્તવ્યની સૂચના માત્ર જ હતી, તેમણે મનોયોગપૂર્વક અનેક વ્યાકરણ ગ્રન્થો એકત્ર કર્યા ને તેનું અનુશીલન કરીને ' સિદ્ધહેમ શબ્દાનુશાસન ' નામનું અભિનવ વ્યાકરણશાસ્ત્ર રચ્યું. લઘુવૃત્તિ, બૃહદ્‌વૃત્તિ, ધાતુપારાયણ, લિંગાનુશાસન આદિ સર્વ ઉપયોગી બાબતોથી સંપૂર્ણ કરીને આચાર્યે રાજાને અર્પણ કર્યું રાજાએ દેશદેશાંતરથી ૩૦૦ લેખકો બોલાવીને ૩ વર્ષ સુધી તેની નકલો કરાવીને સર્વત્ર તેનો પ્રચાર કર્યો, આની ૨૦ પ્રતો કાશ્મીરના સરસ્વતી ભંડારમાં મોકલવામાં આવી. એ સિવાય, અંગ વંગ, કલિંગ, લાટ, કર્ણાટક, કોંકન, કાઠિયાવાડ, મહારાષ્ટ્ર કચ્છ, માલવત્સ, સિન્ધુ, સૌવીર, નેપાલ, પારસીક, મુરંડક, ગંગાપાર, હરિદ્વાર, કાશિ, ચેદિ, ગયા, કુરૂક્ષેત્ર, કાન્યકુબ્જ, ગૌડ, કામરૂપ, સપાદલક્ષ, જાલંધર, સિંહલ, મહાબોધ, બોડ અને માલવ, કૌશિક વિગેરે દેશોમાં આની લિખિત પ્રતો મોકલવામાં આવી, એટલું જ નહિ પણ એનો સક્રિય પ્રચાર કરવાનો પણ રાજાએ બંદોબસ્ત કર્યો. કાકલ નામના કાયસ્થ વિદ્વાનને આચાર્યે આ નવા વ્યાકરણના અધ્યાપક તરીકે મુકરર કરીને વિદ્યાર્થિયોને ભણાવવા માંડયાં, દર મહિને શુદિ ૫ ને દહાડે વિદ્યાર્થિયોની પરીક્ષા લેવાતી અને પાસ થનારને સુવર્ણના ભૂષણ વિગેરેના રાજાના તરફથી ઇનામ અપાતાં અને આ ગ્રન્થનો પૂરો અભ્યાસ કરીને પાઠશાળામાંથી નિકલનારાઓને રાજા તરફથી કીમતી ભૂષણ વસ્ત્રો ઉપરાંત પાલખી છત્ર આદિનાં લવાજમો અપાતાં હતાં. આ બધા કારણોથી આચાર્ય હેમચન્દ્રના નૂતન વ્યાકરણની પઠન પાઠન પદ્ધતિ સારી રીતે પ્રચલિત થઇ ગઇ.

આચાર્ય હેમચન્દ્ર પ્રતિ સિદ્ધરાજનું આવું સન્માન જોઇ બ્રાહ્મણોના મનમાં ઇર્ષા થતી. આથી તેઓ રાજાને બહેકાવવાના સાધનોની તપાસમાં રહેતા. એક વખત હેમચન્દ્રસૂરિ ચતુર્મુખ જિનાલયમાં નેમિચરિતનું વ્યાખ્યાન કરતા હતા. જેનું શ્રવણ કરવા અનેક અન્ય દર્શનિઓ પણ આવતા હતા, ત્યાં ' પાણ્ડવો શત્રુંજય ઉપર જઇને સિદ્ધ થયા ' આવા મતલબનો અધિકાર સાંભલીને બ્રાહ્મણોએ રાજાને કહ્યું:-કૃષ્ણ દ્વૈપાયન વ્યાસે મહાભારતમાં યુધિષ્ઠિર આદિનું વૃત્તાંત આપ્યું છે. તેમાં લખ્યું છે કે " પાણ્ડવોએ હિમાલય ઉપર જઇને પરલોકવાસ કર્યો. " પણ હેમચન્દ્ર એ મહાભારતના આખ્યાનથી વિપરીત ભાખણ કરે છે, એ માટે મહારાજે એ સંબંધમાં ઘટિત બંદોબસ્ત કરવો જોઇયે. એ પછી રાજાએ હેમ-

ચન્દ્રને પાણ્ડવોના સંબંધમાં પૂછ્યું. જેનો ઉત્તર આચાર્યે આપ્યો કે અમારા શાસ્ત્રોમાં પાણ્ડવોએ શત્રુંજય ઉપર દેહ છોડયાનો લેખ છે, ત્યારે મહાભારતમાં તેમના હિમાલય ગમનનું પણ વિધાન છે. પણ એ નિશ્ચિત નથી કે જૈન શાસ્ત્રમાંના અને મહાભારતમાં વર્ણવેલા પાણ્ડવો એકજ છે યા ભિન્નભિન્ન? રાજાએ પૂછ્યું:–શું પાણ્ડવો પાંચથી વધારે થયા છે? આચાર્યે કહ્યું:–હા, આ વાત મહાભારત ઉપરથી જ સિદ્ધ થાય છે. ભીષ્મપિતામહનો પવિત્ર ભૂમિમાં અગ્નિસંસ્કાર કરવા માટે જ્યારે તેમનો પરિવાર શબને એક દુર્ગમ ટેકરી ઉપર લઇ ગયો અને અગ્નિદહનની તૈયારી કરવા માંડી તે વખતે જે આકાશથી દિવ્યવાણી થઇ હતી તેની નોંધ મહાભારતમાં નીચે પ્રમાણે છે.

" अत्र भीष्मशतं दग्धं, पाण्डवानां शतत्रयम् ।
द्रोणाचार्य सहस्रं तु कर्णसंख्या न विद्यते ॥ "

**અર્થાત્**—' આ સ્થલે સો ભીષ્મ, ત્રણસો પાણ્ડવ, હજાર દ્રોણાચાર્ય અને અસંખ્યાત કર્ણોનો અગ્નિસંસ્કાર થયો છે. '

આમ જ્યારે એક ટેકરી ઉપર જ ત્રણસો પાણ્ડવોનો દાહ સંસ્કાર થયો છે તો બીજા પણ કેટલા પાણ્ડવો થયા હોવા જોઇએ ? અને આટલા બધા પાણ્ડવોમાંથી પાંચ પાણ્ડવો જૈન થયા હોય અને શત્રુંજય ઉપર નિર્વાણ પ્રાપ્ત થયા હોય તો આશ્ચર્ય શું છે ? શત્રુંજય ઉપર પાણ્ડવોની મૂર્તિઓ પ્રત્યક્ષ ઉભેલી છે તેમ નાસિકના ચન્દ્રપ્રભ ચૈત્યમાં અને કેદાર મહાતીર્થમાં પણ પાણ્ડવ મૂર્તિયો વિદ્યમાન છે. હેમચન્દ્રના આ અવસરોચિત ઉત્તરથી રાજાનું મન સંતુષ્ટ થયું અને બ્રાહ્મણો નિરૂત્તર થયા. એકવાર રાજપુરોહિતે જૈન સાધુઓની વ્યાખ્યાન સભામાં સ્ત્રીઓ આવે છે તે બાબતમાં ટીકા કરી. જેનો હેમચન્દ્રે " સિંહોબલી હરિણ શૂકર માંસભોજી " આ શ્લોકદ્વારા એવો મુંહતોડ ઉત્તર આપ્યો કે આભિગ પુરોહિત પાછો બોલવા જ ન પામ્યો.

એક વખત પાટણમાં ' દેવબોધ ' નામનો ભાગવત મતનો આચાર્ય આવ્યો, રાજાની ઇચ્છા તેની મુલાકાત કરવાની થઇ તેથી તેને રાજસભામાં આવવા આમન્ત્રણ કર્યું; પણ નિઃસ્પૃહતાનો ડોળ કરી તેણે સભામાં આવવા ના પાડી, તેણે કહ્યું—' અમે કાશિ નરેશ અને કાન્યકુબ્જાધિપતિને જોઇ લીધા છે, તો થોડા દેશના ધણી ગૂજરાતના રાજાની શી ગણતરી છે ? ' રાજાને આવા આડંબરી વિદ્વાનને મળવાની વધારે ઉત્કણ્ઠા થઇ અને પોતાના મિત્ર કવિરાજ શ્રીપાલને સાથે લેઇને તે દેવબોધની મુલાકાતે તેના મુકામ પર ગયો, અને નમસ્કાર કરીને રાજા જમીન ઉપર બેસી ગયો. તે પછી દેવબોધે શ્રીપાલ તરફ સંકેત કરીને કહ્યું ' સભા પ્રવેશને અયોગ્ય આ કોણ છે ? ', રાજાએ કહ્યું—આ તે કવિરાજ શ્રીપાલ છે, એણે દુર્લભ સરોવરની પ્રશસ્તિ, રૂદ્રમહાલયની પ્રશસ્તિ, વૈરોચન પરાજય આદિ કાવ્ય પ્રબન્ધોની ઉત્તમ રચના કરીને ' કવિરાજ ' એ પદવી યથાર્થ કરી છે. આ ઉપર મશ્કરીમાં દેવબોધે કહ્યું—' શુક્ર એક આંખે વિકલ છતાં કવિ કહેવાણો તો બંને આંખે હીન આ પણ ' કવિરાજ ' કહેવાય તે યુક્તિયુક્ત જ છે. આવા ઉપહાસ્યથી શ્રીપાલનું

મન તે જ સમયથી દેવબોધના ઉપરથી ખેંચાઇ ગયું; પણ રાજાની ઇચ્છાને માન દેઇ તેણે તેની સાથે કેટલીક કાવ્ય ચર્ચા કરી. કુમુદચન્દ્રને જીતવા બદલ પારિતોષિક તરીકે સિદ્ધરાજે દેવસૂરિને અપાવેલ લાખ દ્રમ્મથી તૈયાર થયેલ જિનચૈત્યની પ્રતિષ્ઠા મહોત્સવમાં દેવબોધની સાથે સિદ્ધરાજ પણ આવેલ, જ્યાં દેવબોધિએ પોતાની સારસ્વત શક્તિનો પરિચય આપીને ઉપસ્થિત સભાને ચકિત કરી નાખી હતી, આ વિદ્વાનની વિદ્વત્તાથી રાજા તેની ઉપર ઘણો પ્રસન્ન થયો હતો અને તેને લાખ રૂપિયા બક્ષીસ આપ્યા હતા; પણ તેની રાજસભાનો કવિ શ્રીપાલ અને બીજા સભ્યો એથી નારાજ હતા. શ્રીપાલની નારાજગી તો એટલી હદે પહોંચી હતી કે તે એનાં છિદ્રો જોવરાવતો હતો અને અન્તે એના ગુપ્ત આચરણો એના જાણવામાં પણ આવ્યાં હતાં, રાજાએ પણ એનું મદિરાપાનનું વ્યસન તો પોતાની નજરે જોયું હતું, પણ એની શક્તિ ઉપર તે એટલો ફિદા થઈ ગયો કે તેને કંઇ પણ કહી ન શકયો, પણ એટલું પરિણામ આવ્યું કે રાજાએ તે પછી એની ઘણી સોબત કે સહાયતા કીધી નહિ, પરિણામે દેવબોધની ગરીબાઇ વધી અને ઉપર કર્જદારી પણ થઇ, છેવટે તેના પરિવારના માણસોએ તેને હેમચન્દ્રની પાસે જઇને મદદ માંગવાની સલાહ આપી અને તે પણ હેમચન્દ્ર પાસે આવીને નીચેનું પ્રશંસા પદ્ય બોલ્યો—

" पातु वो हेमगोपालः, कम्बलं दण्डमुद्वहन्।
षड्दर्शन पशुग्रामं, चारयन् जैन गोचरे ॥ २०४"

હેમચન્દ્રે પણ તેને બહુ માનપૂર્વક પોતાનું અર્ધાસન આપ્યું અને શ્રીપાલની સાથે તેની પ્રીતિ કરાવી, એટલું જ નહિ પણ સિદ્ધરાજને કહીને દેવબોધને લાખ દ્રમ્મ અપાવ્યા, દેવબોધે આ ધનથી પોતાનું ઋણ ચુકાવ્યું અને શેષ દ્રવ્ય લેઇને ગંગા કિનારે જઇ પરલોકનું સાધન કર્યું.

સિદ્ધરાજને પુત્ર ન હતો, આથી તેણે તીર્થયાત્રામાં જવાનો નિશ્ચય કરી કાઠિયાવાડ તરફ પ્રયાણ કર્યું. હેમચન્દ્રસૂરિને પણ રાજાયે આ યાત્રામાં સાથે રાખ્યા, પ્રથમ શત્રુંજયની યાત્રા કરી બાર ગામનું શાસન આપી સિદ્ધરાજ ગિરનાર ગયો, ગિરનારના પ્રાચીન મંદિરોનો જીર્ણોદ્ધાર સોરઠના સૂબા સજ્જન મન્ત્રિએ કરાવ્યો હતો અને તેમાં ૨૭૦૦૦૦૦ સત્તાવીશ લાખ દ્રમ્મ જેટલું રાજાના ખજાનાનું ધન ખર્ચ્યું હતું જે રાજાએ માફ કરીને સજ્જનને પોતાના ધનને સુકૃતમાં ખર્ચવા બદલ ધન્યવાદ આપ્યો.

ગિરનારથી ઉતરીને રાજા સોમેશ્વરપત્તને ગયો. અને ત્યાં અનેક મ્હોટાં દાન કરી કોડિનારમાં અમ્બાદેવીના દર્શનાર્થે ગયો, અહીંયાં આચાર્ય હેમચન્દ્રે ૩ ઉપવાસ કરીને અમ્બાને પ્રત્યક્ષ કરી રાજાના ઉત્તરાધિકારીના સંબન્ધમાં પૂછ્યું, જે ઉપરથી તેમને ઉત્તર મળ્યો કે 'સિદ્ધરાજને પુત્ર થશે નહિ પણ એના પિતરાઇ ભાઈ દેવપ્રસાદનો પૌત્ર અને ત્રિભુવનપાલનો પુત્ર કુમારપાલ સિદ્ધરાજનો ઉત્તરાધિકાર ભોગવશે,' સિદ્ધરાજે આ દિવ્યાદેશની પ્રશ્ન અને જ્યોતિષને આધારે પરીક્ષા કરી અને તે સત્ય જ હોવાનો નિશ્ચય થયો. કુમારપાલ પોતાનો ઉત્તરાધિકારી થશે એમ જાણીને તેના ઉપર પ્રીતિ કરવાને બદલે

સિદ્ધરાજે દ્વેષ ધારણ કર્યો. એટલું જ નહિ પણ તેનો વધ કરાવવા સુધીની હદે તે પહોંચ્યો. કુમારપાલને આ વાતની ખબર પડતાં જ તે ઘરથી ભાગી ગયો અને વેષ બદલીને છાનો રહેવા લાગ્યો. એક-બે વાર તો કુમારપાલ સિદ્ધરાજનો શિકાર થતો થતો એના હિતૈષીયોની સહાયતાથી બચી ગયો હતો. આ સંકટમાં આચાર્ય હેમચન્દ્રે એક વાર પાટણમાં કુમારપાલને પોતાના ઉપાશ્રયમાં સંતાડી રાખ્યો હતો અને એક વાર ખંભાતમાં શ્રાવક પાસેથી ૩૨ બત્રીશ દ્રમ્મ અપાવીને એની મદદ કરી હતી. કુમારપાલે પણ પોતાને સંકટમાં મદદ કરનાર દરેક વ્યક્તિની રાજ્યપ્રાપ્તિ પછી યોગ્ય કદર કરી હતી.

સં. ૧૧૯૯ માં સિદ્ધરાજ જયસિંહ પરલોકવાસી થયો અને કુમારપાલ રાજગાદી ઉપર બેઠો. કુમારપાલે ગાદીએ બેસીને સપાદલક્ષ ( અજમેરની આસપાસનો દેશ ) ના રાજા અર્ણોરાજ ( અજમેરના આના ) ઉપર ૧૧ વાર ચઢાઇ કરી, પણ તેને સફલતા મલી નહિ. આથી તેણે પોતાના મંત્રી વાગ્ભટને પૂછ્યું કે 'એવો કોઇ દેવ છે કે જેની માનતા કરીને જવાથી આપણી જીત થાય ?' ઉત્તરમાં વાગ્ભટે પોતાના પિતા મંત્રી ઉદયને કરેલ શત્રુંજય તીર્થના જીર્ણોદ્ધારના સંકલ્પ અને લડાઇમાં દેહાન્ત થતાં પહેલાં તે માટે કીર્તિપાલ દ્વારા પોતાને કહેવરાવેલ સંદેશનું વર્ણન કરીને કહ્યું કે પિતાનું ઋણ તો હું શત્રુંજયનો ઉદ્ધાર કરાવીશ ત્યારે ઉતરશે, પણ હવણાં મ્હેં નગરમાં એક દેહરી કરાવી છે અને મ્હારા મિત્ર શ્રી છડ્ડુક શેઠે તેમાં જ એક ખત્તક ( ગોખલો ) કરાવીને તેમાં શ્રી અજિતનાથની પ્રતિમા આચાર્ય હેમચન્દ્રના હાથે પ્રતિષ્ઠિત કરાવીને સ્થાપન કરી છે. તે પ્રતિમા ઘણી ચમત્કારિક છે, જો સ્વામી એ પ્રતિમાની માનતા કરીને પ્રયાણ કરે તો અવશ્ય સફલતા મલી શકે.

તે પછી કુમારપાલ તે મંદિરમાં ગયો અને મૂલનાયક પાર્શ્વનાથને નમસ્કાર કરી અજિતનાથના દર્શનાર્થે ગયો અને લડાઇની સફલતા માટે માનતા પ્રાર્થના કરી અને તે પછી રાજાએ ૧૨ મી વાર અર્ણોરાજ ઉપર ચઢાઇ કરી. વચમાં ચન્દ્રાવતીના રાજા વિક્રમસિંહે રાજાને મારી નાખવા કાવતરું રચ્યું હતું પણ તેમાંથી તે બચી ગયો, આ વખતે તેણે લડાઇમાં અર્ણોરાજને જીત્યો ને તેનું નગર લુંટ્યું, છેવટે તેની આજીજીથી કુમારપાળે અર્ણોરાજને યોગ્ય શિક્ષા કરીને પાટણ તરફ પ્રયાણ કર્યું. વળતાં વિક્રમસિંહને કેદ કરીને ગાદી ઉપર તેના ભાઇ રામદેવના પુત્ર યશોધવલને સ્થાપન કર્યો અને તે પછી કુમારપાલે ઉત્સવ પૂર્વક પાટણમાં નગર પ્રવેશ કર્યો. આ પ્રસંગ વિક્રમ સંવત ૧૨૦૭ ની આસપાસ બનવા પામ્યો હતો. આ બનાવ પછી રાજાકુમારપાલે જૈનધર્મના ઉપદેશક ગુરૂના સંબન્ધમાં વાગ્ભટને પ્રશ્ન કર્યો અને તેના ઉત્તરમાં મંત્રી બાહડે આચાર્ય હેમચન્દ્રનું નામ જણાવ્યું, રાજાએ વાગ્ભટદ્વારા આચાર્યને બોલાવીને જૈનધર્મનું શ્રવણ કર્યું અને પોતે માંસ નિવૃત્તિ આદિ નિયમ ગ્રહણ કર્યા. એ પછી રાજા જૈન સિદ્ધાન્તોનું અધ્યયન કરીને ધીરે ધીરે ખરો જૈન બનતો ગયો. ૩૨ દાંતોની શુદ્ધિ માટે ૩૨ જૈન મંદિર પોતાના પિતાના પુણ્યાર્થે ત્રિભુવનપાલ વિહાર ચૈત્ય અને બીજાં અનેક જિન ચૈત્યો કરાવ્યાં.

સં. ૧૨૧૩ માં વાગ્ભટે કુમારપાલની આજ્ઞાથી શત્રુંજયનો જીર્ણોદ્ધાર કરાવ્યો.

પ્રબન્ધમાં ખુલાસો નથી છતાં બીજા ગ્રન્થો ઉપરથી જણાય છે કે સં. ૧૨૧૫ ની આસપાસમાં કુમારપાલે શ્રાવકના બારવ્રત ગ્રહણ કર્યાં, અને પોતાના તાબાના સર્વદેશોમાં પશુવધ બન્ધ કર્યો અને સાત વ્યસનો (૧ જુગાર, ૨ માંસ ૩ મદિરાપાન, ૪ વેશ્યાગમન ૫ શિકાર, ૬ ચોરી, ૭ પરસ્ત્રીગમન) ને પણ દેશવટો દીધો, એટલું જ નહિ પણ અપુત્રિયાનું ધન લેવાનું પણ રાજા કુમારપાલે બન્ધ કર્યું અને પોતાની યથાર્થ ધર્મપણાની છાપ પાડી.

કુમારપાલે અર્ણોરાજ ઉપરની ચઢાઇ વખતે ભગવાન્ અજીતનાથની જે માનતા કરી હતી, તેની મૂર્તિ રૂપે તેણે તારંગાજી ઉપર ૨૪ ચોવીશ ગજ ઉંચું દેહરું કરાવ્યું અને તેમાં ૧૦૧ એકસો એક આંગલ [ઈંચ] પ્રમાણ પ્રતિમા સ્થાપિત કરી.

મન્ત્રી ઉદયનનો બીજો પુત્ર અંબડ કે જેણે કોકણના રાજા મલ્લિકાર્જુનનું મસ્તક છેદ્યું હતું અને જે અનેક મણ્ડલોનો સુબો હતો તેણે ભરૂચના શકુનિકાવિહારનો ઉદ્ધાર કરાવ્યો ને સં. ૧૨૧૬ માં આચાર્ય હેમચન્દ્રસૂરિના હાથે તેની પ્રતિષ્ઠા કરાવી.

રાજા કુમારપાલની હેમચન્દ્રસૂરિ ઉપર અનન્ય શ્રદ્ધા હતી, તે હેમચન્દ્રનું વચન કોઇ કાળે લોપતો ન હતો, એટલું જ નહિ પણ તેણે એવી પ્રતિજ્ઞા કરી હતી કે 'કોઇ પણ કાર્ય આચાર્ય હેમચન્દ્રના કાને નાખ્યા વગર કરવું નહિ.'

કહે છે કે કુમારપાલે હેમચન્દ્રના ઉપદેશ પ્રમાણે સિન્ધુ દેશની પ્રાચીન રાજધાની વીતભય-પત્તનમાં પ્રાચીન ખંડેરો ખોદાવ્યાં હતાં અને તેમાંથી તેને પ્રાચીન જિન મૂર્તિ હાથ લાગી હતી, જે પાટણમાં લઇ જઇને સ્થાપન કરી હતી.

આચાર્ય હેમચન્દ્રે બે દિશામાં કામ કર્યું. એક તો રાજાને પ્રતિબોધ આપીને જૈન ધર્મનો અને જૈન સિદ્ધાન્તોનો દેશભરમાં પ્રચાર કરાવ્યો અને બીજું સર્વાંગીણ સાહિત્ય રચીને કેવલ જૈન સમાજનું નહિ પણ ગૂજરાત દેશનું પણ મુખ ઉજ્જવલ બનાવ્યું

હેમચન્દ્રે રચેલ વિપુલ ગ્રન્થ રાશિમાંથી નીચેના ગ્રન્થોનો નામોલ્લેખ પ્રબન્ધકારે કર્યો છે.

૧ યોગશાસ્ત્ર, ૨ વ્યાકરણ પંચાગ સહિત ૩ પ્રમાણશાસ્ત્ર, ૪ પ્રમાણ મીમાંસા, ૫ છન્દ-શાસ્ત્ર, ૬ અલંકાર ચૂડામણિ. ૭ એકાર્થકોશ (અભિધાનચિન્તામણિ) ૮ અનેકાર્થકોશ (અનેકાર્થસંગ્રહ) ૯ દેશ્યકોશ (દેશી નામમાલા) ૧૦ નિર્ઘણ્ટુ, ૧૧ ત્રિષષ્ટિશલાકાપુરૂષ ચરિત્ર ૧૨ દ્વયાશ્રય મહાકાવ્ય, ૧૩ વીતરાગસ્તવ.

આ ઉપરાંત બીજા પણ કેટલાક હેમચન્દ્રનાં ગ્રંથોનાં નામો નીચે પ્રમાણે જણુ-વામાં આવ્યાં છે.

૧ અનેકાર્થશેષ ૨ અભિધાન ચિન્તામણિ, ૩ ઉણાદિ સત્ર વૃત્તિ, ૪ ઉણાદિસૂત્રવિવ-રણ ૫ ધાતુપાઠ અને વૃત્તિ, ૬ ધાતુપારાયણ અને વૃત્તિ, ૭ ધાતુમાલા, ૮ નિઘંટ શેષ, ૯ બલાબલસૂત્રવૃત્તિ, ૧૦ શેષ સંગ્રહ નામમાલા, ૧૧ શેષ સંગ્રહ નામમાલા સારોદ્ધાર, ૧૨ લિંગાનુશાસનવૃત્તિ અને વિવરણ, ૧૩ પરિશિષ્ટ પર્વ, ૧૪ હેમવાદાનુશાસન ૧૫ હેમન્યાયાર્થ મંજૂષા, ૧૬ મહાવીર દ્વાત્રિંશિકા અને વીર દ્વાત્રિંશિકા, એ ઉપરાન્ત પાણ્ડવ ચરિત્ર, જાતિવ્યાવૃત્તિન્યાય, ઉપદેશમાલા અન્યદર્શનવાદ વિવાદ, ગણપાઠ આદિ અનેક ગ્રન્થો હેમચન્દ્રકૃત ગણાય છે પણ તે એમના જ કરેલા છે કે અન્યના તે નિશ્ચિત નથી.

પ્રબન્ધના અન્તમાં કુમારપાલે સંઘ કાઢીને હેમચન્દ્રની સાથે શત્રુંજયની યાત્રા કરી તેનું સંક્ષિપ્ત વિવરણ છે. તેમાં વલ્લભીની પાસેના સ્થાપ અને ઈર્ષાલુ (ઇસાવલ) ની ટેકરીઓની નીચે જ્યાં હેમચન્દ્રે પ્રભાતની આવશ્યક ક્રિયા કરી હતી અને કુમારપાલે તેમને વન્દન કર્યું હતું ત્યાં તેણે બે દહેરાં કરાવીને તેમાં હેમચન્દ્રના હાથે ઋષભદેવ અને પાર્શ્વનાથની પ્રતિષ્ઠા કરાવ્યાનો ઉલ્લેખ છે. આ યાત્રા વિવરણની સાથે પ્રબન્ધ સમાપ્ત થાય છે. આથી જણાય છે કે રાજા અને આચાર્યની આ છેલ્લી તીર્થયાત્રા હશે.

સં. ૧૨૨૯ માં આચાર્ય હેમચન્દ્રે ૮૪ વર્ષની અવસ્થામાં પાટણમાં સ્વર્ગવાસ પ્રાપ્ત કર્યો હતો.

હેમચન્દ્રનો પ્રબન્ધ પ્રભાવક ચરિત્રનો છેલ્લો અને સર્વથી મોટો પ્રબન્ધ છે, આમાં હેમચન્દ્ર, સિદ્ધરાજ, કુમારપાલ, મંત્રી ઉદયન અને એના પુત્રો વાગ્ભટ અને આંબડનું સંક્ષિપ્ત વર્ણન તો છેજ; પણ એ સિવાય બીજા પણ શ્રીપાલ, દેવબોધ પ્રમુખ અનેક વિદ્વાનો અને અર્ણોરાજ, વિક્રમસિંહ, મલ્લિકાર્જુન, નવઘણ, ખેંગાર વિગેરે રાજાઓ સંબંધી થોડા ઘણા ઉલ્લેખો થયા છે જે ઇતિહાસમાં ઘણા ઉપયોગી થઇ પડે તેવા છે.

અન્ય અર્વાચીન કુમારપાલ પ્રબન્ધોમાં કુમારપાળના સમયમાં દેવબોધિ નામના વિદ્વાનનું આવવું અને કુમારપાલને જૈન ધર્મથી ઠગાવવા માટે બતાવેલ ચમત્કારોનું વર્ણન અને તેની સામે હેમચન્દ્રે બતાવેલ ચમત્કારોનો આમાં ઉલ્લેખ નથી. પણ દેવબોધ વિદ્વાન સિદ્ધરાજના સમયમાં ત્યાં આવ્યા અને રહ્યાનો ઉલ્લેખ છે. કુમારપાલની કુલદેવીએ બલિ ન આપવા બદલ તેને કરેલી પીડા અને હેમચન્દ્રે દેવીને આપેલી સજા વિષે પણ આમાં કંઇ ઉલ્લેખ નથી. ઉલટું એ સંબન્ધમાં એમ જણાવ્યું છે કે ચૈત્ર આસોજ ને માઘ મહીનાના ઉત્સવોમાં હિંસા રોકી રૂધીરના કર્દમો થતા અટકાવવાથી દેવીગણ હર્ષ પામ્યો. પ્રબન્ધમાં છોટી છોટી દરેક બનેલી વાતોના ઉલ્લેખો કર્યા છે જ્યારે ઉપર્યુક્ત વાતોનો ઇસારો પણ કર્યો નથી એથી જણાય છે કે જે જે વાતો બનેલી છે તેનું જ આ પ્રબન્ધમાં વર્ણન છે અને જે વાતો પાછલથી પ્રસિદ્ધ થઇ છે તે આમાં નથી.

પ્રબન્ધમાં હેમચન્દ્ર એમના ગુરૂ દેવચન્દ્ર અને દેવચન્દ્રના ગુરૂ પ્રદ્યુમ્નસૂરિનો નામોલ્લેખ છે, અને એમનો ગચ્છ 'ચન્દ્રગચ્છ' હોવાનું લખ્યું છે અને હેમચન્દ્રના પટ્ટધર તરીકે રામચન્દ્રસૂરિને જણાવ્યા છે. ખરૂં જોતાં 'ચન્દ્ર' એ ગચ્છ નહિ પણ 'કુલ' હતું. જે ગણ અથવા ગચ્છનું એ કુલ હતું તે ગણનું નામ 'કોટિકગણ' હતું અને એજ કારણથી અમોએ હેમચન્દ્રના ગુરૂ દેવચન્દ્રસૂરિને કોટિકગણના આચાર્ય કહ્યા છે.

પણ હેમચન્દ્ર પોતે ત્રિષષ્ઠિશલાકાપુરૂષચરિત્રની પ્રશસ્તિમાં પોતાના ગચ્છને 'પૂર્ણતલ્લ ગચ્છ' એ નામથી ઓલખાવે છે. આ ઉપરથી હેમચન્દ્રસૂરિનો ગચ્છ કોટિક કે પૂર્ણતલ્લ ? આ એક પ્રશ્ન ઉપસ્થિત થાય છે. એનું સમાધાન એ છે કે 'કોટિકગણ' એ એ પ્રાચીન અને મૂલ ગચ્છ છે, આ મૂલ ગચ્છમાંથી કાલાન્તરે અનેક અવાન્તર ગચ્છો ઉત્પન્ન થઇને જુદા જુદા નામોથી પ્રસિદ્ધ થયા છે. તેમાંનો જ હેમચન્દ્રસૂરિનો પૂર્ણતલ્લ ગચ્છ પણ એક અવાન્તર ગચ્છ છે.

કુમારપાલ ચરિત્ર મહાકાવ્ય અને બીજા ગ્રન્થો ઉપરથી હેમચન્દ્રની ગુરૂ પરમ્પરા નીચે મુજબ જાણવામાં આવી છે—

કોટિકગણ–વજ્રશાખા—

શ્રી દત્તસૂરિ
|
યશોભદ્રસૂરિ
|
પ્રદ્યુમ્નસૂરિ
|
ગુણસેનસૂરિ
|
દેવચન્દ્રસૂરિ
|
હેમચન્દ્રસૂરિ
|
રામચન્દ્રસૂરિ

મુનિ સોમચન્દ્રના કાશ્મીર ગમન પ્રસંગે પ્રબન્ધમાં જણાવ્યું છે કે 'સોમચન્દ્રે ખંભાતથી પ્રસ્થાન કરીને તેઓ રૈવતાવતાર નામના નેમિ ચૈત્યમાં ઠર્યા' આ 'રૈવતાવતાર તીર્થ' નો પાછલા લેખકોએ 'ગિરનાર તીર્થ' એવો અર્થ લીધો અને સોમચન્દ્રને ગિરનાર સુધી પહોંચાડ્યા છે અને ત્યાં પદ્મિની સ્ત્રીના સાંનિધ્યમાં મંત્રારાધન કર્યાનું વર્ણન કર્યું છે, આ એક ગેરસમજ છે, ખરી વાત તો એ જ છે કે 'રૈવતાવતાર' નામનું નેમિ ચૈત્ય ખંભાતની પાસે હતું, જેમાં ખંભાતથી વિહાર કરીને સોમચન્દ્રે પહેલું મુકામ કર્યું હતું અને રાત્રિ સમયે ધ્યાનમાં સરસ્વતીનો સાક્ષાત્કાર થયો હતો.

આ પ્રબન્ધમાં બીજી પણ અનેક વાતો વિચારણીય છે અને તે ઉપર લખવાની આવશ્યકતા પણ છે; છતાં સમયાભાવથી આની કે બીજા પ્રબન્ધોની પ્રત્યેક વાતોની આ પર્યાલોચનામાં ચર્ચા કરી નથી.

મુ૦ કેવરાદા, (મારવાડ)
તા. ૧૧–૮–૧૯૩૧

મુનિ કલ્યાણવિજય.

# પ્રબંધાદિ-અનુક્રમણિકા.










॥ न्यायांभोनिधि श्रीमद्विजयानन्दसूरिभ्यो नमः ॥

# श्री प्रभावकचरित्र.





સમસ્ત શાસનની ઉન્નતિ કરનાર એવા અર્હત્તત્વ ( અરિહંતપણા ) ની અમે સ્તુતિ કરીએ છીએ કે જેના પ્રસાદથી પૂર્વે ઘણા મહર્ષિઓ મોક્ષ-પદને પામ્યા.

સર્વ મંગલના વિકાસી, વૃષભ-ચિન્હ ( લક્ષણ ) ને ધારણ કરનાર, મન્મથને જીતનાર, ગણ ( સાધુ સમુદાય ) ના સ્વામી તથા [1]શંભુ ( સુખ કરનાર ) એવા શ્રી આદીનાથ તમને પાવન કરો.

હરિણના લાંછનયુકત, સાંસારિક ભોગસંપત્તિથી રહિત, લોકોના ત્રિવિધ તાપને હરનાર તથા અચલ સ્થિતિયુકત એવા મહાબલિષ્ઠ શ્રી શાંતિનાથ તમારૂં રક્ષણ કરો. ચંદ્રમા પણ મૃગલાંછન યુકત છતાં ન ભોગશ્રી એટલે આકાશમાં શોભા યુકત હોય છે. વળી તે લોકના સંતાપને ટાળનાર હોય છે, છતાં તેની સ્થિતિ ધ્રુવ ( નિશ્ચળ) હોતી નથી અને શાંતિપ્રભુ તો નિશ્ચળ સ્થિતિવાળા છે, એજ આશ્ચર્ય છે.

દશ અવતાર ( ભવ ) કરનાર, સુંદર અંજન સમાન કાંતિવાળા અમારૂં રક્ષણ

---

૧–શંકરના પક્ષમાં વૃષભના ચિન્હયુક્ત, કામદેવને બાળી નાંખનાર તથા ગણના સ્વામી.

કરો. શું તે લક્ષ્મીપતિ ? કે પ્રદીપ ? ના એ તો શ્રી પાર્શ્વનાથ ભગવંત સમજવા. કારણકે કૃષ્ણ દશ દશાર્હયુકત હતા અને કાજળ સમાન રમણીય કાંતિવાળા પણ હતા. તેમ દીપક પણ દશા-વાટયુકત અને અંજનયુકત હોય છે. માટે સમાનતા ઘટિત છે.

જેમની વાણીરૂપ ગોવજ ભવ્યોરૂપ ગોચરમાં ચરી-સંચરી કલ્યાણરૂપ અમૃત-દુધથી પાત્રને ભરી દે છે એવા ગોપતિ ( ગોવાળ ) રૂપ શ્રી વર્ધમાનસ્વામી તમારૂં રક્ષણ કરો.

ચોદ પૂર્વ અને દ્વાદશાંગીથી પ્રમોદ પમાડનાર વિબુધ કે દેવોને પૂજનીય અને બહુ પાદ-ચરણના ઉદયયુકત એવી વાણીની જેમણે રચના કરી, તે શ્રી ગૌતમ સ્વામીને હું સ્તવું છું.

જેમના પ્રસાદથી સત્પદો અને અર્થ ( ધન ) ની સંપત્તિ પ્રાપ્ત થાય છે, તે જીવને સંજીવની ઔષધિરૂપ એવી ભારતી અને લક્ષ્મીને હું નમસ્કાર કરૂં છું.

જેમણે આપેલ એક અર્થરૂપ કોટિગણી વૃદ્ધિને પામે, તે શ્રી ચંદ્રપ્રભસૂરિ મહારાજનો હું અનૃણી શી રીતે થઇ શકું ?

જે મિથ્યા આદર આપવામાં તત્પર રહી પરના દોષને પોતે ગુણરૂપ બનાવીને અમને દોષમાં રાખે છે. ( દોષથી અજ્ઞાત રાખે છે ), તે સજ્જન સ્તુતિપાત્ર શી રીતે હોઇ શકે ?

અથવા તો પરની સ્તુતિ કરવામાં આદર રહિત એવા દુર્જનો શું સ્તુતિપાત્ર છે ? કે જેઓ પરદોષથી અભ્યાસી બની અવસરે બીજાને ઉત્તેજીત કરે છે.

આ કળીયુગમાં પૂર્વે યુગપ્રધાન શ્રી હેમચંદ્રસૂરિ મહારાજે કુમારપાલ વિગેરે રાજાને પ્રતિબોધ પમાડવા માટે ત્રેસઠ શલાકા પુરૂષોના ચરિત્રો વર્ણવી બતાવ્યા છે, તેની સાથે શ્રુત કેવલીઓ, દશ પૂર્વધારીઓ અને શ્રી વજ્રસ્વામીનું ચરિત્ર પણ તેમણે બનાવેલ છે. તેમના નામરૂપ મંત્રનું ધ્યાન કરી, તેમના પ્રસાદથી ભાવના જાગ્રત થતાં, શ્રી વજ્રસ્વામી અને તેમની પછીના શાસનની ઉન્નતિ કરનાર એવા કેટલાક પ્રભાવક આચાર્યોના ચરિત્રો કે જે બહુશ્રુત મહાત્માઓ તેમજ પૂર્વના ગ્રંથોમાંથી કંઇક સાંભળી અને જોઇને હું તે રચવાનો પ્રયત્ન કરીશ. એ મારો પ્રયત્ન, પગે કનકાચલપર આરોહણ કરવાને ઇચ્છનાર જેમ જગતમાં હાંસીને પાત્ર થાય તેના જેવો છે.

શ્રી દેવાનંદના પ્રવર શિષ્ય શ્રી કનકપ્રભ અને આ ગ્રંથનું શોધન કરનાર શ્રી પ્રદ્યુમ્નમુનિવર જયવંત વર્તો.

---

# મંગળાચરણ.

આ ગ્રંથમાં શ્રી વજ્રસ્વામી, શ્રી આર્યરક્ષિત, શ્રી આર્યનંદિલ, શ્રીમાન્ કાલિકાચાર્ય, શ્રી પાદલિપ્તસૂરિ, શ્રી રૂદ્રદેવસૂરિ, શ્રી શ્રમણસિંહસૂરિ, શ્રી આર્યખપૂટાચાર્ય, પ્રભાવક શ્રી મહેંદ્રસૂરિ, શ્રી વિજયસિંહસૂરિ, શ્રીજીવદેવસૂરિ, શ્રી વૃદ્ધવાદીસૂરિ, શ્રી સિદ્ધસેનદિવાકર, શ્રીહરિભદ્રસૂરિ, શ્રીમલ્લવાદીસૂરિ, કવીંદ્ર શ્રી બપ્પભટ્ટિસૂરિ, શ્રીમાનતુંગસૂરિ, શ્રીમાનદેવસૂરિ, શ્રી સિદ્ધર્ષિસૂરિ, શ્રી વીરગણિ, વાદિ વેતાલના બિરૂદને ધારણ કરનાર શ્રી શાંતિસૂરિ, શ્રી ધનપાલ સહિત શ્રીમાન્ મહેંદ્રસૂરિ, ભોજસભામાં જય મેળવનાર શ્રી સૂરાચાર્ય, શ્રીમાન્ અભયદેવસૂરિ, કવીશ્વર શ્રી વીરાચાર્ય, શ્રી દેવસૂરિ તથા શ્રી હેમચંદ્રસૂરિ એ મુનીશ્વરોના ચરિત્રો કહેવામાં આવશે. એમના ગુણકીર્ત્તનમાં મારા જેવાની અલ્પ મતિ શું ચાલી શકે ? અથવા તો સાકરનો સ્વાદ લેતાં મુંગો માણસ પણ કલધ્વનિથી પોતાનો હર્ષ જાહેર કરે છે. એમના ચરિત્રરૂપ વૃક્ષોથકી પુષ્પ-સમૂહ એકત્ર કરીને ગુરૂવાણીના પ્રભાવથી હું તેની ઉત્કટ માળા ગુંથવાનો પ્રારંભ કરૂં છું. તેમાં આદિ મંગલરૂપ, સૌભાગ્ય-ભાગ્યના નિધાન એવા શ્રી વજ્રસ્વામીનું ચરિત્ર છે, હું તેનું યથામતિ વર્ણન કરૂં છું—

## ૧ श्री वज्रस्वामी प्रबंध.




થ્વીરૂપ તલાવડીના કમળ સમાન અવંતી નામે દેશ છે કે જેના ગુણગ્રામના રંગથી લક્ષ્મી અને સરસ્વતી બંને મિત્રતા કરીને ત્યાં રહેતી હતી. તે દેશમાં તુંબવન નામે એક સુખી નગર હતું કે જ્યાં નિવાસ કરવાને દેવતાઓ પણ ઉત્સુક થઇ રહ્યા હતા. તે નગરમાં ધન નામે એક શેઠ હતો કે જેના અપરિમિત દાનથી છતાયેલા કલ્પવૃક્ષો અને કામધેનુએ સ્વર્ગનો આશ્રય લીધો. એ શેઠનો ધનગિરિ નામે એક પુત્ર હતો કે જે અર્થી જનોની દુ:સ્થિતિરૂપ નાગરમોથનો ઉચ્છેદ કરવામાં મહાવરાહ સમાન અને રૂપમાં કામદેવ જેવો હતો. બાલ્યાવસ્થાથી જ તેનું મન, પંડિતોની જેમ વિવેકથી કુશળ બન્યું હતું. વળી મહાત્માઓના સંસર્ગથી તે પાણિગ્રહણ કરવાને ઇચ્છતો ન હતો.

હવે તે નગરમાં મહા ધનવાન્ **ધનપાલ** નામે એક વ્યવહારી વસતો હતો કે જેની લક્ષ્મી જોતાં લક્ષ્મીપતિ-કૃષ્ણે સમુદ્રનો આશ્રય લીધો. તેને **આર્ય-સામત** નામે પુત્ર હતો અને **સુનંદા** નામે પુત્રી હતી. એ બંનેનો સમાગમ ત્યાં લક્ષ્મી અને કૌસ્તુભ જેવો શોભારૂપ હતો. ત્યાં સુનંદાને યૌવન પામેલ જોઈને તેના પિતા ધનપાલે તેને માટે મહાગુણવાન્ **ધનગિરિ** વર ધારી લીધો. તેનો પુત્ર આર્યસમિત ગૃહવાસમાં વસતાં પણ વિનશ્વર ભોગોમાં વિરકત થઈને રહેવા લાગ્યો અને તેણે શ્રુતરૂપ ચંદનના મલયાચલરૂપ તથા નિર્વૃતિ-સ્થાનની નજીક પહોંચેલા એવા **શ્રી સિંહગિરિ** પ્રભુ પાસે દીક્ષા લીધી.

પછી એક દિવસે સુજ્ઞ **ધનપાલે** ધનગિરિને કહ્યું કે—‘ સાગર ને **રેવા** નદીની જેમ મારી **સુનંદા** પુત્રીનો તું સ્વીકાર કર. ’

ત્યારે ધનગિરિ બોલ્યો—‘ તમારા જેવા સહૃદય મિત્રો, તત્ત્વને જાણનાર એવા મને સંસારરૂપ કેદખાનાના બંધનમાં નાખે, એ શું ઉચિત કહેવાય ? ’

ધનપાલે કહ્યું—‘ હે ભદ્ર ! પૂર્વે ઋષભદેવ સ્વામી આ તૃણ સમાન ભોગ-કર્મને ભોગવીને ભવસાગરથી મુક્ત થયા. તો આ કાંઇ અનુચિત નથી, માટે હે માનિન્ ! મારૂં વચન તું માન્ય કર. ’

આ પ્રમાણે તેના આગ્રહથી પોતાનું મન વિરકત હોવા છતાં ધનગિરિએ તેનું વચન કબુલ રાખ્યું. પછી શુભ લગ્ને મોટા ઓચ્છવપૂર્વક તેણે સુનંદાનું પાણિગ્રહણ કર્યું અને ઈતર સામાન્ય મનુષ્યોને દુર્લભ એવા વિષયસુખને તે આસકિત રાખ્યા વિના ભોગવવા લાગ્યો.

એવામાં એકદા શ્રીગૌતમસ્વામીએ અષ્ટાપદ પર્વતના શિખરપર જે વૈશ્રમણ જાતિના એક દેવતાને પ્રતિબોધ આપ્યો હતો, તે દેવ પોતાનું આયુષ્ય ક્ષીણ થતાં સુનંદાની કુક્ષિરૂપ સરોવરમાં અવતર્યો, એટલે પોતાના મિત્રદેવોથી વિયોગ પામતાં તેમણે પૂર્વના દૃઢ પ્રેમને લીધે સુનંદાને શ્રેષ્ઠ સ્વપ્નો બતાવ્યાં.

આ વખતે અવસર મળવાથી પોતાને ધન્ય માનનાર ધનગિરિએ, પુત્રના અવલંબનથી સંતુષ્ટ થયેલ પત્ની પાસે વ્રત લેવાની અનુમતિ માગી, અને જીર્ણ દોરડીની જેમ પ્રેમબંધનને છેદીને, જાણે તેના પુણ્યયોગે ત્યાં પધાર્યા હોય એવા શ્રીસિંહગિરિની પાસે તે ગયો. ત્યાં લોચપૂર્વક સામાયિક ઉચ્ચરીને તેણે દીક્ષા ધારણ કરી અને નિરંતર દુસ્તપ તપ તપતાં પ્રસન્નતાથી તે ધનગિરિમુનિ કાળ નિર્ગમન કરવા લાગ્યા.

હવે અહીં સમય પૂર્ણ થતાં એકદા સુનંદાએ ઉત્તમ પુત્રરત્નને જન્મ આપ્યો. તેણે પોતાના તેજથી રત્નદીવાઓને પણ ઝાંખા પાડી દીધા. તે વખતે

સુનંદાના સંબંધીએ આનંદપૂર્વક પુત્રનો જન્મ-મહોત્સવ પ્રવર્ત્તાવ્યો, કે જે બાળકને જોવાથી દેવતાઓ પોતાના અનિમિષપણાને સાર્થક માનવા લાગ્યા. એવામાં મહોત્સવ વખતે કોઇએ બાળકને ઉદ્દેશીને કહ્યું કે—' હે બાલ ! જો તારા પિતાએ દીક્ષા લીધી ન હોત, તો આ મહોત્સવમાં ભારે આનંદ આનંદ ઉછળી રહેત. '

એ પ્રમાણે સાંભળતાં પૂર્વના દેવભવના જ્ઞાનાંશથી તે બાળક સંજ્ઞીની જેમ વિચારવા લાગ્યો કે—' અહો ! મારા પિતાએ ચારિત્ર લીધું, તેથી તે મહા ભાગ્યશાળી કહેવાય. વળી મારે પણ સંયમથીજ ભવનો નિસ્તાર થશે.' એમ ધારી તેમાં તેણે બાળપણાને ઉચિત રૂદનરૂપ ઉપાય શોધી કહાડ્યો, અને રોવાનું શરૂ કર્યું, તે અનેક રીતે બોલાવતાં, સ્નાન કે અંગ દાબતાં, અશ્વ કે હાથી બતાવતાં અને બીજા પણ અનેક કૌતુકથી લોભાવતાં પણ છાનો ન રહ્યો. કારણ કે જે કપટનિદ્રાથી જાગતો સુતો હોય, તે કેમ બોલે ? ત્યારે સુનંદા કંટાળીને ચિંતવવા લાગી કે—' આ બાળક તો સર્વ રીતે દૃષ્ટિને આનંદ આપે તેવો છે, પરંતુ મોટેથી રૂદન કરીને એ જે કંટાળો આપે છે, તેથી મારૂં મન ભારે દૂભાય છે. એ રીતે છસો વર્ષ તુલ્ય છ મહિના વ્યતીત થઇ ગયા.

એવામાં સિંહગિરિ ગુરૂ વિચરતા વિચરતા તે નગરમાં પધાર્યા. ત્યાં ગોચરીને માટે જતા એવા ધનગિરિ મુનિને તેમણે પક્ષીઓના શબ્દજ્ઞાનના નિમિત્તથી જાણીને કહ્યું કે—' હે મુનિ ! આજે સચિત્ત, અચિત્ત કે મિશ્ર જે કાંઇ દ્રવ્ય ( વસ્તુ ) મળે, તે સર્વ વિચાર કર્યા વિના તમારે લઈ લેવું. '

ગુરૂનું એ વચન માન્ય કરીને ધનગિરિ મુનિ આર્યસમિતસહિત, પવિત્ર બુદ્ધિથી પ્રથમ જ સુનંદાના ઘરે ગયા. ત્યાં તેમનો **ધર્મલાભ** શબ્દ સાંભળતાં કેટલીક સખીઓ આવીને સુનંદાને કહેવા લાગી—' આ ધનગિરિ મુનિને તું પુત્ર આપી દે. ' એટલે તે પ્રથમથી જ ભારે કંટાળી ગઇ હતી, તેથી પુત્રને છાતી પર લઇને સુનંદા કહેવા લાગી—' આ રૂદન કરતા તમારા પુત્રે મને આકુળ વ્યાકુળ કરી મૂકી છે, માટે એને લઇને તમે તમારી પાસે રાખો, તેમ કરતાં જો એ સુખી રહેશે, તો તેટલેથી જ હું સંતોષ પામીશ. '

ત્યારે ધનગિરિ મુનિ સ્પષ્ટ રીતે બોલ્યા—' હે ભદ્રે ! હું મારા પુત્રને ગ્રહણ કરીશ, પરંતુ સ્ત્રીનું વચન પંગુની જેમ બરાબર ચાલતું નથી, તો ભવિષ્યમાં કોઇ પ્રકારનો વિવાદ થવા ન પામે, તેને માટે આ બાબત સાક્ષીઓ રાખવાની જરૂર છે. બસ, હવે આજથી તારે પુત્રને માટે કાંઇ કહેવું નહિં. '

સુનંદા બહુ કંટાળી ગઇ હતી, તેથી તેણે કહી દીધું કે—' આ બાબતમાં આર્યસમિત મુનિ અને આ મારી સખીઓ સાક્ષી છે. હવે પછી હું કંઇ પણ બોલવાની નથી. ' એટલે પાપના બંધરહિત તથા રાગાદિ આંતર શત્રુને દૂર

કરનાર એવા ધનગિરિ મુનિ, રૂદનથી વિરામ પામેલ અને ભારે સંતુષ્ટ થયેલા તે બાળકને સુનંદાને બતાવી, પોતાની ઝોળીમાં નાખી, ગૃહાંગણથી બહાર નીકળતાં ભારથી ભુજાને વાંકી વાળતા તે ગુરૂ મહારાજની પાસે આવ્યા. એવામાં વાંકા વળીને આવતા તેમને જોતાં ગુરૂ તેમની સન્મુખ આવ્યા અને તેમની ભુજામાંની ઝોળી ગુરૂએ પોતાના હાથમાં લઇ લીધી, એટલે તેમાં વજન લાગવાથી ગુરૂ બોલ્યા—'હે મુનિ ! આ વજ્ર જેવું તમે શું લાવીને મારા હાથમાં મૂક્યું ? મેં તો હાથમાંથી એને મારા આસન પર મૂકી દીધેલ છે.' એમ કહીને ગુરૂએ, સાધુઓના મુખરૂપ ચંદ્રકાંતમણિને અમૃતસ્રાવના કારણરૂપ અને ચંદ્રમા સમાન કાંતિવાળા તે બાળકને જોયો. એટલે ગુરૂએ તે બાળકનું **વજ્ર** એવું નામ આપ્યું અને સાધ્વીઓના ઉપાશ્રયમાં તે શ્રાવિકાઓને સોંપ્યો. પછી પોતે ત્યાંથી અન્યત્ર વિહાર કરી ગયા.

હવે ગુરૂભક્તિ અને તે બાળકના ભાગ્ય-સૈભાગ્યથી વશ થયેલ શ્રાવિકાઓ, દુગ્ધપાન વિગેરે શુશ્રૂષાથી, પોતાના બાલક કરતાં પણ અધિક વાત્સલ્ય લાવીને વજ્રને ઉછેરવા લાગી અને રાત્રે સાધ્વીઓના ઉપાશ્રયમાં વસ્ત્રનું પારણું બાંધીને તેમાં તેને આનંદપૂર્વક ઝુલાવતી હતી. ત્યાં રહેતાં તે વિચક્ષણ બાળક, સાધ્વીઓએ વારંવાર આવૃત્તિ કરેલ અગીયારે અંગ સાંભળીને શીખી ગયો.

પછી તે કંઇક વિશેષ આકારથી સુશોભિત થયેલ બાળકની પરિચર્યા કરવા માટે સુનંદા પણ ત્યાં આવી, અને તે બાળકને જોતાં તેનાપર તેને મોહ ઉત્પન્ન થયો. એટલે તેણે સાધ્વીઓ પાસે પ્રાર્થના કરી કે—'આ બાળક મને આપો.'

ત્યારે સાધ્વીઓ બોલી—'વસ્ત્ર અને પાત્ર સમાન આ ગુરૂની થાપણ કહેવાય, તો અમારાથી એ બાળક તને કેમ આપી શકાય ? તારે અહીં આવીને જ એ બાળકનું લાલન પાલન કરવું; પરંતુ ગુરૂની અનુમતિ વિના એને તારે પોતાના ઘરે ન લઇ જવો.'

એવામાં એકદા ગુરૂ મહારાજ ત્યાં આવ્યા. એટલે સુનંદાએ ગૃહસ્થની જેમ પતિની પાસે પોતાના બાળકની માગણી કરી. ત્યારે ધનગિરિ મુનિએ તેને સમજાવતાં કહ્યું કે—'હે ધર્મજ્ઞે ! રાજાના આદેશની જેમ, સજ્જન પુરૂષના વચનની જેમ અને કન્યાના દાનની જેમ મહાજનો એકજ વચની હોય છે; પરંતુ બાળકના વસ્ત્રની જેમ તેઓ વચન સ્વીકારીને મૂકી દેતા નથી, અથવા તો હે ભદ્રે ! તું વિચાર કર કે આ બાબતમાં આપણા સાક્ષીઓ પણ છે.'

એમ મુનિએ સમજાવ્યા છતાં નિર્વિચારપણે તેણે જ્યારે પોતાનો કદાગ્રહ ન મૂક્યો; ત્યારે સંઘના પ્રધાન પુરૂષોએ તેને મધુર વચનથી બહુ બહુ સમજાવી; છતાં તે વચનનો સ્વીકાર ન કરતાં સુનંદા રાજાની પાસે ગઇ, એટલે રાજાએ સંઘ

સહિત સાધુઓને બોલાવ્યા. એટલે ત્યાં ન્યાયાધિકારમાં નિયુક્ત અધિકારીઓએ તેમના બંને પક્ષોની હકીકત બરાબર પૂછી લીધી અને તેમનો પરસ્પર કોલકરાર સાંભળતાં તેઓ ન્યાયયુકત ચુકાદો આપતાં મુંઝવણમાં પડી ગયા. તેમણે વિચાર કર્યો કે—' એક તરફ જેના ઉપકારનો બદલો કોઇ રીતે વળી ન શકે એવી માતા પોતે પુત્રની માગણી કરે છે અને બીજી બાજુ તીર્થંકરોએ પણ માન્ય કરેલ એવો શ્રી સંઘ બાળકને માગે છે. '

પછી છેવટે રાજાએ પોતે વિચાર કર્યો કે—' આ બાળક પોતાની ઇચ્છાનુસાર જેની પાસે જાય, તે એને લઈ જાય, બીજો વિવાદ કરવાનું અહીં કાંઇ પ્રયોજન નથી. ' એમ ધારીને એ બાબતમાં રાજાએ પ્રથમ તે બાળકની માતાને આજ્ઞા કરી. એટલે સુનંદાએ રમકડાં, તેમજ મધુર મીઠાઇ વિગેરે બતાવીને બાળકને પોતાની પાસે બોલાવવાનો પ્રયત્ન કર્યો, તથા તેને અનેક પ્રકારે લલચાવ્યો; પરંતુ બાળક તેની પાસે ન જતાં ત્યાંને ત્યાંજ ઉભો રહ્યો, ત્યારે રાજાએ તેના પિતા ધનગિરિ મુનિને આજ્ઞા કરી. એટલે રજોહરણ ઉંચે કરીને તેણે નિર્દોષ વચનથી જણાવ્યું કે—' હે વત્સ ! જો તને તત્ત્વનું જ્ઞાન હોય અને ચારિત્રની ભાવના હોય, તો કર્મરૂપ રજને દૂર કરવા માટે આ રજોહરણ ગ્રહણ કર. ' એમ સાંભળતાં મૃગની જેમ કુદકો મારીને તે બાળક તેમના ઉત્સંગમાં આવ્યો અને ચારિત્રરૂપ રાજાના ચામર સમાન તે રજોહરણ તેણે લઇ લીધું. તે વખતે મંગલધ્વનિપૂર્વક સમસ્ત વાજિંત્રોના નાદ સાથે તરત જયજયારવ પ્રગટ થયો. આથી રાજાએ શ્રી સંઘની પૂજા કરી. પછી શ્રાવક સમુદાયથી પરવરેલા શ્રીગુરૂ પોતાના સ્થાનેઆવ્યા.

આ બધું જોતાં સુનંદાએ વિચાર કર્યો કે—' મારા ભ્રાતા, આર્યપુત્ર ( પતિ ) અને પુત્ર પણ મુનિ થયા, તો હવે મારે પણ સંયમનું શરણ લેવું ઉચિત છે. '

હવે વજ્ર ત્રણ વરસનો છતાં વ્રતની ઇચ્છાથી તે સ્તનપાન કરતો ન હતો. તેથી ગુરૂ મહારાજે દીક્ષા આપી અને તેની માતા સહિત તેને ત્યાં મૂકયો. સાધ્વીઓના ઉપાશ્રયમાં તે આઠ વરસનો થયો, ત્યારે સિંહગિરિ ગુરૂ પોતાના પરિવાર સહિત વિહાર કરીને અન્યત્ર ચાલ્યા. અપ્રતિબંધપણે તેઓ ઇર્યાસમિતિપૂર્વક વિચરવા લાગ્યા.

એવામાં પર્વતની નજીકની ભૂમિમાં તે બાળમુનિ વજ્રને જોઇને તેની પરીક્ષા કરવા તેના પૂર્વભવના, મિત્ર જૃંભક દેવોએ વૈક્રિય મેઘમાળા પ્રગટ કરી, એટલે મયૂરોના કેકારવથી મિશ્ર થયેલ સારસ પક્ષીઓના સ્વરથી મધુર બનેલ નાદ શ્રોત્રેંદ્રિયને સુધાસ્વાદ જેવો થઇ પડયો. તે વખતે નિરંતર ઉત્કટરીતે પ્રગટ થઇ ખડખડ કરતા જળપ્રવાહથી ઓતપ્રોત થયેલ પૃથ્વી જાણે જળથીજ બનાવેલ હોય તેવી ભાસવા લાગી. આવા સમયે અપકાય જીવોની વિરાધનાને ન ઇચ્છતા ગુરૂ

મહારાજ એક વિશાળ ગિરિગુહામાં બેસી રહ્યા. એમ ઘોર ઘનાઘન કોઇ રીતે વિરામ ન પામ્યો, એટલે જ્ઞાનધ્યાનથી તૃપ્ત થયેલા મુનિઓ ઉપવાસી થઇને રહેવા લાગ્યા. તે વખતે જગત–જીવનના પોષણને માટે શંકા પામેલ સૂર્ય પણ વિશ્વમાં રસની સ્થાપના કરવા માટે પ્રગટ રીતે ઉદય પામ્યો, એવામાં સાગરમાંથી જળ લાવીને પૃથ્વીને પૂરી દેવા પછી મેઘ પણ માર્ગના શ્રમથી પથિક જેમ વિસામો લે, તેમ તે વિરામ પામ્યો, એટલે વજ્રમુનિના સુંદર વ્રતથી સંતુષ્ટ થયેલા દેવતાઓએ વણિક બનીને પારણા માટે તેને નિમંત્રણ કર્યું, એટલે ત્રણ એષણામાં ઉપયોગ રાખનાર અને આહારમાં આદર રહિત એવા વજ્રમુનિ ગુરૂની અનુમતિ લઇને ત્યાં આહાર વ્હોરવા ગયા. તે વખતે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવનો તેમણે ઉપયોગ દીધો. તો દ્રવ્યથી કોળાનો પાક જોવામાં આવ્યો, ક્ષેત્રથી **માલવ** દેશ હતો, અને કાળ ગ્રીષ્મઋતુ હતી, પણ ભાવનો વિચાર કરતાં તે દેવતા નીવડયા. તેમના ચરણન્યાસ પૃથ્વીતલનો સ્પર્શ કરતા ન હતા અને તેમની પુષ્પમાળા અમ્લાન હતી. આથી વજ્રમુનિ વિચારવા લાગ્યા કે—' અમો ચારિત્રધારીઓને દેવપિંડ કલ્પે નહિં, એમ ધારી તેમણે આહારનો નિષેધ કર્યો. તેથી દેવો પરમ હર્ષને પામ્યા અને પોતે પ્રગટ થઇને, સદ્વૃત્તના તેજથી સૂર્ય સમાન દેદીપ્યમાન એવા વજ્રમુનિને તેમણે વંદન કર્યું.

પછી ગુરૂ મહારાજ સાથે તેમણે અન્યત્ર વિહાર કર્યો. એવામાં એકદા પ્રથમની જેમ તે દેવોએ વજ્રમુનિને ઘેબરનું નિમંત્રણ કર્યું. ત્યાં પણ જ્ઞાનોપયોગથી તેમણે નિષેધ કર્યો એટલે દેવોએ પ્રસન્ન થઇને તેમને આકાશગામિની વિદ્યા આપી કારણ કે તેવા ભાગ્યવંત સત્પુરૂષોને જગતમાં કાંઇ દુર્લભ નથી.

હવે એક દિવસે શ્રીગુરૂ મહારાજ થંડિલભૂમિએ ગયા અને શુભ એષણામાં ઉપયોગવાળા એવા ગીતાર્થ મુનિઓ બધા ગોચરીએ ચાલ્યા ગયા હતા. એટલે વજ્રમુનિને અવકાશ મળ્યો તેથી બાલ્યભાવની ચપળતાથી તેમણે બધા મુનિઓના ઉપકરણો નામવાર ભૂમિપર સ્થાપન કરી, ગુરૂએ સ્વમુખે પ્રકાશેલ એવા શ્રુતસ્કંધના સમૂહની મહાઉદ્યમથી પ્રત્યેક વાચના આપવી શરૂ કરી. એવામાં શ્રીમાન સિંહગિરિ મહારાજ વસતિની નજીકમાં આવ્યા અને મેઘના જેવો વજ્રમુનિનો ગંભીર શબ્દ તેમના સાંભળવામાં આવ્યો જે સાંભળતાં તેમણે વિચાર કર્યો કે–' શું મુનિઓ આવીને આ શાસ્ત્રાધ્યયન કરે છે ? ' ત્યાં એક વજ્રમુનિના શબ્દો ધારીને તેમને ભારે સંતોષ થયો. તરતજ તેમણે ચિંતવ્યું કે–' અહો ! આ ગચ્છ ધન્ય છે કે જ્યાં આવા બાળમુનિ પંડિત છે. ' પછી આ વજ્રમુનિ ક્ષોભ ન પામે એમ ધારી તેમણે ઉંચા અવાજે **નિસ્સિહીનો** ઉચ્ચાર કર્યો એટલે ગુરૂનો શબ્દ સાંભળતાં વજ્રમુનિ પણ ઉપકરણોને યથાસ્થાને મુકીને લજ્જા અને ભય પામતા તે ગુરૂની સન્મુખ આવ્યા, અને તેમના ચરણ પુંજી, પ્રાસુક જળથી પખા-

લીને વજ્રમુનિએ તે પાદોદકને વંદન કર્યું, આવા તેના વિનયને જોતાં ગુરૂએ અત્યંત હર્ષપૂર્વક તેમની સામે જોયું. પછી ‘ વૈયાવૃત્યાદિકમાં આ લઘુ મુનિની અવજ્ઞા ન થાય ’ એમ વિચારીને ગુરૂએ શિષ્યોને કહ્યું. કે—‘ હવે અમે વિહાર કરીશું. ’

એમ સાંભળતાં મુનિઓ કહેવા લાગ્યા—‘ હે પ્રભો ! અમને વાચના કોણ આપશે ? ’

ગુરૂ બોલ્યા—‘ આ વજ્રમુનિ તમને વાચના આપીને સંતોષ પમાડશે. ’ એટલે તેમણે વિચાર કર્યા વિના ગુરૂનું વચન કબુલ કર્યું. અહો ! એવા સ્વગુરૂ-ભકત શિષ્યોને વારંવાર નમસ્કાર છે.

પછી પડિલેહણ કરીને તે મુનિઓ વજ્રમુનિ પાસે આવ્યા, એટલે તેમણે તેમને વાચના આપવાનો પ્રારંભ કર્યો, વિના પ્રયાસે તેમણે શાસ્ત્રનું રહસ્ય એવી રીતે સમજાવવા માંડયું કે મંદબુદ્ધિ પણ જે સ્હેલાઇથી સમજી શકે.

હવે કેટલાક દિવસ પછી આચાર્ય મહારાજ ત્યાં આવ્યા એટલે મુનિઓ તેમની સન્મુખ ગયા. ગુરૂએ વાચના સંબંધી બધો વૃત્તાંત પૂછયો ત્યારે તે બધા સાથે મળીને કહેવા લાગ્યા કે—‘ આપ પૂજ્યશ્રીના પ્રસાદથી અમને વાચનાનું ભારે સુખ થઇ પડયું. તો હવે સદાને માટે વજ્રમુનિજ અમારા વાચનાચાર્ય થાઓ.

એમ સાંભળતાં ગુરૂ બોલ્યા—‘ એમ ધારીને એ મુનિના અદ્દ્ભુત ગુણ-ગૌરવ તમને જણાવવા માટેજ મેં વિહાર કર્યો હતો. ’ અહીં ગુરૂના આગમન સુધીમાં વજ્રમુનિએ તપસ્યા વિધાનથી સંશુદ્ધિ યુકત વાચનાપૂર્વક આગમનો અભ્યાસ કરી લીધો. પછી ગુરૂ પોતે **દશપુર**માં જઇ વજ્રમુનિને શેષ શ્રુતનો અભ્યાસ કરવા માટે **અવંતી**માં આદર સહિત શ્રી **ભદ્રગુપ્તસૂરિ** પાસે મોકલ્યા. ગુરૂની આજ્ઞાથી ત્યાં જતાં તેમણે રાત્રે નગરની બહાર નિવાસ કર્યો.

એવામાં અહીં ગુરૂએ હર્ષપુર્વક પોતાના શિષ્યોને સ્વપ્નની વાત જણાવી કે—‘ દુગ્ધપૂર્ણ મારૂં પાત્ર કોઇ અતિથિ આવીને પી ગયો. તેથી સમસ્ત દશપુર્વનો અભ્યાસ કરનાર કોઇ આવશે. ’ એમ તે બોલતા હતા, તેવામાં વજ્રમુનિ તેમની સમક્ષ આવી વંદન કરીને ઉભા રહ્યા. એટલે ગુરૂએ તેમને પોતે ભણેલ સમગ્ર શ્રુતનો અભ્યાસ કરાવ્યો. અનુક્રમે અભ્યાસ કરાવીને ભદ્રગુપ્તસૂરિએ તે સિદ્ધાંતની અનુજ્ઞા માટે તેમને પુનઃ ગુરૂ પાસે મોકલ્યા.

એવામાં પૂર્વભવના મિત્ર દેવોએ જ્ઞાનથી જાણીને વજ્રમુનિની આચાર્ય પ્રતિષ્ઠા અવસરે અદ્દ્ભુત મહોત્સવ કર્યો. ત્યાં શુભ લગ્ને ગુરૂ મહારાજે સર્વ અનુયોગની અનુજ્ઞા આપી અને પ્રમોદપૂર્વક સર્વ જિનેશ્વરોના તેજ–તત્ત્વને તેમનામાં સ્થાપન કર્યું.

હવે ગુરૂ મહારાજે સ્વર્ગ—ગમન કરતાં શ્રી વજસ્વામી પ્રભુ **પાટલીપુત્ર** નામના નગરના ઉદ્યાનમાં આવીને સમોસર્યા. ત્યાં એકદા તેમણે પોતાનું કુરૂપ બનાવીને ધર્મનું વ્યાખ્યાન આપ્યું. ત્યારે લોકો કહેવા લાગ્યા કે—'અહો ! આ ગુણને અનુરૂપરૂપ નથી.' પછી બીજે દિવસે સુંદર રૂપથી તેમણે ધર્મોપદેશ કર્યો. એટલે લોકો કહેવા લાગ્યા કે—'અહો ! નગરને ક્ષોભ ન થાય, એવા ભયથી આચાર્ય મહારાજે પોતાનું કુરૂપ બનાવ્યું હતું.'

હવે અહીં સાધ્વીઓ પાસે વજસ્વામીના ગુણગ્રામના ગાનથી **ધનશ્રેષ્ઠીની રૂકિમણી** નામે કન્યા પ્રથમથીજ તેમના ભારે આદરયુક્ત અનુરકત થઈ બેઠી હતી. તેણે પોતાના પિતાને જણાવ્યું કે—'હે તાત ! મારૂં એક સત્ય વચન સાંભળો. મને શ્રીવજસ્વામી સાથે પરણાવો, નહિ તો મારે અગ્નિનું શરણ લેવું પડશે.' એટલે પોતાની પુત્રીના આવા આગ્રહથી શતકોટિ ધન સહિત પોતાની પુત્રીને લઇને ધન શેઠ વજસ્વામી પાસે આવ્યો ત્યાં અંજલિ જોડીને તેણે સૂરિને વિનંતિ કરી કે—'તમને મારી પુત્રી પતિ કરવાને ઇચ્છે છે. એ રૂપ અને યૌવનયુક્ત છે, માટે એનો સ્વીકાર કરો, તેમજ જીવન પર્યંત દાન અને ભોગથી પણ ક્ષીણ ન થાય, તેટલું આ ધન ગ્રહણ કરો. હું તમારા ચરણો ધોઉં છું.'

એમ સાંભળતાં શ્રીવજસૂરિ કહેવા લાગ્યા કે—'હે શ્રેષ્ઠિન્ ! તમે તો સરલ લાગો છો. પોતે સાંસારિક બંધનમાં બંધાઇને દૂર રહેલા બીજાઓને પણ બંધનમાં નાખવા ઇચ્છો છો. વળી હે ભદ્ર ! રેણુંથી રત્નરાશિ, તૃણથી કલ્પવૃક્ષ, ગર્તાકુક્કુરથી ગજેંદ્ર, કાકથી રાજહંસ, માતંગગૃહથી રાજ મ્હેલ અને ક્ષાર જળથી અમૃતની જેમ કુદ્રવ્ય અને વિષયાસ્વાદથી તમે મારા તપનું હરણ કરવા ઇચ્છો છો. વિષયો તો તરત અનાયાસે ઇંદ્રિયોને વિકસિત કરે છે અને મહા ભોગોયુકત ધન તો કેવળ આત્માને બંધનમાંજ નાંખે છે. તો એ તમારી પુત્રી જો મારામાં અનુરકત હોય અને છાયાની જેમ મને અનુસરવા માગતી હોય, તો મેં સ્વીકારેલ જ્ઞાન—દર્શન યુકત વ્રતને ધારણ કરે.' એ પ્રમાણે સાંભળતાં અભિલાષારૂપ વિષ દૂર થવાથી રૂકિમણી પ્રતિબોધ પામી અને સંયમ લઇને તે સાધ્વીઓની પાસે રહી. તે વખતે **આચાર**ાંગસૂત્રમાં રહેલ **મહાપરિજ્ઞા** નામના અધ્યયનમાંથી શ્રી વજસ્વામીએ **આકાશ**ગામિની વિદ્યા ઉધૃત કરી.

એવામાં એકદા વૃષ્ટિના અભાવે ત્યાં ભયંકર દુષ્કાળ આવી પડયો, જેથી પૃથ્વીપર સચરાચર પ્રાણીઓનો અધિક નાશ થવા લાગ્યો. તે વખતે સીદાતા શ્રી સંઘે આવીને શ્રી વજસ્વામીને નિવેદન કર્યું કે—'હે સ્વામિન્ ! અમારૂં રક્ષણ કરો.' એટલે શ્રીવજસૂરિએ તેમની એ વાત ધ્યાનમાં લીધી. પછી તરતજ હર્ષપૂર્વક એક પટ વિસ્તારી તેનાપર શ્રી સંઘને બેસારીને તે ગગનગામિની વિદ્યાના બળે દેવની જેમ આકાશ માર્ગે ચાલ્યા. તે વખતે શય્યાતર ત્યાં ઘાસની શોધ કરવા

ગયો હતો. એટલે પાછળથી તેણે આવીને કહ્યું કે—' હે પ્રભો ! મારો પણ ઉદ્ધાર કરો. ' ત્યારે વજ્રસૂરિએ તેને પણ સાથે લઇ લીધો. પછી તરતજ એક સુખી દેશમાં આવેલ મહાપુરી કે જ્યાં બૌધ ધર્માનુયાયી રાજા અને લોકો વસતા હતા, ત્યાં બધા આવી પહોંચ્યા, એટલે સુકાળ અને રાજ્યના સુખથી શ્રી સંઘ ત્યાં સુખ પૂર્વક રહેવા લાગ્યો.

એવામાં સર્વ પર્વોમાં ઉત્તમ એવા શ્રી **પર્યુષણાપર્વ**ના દિવસો આવ્યા. ત્યારે રાજાએ પ્રતિકૂલ થઇને પુષ્પોનો નિષેધ કર્યો એટલે જિનપૂજાની ચિંતામાં આકુળ વ્યાકુળ થઇને શ્રી સંઘે વજ્રસ્વામીને વિજ્ઞપ્તિ કરી. તેથી સુજ્ઞશિરોમણિ અને ઉજ્વળ કીર્ત્તિધારી એવા શ્રી વજ્રસ્વામી આકાશમાર્ગે ઉડીને **માહેશ્વરી** નગરીપર આવ્યા. ત્યાં તેમના પિતાનો મિત્ર એક ગુણજ્ઞ માળી બગીચામાં હતો. તે **કુલસિંહ** નામના આરામિક શ્રી વજ્રસ્વામીને જોઈ, વંદન કરીને કહેવા લાગ્યો—' હે નાથ ! મને કંઇક કાર્ય ફરમાવો. '

ત્યારે ગુરૂ બોલ્યા—' હે આર્ય ! સુંદર પુષ્પોનું મારે કામ છે, તે કરી આપો.'

એટલે માલિકે કહ્યું—' તમે પાછા ફરો, ત્યારે લેતા જજો. ' એમ સાંભળી વજ્રસૂરિ ત્યાંથી ક્ષુદ્ર હિમવંત પર્વતપર **લક્ષ્મીદેવી** પાસે ગયા. ત્યાં ધર્મલાભરૂપ આશિષથી તેને આનંદ પમાડીને તેમણે પોતાનું કાર્ય જણાવ્યું. એટલે લક્ષ્મીદેવીએ પોતાના હાથમાં રહેલ સહસ્રપત્ર કમળ જિનપૂજાને માટે તેમને અર્પણ કર્યું. તે લઇને વજ્રસ્વામી પિતાના મિત્ર પાસે આવ્યા. તેણે વીશ લાખ પુષ્પો તેમને અર્પણ કર્યાં. તે બધાં વૈક્રિય વિમાનમાં લઇને સૂરિ પોતાના નગરમાં આવ્યા. ત્યાં જૃંભક દેવતાઓએ આકાશમાં રહીને સંગીત–મહોત્સવ કર્યો, એટલે દિવ્ય વાજિંત્રો વાગતાં આકાશ એક શબ્દમય થઇ ગયું. એવામાં ઓચ્છવ કરતાં દેવોને પોતાની ઉપર આવતા જોઇને બૌદ્ધ લોકો ભારે ચમત્કાર પામ્યા અને કહેવા લાગ્યા કે—' અહો ! આપણા ધર્મનો મહિમા તો જુઓ, કે દેવતાઓ આવે છે. ' ત્યાં તો દેવો તેમના દેખતાં જિનમંદિરમાં ચાલ્યા ગયા.

પછી જિનેશ્વર ભગવંતની પૂજા કરીને શ્રાવકો બધા પરમ પ્રમોદ પામ્યા અને પર્યુષણા પર્વના દિવસે શ્રીગુરૂ મહારાજ પાસે તેમણે ધર્મોપદેશ સાંભળ્યો. આ ચમત્કાર જોઈ રાજા સંતુષ્ટ થઇને ગુરૂ મહારાજ પાસે આવ્યો. એટલે વજ્રસૂરિએ તેને પ્રતિબોધ પમાડયો, જેથી બૌદ્ધ લોકો બધા અધોમુખ થઇ ગયા.

હવે એકદા સ્વામી વિચરતા વિચરતા દક્ષિણદિશામાં ગયા. ત્યાં કોઈ સ્થળે શુદ્ધ ભૂમિભાગયુક્ત ઉદ્યાનમાં તેમણે નિવાસ કર્યો. તે વખતે શ્લેષ્મરોગને દૂર કરવા માટે તેઓ સુંઠનો કટકો લાવ્યા અને વાપરતાં બાકી રહેલ તે સુંઠનો કટકો તેમણે પોતાના કાનપર મૂકી દીધો. પછી સંધ્યાકાળે પડિલેહણ કરતાં મુહપત્તીથી

કાનના પડિલેહણમાં તે નીચે પડયો. તે જોતાં તેમણે વિચાર કર્યો કે—અહો ! મને વિસ્મૃતિનો ઉદય થયો, તેથી હવે આયુષ્ય ક્ષીણ થઇ ગયેલ લાગે છે. તો પૂર્વના દુષ્કાળ કરતાં પણ અધિક દુષ્કાળ પ્રાપ્ત થશે. ' પછી વજ્રસ્વામીએ ગચ્છની સંભાળ માટે વજ્રસેન મુનિને આદેશ કરીને મોકલ્યા. એટલે પોતાના મન સમાન મનોહર એવા **કુંકણ** દેશ તરફ તે હળવે હળવે ચાલ્યા. ત્યાં દુષ્કાળને લીધે ભિક્ષા ન પામતા સાધુઓને તેમણે વિદ્યાપિંડથી ભોજન કરાવીને કહ્યું કે—' બાર વરસ સુધી નિરંતર એ વિદ્યાપિંડનું ભોજન કરવું પડશે. માટે અનશન કરવા લાયક છે. ' એમ સાંભળતાં મુનિઓ તેમનો મનોભાવ જાણીને ત્યાં રહેવા લાગ્યા.

હવે શ્રી વજ્રસ્વામી સાધુઓ સહિત કોઈ પર્વતપર ચાલ્યા. ત્યાં માર્ગે જતાં એક ગામમાં તેમને એક શિષ્ય મળ્યો. તેમનો વૃત્તાંત જાણવામાં આવતાં તે પરમ વૈરાગ્ય પામ્યો. અને ચિંતવવા લાગ્યો કે—' આ શિષ્ય ચિરંજીવી રહો, ' એમ ધારી ગુરૂ મને મુકીને ચાલ્યા લાગે છે. તેમણે મને નિઃસત્વ જોયો, તો હું પ્રભુની પાછળ શા માટે નહિ જાઉં ? ' એમ ધારીને તેણે તપ્ત પાષાણપર **પાદપોપગમન** અનશન કર્યું. એટલે મધના બિંદુની જેમ તરત તેનો દેહ ઓગળી ગયો. તેના મરણ પામતાં દેવોએ મહોત્સવ કર્યો. ત્યારે વજ્રસ્વામીએ યતિઓની આગળ તે શિષ્યનું એ મહાસત્વ કહી સંભળાવ્યું. જે સાંભળતાં બધા મુનિઓ પરમ વૈરાગ્ય પામ્યા, અને ત્યાં શરીરને શાંત-સ્થિર કરીને નિર્જીવ ભૂમિપર અલગ અલગ બેસી ગયા.

એવામાં કોઇ પ્રત્યનીક દેવી ત્યાં ઉપસર્ગ કરવાને આવી. અને મધ્યરાત્રે દિવસ બતાવીને તે તેમને દહીં આપવા લાગી. એટલે ત્યાં અપ્રીતિ થાય તેવું સમજીને તે મુનિઓ બીજા કોઇ શિખરપર ગયા. જેમને જીવન અને મરણમાં આકાંક્ષા ન હોય, તેમને દેવતાઓ શું કરવાના હતા ? પછી તેઓ યથાયોગ પ્રાણનો ત્યાગ કરીને દેવલોકમાં ગયા. તેમજ અચિંતનીય વૈભવવાળા એવા શ્રી વજ્રસ્વામી પણ સ્વર્ગે ગયા. તેમનું મરણ જાણવામાં આવતાં પૂર્વભવના સ્નેહને લીધે ઇંદ્ર ત્યાં આવ્યો અને તેણે પોતાનો રથ ચોતરફ ફેરવ્યો. ત્યાં ગહન વૃક્ષોને ઉખેડી, પૃથ્વીને સમાન કરીને તે દેવતાઓ સહિત ક્ષણવાર ઉભો રહ્યો. ત્યારથી તે પર્વત **રથાવર્ત** એવા નામથી પ્રસિદ્ધ થયો. કારણકે મહાપુરૂષોથી જે ખ્યાતિ પામે, તે અચલતાને પામે છે.

હવે વજ્રસેન મુનિ **સોપાર** નામના નગરમાં ગયા. ત્યાં **જિનદત્ત** શેઠની **ઇશ્વરી** નામે પ્રિયા પોતાના ચાર પુત્રો સહિત રહેતી હતી. સમર્થ ગુરૂ મહારાજની શિક્ષાને માથે ચઢાવનાર તે મુનિ એ શ્રાવિકાના ઘરે ગયા. એટલે ચિંતામણિ સમાન તેમને આવતા જોઇને તે પરમ હર્ષ પામી અને કહેવા લાગી કે—' હે પ્રભુ ! આજે અમે એવો વિચાર કર્યો છે કે—' કષ્ટની કલ્પનાથી લક્ષમૂલ્યનું

પાયસ તૈયાર કરેલ છે. દ્રવ્યની સંપત્તિ છતાં અન્નના અભાવે અવશ્ય મરણ નીપજે છે, માટે એ તૈયાર કરેલ પાયસમાં વિષમ વિષ નાખવાનું છે. એવામાં પુણ્યયોગે અત્યારે આપ પૂજ્યનું પવિત્ર દર્શન થયું, તેથી અમે કૃતાર્થ થયા. હવે પારલૌકિક કાર્ય કરવાની અમારી ધારણા છે.'

એ પ્રમાણે સાંભળતાં ગુરૂશિક્ષાથી ચમત્કાર પામેલ મુનિ બોલ્યા—' હે ધર્મશીલ શ્રાવિકા ! વજ્રસ્વામી ગુરૂએ નિવેદન કરેલ વચન સાંભળ—' લક્ષમૂલ્ય પાયસ એક સ્થળે જોવામાં આવતાં સુકાળ થશે માટે વૃથા એ ભોજનને વિષમિશ્રિત ન કર.'

ત્યારે તે કહેવા લાગી—' હે પ્રભુ ! અમારાપર પ્રસાદ કરીને આ ભોજન સ્વીકારો.' એમ કહીને તેણે મુનિને તે ઉત્તમ ભોજન વ્હોરાવ્યું. એવામાં સંધ્યા થતાં દરિયામાર્ગે પ્રશસ્ત ધાન્યથી ભરેલા વ્હાણુ ત્યાં આવી ચડયાં. જેથી તરત સુકાળ થયો. આથી પરિવાર સહિત તે શ્રાવિકા ચિંતવવા લાગી કે—' અહો ! ખોટી રીતે આપણું મરણ થઇ જાત. તો હવે જિનધર્મના બીજરૂપ સદ્‌ગુરૂ શ્રી વજસેન મુનિ પાસે દીક્ષા લઇને આપણે આપણા જીવિતવ્યનું ફળ કેમ ન લઇએ ?' એમ ધારીને **નાગેંદ્ર નિર્વૃતિ, ચંદ્ર** અને **વિદ્યાધર** એ પોતાના ચાર પુત્રો સાથે તેણે દીક્ષા લીધી. તે ચારે કંઇક ન્યૂન દશ પૂર્વધારી થયા. તેમના નામના ગચ્છો હજી પણ અવનીપર જયવંત વર્તે છે, તે ચારે જિનાધીશ–મતનો ઉદ્ધાર કરવામાં ધુરંધર હતા. તે તીર્થમાં અદ્યાપિ તેમની પૂજનીય મૂર્તિઓ વિદ્યમાન છે.

એ પ્રમાણે દેવતાઓને પણ સ્તુતિ કરવા લાયક અને જિન–ઉપનિષદ્‌ના કંઇપણ તત્ત્વરૂપ, સંપત્તિના હેતુરૂપ અને ભવસાગરથી નિસ્તાર પામવાને સેતુરૂપ એવું આ શ્રી વજ્રસ્વામીનું ચરિત્ર ભવ્યાત્માઓને આનંદ આનંદ આપો અને યાવચ્ચંદ્ર દિવાકરૌ જયવંત વર્તો.

**શ્રીચંદ્રપ્રભસૂરિ**ના પટ્ટરૂપ સરોવરમાં હંસ સમાન તથા **શ્રીરામ** અને લક્ષ્મીના પુત્ર **શ્રીપ્રભાચંદ્રસૂરિ**એ મનપર લેતાં **શ્રીપ્રદ્યુમ્નસૂરિ**એ તપાસીને શુદ્ધ કરેલ ( નિર્મળ કરેલ ), શ્રી પૂર્વ મહર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલમાં આ શ્રી વજ્રસૂરિના ચરિત્રરૂપ પ્રથમ શિખર સંપૂર્ણ થયું.

જેમની મૂર્તિ અષ્ટાપદની શોભાયુક્ત છે, જેમની દિવ્ય શોભા વિમલાચલની જેમ તારનાર છે, જેમની નિર્દોષ મતિ દુ:ખી પ્રાણીઓને સુખ આપનાર છે, જેમનો પ્રભાવ, દુર્જનોનું સ્તંભન કરનાર છે, જેમનું ચિત્ત ઉજ્જયંતમાં સ્થિતિ કરનાર અને જેમનો યશ સુંદર અને અનુપમ છે, તથા જે અગણિત ગુણથી જયવંત વર્તે છે એવા હે શ્રી પ્રદ્યુમ્નસૂરિ ! તમેજ તીર્થરૂપ છો.

**ઇતિ શ્રી વજ્રસ્વામી–પ્રબંધ.**





# ( २ ) श्री आर्यरक्षित–प्रबंध.



જેમનો કહેલ ધર્મ આંતરિક શત્રુઓનું જડમૂલથી નિકંદન કરે છે, એવા શ્રીમાન્ આર્યરક્ષિત ભવ્યાત્માઓનું નિરાબાધપણે રક્ષણ કરો. અમૃત સમાન જેમનું ચરિત્ર કહેવાને બુધજનો પણ અસમર્થ છે, તો કૌશલ્ય રહિત મારી મતિ તેમાં શું ગતિ કરી શકે ? તથાપિ તેમના ગુણોથી આકર્ષાઇને હું, તિમિર ( અજ્ઞાન ) સમૂહનો નાશ કરવામાં સૂર્ય સમાન એવા શ્રી આર્યરક્ષિતસૂરિનું ચરિત્ર રચું છું.

સદા આનંદની બહુલતાથી અમરાવતીને પરાભવ પમાડનાર તથા **અવંતિ** રૂપ કાંતાની કટિમેખલા સમાન **દશપુર** નામે નગર છે. ત્યાં નવીન ચંદ્રમા સમાન **ઉદાયન** નામે રાજા કે જે કલંકસહિત અંધકાર–દોષને અગમ્ય તથા અક્ષીણકળાવાળો હતો. ત્યાં પુરોહિતના પદથી પ્રતિષ્ઠા પામેલ, વિશિષ્ટ બુદ્ધિવાળો, વર્ણમાં ઉત્તમ, કુળમાં શ્રેષ્ઠ, ક્રિયામાં શ્રદ્ધા ધરાવનાર અને કલાનિધિ એવો **સોમદેવ** નામે પુરોહિત હતો કે જેણે પોતાના બુદ્ધિબળથી બધા શત્રુઓને શાંત પાડી દીધા હતા, તેથી સેના સમૂહ તો માત્ર રાજ્યની શોભા માટેજ હતો. તેની **રૂદ્રસોમા** નામે પ્રિયા હતી કે જેણે પ્રિય વચનપૂર્વક અર્થી જનોને મનોવાંછિત દાન આપવાથી તેમના દારિદ્રયને દૂર કરી દીધું હતું. તેમને બે પુત્રો ઉત્પન્ન થયા. તેમાં પ્રથમ **આર્યરક્ષિત** અને બીજો **ફલ્ગુરક્ષિત** હતો. પુરોહિતે તે બંનેને અંગસહિત વેદ ભણાવ્યા. પોતાના વિનીત પુત્રો પાસે પોતાની સમૃદ્ધિને કોણ છુપાવે ? છતાં શાસ્ત્રામૃતને વિષે અતૃપ્ત રહેલ આર્યરક્ષિત પોતે વિદ્વાન થયા છતાં તે કરતાં અધિક ભણવાની ઇચ્છાથી તે **પાટલીપુત્ર** નગરમાં ગયો. ત્યાં દિવ્ય બળની સ્ફૂર્ત્તિથી અલ્પ કાળમાં ભારે બુદ્ધિશાળી એવા તેણે ગુપ્ત વેદોપનિષદનો પણ અભ્યાસ કરી લીધો. પછી ઉપાધ્યાયની અનુજ્ઞા મેળવીને તે સ્વભૂમિ તરફ પાછો ફર્યો અને અશ્વારૂઢની જેમ તે પોતાના નગરના પાદરે પહોંચ્યો. ત્યારે પુરોહિતે રાજાને નિવેદન કરતાં વૃત્તાંત જાણીને રાજા પોતે હસ્તીપર આરૂઢ થઇને તેની સામે આવ્યો અને મહોત્સવપૂર્વક તેણે આર્યરક્ષિતને નગરમાં પ્રવેશ કરાવ્યો.

ત્યાં વૃદ્ધ કુલીન કાંતાઓએ પ્રતિગૃહે આપેલ શુભ આશિષો સાંભળતાં પાછલા પહોરે તે પોતાના આવાસના આંગણે આવ્યો.

હવે **રૂદ્રસોમા** તેની માતા જીવાજીવાદિકના નવતત્ત્વના વિસ્તારને જાણનાર શ્રાવિકા હતી. તે વખતે એ સામાયિકમાં હોવાથી, ઉત્કંઠાયુક્ત અને જમીનસુધી મસ્તક નમાવીને પ્રણામ કરતા પુત્રને જોઇને પણ તેણે સામાયિક ભંગના ભયને લીધે આશિષથી વધાવ્યો નહિ. આથી અત્યંત ખેદ પામેલ ધીમાન્ આર્યરક્ષિત વિચાર કરવા લાગ્યો કે—'અભ્યાસ કરેલ બહુ શાસ્ત્ર પણ મારે તુચ્છ જેવું છે કે જેથી મારી માતા તો સંતોષજ ન પામી.' એમ ધારીને તે કહેવા લાગ્યો કે—'હે માતા ! તને કેમ સંતોષ ન થયો ?'

ત્યારે તે બોલી—'દુર્ગતિને આપનાર તારા એ અભ્યાસથી હું શી રીતે સંતુષ્ટ થાઉં ?

ત્યારે આર્યરક્ષિતે કહ્યું—'તો હવે વિલંબ કર્યા વિના મને આજ્ઞા કરો કે જે અભ્યાસથી તને સંતોષ થાય, તે કરૂં. બીજા કાર્યનું મારે શું પ્રયોજન છે ?'

એમ સાંભળતાં હર્ષના રોમાંચને ધારણ કરતી અને પુત્રવતી પ્રમદાઓમાં પોતાને પ્રધાન માનતી એવી રૂદ્રસોમા કહેવા લાગી કે—'હે વત્સ ! ચોતરફથી પ્રગટ થતા ઉપદ્રવને નષ્ટ કરનાર તથા અન્ય મતાવલંબીઓના જાણવામાં ન આવેલ એવા જિનભાષિત **દૃષ્ટિવાદ**નો તું અભ્યાસ કર.'

દૃષ્ટિવાદનું નામ સાંભળી આર્યરક્ષિત વિચારવા લાગ્યો કે—'અહો ! **દૃષ્ટિવાદ** એ નામ પણ કેવું સુંદર છે. માટે હવે મારે એજ અવશ્ય કરવાનું છે.' એમ નિશ્ચય કરીને તેણે કહ્યું કે—'સર્વ તીર્થોમાં શિરોમણિ એવી હે માતા ! મને તેનો અધ્યાપક બતાવો કે જેથી તેની પાસે હું સત્વર અભ્યાસ શરૂ કરૂં.'

ત્યારે રૂદ્રસોમા કહેવા લાગી કે—'વિનયના સ્થાન હે વત્સ ! તારા હું ઓવારણા લઉં, હવે સાવધાન થઇને તું સાંભળ—અબ્રહ્મ અને પરિગ્રહના ત્યાગી, મહાસત્ત્વવંત, પોતાના અંતરમાં પરમાર્થબુદ્ધિ ધરાવનાર, સદ્જ્ઞાનના નિધાન એવા જૈનમુનિ **તોસલિ** પુત્ર એ ગ્રંથના જ્ઞાતા છે, તે અત્યારે તારા ઇક્ષુવાટક ( શેલડીના વાડા ) માં છે. તો હે નિર્મળમતિ ! તેમની પાસે તું એ ગ્રંથનો અભ્યાસ કર, કે જેથી તારા ચરિત્રથી મારી કુક્ષિ શીતલ થાય.'

એમ સાંભળતાં 'પ્રભાતે જઇશ.' એમ કહીને તે અભ્યાસની ઉત્કંઠામાં તેણે રાત ગાળી. પછી પ્રભાત થતાં તે બહાર નીકળ્યો. એવામાં અર્ધમાર્ગે તેના પિતાનો એક બ્રાહ્મણ મિત્ર તેને સન્મુખ મળ્યો. તે આર્યરક્ષિત માટે શેલડીના સાડાનવ સાંઠા સ્કંધપર લઇ આવતો હતો. તેણે નમસ્કાર કરતાં આર્યરક્ષિતને પ્રીતિપૂર્વક આલિંગન આપ્યું. અને કહ્યું—'તું પાછો ઘરે ચાલ.'

ત્યારે તે બોલ્યો—' માતાના આદેશથી હું જઇને પાછો સત્વર આવીશ. તમે હમણા મારા બંધુને સંતુષ્ટ કરવા ઘરે જાઓ. ' એમ કહીને તે આદરપૂર્વક ઇક્ષુવાડા તરફ ચાલ્યો. જતાં જતાં આર્યરક્ષિત વિચારવા લાગ્યો કે—' અહો ! આ શ્રેષ્ઠ દ્રઢ નિમિત્તથી એ ગ્રંથોના હું સાડાનવ અધ્યાય અથવા પરિચ્છેદ અવશ્ય પામી શકીશ. પણ તે કરતાં અધિક તો નિશ્ચય ન જ પામું. ' પછી પ્રભાતના સંધ્યા સમયે ત્યાં મુનિઓના સ્વાધ્યાય-ધ્વનિથી અદ્વૈત શબ્દ સાંભળતાં તે ઉપાશ્રયના દ્વાર પાસે બેસી ગયો. ત્યાં જૈનમતના વિધિથી તે તદ્દન અજ્ઞાત હોવાથી ' હવે શું કરવું ? તેનો ખ્યાલ ન આવવાથી તે જડ જેવો બની ગયો. એવામાં આચાર્ય મહારાજને વંદન કરવા આવનાર એક **ઢડ્ઢર** નામે શ્રાવક તેના જોવામાં આવ્યો. તેની પાછળ પાછળ રહીને તેની માફક તે મહામતિએ પણ વંદનાદિક કર્યું. કારણ કે તેવા સુજ્ઞોને શું દુષ્કર હોય ? સર્વ સાધુઓને વંદન કર્યા પછી અશિક્ષિતપણાને લીધે તેણે શ્રાવકવંદન ન કર્યું. કારણકે ન જણાવેલ કેટલું જાણી શકાય ? તે વખતે એ લક્ષણાથી આચાર્ય મહારાજે તેને નવીન જાણીને આદરથી પૂછ્યું કે—' હે ભદ્ર ! તને ધર્મની પ્રાપ્તિ ક્યાંથી થઇ ? '

ત્યારે તે ઢડ્ઢર શ્રાવકને બતાવતાં બોલ્યો કે—' આ ઉત્તમ શ્રાવકથી જ. ' એમ તે કહે છે, તેવામાં એક મુનિએ તેને ઓળખી લીધો, અને જણાવ્યું કે—' ગઇ કાલે રાજાએ મહોત્સવપૂર્વક જેને નગરમાં પ્રવેશ કરાવ્યો તે આ પુરોહિતનો અને રૂદ્રસોમા શ્રાવિકાનો પુત્ર છે. એ ચતુર્વેદી (ચાર વેદને જાણનાર) અને સમસ્ત મિથ્યાત્વીઓમાં મુખ્ય છે. એનું અહીં આગમન સંભવતું નથી, છતાં શા કારણે એ અહીં આવેલ છે તે સમજાતું નથી.

એવામાં આકુળતા લાવ્યા વિના આર્યરક્ષિતે માતાનું કથન સંભળાવ્યું. જે સાંભળતાં તેના ચરિત્રથી ચમત્કાર પામેલ ગુરૂમહારાજ ચિંતવવા લાગ્યા કે—' આ વિપ્ર કુલીન અને આસ્તિક છે, પણ એનો માર્દવગુણ કુળને અનુચિત છે, વળી એમાં સુકૃતાચાર સંભવિત હોવાથી એ જૈન ધર્મને ઉચિત છે. ' પછી શ્રુતમાં ઉપયોગ દેતાં, પૂર્વના પાઠને ઉચિત તથા શ્રી વજ્રસૂરિ પછી તેને ભાવી પ્રભાવક સમજીને આચાર્ય મહારાજ બોલ્યા કે—' હે ભદ્ર ! જૈન દીક્ષા વિના દૃષ્ટિવાદ અપાય નહિ, કારણ કે વિધિ સર્વત્ર સુંદર હોય છે. '

ત્યારે આર્યરક્ષિત કહેવા લાગ્યો કે—' હે ભગવન્ ! પૂર્વે મારા નવ સંસ્કાર થઇ ગયા છે, હવે જૈનેંદ્ર સંસ્કારથી આપ મારા શરીરને અલંકૃત કરો; પરંતુ એ સંબંધમાં મારે કંઇક કહેવાનું છે, તે આપ લક્ષ્ય પૂર્વક સાંભળો, મિથ્યા મોહથી લોકો બધા મારા અનુરાગી છે, તેમજ એ વૃત્તાંત રાજાના જાણવામાં આવતાં તે પણ કદાચ દીક્ષાને મૂકાવે; કારણકે અજ્ઞ સ્વજનોની મમતા દુસ્ત્યજ છે. માટે

પોતાના બાળકરૂપ મને પ્રસન્ન થઇને દીક્ષા આપતાં આપને અન્ય દેશમાં વિચરવું પડશે; કારણ કે તેથી શાસનની લઘુતા ન થાય. '

એ વાકયનો સ્વીકાર કરતાં ગુરૂ મહારાજે સાર્વજ્ઞ મંત્રથી મંત્રીને તેના મસ્ત કપર વાસક્ષેપ નાખ્યો, અને પૂર્વના અભિલાષિ આર્યરક્ષિતના કલેશની જેમ કેશનો સામાયિકવ્રતના ઉચ્ચારપૂર્વક લોચ કર્યો. તેણે ગૃહસ્થવેષ ઇશાન ખૂણે તજી દીધો એટલે ગુરૂએ તેને શ્વેતવસ્ત્ર પહેરાવીને યતિવેષથી યોજિત કર્યો. પછી નવદીક્ષિત આર્યરક્ષિતને આગળ કરીને તેમણે તરતજ અન્યત્ર વિહાર કર્યો. ત્યાં ગુરૂમહારાજે તેને મૂલ સહિત અંગોપાંગાદિક ગ્રંથો ભણાવ્યા અને તેવા તેવા તપો વિધાનથી તેમને કેટલાક પૂર્વો પણ ભણાવ્યા. તેમણે પૂર્વો સહિત શાસ્ત્રોનો અભ્યાસ કર્યો હિતાહિત જાણવામાં કુશળ થયા. વિનય પૂર્વક પોતાના આચારને પાળવા લાગ્યા અને વ્રતના સ્વરૂપને પણ તેઓ બરાબર સમજી શકયા.

પછી શેષ પૂર્વોનો અભ્યાસ કરવા માટે ગુરૂ મહારાજે તેમને ઉજ્જયિની નગરીમાં શ્રી વજ્રસ્વામી પાસે મોકલ્યા એટલે ગીતાર્થ મુનિઓની સાથે આર્ય-રક્ષિત ત્યાં ગયા અને તે વખતે તેમણે શ્રી **ભદ્રગુપ્ત** સૂરિના ઉપાશ્રયમાં પ્રવેશ કર્યો એટલે તેમને બરાબર ઓળખી તેમણે આલિંગન પૂર્વક ભેટીને કહ્યું કે— ' હે પૂર્વાભિલાષી આર્યરક્ષિત ! તને કુશળ છે ? આ મારી અંતિમ અવસ્થામાં તું મારો સહાયક થઇને મને મદદ કર, કારણકે કુલીન પુરૂષોની એવી સ્થિતિ હોય છે.

એટલે આર્યરક્ષિત મુનિએ તે કબુલ કર્યું અને તે ભદ્રગુપ્તસૂરિની એવી ઉપાસના સેવા કરવા લાગ્યા કે જેથી તે સૂર્યના ઉદયાસ્તને પણ જાણતા નહિ.

એકદા પરમ સમાધિમાં લીન થયેલા ભદ્રગુપ્ત સૂરિએ હર્ષપૂર્વક આર્યર-ક્ષિત મુનિને કહ્યું કે—' હે વત્સ ' તારા વૈયાવચ્ચથી હું ક્ષુધા તૃષાનો ખેદ પણ જાણતો નથી, તેથી જાણે આ લોકમાંજ મને દેવલોક પ્રાપ્ત થયેલ હોય તેમ સમજું છું. હવે તને મારે કંઇક ગુપ્ત કહેવાનું છે. તો સાવધાન થઇને સાંભળ—' શ્રી વજ્ર સ્વામીની પાસે તારે અભ્યાસ તો કરવો; પરંતુ હંમેશાં તું અલગ ઉપાશ્રયમાં આહાર પાણી અને શયન કરજે; કારણ કે તેમની મંડળીમાં એકવાર પણ જે આ-હાર કરે અને રાત્રે તેમની પાસે શયન કરે, તેનો તેમની સાથે નાશ થાય. તું પ્રભા વક અને આર્હત શાસનરૂપ મહાસાગરનો કૌસ્તુભમણિ સમાન છે. વળી સંઘનો તું આધાર થવાનો છે, માટે મારૂં આ વચન માન્ય કરજે. એમ હું ઇચ્છું છું.'

ત્યારે સૂરિમહારાજના ચરણે શિર નમાવી, નિશ્ચય કરીને તેમણે કહ્યું કે— ' હે પ્રભો ! એ આપનું વચન મારે કબુલ છે. ' કારણકે વિનીત શિષ્યોની એવીજ સ્થિતિ હોય છે.

પછી શ્રી ભદ્રગુપ્તસૂરિ કાલધર્મને પામ્યા. એટલે આર્યરક્ષિત શ્રીવજ્રસૂરિ પાસે અભ્યાસ કરવા ચાલ્યા; એવામાં અહીં વજ્રસ્વામીએ સ્વપ્ન જોયું અને પોતાના શિષ્યોને તેમણે જણાવ્યું કે—'આજે પાયસથી સંપૂર્ણ ભરેલ પાત્રથી મેં આવેલ અતિથિને પારણું કરાવ્યું, એટલે તેમાં અલ્પમાત્ર શેષ રહ્યું, તો એ સ્વપ્નનો વિચાર કરતાં મને લાગે છે કે—આજે કોઈ પ્રાજ્ઞ અતિથિ મારી પાસે આવીને સમગ્ર શ્રુત ગ્રહણ કરશે જેથી અલ્પમાત્ર બાકી રહેશે.'

એ પ્રમાણે વજ્રસ્વામી બોલતા હતા, તેવામાં આર્યરક્ષિત ત્યાં આવ્યા; કારણકે મહાપુરૂષે જોયેલ સ્વપ્ન અવશ્ય સત્વર ફળદાયક થાય છે. ત્યાં અપૂર્વ અતિથિને જોઇ સ્વાગત કરવાની ઇચ્છાથી ઉભા થઈને વજ્રસૂરિએ નમસ્કાર કરતા આર્યરક્ષિતને કહ્યું કે—'હે ભદ્ર ! તમે ક્યાંથી આવો છો ?'

ત્યારે આર્યરક્ષિત બોલ્યા—'હે પ્રભો ! હું શ્રીમાન્ તોસલિપુત્ર આચાર્ય પાસેથી આવું છું.'

એમ સાંભળતાં વજ્રસૂરિ બોલ્યા—'શું તમે આર્યરક્ષિત છો ? શેષ પૂર્વનો અભ્યાસ કરવા અહીં અમારી પાસે આવ્યા છો ? પણ પાત્ર સંથારો વિગેરે તમારા ઉપકરણો ક્યાં ? તે લઇ આવો, આજે તમને અમારા અતિથિ થયા છો, તેથી ગોચરી વ્હોરવા ન જશો, અહીંજ આહારપાણી કરીને તમે અધ્યયન શરૂ કરો.'

એટલે આર્યરક્ષિત કહેવા લાગ્યા—'મેં અલગ ઉપાશ્રય માગી લીધેલ છે. તો આહારપાણી અને શયન ત્યાંજ કરીશ અને આપની પાસે અભ્યાસ ચલાવીશ.'

ત્યારે વજ્રસ્વામી બોલ્યા—'અલગ રહેનારથી અભ્યાસ કેમ થઈ શકે?'

એટલે આર્યરક્ષિત મુનિએ શ્રીભદ્રગુપ્ત ગુરૂએ કહેલ વચન કહી સંભળાવ્યું, ત્યારે અહો ! એમ છે ?' એમ બોલતાં વજ્રસ્વામીએ શ્રુતમાં ઉપયોગ આપ્યો. પછી તેમણે જણાવ્યું કે—'મારી સાથે આહાર અને શયન કરવાથી ગુરૂના કહ્યા પ્રમાણે સાથે અંત થાય, એ વચન સૂરિમહારાજ ઉચિત બોલ્યા છે. માટે હવે એમજ થાઓ.'

પછી વજ્રસૂરિ તેમને પૂર્વનો અભ્યાસ કરાવવા લાગ્યા. એમ કરતાં દશમા પૂર્વનો અર્ધભાગ તેમણે શરૂ કર્યો, એ ગ્રંથમાં મુશ્કેલીથી અભ્યાસ કરી શકાય તેવા ભાંગા, દુર્ગમ ગમક, દુષ્કર પર્યાય અને સમાન શબ્દોના જવિક હતા. તેમાં ચોવીશ જવિકનો તેમણે અભ્યાસ કરી લીધો, પરંતુ અભ્યાસ કરતાં તેમને ભારે શ્રમ પડવા લાગ્યો.

હવે અહીં આર્યરક્ષિત મુનિની માતા રૂદ્રસોમા વિચારવા લાગી કે—'અહો ! વિચાર કર્યા વિના કામ કરવા જતાં મને પોતાનેજ તેના પરિણામે પરિ-

તાપરૂપ ફળ મળ્યું. હૃદયને આનંદ આપનાર, ધીમાન, તથા શીલવડે શીતલ એવા આર્યરક્ષિત સમાન પુત્રને મંદબુદ્ધિવાળી મેં હાથે કરીને મોકલી દીધો. આ તો ઉદ્યોતની ઇચ્છા કરતાં મને અંધકારની પ્રાપ્તિ થઇ એ આશ્ચર્ય જેવું થયું, માટે તેને બોલાવવા માટે હવે ફલ્ગુરક્ષિતને મોકલું.' એમ ધારીને તેણે સરલ એવા સોમદેવ પુરોહિતને પૂછયું ત્યારે તે બોલ્યો કે—' હે ભદ્રે ! તારૂં કરેલ મારે પ્રમાણ છે. માટે તને યોગ્ય લાગે, તેમ કર.'

પછી તેણે પોતાના બીજા પુત્રને મોકલતાં ભલામણ કરી કે—' હે વત્સ ! તું તારા ભાઇ પાસે જા અને મારૂં કથન તેને નિવેદન કર કે, માતાએ તને બંધુ સમાગમથી રહિત કરીને મોહ તજાવ્યો, પરંતુ વાત્સલ્ય-ભાવને તો જિનેશ્વરોએ પણ માન્ય કરેલ છે, કારણકે ગર્ભમાં રહેતાં પણ શ્રીવીર પ્રભુએ માતાની ભક્તિ સાચવી. માટે હવે સત્વર આવીને માતાને તારૂં મુખ બતાવ; નહિ તો મારે પણ તારા માર્ગનો આશ્રય લેવો પડશે અને તે પછી તારા પિતા તેમજ પુત્ર, પુત્રી વગેરેને માટે પણ એજ રસ્તો છે. વળી કદાચ તારે સ્નેહ-ભાવના ન હોય, તો ઉપકાર-બુદ્ધિથી એકવાર હર્ષપૂર્વક આવીને મને કૃતાર્થ કર. હે વત્સ ! માર્ગ અને દેહમાં યત્નયુક્ત થઇને તું જા અને એ પ્રમાણે કહેજે. તારા શરીરના ભાગ્યપર અમે જીવનારા છીએ."

એમ માતાનું વચન સાંભળતાં નમ્ર ફલ્ગુરક્ષિતે પોતાના બંધુ પાસે જઇને જનનીનું કથન તેને કહી સંભળાવ્યું કે—માતાને વિષે વત્સલ આવો તારા જેવો બંધુ કોણ હશે? કારણ કે કુળ લજ્જાને લીધે તારા પિતાએ તો મને કંઇ પણ આક્રોશ-વચન સંભળાવ્યુંજ નથી. તો હે વત્સ ! ત્યાં સત્વર ચાલ અને તારૂં સ્વચ્છમુખ મને બતાવ, કે તારા દર્શનામૃતથી તૃપ્ત થયેલ હું તૃષ્ણા રહિત થાઉં. હે બંધો ! આપણી માતા રૂદ્રસોમાએ મારા મુખથી તને એ પ્રમાણે કહેવરાવ્યું છે. માટે પ્રસાદ લાવીને હે માતૃવત્સલ ! તું સત્વર ચાલ.'

બંધુનું એ વચન સાંભળતાં આર્યરક્ષિત મુનિ વૈરાગ્યથી કહેવા લાગ્યા કે— ' હે ફલ્ગુરક્ષિત ! આ ક્ષણભંગુર સંસારમાં મોહ કેવો? અથવા તો કયો સુજ્ઞ પોતાના અધ્યયનમાં અંતરાય કરે ? અસાર વસ્તુને બદલે સાર વસ્તુનો ત્યાગ કરવાની કોઇ ઇચ્છા ન કરે. તું જો મારાપર સ્નેહ ધરાવતો હોય, તો મારી પાસે રહે અને તે દીક્ષા વિના ન રહેવાય તેમ હોવાથી તું દીક્ષા ધારણ કરી લે.'

ત્યારે તેણે તે પ્રમાણે કબુલ કરતાં આર્યરક્ષિત મુનિએ પોતાના બંધુને તરત દીક્ષા આપી, કારણ કે સારા કામમાં કોણ વિલંબ કરે ?

હવે આર્યરક્ષિત પોતે ભારે બુદ્ધિશાળી છતાં જવિક-અધ્યયન પાઠથી તે

અત્યંત કંટાળી ગયા એટલે તેમણે શ્રીવજ્રસ્વામીને કહ્યું કે—' હે ભગવાન્ ! હજી કેટલું અધ્યયન બાકી છે ? '

ત્યારે ગુરૂ બોલ્યા—' તમારે પૂછવાની શી જરૂર છે ? અભ્યાસ કર્યા કરો. ' આથી તે પુનઃ અભ્યાસ કરવા લાગ્યા.

પછી કેટલોક વખત વ્યતીત થયા બાદ તેમણે ગુરૂને ફરી પૂછ્યું. એટલે શ્રી વજ્રસૂરિએ કહ્યું કે—' તમે તો હજી સરસવ જેટલું ભણ્યા છો અને મેરૂ જેટલું બાકી છે, માટે મારૂં એક વચન સાંભળો. સંબંધીઓના અલ્પ મોહને લીધે તમે જે પૂર્વના અધ્યયનને તજવા ધારો છો, તે કાંજીથી દુધ, લવણથી કપૂર, કસુંબાથી કુંકુમ, ચણોઠીથી સુવર્ણ, ક્ષારભૂમિથી રત્નખાણ અને ધતુરાને બદલે ચંદનનો ત્યાગ કરવા જેવું કરો છો. માટે અભ્યાસ કરો. શ્રુતસાગરના મધ્ય ભાગને પામતાં સદ્જ્ઞાન–શક્તિરૂપ રત્નો અનાયાસે ફળરૂપે પામી શકશો. '

એમ સાંભળતાં કેટલાક દિવસ સુધી તેમણે ભારે પરિશ્રમથી અભ્યાસ કરવા માંડ્યો. એવામાં તેમના લઘુ બંધુએ માતા પાસે આવવાની પ્રેરણા કરી, એટલે પ્રયાસથી અત્યંત કંટાળી ગયેલા આર્યરક્ષિત મુનિએ વજ્રસ્વામી પાસે અનુજ્ઞા લેતાં જણાવ્યું કે—' હે સ્વામિન્ ! સંબંધીના સમાગમ માટે ઉત્કંઠિત:બનેલા આ સેવકને મોકલવાની કૃપા કરો. તેમને ભેટયા પછી હું અભ્યાસ કરવાને સત્વર આવીશ. '

એ પ્રમાણે આર્યરક્ષિતનું વચન સાંભળતાં તેમણે શ્રુતમાં ઉપયોગ આપ્યો, તેથી જાણવામાં આવ્યું કે—' એ ફરી આવતાં મને મળી શકશે નહિ, કારણ કે મારૂં આયુષ્ય બહુજ અલ્પ છે. એટલો અભ્યાસ કરવાનીજ એની યોગ્યતા છે. તેથી દશમું પૂર્વ તો અવશ્ય મારી પાસેજ રહી જશે, એમ ધારીને તેમણે કહ્યું કે—' હે વત્સ ! તું જા. તારૂં દુષ્કૃત મિથ્યા થાઓ. અત્યારે તારા જેવો ધીમાન્ બીજો કોઈ નથી. તેથી તને અભ્યાસ કરાવવાની અમારી ઇચ્છા થઈ, નહિ તો આટલી પ્રાપ્તિ ક્યાં થાય ? હવે માર્ગમાં તને કંઇ બાધા ન થાઓ,' એમ સાંભળી ગુરૂના ચરણે નમીને આર્યરક્ષિત પોતાની જન્મભૂમિ તરફ ચાલ્યા, અને શુદ્ધ સંયમયાત્રા પૂર્વક અખંડિત પ્રયાણો કરી વિચરતાં વિચરતાં તે પોતાના બંધુ સહિત પાટલી પુત્ર નગરે આવ્યા. ત્યાં સાડા નવ પૂર્વ ભણી આવેલા અને ગુણના નિધાન એવા તે પરમ હર્ષથી પોતાના ગુરૂ તોસલિપુત્ર આચાર્યને મળ્યા. પછી તેમને આચાર્યપદે સ્થાપીને ગુરૂ સ્વર્ગે ગયા.

ત્યાંથી આર્યરક્ષિત સૂરિ દશપુર નગરમાં ગયા. એટલે ફલ્ગુરક્ષિત મુનિ આગળથી પોતાના આવાસમાં આવીને કહેવા લાગ્યા કે—' હે માતા ! હું તને વધાવું છું ! તમારો પુત્ર ગુરૂ થઇને આવ્યા. '

ત્યારે માતા કહેવા લાગી—'હે ભદ્ર ! હું તારા ઓવારણા લઉં, અને એ વચનને માટે બળિદાનરૂપ થઇ જાઉં. કયાં છે તે મારો આર્યરક્ષિત પુત્ર? આ સમયે હું એવી પુણ્યવતી કે તે પુત્રનું સુખ જોવા પામીશ.' એમ તે બોલતી હતી, તેવામાં આર્યરક્ષિત સૂરિ તેની આગળ આવીને ઉભા રહ્યા. એટલે મુનિ વેશધારી તેમને આદરપૂર્વક જોઇને રૂદ્રસોમાનું શરીર હર્ષથી અત્યંત રોમાંચિત થઇ ગયું. એવામાં પુત્રના સ્નેહથી મોહિત થયેલ અને તેને મળવાને આતુર એવો સોમદેવ પુરોહિત પણ ત્યાં આવ્યો અને તેણે આર્યરક્ષિતને દઢ આલિંગન દઇને જણાવ્યું કે—હે વત્સ ! પ્રવેશ મહોત્સવ વિના શીઘ્ર તું કેમ ચાલ્યો આવ્યો ? હું ઠીક જાણું. વિરહાર્ત એવી પોતાની માતાને મળવાની તને ભારે ઉત્કંઠા થઇ હશે. હે પુત્ર ! હજી પણ તું બહારના ઉદ્યાનમાં જા, કે જેથી હું રાજાને નિવેદન કરીને નગરના ઉત્સાહ અને ઉત્સવપૂર્વક તારો પ્રવેશ કરાવું. પછી ઘરે આવતાં સાધુવેશને તજી અન્યથા બની ઘર માંડીને ગૃહસ્થાશ્રમનું સુખ ભોગવજે. એક યાજ્ઞિકના કુળમાં ઉત્પન્ન થયેલ રૂપ-યૌવન સંપન્ન અને તારામાં અનુરાગ ધરનારી એવી તને ઉચિત કન્યાની મેં આગાઉથીજ શોધ કરી રાખી છે. શાસ્ત્રીય વિધિ પ્રમાણે મહોત્સવપૂર્વક તું તેને પરણજે, કે જેથી તારી માતા સાંસારિક કૌતુકનો સ્વાદ ચાખે. વળી દ્રવ્યોપાર્જન કરવાની તો તારે કોઇ જાતની ચિંતાજ ન કરવી, કારણ કે સાત કુળ ( પેઢી ) ચાલે, તેટલું ધન મને રાજાએ આપેલ છે. તું ઘરનો કારભાર માથે લઇ લે, એટલે સંસારના સ્વરૂપને જાણનારા એવા અમે વાનપ્રસ્થ આશ્રમનો આશ્રય લઇએ.

એ પ્રમાણે સાંભળતાં આર્યરક્ષિત મુનિ બોલ્યા—'હે તાત ! તમને મોહનો વાત ( વાયુ ) ચડયો છે. શાસ્ત્રોના દુર્ધર ભારને તમે એક મજુરની જેમ વહન કરો છો. પિતા, માતા, ભ્રાતા, ભગિની, સ્ત્રી અને પુત્ર પુત્રીઓ તો સંસારમાં ભવોભવ તિર્યંચોને પણ ઉત્પન્ન થાય છે, તો તેવા સ્વરૂપને જાણનાર પુરૂષને તેમાં હર્ષ કેવો ? વળી રાજાના પ્રસાદથી પણ ગર્વ શો કરવાનો હતો ? કારણ કે તે તો નોકરી બજાવતાં વખતસર પ્રાપ્ત થાય છે, તેમજ બહુ ઉપદ્રવોથી ઓતપ્રોત એવા દ્રવ્યમાં પણ આસ્થા લાવવી શા કામની ? પરંતુ રત્નની જેમ આ મનુષ્યજન્મ જ દુર્લભ છે. તો વિનશ્વર અને અવકર-નિર્માલ્ય તુલ્ય એવા ગૃહસ્થાશ્રમના મોહમાં તેને કયો પ્રાજ્ઞ નિષ્ફળ બનાવે ? એટલે તેની પરીક્ષા કરીને તેનો ત્યાગ કરતાં મેં આર્હતી દીક્ષા ધારણ કરી છે. તો સર્પના શરીરની જેમ તજી દીધેલા ભોગોનો હું પુનઃ આદર કરવાનો નથી. વળી હે તાત ! દૃષ્ટિવાદ પણ હું હજી પૂર્ણ ભણી શકયો નથી. તો હું શી રીતે ગૃહવાસમાં પડું ? ખરેખર ! પુરૂષોને પોતાની પ્રતિજ્ઞાનો ત્યાગ કરવો દુષ્કર છે. તેમ છતાં જો તમારે મારાપર મોહ હોય, તો તમે બધા દીક્ષાને ધારણ કરો; કારણકે ભ્રમથી સાકર ખાવામાં આવે, તો પણ તે પિત્તના ઉપદ્રવને શાંત કરે છે.

ત્યારે સોમદેવ કહેવા લાગ્યો કે—'હે વત્સ ! કુલીનપણે તેં આચરેલ દુષ્કર તપ, મારે અત્યારે ઉચિત છે; પરંતુ પુત્રી, જમાઇ અને તેના બાળકોના લાલન-પાલનથી મોહ-પ્રવાહમાં તણાતી એવી મૂઢમતિ તારી માતા આ ભવસાગરનો પાર શી રીતે પામી શકે ?'

એ પ્રમાણે પિતાનું વચન સાંભળી આર્યરક્ષિત ચિંતવવા લાગ્યા કે—મિથ્યાત્વના સ્થાનરૂપ એવો પિતા જો કોઇરીતે પ્રતિબોધ પામે અને તપશ્ચરણથી શુદ્ધ થાય તો દઢ સંપત્તિને લીધે કઠિન વજ્રખાણની ભૂમિ સમાન એવી મારી માતા તેના પ્રભાવથી બોધજ પામે, અને તેથી મોક્ષમાર્ગ સીધો થઇ જાય; એમ ધારીને આર્યરક્ષિત રૂદ્રસોમાને કહેવા લાગ્યા કે—' માતા ! મારા પિતા શું કહે છે, તેનો તો તમે વિચાર કરો. તે તમને દુર્બોધ્ય માને છે અને પોતાને જ્ઞાનના મહાનિધાન-રૂપ સમજે છે. વળી તમારા આદેશથી દષ્ટિવાદનો અભ્યાસ કરતાં મારા ચિત્તમાં સંસાર-સાગર તરવાની ઉત્કંઠા ઉત્પન્ન થઇ અને શ્રી વજ્રસ્વામી મને પ્રાપ્ત થયા. આ કળિકાળમાં તે સુનંદાજ ધન્ય છે કે જેણે શ્રીવજ્ર જેવા પુત્રને જન્મ આપ્યો. હે માતા ! એક ગુણથી તમને તે કરતાં પણ હું અધિક માનું છું. પ્રથમ પુત્રના રૂદનથી ખેદ પામતાં તેણે આર્જવ ભાવથી તે બાળકના પિતા મુનિને તે સોંપ્યો અને પાછળથી તે બાળકના નિમિત્તે વિવાદ કર્યો, પણ તમે તો મને અભ્યાસ કરવા માટે શ્રીમાન્ તોસલિપુત્ર ગુરૂને સોંપ્યો, તેમાં મને સંસાર સાગરથી પાર ઉતરવાનો જ તમારો હેતુ હતો. પુણ્યહીન જનોને અતિદુર્લભ એવા વજ્રસ્વામીના હું ચરણ-શરણે ગયો. ત્યાં પૂર્વોનો અભ્યાસ કરીને હું પુનઃ તમારી પાસે આવ્યો. માટે પરિવાર સહિત તમારે પોતાના પ્રયત્નપૂર્વક મહાવ્રત આદરીને ભવ-મરૂભૂમિનો અવશ્ય પાર પામવાનો છે.'

એટલે રૂદ્રસોમા કહેવા લાગી કે—'પુરોહિતજી તો સરળ સ્વભાવના હોવાથી એમ કહે છે કે-રૂદ્રસોમા કુટુંબની ઉપાધિથી વ્યગ્ર છે, તેથી એ વ્રત લેવાને અસમર્થ છે. તો હવે પ્રથમ મનેજ શીઘ્ર દીક્ષા આપો. એટલે પરિવાર પણ જે મારાપર દ્રઢ અનુરાગી હશે, તે પોતે મારી પાછળ વ્રત ગ્રહણ કરશે.'

ત્યારે આર્યરક્ષિત પિતાને કહેવા લાગ્યા—'હે તાત ! મારી માતા તો દીક્ષા લેવાને તૈયાર જ છે, આ લોકમાં તમે તીર્થરૂપ છો, તેથી તમારૂં વચન હું માન્ય કરૂં છું.'

પછી પુરોહિતનો પરિવાર પરસ્પરના સ્નેહને લીધે 'હું પ્રથમ હું પ્રથમ' એમ ઉતાવળથી દીક્ષા લેવાને માટે તૈયાર થયો. એટલે આર્યરક્ષિતસૂરિએ તેમના કેશનો લોચ કરીને સામાયિક વ્રતના ઉચ્ચારપૂર્વક તેમને દીક્ષા આપી. તે બધાએ વિચાર કર્યા વિના સ્થવિરકલ્પનો વેશ ધારણ કરી લીધો, પરંતુ સોમદેવે મંદ

ભાવથી તે વખતે જણાવ્યું કે—' હે વત્સ ! કચ્છસહિત મારે વસ્ત્ર-પરિધાન રહો. કારણ કે પોતાના પુત્ર પુત્રી સમક્ષ નગ્ન કેમ રહી શકાય ? '

એમ સાંભળતાં ગુરૂ વિચારવા લાગ્યા કે—' આ એનો વિચાર પોતાની મંદતાને સ્પષ્ટ કહી બતાવે છે. અથવા તો ભલે એમ થાય. હળવે હળવે હું એને સમાચારીમાં લાવીશ.' એમ ધારીને તે બોલ્યા—'તમારી એ ઈચ્છા પૂર્ણ થાઓ.

ત્યારે પુરોહિતે કહ્યું—' હું તમારો વડિલ છું, તેથી મારો અભિપ્રાય તમને નિવેદન કરૂં છું કે—મારે ઉપાનહ, કમંડળ, છત્ર અને ઉપવીત ( જનોઇ ) એ બધાં સાધનો રાખીને હું તમારૂં વ્રત લેવા માગું છું. તેમ કરતાં પગે અને માથે તાપ ન લાગે અને પવિત્ર રહી શકું. વળી એ સ્વીકારતાં જન્મ પર્યંત તેનો ત્યાગ કરી શકાશે નહિ. '

ત્યારે અનિષિદ્ધ અનુમતિથી આચાર્યે તેનો એ આગ્રહ કબૂલ રાખ્યો. કારણ કે પોતાના પિતાને સ્વાધ્યાય-પાઠથી પોતાની મેળેજ શિખામણ મળતી રહેશે.

હવે એકદા શ્રાવકોના બાળકો, ગુરૂની શિક્ષાથી જિનમંદિરે જતાં સાધુઓને પ્રણામ કરવા પાસે આવ્યા, અને તેમણે છત્રધારી એક મુનિને મૂકીને બધા સાધુઓને વંદન કર્યું. પછી ઉપાશ્રયમાં આવતાં તેમણે ગુરૂને પૂછયું કે—' હું અવંદ્ય શા માટે ? '

એટલે આચાર્ય બોલ્યા—' હે તાત ! એમ કાંઇ વંદનીય થવાય ? તમે છત્રનો ત્યાગ કરો. જ્યારે ઉષ્ણ તાપ લાગે, ત્યારે શિરપર વસ્ત્રને ધારણ કરજો. ' ત્યારે પુત્રના સ્નેહથી તેણે તેમ કરવા કબૂલ કર્યું અને છત્રનો ત્યાગ કર્યો. એ રીતે સમજાવતાં આચાર્ય મહારાજે તેની પાદુકા પણ તજાવી.

પછી એક વખતે ગુરૂએ શિખામણ આપતાં પુરોહિત મુનિને કહ્યું કે—' હે તાત ! તમે તાપ ન હોય તેવા સમયે બાહ્ય ભૂમિકાએ જાઓ છો અને પરિગ્રહ-રહિત છો, તો અજ્ઞ લોકોને દેખાડવાની ખાતર તમારે આ ઉપવીત શા માટે જોઈએ ? કારણ કે ' આપણે ઉત્તમ બ્રાહ્મણ છીએ. ' એમ કોણ નથી જાણતું ? ' એમ હળવે હળવે આર્યરક્ષિતસૂરિએ તેનો ગૃહસ્થ સંબંધી વેષ તજાવી દીધો.

એવામાં એક વખતે પૂર્વની રીત પ્રમાણે બાળકોએ પુરોહિત મુનિને વસ્ત્ર માટે કહ્યું એટલે બ્રહ્મતેજથી દીપ્ત એવા તેણે બાળકોને જણાવ્યું કે—' હું નગ્ન થવાનો નથી, પૂર્વજો સહિત તમે મને ભલે વંદન નહિ કરજો. તેવો સ્વર્ગપણ મને જોઇતો નથી, કે જે તમારા પૂજનથી પ્રાપ્ત થાય. '

એવામાં એક સાધુ સ્વર્ગવાસી થયા એટલે ગુરૂ મહારાજે તેનો દેહ ઉપાડવા માટે સાધુઓને સંજ્ઞા કરી, ત્યારે ગીતાર્થ મુનિઓ તે મૃત દેહ ઉપાડવા માટે ગુરૂના વચને અહંપૂર્વિકાથી ઉતાવળ કરવા લાગ્યા. આ વખતે બાહ્ય કોપ બતાવતા

ગુરૂ બોલ્યા—' આ અસાધારણ પુણ્ય તમારેજ ઉપાર્જન કરવાનું છે પણ અમારા સ્વજનો કાંઇ તેમાં ભળવાના નથી. '

એમ સાંભળતાં પુરોહિત મુનિએ કહ્યું—'.જો મોટું પુણ્ય પ્રાપ્ત થતું હોય, તો હું વહન કરૂં. '

ત્યારે ગુરૂ બોલ્યા—' ભલે, એમ કરો, પણ મારૂં એક વચન સાંભળો—એને દહન કરતાં ઉપસર્ગો થાય તેમ છે. તો હું એવા દુષ્કર કામમાં મારા પિતાને કેમ અનુજ્ઞા આપું ? વળી ઉપસર્ગોમાં જો ક્ષોભ થાય, તો અમને અમંગળ થાય; એમ સમજી જો હવે તમને ઉચિત લાગે તો તે સમાધિપૂર્વક આચરો. '

એમ સાંભળતાં સોમદેવ મુનિ કહેવા લાગ્યા—' હું તે અવશ્ય વહન કરીશ. શું હું નિઃસત્ત્વ કે દુર્બળ છું ? માટે એ મુનિઓથી મને કોઈરીતે અલગ ન કરવો. પૂર્વે મેં વેદમંત્રોથી સમસ્ત રાજ્ય, દેશ અને રાજાના વિઘ્નોનો વિનાશ કર્યો છે. પછી પાલખીમાં રહેલ શબને ખંભે ઉપાડતાં પૂર્વે શીખવી રાખેલ બાળકોએ પુરોહિતનું વસ્ત્ર ખેંચી લીધું. આથી તે મનમાં દુભાયા છતાં પુત્રને વિઘ્ન થવાના ભયથી તેણે અધવચ ન મૂકયું, પણ નિયત કરેલ નિર્જીવ સ્થાને મૂકીને તે એકદમ પાછા વળ્યા. ત્યાં ગુરૂએ પૂછ્યું—' હે તાત ! તમે નગ્ન કેમ ? '

ત્યારે તેણે જવાબ આપ્યો—'ઉપસર્ગ થયો. તમારૂં વચન અન્યથા ન થાય પણ તે મેં દઢતાથી સહન કરેલ છે. ' એમ બોલતા પુરોહિત મુનિને આચાર્ય કહેવા લાગ્યા કે—' તો એક લાંબું અને વિશાળ વસ્ત્ર લઈ લ્યો. '

એટલે તે બોલ્યા—' જે જોવાનું હતું, તે જોઇ લીધું, આપણે પરિગ્રહ કેવો ? માટે હવે નગ્નાવસ્થાજ ભલે રહી. ' એ પ્રમાણે પ્રપંચ રચીને ગુરૂએ તેનો ગર્વ છોડાવ્યો, તથાપિ તે પુરોહિતના મનને ભિક્ષામાં જોડી ન શકયા. તેમણે અનેકવાર વિવિધ ઉપાયોથી સમજાવ્યા છતાં તેણે પોતાનો આગ્રહ તજ્યો નહિ.

આથી આચાર્ય મહારાજે વિચાર કર્યો કે—' કદાચ અમારૂં આયુષ્ય ક્ષીણ થઈ જાય , તો આ વૃદ્ધ મુનિનો નિસ્તાર શી રીતે થશે ? માટે એ ભિક્ષા લેતા થાય, તેમ કરૂં. ' એમ ધારી તેમણે એકાંતમાં મોટા મુનિઓને આજ્ઞા કરી કે—' તમારે એ વૃદ્ધ મુનિને આહાર ન આપવો પણ એકલા બેસીને આહાર કરી લેવો. ' આ તેમનો આદેશ જો કે મુનિઓના મનને ગમ્યો નહિ, તથાપિ તેમણે ગુરૂવચન માન્ય રાખ્યું. માટે ગુરૂવચનમાં અચલ શ્રદ્ધા રાખનાર મહાપુરૂષોને વારંવાર નમસ્કાર થાઓ.

પછી એક વખતે આચાર્ય મહારાજે અન્યત્ર વિહાર કર્યો. એટલે મંડળીના મુનિઓએ તે વૃદ્ધ મુનિને નિમંત્રણ ન કર્યું. બે દિવસ પછી ગુરૂ આવ્યા અને તેમણે પુરોહિત મુનિને કુશળતાપૂછી ત્યારે તે કોપ બતાવતા બોલ્યા—હે વત્સ !

મારૂં વચન સાંભળો—જો તમે ઘણા દિવસ બહાર રહ્યા હોત, તો અકાળે પણ મેં અવશ્ય પ્રાણોને તજી દીધા હોત. તમે આજ્ઞા કરેલ હોવા છતાં આ મુનિઓ મારી વાત સાંભળતા નથી; હે પ્રભો ! તેઓ આમ શા માટે કરે છે, તે હું સમજી શકતો નથી

એ પ્રમાણે સાંભળતાં ગુરૂ કૃત્રિમ ક્રોધ બતાવીને શિષ્યોને કહેવા લાગ્યા કે—' તમે આટલો વખત પિતાને ભોજનનું નિમંત્રણ કેમ ન કર્યું ? '

ત્યારે શિષ્યો બોલ્યા—' હે સ્વામિન્ ! આપના વિના અમારૂં મન શૂન્ય બની ગયું હતું, તેથી એ વૃદ્ધ મુનિને અમે ભૂલી ગયા. એ અમારી બાળચેષ્ટાને આપ ક્ષમા કરો. '

આ તેમનું વચન સાંભળતાં આચાર્ય મહારાજ સોમદેવને કહેવા લાગ્યા —' હે તાત ! મારૂં વચન સાંભળો-પરની આશા ન કરવી. કારણ કે તે પરાભવના મૂલ કારણરૂપ છે. તમારા માટે આહાર લેવા અમે પોતે જઇશું. એમની આગળ એવી બાબત શું કહેવી ? તેમ કહેવાથી તો પ્રગટરીતે લજ્જા ઉત્પન્ન થાય છે; એમ કહેતાં પોતે ઉઠી, પોતાના પાત્ર લઇને ગુરૂ મહારાજ ભિક્ષા લેવા ચાલ્યા. એવામાં વૃદ્ધ મુનિ સાહસથી બોલી ઉઠયા કે—' હું પોતેજ ભિક્ષા લેવા જઇશ. હે વત્સ ! હું હાજર હોવા છતાં ગચ્છપતિ તમે શું ભિક્ષા માટે ભ્રમણ કરશો ? '

ત્યારે ગુરૂએ તેને અટકાવ્યા છતાં પુરોહિત મુનિ તરત ઉત્સાહપૂર્વક પાત્ર લઇને ભિક્ષા લેવા ચાલ્યા અને એક શ્રેષ્ઠીના ઘરે ગયા. ત્યાં ભિક્ષાની શિક્ષા પામેલ ન હોવાથી તે ઘરના પાછલા દ્વારથી પેઠા એટલે ગૃહપતિએ કહ્યું કે—' તમે ઘરના મૂળ દ્વારથી કેમ ન આવ્યા ? '

એટલે તેણે જણાવ્યું કે—' હે ધાર્મિક ! લક્ષ્મી તો અહીં પાછળના દ્વારથી પણ આવે ? '

એમ સાંભળતાં તે ગૃહસ્થે વિચાર કર્યો કે—' આ વૃદ્ધ મુનિ તાત્કાલિક બુદ્ધિવાળા છે; એમ ધારી સંતુષ્ટ થયેલ તેણે મુનિને બત્રીશ મોદક વહોરાવ્યા. પછી ઉપાશ્રયમાં આવીને મુનિએ સૂરિ પાસે આલોચના કરી. ત્યાં ગુરૂએ આ પ્રથમ લાભમાં શકુનનો વિચાર કર્યો કે— મારા બત્રીશ શિષ્યો થશે; પછી તેમણે સોમદેવને પૂછ્યું કે—' હે તાત ! રાજભવનમાં જો તમને ધન પ્રાપ્ત થાય, તો તેનો ઉપભોગ લેતાં બાકી રહેલ ભાગથી તમે કોને આપો ? '

ત્યારે પુરોહિત મુનિ બોલ્યા—' હે વત્સ ! તે ઉત્કૃષ્ટ ગુણધારી વેદજ્ઞ બ્રાહ્મણોને આપું. કારણ કે સત્પાત્રને આપવામાં આવેલ લક્ષ્મી શુભના સ્થાનરૂપ થાય છે. '

એટલે તે વૃદ્ધ મુનિને સમજાવતાં આચાર્ય બોલ્યા—' હે તાત ! વૈયાવૃત્યાદિક સદ્‌ગુણોથી આ સાધુઓ અમારા કરતાં પણ શ્રેષ્ઠ છે, તો એમને તે આપો અને પોતાના જન્મને સફળ કરો એમ સાંભળતાં પુરોહિત મુનિએ કહ્યું કે—' હું લાવેલ અશનાદિક જો આ બાલ-ગ્લાનાદિ સાધુઓને ઉપકારી થાય, તો પછી એ ઉપરાંત બીજું સુકૃત કયું ? ' એમ બોલતાં તે વૃદ્ધ મુનિ ભિક્ષામાં આદર લાવી, દાનમાં એક શુદ્ધ બુદ્ધિને ધારણ કરવાથી ગચ્છમાં તે પરમ આરાધ્યપણાને પામ્યા.

હવે તે ગચ્છમાં ઈંદ્ર સમાન તેજસ્વી, પોતાની પ્રતિભાશક્તિથી શાસ્ત્રાર્થને જાણનાર તથા સંતોષના સ્થાનરૂપ **ઘૃત-પુષ્પમિત્ર, વસ્ત્ર-પુષ્પમિત્ર** અને **દુર્બળ-પુષ્પમિત્ર** એ નામના ત્રણ મુનિ હતા. તેમાં ઘૃત-પુષ્પમિત્રને દ્રવ્ય, ક્ષેત્ર, કાલ અને ભાવથી એમ ચાર પ્રકારની [1]લબ્ધિ હતી. એટલે દ્રવ્યથી ઘૃતજ હોય, ક્ષેત્રથી **અવંતિદેશ** હોય, કાલથી જ્યેષ્ઠ કે અષાઢ હોય અને ભાવથી આ પ્રમાણે સમજવું-દરિદ્ર બ્રાહ્મણી છ મહિના પછી પ્રસવ કરનારી હોય, તેથી તેના પતિએ ભિક્ષા માગીને ઘૃત એકઠું કરેલ હોય. એવામાં આજકાલ પ્રસવ થવાનો હોય, તેવા સમયે ક્ષુધાથી બાધા પામતો પોતાનો પતિ જો તે ઘૃત માગે, છતાં અન્યને નિરાશ કરવાના ભયથી પત્ની તેને અટકાવે. પણ તે મુનિ જો ઘૃત માગે, તો તેને હર્ષપૂર્વક તે સ્ત્રી આપે, એટલે ગચ્છને જેટલાની જરૂર હોય તેટલું તે ભાવથી પામી શકે.

હવે વસ્ત્ર પુષ્પમિત્રનું લક્ષણ આ પ્રમાણે છે. દ્રવ્યથી તે વસ્ત્ર પામી શકે, ક્ષેત્રથી **મથુરા** નગરી હોય. કાલથી વર્ષાઋતુ, શીયાળો કે હેમંતઋતુ હોય અને ભાવથી આ રીતે સમજવું—એ લબ્ધિવિશેષ તેમને ક્ષયોપશમથી પ્રાપ્ત થયેલ, કોઇ અનાથ મહિલા કપાસ વીણવાની મજુરીના દ્રવ્યથી રૂને એકત્ર કરે, તે પોતે કાંતે અને વણકરોના ઘરે પોતે કામ કરી, તે પગારમાંથી તેમની પાસે તે વસ્ત્ર વણાવે, વળી પોતે વસ્ત્રરહિત છતાં તે મુનિ જો વસ્ત્ર માગે, તો તે અનાથ અબળા તે વસ્ત્ર પણ મુનિને આપી દે.

હવે દુર્બળ-પુષ્પમિત્ર પણ પોતાની લબ્ધિથી પુષ્કળ ઘૃત પામે છે અને સ્વેચ્છાએ તે તેનું ભક્ષણ કરે છે, છતાં નિરંતરના પાઠના અભ્યાસથી તે દુર્બળ રહે છે. પોતાની બુદ્ધિની વિશેષતાથી તેણે નવ પૂર્વનો અભ્યાસ કરેલ છે, છતાં ' મારૂં શ્રુત વિસ્મૃત ન થાય, એવા હેતુથી તે અહોરાત્ર અભ્યાસ કર્યા કરે છે. તેના બંધુઓ દશપુરમાં રહેતા હતા. તે બૌદ્ધ ધર્મના પ્રખ્યાત ઉપાસક હતા. કોઇવાર તેમણે આચાર્ય મહારાજ પાસે આવીને કહ્યું કે-'તમારા આ ધર્મમાં ધ્યાન નથી.'

---

[1] આહાર મેળવવાની શક્તિ.

ત્યારે આચાર્ય બોલ્યા—' અમારા ધર્મમાં જેવું ધ્યાન છે, તેવું અન્ય ધર્મોમાં નથી. આ તમારો પુષ્પમિત્ર ધ્યાનથીજ દુર્બળ દેખાય છે. એટલે તેમણે જણાવ્યું—' મધુર આહારના અભાવે એનામાં કૃશતા આવી હશે. '

ગુરૂબોલ્યા—' વૃદ્ધ પુરૂષોના પ્રસાદથી એ મુનિ પુષ્કળ ઘૃતનું ઇચ્છાનુસાર ભોજન કરે છે, પણ શાસ્ત્ર-ગુણનાને લીધે એ કૃશ રહે છે. '

ત્યારે બૌદ્ધો કહેવા લાગ્યા—' તમને એટલું બધું ઘૃત ક્યાંથી મળે ? '

ગુરૂએ કહ્યું—' પુષ્પમિત્ર પુષ્કળ ઘૃત લાવે છે. જો એ બાબતમાં તમને વિશ્વાસ ન આવતો હોય, તો એને તમારા ઘરે લઇ જાઓ, અને કેટલાક દિવસ એને સ્નિગ્ધ આહારનું ભોજન કરાવો એટલે સત્ય હકીકત તમે પોતે સમજી શકશો. વળી એની દુર્બળતાનું કારણ પણ તમારા જાણવામાં આવી જશે. '

એટલે બૌદ્ધ સંબંધીઓએ પુષ્પમિત્ર મુનિને આમંત્રણ કરતાં પણ ગુરૂની આજ્ઞાથી તે તેમના ઘરે ગયા. ત્યાં તેમણે સ્નિગ્ધ આહારથી તેનું પોષણ કર્યું, છતાં તેની કૃશતા કાયમજ રહી. નિરંતર અભ્યાસમાં તન્મય હોવાથી રસના આસ્વાદને પણ તે જાણતા ન હતા. આથી સ્વજનો વિચારવા લાગ્યા કે—' એને સ્નિગ્ધ આહારથી પોષવું, તે તો ભસ્મમાં હોમ કરવા બરોબર છે. ' એટલે તે વધારે આહાર આપવા લાગ્યા, છતાં મુનિ તો તેવા કૃશળ રહ્યા. ત્યારે ઉત્કૃષ્ટ આહાર આપતાં તેમણે મુનિને અધ્યયન કરતા અટકાવ્યા, જેથી તે પૂર્વે હતા તેવા શરીરે પુષ્ટ દેખાવા લાગ્યા. આથી તેમને પ્રતીતિ થઇ, પછી મુનિએ પોતાના સ્વજનોને પ્રતિબોધ પમાડ્યા, અને પોતે ગુરૂ પાસે આવ્યા. ત્યાં શાંત ચિત્તથી તે રહેવા લાગ્યા.

વળી તે ગચ્છમાં ચાર પ્રાજ્ઞ મુનિવરો હતા. તે **દુર્બળ પુષ્પમિત્ર, વિંધ્યમુનિ, ફલ્ગુરક્ષિત** અને શુક્રાચાર્યના ધર્મશાસ્ત્રને જીતનાર **ગોષ્ઠામાહિલ** એવા નામથી વિખ્યાત હતા. તેમનામાં બુદ્ધિશાળી વિંધ્યમુનિએ ગુરૂને વિજ્ઞપ્તિ કરી કે—' હે ભગવાન્! અનુયોગની મોટી મંડળીમાં પાઠના ઘોષથી મારો શ્રુતપાઠ સ્ખલિત થાય છે, માટે મને અલગ પાઠ આપો.

ત્યારે ગુરૂ બોલ્યા—' હું પોતે તમારી આગળ વ્યાખ્યાન આપતાં મોટી વ્યાખ્યાન-મંડળીનું શી રીતે ઉલ્લંઘન કરૂં ? માટે મહામતિ ઉપાધ્યાય દુર્બળ પુષ્પમિત્ર તમારા વાચનાચાર્ય થશે, તેમની પાસે શીઘ્ર અભ્યાસ કરો.

એ પ્રમાણે કેટલાક દિવસ ચલાવ્યા પછી તે વિંધ્ય અધ્યાપક અંજલિ જોડીને ગુરૂને એકાંતમાં કહેવા લાગ્યા કે—' હે પ્રભો ! મારૂં એક વચન સાંભળો,

હું વાચનામાં વ્યગ્ર થવાથી મારો પોતાનો અભ્યાસ ભૂલી જાઉં છું તેનું ગુણુ ન કરતાં વિઘ્ન આવે છે, તેથી મને ભારે ખેદ થાય છે, તો હવે હું શું કરૂં ? વળી તમે જ્યારે મને પોતાના ઘરે મોકલ્યો, ત્યારે મારા સ્વજનોએ ગુણુ ન કરતાં મને અટકાવ્યો, તેથી તે વખતે પણ કંઇક અધ્યયન સ્ખલિત થવા પામ્યું છે. હવે જો આપ એને વાચના અપાવશો, તો મારૂં નવમું પર્વ અવશ્ય વિસ્મૃત થઇ જશે.

એમ સાંભળતાં આચાર્ય ચિંતવવા લાગ્યા કે—' આવા બુદ્ધિશાળી મુનિ પણ જો આગમને ભૂલી જશે, તો બીજાથી તે કેમ ધારણ કરી શકાશે ? માટે હવે મારે અનુયોગના ચાર વિભાગ કરી નાખવા; એમ ધારી અંગ, ઉપાંગરૂપ મૂળ ગ્રંથોનો છેદ કરીને તેમણે ચરણકરણાનુયોગ કર્યો. ઉત્તરાધ્યયનાદિ ધર્મ-કથાનુયોગ, સૂર્યપ્રજ્ઞપ્તિ પ્રમુખ ગણિતાનુયોગ અને દૃષ્ટિવાદ તે દ્રવ્યાનુયોગ—એમ ચાર અનુયોગ બનાવીને આચાર્ય મહારાજે વિંધ્યસૂરિને માટે સૂત્રની વ્યવસ્થા કરી. એ ચારે અનુયોગ પૂર્વે એક સૂત્રમાં હતા.

એક વખત શ્રીઆર્યરક્ષિતસૂરિ મથુરા નગરીમાં તે ભૂમિના અધિષ્ઠાયક વ્યંતરના મંદિરમાં ઉતર્યા. એવામાં **મહાવિદેહ** ક્ષેત્રમાં **સીમંધર** સ્વામીને વંદન કરવા શક્રેંદ્ર ગયો અને તેણે એક મનથી ભગવંતની દેશના સાંભળી. તે વખતે પ્રસંગોપાત પ્રભુએ ત્યાં તત્ત્વથી નિગોદની વાત કહી સંભળાવી. એટલે ઇંદ્રે પ્રશ્ન કર્યો કે—' હે ભગવન્ ! ભરતક્ષેત્રમાં નિગોદનું સ્વરૂપ જાણનાર કોણ છે ? '

ત્યારે પ્રભુ બોલ્યા—'મથુરા નગરીમાં આર્યરક્ષિતસૂરિ મારી જેમ નિગોદનું સ્વરૂપ સમજાવી શકે છે, એમ સાંભળતાં ઇંદ્ર વિસ્મય પામ્યો. ભગવંતના વચનપર જોકે ઇંદ્રને શ્રદ્ધા હતી, તથાપિ આશ્ચર્યને માટે વૃદ્ધ બ્રાહ્મણનું રૂપ કરીને તે તુરત ગુરૂ પાસે આવ્યો. તે વખતે તેના બંને હાથ ધ્રૂજતા હતા. કાશપુષ્પ સમાન તેના શ્વેત કેશ હતા, લાકડીના આધારે તેણે શરીર ટેકવી રાખ્યું હતું, શ્વાસનો પ્રસાર તેનો સ્પષ્ટ જણાતો હતો અને તેની આંખમાંથી ચોતરફ પાણી ગળી રહ્યું હતું. એવા રૂપધારી ઈંદ્રે તેમને નિગોદના જીવોનો વિચાર પૂછ્યો એટલે સૂરિ મહારાજે તેને યથાસ્થિત સ્વરૂપ કહી બતાવ્યું, જે સાંભળતાં ઇંદ્ર ભારે આશ્ચર્ય પામ્યો. પછી તેમના જ્ઞાનનું માહાત્મ્ય જાણવાની ઈચ્છાથી તેણે પોતાનુ આયુષ્ય પૂછ્યું. ત્યારે શ્રુતના ઉપયોગથી ગુરૂ ચિંતવવા લાગ્યા કે—' આનું આયુષ્ય પક્ષ, માસ, વરસ, સેંકડો વરસો, હજારો વરસો, સેંકડો પલ્યોપમ કે સાગરોપમથી પણ સમાપ્ત થતું નથી. છેવટે બે સાગરોપમથી તેનું આયુષ્ય જાણવામાં આવતાં ગુરૂ બોલ્યા કે—'તમે સૌધર્મેંદ્ર મારી પરીક્ષા કરવા ઇચ્છો છો ? ' એટલે મનુષ્ય જોઈ શકે તેવું પોતાનું રૂપ પ્રકાશતાં ઇંદ્રે યથાસ્થિત વૃત્તાંત કહી સંભળાવ્યો અને પછી તે પોતાના

સ્થાને ચાલ્યો ત્યારે સાધુઓ આવે ત્યાં સુધીમાં કંઇક ચમત્કાર બતાવવા ઇંદ્રે કહ્યું, એટલે રૂપ, ઋદ્ધિના દર્શનથી નિદાન કરવાના ભયને લીધે સાધુએ તેનો નિષેધ કર્યો, તથાપિ કંઇક ચિન્હરૂપે કરી બતાવ; એમ આચાર્યના કહેવાથી તેણે વસતિનું દ્વાર વિપરીત કરી દીધું પછી સ્વર્ગે ગયો.

એવામાં મુનિઓ આવ્યા અને તેમને દ્વાર ન જડયું, ત્યારે ગુરૂએ તેમને દ્વાર બતાવ્યું, એટલે વિપરીત માર્ગથી આવતાં સાધુઓ બધા આશ્ચર્ય પામ્યા. ત્યાં સંભ્રમથી કંઈ કંઇ બોલવા લાગ્યા. ત્યારે ગુરૂએ તેમને ઇંદ્રનું યથાસ્થિત સ્વરૂપ નિવેદન કરીને નિઃશંક કર્યા. એટલે દેવેંદ્રનું દર્શન ન થવાથી કંઇક ખેદ પામતા હોય તેમ તે કહેવા વાગ્યા—' મંદ ભાગ્યવંત પુરૂષો ઇંદ્રના દર્શન શી રીતે કરી શકે ? '

પછી આચાર્ય મહારાજે અન્યત્ર વિહાર કર્યો. એવામાં નાસ્તિકવાદી મથુરામાં આવ્યો, તેને ગોષ્ઠામાહિલ મુનિએ જીતી લીધો. એટલે શ્રી સંઘે તેમને ત્યાંજ ચોમાસું કરાવ્યું. તેવા વાદલબ્ધિવાળા મુનિને કોણ ન રોકે ?

હવે આર્યરક્ષિત મહારાજે પોતાના પદે કોણ યોગ્ય છે ? તેનો વિચાર કર્યો, ત્યારે દુર્બલ પુષ્પમિત્ર પર તેમનું મન ગયું. તે વખતે આચાર્ય મહારાજના સંબંધી હતા તેમણે ફલ્ગુરક્ષિતને સૂરિપદે લાવવાનો વિચાર કર્યો, અને ગચ્છના આધિપત્યમાં ગોષ્ઠામાહિલને મોહથી સ્થાપવાનો સંકલ્પ કર્યો.

પછી ત્યાં ત્રણ કુંભ લાવવામાં આવ્યા. ગુરૂમહારાજે તે અલગ અલગ અડદ, તેલ અને ઘીથી ભર્યા અને પછી ખાલી કર્યા. એટલે અડદ બધા બહાર નીકળી આવ્યા. તેલ કંઈક રહી જવા પામ્યું અને ઘૃત તો બહુ સલગ્ન રહ્યું. પછી ગુરૂમહારાજે કહ્યું કે– 'આ ઉદાહરણ જુઓ, દુર્બળ મુનિમાં હું અડદના કુંભની જેમ નિર્લેપ છું, બંધુ આર્યરક્ષિતમાં તેલના કુંભની જેમ કંઇક સલેપ છું અને માતુલપર ઘૃતકુંભની જેમ વધારે લિપ્ત છું. માટે મારા પદપર દુર્બળ પુષ્પમિત્ર જ યોગ્ય છે; એટલે તેમનું વચન અન્ય મુનિઓએ માન્ય કર્યું. પછી ગુરૂએ સૂરિ મંત્રપૂર્વક પોતાના પદપર દુર્બળ મુનિને સ્થાપન કર્યા અને નવીન દુર્બળ સૂરિને તેમણે આદેશ કર્યો કે—' મારા માતુલ, ભ્રાતા અને પિતા પ્રત્યે તમારે મારી જેમ વર્તવું; તે વખતે ગચ્છના અન્ય મુનિઓ પિતા, ભ્રાતા અને સાધ્વીઓને તેમણે મધુર વચનથી શિખામણ આપી, અને જણાવ્યું કે—' આ યતિ પ્રત્યે તમારે મારી જેમ વર્તવું, મારા કરતાં પણ એનો અધિક વિનય સાચવવો. કોઇવાર વ્રતાચાર વિસ્મૃત થતાં ક્રિયાચાર ન થાય, તે બધું મેં સહન કર્યું છે. વળી એ નવીન હોવાથી કંઇ ન થતાં ખેદ પામશે, માટે તમારે સદા તત્પર રહીને એના મુખમાંથી વચન બહાર પડતાં સ્વીકારી લેવું, તથા મરણ પર્યંત એના ચરણની સેવા તમારે મૂકવી નહિં.

એ પ્રમાણે ગચ્છની વ્યવસ્થા કરીને આચાર્ય આર્યરક્ષિતસૂરિએ પ્રાંતકાળે અનશન આદર્યું અને ગીતાર્થ મુનિઓની સહાયતા મળતાં તે સ્વર્ગે ગયા. સર્વ અનુયોગને પૃથક કરવાથી તેમણે આગમ બોધની વિશેષ સરલતા કરી આપી.

પછી શ્રી પુષ્પમિત્ર સૂરિ ગચ્છને પ્રવર્ત્તાવવા લાગ્યા અને ગુરૂ કરતાં પણ તેમણે ગચ્છને અધિક સમાધિ ઉપજાવી. ત્યાં ગોષ્ઠામાહિલ વિરોધી થઈને સાતમો નિન્હવ થયો તેનો વૃત્તાંત ગ્રંથાંતરથી જાણી લેવો.

એ પ્રમાણે ત્રણ જગતને પાવન કરવામાં ગંગાજળ સમાન નિર્મલ અને વિચિત્ર તથા વંદનીય એવું શ્રીઆર્યરક્ષિત સૂરિનું ચરિત્ર તે નિરંતર વિબુધ જનોના સાંભળવામાં આવતાં યાવચ્ચંદ્ર દિવાકરો જયવંત વર્ત્તો.

**શ્રીચંદ્ર**પ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરમાં હંસ સમાન તથા શ્રીરામ–લક્ષ્મીના પુત્ર એવા શ્રી **પ્રભાચંદ્ર**સૂરિએ મનપર લેતાં શ્રી પ્રદ્યુમ્નાચાર્યે શોધીને શુદ્ધ કરેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી આર્યરક્ષિત સૂરિના ચરિત્રરૂપ આ દ્વિતીય શિખર થયું.





# ( ३ ) श्री आर्यनंदिलसूरि–प्रबंध.



શ્રી આર્યરક્ષિતસૂરિના વંશના અને સંસાર–અરણ્યથી પાર ઉતારવામાં સાર્થવાહ સમાન એવા શ્રી **આર્યનંદિલસૂરિ** તમને પાવન કરો. આઠ નાગકુળે જેમની આજ્ઞાને શિરસાવંદ્ય કરી એવા શ્રી આર્ય-નંદિલ સ્વામીના ગુણોનું વર્ણન કરવાને કોણ સમર્થ છે ? ક્ષમાના ઉપદેશથી જેમના પ્રસાદે **વૈરોટ્યા નાગેંદ્ર**–દેવી થઇ કે જે નામ મંત્રથી વિષને દૂર કરે છે. ભારે આદરપૂર્વક હું તેમનું કંઇક ચારિત્ર કહું છું. ચંદ્રમાના પ્રસાદથી મૃગ શું આકાશને પામી શકતો નથી ?

કલ્યાણના નિધાનરૂપ એવું **શ્રી પદ્મિનીખંડ** નામે નગર કે જે પદ્મિની-સમૂહથી શોભતા એવા સરોવરોથી વિરાજિત હતું. ત્યાં સમસ્ત શત્રુ પક્ષને ત્રાસ પમાડનાર અને પદ્મ સમાન મુખવાળો એવો **પદ્મપ્રભ** નામે રાજા હતો. સેંકડો કાંતાઓમાં શિરોમણિ અને પોતાની દેહશોભાથી ઇંદ્રાણીને પણ જીતનાર એવી **પદ્માવતી** નામે તેની રાણી હતી. અગણિત લક્ષ્મીના પાત્રરૂપ, શ્રેષ્ઠ કળાઓના નિધાનરૂપ અને યાચકોરૂપ ચાતકોને સંતુષ્ટ કરવામાં મેઘ સમાન એવો **પદ્મદત્ત** નામે ત્યાં એક પ્રખ્યાત શ્રેષ્ઠી હતો. તેને રતિ સમાન રૂપવતી **પદ્મયશા** નામે પત્ની હતી. તેમને ઇંદ્રકુમાર સમાન **પદ્મ** નામે પુત્ર હતો. પદ્મને સમસ્ત કળામાં નિપુણ માનીને **વરદત્ત** સાર્થવાહે તેને પોતાની **વૈરોટ્યા** નામે પુત્રી પરણાવી.

એકદા વનના દાવાનળથી દુસ્સહ તથા જગતના પામર પ્રાણીઓને અકલ્યાણરૂપ એવો દુષ્કાળ આવી પડતાં પોતાના પુણ્યની પ્રબળતાનો ક્ષય થવાથી સાથે આવનાર પ્રત્યે નિર્દોષ ભાવથી વર્તનાર એવો વરદત્ત પોતાના પરિવાર સાથે અન્ય નગરમાં ચાલ્યો ગયો. ત્યારથી પોતાની તુચ્છ પ્રકૃતિને લીધે **વૈરોટ્યાની** સાસુ, અત્યંત શુશ્રૂષા પામતાં પણ વૈરોટ્યાને પિતૃગૃહ રહિત સમજીને તે વારંવાર તેની અવજ્ઞા કરવા લાગી. કારણ કે રૂપ, શોભા, ધન, તેજ, સૌભાગ્ય અને મોટાઇ–એ બધું સ્ત્રીઓને પિતાના પ્રભાવથીજ પ્રાપ્ત થાય છે.

હવે પોતાની સાસુના દુર્વચનથી દૂભાયેલ અને વિનીત જનોમાં શિરોમણિ એવી **વૈરોટ્યા** પોતાના કર્મને દોષ દેતી તે.દિવસે દિવસે કૃશ થવા લાગી. એવામાં નાગેંદ્રના સ્વપ્નથી સૂચિત એવા પુણ્યશાલી ગર્ભને રત્નને રત્નગર્ભાની જેમ તે ધારણ કરવા લાગી. ત્રણ મહિના પૂર્ણ થતાં રસમાં પ્રીતિવાળી એવી વૈરોટ્યાને, વિરોધીઓને પરાસ્ત કરનાર એવો પાયસ-ભોજનનો દઢ દોહદ ઉત્પન્ન થયો.

એવામાં શ્રી **આર્યનંદિલસૂરિ** કે જે સાડાનવ પૂર્વોના જ્ઞાતા હતા તે પોતાના સાધુ પરિવાર સહિત ત્યાં ઉદ્યાનમાં પધાર્યા. અહીં વૈરોટ્યા સગર્ભા છતાં તેની મૂર્ખ સાસુ કટુ વચનથી તેને વારંવાર સતાવવા લાગી, વળી તે એવું પ્રતિકૂળ બોલતી કે—' આ નિર્ભાગ્ય શિરોમણિને પુત્ર ક્યાંથી થાય ? પીયર રહિત અને દારિદ્રયની એક વાવડી તુલ્ય એવી એને તો પુત્રીજ પ્રાપ્ત થવાની.' આવા દુર્વચનથી ખેદ પામતી વૈરોટ્યા આચાર્ય મહારાજને વંદન કરવા ગઇ, કારણ કે પ્રતિગૃહે કાંઇ ચૈત્યગૃહ હોતા નથી. પછી ગુરૂ મહારાજને વંદન કરી અશ્રુ પાડતાં તે કહેવા લાગી કે—' હે ભગવન્ ! પૂર્વભવે મેં અંબા (સાસુ) ની શું વિરાધના કરી છે કે જેથી તે અત્યારે મારા પર ભારે વિરોધ ધરાવે છે ? '

ત્યારે ગુરૂ બોલ્યા—' હે ભદ્રે ! લોકોને પૂર્વકૃત કર્મથીજ સુખ-દુઃખ પ્રાપ્ત થાય છે. તો વિવેકી જનો તેમાં અન્યને દોષ કેમ આપે ? મનુષ્ય જન્મ દુર્લભ છે, તે પ્રાપ્ત થતાં ક્ષમા લાવવી એજ ઉત્તમ છે. એ ક્ષમાનો આદર કરતાં હળવે હળવે બધું શુભ થવાનું. વળી હે વત્સે ! પાયસ સંબંધી તારો દોહદ જ્ઞાનથી મારા જાણવામાં આવ્યો છે, તે પણ પુણ્યથી પૂર્ણ થશે. ' એ પ્રમાણે વચનામૃતથી આચાર્ય મહારાજે તેનો શોકાગ્નિ શાંત કર્યો એટલે શીતલ થયેલ વૈરોટ્યા ગુરૂ વચનને હૃદયમાં સંભારતી તે પોતાના ઘેર આવી.

પછી ચૈત્રી પૂર્ણિમાના દિવસે વૈરોટ્યાએ ઉપવાસ કરીને પુંડરીક તપ કર્યો, એટલે પદ્મયશા તેની સાસુએ તે તપનું ઉદ્યાપન કરવા માંડયું. તે દિવસે ગુરૂ અને સાધર્મીઓને પાયસથી પૂર્ણ પાત્ર આપીને તેમનું વાત્સલ્ય કરવામાં આવે છે. એ બધું કર્યા પછી તેણે અવજ્ઞાપૂર્વક વધુને અજીઠું પાયસાન્ન આપ્યું. અહો ! ગુણને દૂષિત કરનાર દર્પને ધિક્કાર છે. પછી દોહદના માહાત્મ્યથી તે અવશિષ્ટ કાંઇક પાયસને વસ્ત્રમાં બાંધી, ઘડામાં નાખીને તે પાણી ભરવાના બાને બહાર નીકળી ગઇ, ત્યાં ઘટને વૃક્ષ નીચે મૂકી સદાચારવતી અને પાયસનું ભક્ષણ કરવામાં મનોરથ કરતી તે જેટલામાં પાદશૌચ કરવાને જલાશય તરફ ગઇ, તેવામાં અલિંજર નાગેન્દ્રની કાંતા રસાતળ થકી ત્યાં આવી અને પાયસમાં લુબ્ધ બનેલ તેણે ભમતાં ભમતાં ઘટમાં તે પાયસાન્ન દીઠું. એટલે વસ્ત્ર ખંડમાંથી બહાર કહાડીને તેણે પાયસનું ભક્ષણ કર્યું અને પછી તે પન્નગપ્રમદા જેમ આવી હતી, તેમ પાતાળમાં પાછી ચાલી ગઇ.

એવામાં પાદશૌચ કરીને પાછી આવેલ વૈરોટ્યાએ ઘટમાં જોયું તો પાયસ ન મળે. તેમ છતાં તેણે શોક કે કોપ ન કર્યો, પણ તે સતી આ પ્રમાણે કહેવા લાગી—'જેણે આ પાયસનું ભક્ષણ કર્યું, મારી જેમ તેનો મનોરથ પૂર્ણ થાઓ.' એમ શાંત અંતઃકરણથી તેણે આશિષ આપી.

હવે અહીં નાગેંદ્રની કાંતાએ પોતાના પતિ આગળ પાયસ–ભક્ષણની વાત નિવેદન કરતાં તેણે અવધિજ્ઞાનથી બધું જાણીને પોતાની પ્રિયાની અવગણના કરી, જેથી પોતે પશ્ચાત્તાપ પામતી અને વૈરોટ્યાની ક્ષમાથી રંજિત થયેલ તે નાગકાંતાએ ગૃહની સત્તા ધરાવનાર પદ્મયશાને એવું સ્વપ્ન આપ્યું કે—'હું અલિંજર નાગેંદ્રની પ્રિયા છું. અને વૈરોટ્યા મારી પુત્રી તુલ્ય છે. તો એનો દોહલો પૂર્ણ કરવાને તું એને પાયસ આપજે, અને વળી મારૂં વચન તેને સંભળાવજે કે હું તારા પીયર તુલ્ય છું. તેથી તારી સાસુનો પરાભવ અવશ્ય નિવારણ કરીશ.'

પછી પદ્મયશાએ તે પવિત્ર પ્રમદાને પાયસનું ભોજન કરાવ્યું. એટલે પોતાનો દોહદ પૂર્ણ થવાથી વૈરોટ્યા મનમાં ભારે સંતુષ્ટ થઇ. હવે સમય આવતાં તેણે એક અદ્‌ભુત પુત્રને જન્મ આપ્યો, તે વખતે નાગકાંતાએ પણ એક સો નાગપુત્રોને જન્મ આપ્યો, એટલે તેજમાં સૂર્ય સમાન તે બધા વૃદ્ધિ પામવા લાગ્યા.

એવામાં પુત્રનું નામ રાખવાનો દિવસ આવતાં વૈરોટ્યાએ નાગકાંતાને યાદ કરી, એટલે માતાના આદેશથી તે બધા નાગકુમારો બોલ્યા—'આપણે તેણીના પિતૃપક્ષના છીએ' એમ પ્રતિજ્ઞા લેતા તે નાગકુમારો હર્ષથી મનુષ્ય લોકમાં તેણીના ઘરે આવ્યા. તેમાં કેટલાક ગજારૂઢ હતા, કેટલાક અશ્વારૂઢ હતા, કેટલાક સુખાસન–પાલખીમાં બેઠા હતા. વૈક્રિયના અતિશયથી વિવિધ રૂપ કરીને આવેલા તે નાગકુમારોએ તેના ઘરને, પોળને અને નગરને પણ સંકીર્ણ કરી મૂકયું. આ વખતે કેટલાક બાળનાગ એક ઘટમાં નાખી, તેનું મુખ ઢાંકીને નાગરમણીએ વૈરોટ્યાની રક્ષા માટે મોકલ્યા હતા.

હવે શોભાથી અદ્‌ભુત વહુનું પિતૃકુળ ત્યાં આવતાં તેની સાસુ સ્નાનાદિકથી તેનો સત્કાર કરવા લાગી. અહો! લોકમાં લક્ષ્મીવંતનો પક્ષજ વિજયી અને શ્રેષ્ઠ ગણાય છે. આથી જે પૂર્વે વૈરોટ્યા તેણીના અપમાનનું પાત્ર થઇ હતી, તે હવે ગૌરવનું સ્થાન થઇ પડી.

એવામાં મહોત્સવના કામથી વ્યગ્ર બનેલ કોઇ દાસીએ ચુલા પર રહેલ થાળી પર પેલો નાગઘટ મૂકી દીધો. તે જોઇ વ્યાકુળ થયેલ વૈરોટ્યાએ તે ઉતારી નાખ્યો અને જનનીના વાકયથી સ્નાન કરીને કેશના જળથી તેને અભિષિક્ત કર્યો એટલે તેના પ્રભાવથી તે સ્વસ્થ થઇ ગયા, પણ તેમાંનો એક બાળનાગ, જળ

બિંદુઓનો સ્પર્શ ન થવાથી તત્કાળ તે પુચ્છ રહિત થઇ ગયો, ત્યારે તેના સ્નેહથી મોહિત થયેલ તે જ્યાં ત્યાં છીંક વિગેરેમાં સ્ખલના પામતાં કહેવા લાગી કે—' બંડ જીવતો રહે.'

પછી નાગરૂપ તેના બાંધવોએ બધાને રેશમી વસ્ત્રો, સુવર્ણ, રત્ન અને મૌક્તિકના અદ્ભુત અલંકારો આપ્યા, એમ તે પર્વ સમાપ્ત થતાં તે બધા નાગકુમારો પોતાના સ્થાને ચાલ્યા ગયા. એ પ્રભાવથી વૈરોટ્યા પોતાના ઘરમાં ભારે માનનીય થઇ પડી.

એકદા અલિંજર નાગરાજે પોતાના પુત્રોને જોતાં તેમાં ખંડિત અવયવવાળા તે બંડને જોયો, તેથી તેને ગુસ્સો આવ્યો, તેનું કારણ અવધિજ્ઞાનથી જાણીને તે વૈરોટ્યાના ઘરે આવ્યો અને પોતાના નંદનનો દ્રોહ કરનાર એવી વૈરોટ્યાને તેણે દંશ દેવાનો વિચાર કર્યો. પતિનો એ વિચાર જાણવામાં આવતાં, તેણીનું રક્ષણ કરવામાં તત્પર એવી નાગકાંતાએ ત્યાં આવીને કહ્યું કે—' વૈરોટ્યા તો ભક્તાત્મા છે.' પોતાની પત્નીની એ વાણી સાંભળતાં નાગરાજ કંઇક શાંત થયો, પણ તેની પરીક્ષા કરવાને તે ઘરની અંદર બારણાના કમાડની પાછળ છુપાઇ રહ્યો. એવામાં સાંજે અંધકાર હોવાથી આગળ રહેલ દરવાજાને ન જોવાથી ઉતાવળે જતી વૈરોટ્યાને પગે વાગવાથી ભારે પીડા થઇ. એટલે—' બંડ ચિરંકાળ જીવતો રહો ' એમ બોલવાથી તેણે નાગરાજને તરત સંતુષ્ટ કર્યો. એમ સંતુષ્ટ થવાથી તેણે વૈરોટ્યાને બે નૂપુર આપ્યા અને પાતાલગૃહમાં જવા આવવાની અનુજ્ઞા આપી, જેથી નાગકુમારો પણ ગમે ત્યારે તેણીના ઘરે આવવા લાગ્યા અને તેથી ઘરના બાળકો અને સ્ત્રીઓને ભય પામવાનું એક કારણ થઇ પડયું. આથી તેનું ઘર દુર્ગમ અને **નાગમંદિર** એવા નામથી પ્રખ્યાત થયું. એટલે પદ્મદત્તે એ બધી હકીકત ગુરૂ મહારાજને નિવેદન કરી, ત્યારે ગુરૂ બોલ્યા કે—' તારી પુત્રવધુના મુખથી નાગકુમારોને એમ કહેવરાવ કે—લોકોના અનુગ્રહની ખાતર તમારે અમારા ઘરે વાસ ન કરવો અને કદાચ વાસ કરો, તો કોઇને ડંખવું નહિ. એમ મારી આજ્ઞા પ્રમાણે તારે કરવું.'

પછી પદ્મદત્ત સાર્થવાહે વૈરોટ્યાને કહ્યું કે—'તું નાગમંદિરમાં જા અને નાગકુમારોને અહીં આવવાનો નિષેધ કર. કારણકે મારી આજ્ઞા તારે માન્ય રાખવી જોઇએ.'

એટલે વૈરોટ્યા પાતાલમાં જઇને નાગકુમારોને કહેવા લાગી કે—' ગુરૂ મહારાજની આજ્ઞાથી તમારે મારા ઘરે ન આવવું.' એમ તેણે બધા નાગપુત્રો તથા અલિંજર નાગેંદ્રને કહી સંભળાવ્યું, આ તેનું વચન તેમણે માન્ય રાખ્યું. વળી વિશેષમાં તેણે જણાવ્યું કે—' જેણે અનાથ એવી મને સનાથ કરી અને મારા ચરણને નૂપુરસહિત કર્યા, તે નાગેંદ્ર મારા પિતા તુલ્ય છે.'

ત્યારે નાગપતિએ તેને સુધા સમાન આશિષ આપતાં જણાવ્યું કે—' દેવા-

ધિદેવના ધ્યાનથી અને તેમને છત્ર, ધ્વજ અને ચંદ્રવાદિક ધરવાથી પન્નગ, પ્રેત, ભૂત, અગ્નિ, ચોર કે વ્યાલાદિકનો ભય થવાનો નથી. વળી જેના શિરપર જિનાજ્ઞા રૂપ મુગટ હશે, તેને ડાકિની, શાકિની કે યોગિની ઉપદ્રવ કદિ પમાડી શકશે નહિ; વળી તે ગુરૂની આજ્ઞાને જે માન્ય કરશે અને વૈરોટ્યાનું જે સદા સ્મરણ કરશે, તેને ક્ષુદ્રજંતુથી કદિ ભય થવાનો નથી. વળી ગોળ, ઘૃત અને પાયસથી સ્વાદ્ય ભોજન અને બલિ જે જિનેશ્વરની આગળ ધરશે અને જિનસાધુને જે તેવું ભોજન આપશે, તેનું વૈરોટ્યા રક્ષણ કરશે.

એ પ્રમાણે નાગેંદ્રનો ઉપદેશ સાંભળતાં બીજા પણ બધા નાગદેવો શાંત થઇ ગયા તેમજ વૈરોટ્યા સતી પૂજનીય થઇ. ભાગ્ય અને સૌભાગ્યના નિધાનરૂપ તથા ધર્મ-કર્મમાં આદરયુક્ત એવા નાગદત્ત તથા નાગકુમારોએ તેના કુળની ઉન્નતિ કરી.

પછી એક દિવસે સદ્‌ગુરૂના વચનથી સંસારની અનિત્યતા સમજીને પદ્મદત્તે પોતાના પદે ગુણવાન નાગદત્તને સ્થાપન કર્યો, અને પોતે પ્રિયા અને પુત્રસહિત દીક્ષા અંગીકાર કરી, અને તીવ્ર તપ તપીને પુત્ર સહિત તે સૌધર્મ દેવલોકમાં ગયો, તેમજ પદ્મયશા, ગુરૂ મહારાજના ઉપદેશથી વૈરોટ્યા વધુ સાથે મિથ્યાદુષ્કૃત કરીને તે પણ ત્યાં દેવીપણે ઉત્પન્ન થઇ; વળી નાગેંદ્રના ધ્યાનથી વૈરોટ્યા પણ ધર્મનું આરાધન કરતાં પ્રાંતે મરણ પામીને શ્રીપાર્શ્વનાથની સેવા કરનાર ધરણેંદ્રની દેવી થઇ, તે પણ પ્રભુના ભક્તોને અદ્‌ભુત સહાય આપવા લાગી અને વિષ, અગ્નિ વિગેરેથી ભય પામતા તેમને શાંતિ આપવા લાગી. તે વખતે શ્રી **આર્યનંદિલ** આચાર્યે 'नमिऊण जिणं पासं' એવા મંત્રયુક્ત વૈરોટ્યાનું સ્તવન બનાવ્યું. એ સ્તવનનું જે મનુષ્ય એક ચિત્તે નિરંતર ત્રિકાળ ધ્યાન કરે, તેને વિષાદિ સર્વ ઉપદ્રવો કદિ બાધા પમાડી ન શકે.

ક્ષાંતિ અને કલ્યાણના મૂલ સ્થાનરૂપ વૈરોટ્યાનું આ પાવન ચરિત્ર સાંભળી જે મનુષ્યો ક્ષમાનો આદર કરે છે, તેમને સ્વર્ગ કે મોક્ષ દુર્લભ નથી.

શ્રી ચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે હંસ સમાન તથા શ્રી રામ-લક્ષ્મીના પુત્ર એવા શ્રી પ્રભાચંદ્રસૂરિએ પોતાના મનપર લેતાં શ્રીપ્રદ્યુમ્નસૂરિએ શોધેલ, પૂર્વ ઋષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી **આર્યનંદિલ** સૂરિના ચરિત્રરૂપ આ તૃતીય શિખર થયું.

અભિનવ રસ (જળ) ના મેઘરૂપ એવા હે શ્રી પ્રદ્યુમ્ન ગુરૂ ! આપ વિના વિષય-તૃષ્ણામાં તરલિત થયેલ છતાં સદ્‌ગુરૂના વચનથી ભુવનની અન્ય સુલભ લક્ષ્મીમાં નિરપેક્ષ એવા પોતાના બાળક ચાતકરૂપ શિષ્યને નિર્મળ વચન-વૃષ્ટિથી સંતુષ્ટ કરો.

**ઇતિ શ્રી આર્યનંદિલસૂરિ-પ્રબંધ.**





# (४) श्री कालकसूरि प्रबंध.



કો ઇ: મોટા ગુણને લીધે શ્રી સીમંધર સ્વામિના મુખથી વિદિત–વિખ્યાત થયેલા એવા શ્રી કાલકસૂરિ તમારૂં રક્ષણ કરો. પૂર્વના બહુશ્રુત આચાર્યોએ પર્યુષણ પર્વ સંબંધી હકીકત યુકત જેમનું ચરિત્ર વર્ણવેલ છે, તેને અનુસરીને હું પણ આદરપૂર્વક વર્ણવું છું. શું ગાડીશકટ (ગાડા) ની પાછળ જતી નથી ?

પોતાની શોભાથી સમસ્ત નગરને જીતનાર એવું શ્રી **ધારાવાસ** નામે નગર છે કે જ્યાં સાધુજનોના વચનામૃતથી દુર્જનોના મુખનું ઝેર નિરસ્ત થતું હતું. વળી સંપતિના મહાબળ અને ભારથી ઉન્નત થયેલ અને ગુણયુકત એવી જે નગરની કીર્ત્તિરૂપ પતાકા આકાશમાં વ્યાપ્ત થઈને ચંદ્રમાના બિંબસુધી પહોંચી હતી. ત્યાં પરાક્રમથી સુશોભિત એવો **વીરસિંહ** નામે રાજા રાજ્ય કરતો હતો કે જેના પ્રતાપે રિપુરમણીઓની [1]પત્રવલ્લીને શોસવી દીધી હતી. તેને નાગેંદ્રકાંતા સમાન **સુરસુંદરી** નામે કાંતા હતી કે જે કલ્યાણની ભૂમિરૂપ અને મહાભોગથી વિરાજિત હતી. જેમ ઇંદ્રને જયંત અને સમુદ્રને શશાંક, તેમ એ રાજદંપતીને **કાલક** નામે પુત્ર હતો કે જેણે પ્રચંડ ધનુષ્યથી શત્રુઓને ખંડિત કર્યા હતા. બ્રહ્માની **સરસ્વતી** નામે પુત્રી વિશ્વપાવની કહેવાય છે કે જેના આગમનથી સમુદ્ર પણ ગુરૂ અને સર્વના આશ્રયરૂપ થયો તેમ કાલક રાજકુમારના આગમથી સમુદ્ર ( મુદ્રાસહિત છતાં ગુરૂ સર્વના આશ્રયરૂપ થયા.

એક વખતે અશ્વકળાની ક્રીડા જાણવાને કાલકકુમાર નગરની બહાર ગયો. તે પોતે અશ્વપરિશ્રમમાં થાકે તેવો ન હતો. ત્યાં ધૌરિતક, પ્લુત, વલ્ગિત, ઉત્તેજીત અલસ અને ઉત્તેરિત–વિગેરે ગતિથી અશ્વોને ચલાવતાં તેણે શ્રમિત અને નિશ્ચળ કરી દીધા. એવામાં રૂપમાં ગંધર્વ સમાન એવા કુમારે બગીચામાંથી આવતો અત્યંત કોમળ અને ઉદાર ધ્વનિ સાંભળ્યો. એટલે રાજપુત્રે મંત્રીને કહ્યું કે–' મેઘની ગર્જના સમાન ગંભીર આ ધ્વનિ કેવો ? અથવા એ કોનો છે ? '

ત્યારે મંત્રીએ બાતમી મેળવીને જણાવ્યું કે ' હે નાથ ! પ્રશાંત અને

---

૧ મુખપર કસ્તુરિ વિગેરેથી કરેલ રચના.

પવિત્ર મૂર્તિને ધારણ કરતા એ ગુણાકરસૂરિ ધર્મોપદેશ આપી રહ્યા છે. તો આપણે એ બગીચામાં વિસામો પણ લઇએ અને એમના વચનામૃતનું પણ પાન કરીએ. એટલે—' ભલે, એમ થાઓ ' એ પ્રમાણે બોલતાં રાજકુમારે મંત્રીનું વચન માન્ય કર્યું અને સર્વ પરિવારને આજ્ઞા કરીને પોતે ઉદ્યાનમાં આવ્યો, ત્યાં ગુરૂને વંદન કરીને તે યોગ્ય સ્થાને બેઠો. એટલે જ્ઞાનના ઉપયોગથી તેની યોગ્યતા જાણીને ગુરૂ મહારાજે વિશેષથી ધર્મવ્યાખ્યાન શરૂ કર્યું—

" ધર્મ, દેવ અને ગુરૂ એ ત્રણ તત્ત્વો બરાબર સમજીને તેનો આશ્રય કરવો, તેમાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર એ રત્નત્રયના વિચારયુક્ત તથા જીવદયા જેમાં પ્રધાન છે, તે ધર્મ. સર્વજ્ઞ જિનેશ્વર તે દેવ. તથા સર્વ પ્રકારના સંગરહિત; રાગ, દ્વેષને ભેદનાર તથા બ્રહ્મચારી તે ગુરૂ. ધર્મના બે પ્રકારમાં પ્રથમ યતિધર્મ તે પંચ મહાવ્રત યુક્ત, સાધુઓના સંયમરૂપ, દશ પ્રકારના સંસ્કારથી વિભૂષિત અને સર્વ કર્મને ભેદનાર છે, એકચિત્તે એક દિવસ પણ એ ધર્મનું આરાધન કરવાથી મનુષ્ય મોક્ષ અથવા વૈમાનિક દેવપણાને અવશ્ય પામે છે. વળી બીજો ગૃહસ્થ ધર્મ તે શ્રાવકના બાર વ્રતયુક્ત હોય છે. એ ધર્મ; દાન, શીલ, તપ અને ભાવ એ ચાર પ્રકારથી સમસ્ત રીતે કલ્યાણકારી છે. સમ્યક્ પ્રકારે એનું આરાધન કરવાથી મનુષ્યને કાલાંતરે એ મોક્ષદાયક થાય છે. એક જિન વચન પણ પ્રાણીને સંસાર-સાગરથી પાર પમાડવા માટે નાવ સમાન થાય છે."

ગુરૂ મહારાજના મુખથી એ સાંભળતાં રાજકુમાર બોલ્યો—' હે ભગવન ! તમે દીક્ષાને સાક્ષાત નૌકા તુલ્ય બતાવી તે યોગ્ય છે. એનો આશ્રય લઇને હું અજ્ઞાનસમુદ્રના કિનારા રૂપ મોક્ષને સત્વર મેળવીશ. '

ત્યારે ગુરૂ બોલ્યા—' તારા માતપિતાની અનુમતિ મેળવ્યા પછી આવીને તું તારા એ મનોરથને સિદ્ધ કર. '

પછી અત્યાદર પૂર્વક કાલક રાજકુમાર પોતાના માબાપની અનુજ્ઞા મેળવીને પોતાની બ્હેન સહિત તે ગુરૂ મહારાજ પાસે આવ્યો. એટલે ગુરૂ મહારાજે પોતાના હાથે બ્હેન સહિત તેને દીક્ષા આપી. પછી પોતાના પ્રજ્ઞાતિશયથી કાલકમુનિ અલ્પ કાળમાં સર્વ શાસ્ત્ર શીખી ગયા. એટલે ગુરૂ મહારાજે તેને યોગ્ય જાણીને પોતાના પદે સ્થાપન કર્યા અને પોતે શ્રીમાન્ ગુણાકરસૂરિએ પરભવની સાધના કરી.

હવે શ્રીમાન્ કાલકસૂરિ વિહાર કરતા એકદા ઉજ્જયિની નગરીમાં આવ્યા અને ત્યાં બાહ્ય આરામમાં રહ્યા. મોહાંધકારમાં મગ્ન થયેલા ભવ્યાત્માઓને સમ્યક્ અર્થ બતાવવામાં મણિદીપકની જેમ સમર્થ હતા.

તે નગરીમાં મહાબલિષ્ઠ એવો ગર્દભિલ્લ નામે રાજા હતો. તે કોઇવાર નગ-

રની બહાર રથવાડીએ નીકળ્યો. એવામાં કર્મસંયોગે દધિપાત્રને કાકની જેમ ત્યાં કાલક સૂરિની બ્હેનને જતી તેણે પોતે જોઇ. એટલે મોહિત થઇને તેણે પ્રચંડ પુરૂષોના હાથે તેનું અપહરણ કર્યું. આ વખતે તે સાધ્વી કરૂણ સ્વરે—' હા ! ભ્રાત ! મારૂં રક્ષણ કરો ' એમ આક્રંદ કરવા લાગી. એ હકીકત સાધ્વીઓ પાસેથી જાણવામાં આવતાં કાલકસૂરિ પોતે રાજસભામાં જઇને રાજાને કહેવા લાગ્યા કે —' ફલ સંપત્તિની રક્ષા માટે ક્ષેત્રને વાડ કરવામાં આવે છે, તે વાડ પોતેજ જો ધાન્યનું ભક્ષણ કરે તો એ ફર્યાદ કોને કરવી ? હે રાજન ! સર્વ વર્ણો અને દર્શનોનો તુંજ એક રક્ષક છે, તો સાધ્વીના વ્રતનું ખંડન કરવું તને યુક્ત નથી. '

એ પ્રમાણે આચાર્યે સમજાવ્યા છતાં ભૂતાવેશના ભ્રમથી ઉન્મત્ત થયેલાની જેમ ઉન્માદયુક્ત તે મ્લેચ્છ જેવા નૃપાધમે સૂરિનું વચન ન માન્યું. ત્યારે શ્રી સંઘે, મંત્રીઓએ અને નાગરિકોએ પણ તેને બહુ સમજાવ્યો, છતાં મિથ્યા મોહથી ઘેરાયેલ અને મતિહીન એવા તે નીચ નરાધિપે બધાની અવગણના કરી. એટલે પૂર્વના ક્ષાત્રતેજને પ્રગટ બતાવતા એવા કાલકાચાર્યે કાયર જનોને કંપાવનારી એવી ઘોર પ્રતિજ્ઞા કરી કે—' અન્યાય રૂપ કાદવના ભુંડ સમાન એ દુષ્ટ નૃપનો તેના પુત્ર, પશુ અને બાંધવ સહિત જો હું ઉચ્છેદ ન કરૂં તો જિનધર્મની હેલના કરનારા, બ્રાહ્મણ, બાળપ્રમુખનો ઘાત કરનારા અને જિનબિંબને ઉત્થાપનારા એવા પુરૂષોના પાપથી હું લેપાઉં. '

એ પ્રમાણે સામાન્ય જનને દુષ્કર તથા અસંભાવ્ય એ વચન ત્યાં બોલતાં કાલકસૂરિ બહાર નીકળ્યા અને તેમણે દંભથી ઉન્મત્તનો વેષ ધારણ કરી લીધો. પછી ચોરા, ચહુટા અને ત્રિમાર્ગે તે એકાકી ભમવા લાગ્યા. તે વખતે ચેતનાશૂન્ય મદોન્મત્તની જેમ વારંવાર આ પ્રમાણે અસંબદ્ધ વાક્ય બોલવા લાગ્યા—' ગર્દભિલ્લ રાજા છે, તો તેથી શું થયું ? અને કદાચ દેશ સમૃદ્ધ છે, તો તેથી પણ શું થયું ? એમ તેના બોલ સાંભળતાં લોકો દયા બતાવીને કહેવાલાગ્યા કે—' પોતાની બ્હેનથી વિરહ પામેલ આ આચાર્ય ગાંડા થઇ ગયા છે. '

કેટલાક દિવસ પછી તે એકલા ત્યાંથી ચાલી નીકળ્યા અને પશ્ચિમ દિશા તરફ ચાલતાં અનુક્રમે તે **સિંધુ** નદીના તીરે આવ્યા. ત્યાં **શાખિ** નામે દેશ અને **શાખિ** નામના રાજાઓ હતા, તે બીજા **શક** એવા નામથી ઓળખાતા છન્નુ રાજાઓ હતા. તેમાં એક રાજાધિરાજ કે જેને સાત લાખ અશ્વો હતા. વળી બીજા રાજાઓને પણ દશ દશ હજાર અશ્વો હતા. તેમાં એક માંડલિક કાલકસૂરિના જોવામાં આવ્યો કે જેને અનેક કૌતુક બતાવીને તેમણે તેનું મન વશ કરી લીધું. પછી સૂરિપરના વિશ્વાસથી તે રાજાએ તેમની સાથે મિત્રતા બાંધી, તેથી તેમના વિના તેને ચેન પડતું નહિ, એટલે વિનોદની વાતોથી તે સમય ગાળવા લાગ્યો.

એકદા આચાર્ય સાથે સભામાં બેસીને મંડલેશ સુખે વાર્તાવિનોદ કરતો હતો, તેવામાં પ્રતિહારે વિનંતિ કરીને રાજદુતને સભામાં મોકલ્યો તેણે આવીને કહ્યું કે—'પ્રાચીન રૂઢિ પ્રમાણે રાજશાસન સ્વીકારો; એટલે તેણે છરી લીધી અને વારંવાર મસ્તકપર ચડાવી, પોતે ઉભા થઇ તેમાંના વર્ણ મેળવીને તેણે વાંચી જોયા. આથી તેના મુખપર શ્યામતા છવાઇ રહી, તેનું ચિત્ત ઉદાસ થઈ ગયું અને શબ્દરહિત આષાઢ માસના મેઘની જેમ તેનું શરીર શ્યામ બન્યું, જેથી તે બોલવાને પણ અસમર્થ થઈ ગયો. એટલે આશ્ચર્યથી આચાર્યે પૂછ્યું કે-' આ ભેટ આવતાં તો સ્વામીનો પ્રગટ પ્રસાદ જણાય છે, છતાં હર્ષને સ્થાને શોક શા માટે ? '

ત્યારે તે બોલ્યો—' હે મિત્ર ! સ્વામીનો એ પ્રસાદ નથી, પણ કોપ છે. આ છરીથી શિર છેદીને મારે પોતે મોકલાનું છે. એમ કરવાથી મારા વંશમાં પ્રભુત્વ રહે તેમ છે, નહિ તો રાજ્ય અને દેશનો વિનાશ પાસે આવ્યો સમજવો. વળી આ છરીપર છન્નુનો અંક દેખાવાથી છન્નુ સામંતોપર રાજા કોપાયમાન થયો હોય, એમ હું સમજું છું.

પછી તે બધા સામંતોને સૂરિએ ગુપ્ત રીતે ત્યાં બોલાવ્યા. તે બધા મળી નૌકાથી સિંધુ નદી ઉતરીને સોરાષ્ટ્ર દેશની સરહદપર આવ્યા. એવામાં તેમની ગતિને અટકાવનાર વર્ષાઋતુ આવી, તેથી છન્નુ ભાગમાં તે દેશ વેચીને તે ત્યાં રહ્યા. રાજ-હંસનો દ્રોહ કરનાર અને અનેક તરવારરૂપ તરંગયુક્ત એવી વાહિની ( સૈન્ય કે નદી ) રચનાની વૃદ્ધિવડે તે રાજાઓ શૂરવીર હતા.

એવામાં ' અરે ! દુષ્ટ નૃપાધમ ! ચકલીને સીંચાણાની જેમ તેં પવિત્ર સાધ્વીનો નિરોધ કર્યો છે ' એમ જાણે કહેતી હોય, વળી બલિષ્ઠ શત્રુની જેમ મેઘથી ઉપસ્થિત થયેલ ઉગ્ર ઉપસર્ગને પસાર કરી, કમળ-મુખને વિકાસ પમાડનાર મિત્ર-સૂર્યની જેમ શરદઋતુ આવી એટલે પરિપકવ વચનરૂપ શાલિ (ધાન્ય વિશેષ) યુકત, સર્વરીતે પ્રસન્નતા દર્શાવનાર એવી શરદઋતુ એક ધીમાનની જેમ તે રાજા રાજાઓને આનંદકારી થઇ પડી. ત્યારે આચાર્યે મિત્ર રાજાને પ્રયાણ કરવા માટે સ્પષ્ટપણે સૂચવ્યું એટલે રાજાએ જણાવ્યું—' હાલ આપણી પાસે શંબલ ( માર્ગમાં ઉપયોગી ભાતું વિગેરે ) નથી તેથી આપણે પાર પહોંચીએ શી રીતે ? '

એમ સાંભળતાં આચાર્ય એક કુંભારના ઘરે ગયા. ત્યાં તેમણે અગ્નિથી પાકતો ઈંટોનો નિંભાડો જોયો, ત્યાં અતુલ શકિત ધરાવનાર સૂરિએ આક્ષેપપૂર્વક કોઇ ચૂર્ણયુક્ત પોતાની કનિષ્ઠ અંગુલિનો નખ નાખ્યો. એટલે અગ્નિ બુઝાઈ જતાં તેમણે રાજાને કહ્યું કે—' હે સખે ! પ્રયાણ તથા વાહનને માટે સુવર્ણ વેચીને લઇ લ્યો ' એ વચન માન્ય કરી, તેમણે સર્વત્ર ગજ, અશ્વાદિક સૈન્યના

પૂજન પૂર્વક પર્વરૂપ પ્રયાણ કર્યું. આગળ ચાલતાં **પાંચાલ** અને **લાટ** દેશના રાજાઓને સર્વ રીતે જીતીને શત્રુઓને દબાવતા તે શક રાજાઓ **માલવ**દેશની સરહદ પર આવી પહોંચ્યા. તે વખતે 'પરબળ આવે છે' એમ સાંભળ્યા છતાં વિદ્યા સામર્થ્યથી ગર્વિષ્ઠ બનેલ ગર્દભિલ્લ રાજાએ પોતાની નગરીનો કિલ્લો સજ્જ ન કર્યો. તેણે ગઢના કાંગરાપર મોરચા ન માંડ્યા, તેના ખુણાઓપર તોપો ન ગોઠવી, વિદ્યાધરીઓને આનંદ પમાડનાર તથા શત્રુઓને પરાસ્ત કરનાર એવા બાણો તૈયાર ન કર્યા, તેમજ નગરીના મુખ્ય દ્વારના કપાટ અને સુભટોને સજ્જ ન કર્યા. એવામાં પતંગસૈન્યની માફક પ્રાણીવર્ગને ભયંકર એવું શાખિ રાજાઓનું સમસ્ત સૈન્ય નગરીની નજીકમાં આવી પહોંચ્યું, છતાં **ગર્દભી**વિદ્યાના બળથી ગર્વિષ્ઠ થયેલ અને અંદર રહેલ એવા ગર્દભિલ્લ રાજાએ પોતાનું સૈન્ય સજ્જ ન કર્યું.

એ બધી હકીકત ચરપુરૂષોના મુખથી જાણવામાં આવતાં આચાર્યે મિત્ર રાજાને જણાવ્યું કે—'આ બધું અસજ્જિત જોઇને તમે ઉદ્યમ મૂકી ન દેશો. કારણ કે અષ્ટમી અને ચતુર્દશીના દિવસે એ ગર્દભીવિદ્યાની પૂજા કરે છે અને એકાગ્રમનથી એક હજારને આઠ જાપ કરે છે. એ જાપ પૂર્ણ થતાં તે વિદ્યા ગર્દભીરૂપે શબ્દ કરે છે, ઘોર ફૂત્કાર શબ્દને જે દ્વિપદ કે ચતુષ્પદ સાંભળે છે, તે મુખે ફીણ મૂકતાં મરણ પામે છે. માટે અઢી ગાઉની અંદર કોઇએ રહેવું નહિ અને પોતપોતાના સૈન્યસહિત રાજાઓએ છુટા છુટા આવાસ દઇને રહેવું.' એમ સાંભળતાં બધા રાજાઓએ તે પ્રમાણે કર્યું. ત્યાં કાલકસૂરિએ દોઢસો શબ્દવેધી સુભટોને પોતાની પાસે રાખ્યા, જે લબ્ધલક્ષ અને સુરક્ષિત હતા. એવામાં શબ્દકાળે તેમણે બાણોવતી ગર્દભીનું મુખ:પૂરી દીધું :જેથી તે એક ભાથા જેવું ભાસવા લાગ્યું. આથી કોપાયમાન થયેલ ગર્દભી ઇર્ષ્યાથી ગર્દભિલ્લના મસ્તકપર વિષ્ટા અને મૂત્ર કરી, પાદઘાતથી તેને મારીને તે અદૃશ્ય થઇ ગઇ. એટલે 'આ હવે નિર્બળ છે' એમ શક રાજાઓને જણાવી સમસ્ત સૈન્ય લાવીને ગુરૂએ કિલ્લામાં પ્રવેશ કર્યો. પછી સુભટોએ ગર્દભિલ્લને જમીન પર પાડી બાંધી લઇને તેમણે ગુરૂની આગળ લાવી મૂકયો ત્યારે ગુરૂએ તેને કહ્યું કે—'પરબળને ભેદનાર ધનુષ્ય અને બાણથી ગર્વિષ્ઠ બનેલ તેં સાધ્વીનું અપહરણ કર્યું. તે કર્મરૂપ વૃક્ષનું આતો હજી પુષ્પ છે, પરંતુ તેનું ફળ તો પરભવે તને નરકજ મળવાનું છે. માટે હજી પણ સમજીને શાંત થઇ તું કલ્યાણકારી પ્રાયશ્ચિત લઇલે. તથા પરલોકની આરાધના કર કે જેથી તને મનોવાંછિત સુખ મળે, એમ સૂરિએ સમજાવતાં 'તું આમ કર' એવું વચન સાંભળવાથી ગર્દભિલ્લ મનમાં ભારે દૂભાયો. એટલે તેને મૂકી દેવામાં આવતાં તે ત્યાંથી અરણ્યમાં ચાલ્યો ગયો. ત્યાં ભ્રમણ કરતાં તેને વાઘે મારી નાખ્યો, જેથી મરણ પામીને તે દુષ્ટાત્મા દુર્ગતિમાં ગયો. તેવા સાધુ જનનો દ્રોહ કરનારને એવી ગતિ મળે, એતો તે કર્મનું અલ્પ ફળ જ છે.

પછી આચાર્યના આદેશથી મિત્ર રાજા સ્વામી થયો અને બીજા શાખિ રાજાઓપણ દેશ વેચીને રહ્યા. ગુરૂ મહારાજે સરસ્વતી સાધ્વીને વ્રતમાં સ્થાપી એટલે તે આલોચના અને પ્રતિક્રમણ કરવાથી મૂળ ગુણને પામી. કારણકે બલાત્કારથી સ્ત્રીના વ્રતને ભાંગનાર પુરૂષપર વિદ્યાદેવીઓ કોપાયમાન થાય છે. આવો રાવણ રાજા પણ સીતાપર બલાત્કાર કરી ન શકયો.

એવી રીતે શાસનની ઉન્નતિથી જિનતીર્થની પ્રભાવના કરતા અને શાખિ રાજાઓને પ્રતિબોધ પમાડતા કાલકસૂરિ શોભવા લાગ્યા.

કેટલાક કાળ પછી શક રાજાઓના વંશને ઉચ્છેદીને શ્રી **વિક્રમાદિત્ય** રાજા સાર્વભૌમ સમાન થયો. સુવર્ણ પુરૂષના ઉદયથી ઉત્કટ મહાસિદ્ધિને મેળવનાર તે રાજાએ પૃથ્વીને ઋણરહિત કરી અને પોતાનું સંવત્સર ચલાવ્યું, ત્યારપછી એકસો પાંત્રીશ વરસ જતાં વિક્રમ રાજાના વંશને છેદીને શક રાજાઓએ પોતાનું સંવત્સર સ્થાપન કર્યું. એમ પ્રસંગને અનુસરીને કહી બતાવ્યું, હવે પ્રસ્તુત વાત કહેવામાં આવે છે. રાજાઓથી પૂજા સત્કાર પામેલા શ્રી કાલકસૂરિ તે દેશમાં વિચરવા લાગ્યા.

હવે **લાટ** દેશના લલાટના તિલક સમાન એવું ભૃગુકચ્છ ( ભરૂચ ) નામે નગર છે. ત્યાં **બલમિત્ર** નામે રાજા હતો. **ભાનુમિત્ર** નામે તેનો મોટો ભાઇ કે જે કાલકસૂરિનો ભાણેજ હતો. તેમની **ભાનુશ્રી** નામે બ્હેન હતી અને તેનો **બલભાનુ** નામે પુત્ર હતો. એક વખતે લોકોના મુખથી તેમણે કાલકાચાર્યનો વૃતાંત સાંભળ્યો એટલે સંતોષ પામીને તેમણે આચાર્ય મહારાજને બોલાવવા માટે પોતાના મંત્રીને મોકલ્યો. ત્યારે અપ્રતિબંધપણે વિહાર કરતા કરતા સૂરિ ભવ્યાત્માઓને પ્રતિબોધ પમાડવાને તે નગરના બાહ્ય ઉદ્યાનમાં પધાર્યા એટલે ગુરૂનું આગમન જાણવામાં આવતાં રાજા બળમિત્ર તેમની પાસે આવ્યો અને ભારે ઉત્સવથી આનંદપૂર્વક તેણે ગુરૂને નગરમાં પ્રવેશ કરાવ્યો. ત્યાં પુષ્કરાવર્ત્ત મેઘની જેમ સૂરિ પોતાના ઉપદેશામૃતથી ભવ્યાત્માઓને સિંચન કરતાં તેમના સમસ્ત તાપને દૂર કરવા લાગ્યા. વળી ત્યાં **શકુનિકા** તીર્થમાં બિરાજમાન શ્રીમુનિસુવ્રત સ્વામીને વંદન કરીને તેના ચરિત્ર-કથનથી તેમણે રાજાને પ્રતિબોધ પમાડયો.

એવામાં એકદા તે રાજાનો પુરોહિત કે જે મિથ્યા કદાગ્રહમાં મસ્ત હતો અને કુવિકલ્પ તથા વિતંડાવાદ કરતો, તેને આચાર્યશ્રીએ વાદમાં જીતી લીધો. એટલે અનુકૂળ વૃત્તિથી આચાર્ય પાસે આવતાં તેણે દાંભિક ભક્તિથી સરલ સ્વભાવી રાજાને કહ્યું કે—' હે નાથ ! આ ગુરૂમહારાજ તો જગતમાં દેવોની જેમ

પૂજનીય છે, એમની પવિત્ર પાદુકા લોકોએ પોતાના મસ્તકપર ધારણ કરવી જોઇએ તો લોકો અને રાજાઓને હિતકારી વચન હું કંઇક નિવેદન કરવા માગું છું. તેથી જો તમારે મનુષ્ય-ગુરૂ ઉપર ભક્તિ હોય, તો એક ચિત્તે સાંભળો—નગરમાં પ્રવેશ કરતાં ગુરૂના ચરણો જે માર્ગમાં પ્રતિબિંબિત થયા, તેને અન્ય સામાન્ય લોકો ઓળંગે છે, એ મોટું પાપ છે, અને તેમાં ધર્મ તો અત્યલ્પ છે, માટે હે મહામતિ ! એનો કાંઇ વિચાર કરો.'

આથી સરલ સ્વભાવને લીધે રાજાને પ્રતીતિ થતાં તે કહેવા લાગ્યો—'અહો ! આ તો મોટું સંકટ આવી પડયું. એ ગુરૂ મહારાજ તો વિદ્વાન, તીર્થરૂપ, સર્વને પૂજનીય અને મારા માતુલ રહ્યા, એટલે તેમને ચાતુર્માસ રાખીને હવે અન્ય સ્થાને મોકલી કેમ શકાય ?'

ત્યારે પુરોહિત બોલ્યો—'હે મહીનાથ ! હું તને એવો માર્ગ બતાવીશ કે જેમાં તારૂં હિત અને સુખ સમાયેલું હોય. વળી તેમ કરવાથી તને ધર્મ અને યશ પ્રાપ્ત થશે તથા એ ગુરૂ પોતે સુખે ચાલ્યા જશે. નગરમાં સર્વત્ર એવી ઘોષણા કરાવો કે—'રાજાની આજ્ઞાથી રાજપૂજિત ગુરૂ મહારાજને શ્રેષ્ઠ આહાર વ્હોરાવવો. એટલે અનેષણાયુક્ત આધાકર્મી આહાર જોઈને તે પોતે ચાલ્યા જશે. અને તેથી તને કોઇ પ્રકારનો અપવાદ લાગવાનો નથી.'

પુરોહિતનું એ દંભયુક્ત વચન સાંભળતાં રાજાએ કહ્યું—'ભલે એમ થાઓ.' એટલે પુરોહિતે સંકેત પ્રમાણે સમસ્ત નગરમાં ઘોષણા કરાવીને રાજાની આજ્ઞા ફરમાવી. આથી આધાકર્મી આહાર મળતાં મુનિઓએ ગુરૂ મહારાજને કહ્યું કે—'હે ભગવન્ સર્વત્ર મિષ્ટાન્ન આહારનીજ પ્રાપ્તિ થાય છે.'

ત્યારે ગુરૂ બોલ્યા—'આ ઉપસર્ગ વિરોધી તરફથી ઉપસ્થિત થયેલ લાગે છે. માટે સંયમનિર્વાહની ખાતર આપણે **પ્રતિષ્ઠાન** નગરમાં જઇએ. ત્યાં દૃઢ વ્રતધારી **સાતવાહન** રાજા જૈન છે.' પછી આચાર્ય મહારાજે ત્યાંના શ્રી સંઘ પાસે બે મુનિઓ મોકલ્યા; અને કહેવરાવ્યું કે—'અમે ત્યાં આવતાં શ્રી પર્યુષણા પર્વ કરશું.'

હવે મુનિઓ ત્યાં ગયા અને શ્રી સંઘે તેમને માન આપ્યું. એટલે તેમણે શ્રી ગુરૂનો સંદેશો સંઘને કહી સંભળાવ્યો, ત્યાં શ્રી સંઘે પરમ હર્ષપૂર્વક ગુરૂનું વચન માન્ય કર્યું. પછી શ્રી કાલકાચાર્ય હળવે હળવે તે નગરમાં આવ્યા, ત્યારે સાતવાહન રાજાએ તેમનો પ્રવેશ-મહોત્સવ કર્યો.

પછી શ્રી પર્યુષણા પર્વ નજીક આવતાં રાજાએ આચાર્યને વિનંતિ કરી કે—'હે ભગવન ! ભાદરવા માસની શુકલ પંચમીના દિવસે આદેશમાં ઇંદ્રધ્વજનો

મહોત્સવ થવાનો છે. માટે શ્રી પર્વ છઠ્ઠના દિવસે કરો, કારણ કે લૌકિક પર્વ આવતાં લોકોનું ચિત્ત ધર્મકાર્યમાં ઉત્સાહયુક્ત થતું નથી. '

ત્યારે આચાર્ય બોલ્યા—' હે રાજેંદ્ર ! પૂર્વે જિનેશ્વરોએ અને ગણધરોએ પંચમીનું અતિક્રમણ કર્યું નથી. વળી ' એ પર્વ તેજ દિવસે થાય; ' એમ અમારા ગુરૂએ કહેલ છે. મેરૂ શિખર કદાચ કંપાયમાન થાય અથવા સૂર્ય પશ્ચિમ દિશામાં ઉદય પામે, તથાપિ પંચમીની રાત્રિને ઓળંગીને એ પર્વ ન થાય. '

એટલે રાજાએ કહ્યું—' હે પ્રભો ! તો પર્યુષણા પર્વ ચતુર્થીના દિવસે કરો.'

ગુરૂ બોલ્યા—' એમ થઇ શકે, કારણ કે એ વચન પૂર્વાચાર્યોએ પણ માન્ય કરેલ છે. વળી એવું શાસ્ત્રવચન પણ છે કે—પંચમી પહેલાં પણ પર્યુષણા પર્વ કરી શકાય. '

એમ સાંભળતાં રાજાએ હર્ષ પૂર્વક જણાવ્યું કે—' એ બહુજ ઇષ્ટ છે. કારણ કે અમાવાસ્યાના દિવસે મારી રાણીઓ પૌષધમાં રહીને પર્વોપવાસ કરશે અને એકમના દિવસે પારણું કરશે. વળી અઠ્ઠમતપ કરનારા નિર્ગ્રંથ મહાત્માઓ તે દિવસે પ્રાસુક આહારથી એષ્ટ ઉત્તર પારણું કરી શકશે.'

ત્યારે આચાર્ય મહારાજ કહેવા લાગ્યા કે—' હે રાજન ! પંચમહાદાન આપતાં જીવ દુષ્કર્મસાગરથી નિસ્તાર પામે છે. તેમાં માર્ગશ્રાંત થયેલ, ગ્લાન, લોચ કરનાર; બહુશ્રુતને અને ઉત્તર પારણે આપવામાં આવેલ દાન મહાફળ આપનાર થાય છે. '

ત્યારથી કષાયને શાંત કરવામાં કારણભૂત એ મહાન સાંવત્સરિક પર્વ પંચમીથી ચતુર્થીમાં આવેલ છે. એ પ્રમાણે શાસનની પ્રભાવના કરતાં શ્રી કાલકાચાર્યે કેટલાક દિવસ પરમ સંતોષથી વ્યતીત કર્યા.

એકદા તેવા સમર્થ સુરિમહારાજના પણ શિષ્યો કર્મના દોષથી અવિનયી અને દુર્ગતિના એક દોહદરૂપ થયા. ત્યારે આચાર્યો શય્યાતરને વિપરીત વચન કહેતાં જણાવ્યું કે—' કર્મબંધનો નિષેધ કરવા અમે અન્ય સ્થાને જઇશું, અને તારે એ શિષ્યોને પ્રિય અને કર્કશ વચનથી સમજાવીને કહી દેવું કે—ગુરૂ વિશાલા નગરીમાં પ્રશિષ્ય પાસે ગયા.' એમ કહીને ગુરૂ ત્યાં ચાલ્યા ગયા.

હવે પ્રભાત થતાં ગુરૂને ન જોવાથી શિષ્યો નીચા મુખ કરીને પરસ્પર કહેવા લાગ્યા કે—' આ શય્યાતરને આપણા ગુરૂની અવશ્ય ખબર હશે. એ આપણો દુર્વિનય હવે શાખારૂપે વિસ્તાર પામ્યો.' પછી તેમણે શય્યાતરને પૂછયું, એટલે તેણે યથોચિત કહીને ગુરૂની સ્થિતિ તેમને નિવેદન કરી. જેથી તે બધા વેગથી ઉજ્જયીની તરફ ચાલી નીકળ્યા. એટલે માર્ગે જતાં લોકોએ તેમને પૂછયું,

ત્યારે તે મૃષાવચન બોલ્યા કે—' અહો ! ગુરૂ આપણી આગળ હતા, તે પાછળ રહી ગયા અને આપણે પાછળ હતા. તે આગળ થઇ ગયાં.' તેથી રસ્તે ચાલતાં તેમને લોકોએ સિંદુરથી પૂજા કરી કારણ કે સ્વામી વિના સ્ત્રી સેવક અને શિષ્યોની અવજ્ઞા થાય છે.

હવે અહીં વસ્ત્રથી વીંટાયેલા રત્નની જેમ ગુપ્ત સ્વરૂપે કાલકસૂરિ યતિઓના ઉપાશ્રયમાં આવ્યા. ત્યાં સાગરસુરિ નામે તેના પ્રશિષ્ય આગમનો ઉપદેશ આપતા હતા. તેણે અભ્યુત્થાદિકથી આચાર્યનો વિનય ન સાચવ્યો, એટલે ઇરિયાવહી પ્રતિક્રમીને ઉપાશ્રયના કોઈ શૂન્ય ખુણામાં પરમેષ્ઠિમંત્રનો જાપ કરતા તે નિઃસંગપણે બેસી રહ્યા. એવામાં દેશના પછી તે સાગરસુરિ ફરતા ફરતા ગુરૂ પાસે આવીને કહેવા લાગ્યા—' હે તપોનિધિ ! આદરપૂર્વક કંઇક જીર્ણ સંદેહ પૂછો.' ત્યારે ગુરૂ બોલ્યા—' વૃદ્ધપણાને લીધે હું અજ્ઞપ્રાય થઇ ગયો છું. તેથી તારૂ વચન સમજી શકતો નથી; તથાપિ કંઇક પૂછું છું. પણ સંશય કરવાને હું અસમર્થ છું.' એમ બોલતાં જાણે સુગમ હોય, તેમ દુર્ગમ અષ્ટપુષ્પી પૂછી એટલે તેણે અનાદર પૂર્વક ગર્વથકી યત્કિંચિત્ વ્યાખ્યા કરી.

પછી કેટલાક દિવસ જતાં તે મુનિઓ ઉપાશ્રયમાં આવ્યા. એટલે સાગરસૂરિએ અભ્યુત્થાનાદિકથી તેમનો વિનય કર્યો. ત્યારે તેમણે કહ્યું કે—' અહીં ગુરૂ મહારાજ અમારી અગાઉ આવેલા છે.'

તેમણે કહ્યું—' એક વૃદ્ધ વિના અહીં કોઇ આવેલ નથી.'

એવામાં ગુરૂના આવતા મુનિઓએ અભ્યુત્થાનાદિકથી તેમનો વિનય કર્યો. તે જોતાં સાગરસૂરિ લજ્જિત થઇ ગયા અને ગુરૂને ચરણે લાગીને તેમણે ખમાવ્યા તથા મુનિઓએ પણ ગુરૂને ખમાવ્યા. એટલે મુનિઓને શિક્ષા આપીને ગુરૂ સાગરસૂરિને આ પ્રમાણે બોધ આપવા લાગ્યા કે—' હે વત્સ ! રેતીથી ભરેલ કોઠાર સ્થાને સ્થાને ખાલી કરતાં જેમ તે ન્યુન થતું આવે, એ દૃષ્ટાંત અહીં સમજી લે, **શ્રી સુધર્માસ્વામી, જંબુસ્વામી** તેમજ અન્ય શ્રુતકેવળીઓ છ સ્થાને પતિત થતાં તે શ્રુતમાં હીનપણાને પામ્યા તેમની પાછળ થનાર આર્યોમાં પણ શ્રુત અનુક્રમે અધિક અધિક હીન થતું ગયું. જેવું અમારા ગુરૂમાં શ્રુત હતું પ્રભારહિત એવું મારામાં તેવું નથી, જેવું મારામાં છે, તેવું તારા ગુરૂમાં નહિ અને તારા ગુરૂ જેટલું શ્રુત તારામાં નથી. માટે હે વત્સ ! સર્વ રીતે અનર્થકારી એવા ગર્વનો તું સર્વથા ત્યાગ કર.'

એવામાં સાગરસુરિએ અષ્ટપુષ્પીનો વિચાર પૂછયો. એટલે ગુરૂ કહેવા લાગ્યા— ' અહિંસા, સત્ય, અસ્તેય. બ્રહ્મચર્ય, અપરિગ્રહ, રાગદ્વેષનો ત્યાગ, ધર્મધ્યાન, અને શુકલધ્યાન—એ અષ્ટ પુષ્પોથી આત્માનું અર્ચન કરતાં મોક્ષની પ્રાપ્તિ થાય છે.'

એ પ્રમાણે સાગરસૂરિને શિક્ષા આપી તેને માર્દવગુણ યુક્ત બનાવ્યા, પછી સંગહિન અને પવિત્રમતિ એવા ગુરૂએ અન્યત્ર વિહાર કર્યો. શ્રી આર્યરક્ષિતની કક્ષા પ્રમાણે ઇંદ્રના પ્રશ્નાદિક તે શ્રી સીમંધરના નિગોદાખ્યાન પૂર્વ થકી જાણી લેવા. શ્રી જિનશાસનરૂપ પૃથ્વીનો ઉદ્ધાર કરવામાં કચ્છપરૂપ અને શમાદિક ગુણના નિધાન એવા શ્રી કાલકસૂરિ પ્રાંતે સમાધિપૂર્વક કાળ કરીને સ્વર્ગે ગયા.

શ્રુતસાગરથી પ્રવર્તેલ, સત્ય પ્રભાવને બતાવનાર એવું, શ્રીમાન્ સંયમનિધાન કાલકસૂરિનું ચરિત્ર, પોતાના ગુરૂમુખથી સાંભળીને મેં યથામતિ રચ્યું, એ શ્રી સંઘના અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરનાર અને કલ્યાણ-લક્ષ્મીને આપનાર થાઓ. વિબુધ જનો તેને વાંચો અને કોટી વર્ષો પર્યંત તે જયવંત વર્તો.

શ્રી ચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરમાં હંસ સમાન તથા શ્રીરામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રી પ્રભાચંદ્રસૂરિએ પોતાના વિચારપર લેતાં, શ્રી પ્રદ્યુમ્ન-સૂરિએ શોધીને શુદ્ધ કરેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી કાલકસૂરિના ચરિત્રરૂપ ચતુર્થ શિખર થયું.

**ઇતિ-શ્રી કાલકસૂરિ-પ્રબંધ.**





# (૫) શ્રી પાદલિપ્તસૂરિ-પ્રબંધ.





ભક્તિથી નમસ્કાર કરતા પ્રાણિઓને વાંછિત લક્ષ્મી આપવામાં કાર્મણચૂર્ણ સમાન **શ્રી પાદલિપ્ત** ગુરૂની ચરણ-રજ જયવંત વર્તે છે. હું મંદમતિ, તેમના અલ્પ ગુણનું વર્ણન કરવાને પણ સમર્થ નથી, તથાપિ 'તેમના ગુણની સ્તુતિ ઉભયલોકમાં હિતકારિણી છે.' એમ ધારીને પૂજ્ય ગુરૂના પ્રસાદથી હું કિંચિત્ વર્ણન કરીશ. હે ભવ્યાત્માઓ! દરેક ભાગમાં રહેલ આશ્ચર્ય યુક્ત તેમનું ચરિત્ર તમે કૌતુકથી સાવધાન થઇને સાંભળો—

સરયૂ અને ગંગાના જળનું સેવન કરનારા મનુષ્યો યુક્ત અને વિસ્તૃત સુખ પૂર્ણ એવી **કોશલા** નામે નગરી છે. ત્યાં હસ્તી અને અશ્વોની સેનાથી શત્રુઓને પરાસ્ત કરનાર એવો **વિજયબ્રહ્મ** નામે વિખ્યાત રાજા હતો. તે નગરીમાં શ્રેષ્ઠ ગુણોના સ્થાનરૂપ તથા મહાધનિક એવો **ફુલ્લ** નામે શ્રેષ્ઠી હતો કે જેનો યશઃસમૂહ વિકસિત મલ્લિકાલતાના પુષ્પ સમાન વિકાસ પામતો હતો. રૂપમાં ઉપમા રહિત એવી **પ્રતિમા** નામે તેની વલ્લભા હતી કે જેની વાણીથી પરાસ્ત થયેલ સુધા રસાતાલમાં ચાલી ગઇ. તેણે અપત્ય પામવાની ઇચ્છાથી હસ્તરેખાઓ જોવરાવી, લગ્ન રાશીના મહામંત્રો કરાવ્યા, વંધ્યાને સંતાન થાય તેવાં અનેક ઔષધોનો ઉપયોગ કર્યો અને લાખો માનતાઓ કરીને ક્ષેત્રદેવતા અને પાદરદેવતાને આરાધ્યા, પણ એ બધી તેની ક્રિયાઓ નિષ્ફળ ગઇ. વળી તેણે યથા કથન પ્રમાણે તીર્થસ્નાનના પ્રયોગો પણ કર્યા; છતાં તેનો મનોરથ સિદ્ધ ન થયો. અહો! લોકોમાં સ્ત્રીઓને અપત્યનો મોહ છે, તે તેમના માનસિક સુખનો વિનાશ કરે છે.

હવે શ્રી પાર્શ્વનાથ પ્રભુના ચૈત્યમાં **વૈરોટયા** નામે શાસનદેવતા છે. અનેક ઉપાયોમાં નિરાશ થતાં **પ્રતિમા** શેઠાણીએ તે દેવીનો આશ્રય લીધો. એટલે કર્પૂર, કસ્તૂરિ વિગેરે ભોગથી તેની પૂજા કરી, તેણે ઉપવાસો સાથે એકાગ્ર મન રાખીને અઠ્ઠાઇ મહોત્સવ શરૂ કર્યો. ત્યારે આઠમે દિવસે તે દેવી સંતુષ્ટ થતાં પ્રત્યક્ષ થઇને પ્રતિમાને કહેવા લાગી કે—'હે ભદ્રે! વર માગી લે.'

એટલે તેણે કુળદીપક પુત્રની યાચના કરી. આથી તે દેવીએ તેને આદેશ કર્યો કે—'હે વત્સે ! સાંભળ—પૂર્વે નમિવિનમિ નામના વિદ્યાધરોના વંશમાં શ્રુતસાગરના પારંગામી કાલકસૂરિ થયા. એ વિદ્યાધર-ગચ્છમાં ખેલાદિક લબ્ધિ સંપન્ન અને ત્રિભુવનને પૂજનીય એવા આર્ય નાગહસ્તિસૂરિ વિદ્યમાન છે, જો તારે પુત્રની ઇચ્છા હોય તો તેમના પાદશૌચનું જળપાન કર.'

એમ સાંભળતાં પ્રભાતે ચૈત્ય થકી નીકળીને પ્રતિમા તેમના ઉપાશ્રયે ગઇ. ત્યાં પ્રવેશ કરતાં તેણે આચાર્યના ચરણ-કમળના ક્ષાલનનું જળપાત્ર હાથમાં ધારણ કરીને એક બાજુ ઉભા રહેલા એક સાધુને જોયા. એટલે પ્રાર્થનાપૂર્વક તેમની પાસેથી તે જળ લઇને તેણે હર્ષપૂર્વક પાન કરી લીધું. પછી ત્યાં આગળ જઈને તેણે સૂરિ મહારાજને વંદન કર્યું. એટલે ધર્મલાભરૂપ આશિષ આપતાં તે નિમિત્ત જોઇને ગુરૂ હસ્યા અને બોલ્યા કે—'તેં અમારાથી દશ હાથ દૂર જળપાન કર્યું, તેથી તારો પુત્ર દશ યોજનની આંતરે વૃદ્ધિ પામશે, પ્રભાવના સ્થાનરૂપ તે પુત્ર **યમુના** નદીના તીરે **મથુરા** નગરીમાં રહેશે, તેમજ બીજા મહા તેજસ્વી તારે નવ પુત્રો થશે.'

ત્યારે પ્રતિમા કહેવા લાગી—હે ભગવન્ ! પ્રથમ પુત્ર મેં તમને અર્પણ કર્યો. તે ભલે આપની સેવામાં રહીને જીંદગી ગાળે. કારણ કે તે દૂર રહે તેથી મને શો લાભ ?'

ગુરૂ બોલ્યા—'હે ભદ્રે ! તારો તે પુત્ર શ્રી સંઘ તથા પૃથ્વીનો ઉદ્ધાર કરવામાં વરાહરૂપ અને બુદ્ધિમાં બૃહસ્પતિ સમાન થશે.'

એમ ગુરૂનું વચન સાંભળતાં તેણે શકુનની ગાંઠ બાંધી લીધી અને સંતુષ્ટ થઇને ઘરે આવતાં તેણે તે વૃત્તાંત પોતાના પતિને નિવેદન કર્યો, પછી તે દિવસે નાગેંદ્રના સ્વપ્નથી સૂચિત તેણીને ગર્ભ રહ્યો અને તે ગર્ભને ઉચિત વર્તન કરતાં તેના મનોરથોની સાથે તે વૃદ્ધિ પામવા લાગ્યો, અને દિવસો પૂર્ણ થતાં તેણે એક સુલક્ષણયુક્ત પુત્રને જન્મ આપ્યો કે જે રૂપમાં કામદેવ કરતાં અધિક અને તેજમાં સૂર્ય સમાન હતો. પછી વૈરોટ્યાની પૂજા કરીને તેણે પોતાનો પુત્ર દેવીના ચરણે ધર્યો અને પછી ગુરૂના ચરણે મૂકીને પ્રતિમાએ તે પુત્ર ગુરૂ મહારાજને અર્પણ કર્યો. ત્યારે ગુરૂ બોલ્યા—'આ બાળક અમારો થઇને વૃદ્ધિ પામો' એમ કહી તેમણે તેને તે પાછો સોંપ્યો. એટલે અતિવાત્સલ્યથી તેમજ ગુરૂના ગૌરવથી પ્રતિમા શેઠાણી તેને ઉછેરવા લાગી. બારે હર્ષપૂર્વક કુલશ્રેષ્ઠીએ **નાગેંદ્ર** એવું તેનું નામ રાખ્યું. તે બાળક આઠ વરસનો થયો, ત્યારે ગુરૂ મહારાજે આવીને તેને પોતાની પાસે લીધો.

હવે **સંગમસિંહ** સૂરિ નામે તેમના ગુરૂ ભાઈ હતા, તેમને આચાર્ય

મહારાજે ભવિષ્યને માટે શુભકારી એવો આદેશ આપ્યો. એટલે તેમણે શુભ લગ્ને અને મંગલ–મુહૂર્ત્તે તે બાળકને દીક્ષા આપી. શિષ્યના પુણ્ય–પ્રભાવથી ગુરૂનો હાથ તો ઉપાદાનરૂપ હોય છે. પછી તે ગચ્છના મંડનરૂપ એવા **મંડન** ગણિને, તે બાળ સાધુની શુશ્રૂષા તથા અધ્યાપનને માટે આદેશ કર્યો. એટલે પોતાની પ્રતિભા શક્તિના પ્રભાવથી તે બાળસાધુ, અન્ય અભ્યાસીઓની આગળ જે પાઠ કહેવામાં આવતો હોય, તેને પણ પોતાના હૃદયમાં ધારી લેતા, તો સ્વ–અધ્યયનની તો વાતજ શી કરવી ? એમ એક વર્ષમાં વ્યાકરણ, સાહિત્ય અને ન્યાયશાસ્ત્રાદિકમાં તે અસાધારણ પંડિત થઇ પડ્યા. તેમજ ગુણોને લીધે ઉત્તમતા પામી પુરૂષોમાં અદ્વિતીય અને બધાને આશ્ચર્ય પમાડતા એવા તે બાળમુનિ નવા નવા સમસ્ત લક્ષણોથી અધિક શોભવા લાગ્યા.

એક દિવસે ગુરૂ મહારાજે તે બાળસાધુને કાંજી લાવવા માટે મોકલ્યા. એટલે વિધિપૂર્વક તે ગ્રહણ કરીને પાછા ઉપાશ્રયમાં આવ્યા અને અનાકુલપણે ઇર્યાવહી પૂર્વક આલોચના લેતાં તેઓ, પંડિતોના હૃદયને કંપાવનાર આ ગાથા ગુરૂ સમક્ષ બોલ્યા—

“ अंबंतंवच्छीए अपुप्फियं पुप्फदंतपंतीए ।
नवसालिकंजियं नववहूइ कुडुएण मे दिन्नं ” ॥ १ ॥

એટલે—લાલ વસ્ત્રવાળી, ઋતુમાં ન આવેલ અને પુષ્પ સમાન દાંતવાળી એવી નવવધુએ ભારે પ્રમોદ પૂર્વક મને નવા ડાંગરની કાંજી આપી.

એ પ્રમાણે સાંભળતાં ગુરૂએ શૃંગારાગ્નિથી પ્રદિપ્ત એવા પ્રાકૃત શબ્દમાં તેને જણાવ્યું કે—‘ તું પલિત્ત એટલે પ્રલિપ્ત અર્થાત્ શૃંગારરસથી લેપાઇ ગયેલ છે. ’

ત્યારે તેણે ગુરૂને વિનંતિ કરી કે—‘ હે ભગવન્ આપ મારા પર અનુગ્રહ લાવીને મને શિષ્ય કરો. ’

એટલે તેના પ્રજ્ઞાતિશયથી ગુરૂ મહારાજ ભારે સંતુષ્ટ થયા. પછી હૃદયના અત્યુલ્લાસથી ઓતપ્રોત થયેલા ગુરૂ વિચાર કરીને તેની આગળ બોલ્યા કે—‘ પાદલિપ્ત તમે આકાશગામિની વિદ્યાથી વિભૂષિત થાઓ. ’ એમ કહીને દશમે વર્ષે ભારે ગૌરવ પૂર્વક ગુરૂ મહારાજે તેમને તેજસ્વી પુરૂષોના કષપટ્ટ સમાન એવા પોતાના પટ્ટ ( પદ ) પર સ્થાપન કર્યા.

પછી એકદા ગુરૂ મહારાજે અસાધારણ અતિશયના નિધાનરૂપ એવા પાદલિપ્ત સૂરિને પ્રભાવના વિસ્તાર માટે અને શ્રી સંઘના ઉપકાર નિમિત્તે **મથુરા** નગરીમાં મોકલ્યા. એટલે ત્યાં કેટલાક દિવસ રહીને તે **પાટલીપુર**માં ગયા, કે

જ્યાં મુરંડ નામે રાજા રાજ્ય કરતો હતો. એક વખતે કોઇ પુરૂષે ગોળાકારે ગુંથેલ, આશ્ચર્યકારક અને તંતુઓ મેળવીને તેના પ્રાંત ભાગ ગુપ્ત કરી દીધેલ એવો દડો રાજાને ભેટ કર્યો. એટલે રાજાએ પ્રજ્ઞાની પરીક્ષા કરવાના હેતુથી તે દડો પાદલિપ્ત ગુરૂ પાસે મોકલ્યો. ત્યારે તાત્કાલિક બુદ્ધિના પ્રભાવે આચાર્યે તેને બરાબર મીણથી મેળવેલ જોઇને ઉષ્ણ જળમાં આચ્છોટતાં તેના તંતુનો પ્રાંત ભાગ મેળવ્યો, પછી તેને છુટો કરીને તે રાજા પાસે પાછો મોકલ્યો. એ વાત જાણીને રાજા ચમત્કાર પામ્યો. પોતાની પ્રજ્ઞાથી તત્ત્વને જણાવનાર એવી કળાઓથી કોણ વશ ન થાય ? પછી રાજાએ ગંગાતીરના વૃક્ષની એક યષ્ટિકા બંને બાજુ બરાબર પાલીસ કરાવી, તેનું મૂળ અને અગ્ર ભાગ જાણવાને માટે ગુરૂને મોકલી, એટલે તેને જળમાં નાખતાં મૂળ વજનદાર હોવાથી પાણીમાં ડૂબી ગયું. એમ મૂલ અને અગ્ર ભાગ ઓળખીને તેમણે તે રાજાને પાછી મોકલાવી. વળી જ્યાં સાંધા જાણવામાં ન આવે તેવી એક ડાબલી રાજાએ ગુરૂને મોકલી. ત્યારે ગરમ પાણીમાં નાખતાં તે ઉઘાડીને તેમણે રાજાને આશ્ચર્ય પમાડયું.

પછી પાદલિપ્તાચાર્યે તંતુઓથી ગુંથેલ અને માંસની પેશી સમાન ગોળ તુંબડુ રાજસભામાં મોકલ્યું. ત્યાં કોઇ તેને છુટું કરી ન શક્યું, તેથી મૂકી દેવામાં આવ્યું. ત્યારે અન્ય લોકો કહેવા લાગ્યા કે—'એમાંનું ગુંથણ તો તે ગુરૂ વિના અન્ય કોઇ છુટું કરી શકાશે નહિ.' એટલે રાજાએ ગુરૂને બોલાવતાં તેમણે આવીને તે તરત છુટું કરી આપ્યું. આથી આશ્ચર્યચકિત થયેલ રાજા ચિંતવવા લાગ્યો કે—'આવા કુહેતુથી આ બાલસૂરિ રમાડવા લાયક છે. પરંતુ હું ધારૂં છું કે કેસરીની જેમ એ બાળક અધૃષ્ય છે. કારણ કે 'તેજમાં વયનું કાંઇ કારણ નથી' એ પૂર્વનું વચન સત્ય ઠરે છે. કારણ કે સિંહના નાના બચ્ચાંને પણ યત્નમાં લાવવાની કોણ ઉમેદ કરે ?

એકદા રાજાને શિરોવેદના જાગી. એટલે તેણે પ્રધાન પુરૂષો મોકલીને ગુરૂને વિનંતિ કરી. કારણ કે છીંક કે ખાંસી નષ્ટ થતાં સૂર્યનું સ્મરણ થાય છે. પછી ગુરૂએ ત્રણ વાર પોતાના ઢીંચણ પર તર્જની આંગળી ફેરવી, જેથી રાજાની વેદના શાંત થઇ. તે પ્રભુને શું દુષ્કર હોય ? કારણ કે—

" जह जह पएसिणिं जाणुयंमि पालित्तउं भमाडेइ।
तह तह सिसिरवियणा पणस्सइ मुरंडरायस्स " ॥ १ ॥

મંત્ર રૂપ આ ગાથા બોલતાં જેના શિરનો સ્પર્શ કરવામાં આવે તો અદ્યાપિ તેની શિરોવેદના શાંત થાય, તે અતિ દુર્ધર હોય, છતાં નષ્ટ થાય છે.

એ પ્રમાણે તાત્કાલિક ઉપકારથી રાજાનું અંતઃકરણ આચાર્ય પ્રત્યે આક-

ર્ષાયું, એટલે સૂર્યની જેમ બાળ સૂરિના ચરણે નમસ્કાર કરવાની તેની ઇચ્છા થઇ. પછી તે તરત ગુરૂ મહારાજના ઉપાશ્રયે આવ્યો. કારણ કે બાળકના પણ સત્ય ગુણોથી કયો સુજ્ઞ ન આકર્ષાય? ત્યાં એકાંતમાં આચાર્ય પાસે બેઠેલ રાજાએ પ્રશ્ન કર્યો કે—'હે ભગવન્! અમારા સેવકો તો પગારના પ્રમાણમાં પોતાનું કર્ત્તવ્ય બજાવે છે, તે વેતન વિના આ આપના શિષ્યો, માત્ર ભિક્ષાવૃત્તિના આધારે રહેલા એવા આપનું કર્ત્તવ્ય બજાવવાને શી રીતે તત્પર રહે છે?'

ત્યારે ગુરૂ મહારાજ કહેવા લાગ્યા કે—'હે રાજન્! કંઇપણ આપ્યા વિના માત્ર ઉભયલોકના હિતની ઇચ્છાને લીધે એ શિષ્યો અમારાં કાર્યો બજાવવાને સદા તત્પર રહે છે.'

એટલે રાજા બોલ્યો—'એ વચન મારા માનવામાં આવી શકતું નથી. કારણ કે દગ્ધ અરણ્યને જેમ મૃગલાંઓ તજી દે છે, તેમ નિર્ધન માણસ લોકમાં ત્યાજ્ય ગણાય છે; આથી એમ સમજાય છે, કે લોકોની સ્થિતિ દ્રવ્યના સ્વાદમાં સમાયેલી છે.'

એમ સાંભળતાં આચાર્ય બોલ્યા—'હે નરેંદ્ર! મોટા પગારદાર તારા નોકરો જેવું કામ નથી કરતા, તેવું કામ દાન વિના મારા શિષ્યો બજાવે છે. હે ભૂપ! આ બાબતમાં તારે ખાત્રી કરવી હોય, તો કૌતુકથી જો. દક્ષ, પવિત્ર, ગુણી, સદા પ્રતિષ્ઠા પમાડેલ, તાંબૂલ આભરણ અને વસ્ત્રાદિના દાનથી સંતુષ્ટ કરેલ સદા પોતાની સમાન જોયેલ, પૂર્ણ વિશ્વાસના સ્થાનરૂપ અને જાણે પોતાની અપર મૂર્ત્તિ હોય તેવા એક કોઇ શ્રેષ્ઠ પ્રધાન સેવક પુરૂષને બોલાવો કે જેથી મારા વચનની તને પ્રતીતિ થાય.'

એટલે રાજાએ પૂર્વોક્ત ગુણયુક્ત એક પ્રધાનને ત્યાં બોલાવતાં તે આવ્યો અને શિરપર અંજલિ જોડીને કહેવા લાગ્યો કે—'હે સ્વામિન્! આદેશ ફરમાવીને મારાપર પ્રસાદ કરો. ભારે દુષ્કર કામ પણ હિમ્મતથી બજાવનાર એવા આ ક્ષુદ્ર કિંકરને શી આજ્ઞા છે?'

ત્યારે રાજાએ કહ્યું—'હે સખે! ગંગા કઈ દિશાએ મુખ કરીને વહે છે?'

એમ રાજાનું વચન સાંભળતાં મનમાં હસીને તે સોપહાસ ચિંતવવા લાગ્યો—'અહો! બાલઋષિના સંસર્ગથી રાજાને બાલપણું આવ્યું લાગે છે' કે જેથી ગંગા કઇ તરફ મૂખ રાખીને વહે છે એમ બોલે છે. એ વચન તો બાળકો અને સ્ત્રીઓના પણ જાણવામાં હશે.' એમ ધારી 'આપનો આદેશ પ્રમાણ છે.' એમ કહીને તે બહાર નીકળી ગયો. જતાં જતાં તેણે વિચાર કર્યો કે—'રાજા તો પોતાના ઐશ્વર્યથી ઘેલો થયો છે, પણ હું કંઇ તેવો નથી. તો આવા નકામા

વચનથી મારા પોતાના સુખનો ત્યાગ શા માટે કરૂં ?' એમ ધારીને તે વ્યસની જુગાર રમવા ચાલ્યો ગયો. ત્યાં રમતાં ચાર પાંચ ઘડી વ્યતીત કરીને રાજા પાસે આવીને બોલ્યો કે—'ગંગા પૂર્વાભિમુખી વહે છે.' એવામાં છુપા બાતમીદારોએ તેનો બધો વૃત્તાંત રાજાની આગળ નિવેદન કર્યો.

પછી આચાર્ય મહારાજે જરા હસીને જણાવ્યું કે—'હે રાજન્! ધન, માન અને પ્રસાદથી તાબે કરેલ એ પ્રધાનનું ચેષ્ટિત જોયું ? ત્યારે બીજાની શી વાત કરવી ?' એમ કહી બાળસૂરિએ પુનઃ કહ્યું કે—'હવે આજકાલના નવ દીક્ષિત અને અશિક્ષિત તથા મદરહિત એવા મારા શિષ્યનું ચિત્તને ચમત્કાર પમાડનાર ચરિત્ર જુઓ.' એમ રાજાને જણાવતાં ગુરૂએ પોતાના શિષ્યને બોલાવ્યો—'હે નૂતન બાળમુનિ ! અહીં આવ.' એમ ગુરૂના બોલતાં 'હે ભગવન્ ઇચ્છામિ' એમ કહેતાં ખેદ લાગ્યા વિના તે તરત ઉભો થયો અને વિનયથી મસ્તક નમાવતાં ભૂમિને પ્રમાર્જન કરી ગુરૂની સમક્ષ આવ્યો, ત્યાં ઢીંચણ જમીન પર સ્થાપતાં મુખ આગળ મુહપત્તી રાખીને શિષ્ય કહેવા લાગ્યો કે—'હે ભગવાન્! આપના આદેશને ઇચ્છું છું.

એટલે ગુરૂ બોલ્યા—'હે વત્સ ! ગંગા કઇ તરફ વહે છે, તેનો નિર્ણય કરીને કહે.'

એ પ્રમાણે ગુરૂના મુખથી સાંભળતાં, આવશ્યક પૂર્વક ઉપાશ્રયથી બહાર નીકળતાં સ્કંધપર કંબળ રાખી અને હાથમાં દંડ લઇને તે આગળ ચાલ્યો. ગુરૂનો પ્રશ્ન અનુચિત છે, 'એમ જાણતાં છતાં પણ તેણે બાળ, વૃદ્ધ અને સ્ત્રીઓને' એ બાબતનો ખુલાસો પૂછયો અને છેવટે મધ્યમ વયના એક પ્રવીણ પુરૂષને તેણે પ્રશ્ન કર્યો કે—'હે ભદ્ર ! ગંગા કઇ દિશા ભણી વહે છે ?'

ત્યારે તે પુરૂષે જવાબ આપ્યો કે—'પૂર્વાભિમુખ વહે છે.'

એ પ્રમાણે બે ત્રણ વાર તેણે પૂછી જોયું, તો પણ એજ જવાબ મળ્યો. તથાપિ બરાબર નિશ્ચય કરવાને તે ગંગાના પ્રવાહ આગળ ગયો. ત્યાં અવ્યગ્રપણે હાથમાં રહેલ દંડ તેણે જળમાં મૂકયો એટલે પ્રવાહના વેગથી દંડ સહિત હાથ પૂર્વાભિમુખ તણાયો. આથી તેને ખાત્રી થઇ. પછી ઉપાશ્રયમાં આવતાં ઇર્યાવહીપૂર્વક પોતાના સદોષ વર્ત્તનની આલોયણા લઇને પોતાની ક્રિયામાં તે પ્રવૃત્ત થયો.

અહીં શ્રી જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ ભાષ્યકાર કહે છે કે—

" निवपुच्छिएण भणिउ गुरुणा गंगा कुउम्मुही वहइ ।
संपाइय वंसी सो जह तह सव्वच्छ कायव्वं " ॥ १ ॥

પછી પૂર્વની જેમ ચર પુરૂષોએ યથાસ્થિત સત્ય નિવેદન કરતાં રાજા

વિશ્વાસ પામીને કહેવા લાગ્યો—' તમારો વૃત્તાંત અવર્ણનીય છે.' એ પ્રમાણે સર્વ લોકોને ઉપકારી સૂરિમહારાજે બતાવેલ આશ્ચર્યોથી ચમત્કાર પામતાં રાજા જતા સમયને પણ જાણતો ન હતો.

એકદા મહાયશસ્વી પાદલિપ્તાચાર્ય મથુરા નગરીમાં ગયા. ત્યાં **શ્રી સુપાર્શ્વ**-જિનના સ્તૂપને વિષે સત્વર તેમણે શ્રી પાર્શ્વપ્રભુને વંદન કર્યું. ત્યાંથી લાટદેશમાં આવેલ ઓંકારપુરમાં તે આવ્યા ત્યાં **ભીમ** રાજાએ તેમનું સ્વાગત કર્યું.

એક વખતે શરીરમાંના બાળપણાના માહાત્મ્યને જાણે વિસ્તારતા હોય તેમ વિશ્વવત્સલ બાળસૂરિ એકાંતમાં બાળકો સાથે રમવા લાગ્યા; તેવામાં તેમને વંદન કરવાની ભારે ઉત્કંઠા ધરાવનાર કેટલાક શ્રાવકો દેશાંતરથી ત્યાં આવ્યા, અને શિષ્ય સમાન ભાસતા તે બાળગુરૂને જ તેમણે પૂછયું કે—' યુગપ્રધાન **શ્રી પાદલિપ્ત-સૂરિનો** ઉપાશ્રય કયાં છે ? '

ત્યારે તાત્કાલિક બુદ્ધિયુક્ત એવા ગુરૂ મહારાજે દૂરથી આવવાના પ્રગટ ચિન્હો જોતાં તેમને જણાવ્યું, અને પોતે વસ્ત્ર વિસ્તારી, પોતાનો આકાર ગોપવીને તે એક ઉન્નત આસનપર બેસી ગયા. એવામાં શ્રાવકો આવ્યા અને તેમણે અતિભક્તિથી ગુરૂને વંદન કર્યું. ત્યારે દક્ષપણાથી તેમણે બાળસૂરિને ઓળખીને વિચાર કર્યો કે—' આ તો આપણે જેમને રમત કરતા જોયા, તેજ છે.' પછી તેમણે વિદ્યા શ્રુત અને વયોવૃદ્ધની તુલ્ય ધર્મદેશના આપીને તે શ્રાવકોના વિકલ્પને દૂર કરવા માટે જણાવ્યું કે—' ચિરકાળથી સાથે વસતા જનોએ બાળકને બાળક્રિડાને માટે અવકાશ આપવો જોઇએ.' એટલે શિશુસ્વામીના એ સત્ય વચનથી તે શ્રાવકો સંતુષ્ટ થયા.

એક દિવસે પ્રૌઢ સાધુઓ બધા વિહાર કરી ચાલ્યા ગયા ત્યારે બાળસૂરિ એક નિર્જન શેરીમાં ગયા અને જતા ગાડાઓપર તે કુદકા મારવાની રમત કરવા લાગ્યા, તેવામાં દૂર દેશથી આવેલા પરવાદીઓએ તેમને જોયા. એટલે તેમને પણ પ્રથમની જેમ ગુરૂએ ઉપાશ્રય બતાવ્યો. પછી શ્રમિત થયેલા તે જેટલામાં વિલંબ કરીને ત્યાં આવ્યા તેટલામાં બાળસૂરિ વસ્ત્ર ઓઢીને સિંહાસનપર સુઇ ગયા. ત્યારે ઉપાશ્રયમાં આવતાં તેમણે પ્રભાત સમયને સૂચવનાર કુકડાના જેવો અવાજ કર્યો. એટલે આચાર્યે માર્જારના જેવો અવાજ કર્યો પછી તે પરવાદીઓને આવવા માટે દ્વાર ઉઘાડીને ગુરૂ સિંહાસનપર બેઠા. તેમની અદ્ભૂત આકૃતિ જોતાં તે બધા આશ્ચર્ય ચકિત થઇ ગયા. પછી તર્કશક્તિથી જીતાયેલા તેમણે એક ગાથાથી ગુરૂને જીતવાની ઇચ્છાથી એક દુર્ઘટ પ્રશ્ન કરતાં જણાવ્યું કે—

" पालित्तय कहसु फुडं । सयलं महिमंडलं भमंतेण ॥
दिट्ठो सुओ व कत्थवि । चंदणरससीयलो अग्गी " ॥ १ ॥

એટલે પાદલિપ્તસૂરિએ પણ તરતજ ગાથાથી તેમને ઉત્તર આપ્યો, કારણકે પ્રજ્ઞાથી બલવંત બનેલા પુરૂષો વિલંબ શા માટે કરે ?

" अयसामिउंग अमिदूमियस्स । पुरिसस्स सुद्धहियस्स ॥
होइ वहंतस्स फुडं । चंदणरससीयलो अग्गी " ॥ १ ॥

આચાર્ય મહારાજના એ ઉત્તરથી પોતે જીતાયા છતાં તે વાદીઓ પ્રમોદ પામ્યા, કારણ કે સજ્જનોના હાથે થયેલ પરાભવ-પરાજય પણ મહિમાના સ્થાનરૂપ હોય છે.

પછી સદ્ગુણોથી પ્રમુદિત થયેલ શ્રી સંઘે વિનંતિ કરતાં શ્રી પાદલિપ્તગુરૂએ શત્રુંજય તીર્થની યાત્રા કરી; ત્યાંથી **માનખેટપુરમાં** આવતાં કૃષ્ણ રાજાએ ગુરૂ મહારાજની ભક્તિથી અર્ચા કરી. ત્યાં **પ્રાંશુપુરથી શ્રી રૂદ્રદેવસૂરિ** આવ્યા કે જે **યોનિપ્રાભૃત** શ્રુતતત્ત્વના જ્ઞાતા હતા. એક દિવસે તેમણે પોતાના શિષ્યોની આગળ તે શાસ્ત્રમાંથી પાપ-સંતાપને સાધનાર મત્સ્યોત્પત્તિની વ્યાખ્યા કહી બતાવી, જે વ્યાખ્યા એક ધીવરે ( મચ્છીમારે ) ભીંતને આંતરે રહીને બરાબર સાંભળી લીધી. એવામાં સમસ્ત લોકોને ભયંકર એવો દુષ્કાળ પડયો જેથી મત્સ્યોની ઉત્પત્તિ બંધ થઇ એટલે તે ધીવરે પૂર્વે સાંભળેલ શ્રુતપ્રયોગથી ઘણા મત્સ્યો બનાવીને તેણે પોતાના બંધુઓને જીવાડ્યા.

એક દિવસે આચાર્યના ઉપકારથી રંજિત થયેલ પેલો ધીવર પ્રમોદથી ત્યાં આવ્યો અને ભક્તિથી ગુરૂને નમસ્કાર કરીને કહેવા લાગ્યો કે—'હે પ્રભુ! તમે કહેલ યોગથી મેં મત્સ્યો બનાવ્યા અને દુષ્કાળમાં તે ખાઇને કુટુંબનો નિર્વાહ ચલાવ્યો.

એમ સાંભળતાં આચાર્ય પશ્ચાત્તાપ કરવા લાગ્યા કે—'અહા ! આ મેં શું કર્યું કે હિંસાના ઉપદેશથી મેં પાપ ઉપાર્જન કર્યું ? આ ધીવર હવે જીવતાં સુધી જીવવધથી ભારે પાપ ઉપાર્જન કરશે, માટે હવે એવો કંઇ ઉપાય કરૂં કે જેથી એ પોતે પાપને તજી દે.' એમ ધારીને આચાર્ય બોલ્યા કે—'હે ભદ્ર ! રત્નો બનાવવાનો પ્રયોગ સાંભળ કે જેથી કદાપિ દારિદ્રયજ ન આવે, પણ એ પ્રયોગ માંસભક્ષણ અને જીવવધ કરતાં સિદ્ધ ન થાય. માટે જો તું એ બે કામ તજી દે, તો તને તે પ્રયોગ કહી બતાવું.'

ત્યારે ધીવર બોલ્યો—'જીવવધથી પાપ થાય છે, એ પણ હું સારી રીતે જાણું છું, પણ તે વિના કુટુંબનો નિર્વાહ ન થાય, એટલે શું કરૂં ? હે નાથ ! આપના પ્રસાદથી જો પાપ કર્યા વિના ચતું હોય, તો પરભવે મને સદ્ગતિ મળે તેથી આપનું વચન મને પ્રમાણ છે. હવે પછી મારા ઘરે કે વંશમાં માંસભક્ષણ

ન થાય.' એમ તેણે કહેતાં આચાર્યે તેને [1] રત્નનો પ્રયોગ બતાવ્યો અને તેથી તે ધાર્મિક બની ગયો.

હવે **વિલાસ** નગરમાં **પ્રજાપતિ** નામે રાજા હતો. ત્યાં શ્રી **શ્રમણુસિંહ** નામે આચાર્ય પધાર્યા. એટલે રાજાએ તેમને બોલાવીને કહ્યું કે—' કંઇક આશ્ચર્ય બતાવો.'

ત્યારે ગુરૂ બોલ્યા—' અહીં અર્કસંક્રાંતિને કોઇ જાણે છે ? '

એટલે રાજાએ સિદ્ધ દૈવજ્ઞ પુરૂષોને બોલાવીને કહ્યું કે—' તમે રવિસંક્રાંતિનો સમય અમારી આગળ કહો.' આથી તેમણે ઘડી અને પળની સંખ્યાથી બરાબર જોઇને કહ્યું.

પછી આચાર્ય બોલ્યા—' હે રાજન ! સોય સહિત એક પત્થર અમને તથા જ્યોતિષીને આપો.'

એટલે રાજાએ તે પ્રમાણે કર્યું. પછી સૂરિએ તે સૂક્ષ્મ સમયને જાણીને પત્થરમાં સોય નાખી દીધી, અને જણાવ્યું કે—' હે મૌહૂર્તિક ! સંક્રાંતિ વખતે આ સોયને ખેંચી લેજે, કે જેથી બધું જળમય થઈ જાય.'

એમ સાંભળતાં જ્યોતિષીએ કહ્યું—મારા જ્ઞાનમાં આવી અદ્ભુત શકિત નથી પછી આચાર્યનું તે વિજ્ઞાન સાક્ષાત જોઇને રાજા આશ્ચર્યચકિત થઈ ગયો.

ત્યાર પછી એક વખતે રાજાએ વૃષ્ટિના સંબંધમાં આચાર્યને પ્રશ્ન કર્યો ત્યારે ગુરૂ બોલ્યા—' વિચારીને કહીશું, એમ જણાવીને તે પોતાના ઉપાશ્રયમાં આવ્યા, અને તેમણે પોતાના એક દેવેંદ્ર નામના શિષ્યને રાજા પાસે મોકલતાં સૂચના કરી કે—' તારે રાજા આગળ કંઇક વિપરીત બોલવું, કે જેથી તેના મનમાં અનાદર ઉત્પન્ન થાય. એમ તે પ્રાજ્ઞ શિષ્ય ને શિક્ષા આપીને રાજા પાસે મોકલ્યો એટલે તેણે આવીને રાજાને જણાવ્યું કે—' આજથી પાંચમે દિવસે ઉત્તર દિશામાં વૃષ્ટિ થશે.' તે દિવસે વૃષ્ટિ પણ પૂર્વ દિશામાં થઈ એમ દિશાના વિપરીત પણાને લીધે રાજાનો કંઇક મંદ આદર થઇ ગયો. કર્મબંધના નિષેધને માટે એ પ્રમાણે તેમને ઇરાદા પૂર્વક કરવું પડયું કારણ કે વારંવાર રાજકાર્યોનું કથન એ પાપનાં કારણ રૂપ છે. પછી નિમિત્ત ગ્રંથમાં નિષ્ણાત એવા આચાર્યો કેટલાક કાળ પછી **માનખેટ** નગરમાં આવ્યા, અને કળાના વશથી તે રાજાના જાણવામાં આવ્યા.

---

૧ આ સંબંધમાં કેટલાક આચાર્યો એમ કહે છે કે— તેમણે ધીવરને સિંહયોગ શીખવ્યો એટલે તેણે તે અજમાવ્યો; જેથી સિંહે તેનું ભક્ષણ કર્યું. કારણ કે અલ્પ દોષથી બહુ પુણ્ય શા માટે ઉપાર્જન ન કરવું ?

હવે વિદ્યા પ્રાભ્રતથી સંપૂર્ણ એવા શ્રીઆર્ય ખપુટાચાર્યનું ચરિત્ર અહીં કહેવામાં આવેછે કે જે જૈનેંદ્ર મતને ઉલ્લાસ પમાડનાર છે.

વિંધ્યાચલની ભૂમિથી પ્રગટ થયેલ અને લાટદેશના લલાટ સમાન એવી રેવાનદીથી પવિત્ર થયેલ ભૃગુકચ્છ (ભરૂચ) નામે નગર છે, કે જ્યાં ભવસાગરમાં યાનપાત્ર સમાન શ્રીમુનિસુવ્રત સ્વામી, ત્રિભુવનના જનનું પાતકના ભયથી રક્ષણ કરી રહ્યા છે. ત્યાં ઇંદ્ર સમાન તેજસ્વી એવો બલમિત્ર નામે રાજા કે જે કાલિકાચાર્યનો ભાણેજ અને સ્થિર લક્ષ્મીના એક ધામરૂપ હતો, ત્યાં ભવવનમાં ભમતા ભવ્ય જનોને વિશ્રામની એક ભૂમીરૂપ અને વિદ્યાથી વિખ્યાત થયેલા એવા શ્રીઆર્ય ખપુટાચાર્ય બિરાજમાન હતા તેમનો ભુવન નામે ભાણેજ શિષ્ય હતો કે જે પ્રાજ્ઞ સાંભળવા માત્રથી સર્વ પ્રકારની વિદ્યા ગ્રહણ કરી શકતો હતો ત્યાં આચાર્યમહારાજે સંઘ સમક્ષ વાદમાં બૌદ્ધોને પરાજિત કરીને સૂર્ય તુલ્ય જેમણે તેમના મતરૂપ અંધકારથી જિનશાસનને વિમુક્ત કર્યું

એવામાં બહુકર નામે બૌદ્ધાચાર્ય, જિન શાસનને જીતવાની ઇચ્છાથી ગુડશસ્ત્ર નગરથકી ત્યાં આવ્યો. પૂર્વે ગોળના પિંડોથી શત્રુનું સૈન્ય ભગ્ન થયું હતું, તેથી ગુડશસ્ત્ર એવા નામથી તે સર્વત્ર પ્રસિદ્ધ થયું પછી સર્વ પદાર્થોને અનિત્ય જણાવનાર એવા તે બૌદ્ધાચાર્યને ચતુરંગ સભા સમક્ષ સ્યાદ્વાદના તત્ત્વને નિરૂપણ કરનાર જૈનાચાર્યના શિષ્યે જીતી લીધો. એટલે ક્યાં પણ જવાને માટે અસમર્થ અને હૃદયમાં ક્રોધથી ધમધમાયમાન એવા તે બૌદ્ધાચાર્યે કોપાવેશથી અનશન કર્યું અને મરણ પામીને તે યક્ષ થયો, આથી જૈનશ્વેતાંબર સાધુઓપર કોપાયમાન થયેલ તે પોતાના સ્થાનમાં આવીને મુનિઓની અવજ્ઞા કરતો તથા તેમને ઉપસર્ગ કરવા લાગ્યો એટલે તે નગરના શ્રી સંઘે શ્રીઆર્ય ખપુટાચાર્યને બે મુનિઓ મોકલીને યક્ષના પરાભવની વાત નિવેદન કરી, ત્યારે પોતાના ભાણેજ ભવન મુનિને તેમણે શિક્ષા આપતાં જણાવ્યું કે—' હે વત્સ ! કૌતુક થકી પણ આ ખોપરીને તું કદિ ઉઘાડીને જોઇશ નહિ. ' એમ કહીને તે ચાલ્યા ગયા.

પછી ત્યાં નગરમાં આવતાં તે યક્ષમંદિરમાં આચાર્ય મહારાજ તેના કાન પર પગ મૂકીને પોતે સુઇ ગયા. એવામાં યક્ષનો પૂજારી આવ્યો, તેણે એ બનાવ જોઇને રાજાને નિવેદન કર્યું, ત્યારે રાજા તેમના પર કોપાયમાન થયો. અહીં ચોતરફ વસ્ત્ર બરાબર લપેટીને આચાર્ય સુતા હતા. ત્યાં રાજાએ પોતાના માણસો મોકલીને તેમને ઉઠાડવાનો પ્રયત્ન કરાવ્યો, પણ તે તો પટથી આચ્છાદિત હોવાથી જાગ્યા જ નહિ એટલે તેમણે એ વૃત્તાંત આવીને રાજાને જણાવ્યો, જે સાંભળતાં તે અધિક કોપાયમાન થઇને કહેવા લાગ્યો—' એને પત્થર અને લાકડીવતી ખુબ

માર મારો.' ત્યારે રાજસેવકોએ તે પ્રમાણે કર્યું, પણ આચાર્યને તો મારની કંઇ ખબરજ ન પડી. એવામાં તરત નગર અને અંતઃપુરમાં કોલાહલ જાગ્યો અને કંચુકીઓ પોકાર કરતા, રાજા પાસે આવીને કહેવા લાગ્યા કે—'હે સ્વામિન્ ! અમારૂં રક્ષણ કરો. પત્થર અને લાકડીવતી કરેલા અદૃષ્ટ પ્રહારોથી કોઇએ સમસ્ત અંતઃપુરને જર્જરિત કરી નાખેલ છે.' એમ સાંભળતાં રાજા ચિંતવવા લાગ્યો કે–'આ અવશ્ય કોઈ વિદ્યાસિદ્ધ પુરૂષ છે. તેથી પ્રહારો અંતઃપુરમાં ચલાવે છે અને પોતાનો બચાવ કરે છે, માટે એ મારે માનનીય છે.' એમ ધારી અધિષ્ઠાયક દેવની જેમ રાજાએ મધુર વચનથી આચાર્યને શાંત કર્યા, ત્યારે કપટનાટક બતાવતા આર્યખપુટાચાર્ય જાગ્રત થઇને ઉઠ્યા ત્યાં જમીન સુધી મસ્તક નમાવીને રાજાએ તમને નમસ્કાર કર્યા.

પછી આચાર્યે યક્ષને કહ્યું કે—'હે યક્ષ ! તું મારી સાથે ચાલ.' ત્યારે તે સાથે ચાલ્યો અને તેની પાછળ પાછળ બીજી પણ દેવમૂર્તિઓ આવવા લાગી. વળી એક હજાર પુરૂષો ચલાવી શકે એવી પત્થરની ત્યાં બે કુંડી પડી હતી, તેને પણ ગુરૂએ પોતાની પાછળ ચલાવી, એવી રીતે કૌતુકથી તેમનો પ્રવેશોત્સવ થયો. એમ આચાર્યના અદ્ભૂત પ્રભાવને જોઈ રાજા અને લોકો પણ જિનશાસનના ભક્ત થયા, જેથી શાસનનો મહિમા વૃદ્ધિ પામ્યો. છેવટે રાજાની વિનંતિથી શાંત થયેલા સૂરિએ યક્ષને તેના સ્થાને મોકલ્યો અને બે કુંડી ત્યાં જ રહેવા દીધી.

એવામાં **ભરૂચ** નગરથી બે મુનિ આવ્યા. તેમણે આચાર્યને વંદન કરીને નિવેદન કર્યું છે કે—'હે ભગવાન્ ! શ્રી સંઘે અમને તમારી પાસે મોકલ્યા છે. આપના ભાણેજ શિષ્યે બલાત્કારથી તે ખોપરી ઉઘાડી અને તેમાંથી એક પત્ર કહાડીને અટકાવ્યા છતાં તેણે તે વાંચ્યું. એટલે તેમાં પાઠસિદ્ધ આકૃષ્ટિ–મહાવિદ્યા તેને પ્રાપ્ત થઇ. તે વિદ્યાના પ્રભાવથી શ્રેષ્ઠ આહાર લાવીને તેનો ગૃદ્ધિપૂર્વક સ્વાદ લે છે. ત્યાં સ્થવિરોએ તેને શિખામણ આપી, ત્યારે ક્રોધથી તે પોતે બૌદ્ધ સાધુઓ પાસે ચાલ્યો ગયો છે. તે ભોજનમાં અત્યંત આસક્ત અને પોતાની વિદ્યાથી ભારે ગર્વિષ્ઠ બન્યો છે. વિદ્યાના પ્રભાવથી આકાશમાર્ગે ગયેલા પાત્રો શ્રાવકોના ઘરથી આહાર પૂર્ણ થઇને આવે છે. તે પાત્રોની આગળ એક મોટું પાત્ર શ્રાવકોના ઘરે જાય છે તેને શ્રેષ્ઠ આસનપર સ્થાપન કરીને અન્ય પાત્રોથી ભરવામાં આવે છે. આ પ્રભાવ જોઇને શ્રાવકો પણ તેના પ્રત્યે આદર બતાવવા લાગ્યા છે. તો હે પ્રભો ! આપ ત્યાં સત્વર આવીને એ શાસનની થતી હીલનાને અટકાવો.'

એ વૃત્તાંત સાંભળતાં આર્ય ખપુટાચાર્ય ગુડશસ્ત્ર નગરથી ભૃગુકચ્છમાં આવ્યા, પછી ભુવન શિષ્યે જ્યારે પાત્રો શ્રાવકોના ઘરે મોકલ્યા, ત્યારે આચાર્યે આકાશમાં અધવચ એક અદૃશ્ય શિલા વિકુર્વી એટલે તે આવતા પાત્રો બધાં ભાંગીને ભૂકો થઇ ગયાં એ ચિન્હથી ગુરૂને ત્યાં આવેલ જાણીને ભયભીત

થયેલ તે શિષ્ય ભાગી ગયો પછી ગુરૂ બૌદ્ધના મંદિરમાં ગયા. ત્યાં બૌદ્ધોએ તેમને બુદ્ધને નમસ્કાર કરવાનું કહ્યું એટલે આચાર્ય બોલ્યા કે—'હે વત્સ ! શુદ્ધોદનિસુત, મને અભ્યાગતને વંદન કર, ત્યારે પ્રતિમા રૂપે રહેલ બુદ્ધ આવીને તેમના પગે પડયો. એ બુદ્ધ મંદિરના દ્વારપર બુદ્ધના સેવકની એક મૂર્તિ હતી, તેને આચાર્યે નમસ્કાર કરવાનું કહ્યું, એટલે તે પણ આવીને સૂરિના ચરણ–કમળમાં નમ્યો, પછી ગુરૂએ તેને ઉઠવાનું કહ્યું, ત્યારે તે ઉઠતાં કંઇક અવનત રહ્યો અદ્યાપિ તે **નિર્ગ્રંથનમિત** એવા નામથી તેવીજ સ્થિતિમાં છે. ગુરૂના આદેશથી બુદ્ધસ્થાને તે એક બાજુએ રહેલ છે.

હવે તેમનો **મહેંદ્ર** નામે શિષ્ય મહા પ્રભાવી અને સિદ્ધ પ્રાભૃત વિદ્યામાં નિષ્ણાત હતો, તેનું ચરિત્ર કહેવામાં આવે છે—

અમરાવતી સમાન **પાટલીપુત્ર** નામે નગર છે ત્યાં મિથ્યાદષ્ટિ અને તુચ્છબુદ્ધિ એવો **દાહડ** નામે રાજા હતો, કે જે દર્શનોના વ્યવહારનો લોપ કરતાં પ્રમોદ પામતો. તે બૌદ્ધોને નગ્ન અને શૈવોને જટા રહિત કરતો, વૈષ્ણવો પાસે વિષ્ણુપૂજાનો ત્યાગ કરાવતો, કૌલમતને ચોટલી રાખવાની આજ્ઞા કરતો, નાસ્તિકોના શિરે આસ્તિકતા સ્થાપતો, બ્રાહ્મણોથકી પ્રમાણને ઈચ્છતો અને તે પાપાત્મા જૈન મુનિઓને મદિરાપાનની આજ્ઞા કરતો. એમ ધર્મને લોપનાર તે રાજાએ સર્વ દર્શનીઓને આજ્ઞા આપી, 'એ આજ્ઞાનો ભંગ કરનાર પ્રાણાંત દંડ પામશે' એવો આદેશ પણ તેણે ફરમાવી દીધો. અહીં કોઇનો ઉપાય શું ચાલી શકે ? વળી એ રાજાએ નગરમાં વસતા શ્રી સંઘને હુકમ કર્યો કે 'તમારે પવિત્ર બ્રાહ્મણોને હમેશાં નમસ્કાર કરવો, નહિ તો તમારો વધ કરવામાં આવશે.' ધન અને પ્રાણાદિકના લોભે કેટલાક લોકોએ આ તેનું વચન માની લીધું, પરંતુ ત્યાગી જૈન મુનિઓ વિચાર કરવા લાગ્યા કે—'દેહનો ત્યાગ થાય, તેથી આપણને કંઇ દુ:ખ થવાનું નથી, પણ શાસનની હીલનાથી આપણું હૃદય બહુ દૂભાય છે. કારણ કે વિનશ્વર દેહપર મોહ કેવો ?' એમ ધારીને ગુરૂ કહેવા લાગ્યા—'શ્રી આર્યખપુટાચાર્યના **મહેંદ્ર** નામે મુખ્ય શિષ્ય સિદ્ધપ્રાભૃત વિદ્યાથી અલંકૃત છે, માટે શ્રી સંઘ ભૃગુક્ષેત્રમાં એ ગીતાર્થ મુનિને મોકલે. એટલે આ બાબતમાં તેઓ પ્રતીકાર લેવાને સમર્થ થશે.' પછી શ્રી સંઘે તે પ્રમાણે કર્યું ત્યારે ગુરૂએ તેમને પાટલીપુત્ર નગરે જવાની આજ્ઞા આપતાં તે બે કણેરની લતા મંત્રીને સાથે લેતા ગયા, તેમણે આવીને રાજાને કહ્યું કે—'તમારી આજ્ઞા અમને પ્રમાણ છે, પરંતુ જ્યોતિષીઓએ તે મુહૂર્ત્ત જોવું જોઇએ કે જે ભવિષ્યમાં શુભકારી નિવડે.'

એમ મહેંદ્રમુનિનું વચન સાંભળતાં રાજાના મનમાં ગર્વ આવી ગયો કે—'અહો ! આવા અપૂર્વ કાર્યમાં પણ મારી સત્તા કેવી ચાલે છે ?'

પછી જ્યોતિષીઓએ પોતપોતાની બુદ્ધિના અનુસારે મુહૂર્ત્ત કહાડયું, એટલે શ્રાવકો તથા મહેંદ્ર સહિત આચાર્ય સભામાં આવ્યા. તે વખતે શેત્રંજી વિગેરેથી આચ્છાદિત થયેલા અને આશ્ચર્યકારી એવા સિંહાસનો ઉપર યાજ્ઞિકો દીક્ષિત, વેદોપાધ્યાયો, હોમ કરનારા, સંધ્યા અને પ્રભાતનું વ્રત કરનારા, યજમાનો સ્માર્ત્ત ગોર, કે જેઓ ગંગાની માટીના તિલક તથા ચંદનના લેપથી પવિત્ર બનેલા ઉપવીત ( જનોઈ ) થી અલંકૃત તથા રંગેલા અને ધોયેલ ધોતી પહેરીને બેઠેલા તે મહેંદ્ર મહર્ષિના જોવામાં આવ્યા. એટલે મુનિ બોલ્યા—' હે રાજન ! આ કામ અમને અપૂર્વ લાગે છે. પ્રથમ પૂર્વાભિમુખ બેઠેલાને નમસ્કાર કરીએ કે પાશ્ચમાભિમુખ બેઠેલાને નમીએ ? ' એમ બોલતાં તેમણે સામે બેઠેલાની પાછળ ફરી પોતાના હાથવતી કણેરની સોટી તેમની પીઠપર ફેરવી. એવામાં તે બધા નિશ્ચેષ્ટ અને મૃતતુલ્ય બનીને જમીન આળોટવા લાગ્યા. તે જોતાં પ્રભાતના ચંદ્રમાની જેમ રાજાનું મુખ શ્યામ થઇ ગયું, અને તેમના દયાપાત્ર સંબંધીઓ બધા આવી નામ લઈને તેમને બોલાવવા લાગ્યા, પણ અચેતન (બેભાન) હોય તે કેમ બોલે ? ત્યાં સ્વજનો બધા આક્રંદ કરવા લાગ્યા કે—' અરે ! આપણું દુષ્કર્મ આજે ફળ્યું.' વળી કેટલાક એમ કહેવા કે—' અહો ! જૈનઋષિઓનો નમસ્કાર તો આવો પૂર્વે કયાં જોયેલ કે સાંભળેલ પણ નથી. આ તો રાજારૂપે દર્શનોનો કાળ નીવડયો, પુસ્તકો કે પુરાણો માં આવી કથા પણ કયાં સાંભળવામાં આવી નથી. '

આથી પશ્ચાત્તાપ પામેલ રાજા સિંહાસન પરથી ઉઠી, ધીર પુરૂષોમાં ધુરંધર એવા મહેંદ્ર ઋષિના પગે ઢળી પડયો અને કહેવા લાગ્યો કે—' હે મહા વિદ્યાશાળી ! અમારૂં રક્ષણ કરો અને મારાપર પ્રસાદ લાવીને મારો આ એક અપરાધ ક્ષમા કરો કારણ કે સંત પુરૂષો વિનાત વત્સલ હોય છે. જેમના સંબંધી અને સ્ત્રીઓ રૂદન કરી રહી છે એવા આ બ્રાહ્મણોને જીવાડો. સુજ્ઞ છતાં તમારા માહાત્મ્યનો પાર કોણ પામી શકે ? '

એ પ્રમાણે સાંભળતાં યતીંદ્ર મહેંદ્રમુનિ બોલ્યા—' પોતાની શકિતને ન જાણનાર હે ધરાધીશ ! આ તને મિથ્યા કદાગ્રહ કેવો લાગ્યો ? જો કે આનંદ અને જ્ઞાન સ્વરૂપ જિનેશ્વરો મોક્ષપદને પામ્યા છે, તથાપિ અહો ! તેમના અધિષ્ઠાયકો સદા જાગ્રત હોય છે. એક સામાન્ય પણ કયો પુરૂષ આવી વિડંબનાને સહન કરે ? કે મહાવ્રતધારી મુનિઓ ગૃહસ્થ બ્રાહ્મણોને પ્રણામ કરે ? તારા અન્યાયથી કોપાયમાન થયેલા દેવતાઓએ આ બ્રાહ્મણોને શિક્ષા કરી છે તેમાં મેં કંઈપણ પ્રકોપ કરેલ નથી, કારણ કે મારા જેવાનું તો શમ–ક્ષમા એજ ભૂષણ છે. '

ત્યારે રાજાએ પુનઃ વધારે આગ્રહથી કહ્યું કે—' હે ભગવન્ ! તમેંજ મારા દેવ, ગુરૂ, પિતા, તાતા અને શરણરૂપ છો વિશેષ કહેવાથી શું ? હે જીવોના જીવન રૂપ ! અમને જીવાડવાની કરૂણા કરો.

એટલે મહેંદ્ર મહાત્મા બોલ્યા—'હે ભૂપાલ! કુપિત થયેલા દેવોને હું શાંત કરીશ.' એમ કહી તે દેવ દેવીઓને ઉદ્દેશીને કહેવા લાગ્યા કે—'હે સોળ વિદ્યાદેવીઓ! ચોવીશ જૈન યક્ષો અને યક્ષિણીઓ! હું તમને કહું છું કે—આ રાજાના અજ્ઞાનથી એ બ્રાહ્મણોએ જિનશાસનનો અપરાધ કર્યો, તેની તમે ક્ષમા કરો. મનુષ્યોની દૃષ્ટિ શું માત્ર છે?'

એમ મુનિએ કહેતાં દુર્લભ એવી દિવ્ય વાણી પ્રગટ થઇ કે—'એ બ્રાહ્મણો દીક્ષા ગ્રહણ કરે તોજ મુક્ત થઇ શકે, નહિ તો એમને જીવતા રહેવું પણ મુશ્કેલ છે.' પછી જળસિંચનથી તેમની વાણી મોકળી કરવામાં આવી અને વ્રતની વાત પૂછતાં તેમણે એ વચન અંગીકાર કર્યું. કારણ કે પોતાના જીવિતને કોણ નથી ઇચ્છતું? ત્યારે કણેરની બીજી સોટી ફેરવતાં મહેંદ્ર મુનિ બોલ્યા કે—'ઉઠો,' એટલે તરતજ પ્રથમની જેમ તે બધા સજ્જ થઇ ગયા. કારણ કે જૈનો અસાધારણ શક્તિ ધરાવે છે.

પછી રોમાંચિત થયેલ શ્રી સંઘ સાથે રાજાએ કરેલ મહોત્સવપૂર્વક મુનિ પોતાના ઉપાશ્રયમાં આવ્યા.

હવે તે બ્રાહ્મણોનો દીક્ષા—મહોત્સવ કરતા શ્રી સંઘને અટકાવતાં મહેંદ્રમુનિએ જણાવ્યું કે—'એ બધું શ્રી આર્યખપુટાચાર્ય કરશે.'

ત્યારે શ્રી સંઘે કહ્યું—'તમે પોતે આવા પ્રભાવના નિધાન છો, તો તમારા ગુરૂ કેવા હશે?'

એટલે મહેંદ્ર મહાત્મા બોલ્યા—'હું તેમની આગળ શું માત્ર છું! કે જેમણે ભૃગુકચ્છ પુરમાં માર્જારીથી ક્ષીરની જેમ બૌદ્ધ લોકો થકી અશ્વાવબોધ તીર્થનું રક્ષણ કર્યું; વળી વાદીરૂપ હસ્તીઓમાં સિંહ સમાન એવા શ્રી આર્યખપુટાચાર્યના અદ્‌ભુત મહિમાનું વર્ણન કરવાને કોણ સમર્થ છે? ચારિત્રરૂપ પત્થરપર આત્મારૂપ શ્રેષ્ઠ પાત્રમાં મદનને પીસી (નષ્ટ કરી) ને વૃદ્ધ સ્નેહ (તેલ) યુક્ત તપરૂપ અગ્નિની જ્વાળાથી વ્યાપ્ત, શુકલ ધ્યાનરૂપ જ્યોતિથી પરિપૂર્ણ એવા ઇંદ્રિયનિગ્રહરૂપ કુંડમાં પ્રગટ રીતે પરિપક્વ કરવામાં આવેલ અને સર્વત્ર વ્યાપ્ત એવો જેમનો યશઃ સમૂહરૂપ વડું સજ્જનોને સ્વાદ લેવા લાયક છે તે ગુરૂ તમારૂં રક્ષણ કરો.'

પછી શ્રી સંઘે અનુમતિ આપતાં મહેંદ્ર મુનિ બ્રાહ્મણોને લઇને પૂજ્ય સૂરિ પાસે આવ્યા, એટલે આચાર્ય મહારાજે તેમને દીક્ષા આપી. એ પ્રમાણે શ્રી આર્યખપુટાચાર્યે જિનશાસનની પ્રભાવના કરી અને મહેંદ્ર ઉપાધ્યાય અદ્‌ભુત પ્રસિદ્ધિને પામ્યા અદ્યાપિ અશ્વાવબોધ તીર્થમાં જેમના સંતાનીય પ્રભાવક આચાર્યો વિદ્યમાન છે.

હવે પૂર્વે વર્ણવેલ ગુરૂ પાસે પાદલિપ્તાચાર્યે તે ચમત્કારી શાસ્ત્રનો અભ્યાસ કરી લીધો. તેમણે વિદ્વાનોના સંકેતના સંસ્કારયુકત એવી પાદલિપ્તા નામની ભાષા બનાવી કે જેમાં બીજા કોઇ ન સમજી શકે એવો અર્થ રાખ્યો. ત્યાં સભા સહિત કૃષ્ણ રાજા ભારે સંતુષ્ટ થયો, તેથી તેમના ગુણને લીધે આચાર્યને અન્ય સ્થાને જવા દેતો નહોતો. એમ અનેક રીતે શાસનની પ્રભાવના કરતાં પ્રાંતે અનશન આદરીને શ્રી આર્યખપુટાચાર્ય સ્વર્ગે ગયા.

પછી તેમના પટ્ટધર મહેંદ્ર મુનિ આચાર્ય થયા. તે સંયમયાત્રાપૂર્વક હળવે હળવે તીર્થયાત્રા કરવા લાગ્યા. હવે પૂર્વે પાટલીપુત્રમાં બ્રાહ્મણોને તેમણે બલાત્કારથી દીક્ષા અપાવી હતી, તે જાતિવૈરને લઇને બ્રાહ્મણો તેમનાપર મત્સર ધરવા લાગ્યા. એટલે શ્રીસંઘે સુજ્ઞ પુરૂષો મોકલીને પાદલિપ્તસૂરિને વિનંતી કરી ત્યારે આચાર્યે વિચાર કરીને તેમને જવાબ આપ્યો કે—' હું કાર્ત્તિકી પૂર્ણિમાએ આવીશ. ' એમ કહીને તેમને વિસર્જન કર્યા. પછી રાજાને જણાવીને દિવસના પૂર્વ ભાગમાં આકાશમાર્ગે થઇને રત્ન સમાન દેદીપ્યમાન આકૃતિને ધારણ કરતા તે ભૃગુકચ્છ નગરમાં આવ્યા, અને પાપનો ધ્વંસ કરનાર તે શ્રી મુનિસુવ્રત સ્વામીના મંદિરમાં ઉતર્યા. એટલે જાણે પૃથ્વીપર સૂર્ય આવેલ હોય તેવા તેમને આવેલ જાણીને લોકો કમળની જેમ આનંદ પામ્યા. કારણ કે તેમના દર્શનજ દુર્લભ હતા. ત્યારે રાજા આશ્ચર્ય પામીને સંઘ સહિત ભકિતપૂર્વક ત્યાં આવ્યો અને તેણે ગુરૂને નમસ્કાર કર્યા. આ વખતે સૌને અત્યંત આનંદ થયો, ત્યાં ગુરૂએ શ્રી સંઘના હાથે અર્થી જનોને ઘણું ધન અપાવ્યું. એવામાં તેમને આકાશગામી જોઇને પેલા બ્રાહ્મણો બધા ભાગી ગયા.

પછી રાજા વિનયથી ગુરૂને કહેવા લાગ્યો કે—' એક કૃષ્ણ ભાગ્યશાળી છે કે જેને આપ પૂજ્ય મૂકતા નથી, અને અમે તો આપના દર્શનને પણ યોગ્ય શામાટે નહિ ? માટે અમારા સુખની ખાતર આપ કેટલાક દિવસ અહીં રહો.

ત્યારે ગુરૂ બોલ્યા—' હે રાજન્ ! તમારી પાસે રહેવું, તે પણ યુકતજ છે, પરંતુ સંઘનો આદેશ અને રાજાનો સ્નેહ અલંઘનીય છે. દિવસના પાછલા પહોરે ત્યાં જવાની તેની પાસે પ્રતિજ્ઞા કરેલ છે. તે પછી મારે હવે શત્રુંજય, ગિરનાર અને સમેતશિખર તથા અષ્ટાપદની તીર્થયાત્રા કરવાની છે. તો હે ભૂપાલ ! પ્રેરણાથી પણ તું જૈનધર્મપર ભકિત ધરાવજે. ' એમ કહીને આકાશ માર્ગે તે યથાસ્થાને ચાલ્યા ગયા. પછી પાદચારી થઇને તીર્થયાત્રા કરતાં અપાર શ્રુતના પારંગામી એવા તે આચાર્ય સૌરાષ્ટ્ર દેશમાં આવ્યા ત્યાં વ્રતના નિયમ પ્રમાણે વિહાર કરતાં પાદલિપ્તસૂરિ નિર્ભય એવી ઢંકા નામની મહાપુરીમાં ગયા. ત્યાં રસસિદ્ધિ જાણનારામાં મુખ્ય એવો નાગાર્જુન નામે તે ગુરૂનો ભાવિ શિષ્ય હતો. તેનું ચરિત્ર આ પ્રમાણે છે—

ક્ષત્રિયોમાં મુગટ સમાન અને યુદ્ધ કર્મમાં કુશળ એવો **સંગ્રામ** નામે પ્રખ્યાત ક્ષત્રિય હતો. તેની **સુવ્રતા** નામે પત્ની હતી. સહસ્રફણા શેષનાગના સ્વપ્નથી સૂચિત અને પુણ્યના સ્થાનરૂપ એવો **નાગાર્જુન** નામે તેમનો પુત્ર હતો. તે ત્રણ વરસનો થયો, ત્યારે એક વખતે બાળકો સાથે રમત કરતાં એક બાળસિંહને વિદારી તેમાંથી કંઇક ભક્ષણ કરતો તે પોતાના ઘરે આવ્યો ત્યારે પિતાએ તેનો નિષેધ કરતાં જણાવ્યું કે—'હે વત્સ ! આપણા ક્ષત્રિયકુળમાં નખી–નખવાળા પ્રાણીનું ભક્ષણ કરવાની મનાઈ છે. એવામાં ત્યાં આવેલ એક સિદ્ધ પુરૂષે વર્ણન કર્યું કે—' હે નરોત્તમ ! પુત્રના એ કર્મથી તું વિષાદ ન કર. જેનું રહસ્ય પામવું અશક્ય છે એવા સૂત્રના રહસ્યનો પણ એ જ્ઞાતા થશે.'

પછી બાલ્યાવસ્થામાંજ તેજવડે સૂર્ય સમાન, ઉદ્યમી અને સાવધાન એવો નાગાઅર્જુન અદ્ભુત કળાવાળા વૃદ્ધ પુરૂષોનો સંગ કરવા લાગ્યો. ઘણી કળાઓ ગ્રહણ કરવાથી પર્વતો અને નદીઓ જેને ઘરના આંગણા જેવી અને દૂર દેશાંતર જેને ગૃહાંતર જેવું થઈ પડયું. પર્વતોમાં પેદા થતી વનસ્પતિનો અભ્યાસ કરતાં તે ભારે રહસ્યજ્ઞાતા થયો અને રસસિદ્ધિ કરનાર ઔષધિઓનો તે સંગ્રહ કરવા લાગ્યો. હડતાલ ( તાડ ) નું સત્વ, ગંધકનું ચુર્ણ, અભ્રક ( અબરખ ) નો દ્રવ તથા પારાનું જારણ મારણ જાણવામાં તે અસાધારણ નીવડયો અને દુઃસ્થિતિને છેદનાર થયો. રસસાધનમાં નિષ્ણાત એવો નાગાર્જુન સહસ્ર, લક્ષ અને કોટિપુટ રસાયન બનાવવામાં તે નિપુણ બન્યો.

એવામાં મહીતલપર ભ્રમણ કરતાં એકદા નાગાર્જુન પોતાના નગરમાં આવ્યો. ત્યારે સમસ્ત સિદ્ધિને જાણનાર અને ત્યાં બિરાજમાન એવા પાદલિપ્તસૂરિ તેના જાણવામાં આવ્યા. એટલે પર્વતભૂમિમાં નિવાસ કરી પાદલેપને ઈચ્છનાર નાગાર્જુને પોતાના શિષ્ય દ્વારાએ આચાર્યને જ્ઞાપન કર્યું ત્યાં તેના શિષ્યે તૃણ–રત્નમય પાત્રમાં સિદ્ધ રસ લાવીને શ્રી પાદલિપ્ત ગુરૂ આગળ ધર્યો. '

એટલે ગુરૂ બોલ્યા—'એ સિદ્ધરસે મને આપવા માટે રસ બનાવ્યો ! અહો ! તેનો કેટલોબધો સ્નેહ ? ' એમ કહેતાં તેજરા હસ્યા. પછી તે પાત્ર હાથમાં લઇ ભીંતે પછાડી તેમણે ભાંગીનેભૂકો કરી નાખ્યો. તે જોતાં આવેલ પુરૂષ મુખ વાંકું કરીને ખેદ પામ્યો. ત્યારે ગુરૂએ તેને કહ્યું કે—' હે ભદ્ર ! તું ખેદ ન પામ. તને શ્રાવકપાસેથી સારૂં ભોજન અપાવીશ; એમ કહી સન્માન પૂર્વક તેને ભોજન અપાવ્યું. પછી તે જવા લાગ્યો, ત્યારે ગુરૂએ તે રસવાદીને એક કાચપાત્ર મૂત્રથી ભરીને આપ્યું. તેથી તે શિષ્ય વિચારવા લાગ્યો કે—' મારો ગુરૂ ખરેખર મૂર્ખ લાગે છે કે આની સાથે સ્નેહ કરવા ઈચ્છે છે. ' એમ ચિંતવતો તે પોતાના ગુરૂ પાસે આવ્યો ત્યાં આવી અત્યંત વિસ્મયપૂર્વક સત્ય વૃત્તાંત નિવેદન કરતાં તેણે

જણાવ્યું કે—' આપની સાથે તેની અદ્દ્ભુત મૈત્રી છે. ' એમ કહેતાં તે મૂત્રનું પાત્ર તેણે નાગાર્જુનને અર્પણ કર્યું. એટલે તેનું મ્હોડું ઉઘાડીને તે જેટલામાં પોતાની દૃષ્ટિ આગળ તેણે ધર્યું, તેવામાં તેને ક્ષાર મૂત્રની દુર્ગંધ આવી. તેથી તે સમજ્યો કે-'અહો ! એની નિર્લોભતા કે મૂઢતા ઠીક લાગે છે.' એમ ધારી વિષાદ પામતા નાગાર્જુને પણ તે પાત્ર પત્થરપરભાંગી નાખ્યું. એવામાં ભોજન પકાવવા માટે દૈવયોગે શિષ્યે ત્યાં અગ્નિ સળગાવ્યો કારણ કે સિદ્ધ પુરૂષને પણ ક્ષુધા સહન કરવી દુર્લભ છે. એવામાં અગ્નિનો યોગ થતાં મૂત્રથી તે પત્થર સુવર્ણ બની ગયું, એટલે એ સુવર્ણસિદ્ધિ જોતાં તે શિષ્ય અંતરમાં ભારે આશ્ચર્ય પામ્યો. પછી તેણે પોતાના સિદ્ધગુરૂને જણાવ્યું કે તે આચાર્ય પાસે અદ્દભૂત સિદ્ધિ છે, કે જેના મલમૂત્રાદિનો સંગ થતાં પત્થર પણ સુવર્ણરૂપ થાય છે.'

એ પ્રમાણે સાંભળતાં સિદ્ધ નાગાર્જુન મનમાં અતિશય આશ્ચર્ય પામતાં ચિંતવવા લાગ્યો કે–' સદા દરિદ્રતામાં રહેતાં મારી સિદ્ધિ શું માત્ર છે? ચિત્રાવેલી ક્યાં અને કૃષ્ણસુંડી (એક જાતની વનસ્પતિ) ક્યાં? શાકંભરી (દુર્ગા) નું લવણ ક્યાં અને વજ્રકંદ ક્યાં? દૂર દેશમાં રહેતાં અને ઔષધો એકત્ર કરતાં સર્વદા ભિક્ષાના ભોજનથી મારો દેહ પણ મ્લાન થઇ ગયો છે, અને એ આચાર્ય તો બાલ્યાવસ્થાથી માંડીને લોકોમાં પૂજાયા છે અને આકાશગામિની વિદ્યાથી સાધ્ય સાધતાં તે સદા સુખી છે; વળી જેના દેહમાં રહેલા મલમુત્રાદિક, માટી અને પત્થર વિગેરે દ્રવ્યોના યોગે સુવર્ણ સાધે છે, તેની શીવાત કરવી?' એમ ધારી પોતાના રસ–ઉપકરણ મૂકીને નાગાર્જુન પાદલિપ્ત ગુરૂ પાસે ગયો અને મદરહિત બની, વિનયથી મસ્તક નમાવી પ્રણામ કરીને તે કહેવા લાગ્યો કે—' હે નાથ! દેહસિદ્ધ અને સ્પૃહાને જીતનાર એવા આપને જોવાથી મારો સિદ્ધિનો તે ગર્વ સર્વથા ગળી ગયો છે. માટે સદાએ હું આપના ચરણ કમળમાં સંલગ્ન થવા ઇચ્છું છું. મિષ્ટાન્ન પ્રાપ્ત થતાં તુચ્છ ભોજન કોને ભાવે?'

પછી પ્રશાંત બુદ્ધિથી નાગાર્જુન શ્રી પાદલિપ્તસૂરિની, ચરણક્ષાલનાદિકથી નિરંતર દેહશુશ્રૂષા કરવા લાગ્યો. એવામાં મુનિઓ જ્યારે અન્યત્ર વિહાર કરી ગયા, ત્યારે સૂરિ પૂર્વે કહેલ પંચ તીર્થેપર આકાશમાર્ગે જઇ, ત્યાં ભગવંતને વંદન કરી એક મુહૂર્તમાં નિયમપૂર્વક તે પાછા આવ્યા, કારણ કે કળિયુગમાં તે વિદ્યાચારણ સમાન લબ્ધિવાળા હતા. તે તીર્થવંદન કરીને આવ્યા, ત્યારે ઔષધોને જાણવાની ઇચ્છાથી નિર્વિકાર નાગાર્જુને તેમના ચરણનું પ્રક્ષાલન કર્યું. તેમાં સુંઘતાં, વિચારતાં, જોતાં, ચાખતાં અને સ્પર્શ કરતાં તેણે પોતાના બુદ્ધિબળથી એકસો સાત ઔષધિઓ જાણી લીધી. પછી ઔષધોને મેળવી, ઘુંટી એક રસ કરીને તેના વતી તેણે પોતાને પગે લેપ કર્યો અને આકાશ તરફ ઉડવા માંડ્યું, પરંતુ કુકડાની જેમ ઉંચે ઉછળીને તે નીચે પડવા લાગ્યો. એમ ઉંચા

ભાગથી નીચે પડતાં તેના ઢીંચણને: વાગ્યું, એવામાં રક્ત વ્યાપ્ત વ્રણથી વ્હેતી તેની જંઘા આચાર્ય મહારાજના જોવામાં આવી. એટલે ગુરૂએ તેને કહ્યું કે—' અહો ! ગુરૂ વિના પાદલેપ શું સિદ્ધ થયો ?

ત્યારે તે હસીને કહેવા લાગ્યો—' ગુરૂ વિના સિદ્ધિ ન થાય, પરંતુ આ તો મેં મારા બુદ્ધિબળની પરિક્ષા કરી. '

આ તેના સત્યથી પ્રસન્ન થયેલા પાદલિપ્ત સૂરિ બોલ્યા કે—' હે ભદ્ર ! સાંભળ, હું તારી એ રસસિદ્ધિ કે શુશ્રૂષાથી સંતુષ્ટ થયો નથી, પણ તારા પ્રજ્ઞાબળથી મને સંતોષ થયો છે, કારણ કે પાદપ્રક્ષાલનથી વસ્તુઓના નામ કોણ જાણી શકે ? માટે હું તને વિદ્યા આપીશ, પણ તું મને ગુરૂદક્ષિણામાં શું આપીશ ?'

ત્યારે નાગાર્જુને કહ્યું કે—' હે ભગવન્ ? આપ જે ફરમાવો, તે આપવાને હું તૈયાર છું.'

એટલે આચાર્ય બોલ્યા—' તું વિદ્યા સિદ્ધ થાય, તેથી મારા મનને સંતોષ છે. તને સત્ય અને પથ્ય હું કહીશ. માટે આ ગાથા સાંભળ:—

" दीहर फणिंदनाले, महिहरकेसर दिसावहु दलिल्ले ।
उपियइ कालभमरो, जणमयरंदं तुम्हइ पउमे " ॥ १ ॥

એટલે—' ફણીંદ્રરૂપ લાંબા નાળવાળા, પર્વતરૂપ કેસરા અને દિશારૂપ અનેક પત્રવાળા એવા જગતરૂપ પદ્મપર મોહ પામેલ કાલરૂપ ભ્રમર મનુષ્યરૂપ મકરંદનું પાન કર્યા કરે છે. '

માટે વિશ્વને હિતકારી એવા જિનધર્મનો તું આશ્રય લે. '

ગુરૂના એ વચનનો તેણે સ્વીકાર કર્યો. એટલે આચાર્ય બોલ્યા—' કાંજી અને ચોખાના નિર્મળ ધોવણ જળથી ઔષધો ઘુંટીને પગે લેપ કર, કે જેથી તું આકાશગામી થાય. '

એમ સાંભળતાં નાગાર્જુને તે પ્રમાણે કર્યું, અને તેથી ગરૂડની જેમ આકાશમાર્ગે ઉડીને તે યથેચ્છ સ્થાને જવા લાગ્યો; પછી કૃતજ્ઞ વિદ્યાસિદ્ધ એવા તેણે શત્રુંજય પર્વતની તળેટીમાં જઇને [1] પાદલિપ્ત નામે નગર વસાવીને પોતાના ગુરૂના નામ ઉપરથી સ્થાપન કર્યું, અને પર્વતની ઉપર તે સિદ્ધ સાહસિકે વીર પ્રતિમાથી અધિષ્ઠિત ચૈત્ય કરાવ્યું, ત્યાં ગુરૂમૂર્તિને સ્થાપન કરી અને ગુરૂમહારાજને બોલાવીને તેણે બીજાં પણ જિનબિંબોની ત્યાં પ્રતિષ્ઠા કરાવી. શ્રી પાદલિપ્ત સૂરિએ વીરપ્રભુની સમક્ષ બે ગાથાથી શ્રેષ્ઠ સ્તુતિ કરી, અને કહ્યું કે—' એ ગાથાથી સુવર્ણસિદ્ધિ અને આકાશગામીની વિદ્યા અત્યંત ગુપ્ત રહેશે, તે આજકાલના નિર્ભાગી મનુષ્યો જાણી શકવાના નથી. '

---

૧. જે હાલ પાલીતાણા નામથી મોજુદ છે.

પછી શ્રી રૈવતાચળની નીચે દુર્ગ પાસે ગુરૂમહારાજના મુખથી શ્રી નેમિનાથનું ચરિત્ર સાંભળીને નાગાર્જુને કૌતુકથી સર્વ તેવા પ્રકારના આવાસાદિક કરાવ્યા. તેમાં શ્રી દશાર્હમંડપ, ઉગ્રસેનનું રાજભવન તથા વેદિકાપર વિવાહાદિકની વ્યવસ્થા કરાવી કે જે અત્યારે પણ ત્યાં ગયેલ ધાર્મિક જનોના જોવામાં આવે છે.

હવે **પૃથ્વી પ્રતિષ્ઠાન** નગરમાં **સાતવાહન** નામે રાજા કે જે સાર્વભૌમ સમાન અને ગુણોના સ્થાનરૂપ હતો, તથા શ્રી કાલિકાચાર્યનો ભાણેજ અને યશસ્વી એવો **બલમિત્ર** નામે રાજા ભૃગુકચ્છ નગરમાં રાજ્ય કરતો હતો. એક વખતે સાતવાહન રાજાએ એ નગરને ઘેરો ઘાલ્યો, તેમાં બ્હાર રહેતાં બાર વરસ નીકળી ગયા; છતાં તેનાથી તે નગર લેવાયું નહિ એટલે ચિરકાળે પણ તે દુર્ગ ( કિલ્લો ) દુર્ગ્રાહ્ય સમજીને તે કંટાળી ગયો, એવામાં નાગાર્જુને તેના મુખ્ય મંત્રીને જણાવ્યું કે—' અહો ! ભેદના પ્રયોગથી હું દુર્ગ લેવરાવીશ, માટે મને નગરમાં મોકલો.' ત્યારે મંત્રીએ એ વાત કબુલ કરતાં નાગાર્જુન સૈન્યમાંથી ચાલી નીકળ્યા અને ભાગવતનો વેષ લઇને નગરમાં દાખલ થયા. ત્યાં રાજભવનમાં જઇને તેણે રાજાને કહ્યું કે—' હે રાજન્ ! જીર્ણ દેવમંદિરોનો ઉદ્ધાર કરાવતાં અને સત્કારપૂર્વક મહાદાન આપતાં મહાપુણ્ય ઉપાર્જન થાય છે તેથી આ દુર્ગનિરોધ નિવૃત્ત થઇ જશે.'

એટલે દુર્ગરોધથી ઉદ્વિગ્ન બનેલ રાજાએ તેનું વચન સત્ય સમજીને તે પ્રમાણે કરવા માંડ્યું, કારણ કે આપત્તિકાળે ધર્મોપદેશ કાર્ય સાધનાર થાય છે; પછી તેના ધર્મોપદેશથી રાજાએ બહાર ગોળાસહિત યંત્રો રચાવ્યા અને ધર્મ-સ્થાનો ભાંગવા માંડ્યા. એમ વારંવાર ભાંગતાં અને તૈયાર કરતાં બલમિત્રનું સર્વ દ્રવ્ય ખલાસ થવા આવ્યું, પછી મંત્રીની સલાહ પ્રમાણે સાતવાહન રાજાએ કિલ્લો લઇ લીધો અને રાજાનો નિગ્રહ કરીને તે પ્રમોદપૂર્વક પોતાના નગરમાં આવ્યો.

એ પ્રમાણે **સાત**વાહન રાજા પોતાનું રાજ્ય ચલાવતો હતો, તેવામાં એકદા તેના દ્વારે શાસ્ત્ર સંક્ષેપથી બોલનારા ચાર કવિ આવ્યા, એટલે પ્રતિહારે નિવેદન કરતાં રાજાની આજ્ઞાથી તે રાજભવનમાં આવ્યા અને શ્લોકનું એક એક ચરણ લઇને રાજાની આગળ બોલ્યા કે:—

" जीर्णे भोजनमात्रेयः कपिलः प्राणिनां दया ।
बृहस्पतिरविश्वासः पांचालः स्त्रीषु मार्दवम् " ॥ १ ॥

એટલે—આત્રેય ઋષિએ જીર્ણ થયા પછી ભોજન કરવાનું કહેલ છે, કપિલ-ઋષિએ પ્રાણીઓનીદયા બતાવેલ છે, બૃહસ્પતિએ સ્ત્રીઓનો વિશ્વાસ ન કરવાનું કહેલ છે અને પાંચાલ કવીએ સ્ત્રીઓની સાથે મૃદુતા રાખવાનું કહેલ છે.

એ પ્રમાણે સાંભળતાં પ્રથમ પ્રશંસા કરીને રાજાએ તેમને મહાદાન આપ્યુ ત્યારે તેમણે કહ્યું કે—' તમારો પરિવાર કેમ અમારી પ્રશંસા કરતો નથી ? '

એટલે રાજાએ **ભોગવતી** નામની વારાંગનાને કહ્યું કે—'હે ભદ્ર ! તું એમના વખાણ કર.'

તે બોલી—'પાદલિપ્ત વિના હું બીજા કોઈની સ્તુતિ કરતી નથી, આકાશમાર્ગે ગમન કરવામાં સમર્થ, વિદ્યાસિદ્ધ અને મહાક્રિયાયુક્ત એવા પાદલિપ્ત વિના અન્ય કોણ એવા ગુણોને ધરાવનાર છે !'

એવામાં સંધિ વિગ્રહ કરાવનાર **શંકર** નામે કોઇ મત્સરી અને પાદલિપ્તના વખાણને સહન ન કરનાર રાજપુરૂષ કહેવા લાગ્યો કે 'મરણ પામેલ જે જીવતો થાય, તેના પ્રગટ પાંડિત્યને અમે માનીએ છીએ. અન્ય તો ગગનમાં ચાલનારા શુકપક્ષીઓ જેવા વિદ્વાનો ઘણા પડ્યા છે.'

ત્યારે ભોગવતી બોલી—'એ કળા પણ તેમનામાં અવશ્ય સંભવે છે, કારણ કે જૈન મહર્ષિઓ દેવોની જેમ અતુલ્ય પ્રભાવવાળા હોય છે.

એ કૌતુક જોવાની ખાતરજ રાજાએ કૃષ્ણ રાજાને પૂછાવીને પાદલિપ્તસૂરિને **માનખેટ** નગરથી ત્યાં બોલાવ્યા. એટલે તે જૈનાચાર્ય આવ્યા અને બહારના ઉદ્યાનમાં ઉતર્યા તેમના આગમનના સમાચાર વિદ્વાન્ **બૃહસ્પતિ**ના જાણવામાં આવતાં તેણે તેમની પરીક્ષા કરવાનો વિચાર કર્યો, પછી તેણે એક ચાલાક પુરૂષને ઓગળેલ ઘૃતથી રૂપાની કટોરી ભરીને મોકલી. એટલે તેણે આવીને તે આચાર્યની આગળ મૂકી ત્યારે સૂરિએ ધારિણી વિદ્યાના બળથી તેમાં સોય ભરાવીને ઉભી રાખી દીધી અને તે કટોરી આવેલ પુરૂષ મારફતે પાછી મોકલાવી તે જોતાં બૃહસ્પતિ ભારે ખેદ પામ્યો.

પછી રાજાએ સન્મુખ આવીને તેમનો પ્રવેશ મહોત્સવ કર્યો અને ત્યાં ગુરૂ મહારાજને ઉતરવા માટે તેણે એક સારૂં મકાન કહાડી આપ્યું ત્યાં રાજાની સમક્ષ **તરંગલોલા** નામની અભિનવ કથા કહેનાર એક **પાંચાલ** નામે કવિ હતો. ગુરૂનું સન્માન જોઇને તેને ભારે અદેખાઇ આવી ગઈ. આચાર્યે તેની કથા વખાણી નહિ, પણ તેમાં ઉલટું દૂષણ બતાવ્યું, કારણકે ગર્દભના મુખમાંથી શાંતિજળ કદિ નીકળે શું ? વળી પ્રસંગોપાત તેમણે જણાવ્યું કે:-મારા ગ્રંથોમાંથી અર્થબિંદુ ચોરીને એણે કથા નહિ, પણ કંથા (ગોદડી) રચી છે કારણ કે એનું વચન સદા બાળ, ગોપાળ અને અંગનાઓને આનંદ આપે તેવું છે. તે પ્રાકૃત (સામાન્ય) વચન વિદ્વાનોના ચિત્તને રમાડે તેવું નથી તેવાને ઉચિત એવી તેની કથાને ભોગવતી બરાબર વર્ણવી બતાવે છે.

હવે એકદા પાદલિપ્ત સૂરિએ કપટથી પોતાનું મરણ બતાવ્યું, એટલે હાહા

ના પોકાર પૂર્વક ઘણા લોકો ત્યાં ભેગા થયા અને શિબિકામાં ગુરૂના શરીરને પધરાવી વાજિંત્રોના નાદ સાથે વહન કરતા, તે જેટલામાં **પાંચાલ** કવિના ભવન પાસે આવ્યા, તેવામાં ઘરથકી બહાર નીકળીને તે ભારે શોક બતાવતો કહેવા લાગ્યો કેઃ–હા ! હા ! મહાસિદ્ધિના પાત્ર એવા આચાર્ય સ્વર્ગે ચાલ્યા ગયા. સત્પાત્રમાં અદેખાઈ લાવનાર અને સત્યવ્રતમાં દ્રષ્ટિને રક્ત કરનાર મારા જેવાને એ પાપથી મુક્તિ મળે તેમ નથી કારણકે રત્નાકરની જેમ સર્વ શાસ્ત્રોના નિધાન એ આચાર્યના ગુણોથી, મત્સર લાવનાર અમે સંતોષ પામતા નથી વળી પોતાનો પશ્ચાત્તાપ પ્રગટ કરતાં તેણે જણાવ્યું કેઃ—

> **" सीसं कहावि न फुट्टं, जमस्स पालित्त यं हरंतस्स ।**
> **जस्स मुहानिज्झराओ, तरंगलोला नई वूढा "** ॥ १ ॥

'પાદલિપ્તનું હરણ કરનાર એવા યમનું મસ્તક કેમ ફુટી ન પડયું કે જેના મુખરૂપ નિજરણાથી તરંગલોલા (કથા) રૂપ નદી પ્રગટ થઇ.'

એવામાં 'પાંચાલના સત્ય વચનથી હું જીવતો થયો' એમ બોલતા આચાર્ય લોકોના હર્ષનાદ સાથે ઉભા થયા. પછી ગુણવંતપર મત્સર લાવનાર એવા પાંચાલને, રાજાના હુકમથી આક્રોશ અને તિરસ્કાર પૂર્વક લોકોએ નગર બહાર કહાડયો, ત્યારે બંધુ સમાન સુંદર સ્નેહ ધરાવનાર અને મહાવિદ્યા છતાં મદરહિત એવા પાદલિપ્ત ગુરૂએ સન્માનપૂર્વક તેને બચાવ્યો.

હવે શ્રાવકો અને મુનિઓની દીક્ષાની સાથે દેવતાઓની અને જિનબિંબોની પ્રતિષ્ઠા તથા ઉત્થાપના છે, માટે શાસ્ત્રોક્ત વિધિથી જાણીને આચાર્યોએ એ કામ કરવું જોઇએ. ત્યાં પાદલિપ્તાચાર્યે કૃપાને વશ થઇ **નિર્વાણ કલિકા** શાસ્ત્ર બનાવ્યું, તથા **પ્રશ્નપ્રકાશ** નામે જ્યોતિઃશાસ્ત્ર રચ્યું કારણકે લાભાલાભાદિક પ્રશ્નોમાં સિદ્ધનો આદેશ પ્રવર્તે છે.

એક વખતે પોતાનું આયુષ્ય જાણીને નાગાર્જુનની સાથે પાદલિપ્ત ગુરૂ વિમલાચલ પર આવ્યા અને ત્યાં તેમણે શ્રીયુગાદીશને વંદન કર્યું, પછી સમ સંવેગના નિધાન એવા તે સિદ્ધક્ષેત્રના શિખરપર સિદ્ધશિલા સમાન એક શ્રેષ્ઠ શિલા આગળ ગયા. ત્યાં આદર પૂર્વક અનશન આદરી, આસન લગાવી ચંદ્રમાં સમાન નિર્મળ ધર્મધ્યાનરૂપ જળથી રાગાદિક અગ્નિને શમાવતાં; મન, વચન અને કાયાની ચેષ્ટાઓને સર્વ પ્રકારે અટકાવી, ધ્યાનથી પોતના અંતઃકરણની સ્થિતિને સ્થિર અને સમાન કરી, બત્રીશ દિવસ સુધી મનને ધ્યાનલીન રાખી, જીર્ણ ઝુંપડી સમાન દેહનો ત્યાગ કરીને, તેજસ્વી અને રાજાઓને માનનીય એવા શ્રીપાદલિપ્તસૂરિ બીજા દેવલોકમાં ઇંદ્ર–સામાનિક દેવતા થયા.

આ ચરિત્રની અંદર યોનિપ્રાભૃતશ્રુતમાં પ્રવીણ એવા **શ્રીરૂદ્રદેવસૂરિ**, નિમિત્ત વિધાનમાં પ્રવીણ શ્રીશ્રમણસિંહસુરિ, વિદ્યાસિદ્ધ આચાર્ય ખપુટાચાર્ય તથા અતિશય પ્રસિદ્ધ અને સિદ્ધોપાધ્યાય શ્રીમહેંદ્રઋષિ આ ચાર અસાધારણ વિદ્યાસિદ્ધિ ઋષિઓના ચરિત્ર તે શ્રીપાદલિપ્તસૂરિના ચરિત્ર સાથે મેં વર્ણવ્યા. અહીં અજ્ઞાનથી જે કંઇ શેષ ચરિત્ર રહી ગયું હોય, તે ચરિત્રજ્ઞાતા પુરૂષો ક્ષમા કરો.

શ્રી ચંદ્રપ્રભસૂરિના પટરૂપ સરોવરમાં હંસ સમાન તથા શ્રીરામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રીપ્રભાચંદ્રસૂરિએ પોતાના વિચાર પર લેતાં અને શ્રીપ્રદ્યુમ્નમુનીંદ્રે સુધારીને શુદ્ધ કરેલ, પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રીપાદલિપ્તસૂરિના ચરિત્રરૂપ આ પાંચમું શિખર થયું.

પૂર્વ મહર્ષિઓના ચરિત્રરૂપ ક્ષેત્રમાં ચરવા ( સંચરવા ) થી અત્યંત તૃપ્ત થતાં મસ્ત થયેલ અને તેથી કુપંથે ગમન કરતી મારી વાણીરૂપ ગાયને શ્રીપ્રદ્યુમ્નસૂરિ રૂપ ગોવાળે અટકાવીને વશ રાખી.

**ઇતિ–શ્રીપાદલિપ્તસૂરિ–પ્રબંધ.**





# (૬) श्री विजयसिंहसूरि–प्रबंध.



ગુ ટિકાસિદ્ધ શ્રી **વિજયસિંહસૂરિ**નું ચરિત્ર વચનમાં પણ શી રીતે આવી શકે? કે દર્શનમાત્રથી સંતુષ્ટ થયેલ અંબાદેવીએ જેમને ગુટિકા આપી હતી. વૃદ્ધ અને પંડિતોના વચન સાંભળતાં તેને બરાબર સ્મૃતિમાં રાખવા સાવધાન એવો હું અષ્ટ મહાસિદ્ધિના નિધાન એવા તે સૂરિનું કિંચિત્ ચરિત્ર કહીશ.

રેવાનદીના કિનારાપર **અશ્વાવબોધ** નામે તીર્થ જયવંત વર્તે છે. ત્યાં એ ગુરૂ વિરાજમાન હતા એટલે પ્રથમ એ તીર્થનો વૃત્તાંત કહેવામાં આવે છે.

પૂર્વે મેરૂપર્વતના શિખર સમાન ઉન્નત કિલ્લાથી સુશોભીત અને સમસ્ત નગરોના મુગટ તુલ્ય એવું **શ્રીપુર** નામે નગર હતું. તેના બાહ્ય ઉદ્યાનમાં બીજા તીર્થંકર શ્રીમાન્ **અજિતસ્વામી** સમોસર્યા. ત્યારથી પ્રથમ તે **તિર્થ** તરીકે પ્રસિદ્ધ થયું. પછી પુષ્કળ કાળ વ્યતિત થતાં શ્રી **ચંદ્રપ્રભ** સ્વામી ત્યાં પધાર્યા. એટલે તે **ઉદ્યાન** એવા નામથી વિખ્યાત થયું. ફરી તે ક્ષીણ થઇ ગયું. એવામાં **ભૃગુ** નામના મહર્ષિએ તેનો ઉદ્ધાર કર્યો, તેથી **ભૃગુપુર** એવા નામથી તે પ્રખ્યાત થયું. ત્યાં શત્રુરૂપ પતંગગણને દીપક સમાન અને કલિકાળની કલુષિત તામસ ભાવને દૂર કરવામાં પ્રવીણ એવો **જિતશત્રુ** નામે એક સમર્થ રાજા થયો કે જેની કીર્ત્તિરૂપ વંશનટી, ત્રણ જગતરૂપ સભ્યો આગળ, ચંદ્રકાંતમણિના કિરણરૂપ રજ્જુના વિસ્તારયુક્ત એવા મેરૂ ગિરિંદ્રરૂપ વાંસપર નૃત્ય કરતી હતી.

એકદા બ્રાહ્મણોના આદેશથી તે જિતશત્રુ રાજાએ ત્રણ ઓછા છસેં બકરા યજ્ઞમાં હોમ્યા. અંતિમ દિવસે તે બ્રાહ્મણો એક સારા (પટ્ટ) અશ્વને હોમવા માટે લઇ આવ્યા. ત્યાં રેવા નદીના દર્શનથી તે અશ્વને પૂર્વ ભવનું સ્મરણ થયું.

એવામાં તે અશ્વને પોતાનો પૂર્વભવનો મિત્ર જાણી શ્રી **મુનિસુવ્રત** સ્વામી એક રાત્રિમાં એકસોવીશ ગાઉ ઓળંગી, માર્ગે સિદ્ધપુરમાં ક્ષણભર વિશ્રાંતિ લઇ, **પ્રતિષ્ઠાન** નામના નગરથી ભૃગુપુરમાં પધાર્યા અને ત્રીશ હજાર

મુનિઓથી પરવરેલા પ્રભુ **કોરિંટક** નામના બાહ્ય ઉદ્યાનમાં એક આમ્રવૃક્ષ નીચે સમોસર્યા. તેમને સર્વજ્ઞ સમજીને પેલા અશ્વ સહિત રાજા ત્યાં આવ્યો અને તેણે યજ્ઞનું ફળ પૂછયું. એટલે ભગવંત બોલ્યા—' હે રાજન્ પ્રાણિવધથી નરકનું ફળ પ્રાપ્ત થાય છે. ' એવામાં ભગવંતના દર્શનથી અશ્વના લોચનમાં આંસુ આવી ગયાં ત્યારે જિનેશ્વરે રાજા સમક્ષ તેને બોધ આપતાં જણાવ્યું કે—" હે અશ્વ ! તારો પૂર્વભવ સાંભળ અને હે સુજ્ઞ ! સાવધાન થઇને પ્રતિબોધ પામ.

પૂર્વે આ નગરમાં **સમુદ્રદત્ત** નામે જૈન વણિક હતો. તેને **સાગરપોત** નામે મિત્ર કે જે મિથ્યાદષ્ટિ હતો. સમુદ્રદત્તે તેને જીવદયા પ્રધાન જિનધર્મનો પ્રતિબોધ આપ્યો. જેથી તે બાર વ્રતધારી બની હળવે હળવે સુકૃતનું ભાજન થયો. એક વખતે પૂર્વકર્મના યોગે તેને ક્ષય રોગ થયો, ત્યારે તેના સંબંધીઓ કહેવા લાગ્યા કે—' પોતાના ધર્મનો ત્યાગ કરવાથી એને ક્ષયરોગ થયો છે. ' એમ સાંભળતાં વ્યાધિગ્રસ્ત થયેલ સાગરપોતના ધર્મભાવમાં હાનિ થવા લાગી. અથવા તો પોતાના સ્વજનોના મીઠાં વચનોથી કોણ ન લોભાય ?

એકદા **ઉત્તરાયણ** પર્વમાં લિંગમહોત્સવ થતાં અતિથિ બ્રાહ્મણો માટે પુષ્કળ ઘૃત લઇ જવામાં આવતું અને તે વખતે ઘણા ઘૃતબિંદુઓ માર્ગમાં નાખી દેવામાં આવ્યા હતા. એવામાં પાછા વળેલ દયાળુ સાગરપોતે તે ધર્મની નિંદા કરી, એટલે નિર્દય બ્રાહ્મણોએ લાકડી અને મુષ્ટિવતી તેને માર્યો તથા સેવકોએ પ્રહારોથી તેને છુંદી નાખ્યો. પછી દયા લાવીને તેને જવા દીધો. ત્યાં આર્ત્તધ્યાનથી મરણ પામી, સેંકડો તિર્યંચના ભવમાં ભમીને તું અશ્વ થયો. અહો ! હવે મારો પૂર્વભવ સાંભળ—

પૂર્વે **ચંદ્રપુરમાં** બોધિબીજ ( સમ્યક્ત્વ ) ની પ્રાપ્તિ પછી સાતમે ભવે હું **શ્રી વર્મા** નામે વિખ્યાત રાજા થયો. તે ભવ આ પ્રમાણે સમજવા-પ્રથમ **શિવકેતુ**, બીજો **સૌધર્મ** દેવલોકમાં, ત્રીજો **કુબેરદત્ત**, ચોથો સનત્કુમારમાં, પાંચમો **શ્રી વજ્રકુંડલ**, છઠ્ઠો બ્રહ્મ દેવલોકમાં, સાતમો **શ્રી વર્મા**, આઠમો **પ્રાણત દેવલોકે** અને નવમો આ તીર્થંકરનો ભવ-એમ સંક્ષેપથી ભવ બતાવ્યા.

હવે **સમુદ્રદત્ત,** વ્યવહારી ભૃગુપુરથી ઘણા કરીયાણાથી વહાણ ભરીને સમસ્ત લક્ષ્મીના સ્થાનરૂપ એવા **ચંદ્રપુરમાં** આવ્યો. ત્યાં ઘણાં કીંમતી ભેટણાથી તેણે રાજાને સંતુષ્ટ કર્યો અને રાજાએ પણ દાન તથા સન્માનથી તેને સંતોષ બતાવ્યો. પછી રાજાનો પ્રસાદ વધવાથી અને સાધુ જનોને આદર આપવાથી જિન ધર્મ પર તેનો અનુરાગ વધવા લાગ્યો અને તેથી રાજાને પણ જિનધર્મનો બોધ થયો. વળી ત્યાં આવેલ તેના મિત્ર સાગરપોતની સાથે પણ સમાન બોધને લીધે રાજાની મિત્રતા થઇ. પછી પ્રાંતે સમાધિ પૂર્વક મરણ પામતાં શ્રી વર્મા રાજા પ્રાણત દેવલોકમાં દેવ થયો. ત્યાંથી ચવીને તે હું ભરતક્ષેત્રમાં તીર્થંકર થયો છું. "

એ પ્રમાણે ભગવંતના મુખથી કર્મકથા સાંભળતાં રાજાએ અશ્વને અનુમતિ આપતાં તેણે સાત દિવસનું અનશન કર્યું અને સમાધિથી મરણ પામીને તે સહસ્રાર દેવલોકમાં સત્તર સાગરોપમના આયુષ્ય વાળો ઇંદ્રનો સામાનિક દેવ થયો. ત્યાં દિવ્ય સુખો ભોગવતાં અવધિજ્ઞાનથી તેણે પૂર્વનું સ્મરણ કર્યું અને ભૃગુપુરમાં સાડી બાર કોટી સુવર્ણની વૃષ્ટિ કરી. વળી રાજા અને નગરજનોને જિનધર્મનો પ્રતિબોધ પમાડ્યો, તથા તે વખતે સુકૃતશાળી એવા તેણે માહા મહિનાની પૂર્ણિમાએ સુવર્ણ–રત્નમય શ્રી મુનિવ્રત સ્વામીના ચૈત્યની સ્થાપના કરી. માઘની શુકલ પ્રતિપદાના દિવસે ભગવંત અશ્વરત્નને બોધ કરવા આવ્યા અને તેજ મહિનાની શુકલ અષ્ટમીએ અશ્વ દેવલોકે ગયો.

એ પ્રમાણે **નર્મદાના** તટપર ભૃગુકચ્છ નગરમાં સમસ્ત તીર્થોમાં શ્રેષ્ઠ એવું એ **અશ્વાવબોધ** નામે પવિત્ર તીર્થ પ્રવર્ત્તમાન થયું. પછી શ્રી મુનિસુવ્રત સ્વામીથી બાર હજાર ને બાર વરસ વ્યતીત થતાં **પદ્મ** ચક્રવર્તીએ એનો ઉદ્ધાર કર્યો, અને **હરિષેણ** ચક્રવર્તીએ ફરી એ તીર્થનો દશમો ઉદ્ધાર કરાવ્યો. એ રીતે પાંચ લાખ ને અગીયાર વર્ષ વ્યતીત થયા. છન્નુ હજાર વરસમાં એના એક સો ઉદ્ધાર થયા. તે પછી સુદર્શનાએ ઉદ્ધાર કરાવ્યો. તેની ઉત્પત્તિ આ પ્રમાણે છેઃ—

**વૈતાઢય** પર્વત પર **રથનુપુર ચક્રવાલ** નામના નગરમાં **વિજયરથ** નામે રાજા હતો તેની **વિજયમાલા** નામે રાણી હતી. તેમની **વિજયા** નામે પુત્રી હતી. તે તીર્થોને વંદન કરવા ચાલી, તેવામાં આગળ થઇને ઉતરતો એક સર્પ તેણીના જોવામાં આવ્યો એટલે સાથે આવનારા પેદળો **અપશુકન** સમજીને તે સર્પને મારવા લાગ્યા, એ જીવ વધને ન અટકાવતાં વિજયાએ તેની ઉપેક્ષા કરી. પછી શ્રી શાંતિનાથ–તીર્થમાં જઇને તેણે ભાવથી ભગવંતને વંદન કર્યું. ત્યાં યતનામાં એક નિષ્ઠ ચારિત્ર વાળી **વિદ્યાચારણ** સાધ્વી હતી. તેને વંદન કરીને વિજયા, જીવવધની પોતે ઉપેક્ષા કરી, તેથી પશ્ચતાપ કરવા લાગી, જેથી તેણે કંઇક તે કર્મને ક્ષીણ કર્યું. પછી પ્રાંતે પોતાના જીવિત, ગૃહ, ધનના મોહથી આર્ત્તધ્યાનમાં તે મરણ પામીને શકુનિ (સમળી) થઈ, અને તે સર્પ મરણ પામીને શિકારી થયો.

એકદા ભાદરવા મહિનામાં ઘણા દિવસે વરસાદ ઉપશાંત થતાં વટવૃક્ષ પર રહેલ તે શમળી ક્ષુધિત થઇ, એટલે પોતાના સાત બચ્ચાં અને પોતાને માટે ખોરાકને શોધતાં તે શિકારીના ઘરે ગઇ અને ત્યાથી તેણે એક માંસનો કટકો ચાંચમાં ઉપાડ્યો, પછી ઉડીને આકાશમાં જતાં તેને શિકારીએ બાણ છોડીને ઘાયલ કરી, ત્યારે તે શ્રી મુનિસુવ્રત સ્વામીના ચૈત્ય આગળ પડી અને લગભગ મરવાની અણીપર આવી. એવામાં તેણીના પુણ્યયોગે ત્યાં ભાનુ અને **ભૂષણ** નામના બે સાધુ આવી ચડ્યાઃ તેમણે દયા લાવી જળસિંચનથી તેને આશ્વાસન આપ્યું અને

પંચપરમેષ્ઠીરૂપ મંત્ર સંભળાવ્યો, એટલે તે તીર્થના ધ્યાનમાં લીન થયેલ શમળી બે પહોરમાં મરણ પામી.

હવે સાગરના કિનારાપર દક્ષિણ ખંડમાં **સિંહલ** નામે દ્વીપ છે. ત્યાં કામદેવ સમાન રૂપવાન **ચંદ્રશેખર** નામે રાજા રાજ્ય કરતો હતો. રૂપમાં રતિ અને પ્રીતિને જીતનાર એવી **ચંદ્રકાંતા** નામે તેની રાણી હતી. શકુનિ તેમની **સુદર્શના** નામે પુત્રી થઇ.

એવામાં એકદા ભૃગુપુરથી વહાણ લઇને **જિનદાસ** નામે સાર્થવાહ ત્યાં આવ્યો તેણે ભેટ ધરીને રાજાને સંતુષ્ટ કર્યો. તે વખતે કોઇ વૈદરાજે સુંઠ, તીખા અને પીપરનું તીવ્ર ચૂર્ણ રાજાને આપ્યું, તેમાંથી સ્હેજ ચૂર્ણ ઉડયું. એટલે તે નાકમાં જતાં વણિક્ને બલાત્કારથી છીંક આવી, ત્યારે તેણે પ્રભાવ પૂર્ણ એવા પંચપરમેષ્ઠી મંત્રનો ઉચ્ચાર કર્યો. જે સાંભળતાં રાજપુત્રીને મુર્છા આવી અને તેને પૂર્વજન્મનું સ્મરણ થયું. આથી રાજાએ પૂછતાં તેણે પોતાના પૂર્વજન્મનો વૃત્તાંત પિતાને કહી સંભળાવ્યો. પછી તે તીર્થને વંદન કરવાને ઉત્કંઠિત થયેલ રાજપુત્રીએ અત્યાગ્રહથી પિતાની અનુજ્ઞા માગી, છતાં રાજાએ તેને જવાની અનુમતી ન આપી. તેથી તેણે અનશન કરવાની પ્રતિજ્ઞા લીધી. એટલે અતિવલ્લભ છતાં તેણે પોતાની પુત્રીને જિનદાસ સાર્થવાહની સાથે જવાની અનુજ્ઞા આપી ત્યારે અઢાર સખીઓ, સોળ હજાર પદાતિઓ, મણિ, કાંચ, રજત અને મોતીઓથી ભરેલા અઢાર વાહન, આઠ કંચુકી તથા આઠ અંગ રક્ષકો–એ બધો પરિવાર સાથે લઇને તે સત્વર ચાલી નીકળી, અને ઉપવાસ કરતાં એક મહિને રાજસુતા તે તીર્થમાં આવી ત્યાં શ્રીમુનિસુવ્રત સ્વામીને વંદન કરીને તેણે ઓચ્છવ કર્યો, અને ભાગ્યવંતમાં મુગટમણિ સમાન એવી તેણે ભાનુ તથા ભૂષણ મુનિને વંદન કરી પછી કૃતજ્ઞપણાથી સાથે લાવેલ બધું ધન તેણે તે મુનિઓ આગળ ધરી દીધું એટલે નિઃસંગપણાથી અને ભવવિરક્તપણાથી તેમણે તેનો નિર્ષેધ કર્યો, ત્યારે કનક અને રત્નના દળથી તેણે તે જીર્ણ તીર્થનો ઉદ્ધાર કર્યો, ત્યારથી તે તીર્થ **શકુનિકાવિહાર** એવા નામથી પ્રસિદ્ધ થયું. પછી બાર વરસ દુસ્તપ તપ તપી પ્રાંતે અનશન લઇ મરણ પામીને તે **દર્શના** નામે દેવી થઇ. એક લાખ દેવીઓના પરિવારસહિત રહેતાં વિદ્યાદેવીઓ સાથે તેની મિત્રાઈ થઇ. વળી પૂર્વ ભવને યાદ કરીને તે દિવ્ય પુષ્પોથી જિનેશ્વરની પૂજા કરવા લાગી. એ નગરમાં તેણીની અઢાર સખીઓ દેવીપણાને પામી અને જંબુદ્વીપ સમાન વિશાળ ભુવનમાં તે રહેવા લાગી. વળી શ્રીમુનિસુવ્રત સ્વામીના ચરણ-કમળમાં એકતાન થયેલ દર્શન દેવી, મહાવિદેહ, નંદીશ્વરાદિક તીર્થોમાં જિનપ્રતિમાને સદા વંદન કરવા લાગી.

એક દિવસ શ્રીવીરપ્રભુની સમક્ષ તે દેવીએ ઉત્તમ નાટક કર્યું. તે જોઈને શ્રી **સુધર્માસ્વામીએ** ભગવંતને પૂછયું કે–‘ હે ભગવાન્ ! આ શું ? ’ ત્યારે સર્વજ્ઞ પ્રભુએ તેની આગળ તે દેવીના પૂર્વ ભવનો બધો વૃત્તાંત કહી સંભળાવ્યો. અને પુન: જણાવ્યું કે–‘ આ ભવથી ત્રીજે ભવે એ નિર્વાણપદને પામશે. વળી અત્યંત સુગંધિ પુષ્પો અને ફળોથી સુરમ્ય અને ઇતર નગરોને જીતનાર એવું આ **ભૃગુપુર** નગર એના સામર્થ્યથી અભંગ રહેલ છે.’

હવે પ્રાતર્દિન જિનપૂજા માટે સમસ્ત પુષ્પોને વીણી લેતાં તે દેવી લોકોમાં ઇતર દેવના પૂજનમાં સંતાપકારી વિઘ્ન કરવા લાગી એટલે શ્રીસંઘની પ્રાર્થનાથી શ્રી આર્યસુહસ્તીસૂરિના શિષ્ય શ્રીમાન્ **કુલહંસ** સૂરિએ તેને સ્તંભીને તેમ કરતાં અટકાવી.

પછી **સંપ્રતિ** રાજાએ એ તીર્થના ચૈત્યનો પુન: જીર્ણોદ્ધાર કરાવ્યો ત્યાં મિથ્યાદષ્ટિ વ્યંતરો ઉપસર્ગ કરવા લાગ્યા. એટલે શ્રીગુણસુંદરસૂરિના શિષ્ય કાલિકાચાર્યે પોતાના વિદ્યા બળથી તે વ્યંતરોને પચીસ યોજન દૂર કર્યા; ત્યારબાદ શ્રી **સિદ્ધસેનદિવાકર** સૂરિથી પ્રતિબોધ પામીને **વિક્રમાદિત્ય** રાજાએ એ તીર્થપર ઉદ્ધાર કર્યો. પૂર્વે શ્રીકાલીકસૂરિએ સમ્યગ્દર્શન માટે જે પ્રતિમા કરાવી હતી, આકાશમાં જતી તે પ્રતિમાને **સિદ્ધસેન** સૂરિએ અટકાવી.

શ્રીવીર ભગવંત નિર્વાણ પામ્યા પછી ચારસેં ચોરાશી વર્ષે શ્રીમાન્ આર્યખપુટાચાર્ય થયા. તે વખતે તેમણે મિથ્યાદષ્ટિ દેવતાઓથકી તથા બૌદ્ધ મતના વાદીઓ થકી અહીં શ્રીમુનિસુવ્રત સ્વામીના તીર્થનું રક્ષણ કર્યું. શ્રીવર્ધમાન સ્વામીના નિર્વાણ પછી આઠસેંપીસ્તાલીશ વર્ષ જતાં તુર્કી રાજાઓએ **વલ્લભીપુરનો** ભંગ કર્યો અને ત્યાંથી ભૃગુપુરનો વિનાશ કરવા આવતા તેમને **સુદર્શના** દેવીએ અટકાવ્યા. શ્રીવીરનિર્વાણથી આઠસેં ચોરાશીવર્ષ જતાં તે **મલ્લવાદી** સૂરિએ બૌદ્ધો અને વ્યંતરોને પરાસ્ત કર્યા. **શ્રીસાતવાહન** રાજાએ એ તીર્થનો પુનરૂદ્ધાર કરાવ્યો અને શ્રી પાદલિપ્તસુરિ પાસે તેણે ત્યાં ધ્વજ–પ્રતિષ્ઠા કરાવી. તેમની આગળ પ્રત્યક્ષ થઇ, શ્રીમુનિસુવ્રત સ્વામી પ્રત્યે અસાધારણ ભક્તિને લઇ દિવ્ય શૃંગારને ધારણ કરતી સુદર્શના દેવીએ નાટક કર્યું. શ્રીઆર્યખપુટાચાર્યના વંશમાં શ્રી**વિજયસિંહસૂરિ** થયા કે જે શમ, દમ, નિયમ, તપસ્યારૂપ લક્ષ્મીને નિવાસ કરવાના કમળ સમાન હતા.

એકદા સંયમનો ઉદ્ધાર કરનાર એવા તે આચાર્ય મહારાજે, **શત્રુંજય, રવતાચલ** પ્રમુખ મુખ્ય તીર્થોપરના જિનેશ્વરોને વંદન કરવાની ઇચ્છાથી વિહાર કર્યો. તેઓ **સૌરાષ્ટ્રમાં** આવ્યા અને તીર્થસ્વામીના ધ્યાનમાં મનને લીન બના-

વીને હળવે હળવે **રૈવતાચલ** તીર્થપર ચડવા લાગ્યા. શ્રીનેમિનાથના એ તીર્થની રક્ષા કરવામાં સદા સાવધાન એવી **પદ્મા** નામે દેવી હતી. એટલે પ્રસંગોપાત તેનું ચરિત્ર અહીં કહેવામાં આવે છે:—

**કણાદ** મુનિએ સ્થાપન કરેલ એવા **કાસહ્રદ** નામના નગરમાં સમસ્ત વસુધામાં દેવ સમાન તથા ચાર વેદનો પારંગામી એવો **સર્વદેવ** નામે એક બ્રાહ્મણ હતો. સતીઓમાં રત્ન સમાન એવી **સત્યદેવી** નામે તેની પત્ની હતી. તેમની **અંબાદેવી** નામે પુત્રી કે જે સુકૃતશાળી જનોમાં મુગટ સમાન હતી. તે યૌવનાવસ્થા પામતાં **સોમભટ્ટ** નામે **કોટીનગરીના** રહેવાસી વિપ્રને વરી કે જે કુળ, શીલ ( સદાચાર ) અને રૂપથી રમણીય હતો. પછી રમણીઓમાં અભિરામ એવી અંબાદેવીને પરણીને તે પોતાના નગરમાં આવ્યો અને અંતરમાં સંતુષ્ટ થયેલ તેણે મહોત્સવપૂર્વક પોતાના ઘરમાં પ્રવેશ કર્યો, ત્યાં સાંસારિક સુખ ભોગવતાં નિર્દોષ એવી અંબાદેવીને કેટલાક કાલ પછી **વિભાકર** અને **શુભંકર** નામે બે પુત્રો થયા.

એકદા શ્રી નેમિનાથ પ્રભુના શિષ્ય શ્રીસુધર્મસૂરિની આજ્ઞા લઈને નિર્મળ ચારિત્રધારી એવા બે મુનિ ભિક્ષાને માટે અંબાદેવીના આંગણે આવ્યા એટલે ભાવનાયુકત નિર્મળ મનથી હર્ષપુર્વક તેણે મુનિને વિધિસહિત સમસ્ત શુદ્ધ આહાર વ્હોરાવ્યો, પછી પ્રણામ કરીને બંને સાધુને તેણે વિસર્જન કર્યા. એવામાં સોમભટ્ટ તેનો પતિ આવ્યો અને આક્રોશપુર્વક કહેવા લાગ્યો કે—' વિશ્વદેવ-મહાદેવ સંબંધી ક્રિયા કર્યા વિના તેં રસવતીનો કેમ સ્પર્શ કર્યો ? ' એ અપરાધને લઈને તેણે દુર્વચન કહેવામાં બાકી ન રાખી, એટલુંજ નહિ પણ લેશ પણ મુખવિકાર ન બતાવતી અંબાદેવીને તેણે લપડાકવતી ખુબ મારી, એવામાં ઘરના માણસોએ અનુકંપાથી તેને છોડાવી; એ અપમાનથી મનમાં ખેદ પામતાં તે પોતાના બંને પુત્રોને લઈને ઘરથકી બહાર ચાલી નીકળી; એક નાના બાળકને તેણે કેડપર ઉપાડયો અને મોટાને આંગળીએ ચલાવતાં તે વિચાર કરવા લાગી કે—' જૈન મુનિને દાન આપવાથી હું આવા પરાભવને પામી માટે જૈન વિધિથી નિર્મળ એવો તેજ માર્ગ મને શરણરૂપ થાઓ. ' એમ ધારી માનમાં આવી ગયેલ અંબાદેવી ત્વરિત પગલે રૈવતાચલ તીર્થ ભણી ચાલી. પછી ગિરિરાજ પાસે આવતાં તે ચિંતવવા લાગી કે—' અહો ! હું તૃષાતુર ક્ષુધાતુર, અને શ્રમિત છું અને પર્વત તો બહુ ઉન્નત છે. ' એમ ધારી સુકૃતની ભાવનાથી તેણે તીર્થપર આરોહણ કર્યું અને ત્યાં જઈને શ્રી અરિષ્ટનેમિને ભકિતપુર્વક વંદના કરી, પછી ચૈત્યથકી બહાર આવી તે આમ્રવૃક્ષ નીચે વિસામો લેવા બેઠી એવામાં ક્ષુધાતુર થયેલ બાળકે પાકેલ આમ્રફળની લુંબ માગી એટલે તેણે તે બાળકને આપી, શ્રી નેમનાથનું સ્મરણ કરીને પુત્રો સહિત તે શિખર પરથી ઝંપાપાત કર્યો, ત્યારે શ્રી નેમિનાથના સ્મરણયોગે તે દિવ્ય ઋદ્ધિને પામી અર્થાત્ દેવી થઈ.

અહીં અંબાદેવી ગયા પછી વિપ્રનો કોપ ઉતરી ગયો અને તે પશ્ચાત્તાપ કરવા લાગ્યો. ત્યાં ઘરમાં કોઇને પણ જણાવ્યા વિના તે તેની પાછળ પાછળ ચાલી નીકળ્યો. જતાં જતાં તે રેવતાચલપર આમ્રવૃક્ષ પાસે આવ્યો ત્યાં ત્રણેને મરણ પામેલ જોઇને પોતાની નાસિકા મરડતાં અને પોતાના પ્રત્યે આંગળી કરતાં તે ચિંતવવા લાગ્યો કે—' હત્યાના દોષથી લિપ્ત થયેલ હું હવે કેમ જીવતો રહું ? માટે ભગવંતના ચરણથી પવિત્ર થયેલ આ પર્વત પરજ મરણ પામવું ઉચિત છે. જે એમની ગતિ તેજ મારી ગતિ થાઓ. અહીં વધારે પ્રલાપ કરવાથી શું ?' એમ ધારીને તે એક ભયાનક કુંડમાં પડયો. એટલે વ્યંતર થઇને તે દેવીના વાહનરૂપ સિંહપણાને પામ્યો. તે અંબાદેવી અદ્યાપિ એ ગિરિપર શ્રી નેમિનાથના તીર્થમાં ભકત જનોને સહાય કરે છે.

હવે શ્રી **વિજયસિંહસૂરિ** ત્યાં તીર્થનાથને અષ્ટાંગે પ્રણામ કરી તીર્થોપવાસપુર્વક ભગવંતની સ્તુતિ કરવા લાગ્યા. એટલે અનુપમ ચારિત્રના નિધાનરૂપ તે ગુરૂ મહારાજને જોતાં અંબિકાદેવીએ રાત્રે પ્રગટ થઇને તેમના ચરણમાં નમસ્કાર કર્યા ત્યારે ગુરૂ કહેવા લાગ્યા કે—' હે અંબા ! તું પૂર્વ ભવમાં દ્વિજ પત્ની હતી. ત્યાં પતિથી પરાભવ પામતાં, જિનેશ્વરના ચરણ-કમળનું સ્મરણ કરીને દેવી થઈ. એટલે તારી પાછળ તારા પતિની પણ તેજ દશા થઇ.'

એ પ્રમાણે ગુરૂનુ વચન સાંભળતાં તે હર્ષિત થઇને કહેવા લાગી કે—' હે ભગવન્ ! મને કંઇક આજ્ઞા કરો.'

ત્યારે ગુરૂ બોલ્યા—' હે ભદ્રે ! અમારે નિઃસ્પૃહને શું કામ હોય ?'

એટલે તેમના નિઃસ્પૃહપણાથી અધિક સંતુષ્ટ થયેલ તે બહુ માનથી કહેવા લાગી કે—' હે વિભો ! ચિંતિત કાર્યને કરનાર એવી આ ગુટિકાને તમે ગ્રહણ કરો એને મુખમાં ધારણ કરતાં મનુષ્ય, દૃષ્ટિને અગોચર, આકાશગામી, રૂપાંતર કરનાર, કવિતાની લબ્ધિ પામનાર વિષગ્રસ્તને વિષરહિત કરનાર તથા પોતાની ઇચ્છાનુસાર અવશ્ય ગુરૂ-લઘુતાને પામી શકે છે અને તેને મુખથકી બહાર કહાડતાં તે સહજ રૂપમાં આવી જાય છે.' એમ સાંભળી તે ગુટિકા લેવાની ઈચ્છા ન હોવા છતાં દેવી તે ગુટિકા ગુરૂના હાથમાં મૂકીને અદૃશ્ય થઇ ગઇ. એટલે ગુટિકા મુખમાં રાખતાં ગુરૂ મહારાજે પ્રથમ,

**" नेमिः समाहितधियां "**

ઈત્યાદિ અમરવાકય સમાન કાવ્યોથી શ્રી નેમિનાથનું સ્તવન રચ્યું. એ શ્રી નેમિસ્તુતિ અદ્યાપિ વિદ્યમાન છે. પછી શ્રી આચાર્ય મહારાજ તીર્થયાત્રા કરીને ભૃગુપુર નગરમાં આવ્યા. એટલે શ્રી સંઘે પ્રવેશ-મહોત્સવથી તેમનું બહુમાન કર્યું.

હવે એકદા **અંકુલેશ્વર** નગરથી પ્રબળ પવનના યોગે બળતો એક ઉંચો વાંસ તે નગરમાં ઉડી આવ્યો, તેથી મર્યાદા રહિત સાગરની જેમ જ્વાળાઓથી વ્યાપ્ત એવો અગ્નિ; ગૃહ, બજાર, હવેલી અને ચૈત્યોમાં પ્રસરવા લાગ્યો. પ્રથમ કોળીયામાં તેણે કાષ્ઠ અને ઘાસના બનાવેલા ઘરોનું ભક્ષણ કર્યું અને પછી મધ્ય આહારમાં તેણે મજબૂત અને વિશાળ મકાનોને ભક્ષ્ય બનાવ્યાં. તે વખતે બળતા મનુષ્ય, પશુ, અને પક્ષીઓના આક્રંદ વડે ભયંકર અને શરદઋતુના ગર્જારવ સમાન, તથા આકાશને બધિર બનાવનાર એવો પવન પ્રગટ થયો. તે અગ્નિએ સમસ્ત નગરને બાળીને ભસ્મીભૂત કર્યું, તેમજ દુર્ગના દ્વારયંત્ર સહિત નગરના ગોપુર ( મુખ્ય દ્વાર ) નો પણ નાશ કર્યો. તે વખતે પ્રતીકારથી અસાધ્ય એવો તે ઉપસર્ગ દૈવયોગે શાંત થતાં શ્રી મુનિસુવ્રત સ્વામીનું કાષ્ઠમય ચૈત્ય ભસ્મ થઇ ગયું. તેમાં પાષાણ અને પીતળની જે દેવ પ્રતિમાઓ હતી, તે બધી સર્વાંગે જીર્ણ જેવી થઇ ગઈ, પણ મુનિસુવ્રત પ્રભુનું એક બિંબ બરાબર તેવું ને તેવુંજ રમણીય રહ્યું. રણભૂમિમાં સુભટોનું મર્દન કરનાર વીર પુરૂષ જેમ ધૈર્યથી સ્થિર થઇ ઉભો રહે તેમ વિશ્વના પ્રકાશરૂપ એ પ્રતિમાના પૃથ્વી તત્ત્વો કાંઇ નિરાળાજ હતા કે જેથી તેને અગ્નિદાહની અસર ન થઈ.

પછી શ્રી વિજયસિંહસૂરિ ગુટિકાને પોતાના મુખમાં ધારણ કરી, હસ્તમાં સત્પાત્ર લઇને તીર્થોદ્ધારને માટે ભિક્ષા માગવા નીકળ્યા. પ્રથમ બ્રાહ્મણોના ઘરે ધર્મલાભ આપતાં તેમણે શ્રી મુનિસુવ્રત સ્વામીના ચૈત્યનો ઉદ્ધાર કરવા ભિક્ષા માગી. એટલે કોઈ પચાસ સોના મ્હોર, કોઇ સો અને કોઇ બસેં સોનામ્હોર તે મહર્ષિને આપવા લાગ્યા. તેથી તે વખતે પાંચ હજાર સોનામ્હોર એકઠી થઈ. અષ્ટ મહાસિદ્ધિને ધારણ કરનાર એવા તેમને ધનની પ્રાપ્તિ કંઇ અસાધ્ય ન હતી, પરંતુ ચારિત્ર-ધનની રક્ષા કરતા તેમને અદત્ત લેવાનું ન હતું. પછી વર્દ્ધકિ રત્ન વડે ચક્રવર્તીની જેમ સૂત્રધાર ( સુતાર ) પાસે તેમણે પ્રધાન કાષ્ઠથી જિનમંદિરનો તરત ઉદ્ધાર કરાવ્યો એટલે તેમના હાથે પડેલ વાસક્ષેપના પ્રભાવથી અગ્નિ તે મંદિરને બાળી શકયો નહિ. કારણ કે અમૃતના નિધાનરૂપ તેમનો મંત્ર પ્રગટ હોવાથી તે સમર્થ ન થ.ય, પણ બુઝાઇજ જાય. પછી વીશમા તીર્થનાથના મોક્ષ થકી અગીયાર લાખ, પંચાશી હજાર, છસેં ને છયાશી વર્ષો જતાં કાષ્ઠ જંતુઓને લીધે તે ચૈત્યના કાષ્ઠ જીર્ણ અને જર્જરિત થયા. એટલે **અંબડની** જેમ શ્રીમાન્ રાણાએ પત્થરનું ચણાવીને તેનો પુનરુદ્ધાર કર્યો.

એકદા પોતાના આયુષ્યની પ્રાંતસ્થિતિ જાણીને જિન સિદ્ધાંતરૂપ નાવના કર્ણધાર ( સુકાની ) સમાન એવા શ્રી વિજયસિંહસૂરિ અનશન લઇને સ્વર્ગે ગયા. તેમના વંશમાં અદ્યાપિ પ્રભાવક આચાર્યો ઉદય પામે ( ઉત્પન્ન થાય ) છે, કે જેમના પ્રસરતા અસાધારણ તેજથી જિનશાસન જયવંત વર્તે છે.

એ પ્રમાણે અલ્પ સત્ત્વ પ્રાણીઓને અતિદુષ્કર, અશ્વાવબોધ ઉત્તમ તીર્થના વૃત્તાંતથી રમણીય ઉત્તમ સુદર્શનાના ચરિત્રથી વધારે સુંદર, અંબાદેવીના ચરિત્રથી પવિત્ર; શ્રી સંઘને પુષ્ટિ આપનાર અને પ્રગટ પ્રભાવયુક્ત એવું વિજયસિંહ મુનિશ્વરનું આ અતિ પવિત્ર અને અતુલ ચરિત્ર, તે અભ્યાસમાં આવતાં સમસ્ત જિનશાસનની ઉન્નતિ નિમિત્તે થાઓ.

**શ્રી ચંદ્રપ્રભસૂરિના** પટ્ટરૂપ સરોવરને વિષે હંસ સમાન તથા શ્રી રામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રી પ્રભાચંદ્રસૂરિએ પોતાના મનપર લેતાં શ્રી પ્રદ્યુમ્ન મુનીશ્વરે સુધારેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે ગુટિકાસિદ્ધ શ્રી વિજયસિંહસૂરિના ચરિત્રરૂપ આ છઠ્ઠું શિખર થયું.



# ( ૭ ) श्री जीवसूरि-प्रवंध.



જેમણે આર્હત વાણીરૂપ ધેનુને પ્રાણોલ્લાસ પમાડી ચરણુ (ચારીત્ર)નો ઉદય કર્યો એવા શ્રી જીવદેવસૂરિ તમને કલ્યાણુ દાયક થાઓ. પોતાના અંગનું દાન કરતાં પૂર્વમાં મહાપુરૂષોએ પણુ પોતાના પ્રાણુ આપતાં પરના પ્રાણુ બચાવ્યા છે, પરંતુ પર જીવોના જીવનરૂપ છતાં અક્ષત એવા શ્રી જીવદેવ સમાન અન્ય કોણુ છે? આજે તેનું વર્ણન કરવામાં મારા જેવા જીર્ણ પુરૂષનું શું ગજું? તથાપિ તેમની ભક્તિ મને વાચાળ બનાવવા સમર્થ થઇ છે, તેથી અજ્ઞાનરૂપ ઘાસને કાપવામાં દાતરડા સમાન, પાપ સાગરથી પાર પામવાને વહાણુ સમાન તથા દુઃખ–દૌર્ભાગ્યને દુર કરનાર એવું તેમનું ચરિત્ર હું વર્ણવું છું.

પોતે સદા અનવસ્થિત છતાં જગતમાં સ્થાનને ઇચ્છનાર તથા જગતને પ્રાણુદાયક એવા વાયુદેવે પૂર્વે સાક્ષાત્ બ્રહ્મ ( બ્રહ્મા ) સમાન એવા બ્રાહ્મણોને ગુર્જરભૂમિના ભૂષણુરૂપ એવું બાયડ (૮) નામનું મહાસ્થાન આપ્યું. તે વખતે તેણે દ્વારાદિકના સાધન રચનાપૂર્વક બ્રહ્મશાલા અને ચૈત્યમાં પરમેષ્ઠીને સ્થાપન કર્યા. જેમ મલયાચલમાં બધા વૃક્ષો ચંદનરૂપ છે, તેમ ત્યાં બ્રાહ્મણો અને વણિકો બધા બાયડ એવા નામથી પ્રસિદ્ધ થયા. સ્ફુરાયમાન જાઇપુષ્પના પરિમલ સમાન રસિક જનરૂપ મધુકરોને સેવનીય એવી જાતિ તે નામથી સર્વ કરતાં શ્રેષ્ઠ ગણાવા લાગી, ત્યાં ધર્મથી શ્રેષ્ઠ, ન્યાયોપાર્જિત દ્રવ્યનું દાન કરવાથી સાક્ષાત્ ધર્મરૂપ તથા લક્ષ્મીના સ્થાનરૂપ એવો **ધર્મદેવ** નામે પ્રખ્યાત શેઠ હતો, તેની **શીલવતી** નામે કાંતા કે જે શીલગુણુથી વિરાજિત હતી અને આનંદયુક્ત શીતલ વચનથી જેણે ચંદ્રમા અને ચંદનને હંમેશાં જીતી લેતી હતી. તેમના **મહીધર** અને **મહીપાલ** નામના બે પુત્રો કે જે પુણ્યકર્મમાં સદા સાવધાન હતા. કર્મના દોષથી મહીપાલ સદા દેશાંતરમાં ભમતો હતો અને તેથી એ સુબંધુના સ્નેહને લીધે મહીધર વૈરાગ્ય પામ્યો. ત્યાં જંગમ તીર્થરૂપ એવા **જિનદત્ત** ગુરૂ પૂર્વે રહેતા કે જે સંસાર સાગરથી તારનાર અને કામાદિ શત્રુઓનો નાશ કરનાર હતા. સત્ કાષ્ઠ ( નિષ્ઠા ) થી આકર્ષણુ કરનાર જે ગુરૂ રૂપ સૂત્રધારને પામીને ભવ્યાત્માઓ સંપૂર્ણ સિદ્ધિરૂપ પ્રાસાદમાં નિવાસ કરનાર થયા.

એક વખતે સંસારથી કંટાળી ગયેલ મહીધરે આવીને તે ગુરૂને નમસ્કાર કર્યાં અને બંધુના વિરહથી વૈરાગ્ય પામેલ તેણે ગુરૂ પાસે જૈની દીક્ષાની પ્રાર્થના કરી, એટલે ભાગ્યહીન પ્રાણીઓને અલક્ષ્ય એવા આચાર્ય મહારાજે તેને યોગ્ય જાણી, તેના માતા પિતાને પૂછીને મહીધરને પ્રવ્રજ્યા આપી. પછી બે પ્રકારની ગુરૂશિક્ષા મેળવીને મહીધર મુનિ અનેક વિદ્યારૂપ સાગરના પારંગામી અને અતિપ્રજ્ઞાના બળથી તે પરવાદીઓને અજય્ય થયા, એટલે ભવસાગરથી ભવ્ય જનોને તારવામાં નાવ સમાન એવા તે કુશળ શિષ્યને પોતાના પાટે સ્થાપન કરીને ગુરૂ મહારાજ સ્વર્ગવાસી થયા. શાખાના અનુસારે મહીધરસૂરિ **શ્રીરાસીલ** ગુરૂ એવા નામથી પ્રસિદ્ધ થયા, વિદ્યાવિનોદથી તે જતા કાળને પણ જાણુતા ન હતા.

હવે તેમનો બંધુ **મહીપાલ રાજગૃહ** નગરમાં **શ્રુતકીર્ત્તિ** નામના દિગંબરાચાર્ય પાસે ગયો તેને પ્રતિબોધ પમાડીને દિગંબરસૂરિએ તેને દીક્ષા આપી. તેનું **સુવર્ણકીર્ત્તિ** એવું નામ રાખ્યું અને તે નવીન મુનિને તેણે પોતાની ક્રિયા શીખવી. પછી વખત જતાં એકદા શ્રુતકીર્તિએ તેને પોતાના સૂરિપદપર સ્થાપ્યો અને ધરણેંદ્ર–અધિષ્ઠિત શ્રીમતી અપ્રતિચક્રાદેવીની વિદ્યા આપી; તથા કળિકાળમાં દુર્લભ અને ભાગ્યથી સિદ્ધ થઈ શકે તેવી પરકાયપ્રવેશની ગુરૂએ તેને વિદ્યા આપી કારણ કે તેવી વિદ્યા તેવા પુરૂષને જ યોગ્ય હોય છે.

એવામાં તે નગરથી આવનાર વેપારીઓ પાસેથી પોતાના પુત્રનો વૃત્તાંત સાંભળવામાં આવતાં પોતાનો પતિ મરણ પામ્યા પછી શીલવતી તેને મળવા માટે ગઇ. ત્યાં આવતાં તે પોતાના પુત્ર–મુનિને મળી અને તેના અનુયાયીઓએ તેનો સત્કાર કર્યો, કારણ કે ગુરૂની તેવી માનનીય માતા રત્નખાણુની જેમ કોને અધિક આદર પાત્ર ન થાય ?

હવે ત્યાં જિનેશ્વર ભાષિત તત્ત્વોની સમાનતા છતાં પોતાના બંને પુત્રમાં સમાચારીનો કંઇક ભેદ જોવામાં આવતાં શીલવતી શંકા પામીને કહેવા લાગી— 'હે વત્સ ! તમે બંને બંધુઓ જિનમતના અનુયાયી છતાં તમારામાં અંતર દેખાય છે. શ્વેતાંબર અત્યંત નિષ્ઠાયુક્ત અને નિષ્પરિગ્રહ દેખાય છે અને તું સુખી; પૂજાકાંક્ષી તથા અધિક પરિગ્રહી લાગે છે, તો મને સમજાવો કે વ્યાકુળ જનો શી રીતે સિદ્ધિ પામી શકે ? માટે મારી સાથે તું તારા પૂર્વજોના સ્થાનપર ચાલ કે જેથી તમે બંને ભ્રાતા, શાસ્ત્ર અને પ્રમાણુ–સિદ્ધાંતોથી આર્યસંમત ધર્મનો પરસ્પર પૂરતો વિચાર કરીને સત્ય નિર્ણયપર આવી શકો, અને પછી બંને એકમત થઇને મને ધર્મમાં સ્થાપન કરો.

પોતાની માતાના એ ઉપરોધવડે મહીપાલ મુનિએ **બાયડ** નગર તરફ વિહાર કર્યો. પછી અશ્વિનીકુમારોની જેમ અભિન્ન રૂપવાળા શ્વેતાંબર અને દિગંબરાચાર્ય બંને ભ્રાતા ત્યાં સાથે મળ્યા અને પોતપોતાના આચાર તથા તત્ત્વવિચાર સ્ફુટ રીતે

કહેવા લાગ્યા. ત્યાં પાપનું શોધન કરનાર શ્વેતાંબર સૂરિએ સદ્વ્રતવાળા, નિર્મભાભાસ, અને પ્રૌઢ વચન-શક્તિવાળા છતાં દિગંબર મુનિને બોધ પમાડયો.

એવામાં એકદા તેમના આચારને કંઇક જોવા માટે તેમની માતાએ મહા ભક્તિપૂર્વક તેમને ભિક્ષાને માટે નિમંત્રણ કર્યું. ત્યાં સારાં ભાજનોમાં એક સામાન્ય આહાર મૂકી રાખ્યો અને બીજું પ્રવર ભોજન સાધારણ પાત્રોમાં ભરી રાખ્યું, ત્યારે પ્રથમ દિગંબર મુનિ આવ્યા, તેમને શીલવતીએ બંને પ્રકારના આહારના ભાજનો બતાવ્યાં. એટલે સારા આહારનો તેમણે આદર કર્યો, તેથી તે લુબ્ધ, આળસુ અને સંસ્કાર રહિત દેખાઇ આવ્યો અને સવિકાર મુખને ધારણ કરતાં તેણે માતા તરફ જોયું. એવામાં બીજા પુત્રના બે સાધુઓ ત્યાં આવ્યા. તેમને બંને પ્રકારનો આહાર બતાવતી તે હર્ષપૂર્વક કહેવા લાગી કે—' આ બંને આહારમાં તમને રૂચે તે ગ્રહણ કરો. '

ત્યારે સાધુઓ વિચાર કરીને બોલ્યા કે—' અમારે શુદ્ધ આહાર જ લેવાનો છે. જેમાં આધાકર્મિક દોષનો સંશય આવે, તે ભોજન પણ અમને ન કલ્પે. ' એમ કહેતાં તે બંને આહાર લીધા વિના તે બંને મુનિ ચાલ્યા ગયા.

એટલે ધર્મ-કર્મ સાધનાર એવી શીલવતી દિગંબરાચાર્ય પુત્રને કહેવા લાગી કે—' તારા ભ્રાતાનું વ્રત જોયું ? શુભ અભ્યાસ બહારથી રમ્ય લાગતો હોય, છતાં રક્તજનોને તે અલ્પ ફળદાયક થાય છે. આહારની જેમ ધર્મને વિષે પણ એવીજ રીતે સમજી લેવું, માટે એ ધર્મમાં તું રૂચિ કર. '

એ પ્રમાણે માતાએ પ્રતિબોધ પમાડતાં અને બંધુના વચનથી સન્મતિ આવતાં તેજસ્વી મહીપાલ મુનિએ અધિક આત્મબળ મેળવવાને શ્વેત વસ્ત્રને ધારણ કરી લીધાં, અને શ્રીરાશીલ ગુરૂની પાસે દીક્ષા અને શિક્ષા સ્વીકારતાં તે જૈનાગમનાં રહસ્યને જાણીને ગીતાર્થ થયા. એટલે સદ્ગુરૂએ તેમને યોગ્ય સમજીને બંધુ—સૂરિના પાટે સ્થાપન કર્યા અને જીવદેવ એવા નામથી વિખ્યાત થયેલા તે સદ્ગુરૂ શોભવા લાગ્યા. પાંચસેં મુનિઓના પરિવારથી વિરાજિત અને પોતે દયાવાન છતાં અંતરના શત્રુઓનો સંહાર કરવામાં નિર્દય તથા ઉત્કટ તેજયુક્ત એવા મહીપાલ ગુરૂને એકદા શ્રીવીરભવનમાં વ્યાખ્યાન કરતાં દૃષ્ટિવિષ સર્પ સમાન એક યોગીએ જોયા. એટલે વિસ્મય પામતો તે ચિંતવવા લાગ્યો કે—' મહાતેજસ્વી અને કળાવાન આ શ્વેતાંબર ગુરૂ આ લોકોમાં સાર્વભોમ ( ચક્રવર્તી ) સમાન શોભે છે. સામાન્ય જનોને ઉપદ્રવ કરવામાં જે મારી શક્તિ ચાલે છે તે શું માત્ર છે ? જો આ મુનિને કંઇ અનિવાર્ય વિઘ્ન ઉપજાવું તો હું સમર્થ પુરૂષ ખરો ! ' એમ ચિંતવીને લીલાપૂર્વક તે સભામાં બેઠો અને પૃથ્વીતલપર તેણે અસ્ખલિત આસન લગાવ્યું, પછી મૌન ધારણ કરીને વ્યાખ્યાન

કરનારની રસના (જીભ) સ્તંભિત કરી. ત્યાં ઇંગિત ચેષ્ટાથી ગુરૂએ તે યોગીનું કૃત્ય બધું જાણી લીધું. એટલે પોતાની શક્તિથી વ્યાખ્યાનમાં પોતાના શિષ્યને શક્તિમાન બનાવીને સમયપર ગુરૂ પોતે મનમાં લેશ પણ વ્યાકુળતા લાવ્યા વિના તેને વ્યાખ્યાન કરવા બેસાર્યા. એવામાં બેસવાની ભૂમિપર તેનું આસન જાણે પત્થરથી બનાવીને લગાડેલ હોય તેમ વજ્રલેપ તુલ્ય સચોટ થઇ ગયું. ત્યારે અંજલિ જોડી મિથ્યા પ્રણામ કરતાં તે યોગી કહેવા લાગ્યો કે—'હે મહાશક્તિના નિધાન! મને મુક્ત કરો.'

એવામાં કેટલાક શ્રદ્ધાળુ લોકોએ પણ ગુરૂને વિનંતિ કરી; જેથી દયા લાવીને ગુરૂએ મુક્ત કરતાં તે ચાલ્યો ગયો, કારણકે ઇક્ષુભક્ષણ કરતાં કુંજર (હસ્તી) ની સાથે કોણ સમાનતા કરી શકે? પછી તે કુયોગીએ સ્વીકારેલ ઉત્તર દિશામાં, ગુરૂએ સાધુ સાધ્વીઓને ગમન કરવાનો નિષેધ કર્યો, તથાપિ કોઇવાર કર્મસંયોગે બે સાધ્વીઓ વડીનીતિ નિમિતે તે દિશા તરફ ગઈ. એવામાં તળાવની પાળપર બેઠેલ તે યોગીના જોવામાં આવી. એટલે નીચ આશયવાળા અને નિર્દય એવા તેણે સન્મુખ આવીને હસ્તલાઘવથી એક સાધ્વીના મસ્તકપર કંઇક ચૂર્ણ નાખ્યું, ત્યારે તે પાછળ જઇને તેની પાસે બેસી ગઈ, ત્યાં વૃદ્ધ સાધ્વીએ તેને સમજાવ્યા છતાં તે આવી નહિ. અહા! પૂજ્યના વચનનું ઉલ્લંઘન કરવું, એ પણ કષ્ટરૂપજ છે. એટલે વૃદ્ધ સાધ્વીએ આવીને અશ્રુપૂર્વક ગુરૂમહારાજને તે વૃત્તાંત નિવેદન કર્યો અને જણાવ્યું કે—'આ કામમાં અમને વિષાદ ન થાય, તેમ કરો.'

ત્યારે ગુરૂ બોલ્યા—'હે ભદ્રે! તમે ખેદ ન કરો.' પછી ઘાસનું એક પુતળું બનાવી, ચાર શ્રાવકોને શિખામણ આપીને તેમણે તે પૂતળું શ્રાવકોને આપ્યું. એટલે બહાર જતાં તેમણે તે પૂતળાની કનિષ્ઠ અંગુલિ છેદી નાખી. પછી યોગી પાસે આવતાં જોયું, તો યોગીનો હાથ અંગુલિ રહિત તેમના જોવામાં આવ્યો. આથી તેમણે યોગીને પૂછ્યું કે—'આ અંગુલી કેમ કપાઇ?'

તે બોલ્યો—'એ તો અકસ્માત્ થયું છે.'

ત્યારે શ્રાવકોએ કહ્યું—'ઘણા કષ્ટ ઉપજાવનાર એ સાધ્વીને તું મૂકી દે.'

આ તેમનું વચન જ્યારે તેણે ન માન્યું, ત્યારે તે યોગીના દેખતાં તેમણે પૂતળાની બીજી આંગળી કાપી નાખી, એટલે તરત તે યોગીની આંગળી કપાઇ ગઈ.

પછી તેમણે આક્ષેપપૂર્વક જણાવ્યું કે—'નીચ પુરૂષો દંડ આપવાથી સાધ્ય થાય છે. આ તો દયા લાવીને માત્ર તારી આંગળી છેદી છે, એમ જો આ પૂતળાનું શિર છેદી નાખીએ, તો તારૂં શિર પણ ક્યાં રહે તેમ છે? માટે હે પાપાત્મા! એ સાધ્વીને મૂકી દે, નહિ તો તારૂં મસ્તક અમે છેદી નાખીશું. હે મૂર્ખ! પોતાની અને પરની શક્તિનું અંતર તું જાણતો નથી, આથી ભય પામતાં તે યોગી બોલ્યો કે—'એના શિરે પાણી છાંટો, એટલે સાવધાન અને સ્વસ્થ થઇને તે પોતાના સ્થાને જશે.'

પછી યોગીના કહ્યા પ્રમાણે શ્રાવકોએ કર્યું. ત્યાં સાધ્વી સાવધાન થઈ, અને પોતાના સ્થાન પર આવીને તેણે આલોચના લીધી. એવામાં પેલા યોગી ભયભીત થઇ દેશાંતરમાં પલાયન કરી ગયો, કારણકે તેવા તુચ્છ જનો શું એવા પ્રભાવી ગુરૂ પાસે આવી શકે ?

હવે અહીં **અવંતી** નગરીમાં **વિક્રમાદિત્ય** નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે પૃથ્વીને ઋણરહિત કરતાં પોતાનું સંવત્સર ચલાવ્યું. એક વખતે તે રાજાએ લોકોને ઋણરહિત કરવા પોતાના લિંબ નામના અમાત્યને વાયડ નગરમાં મોકલ્યો. ત્યાં શ્રીવીરપ્રભુનું જીર્ણ મંદિર તેના જોવામાં આવ્યું. એટલે પોતાના વંશની સાથે તેણે તે જિન મંદિરનો જીર્ણોદ્ધાર કરાવ્યો, અને વિક્રમસંવત્સરના છ વર્ષ વ્યતીત થયા બાદ સાતમે વર્ષે તેણે સુવર્ણકુંભ, દંડ અને ધ્વજાની શ્રેણીયુક્ત ત્યાં **શ્રીજીવદેવસૂરિ** પાસે ધ્વજ-કુંભની પ્રતિષ્ઠા કરાવી. તેવા સમર્થ આચાર્યે પ્રતિષ્ઠા કરેલ હોવાથી અદ્યાપિ તે તીર્થ અભંગ છે.

હવે **મહાસ્થાન** નગરમાં વણિકોને વિષે પ્રધાન; દારિદ્રયરૂપ શત્રુનો જય કરવામાં મલ્લ સમાન અને કળાઓના નિધાનરૂપ લલ્લ નામે શ્રેષ્ઠી હતો, કે જે મહાશ્રીમંત અને કોટિગમે દ્રવ્યથી તેજસ્વી ગણાતો હતો. તે સૂર્યગ્રહણના દિવસે આનંદપૂર્વક મહાદાન આપતો હતો. વળી હોમનો સમારંભ કરતાં તેણે યજ્ઞદીક્ષીત ઉત્તમ બ્રાહ્મણોને, મંત્ર બોલનારા ઋત્વિજોને તથા હોમ કરનારા યાજ્ઞિકોને બોલાવ્યા. પછી વેદ વિદ્યામાં વિશારદ એવા તેમનો મહાભક્તિથી સત્કાર-પૂજન કરીને પોઢ મંત્રના ગર્જારવ સાથે હોમ શરૂ કરાવ્યો. ત્યાં યજ્ઞકુંડ પાસે રહેલ આંબલીનાં વૃક્ષપર રહેલ એક સર્પ ધુમાડાથી આંખે વ્યાકુળ થતાં ફટફટ કરતો તે ત્યાંથી નીચે પડયો. એવામાં વાચાલ વિપ્રોમાંથી એક બ્રાહ્મણ કહેવા લાગ્યો કે-'અહો! આહુતી આપવાને આ **ભોગીંદ્ર** પોતે અહીં આવ્યો' એમ બોલતાં તેણે તે સર્પને હોમાગ્નિમાં નાંખી દીધો. એટલે તેને બળતો જોઇને સુજ્ઞ યજમાન, દયાથી શરીરે કંપતા તેમને કહેવા લાગ્યો કે-'અરે! આ તમે શું દુષ્કૃત કર્યું? સાક્ષાત સચેતન દેખાતો જીવતો પંચેદ્રિય જીવ એકદમ તમે બળતા અગ્નિમાં નાખી દીધો, એ કેવો ધર્મ ?'

ત્યારે વિપ્ર બોલ્યો-'હે શેઠ! સુમંત્રોથી સંસ્કાર પામેલા અગ્નિમાં એ પુણ્યવાન સર્પ પડયો, તેથી કોઇ પ્રકારનો દોષ નથી કારણકે આ અગ્નિમાં મહાપાપી હિંસક જીવો પણ મરણ પામીને મનુષ્યો સહિત તે અવશ્ય દેવપણાને પામે છે. તેથી આ બટુક બ્રાહ્મણે તો ઉલટો ઉપકાર કર્યો. માટે હે શેઠ! તમારે લેશ પણ સંતાપ કરવો ઉચિત નથી. જો તું દયાળુ અને આસ્તિક હોય, તો પ્રાયશ્ચિત્ત કર અને તેથી બમણા સુવર્ણનો સર્પ કરાવીને બ્રાહ્મણોને દાનમાં આપ'.

આ તેના આદેશથી શ્રેષ્ઠીએ સત્વર સુવર્ણનો સર્પ તૈયાર કરાવ્યો. પછી મંત્રોવડે તેને સંસ્કારયુક્ત કરવામાં આવતાં છેદન વખતે શેઠ તે વિપ્રને કહેવા લાગ્યો—'પૂર્વના સર્પની હિંસાના પાપમાંથી મુક્ત થવા મેં આ સર્પ કરાવ્યો, અને એના વધથી લાગેલ પાપના પ્રાયશ્ચિત્ત માટે મારે પાછો બીજો સુવર્ણસર્પ કરાવવો પડશે, તેથી અનવસ્થાદોષ ઉપસ્થિત થશે, તો હું આ ધર્મને સમજી શકતો નથી. તમે ખોટી રીતે મને શામાટે છેતરો છો? માટે હું બધાને વિસર્જન કરૂં છું.'

એ પ્રમાણે કહીને તેણે અગ્નિ બુઝાવી નાખ્યો, કુંડ પૂરાવી દીધો અને બ્રાહ્મણોને વિસર્જન કર્યા. કારણ કે મદ્યનું માહાત્મ્ય શાંત થતાં કોઇ પણ વિપરીત ચેષ્ઠા ન કરે. પછી ત્યારથી તે શ્રેષ્ઠી સર્વ દર્શનોની તપાસ કરવા લાગ્યો.

એવામાં એકદા બે શ્વેતાંબર મુનિઓ તે શેઠના ઘરે ભિક્ષા લેવા આવ્યા ત્યારે શ્રેષ્ઠીએ પોતાના ઘરના માણસોને આદેશ કર્યો કે-' આ ચારિત્રપાત્ર મુનિઓને ભોજન તૈયાર કરીને અવશ્ય ભિક્ષા આપો.'

એટલે મુનિ બોલ્યા—'તેવું ભોજન અમને ન કલ્પે. વળી જ્યાં પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ, સર્વ પ્રકારની વનસ્પતિ અને ત્રસ જીવનો વધ થતો હોય, તેવી ભિક્ષા અમારાથી ન લેવાય.'

એ પ્રમાણે સાંભળતાં શેઠ ચિંતવવા લાગ્યા કે—'અહો! આ મુનિઓ તૃષ્ણારહિત હોવાથી નિર્મળ, નિરહંકાર અને સદા શાંત ચિત્તવાળા લાગે છે.' એમ ધારીને તે શ્રેષ્ઠી કહેવા લાગ્યો—

'હે ભગવાન્! મને સત્ય ધર્મ કહી બતાવો.'

ત્યારે મુનિ બોલ્યા—'ચૈત્યમાં અમારા ગુરૂ બિરાજે છે તે ધર્મ કહી સંભળાવશે.' એમ કહીને તે પોતાના સ્થાને ચાલ્યા ગયા. તે પછી બીજે દિવસે લલ્લશ્રેષ્ઠીએ ગુરૂપાસે જઈને ધર્મ સંબંધી પ્રશ્ન કર્યો ત્યારે ગુરૂ કહેવા લાગ્યા કે—'દયા તે ધર્મ, સર્વજ્ઞ જિનેશ્વર તે દેવ તથા આંતર શત્રુઓનો નાશ કરનાર અને મહાવ્રતધારી ધીર તે ગુરૂ સમજવા. રાગાદિ ચિન્હયુક્ત દેવ, પરિગ્રહધારી ગુરૂ અને પશુહિંસારૂપ ધર્મ, એ મહામિથ્યાભ્રમ છે. માટે હે ધાર્મિક! પરીક્ષા કરીને ધર્મનો સ્વીકાર કર કારણ કે તમે તો ટકા વિગેરે પણ પરીક્ષાપૂર્વકજ સ્વીકારો છો.'

એ પ્રમાણે સાંભળતાં લલ્લશ્રેષ્ઠીએ સમ્યકત્વ સહિત બાર વ્રતોનો સ્વીકાર કર્યો અને ચતુર્વિધ ધર્મ જાણીને તે અહર્નિશ આચરવા લાગ્યો.

એક વખતે શ્રેષ્ઠીએ ગુરૂ પાસે આવીને કહ્યું કે—'હે ભગવન્! મારી વાત લક્ષ્યપૂર્વક સાંભળો—મેં સૂર્યગ્રહણના દિવસે એક લાખ દ્રવ્ય વાપરવાનો સંકલ્પ

કર્યો છે, તેમાંથી વેદ અને સ્મૃતિ (પુરાણું) માં બતાવેલ ધર્માભાસમાં અર્ધું દ્રવ્ય વપરાયું, હવે બાકીનું જે અર્ધ લક્ષ રહેલ છે, તેનો વ્યય મારે શી રીતે કરવો તે આપ ફરમાવો. મારો વિચાર એવો છે કે તે આપને આપવાથી બહુ ફળદાયક થશે. માટે તે દ્રવ્ય આપ ગ્રહણ કરો અને ઇચ્છાનુસાર આદરપૂર્વક તેનો ઉપયોગ કરો.'

ત્યારે ગુરૂ કહેવા લાગ્યા—'હે ભદ્ર ! અમે અકિંચન ( નિઃપરિગ્રહ ) છીએ. તેથી ધનાદિકનો સ્પર્શ પણ અમને ઉચિત નથી, તો પછી તેનો સંગ્રહ કરવાની તો વાતજ શી કરવી ? છતાં તમે એ બાબતની ચિંતા ન કરો. આવતી કાલે સંધ્યા સમયે એક પગ ધોતાં તને જે ભેટ મળે ત્યારે અમને ત્યાં લઈ જજે, એટલે તેનો ઉપાય તને કહી સંભળાવીશું.'

એમ સાંભળતાં તે શેઠ પોતાના ઘરે ગયો પછી બીજે દિવસે ગુરૂનું વચન યાદ કરતાં સંધ્યા સમયે કોઇ સુતાર એવો પલંગ તેની પાસે લઇ આવ્યો કે તેના જેવો રાજાની પાસે પણ નહિ હોય, એટલે ગુરૂના કહ્યા પ્રમાણે શ્રેષ્ઠી તેની સાથે ઉપાશ્રયમાં આવ્યો અને આશ્ચર્ય પામતાં તેણે ગુરૂની આગળ નિવેદન કર્યું. ત્યારે ગુરૂ મહારાજ પોતે પુનઃ ત્યાં આવી, બે વૃષભપર વાસક્ષેપ નાખી, તેનાથી અધિવાસિત કરીને તે શ્રેષ્ઠીને પ્રગટ રીતે કહેવા લાગ્યા કે—'હે શેઠ ! આ બે વૃષભ જતાં જતાં જ્યાં ઉભા રહી જાય, તે સ્થાને એ દ્રવ્યથી તારે રમણીય જિન-મંદિર કરાવવું.'

એ પ્રમાણે ગુરૂ મહારાજના મુખથી સાંભળતાં શ્રેષ્ઠીએ તે વચન માન્ય કરીને બે વૃષભને છુટા મુકયા, એટલે છુટા થયેલ તે પિપ્પલાનક નામના ગામમાં ગયા અને ત્યાં એક ઉકરડાના સ્થાનમાં ઉભા રહ્યા. ત્યાંથી તે આગળ ન ચાલ્યા. ત્યારે ગામના અધિપતિએ ગૌરવથી તે ભૂમિ શેઠને અર્પણ કરી. પછી ત્યાં એક કુશળ સુત્રધારને નિયુક્ત કરતાં પ્રાસાદ ( ચૈત્ય ) ના શિખર અને મંડપ સંપૂર્ણ તૈયાર થયા.

એવામાં એક દિવસે ત્યાં કોઇ સન્યાસી પુરૂષ આવી ચડ્યો. તેણે પ્રાસાદને જોતાં નાક મરડીને પ્રશંસા કરી. ત્યારે લોકોએ ત્યાંનું દુષણ પૂછતાં, તે પ્રગટ રીતે કહેવા લાગ્યો કે—' અહીં સ્ત્રીના અસ્થિરૂપ શલ્ય છે કે જે સમસ્ત દુષણોમાં મુખ્ય દુષણ ગણાય છે.'

ત્યારે લોકોએ એ વાત ગુરૂમહારાજને નિવેદન કરી. એટલે તેમણે લોકોને આશ્વાસન આપતાં જણાવ્યું કે—' શલ્ય કહાડી નાખી પાયા ભરીને ફરી ચૈત્યનો પ્રારંભ કરો. વળી હે લલ્લ શેઠ ! તારે દ્રવ્યની ન્યૂનતા સંબંધી ચિંતા ન કરવી. કારણ કે તેની અધિષ્ઠાયક દેવીઓ તને પુષ્કળ દ્રવ્ય પૂરશે.' પછી શલ્ય કહાડી નાખવાનો પ્રયત્ન શરૂ કરતાં રાત્રે અવાજ સાંભળવામાં આવ્યો કે—' શલ્યને

ઉખેડો નહિ.' એ અવાજની ઉપેક્ષા કરતાં ત્યાં પત્થર પાડવા લાગ્યા. ત્યારે તેમણે પુનઃ ગુરૂ મહારાજને તે હકીકત નિવેદન કરી, એટલે ગુરૂએ ધ્યાન લગાવ્યું અને દેવતાને આહ્વાન કરવામાં આવતાં ત્યાં સાક્ષાત દેવી આવીને કહેવા લાગી કે—'કાન્યકુબ્જના રાજાની હું માનિતી પુત્રી હતી, મારા પિતાના ગુર્જર દેશમાં હું સુખે રહેતી હતી. એવામાં મ્લેચ્છ રાજા થકી ભંગનો ભય ઉપસ્થિત થતાં હું અહીં કુવામાં પડી, એટલે મરણ પામીને હું આ ભૂમિની અધિષ્ઠાત્રી દેવી થઇ. મારી પાસે ધન પુષ્કળ છે, તો મારા પોતાના શરીરના અસ્થિશલ્યને ઉખેડવાની હું અનુમતિ આપીશ નહિ. કારણકે મારી અનુમતિ વિના ધર્મ સ્થાનોમાં કોઇ કંઇ કરવાને સમર્થ નથી. તેથી હે પૂજ્ય ! ધર્મસ્થાનોમાં હું તમને અટકાવું છું.'

ત્યારે ગુરૂએ તેને મનાવી, તેથી તેમના વચનામૃતથી દેવી શાંત થઇને કહેવા લાગી કે—'જો હવે તમે મને અહીં અધિષ્ઠાયિકા બનાવો, તો ધર્મસ્થાનને માટે તે દ્રવ્યસહિત ભૂમિ લઇ લ્યો.' એટલે આચાર્યે એ વાત કબુલ કરી. પછી શ્રેષ્ઠ ચૈત્ય તૈયાર થતાં ત્યાં તેમણે તે દેવીની એક જુદી દેરી તૈયાર કરાવી, અને **ભવન-દેવીના** નામથી તેને ત્યાં સ્થાપન કરી. અચિંત્ય શક્તિવાળી તે દેવીને અદ્યાપિ ધાર્મિક પુરૂષો પૂજે છે.

હવે લલ્લશેઠને જિનધર્મમાં આદરયુક્ત જોઇને પોતાના સ્વભાવને ન જાણતા બ્રાહ્મણો જૈનધર્મીઓપર મત્સર કરવા લાગ્યા. એટલે પર્વતોને હાથીઓની જેમ ગોચરી વિગેરેને માટે માર્ગે જતા મુનિઓને તે ઉદ્વેગ પમાડવા લાગ્યા. એ હકીકત તેમણે ગુરૂને નિવેદન કરી. ત્યારે ગુરૂ બોલ્યા—'ક્ષમા ધારણ કરવાથી ઉપસર્ગો નષ્ટ થશે. એજ આપણું રહસ્ય ( તત્ત્વ ) છે.'

એવામાં એકદા કટુવચન બોલનારા અને પાપરક્ત બ્રાહ્મણો લગભગ મરણાવસ્થાએ પહોંચેલી કોઇ કૃશ ગાયને રાત્રે પગે ઘસડી ઘસડીને બલાત્કારે મહાવીર મંદિરમાં લઇ ગયા. પછી તેને મરણ પામેલ સમજી; પોતે બહાર બેસીને અતિહર્ષથી કહેવા લાગ્યા કે—'હવે જૈનોનું મોટું માહાત્મ્ય જાણવામાં આવી જશે, પ્રભાતે શ્વેતાંબરોને વિડંબના પમાડનાર આ વિનોદ આપણે જોઇ શકીશું.' એમ મનમાં કૌતુક લાવતા તે વિપ્રો દેવકુલાદિકમાં બેસી રહ્યા.

હવે પ્રભાત થતાં યતિઓ જેટલામાં આંગણે આવ્યા, તેવામાં અકસ્માત ચિત્તને વિષે વિસ્મય પમાડનાર તે મૃત ગાય તેમના જોવામાં આવી, એટલે આ ખેદ પમાડનાર આશ્ચર્ય તેમણે ગુરૂ મહારાજને નિવેદન કર્યું જે સાંભળતાં સિંહ સમાન અને અચિંત્ય શક્તિવાળા ગુરૂ જરાપણ ક્ષોભ ન પામ્યા. પછી ઉપાશ્રયમાં પાટ પાસે મુનિઓને અંગરક્ષા માટે મુકીને ગુરૂ પોતે ત્યાં એકાંતમાં શુભ ધ્યાન કરવા લાગ્યા. એવામાં અંતમુહૂર્તમાં તે ગાય પોતે ઉભી થઇ અને ચેતના પામીને આશ્ચર્ય પમાડતી

તે ચૈત્યની બહાર નીકળી ગઇ. ત્યારે તેને જતી જોઇને પ્રવીણ બ્રાહ્મણો ચિંતવવા લાગ્યા કે—' રાત્રે મરણ પામીને પડી રહેલ ગાય ચૈત્યથકી બહાર શી રીતે નીકળી ? એમાં કાંઇ સહજ કારણ નથી, પણ મોટી આપત્તિ દેખાય છે. કારણ કે વિપ્રજાતિ નિરંકુશ છે અને બ્રહ્મચારી મંડળ દુર્ગ્રાહ્ય છે.' એ પ્રમાણે તેઓ વિચાર કરે છે, તેવામાં પગે ચાલતી તે ગાય, જાણે પિતાના સ્નેહને લીધે આકર્ષાઇ હોય, તેમ બ્રહ્મ ભવનની સન્મુખ ચાલી. પછી પ્રભાતે બ્રહ્મપૂજક જેટલામાં દ્વાર ઉઘાડે છે, તેટલામાં ઉત્સુક થયેલ તે ગાય બ્રહ્મભવનમાં દાખલ થઇ, અને બહાર રહેલા તે પૂજારીને શીંગડાવતી પાડી, પોતે ગંભારમાં જઇને તે બ્રહ્મમૂર્તિની આગળ પડી. પછી જીવદેવગુરૂ મહારાજે તે ધ્યાન પાર્યું, એવામાં પૂજારીએ ઝાલર વગાડીને બ્રાહ્મણોને ભેગા કર્યા. એટલે તે મૂઢમતિ બધા આશ્ચર્ય પામીને કહેવા લાગ્યા કે--' આ સમકાળે સ્વપ્ન કે બધાનો મતિભ્રમ છે ? કે મરણ પામેલ ગાય ચાલતી પણ થઇ, તે શું ? તેમ પણ કદાચ બને, પરંતુ તે પોતે બ્રહ્મશાળામાં શામાટે આવી ? આ દૈવની દુર્ઘટના વિચારી શકાય તેવી નથી આ કામ જ્યોતિષીઓના જ્ઞાનથી પણ અતીત છે.'

એવામાં ત્યાં કેટલાક વિપ્રો કહેવા લાગ્યાં--કે ' અહીં વિચાર શો કરવાનો હતો ? બ્રહ્મચારીઓના દુર્ન્યાયરૂપ સાગર મર્યાદા ઓળંગી સ્થાનને તદ્દન પાડી ( ઉખેડી ) નાખશે. તેથી વાયુદેવની કીર્ત્તિ આ સ્થાનથી તો વાયુના વેગને અવશ્ય ચાલી ગઇ સમજજો.

ત્યારે બીજા કેટલાક વિપ્રો બોલ્યા કે—' આ મોટી આપતિમાં આપણા માટે એકજ ઉપાય છે, કે સિંહ સમાન પરાક્રમશાળી અને ચૈત્યમાં બિરાજમાન એવા શ્વેતાંબર ગુરૂના પગે પડીને સત્વર તે સત્પુરૂષના શરણને સ્વીકારો. કારણ કે આ અપાર ચિંતા-સાગર તે નાવથીજ તરી શકાય તેમ છે.'

એટલે અન્ય બ્રાહ્મણો કહેવા લાગ્યા કે—' તમારા દંભી બાળકોએ નિરંતર તેમને રોષ પમાડયો છે. તે તો તમારાપર શી રીતે પ્રસન્ન થાય ? કારણ કે એક સામાન્ય પુરૂષ પણ આવા ઉપદ્રવોને સહન કરતો નથી. તો દિવ્ય સામર્થ્યયુકત અને સાક્ષાત્ વિધાતા સમાન એ જૈનર્ષિ તે શું સહન કરશે ? '

એવામાં બીજા કેટલાક બોલી ઉઠયા કે—' ભલે એમ છે, તોપણ અત્યારે તેમની પાસે આજીજી કરવાની જરૂર છે, કારણ કે ઉત્તમ પુરૂષ પ્રણામ કરવાથી વૈરને તજી દે છે.'

એ પ્રમાણે બધા એકમત થઇને બ્રાહ્મણો શ્રી વીરમંદિરમાં ધાર્મિક જનોથી મંડિત એવી ગુરૂની પર્ષદામાં ગયા. ત્યાં અંજલિ જોડીને તે કહેવા લાગ્યા કે-' હે પૂજ્ય ! સંકટમાં આવી પડેલા એવા અમારૂં વચન તમે ધ્યાન દઇને સાંભળો—

પૂર્વે વાયુ નામના દેવે આ સ્થાન સ્થાપન કરેલ છે, અને તમારા બળથી તેને તુલ્ય જીવદેવ નામને વશ થઇને તે કરેલ છે. માટે બાળકોના ખોટા અપરાધથી એ સંકટમાં આવી પડેલ છે, તો તેનો પ્રતીકાર કરવાને તમારા શિવાય અન્ય કોઇ ભૂતલપર સમર્થ નથી. માટે તે દેવના અવતારરૂપ તથા નિઃસ્પૃહ એવા હે સ્વામિન્ ! પોતાના યશના સ્થાનરૂપ એવા આ સ્થાનનું રક્ષણ કરો અને અમને જીવિતદાન આપો પોતાના નામાંતરરૂપે રહેલ એવા તે દેવના તમે જો જામીન થવા માગતા હો, તો સ્થાનનું રક્ષણ કરો, નહિ તો અસ્થૈર્ય અને દુર્યશ સ્થિર થઇ જશે.'

એ પ્રમાણે સાંભળતાં આચાર્ય મૌન ધરી રહ્યા, એવામાં યશસ્વી લલ્લ શેઠ કહેવા લાગ્યો કે—'હે બ્રાહ્મણો ! તમે મારી એક સત્ય વિનંતિ સાંભળો—હું જીવવધ થતો જોઇને તમારા ધર્મથી વિરક્ત થયોઅને પોતાનાજ દૃષ્ટાંત પરથી આ દયાપ્રધાન ધર્મમાં હું અનુરાગી થયો. જેથી તમે અદેખાઇ અને ઇર્ષ્યાને લીધે જૈનોપર ઉપદ્રવો કરવા લાગ્યા. એટલે તમારા વિરોધી અલ્પ છે, તેથી અહીં તમારી સામે કોણ થાય ? હવે જો તમે આ સંબંધમાં કોઈ સ્થિર મર્યાદા બતાવતા હો, તો ગુરૂ મહારાજને વિનંતિ કરીને હું કંઇક પ્રતીકાર કરાવું.'

ત્યારે મુખ્ય વિપ્રો બોલ્યા—'તમે યુક્ત કહો છો. અમારા દુર્વાર્ય ઉપદ્રવમાં એમની ક્ષમાની બરોબરી કરી શકે, એવો કોણ છે ? હવે પોતાની ઇચ્છાનુસાર જૈન ધર્મમાં સતત્ મહોત્સવો કરતા ધર્મી જનોને કોઇ પણ વિઘ્ન કરનાર નથી.' ત્યાં લલ્લ શેઠે કહ્યું—'શ્રી વીરના સાધુઓની જે પ્રથમની વ્યવસ્થા છે, તે ભલે સદાને માટે કાયમ રહે. હવે પછી બ્રાહ્મણોએ તેમાં અંતરાય કદિ ન કરવો, વળી સુવર્ણની જનોઇ પહેરાવીને પ્રતિષ્ઠિત આચાર્યને બ્રાહ્મણોએ બ્રહ્મમંદિરમાં સ્થાપિત ન કરવા.'

એ પ્રમાણે જ્યારે વિપ્રોએ બધું કબુલ કર્યું, એટલે લલ્લ શેઠ સદ્‌ગુરૂના ચરણે મસ્તક નમાવીને કહેવા લાગ્યો કે—'હે ભગવન્ મહાસ્થાનનો ઉદ્ધાર કરો.'

ત્યારે ઉપશમયુક્ત શ્રી જીવદેવસૂરિ બોલ્યા કે—'લોકના શત્રુ રૂપ એવા રોષ કે તોષ તો ત્રણે કાળે પણ અમને થવાના નથી, પણ વિઘ્ન કે ઉપદ્રવનો નાશ કરનાર તો શાસન દેવતા છે. તેથી અત્યારે પણ મારા સ્મરણથી તેજ તમારા ઉપદ્રવને ટાળશે.'

એ પ્રમાણે કહી ઉપાશ્રયમાં આચાર્ય ધ્યાનાસન પર બેસી, નાસિકાના અગ્ર ભાગે દૃષ્ટિ સ્થાપન કરી તથા પ્રાણાયામથી રેચકને અટકાવીને તે એક મુહૂર્તમાત્ર સ્થિર રહ્યા. તેવામાં તે ગાય બ્રહ્મભવનમાંથી ઉઠી અને પોતે ચાલીને બહાર નીકળી ત્યારે હર્ષથી તાળીઓ દેતા બ્રાહ્મણો તેને જોઇ રહ્યા, એવામાં નગરની બહારપાદરે જતાં ત્યાં નિરાલંબ થઇ ને તે જમીન પર તરત પડી ગઈ. પછી ગુણગરિષ્ઠ ગુરૂ પુનઃ

પોતાની સભામાં આવ્યા. આ બનાવથી સંતુષ્ટ થયેલા બ્રાહ્મણો તે વખતે વેદોક્ત આશિષથી જયધ્વનિ કરવા લાગ્યા. ત્યારથી વાયડ નગરમાં જાણે ભ્રાતૃ ભાવથી તેમણે સ્નેહ સ્થાપન કરેલ હોય, તેમ અદ્યાપિ જૈનો સાથે સ્નેહ સંબંધ ત્યાં ચાલ્યો આવે છે.

પછી શ્રી આચાર્ય મહારાજ અન્યત્ર વિહાર કરી ગયા. એવામાં પોતાનો મૃત્યુ સમય નજીક આવેલ જાણીને તે પુનઃ પોતાના સ્થાને આવ્યા અને ત્યાં પોતાના પદ પર એક યોગ્ય શિષ્યને સ્થાપન કર્યો. વળી પોતે સર્વ સંગનો પરિત્યાગ કરતાં ધ્યાનમાં મન લગાવવાની ઇચ્છાથી તેમણે પોતાના ગચ્છ અને નવા આચાર્યને શિક્ષા આપી તે વખતે ગચ્છ-પ્રવર્તકને તેમણે ગુપ્ત આદેશ કર્યો કે—' જે સિદ્ધ યોગીને અમે પૂર્વે પ્રતિહત કર્યો છે. કે જે અનેક સિદ્ધ યુક્ત છે, તેને ખોપરીનો એક ખંડ હાથ લાગ્યો છે, અમારૂં મરણ તેના જાણવામાં આવતાં તે અવશ્ય અહીં આવશે એટલે જો તે પાપમતિ અમારી પણ ખોપરી પામી જશે, તો શાસનને તે અનેક પ્રકારના ઉપદ્રવ કરશે, માટે હે ભદ્ર ! અમારા નિર્જીવ કલેવર પર સ્નેહની દરકાર ન કરતાં ખોપરીના ભૂકેભૂકા કરી નાખજે, કે જેથી તેના ઉપદ્રવનો સંભવ ન રહે, આ સંબંધમાં મારી આજ્ઞાનું પાલન કરવું એજ તારી કુલીનતા છે. તો જિનશાસનની રક્ષા માટે એક કામ તારે અવશ્ય કરવાનું છે.

એ પ્રમાણે તે શિષ્યને શિક્ષા આપીને ગુરૂમહારાજે પોતે પ્રત્યાખ્યાન કર્યું, તથા આરાધના પૂર્વક તે પરમેષ્ઠીના ધ્યાનમાં લીન થયા; પછી પવનનો નિરોધ કરી મસ્તક માર્ગે પ્રાણનો ત્યાગ કરતાં ગુણના નિધાનરૂપ તે આચાર્ય વૈમાનિક દેવની સમૃદ્ધિ પામ્યા. એટલે એક પ્રચંડ દંડ લઇને લબ્ધલક્ષ તે શિષ્યે કપાળનું એવી રીતે ચુર્ણ કરી નાખ્યું કે જેથી તેનો આકાર પણ જોવામાં ન આવી શકે. એવામાં લોકોનો શોકપૂર્વક હાહારવ થતાં ગીતાર્થ મુનિઓએ શિબિકામાં રહેલ ગુરૂના શરીરને ઉપાડયું. એવામાં ડમરૂના ધ્વનિથી ભયંકર ભાસતો તે યોગી ત્યાં આવ્યો અને તે લોકોને પૂછવા લાગ્યો કે—' આ કયો પુરૂષ મરણ પામ્યો ?'

ત્યારે અશ્રુથી પોતાની મુછને ભીંજાવતાં એક મુખ્ય બ્રાહ્મણ ગદ્ગદ અવાજથી તેની આગળ બોલ્યો કે—' જાણે વાયુદેવની બીજી મૂર્ત્તિ હોય અને મહાસ્થાનરૂપ ધરા-પૃથ્વીનો ઉદ્ધાર કરવામાં વરાહરૂપ એવા જીવદેવ મુનીશ્વર સ્વર્ગવાસી થયા.'

એ પ્રમાણે સાંભળતાં કપટથી શોક બતાવી વક્ષસ્થલને કૂટતાં મોટો પોકાર કરી અત્યંત રૂદનપૂર્વક તે યોગી કહેવા લાગ્યો કે—' અરે ! હવે મારા સ્વામીનું એક વાર તમે મને મુખ બતાવો નહિ તો પોતાનું શિર ફૂટીને હું અવશ્ય પ્રાણત્યાગ કરીશ.'

ત્યારે પ્રવર્ત્તક બોલ્યા—' શિબિકાને પૃથ્વીપર મૂકો. આ યોગી સ્વામીનો

મિત્ર છે, તેથી તેમનું મુખ જોઇને ભલે એ ચિરકાળ જીવતો રહે.' એટલે શિબિકા નીચે મૂકવામાં આવી અને ગુરૂનું મુખ તેને બતાવવામાં આવ્યું, ત્યાં તે ચુર્ણિત થયેલ જોઈ હાથ ઘસીને તે કહેવા લાગ્યો—'**વિક્રમાદિત્ય** રાજાની એક ખંડ ખોપરી તો મને મળી, પણ આ મારા આચાર્યનું કપાળ પુણ્યવંત પુરૂષના લક્ષણ યુક્ત છે, તે જો મારા હાથમાં આવી એ અર્ધ કપાળ સાથે સંયુક્ત થાય, તો મારા બધા મનોરથ સિદ્ધ થઈ જાત; પણ શું કરીએ, નિર્ભાગીને આવું ક્યાંથી પ્રાપ્ત થાય ? તેથી જીવતાં અને મરતાં પણ એ મિત્રે મને હાથ ઘસતો કર્યો. મનુષ્યોમાં તેજ એક પુરૂષ હતો, કે જેણે પોતાની મતિથી મને જીતી લીધો; તેમ છતાં આ લોકો એના દેહસંસ્કારને માટે મને અનુજ્ઞા આપે તો સારૂં; કારણ કે અસાધારણ મિત્રાઇથી આજે મને પણ પુણ્યનો વિભાગ પ્રાપ્ત થાઓ.'

પછી લોકોએ તેમ કરવાની તેને અનુજ્ઞા આપી, એટલે આકાશ માર્ગે જઇને તે યોગી મલયાચલ થકી ચંદનકાષ્ઠ ત્યાં લઇ આવ્યો, અને ગુરૂના શરીરને તેણે અગ્નિસંસ્કાર કર્યો. તેના પ્રભાવથી અદ્યાપિ તેમના વંશમાં પોતાના તેજથી અમર સમાન અને કળાના નિધાન એવા પ્રભાવક આચાર્ય થાય છે.

એ પ્રમાણે મહાપ્રભાવ યુક્ત અને દુરિતને દૂર કરનાર એવું શ્રી **જીવદેવ** ગુરૂનું ચરિત્ર જાણીને વિબુધ જનો સાવધાન થઈને નિરંતર તેનું સ્મરણ કરો. તથા આચાર્ય મહારાજનો મહિમા બતાવવામાં એક કારણરૂપ એ ચરિત્રને ચિરકાળ જયવંત રહો.

**શ્રી ચંદ્રપ્રભસૂરિ**ના પટ્ટરૂપ સરોવરને વિષે હંસ સમાન તથા શ્રી **રામ** અને લક્ષ્મીદેવીના પુત્ર એવા શ્રી **પ્રભાચંદ્ર**સૂરિએ વિચારપર લાવતાં, શ્રી પ્રદ્યુમ્નસૂરિએ શોધેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રોરૂપ રોહણાચલને વિષે શ્રીજીવદેવસૂરિના સુચરિત્રરૂપ આ સાતમું શિખર થયું. શ્રીમાન્ પ્રદ્યુમ્નસૂરિરૂપ કલ્પવૃક્ષ, તે વચનની દરિદ્રતાનું મથન કરનાર છે, મનની પ્રસન્નતારૂપ લતાના દૃઢ આધાર અને સુજ્ઞ જનોરૂપ પુષ્પસમૂહને ઉલ્લાસ પમાડનાર છે.

**ઇતિ–શ્રીજીવસૂરિ–પ્રબંધ.**






# ( ૮ ) वृद्धवादि–प्रबंध.



રસ્વતીના શ્રેષ્ઠ પ્રવાહને માટે સાગર સમાન તથા શમ, દમરૂપ ઉર્મિ-તરંગયુક્ત એવા શ્રી વૃદ્ધવાદી મુનીંદ્રને નમસ્કાર હો.

જગતનો ઉદ્ધાર કરનારા એવા શ્રી સિદ્ધસેનસૂરિ તમારૂં રક્ષણ કરો કે જે શંકરના હૃદયને ભેદનાર આર્હત બ્રહ્મમય તેજને ધારણ કરનાર હતા.

કલિકાળરૂપ પર્વતને ભેદવામાં વજ્ર સમાન એવા તે બંને આચાર્યના અનેક આશ્ચર્ય યુક્ત ચરિત્રને હું વર્ણવું છું.

જૈન શાસનરૂપ નંદનવનમાં કલ્પવૃક્ષ સમાન, સર્વ શ્રુતના અનુયોગરૂપ કંદને વિકસિત કરવામાં મેઘ સમાન, તથા વિદ્યાધરોના ઉત્તમ આમ્નાય ( વંશ ) માં વાંછિત આપનાર ચિંતામણી સમાન શ્રી **પાદલિપ્ત** સૂરિના વંશમાં શ્રી **સ્કંદિલાચાર્ય** થયા. અસંખ્ય શિષ્યોરૂપ માણિક્યના રોહણાચલ સમાન તે મુનિશ્વરે એકદા ગૌડ દેશમાં વિહાર કર્યો. ત્યાં કોશલ્લા ગામમાં નિવાસ કરનાર એક મુકુંદ નામે શ્રેષ્ઠ બ્રાહ્મણ કે જે સત્વમાં સાક્ષાત્ મુકુંદ ( કૃષ્ણ ) જેવો હતો. બાહ્ય ભૂમિમાં વિચરતા સૂરિમહારાજની સાથે કોઇ પ્રસંગે તે વિપ્રનો સમાગમ થયો. કારણ કે સર્વ કાર્યોમાં સર્વની ભવિતવ્યતા તો જાગ્રતજ હોય છે. તેણે ગુરૂ પાસે અતિવૈરાગ્યથી રંગાએલા સંયમધારી મુનિઓને સુસાધ્ય અને પ્રાણીઓની દયારૂપ એવો સુખકારી ધર્મ સાંભળ્યો. એટલે તે કહેવા લાગ્યો કે—' અનાર્ય દુર્જનોની જેમ અકાર્ય કરાવનાર તથા ભ્રમ ઉપજાવનાર ચિત્રોની જેમ વિષયોથી હું છેતરાયો છું. માટે હે ગુરૂરાજ ! હે આંતર શત્રુનો ધ્વંશ કરનાર ! અને હે દયાના નિધાન પલાયન કરવામાં પણ કાયર એવા મને તે વિષયોથી સત્વર બચાવો.' એમ બોલતાં તે વિપ્રને જૈનદીક્ષા આપીને ગુરૂ મહારાજે તેનાપર પ્રસાદ કર્યો. કારણ કે સુકાર્યમાં ઉતાવળ કરવી જ સારી કહેલ છે. વિલંબ કરવાથી તેમાં અવશ્ય વિઘ્ન આવે છે.

પછી એકદા ગુરૂ મહારાજ વિહાર કરતા કરતા લાટ દેશના મંડનરૂપ અને રેવાનદીની સેવાથી પવિત્ર થયેલ એવા ભૃગુકચ્છ ( ભરૂચ ) નગરમાં આવ્યા ત્યાં શ્રુતપાઠના મહાઘોષથી આકાશને પ્રતિશબ્દિત કરતા, સાગર તરંગના ઘોર અવા-

જની જેમ દુ:ખ ઉપજાવતા, સ્વાધ્યાયનો અભ્યાસ કરતા તથા વૃદ્ધપણાને લીધે અત્યંત આગ્રહી બનેલા એવા મુકુંદ મુનિ નિદ્રાથી પ્રમાદી થયેલા અન્ય મુનિઓને અહર્નિશ જગાડવા લાગ્યા. ત્યારે બુદ્ધિશાળી એક યુવાન મુનિએ તેને શિખામણ આપતાં જણાવ્યું કે 'હે મુનિ ! આ તમારા ધ્વનિથી જાગ્રત થયેલા હિંસક પ્રાણીઓ જીવવધ કરે, માટે સાધુએ ધ્યાનરૂપ ઉત્તમ અભ્યંતર તપ આચરવું. હે સાધો ! શાંત સમયે વચનયોગનો સંકોચ રાખવો તે ઉચિત છે.'

એ પ્રમાણે સાંભળ્યા છતાં વૃદ્ધપણાથી ઉત્પન્ન થયેલ જડતાને લીધે શિક્ષાનો આદર ન કરતાં તેજ પ્રમાણે તે મુનિ પ્રગટ રીતે ઘોષ કરવા લાગ્યા. ત્યારે તેના નાદથી ભારે કંટાળી ગયેલ તે અણગાર પ્રથમ પોતાના તારુણ્યને ઉચિત મૃદુ વાણીથી અને પછી તેના કૃત્યથી ઇર્ષ્યા આવતાં કર્કશ વચનથી મુકુંદ મુનિને કહેવા લાગ્યા–'હે મુનિ! પોતાની અવસ્થાના અંતને ન જાણતાં ઉગ્ર પાઠના આદરથી આકુળ થયેલ તું મોગરાની લતાની જેમ મુશળને શી રીતે ફુલાવી શકીશ ?

એ પ્રમાણે સાંભળતાં તે વૃદ્ધ મુનિ વિષાદ પામ્યા અને ચિંતવવા લાગ્યા કે-'જ્ઞાનાવરણથી દૂષિત થયેલ મારા જન્મને ધિક્કાર છે. માટે હવે ઉગ્રતપથી **સરસ્વતી** દેવીનું હું આરાધન કરીશ, કે જેથી એ ઇર્ષ્યા વચન પણ સત્ય થાય.' એમ ધારી **નાલિકેરવસતિ** નામના જીનાલયમાં સમર્થ એવી ભારતી દેવીનું આરાધન તેણે શરૂ કર્યું. ત્યાં દૃઢ વ્રતધારી સ્ફુરાયમાન ધ્યાનાગ્નિથી જડતાની ભીતિને ટાળનાર, સમતાને ધરનાર, વિકલ્પરૂપ કાલુષ્ય ( મલિનતા ) નિરસ્ત થવાથી શુદ્ધ બુદ્ધિને પ્રગટાવનાર તથા શરીરે નિષ્કંપ રહી મૂર્તિના ચરણ–કમળમાં પોતાની દૃષ્ટિને સ્થાપન કરનાર એવા તે વૃદ્ધ મુનિ શરીરના આધારરૂપ ચાર પ્રકારના આહારનો ત્યાગ કરીને એક મુહૂર્તની જેમ એકવીશ દિવસ ત્યાં સ્થિર બેસી રહ્યા એટલે આ તેમના સત્ત્વથી સંતુષ્ટ થયેલ ભારતી દેવી સાક્ષાત્ પોતે પ્રગટ થઇને મુનિને કહેવા લાગી કે–'હે ભદ્ર ! ઉઠ, હું પ્રસન્ન થઇ છું. તારા મનોરથ બધા પૂર્ણ થાઓ, હવે તને સ્ખલના નહિ થાય માટે તને જે ઇષ્ટ હોય તે કર.'

એ પ્રમાણે સરસ્વતી દેવીનું વચન સાંભળતાં તે મુનિ ઉઠ્યા, અને પારણા માટે કોઇ ગૃહસ્થના ઘરે જતાં ત્યાં મુશળ તેમના જોવામાં આવ્યું. એટલે પૂર્વે યતિના મુખથી હાસ્ય–વચન સાંભળવાના અપમાનથી પોતે કરેલ પ્રતિજ્ઞાને પૂર્ણ કરવા માટે તે ઋષિ બોલ્યા કે–'હે ભારતી! પ્રસાદથી જો અમારા જેવા પણ પ્રાજ્ઞ થઇ વાદી થતા હોય, તો આ મુશળ પુષ્પિત થાઓ,' એમ કહીને મુનિએ પ્રાસુક જળથી મુશળને સિંચન કર્યું. જેથી તારાઓવડે આકાશની જેમ તે તરત પલ્લવિત અને પુષ્પોથી યુક્ત થયું. પછી મુનિ ઘોષ કરીને કહેવા લાગ્યા કે–'સસલાનું શંગ (શીંગડું), ઇંદ્રધનુષ્યનું પ્રમાણ, શીતલ અગ્નિ, અને નિષ્પ્રકંપ વાયુ–આ વાક્યમાં જે કોઇને કંઇ ગમતું ન હોય, તો વૃદ્ધ વાદી કહે છે કે

તે મારી સામે આવીને બોલે.' આ તેની પ્રતિજ્ઞાથીજ તે વખતના વાદીઓ બુદ્ધિમાં પ્રતિહત થઇ બધા શૂન્યમતિ જેવા બની ગયા. આથી ગુરૂએ ભારે વાત્સલ્યથી તેમને આચાર્યપદે સ્થાપ્યાં. કારણ કે પાત્રે નિયુક્ત થયેલ અર્થની જેમ ગુણો વૃદ્ધિ પામે છે. પોતે વૃદ્ધ છતાં જગતમાં તે વાદમુદ્રાથી વિભૂષિત થઇને વિખ્યાત થયા. તેથી તે વૃદ્ધ આચાર્ય **વૃદ્ધવાદી** એવી અન્વયયુક્ત પ્રસિદ્ધિને પામ્યા. એવામાં શ્રી જિનશાસનરૂપ કમળવનને વિકસિત કરવામાં ભાસ્કર સમાન એવા શ્રી સ્કંદિલાચાર્ય અનશન લઇને સ્વર્ગસ્થ થયા. એટલે ગચ્છરૂપ પૃથ્વીનો ઉદ્ધાર કરવામાં કચ્છપ ( કાચબા ) સમાન એવા **વૃદ્ધવાદી** ગુરૂએ ગુણ સંતતિના સ્થાનરૂપ એવી **વિશાલા** નગરી ભણી વિહાર કર્યો.

એ અરસામાં દારિદ્રયરૂપ અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન એવો **વિક્રમાદિત્ય** નામે રાજા રાજ્ય કરતો હતો ત્યાં **કાત્યાયન** ગોત્રમાં ઉત્પન્ન થયેલ **દેવર્ષિ** બ્રાહ્મણ અને **દેવશ્રીનો** પુત્ર **સિદ્ધસેન** નામે એક વિદ્વાન્ વિપ્ર પ્રખ્યાત હતો. સર્વ શાસ્ત્રોમાં પારંગત એવો તે કોઇવાર ત્યાં આવ્યો અને શ્રીમાન્ **વૃદ્ધવાદીસૂરિને** મળ્યો. એટલે તેણે પ્રશ્ન કર્યો કે—હે મુનિનાથ ! આજકાલ વૃદ્ધવાદી અહીં વિદ્યમાન છે ?

ત્યારે ગુરૂ બોલ્યા—' હું પોતેજ તે વૃદ્ધવાદી છું, એમ સમજી લે.'

ત્યાં સિદ્ધસેને કહ્યું—' મારે વિદ્વદ્ ગોષ્ઠી કરવાની ઈચ્છા છે, માટે અહીંજ આપણે તે કરવા બેસીએ, કે જેથી લાંબા વખતનો મારો સંકલ્પ સિદ્ધ થાય.' એટલે આચાર્ય બોલ્યા—' જો એમ હોય, તો પોતાના હૃદયને સંતોષ પમાડવા માટે આપણે વિદ્વાનોની સભામાં શા માટે ન જઇએ ? કારણ કે સુવર્ણની પ્રાપ્તિ થતી હોય, તો પીતળને કોણ ગ્રહણ કરે ? એમ કહ્યા છતાં જ્યારે તેણે 'મારે તો અહીંજ વાદ કરવો છે, એવો પોતાનો કદાગ્રહ ન મૂકયો, ત્યારે આચાર્યે એ વાત કબુલ કરી અને ગોવાળોને તે વખતે સભાસદો બનાવ્યા. એટલે પ્રથમ સિદ્ધસેને પોતાનો પક્ષ સ્થાપન કરતાં જણાવ્યું કે—' સર્વજ્ઞ કોઇ છેજ નહિ, કારણ કે આકાશપુષ્પના દૃષ્ટાંતની માફક પ્રત્યક્ષ, અનુમાદિક પ્રમાણોથી તે ઉપલબ્ધ નથી.' એમ કહીને તે મૌન રહ્યો.

ત્યારે ગોવાળોને સંતોષ પમાડતાં વૃદ્ધવાદી કહેવા લાગ્યા કે—' આ સિદ્ધસેનનું કથન તમે કાંઇ સમજી શકયા કે નહિ ?'

તેઓ બોલ્યા—'ઇરાની ભાષા જેવું અવ્યક્ત વચન શીરીતે સમજી શકાય ?'

એટલે વૃદ્ધવાદીએ જણાવ્યું—' હે ગોવાળો ! એનું વચન હું બરાબર સમજી શકયો છું. એ કહે છે કે—'જિન—વીતરાગ નથી,' માટે તમે સત્ય કહી બતાવો કે તમારા ગામમાં વીતરાગ સર્વજ્ઞ છે કે નહિ ?'

ત્યારે તે બધા બોલી ઉઠયા કે—' જૈન ચૈત્યમાં જિન સર્વજ્ઞ વિદ્યમાન છે, માટે એનું વચન મિથ્યા છે. આ પ્રમાણ વિનાના વિપ્ર વચનને અમે માન્ય કરતા નથી.

પછી આચાર્ય પુનઃ કહેવા લાગ્યા કે—' હે વિપ્ર ! હું સત્ય વચન કહું છું, તે સાંભળ—પ્રજ્ઞાતિશય ક્યાંક તરતમતામાં વિરામ પામે છે. પરમાણુઓમાં જેમ ન્યૂનાધિકતા છે, તેમ અતિશયમાં પણ તે સ્ફુટ છે. અને તે લઘુ કે ગુરૂતર, પરમાણુ અને આકાશમાં પણ ઉપલબ્ધ છે. પ્રજ્ઞાનો અવધિ તે કેવળજ્ઞાન સિદ્ધજ છે. એ જ્ઞાન તો ગુણ છે, માટે વિચાર કરો, તેના આધારરૂપ કંઇ દ્રવ્ય પણ હોવુંજ જોઇએ. તે આધારરૂપ દ્રવ્ય તેજ સર્વજ્ઞ છે. એમ સર્વજ્ઞની એ સિદ્ધિ થઇજ જાય છે.'

એ પ્રમાણે વચન વિસ્તારથી વૃદ્ધવાદી સૂરિએ પોતાને પંડિત માનનાર એવા સિદ્ધસેન બ્રાહ્મણને જીતી લીધો કારણ કે આવા સમર્થ વિદ્વાન્ આગળ તે શું માત્ર છે ?

એવામાં હર્ષાશ્રુથી લોચનને આર્દ્ર બનાવતાં સિદ્ધસેન પણ કહેવા લાગ્યો કે—'હે ભગવાન પ્રથમ તો તમે પોતેજ ખરેખરા સર્વજ્ઞ છો કે મને જીતી લીધો, તો હવે મેં પૂર્વે કરેલ પ્રતિજ્ઞા પ્રમાણે તમે મને શિષ્ય થવાની અનુમતિ આપો અર્થાત શિષ્ય બનાવો કારણ કે પૂર્વે મેં એવી પ્રતિજ્ઞા લીધી છે કે—' જેને હું ઉત્તર આપવા અસમર્થ થાઉં, તેનો શિષ્ય બનું'. એટલે ગુરૂ મહારાજે પોતે તત્પર થયેલ એવા સિદ્ધસેન વિપ્રને જૈન વિધિ પ્રમાણે દીક્ષા આપી, અને તેનું **કુમુદચંદ્ર** એવું નામ રાખ્યું. પછી બાણુની જેમ પોતાની તીક્ષ્ણ અને પ્રકૃષ્ટ પ્રતિભાના બળે સિદ્ધસેન મુનિ તે કાળના સર્વ સિદ્ધાંતના સત્વર પારંગામી થઇ ગયા. એટલે ગુરૂએ પ્રમોદપૂર્વક તેમને આચાર્યપદે સ્થાપન કર્યા. પૂર્વે તેમનું નામ તો પ્રસિદ્ધ હતું અને આ વખતે વધારે વિખ્યાત થયું. પછી ગુરૂ મહારાજે શ્રી સિદ્ધસેનસૂરિને ગચ્છ ભળાવીને પોતે અન્યત્ર વિહાર કર્યો. કારણ કે ગુરૂ દૂર રહીનેજ શિષ્યનો પ્રભાવ જુએ છે.

હવે એકદા શ્રી સિદ્ધસેનસૂરિ બાહ્ય ભૂમિકાએ જતા હતા, તેવામાં રાજમાર્ગે થઇને જતા **વિક્રમા**દિત્ય રાજાના તે જોવામાં આવ્યા ત્યારે અલક્ષ્યરીતે રાજા એ તેમને પ્રણામ કર્યા. એટલે ઉંચા અવાજે ગુરૂએ તેને ધર્મલાભ આપ્યો. આ તેમની દક્ષતાથી સંતુષ્ટ થયેલ રાજાએ પ્રીતિદાનમાં તેમને એક કોટિ સોનામ્હોર આપી અને પત્રમાં લેખ લખ્યો કે—

" धर्मलाभ इति प्रोक्ते, दूरादुद्धृतपाणये ।
सूरये सिद्धसेनाय, ददौ कोटिं नराधिपः " ॥ १ ॥

એટલે–દુરથી હાથ ઉંચો કરીને ધર્મલાભ આપતાં શ્રી સિદ્ધસેનસૂરિને રાજા એ એક કોટિ સોના મહોર આપી.'

પછી રાજાએ આચાર્યને બોલાવીને નિવેદન કર્યું કે—'હું તમને દ્રવ્ય આપવા માગું છું.'

ત્યારે ગુરૂ બોલ્યા—દ્રવ્ય લેવું અમને કલ્પે નહિ. માટે તમે રૂચે તેમ કરો.' આથી રાજાએ ગરીબ સાધર્મી બંધુઓ અને ચૈત્યોના ઉદ્ધાર માટે તે દ્રવ્યનો એક સાધારણ ભંડાર કર્યો.

એક વખતે સિદ્ધસેન મુનીશ્વર **ચિત્રકૂટ** પર્વતપર આવ્યા, ત્યાં પર્વતના એક ભાગમાં એક સ્તંભ તેમના જોવામાં આવ્યો કે જે કાષ્ઠ, પત્થર કે માટીથી બનાવેલ ન હતો. ત્યારે વિચાર કરતાં તે ઔષધના ચુર્ણનો બનાવેલ તેમના જાણવામાં આવ્યો એટલે તેના રસ, સ્પર્શ અને ગંધાદિકની પરીક્ષાથી તથા મતિના બળથી ઔષધોઓળખીને તેમણે તેના વિરોધી ઔષધોને મેળવ્યાં અને તેના વતી વારંવાર ઘર્ષણ કરતાં તે સ્તંભમાં એક છિદ્ર કર્યું. એટલે ત્યાં હજારો પુસ્તકો તેમના જોવામાં આવ્યાં તેમાંથી એક પુસ્તક લઇ ઉઘાડતાં તેમાંના એક પત્રમાંની એક પંક્તિ તેમણે વાંચી જોઇ, તો તેમાં સુવર્ણસિદ્ધિનો યોગ જોવામાં આવ્યો; તેથી વિસ્મય પામતાં બીજો એક શ્લોક વાંચ્યો, તેમાં સરસવથી સુભટો બનાવવાનું લખ્યું હતું. આથી વિશેષ હર્ષ પામી સાવધાન થઇને જેટલામાં આગળ વાંચવા લાગ્યા, તેવામાં શાસનદેવીએ તે પત્ર અને પુસ્તક હરી લીધું. કારણ કે કાળના દોષથી તેવા સમર્થ પુરૂષોની પણ તેવા પૂર્વગત ગ્રંથો વાંચવાની યોગ્યતા તેના જોવામાં ન આવી, પણ સત્ત્વહાનિનો સંભવ તેણે જોયો.

પછી એકદા તે બંને વિદ્યાયુક્ત સિદ્ધસેન સૂરિ વિહાર કરતા પૂર્વ દેશના પ્રાંતમાં રહેલ **કર્માર** નગરમાં ગયા. ત્યાં પરાક્રમથી પ્રખ્યાત થયેલ એવો **દેવપાલ** નામે રાજા રાજ્ય કરતો હતો તે સત્વર શ્રી સિદ્ધસેન ગુરૂને નમસ્કાર કરવા આવ્યો. એટલે **આક્ષેપણી** વિગેરે ચાર પ્રકારની ધર્મવ્યાખ્યાથી ગુરૂએ તેને પ્રતિબોધ પમાડ્યો અને મિત્રતામાં સ્થાપન કર્યો.

એવામાં એકદા રૂપમાં કામદેવ સમાન અને અધર્મમાં મતિ રાખનાર એવા **વિજયવર્મ** રાજાએ તેને ઘેરી લીધો, અને અસંખ્ય અગ્રગામી સુભટો તેને ભારે પરાભવ પમાડ્યો ત્યારે દેવપાલ રાજાએ ગુરૂને વિનંતિ કરી કે—'હે દેવ ! આ રાજાના તીડની શ્રેણિ સમાન અદ્દભૂત સૈનિકો, અલ્પ ભંડારવાળા એવા મારા સૈન્યને વિખેરી નાખશે. માટે હે સ્વામિન્ ! હવે આપજ મારા શરણરૂપ છે.'

ત્યારે આચાર્ય બોલ્યા—'હે રાજન ! તું એ સંકટથી ભય ન પામ. હું પ્રાયઃ તેનો પ્રતિકાર કરીશ.' પછી તેમણે :સુવર્ણસિદ્ધિના યોગથી અગણિત દ્રવ્ય અને સરસવના યોગથી ઘણા સુભટો ઉત્પન્ન કર્યા. અથવા તો ગુરૂના પ્રસાદથી દેવપાલ રાજાએ શત્રુને પરાજિત કર્યો. કારણ કે તેવા ગુરૂની ઉપાસનાથી શું ન થાય ?

પછી રાજાએ જણાવ્યું કે—'હે ભવતારક નાથ! હું શત્રુના ભયરૂપ અંધકારમાં પડ્યો હતો; પણ સૂર્ય સમાન તમે તેમાંથી મારો ઉદ્ધાર કર્યો. માટે હે પ્રભો! **દિવાકર** એવું આપનું નામ પ્રસિદ્ધ થાઓ. ત્યારથી **સિદ્ધસેન દિવાકર** એવા નામથી પ્રસિદ્ધ થયા. પછી રાજાને તે અત્યંત માનનીય થઇ પડ્યા. તેથી રાજા તેમને ભક્તિથી બલાત્કારે સુખાસન તથા હસ્તી વિગેરે ઉપર બેસારતો અને તે રાજ-ભવનમાં જતા. એ હકીકત લોકોના મુખથી વૃદ્ધવાદીસૂરિના જાણવામાં આવી એટલે રાજસન્માનના ગર્વથી ભ્રમિત થયેલ મતિયુક્ત શિષ્યને શિક્ષા આપી ક્ષણવારમાં તેનો દુષ્ટ આગ્રહ દૂરકરવાને પોતાનું રૂપ છુપાવીને ગુરૂ કર્મારપુરમાં આવ્યા. ત્યાં રાજાની માફક સુખાસનમાં બેઠેલ અને બહુ લોકોથી પરવરેલ એવા સિદ્ધસેન શિષ્યને તેમણે રાજમાર્ગમાં જોયો. ત્યારે ગુરૂ તેને કહેવા લાગ્યા કે—'તું બહુ વિદ્વાન્ છે. માટે મારા સંદેહને દૂર કર. તારી ખ્યાતિ સાંભળીને હું બહુ દૂર દેશાંતરથી આવ્યો છું.'

એટલે સિદ્ધસેન સૂરિએ કહ્યું—'તારે જે પૂછવું હોય, તે પૂછ.'

ત્યારે સમીપે રહેલા વિદ્વાનોને વિસ્મય પમાડતાં ગુરૂ ઉચ્ચ સ્વરે કહેવા લાગ્યા કે—

"अणहुल्लीफुल्ल मतोडहु मन आरामा ममोडहु।
मणकुसुमेहिं अच्चि निरंजणु हिंडहकाइं वणेण वणु" ॥ १ ॥

આ ગાથાનો વિચાર કરતાં પણ અર્થ જાણવામાં ન આવ્યો, તેથી તેણે ખોટો ઉત્તર કહીને જણાવ્યું કે—'બીજું કંઈ પૂછો.'

એટલે ગુરૂ બોલ્યા—'એજ ગાથાનો વિચાર કરો.' આથી તેણે અનાદર પૂર્વક અસંબદ્ધ કંઇક કહી બતાવ્યું, કે જે ગુરૂએ માન્ય ન કર્યું, ત્યારે સિદ્ધસેન સૂરિએ કહ્યું—'તો પછી તમે એનો અર્થ કહી બતાવો.'

જેથી વૃદ્ધવાદી ગુરૂ કહેવા લાગ્યા—"હે ભદ્ર! તું સાવધાન થઇને સાંભળ કે જેથી તું માર્ગભ્રષ્ટ છતાં એનું તત્ત્વ સાંભળવાથી પુનઃ માર્ગને પામી શકે. તે આ પ્રમાણે—

જેનું અલ્પ આયુષ્ય રૂપ પુષ્પ છે એવું મનુષ્યનું શરીર, તેના આયુખંડ રૂપ પુષ્પોને રાજસન્માનના ગર્વ રૂપ લાકડી વતી તોડ નહિ. આત્મા સંબંધી અને સંતાપને હરનારા એવા યમ, નિયમાદિ રૂપ બગીચાને ભાંગ નહિ. ક્ષમા, માર્દવ, આર્જવ અને સંતોષાદિ મન પુષ્પોથી નિરંજનનું પૂજન કર. અર્થાત જેના અહંકારના સ્થાન જાતિ, લાભાદિ રૂપ અંજન દૂર થયેલ છે તથા સિદ્ધિ-પદને પ્રાપ્ત થયેલ એવા નિરંજનનું ધ્યાન ધર. મોહાદિ વૃક્ષઘટાથી ગહન એવા આ સંસાર રૂપ અરણ્યમાં એક સ્થાનથી બીજે સ્થાન શા માટે ભમે છે. આ એક અર્થ થયો.

( હવે બીજો અર્થ બતાવે છે )—

અથવા અણુ એટલે અલ્પ ધાન્ય, તે અલ્પ વિષયપણાથી માનવદેહના પુષ્પો સમજવાં. તે અલ્પ પુષ્પી નરદેહના શીલાંગ મહાવ્રત રૂપ પુષ્પોનો વિનાશ કર નહિ. મન રૂપ આરામને મરડી નાખ, એટલે ચિત્તના વિકલ્પજાળનો સંહાર કર. તથા મુક્તિપદને પ્રાપ્ત થયેલા નિરંજન વીતરાગ દેવની પુષ્પોથી અર્ચા ન કર. અર્થાત્ ગૃહસ્થને ઉચિત છકાય જીવનની વિરાધના રૂપ દેવપૂજામાં પ્રયત્ન ન કર. કારણ કે તે સાવદ્ય છે. કીર્તિની કામનાથી સંસાર રૂપ અરણ્યમાં શા માટે ભ્રમણ કરે છે, અર્થાત મિથ્યાવાદને તજી જિનેશ્વરે કહેલ સત્યમાં આદર કર. એ બીજો અર્થ બતાવ્યો.

( હવે ત્રીજો અર્થ કહે છે )—

અથવા તો કીર્તિના સ્યાદ્વાદ વચન રૂપ પુષ્પોને તોડ નહિ. તથા મનના અધ્યાત્મોપદેશ રૂપ આરાને તોડી ન નાખ, અર્થાત્ ખોટી વ્યાખ્યાથી તેનો વિનાશ ન કર. વળી રાગાદિ લેપરહિત નિરંજન મનની, સુગંધિ અને શીતળ સદુપદેશ રૂપ પુષ્પોથી પૂજા કર. અર્થાત મનને શ્લાઘ્ય બનાવ. તથા સંસાર રૂપ અરણ્યના સ્વામી પરમ સુખી હોવાથી તે તીર્થંકર છે' તેમના શબ્દ–સિદ્ધાંત સૂત્રમાં ભ્રાંતિ શા માટે લાવે છે ? કારણ કે તેજ સત્ય છે. માટે તેમાંજ પ્રેમ–ભાવના રાખવી જોઈએ. એ ત્રીજો અર્થ બતાવ્યો.

ઈત્યાદિ શ્રી વૃદ્ધવાદી મહારાજે તે ગાથાના બુદ્ધિવર્ધક અનેક અર્થ બતાવ્યા પણ અમે જડ જેવા તે કેટલું સમજી શકીએ ? એ રીતે ગુરૂના ઉપદેશરૂપ મેઘના ગર્જારવ અને વર્ષણના આડંબરથી સિદ્ધસેન સુરિની મનોભૂમિ બોધને લીધે અંકુરિત થઇ, એટલે તેમને વિચાર થયો કે—' મારા ધર્માચાર્ય વિના આવી શક્તિ બીજા કોઇમાં નથી. ' એમ ધારી શિબિકાથકી નીચે ઉતરીને તે ગુરૂના ચરણે ઢળી પડ્યા, અને કહેવા લાગ્યા કે—' ભાવ–શત્રુઓથી જીતાયેલા એવા મેં આપ ગુરૂની મોટી આશાતના કરી, આપ દયાળુ તે ક્ષમા કરો. '

એ પ્રમાણે સાંભળતાં ગુરૂ બોલ્યા કે—' હે વત્સ ! એમાં તારો દોષ નથી, આ સમય જ એવો છે. આ દુઃષમાકાળ શત્રુની જેમ પ્રાણીઓની સદ્ગતિનો નાશ કરે છે. જૈન સિદ્ધાંતનું પાન કરાવીને મેં તને સંપૂર્ણ તૃપ્ત કર્યો, છતાં મંદ અગ્નિવાળાને સ્નિગ્ધ ભોજનની જેમ જે તું પણ જીર્ણ ન કરી શકયો તો જડતારૂપ વાયુ, પીનસા ( નાસિકારોગ ) તથા શ્લેષ્મવાળા અને અલ્પ સત્ત્વરૂપ અગ્નિવાળા અન્ય જીવો વિદ્યારૂપ અન્ન શી રીતે જીર્ણ કરી શકે ? માટે હે ભદ્ર ! ક્ષુધાતુર થયેલ તું પોતે, મેં આપેલ શ્રુત, સંતોષરૂપ ઔષધથી વૃદ્ધિ પામેલ ધ્યાનરૂપ અંતર–અગ્નિવડે જીર્ણ કર, સ્તંભથકી પ્રાપ્ત થયેલ પુસ્તક તારી પાસેથી શાસન-

દેવીએ છીનવી લીધું. તે યોગ્ય કર્યું. કારણકે આજ કાલના જીવો તેવા પ્રકારની શક્તિને શું ઉચિત છે. ?'

ગુરૂના મુખથી એ વચન સાંભળતાં સાધુશિરોમણિ સિદ્ધસેન કહેવા લાગ્યા કે—' અજ્ઞાનના દોષથી જો શિષ્યો દુષ્કૃત ન જ કરે, તો હે નાથ ! પ્રાયશ્ચિત્તના શાસ્ત્રો ચરિતાર્થ કેમ થાય ? માટે હે ભગવન્ ! અવિનિત એવા મને પ્રાયશ્ચિત્તથી શુદ્ધ કરો.'

ત્યારે વૃદ્ધવાદી ગુરૂએ વિચાર કરીને તેને આલોચના તપનું પ્રાયશ્ચિત્ત આપ્યું, પછી સિદ્ધસેન સૂરિને પોતાના પદે સ્થાપી, પોતે અનશનપૂર્વક આરાધના કરીને સ્વર્ગે ગયા એટલે સિદ્ધસેન મુનીંદ્રે પણ શાસનની પ્રભાવના કરતા રાજાની અનુમતિથી વસુધાપર વિહાર કર્યો.

એકદા બાલ્યાવસ્થાથી સંસ્કૃતના અભ્યાસી, કેવળજ્ઞાનીએ પ્રરૂપેલ પ્રાકૃતને વિષે આદરરહિત તથા પોતાના કર્મદોષથી દૂષિત થયેલ એવા સિદ્ધસેનસૂરિએ લોકવાક્ય ( લોકોના કહેવા ) થી તથા પોતાના સામર્થ્યથી સિદ્ધાંતને સંસ્કૃત બનાવવા માટે શ્રી સંઘને વિનંતિ કરી એટલે સિદ્ધાંતના પ્રભાવની મોટાઇને ન જાણતાં સંસ્કૃત મોહિત થયેલ એવા તેમને સંઘના પ્રધાન પુરૂષોએ ચિત્તની કલુષતાને લીધે કર્કશ બનેલા વચનથી નિવેદન કર્યું કે—' યુગપ્રધાન આચાર્યોના અલંકારને ધારણ કરનારા તથા આજ કાલના સાધુસમુદાયના મુગટ સમાન એવા આપ જેવા પૂજ્યની ચિત્તવૃત્તિમાં પણ જો અજ્ઞાનરૂપ શત્રુ આવીને ઉત્પાત કરશે, તો આજે અમારા જેવાની તો વાત જ શી કરવી ? અમે પૂર્વના સંપ્રદાય થકી સાંભળેલ છે કે પૂર્વે ચૌદપૂર્વો સંસ્કૃત ભાષામાં હતા, તે પ્રજ્ઞાતિશયથી સાધ્ય હતા. આજે કાળના દોષથી તેનો ઉચ્છેદ થયો અને હવે સુધર્મા સ્વામિએ કહેલ અગીયાર અંગ રહ્યા. બાળ, સ્ત્રી, મૂઢ, મૂર્ખાદિ જનોના અનુગ્રહ માટે તે પ્રાકૃત ભાષામાં કર્યાં. તો આપની એમાં અનાસ્થા કેમ છે ? આતો વચન દોષથી તમે મોટું પાપ ઉપાર્જન કર્યું. તેથી હવે એનું પ્રાયશ્ચિત તો શ્રુતના આધારે સ્થવિરોજ આપી શકે.'

ત્યારે સ્થવિર બોલ્યા કે—' જે બાર વરસ ગચ્છત્યાગ કરી, ગુપ્ત જૈનલિંગે રહી દુરસ્ત તપ તપે, મહાદોષથી દૂષિત થયેલ આ મુનીંદ્રની એ **પારાચિંક** નામના પ્રાયશ્ચિતથી શુદ્ધ થાય તેમ છે, નહિ તો જિનાજ્ઞાની વિરાધનાજ છે. વળી તે દરમ્યાન જો શાસનની અદ્ભુત કાંઇ પ્રભાવના કરે તો તેટલા વરસની અંદર પણ પોતાનું પદ પામી શકે.'

પછી શ્રી સંઘની અનુજ્ઞા લઇને સાત્વિકશિરોમણિ સિદ્ધસેનસૂરિએ પોતાના વ્રતને અવ્યક્તપણે ધારણ કરતાં ગચ્છનો ત્યાગ કર્યો. એમ ભ્રમણ કરતાં તેમણે સાત વરસ વ્યતીત કર્યાં.'

પછી એક વખતે વિહાર કરતાં કરતાં **ઉજ્જયિની** નગરીમાં આવ્યા. ત્યાં રાજમંદિરના દ્વાર પર આવીને તેમણે દ્વારપાલને જણાવ્યું કે—'હે ભદ્ર ! તું વિશ્વવિખ્યાત રાજાને મારા શબ્દોમાં મારી ઓળખાણ આપતાં નિવેદન કર કે—હાથમાં ચાર શ્લોક લઇને આવેલ એક ભિક્ષુ–સાધુ આપને મળવા ઇચ્છે છે, તેને દ્વાર પર અટકાવી રાખેલ છે, માટે તે આવે કે પાછો ચાલ્યો જાય ?'

એટલે ગુણવંત પર પક્ષપાત ધરાવનાર રાજાએ તેમને બોલાવ્યા. ત્યાં તેણે દર્શાવેલ આસન પર બેસીને સિદ્ધસેન તેની સ્તુતિ કરતાં બોલ્યા કે—

" अपूर्वेयं धनुर्विद्या भवता शिक्षिता कुतः
मार्गणौघः समभ्येति गुणो याति दिगन्तरम् " ॥ १ ॥

" अमी पानकुरंकाभाः सप्तापि जलराशयः ।
यद्यशोराजहंसस्य पंजरं भुवनत्रयम् " ॥ २ ॥

" सर्वदा सर्वदोऽसीति मिथ्या संस्तूयसे बुधैः ।
नारयो लेभिरे पृष्ठं न वक्षः परयोषितः " ॥ ३ ॥

" भयमेकमनेकेभ्यः शत्रुभ्यो विधिवत्सदा ।
ददासि तच्चते नास्ति राजंश्चित्रमिदं महत् " ॥ ४ ॥

હે રાજન્ ! આ અપૂર્વ ધનુર્વિદ્યા તું ક્યાંથી શીખ્યો કે જેમાં માર્ગણ (બાણ કે યાચક) સમૂહ પાસે આવે છે અને ગુણ (ધનુષ્યની દોરી અથવા યશ) દૂર દિગંત સુધી જાય છે. ૧

આ સાતે સમુદ્રો જળપાન કરવામાં કુરંક જેવા છે, તેથી જેના યશરૂપ રાજહંસને ત્રણે ભુવન પાંજરા તુલ્ય છે, અર્થાત્ ત્રણે ભુવનમાં જેનો યશ ગવાઇ રહ્યો છે. ૨

હે રાજન્ ! તું સર્વદા સર્વ ઇચ્છિતને આપનાર છે, એમ પંડિત જનો જે તારી સ્તુતિ કરે છે, તે મિથ્યા છે; કારણ કે શત્રુઓને તેં પીઠ નથી આપી અને પરરમણીઓને વક્ષસ્થળ નથી આપ્યું. ૩

હે રાજન્ ! અનેક શત્રુઓને સદા કાયદા પ્રમાણે તું એક ભય જ આપે છે, છતાં તે તારી પાસે ઉપસ્થિત નથી, આ એક મોટા આશ્ચર્યની વાત છે. અર્થાત્ તું સદા નિર્ભય છે. ૪

એ પ્રમાણે તે ભારે યશસ્વી રાજાની સ્તુતિ કરતાં રાજા પ્રસન્ન થઇને ગુરૂને કહેવા લાગ્યો કે—' અહો ! જ્યાં તમે બિરાજમાન છો, તે સભા ધન્ય છે, માટે તમારે સદા મારી પાસે રહેવું.' એમ રાજાના સન્માનથી અને આગ્રહથી સિદ્ધ-

સેન સૂરિ ત્યાં રહ્યા. એવામાં એક વખતે તે દક્ષ સૂરિ રાજાની સાથે શિવમંદિરમાં ગયા ત્યાં તેના દ્વારથકીજ તે પાછા વળ્યા, એટલે રાજાએ પ્રશ્ન કર્યો કે—' તમે દેવની અવજ્ઞા કેમ કરો છો ? નમસ્કાર કેમ કરતા નથી ?'

ત્યારે આચાર્ય બોલ્યા કે—' હે રાજન્ ! સાંભળ—તું મહા પુણ્યશાળી પુરૂષ છે, તેથી હું તારી આગળ કહું છું, કારણ કે અજ્ઞ પુરૂષો સાથે વાદ કરતાં કોણ કંઠશોષ કરે ? એ શંકર મારા પ્રણામને સહન કરી શકે તેમ નથી, તો હું કેમ પ્રણામ કરૂં ? જે મારા પ્રણામને સહન કરે, તે દેવોજ બીજા છે. '

એમ સાંભળતાં કૌતુકી રાજાએ તરત જણાવ્યું કે— ' તમે પ્રણામ કરો, તેથી શું થવાનું છે? વળી તમારા પ્રણામને યોગ્ય એવા અન્ય દેવો પણ મને બતાવો'

એ પ્રમાણે આગ્રહ કરતા રાજાને ગુરૂએ કહ્યું કે—' હે ભૂપ ! કંઇ ઉત્પાત થાય, તો મારો દોષ નહિ. '

ત્યારે રાજા બોલ્યો કે—' ખરેખર ! પરદેશી લોકો કંઇ આશ્ચર્ય થાય તેવુંજ બોલે છે. હે ઋષિ ! દેવો શું ધાતુયુક્ત શરીરને ધારણ કરતા એવા મનુષ્યના પ્રણામને સહન કરવામાં અસમર્થ હશે ? '

એ પ્રમાણે સાંભળતાં સિદ્ધસેન ગુરૂ શિવલિંગની સમક્ષ બેસીને ઉંચા અવાજે સ્તુતિના શ્લોક કહેવા લાગ્યા:—

" હે નાથ ! એક તમે જેમ ત્રણે જગતને સમ્યક્રીતે પ્રકાશિત કર્યા, તેમ અન્ય સમસ્ત તીર્થાધિપતિઓએ પ્રકાશિત કર્યા નથી. અથવા તો એક ચંદ્રમા પણ જેમ લોકને પ્રકાશિત કરે છે, તેમ ઉદય પામેલ સમગ્ર તારાઓ પણ શું પ્રકાશી શકે? તમારા વાક્યથી પણ જો કોઇને બોધ ન થાય, તો એ મોટા આશ્ચર્યની વાત છે. કારણ કે સૂર્યના કિરણો કોને પ્રકાશ નથી આપતા ? અથવા તો તેમાં આશ્ચર્ય જેવું કાંઇ નથી. કારણ કે ભાસ્કરના કિરણો સ્વચ્છ છતાં સ્વભાવે મલિન મનવાળા ઘુવડને તે અંધકારરૂપ ભાસે છે."

ઈત્યાદિ **ન્યાયાવતારસૂત્ર**, શ્રી વીરસ્તુતિ, તથા બત્રીશ બત્રીશ શ્લોકનાપ્રમાણુ-વાળી બીજી પણ ત્રીશ સ્તુતિઓ તેમણે બનાવી. પછી ચુમાળીશ શ્લોકની એક સ્તુતિ રચી કે જે અત્યારે જિનશાસનમાં **કલ્યાણમંદિર**ના નામથી વિખ્યાત છે. એનો અગીયારમો શ્લોક બોલતાં ધરણેંદ્ર પોતે ત્યાં આવ્યો. કારણ કે તેવા દ્રઢ ભકિત-ધારી સમર્થ પુરૂષોને શું અસાધ્ય હોય ? એટલે તેના પ્રભાવથી શિવલિંગમાંથી ધુમાડો નીકળવા લાગ્યો કે જેથી નિબિડ ધૂમસમૂહને લીધે મધ્યાન્હકાળે રાત્રિ જેવો દેખાવ થઇ રહ્યો. અને તેથી આકુળવ્યાકુળ થઇને ભાગવાને ઇચ્છતા લોકોને દિશાઓનું ભાન ન રહ્યું. એટલે પત્થરના સ્તંભ અને ભીંતો સાથે તેઓ સખ્ત અથડાઇ પડ્યા. પછી જાણે લોકોની દયાને લીધેજ તે લિંગમાંથી, સમુદ્રમાંના આવર્ત્તની

અથડામણુથી પ્રગટ થયેલ વડવાનલ સમાન જ્વાળાઓ નીકળવા લાગી. ત્યાર પછી પુરૂષોત્તમ ( કૃષ્ણુ ) ના હૃદયમાં રહેલ કૌસ્તુભમણિની જેમ તેમાંથી શ્રી પાર્શ્વનાથ ભગવંતની પ્રતિમા પ્રગટ થઇ. એટલે પરમભક્તિથી પ્રભુને સ્તુતિપૂર્વક પ્રણામ કરીને સિદ્ધસેન ઋષિ બોલ્યા કે—'હે રાજન્! આ મુક્તાત્મા દેવો મારા પ્રણામને સહન કરી શકે.'

એ પ્રમાણે વિક્રમાદિત્ય રાજાને પ્રતિબોધ પમાડતાં પ્રવેશાદિ મહોત્સવથી તેમણે વિશાલા નગરીમાં જિનશાસનની પ્રભાવના કરી. તેથી સંઘે તેમના બાકી રહેલ પાંચ વર્ષ મૂકી દીધાં અને શ્રીમાન્ સિદ્ધસેન દિવાકરને પ્રગટ કર્યા. ત્યાં કેટલોક કાળ ફણાવલિ શિવલિંગની ઉંચે રહી અને લોકો તેની પૂજા કરતા, પણ પાછળથી તે સ્થાન મિથ્યાત્વીઓના હાથમાં ગયું.

હવે એકદા બલાત્કારથી રાજાની અનુમતિ લઇને અપ્રતિબદ્ધ બુદ્ધિવાળા તથા શ્રી સંઘરૂપ સરોવરમાં કમળ સમાન એવા શ્રી આચાર્ય મહારાજે ત્યાંથી વિહાર કર્યો. ગીતાર્થ મુનિઓની સાથે દક્ષિણ દિશામાં વિહાર કરતાં તે ભૃગુ-કચ્છ નગરની પાસેના ભૂમિપ્રદેશમાં પહોંચ્યા. ત્યાં નગર અને ગામડાઓની ગાયોનું રક્ષણ કરનારા ગોવાળો હતા, તેઓ ધર્મ સાંભળવાની ઇચ્છાથી ગુરૂ મ-હારાજ પાસે આવ્યા, અને કહેવા લાગ્યા કે—' હે પૂજ્ય! ક્યાં પણ વિસ્મય ન પામેલા એવા અમને તમે શાંતિ પમાડો.'

ત્યારે ગુરૂ બોલ્યા—' અમે લાંબા વખતથી વિહાર કરતાં માર્ગમાં શ્રમ પામ્યા છીએ, તો શું બોલીને તમારો ખેદ દૂર કરીએ? છતાં તમારો આગ્રહ છે, તેથી અહીં વૃક્ષછાયામાં વિસામો લઈ ગોરસ સમાન ધર્મવ્યાખ્યાન અમે તમને આપીશું.' પછી તે અજ્ઞજનો સમજી શકે તેમ તાલમાનથી તાળી દેતા અને ભમતા ભમતા આચાર્ય તેમને પ્રતિબોધ પમાડવા માટે તરત પ્રાકૃત રચનાથી ગાથા બનાવીને કહેવા લાગ્યા. કારણ કે તેવા સામાન્ય લોકોને તેવી ભાષાજ ઉચિત છે તે આ પ્રમાણે—

" नवि मारियइ नवि चोरियइ, परदारह संगु निवारियइ ।
थोवहवि थोवं दाअइ, तनु सग्गिट्ट गुड्डुगुजाइइ " ॥ १ ॥

આ તેમની પ્રાકૃત ગાથાથી તે ગોવાળો પ્રતિબોધ પામ્યા, જેથી તેમણે ત્યાં ધન ધાન્યાદિકથી પૂર્ણ એવું તાલારાસીક નામનું ગામ વસાવ્યું. એટલે આચાર્યે ત્યાં એક ઉન્નત જિન મંદિર કરાવીને તેમાં શ્રીઋષભદેવ પ્રભુની પ્રતિમા સ્થાપન કરી. અચલ પ્રતિષ્ઠાવાળા તે ભવ્ય મંદિરના અદ્યાપિ ભવ્યજનો દર્શન કરી પાવન થાય છે, કારણ કે તેવી પ્રતિષ્ઠા ઇંદ્રથી પણ ચલાયમાન ન થાય.

એ પ્રમાણે ત્યાં પ્રભાવના કરી ગુરૂ મહારાજ ભૃગુપુરમાં ગયા. ત્યાં બલમિ-

ત્રનો પુત્ર **ધનંજય નામે** રાજા હતો. તેણે ભક્તિ પૂર્વક આચાર્ય મહારાજનો આદર સત્કાર કર્યો.

એવામાં એકદા મર્યાદા રહિત સમુદ્ર સમાન શત્રુઓએ આવીને તે રાજાના નગરને ઘેરી લીધું. એટલે પોતાની પાસે અલ્પ સૈન્ય હોવાથી તે ભયભીત થઈને ગુરૂના શરણે આવ્યો. ત્યારે આચાર્યે એક શેર સરસવ મંત્રીને તેલના કુવામાં નાખ્યા. એવામાં તે સરસવ અસંખ્ય પુરૂષો બનીને કુવામાંથી બહાર આવ્યા. તેમણે શત્રુસૈન્યને ભગ્ન કર્યું અને શત્રુઓને પરાસ્ત કર્યા. આથી તેમનું **સિદ્ધસેન** એવું અન્વયયુક્ત શ્રેષ્ઠ નામ સાર્થક થયું. પછી ત્યાં રાજાએ વૈરાગ્યથી તેમની પાસે દીક્ષા લઈ લીધી. એમ દક્ષિણ દેશમાં શાસનની પ્રભાવના કરતા સિદ્ધસેનસૂરિ કવિઓમાં અગ્રપદને પામતા તે **પ્રતિષ્ઠાન** નગરમાં આવ્યા. ત્યાં પોતાનું આયુષ્ય ક્ષીણ થયેલ જાણી, યોગ્ય શિષ્યને પોતાના પદે સ્થાપી, અનશન લઈને શ્રી સિદ્ધસેન દિવાકર સંઘને અનાથપણાનું દુઃખ પમાડતાં તે સ્વર્ગે ગયા. કારણ કે તેવા પુરૂષનો વિરહ થતાં કયો સચેતન દુઃખ ન પામે ? એવામાં એક વૈતાલિક—ચારણ તે નગરથી વિશાલા નગરીમાં ગયો. ત્યાં સિદ્ધસેનગુરૂની **સિદ્ધશ્રી** નામની બ્હેનને તે મળ્યો. એટલે ગુરૂ યાદ આવવાથી નિરાનંદ પણે તે શ્લોકનો પૂર્વાર્ધ બોલ્યો—

**" स्फुरन्ति वादिखद्योताः साम्प्रतं दक्षिणापथे "**

એટલે—' અત્યારે દક્ષિણ દેશમાં વાદીરૂપ ખદ્યોત ( ખજુઆ ) સ્ફૂરાયમાન થઇ રહ્યા છે.'

એમ સાંભળતાં તે પોતાની મતિના અનુમાનથી ઉત્તરાર્ધ બનાવીને બોલી કે,

**" नूनमस्तंगतो वादी, सिद्धसेनो दिवाकरः "** ॥ १ ॥

એટલે—' ખરેખર ! વાદી સિદ્ધસેન દિવાકર ( સૂર્ય ) અસ્ત ( મૃત્યુ ) પામ્યા હોય એમ લાગે છે.'

પછી સિદ્ધશ્રીએ પણ પોતાના શરીરની નશ્વરતાનો વિચાર કરીને અનશન કર્યું અને ગીતાર્થ મુનિ પાસે આરાધના કરતાં તે સદ્ગતિને પામી.

શ્રી પાદલિપ્તસૂરિ તથા શ્રી વૃદ્ધવાદી ગુરૂ વિદ્યાધરવંશના મુખ્ય શાસન કર્તા કહેવાય છે. શ્રી વિક્રમ સંવતના દોઢસો વર્ષ જતાં શ્રાવકે, સમળી વિહારનો તથા ગિરનાર પર્વતના મુગટ સમાન શ્રીનેમિનાથના મંદિરનો ઉદ્ધાર કરાવતાં ત્યાં વર્ષાકાળને લીધે પડી ગયેલ મઠમાંની પ્રશસ્તિ થકી આ ઉદ્ધૃત કરેલ છે.

એ પ્રમાણે પ્રાચીન કવિઓએ રચેલા શાસ્ત્રમાંથી કંઇક સાંભળી શ્રી વૃદ્ધ-

વાદી આચાર્ય તથા શ્રીસિદ્ધસેન દિવાકર વાદીંદ્ર એ બંનેનું ચરિત્ર કિંચિત્ વર્ણવી બતાવ્યું. તે ભવ્યાત્માઓને બુદ્ધિદાયક અને પ્રમોદદાયક થાઓ.

શ્રીચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન તથા શ્રીરામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રીપ્રભાચંદ્રસુરિએ મનપર લેતાં શ્રી પ્રદ્યુમ્નસૂરિ શોધેલ શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રીવૃદ્ધવાદી તથા સિદ્ધસેનસૂરિના સુચરિત્રરૂપ આ નિર્મળ આઠમું શિખર થયું.

## ઇતિ–શ્રી વૃદ્ધવાદીસૂરિ-પ્રબંધ.



# ( ૯ ) श्री हरिभद्र सूरि–प्रबंध.



દય પામતી મતિના મદ રૂપ શેવાલને ભેદવામાં બદ્ધલક્ષ, પોતાની શક્તિથી અષ્ટાપદ ( એક જંગલી પશુ વિશેષ ) ની જેમ શત્રુઓને હઠાવનાર તથા ગુરૂની જેમ ઉદય પામતા અંગ (આગમ) ની સંપત્તિયુક્ત એવા શ્રી **હરિભદ્ર** સૂરિ જયવંત વર્તે છે.

એ શ્રી હરિભદ્ર સૂરિના સત્ત્વને લઇને કામ, મોહ–શત્રુ રૂપ મહાસાગરનો અત્યંત ધ્વંસ કરવાથી વિખ્યાત થયેલ, ચિર પરિચયથી પ્રગટ થયેલ ગાઢ મિથ્યાત્વરૂપ વિંધ્યાચલની વૃદ્ધિને અટકાવનાર તથા જૈન મુનિરાજોમાં શોભતા એવા અગસ્ત્ય રૂપ હું બાળપણાથી પોતાની અલ્પમતિની દરકાર ન કરતાં તે સૂરિનું શ્રેષ્ઠ ચરિત્ર કહું છું.

સમસ્ત અમાવાસ્યાની રાત્રે ઉપકાર કરવાથી ચંદ્રમાએ જાણે સૂર્યને નિમંત્રણ કરેલ હોય એવો રત્નસમૂહ જ્યાં રાત્રે પોતાની ચળકતી કાંતથી દિશાઓને પ્રકાશિત કરતો હતો. જગતનો ઉપકાર કરનારા સૂર્ય ચંદ્રને બહિષ્કૃત કરવાથી જ્યાં મેરૂપર્વત શિથિલ દેખાતો હતો અને પોતાના શિર ( શિખર ) પર નિવાસ આપવાથી વિદ્યાધરીઓએ જેનો આશ્રય કર્યો એવો **ચિત્રકૂટ** નામે પર્વત છે. અસંખ્ય ઉત્તમ પુરૂષો અને શ્રીમંતોની લીલાના સ્થાન રૂપ તથા મોટા સાત્વિક પુરૂષોના આશ્રય રૂપ અને તેથી ત્રણે જગતને તૃણ સમાન માનનાર એવું ત્યાં **ચિત્રકૂટ** નામે પ્રવર નગર છે. ત્યાં **જિતારિ** નામે રાજા હતો, તે જાણે પોતાનું બીજું શરીર ધારણ કરીને હરિ પોતે આવેલ હોય તથા ક્ષિતિતલનું રક્ષણ કરવામાં જે દક્ષ હતો અને અસુરોના સ્વામીને ભેદવાથી જેણે પોતાનું નામ અક્ષત કર્યું હતું. ત્યાં અત્યંત કુશળ મતિવાળો અને રાજાને માનનીય એવો **હરિભદ્ર** નામે પુરોહિત હતો કે જે ચૌદ વિદ્યામાં પ્રવીણ અને અગ્નિહોત્રી હતો. તે પોતાની મતિના મહા ગર્વથી પૃથ્વી, જલ અને આકાશમાં રહેતા બુધજનોનો પરાભવ કરવાને ઇચ્છતો અને તેથી જયાભિલાષી એવો તે કોદાળી, જાળ અને નિસરણી એ ત્રણ વસ્તુને ધારણ કરતો હતો. વળી શાસ્ત્રના પૂરથી વખતસર જઠર ફુટી જશે ' એમ સમજીને ઉદર ઉપર તે સુવર્ણનો પટ્ટો બાંધતો અને ' આ જંબુદ્વીપમાં મારી સમાન કોઇ બુદ્ધિશાળી નથી ' એમ જણાવવાને તે જંબુલતાને

ધારણ કરતો હતો. વળી તેણે સુજ્ઞ જનોને દુસ્તર એવી પ્રતિજ્ઞા કરી કે—' આ પૃથ્વી પર જેનું વચન હું ન સમજી શકું, તેનો હું શિષ્ય થાઉં.' આવા ગર્વથી કળિકાળમાં તે પોતાને સર્વજ્ઞ માનતો હતો.

એકદા ઘણા પાઠકો અને બ્રહ્મચારીઓથી પરવરેલ **હરિભદ્ર** પુરોહિત સુખાસનમાં બેસીને માર્ગે જતો હતો, તેવામાં ગંડસ્થળ પર ભમરાઓથી વ્યાપ્ત, મદજળના કર્દમથી પૃથ્વીને દુર્ગમ્ય કરનાર, દુકાનો અને મકાનોને ભાંગવાથી લોકોને ભારે શોકમાં આકુળવ્યાકુળ બનાવનાર, કુમરણના ભયથી ગભરાઇ ગયેલા અને ઉતાવળે ભાગતા દ્વિપદ તથા ચતુષ્પદથી માર્ગને શૂન્ય કરનાર, વ્યાકુળ થયેલા પશુ પક્ષીઓ ભયાનક કોલાહલથી ગૃહસ્થ જનોને ભારે ખેદ પમાડનાર તથા પોતાના શિરને ત્વરિત ધુજાવવાથી સુભટો અને ઘોડેસ્વારોને કંપાવનાર એવો એક ગજરાજ તેના જોવામાં આવ્યો. એટલે ઉંચા વૃક્ષના શિખરથી જેમ વાનર કુદે, તેમ સત્વર ત્યાંથી નીચે ઉતરી પુષ્પો એકઠા કરીને તેણે સૂર્યનું પૂજન કર્યું અને પછી ચંચળ સ્વભાવને લીધે તે વિપ્ર એવી રીતે જિનમંદિરમાં પેઠો, કે દરવાજાની કમાન જોવા ઉંચે દૃષ્ટિ કરતાં ભગવંત તેના જોવામાં આવ્યા. એટલે ઉત્તમ તત્વાર્થને ન જાણનાર એવા તે વિપ્રે ભુવનગુરૂ પર પણ આક્ષેપ કરતાં ઉપહાસ વચન જણાવ્યું કે—

" वपुरेव तवाचष्टे स्पष्टं मिष्टान्नभोजनम् ।
नहि कोटरसंस्थेऽग्नौ तरूर्भवति शाद्वलः " ॥ १ ॥

એટલે—' તારૂં શરીરજ મિષ્ટાન્ન ભોજનને સ્પષ્ટ કહી બતાવે છે. કારણ કે કોટર ( પોલાણ ) માં અગ્નિ હોવા છતાં વૃક્ષ લીલું કદિ ન રહે.'

પછી માર્ગમાં ભમતા છોકરાઓને જોતાં હાથીને બીજે માર્ગે નિકળી ગયેલ સમજીને જગતમાં બધાને તૃણ સમાન માનતો તે પુરોહિત પોતાના ઘરે આવ્યો. ત્યારબાદ એક બે દિવસ રહીને રાજભવનમાં મંત્ર વિધિ સમાપ્ત કરી અર્ધરાત્રે તે પોતાના ઘર ભણી આવતો હતો, તેવામાં વૃદ્ધ સ્ત્રીનો મધુર સ્વર તેના સાંભળવામાં આવ્યો. એટલે તીવ્ર બુદ્ધિશાળી અને સ્થિર પ્રતિજ્ઞાવાળો તે ધ્વનિરહિત શાંત સમયે તે ગાથાને અવધારતાં વિચાર કરવા લાગ્યો. પણ શ્રુતના વિષમ અર્થથી કદર્થિત થયેલ તે ગાથાનો અર્થ કોઈ રીતે સમજી ન શકયો. તે ગાથા આ પ્રમાણે છે—

" चक्किदुगं हरिपणगं, पणगं चक्कीण केसवो चक्की ।
केसवचक्की केसवदु, चक्की केसीय चक्कीय " ॥ १ ॥

' પ્રથમ બે ચક્રવર્તી થયા, પછી પાંચ વાસુદેવ, પછી પાંચ ચક્રી, તે પછી

એક વાસુદેવ અને ચક્રી, તે પછી કેશવ અને ચક્રવર્તી, ત્યારબાદ કેશવ અને બે ચક્રવર્તી, પછી કેશવ અને છેલ્લા ચક્રવર્તી થયા.'

એ પ્રમાણે ગાથા સાંભળતાં હરિભદ્ર પુરોહિત કહેવા લાગ્યો કે—'હે અંબા! આ ચક ચક જેવું તમે બહુવાર બોલ્યા.'

ત્યારે સાધ્વીએ યોગ્ય ઉત્તર આપ્યો કે—'હે પુત્રક! સાંભળ, આ ભીના છાણથી લીંપેલ જેવું નથી.'

એમ તેમના મુખથી સદુત્તર સાંભળતાં તે ચમત્કાર પામીને કહેવા લાગ્યો કે 'હે માતા! તમે જે બોલ્યા. તેનો અર્થ મને કહી સમજાવો. હું તમારા કથનનો અર્થ સમજી સકતો નથી.'

એટલે સાધ્વીએ જણાવ્યું—'જિનાગમોનો અભ્યાસ કરવાની અમને ગુરૂની અનુમતિ છે, પણ તેનું વિવેચન કરવાની આજ્ઞા નથી. માટે જો અર્થ જાણવાની તારી ઈચ્છા હોય તો અમારા ગુરૂ પાસે જા.'

એ પ્રમાણે સાંભળીને પોતાના દર્પને દૂર કરતાં પુરોહિત ચિંતવવા લાગ્યો કે—'મહાપુરૂષોને પણ દુષ્પ્રાપ્ય એવા આ શાસ્ત્રમાં મતિને ગતિ મળી શકે તેમ નથી. માટે આ સાધ્વી જૈન ગૃહસ્થના મકાનના ઉપલા મજલાપર જાય છે, ત્યાં જૈન મુનિઓ એના ગુરૂ લાગે છે, તો તે પણ મારે વંદનીય છે. વળી હવે તો મારે સર્વ ત્યાગ કરવાનો વખત આવ્યો, કારણ કે વચનની પ્રતિષ્ઠા ( પ્રતિજ્ઞા ) દુર્લંઘનીય છે,' એમ વિચાર કરતો તે પોતાના સ્થાને આવ્યો અને ત્યાં જાગરણ કરતાં તેણે રાત પૂરી કરી.

હવે પ્રભાતે તેમાંજ એકતાન રહેલ પુરોહિત પ્રથમ ત્યાં જિનમંદિરમાં ગયો અને વીતરાગના પ્રતિબિંબને હૃદયમાં વસાવવા માટે બાહ્ય જિનબિંબને જોઇને પણ હર્ષપૂર્વક તે સ્તુતિ કરવા લાગ્યો—

" वपुरेव तवाचष्टे, भगवन्! वीतरागताम्।
न हि कोटरसंस्थेऽग्नौ, तरुर्भवति शाद्वलः" ॥ १ ॥

'હે ભગવાન્! તમારી મૂર્તિજ વિતરાગપણાને કહી બતાવે છે. કારણ કે કોટરમાં અગ્નિ હોવા છતાં વૃક્ષ લીલું કદાપિ ન હોઇ શકે.'

પછી અભિમાનથી કદર્થના પામેલ તે પોતાની પૂર્વ જીંદગીને નિરર્થક માનવા લાગ્યો. ત્યાં મંડપમાં બિરાજમાન જૈનાચાર્ય તેના જોવામાં આવ્યા. એટલે હરિ ( ઇંદ્ર ) ની જેમ વિબુધો ( પંડિતો ) ને વંદનીય તથા સમતાના નિધાન એવા સાધુઓથી સેવાતા તે ગુરૂને જોતાં ભારે સંતુષ્ટ થયેલ તે પુરોહિતની કુવાસનાનો અંત આવ્યો. ત્યાં ક્ષણવાર તે સ્તબ્ધ બની ગયો. એવામાં ગુરૂ વિચા-

રવા લાગ્યા કે—' અહો ! આ તો તેજ વિપ્ર લાગે છે કે જે પોતાના શાસ્ત્ર અને મંત્રોમાં ભારે બુદ્ધિમાન્, રાજમાન્ય અને યશસ્વી તરીકે પ્રખ્યાત છે. વળી મદોન્મત્ત ગજરાજે રાજમાર્ગે રોકતાં ભ્રમના વશથી જે જિનમંદિરમાં આવ્યો હતો અને અભિમાનથી ઓતપ્રોત બનેલ એ જિનેશ્વરને જોઇને સોપહાસ વચન બોલ્યો હતો, પરંતુ અત્યારે અકસ્માત્ જિનમંદિરમાં એ જિનભવનમાં આવ્યો અને આદરથી જિનબિંબને જોતાં અંતરમાં અત્યંત આનંદ પામીને એ પ્રથમનું સ્તવન બીજી રીતે બોલ્યો ઠીક છે, હવે આગળ શું થાય છે તે જોવાનું છે. ' એમ ચિંતવીને આચાર્ય મહારાજે તે પુરોહિતને બોલાવ્યો કે—' હે અનુપમ બુદ્ધિના નિધાન ! તને કુશળ છે ? કહે, અહીં આવવાનું શું પ્રયોજન છે ? '

ત્યારે પુરોહિત વિનીત ભાવથી બોલ્યો—' હે પૂજ્ય શું હું અનુપમ બુદ્ધિનિધાન છું ? જૈન વૃદ્ધ સાધ્વીનું એક વચન સાંભળ્યા છતાં તેનો હું અર્થ નજ સમજી શકયો; ઈતર શાસ્ત્રોપર મેં વિચાર તો કર્યો છે, પરંતુ તે વૃદ્ધાએ કહેલ ચક્રી-કેશવોનો ક્રમ હું સમજી શકતો નથી, તો આપ કૃપા કરીને તેનો અર્થ મને સમજાવો. '

એટલે ગુરૂ કહેવા લાગ્યા—' હે ભદ્ર ! હે સુકૃતમતિ ! દીક્ષા અંગીકાર કરી અને આગમને અનુસરતી કેટલીક તપસ્યા આદરીને તું જિનસિદ્ધાંતના વિચારની વ્યવસ્થા સાંભળ. ભારે વિનયપૂર્વક વંદનાદિ કરતાંજ જૈન શાસ્ત્રનો બોધ થાય તેમ છે, અન્યથા તેનું રહસ્ય સમજવામાં ન આવી શકે, માટે ઉતાવળ ન કરતાં ઉચિત ક્રિયાનું આચરણ કર. '

એ પ્રમાણે ગુરૂના કહેવાથી હરિભદ્ર પુરોહિતે ગૃહસ્થ-વેષ તજી, લોચ કરી પોતાના પરિજનોની સમક્ષ સમસ્ત પરિગ્રહનો ત્યાગ કરીને ગુરૂની પાસે તેણે ચારિત્ર લઇ લીધું.

પછી ગુરૂ મહારાજે હરિભદ્ર મુનિને કહ્યું કે—' હે ભદ્ર ! આગમમાં પ્રવીણ, બધી જૈન સાધ્વીઓમાં અગ્રેસર એવી એ યાકની નામે મહત્તરા સાધ્વી મારા ગુરૂની ભગિની છે. '

ત્યારે પુરોહિત મુનિ બોલ્યા—' નવા નવા શાસ્ત્રોમાં પ્રવીણ છતાં મને એણે મૂર્ખ બનાવ્યો. અત્યંત સુકૃતના યોગે કુળદેવતાની જેમ એ ધર્મ માતાએ મને પ્રતિબોધ પમાડયો. '

પછી સાધુધર્મના સારને જાણી મહાવ્રતની ધુરાને ધારણ કરવામાં સમર્થ એવા તે મુનિએ પ્રવર્તમાન આગમોના સારને જાણવાની ઇચ્છાથી ગુરૂ મહારાજને નિવેદન કરતાં જણાવ્યું કે—' હે ભગવન ! આટલા દિવસ તો અધિકરણ-શાસ્ત્રને અનુસરતાં અત્યંત ચપળ થઇને મેં ગુમાવ્યા, તે જાણે મદ્યપાનને પ્રગટ

કરતો હોઉં, તેમ તમારા અપરિચયને લીધે મૂર્છિત રહ્યો, હવે ભાગ્યયોગે ધીરજને ધારણ કરતાં શ્રુતસાગરમાં મારૂં ચિત્ત લીન થવાથી તજેલ લક્ષ્મી અને પ્રિય જનના વિરહની વ્યથાથી હું વિમુક્ત થયો છું.'

એમ સમજીને ગુરૂ મહારાજે, ધર્મશાસ્ત્રના અધ્યયનથી સર્વોપરી બનેલ તથા ધર્મોપદેશ આપવામાં કુશળ એવા હરિભદ્રમુનિને શુભ લગ્ને પોતાના પદે સ્થાપન કર્યા. એટલે પૂર્વે થયેલા પાદલિપ્તસૂરિ પ્રમુખની જેમ કળિકાળમાં યુગ પ્રધાનરૂપ એવા શ્રીહરિભદ્રસૂરિ પોતાના વિહારથી પૃથ્વીને પાવન કરવા લાગ્યા.

એવામાં એક દિવસે સંબંધી જનોના કર્કશ વાક્યોથી વિરક્ત થયેલા, સેંકડો હથીયારોથી યુદ્ધ કરનારા છતાં અત્યારે ચિંતાગ્રસ્ત એવા પોતાની બ્હેનના બે કુમાર પુત્રો બાહ્યભૂમિએ તેમના જોવામાં આવ્યા. એટલે ગુરૂના ચરણ-યુગલને વંદન કરતાં તે કહેવા લાગ્યા કે—'ઘરથકી અમે વિરાગ પામ્યા છીએ.'

ત્યારે ગુરૂ બોલ્યા—'જો મારાપર તમે રાગ ધરાવતા હો, તો વિધિપૂર્વક વ્રત લઇ લ્યો.' પછી તેમની ભાવના જોઇને ગુરૂએ **હંસ** અને **પરમહંસ** ને દીક્ષા આપી, અને કુશ્રુતના પાઠમાં પણ શુદ્ધ બુદ્ધિ ધરનારા એવા તે બંને મુનિને તેમણે મુખ્ય ન્યાયશાસ્ત્રના અભ્યાસી બનાવ્યા.

પછી એકદા બૌદ્ધના તર્કશાસ્ત્ર સંબંધી તત્ત્વને જાણવાની ઇચ્છાથી તેમણે ગુરૂના ચરણે વિનયપૂર્વક મસ્તક નમાવીને નમ્રતાથી વિનંતિ કરી કે—'હે ભગવન્! દુર્ગમ્ય બૌદ્ધના આગમો જાણવા માટે અમારે સતત ઉદ્યમ કરવાની ઇચ્છા છે, તો પોતાની બુદ્ધિની પરીક્ષા કરવા માટે અમને તેના નગરમાં જવાની અનુજ્ઞા આપો.'

એટલે નિમિત્ત શાસ્ત્રના બળે હૃદયમાં ઉત્તર કાળ જાણવામાં આવતાં આચાર્ય મહારાજ કહેવા લાગ્યા કે—'હું જોઇ શકું છું કે આ તમારૂં ત્યાં ગમન હિતકારક નહિ થાય, માટે તમે એ વિચાર માંડી વાળો. વળી હે વત્સો! તમે આજ દેશમાં કોઇ ગુણી આચાર્ય પાસે તે અભ્યાસ કરો. અહીં પણ કેટલાક આચાર્યો પર-આગમને જાણવામાં ભારે કુશળ છે, વળી ગુરૂને વિરહમાં નાખીને કયો કુલીન શિષ્ય નિરૂપદ્રવ માર્ગે પણ ગમન કરે? તો પછી દુર્નિમિત્ત જાણવામાં આવતાં તો તે કેમ ગમન કરે? માટે આ સોપદ્રવ કાર્યમાં અમે અનુમતિ આપતા નથી.'

ત્યારે **હંસ** નામે શિષ્ય હસીને કહેવા લાગ્યો—'આ આપનું વાત્સલ્ય યુક્ત છે, પણ આપની કૃપાથી અમારામાં તેવું સામર્થ્ય છે. બાલ્યાવસ્થામાં પરિપાલન કરતાં શું તમે અમારૂં બળ જાણી શક્યા નથી? વળી સમર્થજનોને માર્ગમાં કે પરનગરમાં જતાં અપશુકનો શું કરી શકવાના હતા? ચિરકાળથી જપેલ આપના નામરૂપ મંત્ર તે ઉપદ્રવથી સદા અમારૂં રક્ષણ કરનાર છે. મુશ્કેલીથી પ્રાપ્ત થાય તેવા દૂર દેશના શાસ્ત્રો મેળવવા માટે જવા અને આવવાથી કયો ગુણહીન કૃતજ્ઞતાની ક્ષતિ કરનાર બને? માટે આ કામ તો કરવા લાયક જ છે.'

એટલે ગુરૂએ તે બંને શિષ્યને કહ્યું કે—' હવે તમને હિત કહેવું, તે ઉચિત નથી, જે થવાનું હશે, તે થશેજ. માટે ઉત્તમ કે નિંદિત જે તમને ઇષ્ટ હોય, તે કરો.'

પછી ગુરૂના ગૌરવ અને ઉપદેશની અવગણના કરી જૈન લિંગને અતિશય ગુપ્ત રાખીને તે બંને બૌદ્ધોના નગર ભણી ચાલ્યા, કારણ કે ભવિતવ્યતાનો નિયોગ ફરતો નથી. કેટલાક દિવસ પ્રયાણ કરતાં તે બંને યોગીના વેશે બૌદ્ધ-મતની રાજધાનીમાં પહોંચ્યા, અને અભ્યાસની ભારે ઉત્કંઠાથી તે બૌદ્ધ મઠમાં ગયા. ત્યાં ભણવા આવનારને ભોજનાદિકની સગવડ માટે એક મોટી દાનશાળા હતી, અને બૌદ્ધાચાર્ય ત્યાં શિષ્યોને ઇચ્છાનુસાર નિરંતર અભ્યાસ કરાવતો હતો. એટલે અતિ સુખ પૂર્વક ભોજન મળવાથી અત્યંત વિષમ બૌદ્ધ શાસ્ત્રોનો અભ્યાસ કરતાં, પરમતના વિદ્વાનોને દુર્ગમ્ય એવા અર્થતત્ત્વને પણ તેઓ પોતાની કુશળતાથી સુખે જાણી શક્યા. જિનમતના શાસ્ત્ર પ્રત્યે બૌદ્ધાચાર્યની હીનમતિથી જે દૂષણો બતાવવામાં આવ્યાં, પોતાના આગમ પ્રમાણોને લઇને બારીકાઇથી તુલના કરતાં તેનો ત્યાગ કરી અને જૈન તર્કની કુશળતાથી બૌદ્ધાગમનું ખંડન કરનારા શુદ્ધ હેતુઓ તેમણે બીજા પત્રો પર લખી લીધા, એમ જેટલામાં તેઓ એકાંતમાં લખતા હતા, તેવામાં સખ્ત પવન લાગવાથી તે પત્ર તેમના હાથમાંથી ઉડી ગયું અને તે બીજાઓને હાથ ચડયું, એટલે તેમણે તે બંને પત્રો ગુરૂની આગળ જઈને મૂક્યા. ત્યાં પોતાના તર્કમાં ઉદગ્ર દૂષણો અને જૈન સંબંધી દૂષણોના પક્ષમાં અજેય એવીહેતુ દ્રઢતાને જોતાં તેને પોતાના મનમાં મોટો ભ્રમ થઇ પડ્યો. પછી ભારે વિસ્મય પામતાં બૌદ્ધાચાર્ય કહેવા લાગ્યો કે—' અહીં કોઇ જિનમતનો ઉપાસક ભણવા આવેલ છે, નહિ તો મેં દૂષણ આપેલ શાસ્ત્રને ફરી અન્ય કોણ નિર્દોષ કરવાને સમર્થ થઈ શકે ? હવે એને શોધી કહાડવાનો શો ઉપાય લેવો ? ' એમ તે વિચારમાં પડ્યો. કારણ કે કોઇ વાર આવા કાર્યમાં વિદ્વાનોની મતિ પણ સ્ખલના પામે છે. એવામાં મિથ્યા-આગ્રહ રૂપ સમુદ્રને ઉછાળવામાં પૂર્ણ ચંદ્ર સમાન તેને બુદ્ધિ પ્રગટ થઇ. એટલે તેણે પોતાના શિષ્યોને બોલાવીને કહ્યું કે—' દ્વાર આગળ રસ્તા પર એક જિનબિંબને સ્થાપન કરો. તેના શિર પર પોતાના પદયુગલ રાખીને દરેક જને ત્યાંથી ગમન કરવું; આ મારૂં વચન જે પ્રમાણ ન કરે, તેણે મારી પાસે અભ્યાસ કરવો નહિ. ગુરૂના એ વચન પ્રમાણે તે બધા ઉચ્છૃંખલ બૌદ્ધોએ વર્ત્તન કર્યું.

એવામાં તે હંસ અને પરમહંસ ખેદપૂર્વક વિચાર કરવા લાગ્યા કે—અહો! આપણા પર મોટું વિકટ સંકટ આવી પડયું. જો એ બિંબના મસ્તક પર ભક્તિને લીધે આપણે પગ ન મૂકીએ, તો જાણવામાં આવી જઇશું, અને તેથી એ નિર્દય મનના પાઠક થકી ફરી જીવવવાની આશા રાખવી નકામી છે. સદ્ગુરૂ શ્રી હરિભદ્ર સૂરિના ચરણમાં આપણે બલિદાન રૂપ થઇ જઇએ કે જેમણે પૂર્વે ભવિષ્યના અનિષ્ટનો વિચાર કરીને આપણા ગમનનો પ્રતિષેધ કરતા હતા. તે અવિનયનું

આ ઉગ્ર ફળ અત્યારે અવશ્ય આપણને ઉપસ્થિત થયું; કારણ કે ભવિતવ્યતા કદિ ટળી ન શકે. એટલે હવે તો જન્મને કલંકિત કરવાનો અથવા તો મરણ પામવાનો અવસર આવ્યો છે; પરંતુ હવે ગમે તેમ થાય, પણ જિનબિંબના શિરે પગ સ્થાપીને નરકફળને તો આપણે ઉપાર્જન નજ કરીએ. આપણા પગ સડી જાય કે ભેદાઈ જાય તો ભલે, પણ જિનબિંબને તો એ લાગવાના નથી જ. એટલે હવે કોઇ રીતે પણ અહીં મરણ ઉપસ્થિત થયું છે, તથાપિ સાહસ ધારણ કરી રહેવું, વળી આપણી એવી દૃઢ પ્રતિજ્ઞા છે કે કાર્ય ઉપસ્થિત થતાં પ્રતિકાર કરવો જ.'

એમ વિચારી હાથમાં ખડી લઈને સત્ત્વશાળી એવા તેમણે જિનબિંબના હૃદયપર ઉપવીત ( જનોઇ ) નું ચિન્હ કર્યું અને પછી તેના શિરપર પગ મૂકીને તે ચાલ્યા ગયા. પણ એ કામમાં લક્ષ્ય રાખતા કેટલાક બૌદ્ધોએ તેમને ઓળખી ( જાણી ) લીધા. એટલે ભારે કુશળ એવા તે ક્રોધના વશે રક્ત લોચનથી તેમને જોવા લાગ્યા.

ત્યારે બૌદ્ધાચાર્યે પુનઃ કહ્યું કે—' અહો ! બૌદ્ધમતના દ્વેષીઓની હવે હું બીજી પરિક્ષા કરીશ. માટે તમે બધા શાંત થઇને બેસી રહો. કારણ કે અત્યારે એકદમ તેમની સામે વિરોધ કરવો ઉચિત નથી. વળી બુદ્ધિનિધાન પુરૂષો દેવના શિરે પગ ન જ મૂકે, તેથી એમણે ઉપવીતનું ચિન્હ કર્યું અને એ કાર્ય પાર પાડયું. એ તેમની દૃઢતાનું લક્ષણ છે. અન્ય કોઇ દૃઢમતિ મનુષ્ય પણ કર્મથી ભય પામતાં આવું કામ કદાપિ ન જ કરે. વળી પરનગરથી અહીં આવેલા વિદ્યાર્થીઓની મારે કદર્થના કરવીજ ન જોઇએ, તેમ કરવાથી મને ભારે અપયશ પ્રાપ્ત થાય. કુપરીક્ષાને લઇને પ્રતીકાર ન કરવો.'

એ પ્રમાણે આચાર્યનું વચન સાંભળતાં તથા ગુરૂએ અટકાવ્યાથી તે બેસી રહ્યા. પછી તે બંને શિષ્યોના સુવાના ઘર ઉપર રહેલા બૌદ્ધોમાંના એકને ગુરૂએ દરેક દિશામાં તપાસ રાખવાનું કામ સોંપ્યું.

પછી દેવગુરૂનું શરણુ લઈ પરમેષ્ઠીનું સ્મરણ કરતાં રાત્રે તે બંને સુતા, એટલે માથે આપત્તિ હોવાથી નિદ્રા લેવાને ન ઇચ્છતાં પણ અસુલભ એવી નિદ્રા તેમને આવી ગઇ. એવામાં તેમની ઉપરની ભૂમિપરથી ગુરૂએ નાના ઘડાની શ્રેણિ નીચે છોડાવી. તેના ખડખડ અવાજથી વિરસ બોલતા તેમણે તરત શય્યાનો ત્યાગ કર્યો. ત્યાં બીજા પણ કેટલાક શિષ્યો સુતા હતા, તે બધા ઓચિંતા સંભ્રમથી જાગી ઉઠ્યા અને પોતપોતાના કુળદેવતાનું નામ બોલવા લાગ્યા. તેમાં તે બંનેએ જિનનામનો ઉચ્ચાર કર્યો, એટલે ત્યાં એવો શબ્દ થયો કે—' ઠીક, આ બે જૈનમતના લાગે છે.' ત્યારે મરણના ભયને લીધે સાહસથી એક ઉપાય તેમને હાથ લાગ્યો. ત્યાં નિરંતર કેટલાક આતપત્ર ( છત્ર ) પડેલા હતા, તેમાંથી બે છત્ર લઈને તેમણે પોતાના

શરીરે બાંધ્યા અને ઉંચા મજલાપરથી જમીનપર પડતું મૂક્યું, એટલે જાણે કોમળ શય્યામાંથી ઉઠ્યા હોય, તેમ કુશાગ્રબુદ્ધિના પ્રભાવથી તે બંને કુશળપૂર્વક અક્ષત શરીરે ઉભા થયા, અને ઉતાવળે પગલે તરત તે નગરમાંથી બહાર નીકળી ગયા. બુદ્ધિબળના વશથી તે વખતે ત્વરિત ગમનના શ્રમની પણ તેમણે દરકાર ન કરી, કારણ કે સારી રીતે ચલાવેલ મતિ કોને સહાય કરતી નથી ?

એવામાં 'મારો મારો ' એમ બોલતા બૌદ્ધોના સુભટો તેમની પાછળ લાગ્યા. જ્યારે તે તેમની નજીકમાં આવી પહોંચ્યા, એટલે હંસ પોતાના કનિષ્ઠ બંધુને કહેવા લાગ્યો—હે ભદ્ર ! તું સત્વર ગુરૂ પાસે જા અને પ્રણામ પૂર્વક મારૂં મિથ્યા દુષ્કૃત કહે, વળી તમે નિષેધ કર્યા છતાં અવિનયથી જે મેં અપરાધ કર્યો, તે ક્ષમા કરો, એમ બોલજે. તેમજ અહીં પાસેના નગરમાં સૂરપાલનામે રાજા કે જે શરણે આવેલાનું રક્ષણ કરે છે, અહીં નજીકમાંજ તેનું નગર નજરે દેખાય છે, માટે તેની પાસે સત્વર પહોંચી જા.' એમ કહી તેને સત્વર વિસર્જન કર્યા છતાં તે ક્ષણવાર ત્યાં ઉભો રહ્યો. એવામાં સહસ્રયોધી (હજારોની સાથે યુદ્ધ કરનાર ) હંસ તો પોતાના શરીરની પણ મમતા મૂકી દઇને તે ધનુર્ધારીઓ સાથે યુદ્ધ કરવા લાગ્યો પણ તેમની પાસે બાણોનો જથ્થો સારો હોવાથી હંસનું શરીર ચાલણી જેવું થઇ ગયું, એટલે બાણોના પ્રહારોથી શત્રુઓએ તેને જમીન પર પાડી નાખ્યો અને તરત તે વંધ રક્ત પ્રાણરહિત થઇ ગયો. તે જોતાં પરમહંસ મોહ પામ્યો, છતાં કોઈ દયાળુ પુરૂષના સમજાવવાથી તેને મૂકીને ઉતાવળે પગલે ચાલીને તે સૂરપાલ રાજા પાસે પહોંચી ગયો. હંસ તેના શરણે આવ્યો કે તરત પાછળ લાગેલા હજારો શત્રુ સુભટો ત્યાં આવી પહોંચ્યા અને રાજાને કહેવા લાગ્યા કે—'હે રાજન્ ! અહીં આવેલ શત્રુ અમને સોંપી દે.'

એટલે રાજાએ જણાવ્યું કે—'મારા ભુજપંજરમાંથી એને બલાત્કારે કોણ લઇ જાય તેમ છે ? આતો ન્યાયી અને કળાવાન્ છે, પરંતુ અન્યાયી હોય, તો પણ એ તમને ન સોંપું.'

ત્યારે બૌદ્ધ સુભટો કહેવા લાગ્યા કે—'અરે ! રાજન્ ! એક પરદેશી પુરૂષની ખાતર કોપાયમાન થયેલ અમારા સ્વામીના હાથે પોતાના ધન, સુવર્ણ, રાજ્યાદિક શા માટે ગુમાવે છે ?'

રાજાએ કહ્યું—'મારા પૂર્વજો જે મહાન્ વ્રત આચરી ગયા છે, તે વ્રત આચરતાં મને મરણ મળે કે હું જીવતો રહું, તેની મને દરકાર નથી, પરંતુ શરણાગતના રક્ષણરૂપ વ્રતને તો હું કદિ મૂકનાર નથી. વળી અહીં એક બીજો ઉપાય બતાવું, કે આ પ્રમાણશાસ્ત્રમાં કુશળ અને બુદ્ધિમાન્ છે, તો વાદની રીતે એનો પરાભવ કરી જય કે પરાજયમાં ઉચિત લાગે, તે કરો.'

એમ સાંભળતાં વચનમાં વિચક્ષણ એવો તેમનો અધિપતિ કહેવા લાગ્યો—'ભલે, એ અમને ઇષ્ટ છે, પરંતુ એણે અમારા બુદ્ધદેવના શિરે પગ મૂકેલ છે,

તેથી એનું મુખ અમારે જોવું નથી. પછી જો એનામાં શક્તિ હોય. તો એ સત્વર અમારા શાસ્ત્ર પ્રમાણુ હેતુઓને હઠાવે, એમ કરતાં જો એનો જય થાય, તો ભલે સુખે એ પોતાના સ્થાને ચાલ્યો જાય અને પરાજિત થાય, તો વધ્ય છે.'

હવે ત્યાં એકાંતમાં રહીને ઘટના મુખે વાદ કરનાર બૌદ્ધોની શાસનદેવી બોલતી હતી અને અહીં શ્રીહરિભદ્રસૂરિનો પોતે શિષ્ય હતો, તે બંનેનો દૃષ્ટિમેલાપ તો થતોજ ન હતો, એવામાં પોતાના ભક્તોપર એક નિષ્ઠાવાળી તે દેવી વિચારવા લાગી કે—'બૌદ્ધમતમાં ઘણા આચાર્યો સમર્થ છે તેથી આ અયુક્ત વાદ ઉચિત નથી કારણ કે તેની આગળ મારૂં વચન કદિ તુટવાનું નથી.'

પછી ઘણા દિવસ વાદ ચાલતાં સુજ્ઞ પરમહંસ કંટાળી ગયો. એટલે તેણે વિચાર કર્યો કે—'મોટું સંકટ આવી પડતાં પોતાના ગચ્છની શાસન દેવતા **અંબાદેવીનું** સ્મરણ કરવું જોઈએ. એમ ધારી તેનું સ્મરણ કરતાં જિનમતનું રક્ષણ કરવામાં સદા લબ્ધલક્ષ એવી તે દેવી સભામાં આવીને તેને કહેવા લાગી કે—'હે વત્સ ! મહા સત્ત્વશાળી એ દુષ્ટ પુરૂષથી મુક્ત થવાનો ઉપાય સાંભળ. બૌદ્ધની શાસનદેવી તારા અહીં નિરંતર બોલે છે, તેથી તેનું વચન સ્ખલિત થતું નથી. તારા વિના કયો સત્ત્વશાળી પુરૂષ દેવતાઓની સાથે વાદ કરવામાં ટકી શકે ? માટે અસાધારણ પ્રતિજ્ઞા કરનાર તે દંભવાદીને આજે કહી દે કે જે કંઇ બોલવું હોય, તે સમક્ષ આવીને બોલવું, તે વિના વાદ કેમ થઇ શકે ?' એટલે હમણા જ તેના બળનો નાશ કરી પ્રગટ રીતે બોલતાં તારો જ વિજય થશે.'

એમ સાંભળતાં પરમહંસ બોલ્યો કે—'હે જનની ! તારા વિના અહીં મારી અન્ય કોણ સંભાળ કરે તેમ છે ?' એમ યોગ્ય ઉત્તર આપી બીજે દિવસે તેણે દેવીના આદેશ પ્રમાણે કર્યું. ત્યારે પ્રતિવાદીએ મૌન ધારણ કરતાં તેણે પડદાનું વસ્ત્ર ખેંચીને દૂર કર્યું અને પગવતી વિપરીત કરનાર તે ઘટના ભૂકેભૂકા કરી નાખ્યા. પછી તેણે તે દંભવાદીને કહ્યું કે—'તમે અધમ પંડિતો છો.' એવામાં રાજાએ તેમને જણાવ્યું કે—'એના વધને ઇચ્છનારા તમે શત્રુઓજ છો. ન્યાયથી વિજય પામનાર અને અસાધારણ ચારિત્રવાન્ એવો આ સાધુ પુરૂષ શું વધ કરવા લાયક છે ? કદાચ તમે એને કુનયવાદી બોલશો, તો પણ હું તમારૂં તે વચન હું સહન કરનાર નથી. માટે સાંભળો—'સમરાંગણમાં મારો પરાભવ કરીને જે એને લે, તે અચલ સમૃદ્ધિવાન તે ભલે લઇ જાય.' એમ બોલતાં રાજાએ નેત્રસંજ્ઞાથી તે વિદ્વાનને ભાગી જવાનો સંકેત કર્યો. એટલે તેણે પલાયન કર્યું, કારણ કે મરણના ભયથી આકુળ વ્યાકુળ થયેલ કોણ ભાગી ન છુટે ? પછી ઉતાવળે પગલે બહાર જતાં એક ધોબી તેના જોવામાં આવ્યો. એવામાં ઘોડેસ્વારો પોતાની પાછળ નજીકમાં આવી પહોંચ્યા. તેથી તેણે ધોબીને કહ્યું કે—'આપત્તિ આવે છે, માટે ભાગી છુટ.' એમ પોતાની ચાલાકીથી ધોબીને ભગાડતાં તેપોતે વસ્ત્ર ધોવા બેસી ગયો. તેવામાં એક ઘોડેસ્વારે આવીને તેને પૂછ્યું કે—'આ રસ્તે કોઇ

પુરૂષ નીકળ્યો છે ? ' ત્યારે તેણે સુભટને તે ધોબી બતાવ્યો. એટલે તરત તેણે અશ્વ દોડાવી પેલા ધોબીને પકડીને તે પોતાના સુભટોને સોંપ્યો, પછી તેના કહેવાથી લશ્કર બધું પાછું વળ્યું.

અહીં પ્રગટ રીતે પોતાના બુદ્ધિબળથી નિર્ભય થઇને પરમહંસ ચિત્રકૂટ નગર ભણી ચાલ્યો અને કેટલેક દિવસે તે ત્યાં પહોંચ્યો ? કારણ કે ગુરૂના ચરણ–કમળનો સમાગમ ક્યાંથી ?

એવામાં પોતાના સ્વામીને કાર્યસિદ્ધિ સમજીને કેટલાક બૌદ્ધ સુભટોએ તે રાજાને શાંત કર્યો કારણ કે પોતે બલિષ્ઠ છતાં અલ્પ કાર્યમાં દઢ સહાયને કોણ તજી દે ?

પછી પરમહંસ પોતાના ગુરૂના સંગમરૂપ અમૃતનું પાન કરતાં તે શિર નમાવીને ગુરૂના પગે પડ્યો. એટલે તેમણે તેને દઢ આલિંગન આપતાં સંતુષ્ટ કર્યો. ત્યારે આંખમાં આંસુ લાવતાં તે તરત કહેવા લાગ્યો કે—

' હે ભગવાન્ ! આપના તે વચન મને યાદ છે કે પરદેશ જતાં અમને જે વચનથી નિષેધ કર્યો હતો. હવે કુવિનીત શિષ્યના મુખથી વીતક વૃત્તાંત સાંભળો; એમ કહીને પોતાના જ્યેષ્ઠ બંધુના અવસાન સુધીનું ચારત્ર તેણે કહી સંભળાવ્યું. એવામાં બોલતાં બોલતાં તેનું હૃદય ભેદાઇ ગયું, અહો ! બલિષ્ઠ મોહ પ્રાણને હરે છે; તે જોતાં હરિભદ્ર સૂરિ ચિંતવવા લાગ્યા કે—' અહા ! આ મને કેવું સંકટ ઉપસ્થિત થયું અને અનુપમ ચરિત્રવાળા એવા વીતરાગની ભક્તિ સાધતાં પણ મને આવી નિરપત્ય દશા પ્રાપ્ત થઇ ? નિર્મળ કુળમાં જન્મ પામેલા, વિનીત, યમ, નિયમાદિકમાં તત્પર, પ્રવીણ, પરમતનો વિજય કરવાના પ્રગટ ચાતુર્યરૂપ પરિમલથી શોભિત, વિદ્વાનોને માનનીય તથા પરદેશમાં રહેલા બૌદ્ધમતના શાસ્ત્ર જાણવાની ભાવનાથી દૂર ગયેલા એવા એ બંને શિષ્યો મારા દુર્ભાગ્યે મરણ પામ્યા. હા ! દૂરંત કર્મને ધિક્કાર છે. ! હું તેમના વિનય કે સમગુણને યાદ કરૂં કે ગુરૂચરણની તેમની અદ્ભૂત સેવા સંભારૂં ? અહો ! હું મારા તેવા પ્રકારના મંદ ભાગ્યને લીધે તેમની પરિચર્યા જોઇ શક્યો નહિ. મુખમાં કવલ આપીને મેં તેમને ઉછેરી મોટા કર્યા અને પક્ષીના બચ્ચાંની જેમ હજી તે પ્રબળ પક્ષ ( પાંખ ) રહિત હતા, વળી સપક્ષતાનો અવસર આવતાંતો તે બીચારા દષ્ટિપથથી અદશ્ય થઈ ગયા. અહો ! આ દેહ સુચરિત્રરૂપ કાષ્ઠને બાળવામાં ઉગ્ર અગ્નિની જ્વાળા સમાન તથા કલુષતાના નિવાસરૂપ છે. એ સુશિષ્યોનો ભારે વિરહ આવી પડતાં હવે મારે શું કરવું ? મારા ચિત્તથી શાંતિના પ્રકાર બધા નષ્ટ થવાથી હવે કઇ અધિકતા માટે મારે ધીરજ ધરવી ? લલિત વચનવાળા એ બંને શિષ્યો વિના મારા પ્રાણ કંજુસ જેવા બની ગયા છે."

એ પ્રમાણે વિચાર કરતાં પોતાના વંશને લઇને હરિભદ્રસૂરિને બૌદ્ધ લોકોપર ક્રોધ ઉત્પન્ન થયો. પોતે મહાન છતાં તે સ્વજન સંબંધી કાર્ય સુવિહિત શિષ્યવડે

સહજ સધાય તેવું ન હતું. પછી તે આચાર્ય કહેવા લાગ્યા કે—'વિનયમાં સિંહ સમાન શિષ્યોની સેનાથી, અદ્ભૂત ચિત્તની નિવૃત્તિનો નાશ થવાથી અપરાધી એવા તે બૌદ્ધોને મેં ગૃહસ્થપણામાં પૂર્ણ પરાભવ પમાડ્યા છે; વળી પોતાનું સમસ્ત બળ વાપરીને શત્રુઓનું નિવારણ કરવાનું જે શાસ્ત્રવિહિત ન્યાયમાં બતાવેલ છે તે પણ યુકતજ છે; કારણ કે શલ્યસહિત મરણ પામે, તેની પરભવમાં સદ્ગતિ ન થાય, એમ જિનશાસનમાં પણ બતાવેલ છે. વળી શલ્યનો ઉદ્ધાર ન કરવો, તે મોટામાં મોટો દોષ છે; માટે બ્હેનના પુત્રનો ઘાત કરવાથી ઉત્પન્ન થયેલ રોષને લીધે બૌદ્ધોનો મારે નાશ કરવો.' એમ અંતરમાં દૃઢ નિશ્ચય કરી, ગુરૂને પૂછીને સહાય વિના હરિભદ્ર સૂરિ ચાલી નીકળ્યા. અને હૃદયમાં સંયમ અને અનુકંપાને ક્ષીણ બનાવતા તે **સૂરપાલ** રાજાના નગરમાં જઇ પહોંચ્યા, ત્યાં સત્વર તે રાજા પાસે આવી, પોતે જૈનલિંગને પ્રગટ રાખી તે ધર્મલાભરૂપ આશિષથી રાજાને અભિનંદન આપતાં કહેવા લાગ્યા કે—'હે શરણાગત વત્સલ ! અને સત્ત્વભંગથી રહિત એવા હે રાજન્ ! તું મારૂં એક વચન સાંભળ—

તેં મારા પરમહંસ શિષ્યને બચાવ્યો. હે રાજેંદ્ર ! તારા એ સાહસની હું કેટલી પ્રશંસા કરૂં ? વળી એ શરણાગતનું રક્ષણ કરવા માટે લાખો સુભટોની તેં અવગણના કરી, આવું ઉન્નતિકારક બળ બીજું કોણ બતાવી શકે ? હું સુજ્ઞજનની રીતિથી ઉન્નત પ્રમાણ યુકત યુદ્ધ કરવાની વૃત્તિથી નીકળ્યો છું અને બૌદ્ધમતના અતિશય પ્રવીણ પંડિતોને જીતવાની મારી ઇચ્છા છે.'

ત્યારે સૂરપાલ રાજાએ કહ્યું કે—'હે મહાત્મન ! વિજયને માટે તમે કહો છો, તે યુકત છે, પરંતુ તીડના સમૂહની જેમ તે ઘણા હોવાથી તથા બળવડે વાદ કરવામાં ચાલાક એવા તે જીતવા દુષ્કર છે; પરંતુ અહીં કંઇક પ્રપંચ રચું કે જેથી તમારો શત્રુવર્ગ પોતે નાશ પામે પણ મારૂં વચન તમારે પ્રતિકૂલ ન ગણવું. વળી સાવધાન થઇને તમે મારૂં એક વચન સાંભળો—'તમારામાં કોઇ અજેય શકિત છે. ?

એટલે હરિભદ્ર મુનીશ્વર બોલ્યા—'મને કોણ જીતી શકે તેમ છે કે જેને અંબિકાદેવી સ્હાય છે ?' એ પ્રમાણે વચન સાંભળતા રાજાએ બૌદ્ધ—નગરમાં પોતાનો દૂત મોકલ્યો. એટલે વચનમાં વિચક્ષણ અને પ્રપંચ રચવામાં પ્રવીણ એવો તે દૂત સત્વર તે નગરમાં પહોંચ્યો. ત્યાં બૌદ્ધગુરૂને પ્રણામ કરતાં તેણે નિવેદન કર્યું કે—'હે ભગવાન્ ! સૂરપાલ રાજા ભારે ભકિતને લીધે સાક્ષાત્ સરસ્વતી સમાન એવા આપને વિજ્ઞપ્તિ કરે છે કે બૌદ્ધમત સાથે વિરોધ ધરાવનાર એક પંડિત મારા નગરમાં આવ્યો છે. આપ ત્રણે ભુવનમાં પ્રકાશમાન છતાં આ વળી વાદી શબ્દ કેવો ? એ બાબત અમને ભારે લજ્જા ઉપજાવે છે, માટે તમે એવો ઉપાય લ્યો કે જેથી તે પરાજય પામીને પોતે મરણાધીન થાય. અને તેથી અન્ય કોઇ આવીને એ પ્રમાણે અભિમાન ન ધરાવે.'

ત્યારે અભિમાન અને ક્રોધને વશ થયેલ બૌદ્ધગુરૂ પ્રમોદથી કહેવા લાગ્યો

આ જગતમાં સમસ્ત દેશના તમામ પંડિતોને મેં પરાસ્ત કર્યા છે, છતાં જિનસિદ્ધાંતમાં વિશારદ છતાં મૂર્ખ કોઇ જૈન વાચાળ પંડિત ત્યાં આવેલ હશે, માટે ગહન વિકલ્પસમૂહની કલ્પનાઓથી હું તેનો વચનમદ ઉતારીશ આ બાબતમાં શું તે પોત મરણની પ્રતિજ્ઞા કરશે ? હે ચાલાક ! દૂત ! તે તો તુંજ કહી દે. !

એમ સાંભળતાં દૂત બોલ્યો—' આપની આગળ હું શું બોલી શકું ? છતાં આપના ચરણ–કમળના પ્રસાદથી શું મારૂં અદ્‌ભુત શુભ નહિ થાય ? મારી અલ્પ મતિ તો એમ ચાલે છે, છતાં તમારે અહીં વિચાર કરવાનો છે. ત્યાં એવા પ્રકારની શરત કરવી કે જે પરાજિત થાય, તે તપેલ તેલના કુંડમાં પ્રવેશ કરે. ! એટલે—' ભલે, એમ થાઓ ' એ રીતે પોતાનો અભિપ્રાય બતાવતાં પ્રસન્ન થયેલ ગુરૂએ તે દૂતની પ્રશંસા કરી, તેમ છતાં બુદ્ધિશાળી અને બોલવામાં પ્રવીણ એવા દૂતે તે બાબતને વધારે દઢ કરવા માટે ફરીને પણ કહ્યું કે—' જો કે એ પણ તમારે કબૂલ છે, છતાં ધૃષ્ટતાથી ફરી હું આપને કંઇક વિનંતિ કરવા ધારૂં છું, તે સાંભળો—આ વસુમતી રત્નગર્ભા કહેવાય છે, તેથી તેમાં અતિશય પ્રગલ્ભ કોઇ વિદ્વાન નીકળી આવે, અને તમે પરાજિત થાઓ, તો એ પણમાં તમારી અવજ્ઞા ન થાય, એ વિચારવાનું છે, જો કે એ મારી કલ્પના તો માત્ર આકાશના પુષ્પ સમાનજ છે. તમારો જય થાય, તેથીજ અમે સનાથ રહીએ, તો પણ લાંબો વિચાર કરવાની જરૂર છે. '

ત્યારે બૌદ્ધગુરૂ બોલ્યો—' તમને આવો ભય કેમ લાગે છે ? એવો મિથ્યા ભ્રમ કોને થાય ? કારણ કે ચિરસેવિત હું સમર્થ છતાં તમને પરના વિજયની શંકા કેમ થાય છે ? પ્રમાણશાસ્ત્રમાં પ્રવીણ એવો કયો વિદ્વાન મારી સામે ટકી શકે તેમ છે ? હું તેના મદરૂપ રોગને દૂર કરીશ, નહિતો હું મારૂં નામ તજી દઇશ. વાદીઓના પૌરૂષને પરાસ્ત કરનાર એવા મારૂં આ વચન હે દૂત ! તું તારા સ્વામીને જઇને સંભળાવજે, અને પરવાદીના લાભથી સંતુષ્ટ થયેલા અમે આ તારી પાછળ આવ્યા સમજજે. '

એ પ્રમાણે બૌદ્ધગુરૂનું વચન સાંભળી મનમાં હર્ષ પામતો દૂત પોતાના નગરમાં આવ્યો અને બૌદ્ધગુરૂને છેતરી આવવાના સંદેશાથી તેણે સૂરપાલ રાજાને વધાવ્યો, પછી ત્રણ ચાર દિવસમાં બૌદ્ધગુરૂ પણ ત્યાં આવ્યો અને સમર્થ શિષ્યોથી સેવાતો તે વાદ કરવા તત્પર થયો. આ વખતે તેણે વિચાર કર્યો કે—' આ એકને જીતવાની ખાતર હું તારા દેવીનું શું સ્મરણ કરૂં ? એ શું કરવાની હતી ? સ્મરણ કરતાં પણ જે દેવી પરાજિત થયેલ મારા શત્રુનો સત્વર ઘાત કરનાર નથી ' એમ ચિંતવી, વાદ સભામાં હરિભદ્રસૂરિ પાસે આવીને તેણે પ્રતિપાદન કર્યું કે— ' આ બધું અનિત્ય છે. સત્ એ શબ્દ માત્ર વ્યાકરણથી સિદ્ધ છે. આ પક્ષમાં હેતુ એવો છે કે જગતના સર્વ પદાર્થો જલધર (મેઘ) ના જેમ અનિત્ય (ક્ષણિક) છે."

એમ મૂલ પક્ષ તેણે પ્રતિપાદન કરતાં પ્રતિવાદી જૈનાચાર્ય સમ્યક્ વિચાર કરીને કહેવા લાગ્યા કે—'જો આ બધું વિનશ્વર છે, તો સ્મરણ અને વિચારની સંતતિ કેમ ચાલી શકે ? વળી પૂર્વે આ જોયેલ છે, એવી વિચારપરંપરા કેમ ઘટી શકે ?'

ત્યારે બૌદ્ધગુરૂએ જણાવ્યું કે—'અમારા મતમાં વિચારસંતતિ સદા તુલ્ય અને સનાતન હોય છે. તે સંતતિમાં એવા પ્રકારનું બળ રહેલ છે કે જેથી અમારો વ્યવહાર તેજ પ્રમાણે ચાલી શકે છે.' એટલે જૈનસૂરિ પ્રમોદપૂર્વક કહેવા લાગ્યા કે—'જો એ મતિસંતતિ અવિનશ્વર છે, તો તે સત્ એટલે ક્ષણિક નથી, એમ સુવિદિત થયું. અને તે સંતતિ ધ્રુવ સિદ્ધ થવાથી તારૂં એ વચન તારાજ સિદ્ધાંતથી વિરૂદ્ધ પડયું તેથી પોતાના સિદ્ધાંતમાં પણ અત્યંત મૂઢતા ધરાવનાર એવો તું જે પ્રતિપાદન કરવા ઇચ્છે છે, તે વિદ્વાનોને કોઇ રીતે માન્ય થઇ શકે તેમ નથી, માટે ચિરકાળથી લાગેલ સમસ્ત વિનશ્વરપણાની તારી પ્રતિજ્ઞાને મૂકી દે.' એમ વચનથી સૂરિએ નિરૂત્તર કરેલ બૌદ્ધાચાર્ય મૌન રહ્યો એટલે લોકોએ 'આ પરાજિત થયો' એમ બોલતાં તરતજ તપેલા તેલના કુંડમાં પડયો. ત્યાં બૌદ્ધગુરૂના અકાળ મરણથી તેમનામાં કોલાહલ થઈ પડયો અને એ અપમાનથી લજજા પામી ભયાતુર અને નિર્નાથ બનેલા તેના શિષ્યો ભાગવા લાગ્યા. એવામાં તે ગુરૂની જેમ ભારે ચાલાક એક બૌદ્ધશિષ્ય વાદ કરવા આવ્યો, એમ પાંચ છ પ્રવીણ શિષ્યો એક પછી એક વાદ કરવા આવ્યા. તે બધાને હરિભદ્ર મહારાજે જીતી લીધા, એટલે પોતાના ગુરૂની જેમ તે પણ તેલકુંડમાં પડીને મરણ પામ્યા, ત્યારે બૌદ્ધશિષ્યો ક્રોધના વશે પ્રસરતા દર્પનો નાશ થતાં પોતાની શાસનદેવીને કર્કશ વચનથી ઉપાલંભ આપતાં બોલ્યા. કારણ કે અધમ દિવસોમાં દેવ દેવી યાદ આવે છે—'હે રાક્ષસી ! અમારા ગુરૂએ ( રાજાએ ) જે તારી સતત પૂજા કરી, તે વૃથા ગઇ. હે તારે ! તે કુમરણથી અત્યારે મૃત્યુ પામતાં તું કયાં ગઇ હતી ? ચંદન, કેસર, કુંકુમ, વિલેપન, ધૂપ અને શ્રેષ્ઠ ભોગ તથા સુગંધિ પુષ્પમાળથી તારી જે પૂજા કરી, તે તો એક પત્થરની પૂજા જેવી થઇ. એમ સારી રીતે પૂજવામાં આવેલ તારા જેવી દેવી આવા સંકટ સમયે જો સહાયતા ન કરે, તો દેહધારી મનુષ્યને સારી વસ્તુનો ભોગ ધરાવવામાં આવે તે શું ખોટું છે ?'

આ તેમના ઉપાલંભ વખતે તારા દેવી નજીકમાં રહીને બધું સાંભળતી હતી. શિષ્યોના અનુચિત વચનો સાંભળતાં પણ તેમનાપર ક્રોધ ન લાવતાં દયા બતાવતી તે કોમળ વચનથી કહેવા લાગી કે—'હે શિષ્યો ! તમે અતિશય શોક લાવી દીન જેવા બનીને જે અનુચિત વચન બોલો છો, એ કુવચનની પણ અત્યારે હું દરકાર કરતી નથી, પણ તમે મારૂં એક વચન સાંભળો—તે બે જૈનશિષ્યો બહુ દૂર દેશથી અહીં પરસિદ્ધાંતનો અભ્યાસ કરવા આવ્યા, તેમને જિનશિરપર પગ

મૂકાવવાના પાંપમાં તમે પાડતા હતા. છતાં તેમણે પોતાનું સત્ત્વ છોડયું નહિ. તે કાર્યમાં સાવચેતી વાપરી પ્રતીકાર ચલાવતાં તે સત્વર ભાગી છુટયા. તે ન્યાયમાર્ગના પથિક મહામુનિ હતા. તેમના પ્રત્યે આચરેલ તે દુષ્કૃતનો આ તમારા ગુરૂને બદલો મળ્યો, તેથી મેં તેની ઉપેક્ષા કરી. એટલે તે પોતાના પાપથીજ વિનાશ પામ્યો છે. હવે જેઓ એનો પક્ષ કરશે, તેમની પણ હું સદા ઉપેક્ષા કરીશ, માટે તમે એ બાબતનો શોક તજી, ધીરજ ધરીને પોતપોતાના સ્થાને ચાલ્યા જાઓ. હું તમારા સંકટને દૂર કરતી રહીશ. તમે મારા સંતાન સમાન છો, તેથી તમારાપર મારે કોપ શો કરવો ?' એમ કહીને તે દેવી અદશ્ય થઇ ગઇ, અને શિષ્યો પોતપોતાના દેશમાં ચાલ્યા ગયા. ત્યાં એ વૃત્તાંત સાંભળતાં બૌદ્ધમતા વૃદ્ધ સાધુઓએ અન્ય અન્ય શિષ્યોમાં સંતાપ માની લાવા.

અહીં કેટલાક એમ કહે છે કે--' મહામંત્રના પ્રભાવથી શ્રીહરિભદ્રસૂરિએ બૌદ્ધમતના સાધુઓને ખેંચીને તપ્ત તલમાં હોમ્યા.'

એવામાં શ્રીજિનભટસૂરિએ પોતાના શિષ્યનો આવો પ્રચંડકોપ સાંભળીતે કોપને ઉપશાંત કરવા માટે તેમણે વિચાર કર્યો. પછી બે મુનિને કોમળ વચનથી શિક્ષા આપી, તેના ક્રોધની શાંતિ માટે તેમના હાથમાં સમરાદિત્યના વૃત્તાંતના બીજરૂપ ત્રણ ગાથા આપીને તેમને મોકલ્યા એટલે તે બંને સૂરપાલ રાજાના નગરમાં આવ્યા અને શ્રી હરિભદ્રસૂરિને મળ્યા. પછી ગુરૂએ જે ઇષ્ટ નિર્દેશ કર્યો હતો, તે તેમણે હરિભદ્રમહારાજને સંભળાવતાં જણાવ્યું કે-' તમારા ક્રોધરૂપ વૃક્ષના ફળના ઉદાહરણ સમાન આ ત્રણ ગાથા તમે ધારી લ્યો.'

એ પ્રમાણે બોલતાં તેમની પાસેથી ગુરૂએ લખેલ ગાથા લઇને હરિભદ્રસૂરિ પોતે ભકિતપૂર્વક વાંચવા લાગ્યા,—તે ગાથાઓ આ પ્રમાણે હતી:—

"गुणसेण अग्गिसम्मा सीहाणंदाय तहपियापुत्ता ।
सिहिजालिणि माइसुआ घण धणसिरि तहय पइमज्जा" ॥ १ ॥
"जय विजया य सहोअर धरणो लच्छी य तहप्पइ मज्जा ।
सेण विसेणय पिचिय उत्ता जम्ममि सत्तमए" ॥ २ ॥
"गुणचंद अ वाणमंतर समराइच्च गिरिसेण पाणोय ।
एगस्स तओ मुक्कोऽणंतो अन्नस्स संसारो" ॥ ३ ॥

એટલે—પ્રથમ ભવમાં ગુણસેન અને અગ્નિશર્મા, બીજા ભવમાં સિંહ અને આનંદ પિતા પુત્ર થયા, ત્રીજા ભવમાં શિખી અને જાલિની માતા પુત્ર થયા, ચોથા ભવમાં ધન અને ધનશ્રી પતિ પત્ની થયા, પાંચમાં ભવમાં જય અને વિજય બે સહોદર થયા, છઠ્ઠા ભવમાં ધરણ અન લક્ષ્મી પતિ પત્નિ થયા, સાતમા ભવમાં સેન વિષેણ નામે બંને પિત્રાઇ બંધુ થયા, આઠમે ભવે ગુણચંદ્ર અને વાનમંતર થયા અને

નવમે ભવે ગુણુસેન તે સમરાદિત્ય થયો અને અગ્નિશર્મા તે **ગિરિસેન** નામે માતંગ પુત્ર થયો. સમરાદિત્ય સંસારથી મુક્ત થયો, અને ગિરિસેન અનંતસંસારી થયો.

એ પ્રમાણે ગાથાઓ વાંચતા અને તેના અર્થ વિચારતાં કુશલમતિ હરિભદ્ર સૂરિ ચિંતવવા લાગ્યો કે—' એક વનવાસી મુનિના પારણાના ભંગ નિમિત્તે પણ ભવચક્રમાં કેટલું બધું વૈર ચાલ્યું; ત્યારે અહીં તો કોપરૂપ દાવાનળની પ્રચંડ જવાળાથી અંધ બનીને મેં બૌદ્ધમતના લોકો સાથે પ્રપંચ રચ્યો અને તેમને મારી નાખ્યા, તેથી વિરતિનું અતિક્રમણ કરી ચિરકાળથી ઉદ્દભવેલ મિથ્યા–આગ્રહના શાસ્ત્રોથી જાણે સમ્યગ્જ્ઞાન ખોઈ બેઠો હોઉં, તેમ સુકૃતના યોગે જિનમતનું જ્ઞાન ધારણ કરીને પણ મેં મિથ્યાત્વને અવકાશ આપ્યો એ મારા જીવને ભવિષ્યમાં નરકગમનના એક દુષ્ટ દોહદરૂપ થઈ પડશે. '

એ રીતે પોતાના આત્માને પ્રતિબોધ આપી તેમણે મુનિઓને પ્રગટરીતે જણાવ્યું કે—' અહો ! આ જગતાં વાત્સલ્યને ધરાવનાર ગુરૂના શું કોઇ રીતે અનૃણી ( ઋણુરહિત) થવાય ? કે જેણે નરકગતિની સમીપે જતા મને બચાવવાની ઈચ્છાથી આવો ઉપાય ચલાવ્યો ' એમ કહી વિરોધનો મન, વચન અને કાયાથી તદ્દન ત્યાગ કરી, તે રાજાની અનુમતિ લઈને ગુરૂમહારાજને મળવાની મોટી ઇચ્છા ધરાવતા શ્રી હરિભદ્રસૂરિ ત્યાંથી ચાલી નીકળ્યા અને વિલંબ વિના શીઘ્ર પ્રયાણો કરતાં તે અલ્પકાળમાં શ્રીગુરૂ પાસે આવી પહોંચ્યા. ત્યાં ગુરૂના ચરણે શિર નમાવીને તે ગદ્દગદ્દ ગિરાથી કહેવા લાગ્યા કે—' હે ભગવન ! ગુણીયલ શિષ્યોના મોહને લીધે હું આપના ચરણુ–કમળની સેવાથી વિમુક્ત થયો. હવે શાસ્ત્રવિહિત પ્રચંડ પ્રાયશ્ચિત આપીને સત્વર મારા એ પાપની શુદ્ધિ કરો, અને અવિનયના સ્થાનરૂપ આ કુશિષ્યપર આપ પૂર્ણ પ્રસાદ કરો. '

ત્યારે ગુરૂએ તેમને ગાઢ આલિંગન આપી, કરેલ પાપને યોગ્ય પ્રાયશ્ચિત્ત તપ બતાવતાં જણાવ્યું કે—' અહો ! પાપ અને સુકૃત સાધવામાં સમર્થ એવા હરિભદ્રસમાન શિષ્યો કયાં છે ?

પછી તે ઉગ્ર તપથી પોતાના શરીરને શુષ્ક બનાવવા લાગ્યા, છતાં તે બંને શિષ્યોનો વિયોગ, સાગરને જવાળા યુક્ત વડવાનલની જેમ તેમના મનને અત્યંત દગ્ધ કરી રહ્યો હતો, ત્યારે અતિશય સંતાપ પામતા હરિભદ્રસૂરિને ધીરજ આપવા અંબાદેવી આવીને મધુર વચનથી સમજાવવા લાગી—' હે ઋષિ ! ગૃહ, ધન, પુત્ર, પરિવારના ત્યાગી એવા તમને આ વિરહનો સંતાપ કેવો ? જિનસિદ્ધાંતના વિચિત્ર શાસ્ત્રોના સેવનથી નિપુણ અને શુદ્ધમતિ ધરાવનાર હે મુનિ ! પોતાના કર્મનો વિપાક અવશ્ય ફળ આપનાર નીવડે છે, તો પોતાનું અને પરનું ગણવાનું શું છે ? એ તો વિદ્વાનોને એક પ્રકારની વિડંબના છે, માટે ગુરૂપદની સેવાથી અભિરામ બની શુદ્ધ તપસ્યાથી તારા જન્મને સફળ કર; કે જેથી શરદઋતુના મેઘની જેમ તારૂં એ કર્મ સત્વર ક્ષીણુ થઇ જાય. '

ત્યારે હરિભદ્રસૂરિ બોલ્યા—' મારા જેવા જડમતિ શિષ્યના અવલંબનરૂપ હે દેવી ! એ નિર્મળ ક્રિયાપાત્ર બે શિષ્યના મરણથી મારા મનને કંઇ દુઃખ લાગતું નથી, પરંતુ મારી નિરપત્યતા જોતાં મને ભારે દુઃખ લાગે છે. શું નિર્મળ ગુરૂકુળની પણ મારાથી સમાપ્તિ થઇ ?

એમ સાંભળતાં અંબાદેવી કહેવા લાગી–' હે ભદ્ર ! મારૂં એક સત્ય વચન સાંભળ. કુળવૃદ્ધિનું પુણ્ય તારે માટે નિર્માણ થયેલ નથી. શાસ્ત્રસમૂહ એજ તારા સંતતિરૂપ છે. ' એ પ્રમાણે બોલતાં દેવી અંતર્ધાન થઇ અને તેના વચનથી હરિભદ્રસૂરિએ શોકનો ત્યાગ કર્યો.

પછી પોતાના મનમાંના મોટા વિરોધનો વિનાશ કરનાર અને મોટા પ્રસાદથી ગુરૂએ મોકલેલ પેલી ત્રણ ગાથાનો વિચાર કરીને તેમણે પ્રથમ **સમરાદિત્યનું** ચરિત્ર બનાવ્યું, અને ત્યારપછી કુશાગ્રબુદ્ધિ એવા તેમણે જિનસિદ્ધાંતના શ્રેષ્ઠ ઉપદેશથી રમણીય એવા ચૌદસેં બીજા ગ્રંથો રચ્યા, એટલે સૂરિએ એનેજ પોતાની સંતતિ માની લીધી. વળી સંતશિરોમણિ તથા હૃદયને અતિશય અભિરામ એવા બે શિષ્યના વિરહ–તરંગથી શરીરે સંતાપ પામેલા એવા તેમણે વિરહપદસહિત પોતાનું સમસ્ત ચરિત્ર રચ્યું. પછી એ ગ્રંથસમૂહના વિસ્તાર માટે હૃદયમાં થતી ચિંતાથી ગ્રસ્ત થયેલા તેમણે સામાન્ય જનમાં વસનાર એક **કાર્પાસિક** નામના ભવ્ય જનને જોયો. એટલે શુભ શકુનના યોગે તેમણે પોતાના શાસ્ત્રોને વિસ્તારવા માટે તે ભવ્યને યોગ્ય વિચારી લીધો. પછી પ્રાચીન ભરતાદિનું ચરિત્ર સંભળાવતાં સંતુષ્ટ થયેલા તેને જ્ઞાની આચાર્ય કહેવા લાગ્યા—' આ લોક સંબંધી જે કાવ્યાદિ શાસ્ત્ર છે, તે રાસભના લીંડા જેવા માત્ર ઉપરથી સારા લાગે છે, પણ તેને ફોડતાં તો સર્વ તુસણુસભુસથી વ્યાપ્ત હોય છે. '

ત્યારે વણિક બોલ્યો—' એનું પ્રગટ રીતે વિવેચન કરો. '

એટલે આચાર્ય કહેવા લાગ્યા—' અહો ! અસત્યથી ભરેલા એવા ઇતિહાસોમાં ગમે તે રીતે લોકોની પ્રતીતિ અધિક લાગે છે. ' એમ કહી તેની મૂઢતા દૂર કરવા માટે વિષધર (સર્પ) ને મંત્રની જેમ તેના મિથ્યાગ્રહરૂપ વિપપ્રસારને દૂર કરવામાં સમર્થ એવી પાંચ ધૂર્ત્તકથા તેને ગુરૂએ કહી સંભળાવી. જે સાંભળતાં જૈનધર્મપર તેને શ્રદ્ધા પ્રગટ થઇ. પછી તેણે જણાવ્યું કે—' હે ભગવન્ ! દાન પ્રધાન જૈનધર્મ દ્રવ્ય વિના શી રીતે આરાધી શકાય ? '

ત્યારે આચાર્ય બોલ્યા કે'—હે ભદ્ર ! ધર્મ આરાધવાથી તને પુષ્કળ દ્રવ્યની પ્રાપ્તિ થશે. '

એમ સાંભળતાં વણિક કહેવા લાગ્યો—' જો એમ હોય, તો હું મારા પરિવારસહિત આપના કહ્યા પ્રમાણે કરૂં. '

એટલે ગુરૂએ કહ્યું—' તું સાવધાન થઇને સાંભળ, આજથી ત્રીજે દિવસે કોઇ

પરદેશી વેપારી ગામની બહાર ઘણુ કરિયાણુ લઇને આવશે, તેની પાસે જઇને તે બધી કીંમતી વસ્તુઓ તારે હીંમતથી વેચાતી લઇ લેવી, પછી વેપાર કરતાં ભારે સુકૃતના ઉદયથી તને અગણિત ધન પ્રાપ્ત થશે. વળી આજે મેં શાસ્ત્રો રચ્યાં છે, તે લખાવીને તારે પુસ્તકારૂઢ કરવાં અને યોગ્ય સાધુઓને તે આપવાં કે જેથી સર્વ લોકોમાં પ્રચાર પામે.'

આથી સુકૃતિશિરોમણિ એવા તે વણિકે ગુરૂનું અલંઘ્ય વચન સમજીને તે પ્રમાણે કર્યું. એટલે ભવસાગરથી તારવામાં નાવ સમાન તે શાસ્ત્રો પ્રસિદ્ધ થઇને પ્રવૃત્ત થયાં. વળી આચાર્ય મહારાજે ત્યાં અન્ય જનોને પ્રતિબોધ આપીને તે એકજ સ્થાને ઉંચા તોરણયુકત ચોરાશી વિશાળ જિનમંદિર કરાવ્યા, તેમજ ચિરકાળથી લખેલ, વિશીર્ણ થઇ ગયેલ, વર્ણવિચ્છેદ પામેલ એવા **મહાનિશીથ** શાસ્ત્ર કે જે જૈનધર્મના ઉપનિષદરૂપ, તેનો, તે કુશળમતિસૂરિએ પુસ્તકારૂઢ કરીને ઉદ્ધાર કર્યો.

પછી શ્રુત પરિચયથી પોતાના આયુષ્યનો અંત આવેલ જાણીને ગચ્છવિષયની નિરાશાનો ઉચ્છેદ કરી, વિશેષ વૈરાગ્યથી વિભૂષિત થયેલ શ્રી હરિભદ્ર મહારાજ પોતાના ગુરૂ પાસે આવ્યા. ત્યાં પોતાના બંને શિષ્યોની વિયોગજન્ય બાધાને ભૂલી જઇ, નિર્મળ અનશન આદરી, નંદનવનની જેમ સમાધિમાં સ્થિર રહેતાં પ્રાંત તે સ્વર્ગસુખના અધિકારી થયા.

એ પ્રમાણે આશ્ચર્યજનક, મોટા બુદ્ધિમાનોને પણ પૂજનીય તથા મારા જેવા અલ્પમતિ જીવોને જીવન આપનાર પાથેય (ભાતા) સમાન એવું શ્રી હરિભદ્રસૂરિ મહારાજનું અદ્દ્ભુત ચરિત્ર હે બિબુધ જનો ! તમે સાંભળો અને સાક્ષાત્ તેનો અભ્યાસ કરો. એ ચરિત્ર યાવચ્ચંદ્રદિવાકરો જયવંત રહો.

શ્રીચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન તથા શ્રી રામ–લક્ષ્મીના પુત્ર એવા શ્રી પ્રભાચંદ્રસૂરિએ પોતાના વિચારપર લેતાં, શ્રી પ્રદ્યુમ્ન મુનીશ્વરના હાથે શોધાયેલ શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી હરિભદ્રસૂરિના ચરિત્રરૂપ આ નવમું શિખર થયું.

હે પ્રદ્યુમ્ન બ્રહ્મચારી ! તમે પુરૂષોને વિષે ઉત્તમ હોવાથી પુરૂષોત્તમ (કૃષ્ણ) છો, તમે આચાર્ય હોવાથી પરમેષ્ઠી છો, તમે પંડિત હોવાથી ગિરીશ (શંકર) છો, તમે ગચ્છના નાયક હોવાથી ગણનાથ ( ગણપતિ ) છો, તમે વિબુધોના સ્વામિ હોવાથી વિબુધપતિ ( ઇંદ્ર ) છો અને તમે નિર્મળ મનના હોવાથી સુમનસ ( દેવ ) છો, શું તમે તપન–સૂર્ય નથી, અર્થાત્ કર્મપંકને સોસવામાં શું તમે સૂર્યસમાન નથી ? તે ઉપમાથી પણ આપ અલંકૃત જ છો.

**ઇતિશ્રી–હરિભદ્રસૂરિ પ્રબંધ.**



# (૧૦) श्री मल्लवादिसूरि प्रबंध.



યાત્રપાત્ર સમાન શ્રીમલ્લવાદી આચાર્ય દુસ્તર સંસાર-સાગરથકી તમારો નિસ્તાર કરો, કે જેમની વાણી અતિશય સત્વયુક્ત, અક્ષીણ પક્ષથી વિલસિત, અવક્ર, લક્ષ્યનો ભેદ બતાવનાર જીવોને મિથ્યાત્વથી મુક્ત કરનાર તથા માંગલિક હતી.

જડમતિ મિથ્યાત્વીઓનું જડમૂળ કહાડવા માટે આ અદ્ભૂત ચરિત્રની પ્રવૃત્તિ થયેલ છે, તો પ્રમાણના અભ્યાસથી પ્રખ્યાત તેમાંનું કિંચિત્ ચારત્ર કહીએ છીએ.

રથવડે આવતા સૂર્યનું ઉન્નત કિલ્લાને લીધે જાણે સંલગ્ન ચક્ર હોય, શકુની-તીર્થરૂપ જાણે તેની નાભિ (ધરી) હોય, મોટા હર્મ્યરૂપ જાણે તેના આરા ભાસતા હોય, તથા કિલ્લારૂપ નેમિ ( ચક્રધાર ) થી વિરાજિત અને સ્વસ્તિ ( કલ્યાણ ) ના સ્થાનરૂપ એવું ભૃગુકચ્છ નામે નગર છે. સુંદર ચારિત્રરૂપ સમુદ્રના શમ, દમાદિરૂપ કલ્લોલમાં ક્રીડા કરવાથી સદા આનંદી તથા જ્ઞાનાદિ લક્ષ્મીવડે અચ્યુત ( કૃષ્ણ ) સમાન એવા **જિનાનંદ** નામે આચાર્ય ત્યાં બિરાજમાન હતા.

એવામાં એકદા ધનદાનની પ્રાપ્તિથી મસ્ત બનેલ, મનમાં છળ તથા ચતુરંગ સભાની અવજ્ઞાને વહન કરનાર, તથા મદના વિભ્રમથી અજ્ઞાત એવા **નંદ** નામના કોઇ બૌદ્ધ મુનિએ, ચૈત્યયાત્રા કરવા આવેલા **જિનાનંદ** મુનિશ્વરને વિતંડાવાદથી જીતી લીધા એટલે પોતાને પરાભવ થવાથી તે નગરનો ત્યાગ કરીને તે આચાર્ય **વલભિપુરમાં** ચાલ્યા ગયા, કારણ કે અન્યથી પરાભવ પામેલ સામાન્ય માણસ પણ તે નગરમાં કોણ રહે ?

હવે ત્યાં વલભીપુરમાં પોતાની ( ગુરૂની ) **દુર્લભદેવી** નામે બ્હેન હતી, તેણીના ત્રણ પુત્રો હતા. તેમાં **જિનયશ** બધાથી મોટો બીજો **યક્ષ** અને ત્રીજો **મલ્લ** એવા નામથી પ્રખ્યાત હતો. ગુરૂમહારાજે તેમને સંસારની અસારતાનું સ્વરૂપ સમજાવ્યું, તેથી પોતાની માતા સહિત તે બધા પુત્રોએ ગુરૂ પાસે દીક્ષા અંગીકાર કરી; કારણ કે વહાણ પ્રાપ્ત થતાં સમુદ્રથી કોણ પાર ન ઉતરે ? પછી લક્ષણાદિ મહાશાસ્ત્રના અભ્યાસથી તે બધા મોટા પંડિત થઇને પૃથ્વીપર પ્રખ્યાત

થયા. કારણ કે બુદ્ધિને શું દુષ્કર છે ? તેમજ **જ્ઞાનપ્રવાદ** નામના પાંચમા પૂર્વથકી પૂર્વર્ષિઓએ અજ્ઞાનનાશક **નયચક્ર** નામે મહાગ્રંથ ઉદ્ધર્યો. તેમાં પણ વિશ્રામરૂપ બાર આરા છે. તેમના આરંભે અને પ્રાંતે ચૈત્યપૂજન કરવામાં આવે છે. એ નયચક્ર વિના ગુરૂએ તે શિષ્યોને કંઇક પૂર્વમાંનું પણ બધું ભણાવ્યું, જેથી તે શુભ મતિના ભાજન થયા.

એક વખતે ગુરૂ મહારાજને વિચાર આવ્યો કે—' તેજમાં હીરા સમાન તથા મહાબુદ્ધિશાળી આ મલ્લમુનિ પોતાની બાળ ચપળતાને લીધે પોતે પુસ્તક ખોલીને વાંચશે, જેથી તેને ઉપદ્રવ થતાં અમને ભારે દુસ્તર સંતાપ થઇ પડશે, ' એમ ધારી જનનીની સમક્ષ ગુરૂએ તેને ભલામણ કરી કે—' હે વત્સ ! આ પુસ્તક પૂર્વમાં નિષિદ્ધછે. માટે તેને ઊઘાડીશ નહિ. ' એમ નિષેધ કરીને પોતે તીર્થયાત્રા કરવાની ઇચ્છાથી વિહાર કર્યો. પછી માતાની પરોક્ષમાં ગુરૂએ નિવારણ કરેલ હોવા છતાં તે પુસ્તક ખોલીને તેના પ્રથમ પત્રમાં મલ્લમુનિએ આ શ્લોક વાંચ્યો—

" विधि नियमभंगवृत्तिव्यतिरिक्तत्वादनर्थकमवोचत् ।
जैनादन्यच्छासन-मनृतं भवतीति वैधर्म्यम् " ॥ १ ॥

એટલે—' વિધિ, નિયમ, ભાંગા અને વૃત્તિ રહિત હોવાથી જૈનશાસન કરતાં અન્યશાસન અનર્થ કરનાર કહેલ છે અને અસત્ય છે, તે અધર્મજ છે. '

એ શ્લોકનો અર્થ વિચારતાં શ્રુતદેવીએ તેના હાથમાંથી તે પુસ્તક અને પત્ર છીનવી લીધાં. અહો ! ગુરૂવચનનું અપમાન કરવાથી વિપરીતજ થાય છે. પછી કર્ત્તવ્ય મૂઢ બનેલ મલ્લમુનિ ભારે આકુળ વ્યાકુળ થઇ ગયા અને બાળપણાને લીધે તે રોવા લાગ્યા. કારણ કે દેવતા સાથે શું બળ ચાલે ? ત્યારે માતાએ રૂદનનું કારણ પૂછતાં તેણે જણાવ્યું કે—' મારા હાથમાંથી પુસ્તક ગયું, ' આથી તેના નિમિત્તે સંઘને ભારે ખેદ થઇ પડ્યો.

પછી મલ્લમુનિએ વિચાર કર્યો કે—' સાધુ પુરૂષ પોતાની સ્ખલના પોતે સુધારે છે. ' એમ ધારી સુજ્ઞ મલ્લમુનિ શ્રુતદેવતાની આરાધના કરવા લાગ્યા. ત્યાં **ગિરિ**ખંડ નામના પર્વતની ગુફામાં રહેતાં છઠ્ઠ તપના પારણે રૂક્ષ ધાન્યના ક્ષેતરાંનું ભોજન કરતા; આથી પણ તેમની માતા સહિત સંઘને ભારે વિષાદ થયો. કારણ કે અજ્ઞ જનોને શ્રુતનું તેવું પાત્ર મળવું બહુ દુર્લભ છે. પછી સંઘે ચાતુર્માસિક પારણામાં તેમને વિગઇ લેવરાવી, સાધુઓએ ત્યાં જઇને તે મુનિને ભોજન આપ્યું.

ત્યારબાદ શ્રીસંઘે આરાધેલ શ્રુતદેવતાએ તેની પરીક્ષા કરવા જણાવ્યું કે—' મિષ્ટ શું ? '

એટલે તપોનિધાન મલ્લમુનિએ ઉત્તર આપ્યો—' વાલ ( ધાન્ય વિશેષ ) '

વળી છ મહિનાને આંતરે દેવીએ પુનઃ પ્રશ્ન કર્યો—' શા વડે ? '

ત્યારે મુનિએ પૂર્વનો સંબંધ યાદ કરીને જણાવ્યું કે—' ગોળ અને ઘી સાથે. ' અર્થાત્ ગોળ અને ઘી સાથે વાલ મધુર લાગે છે. આ તેમની ધારણા શક્તિથી સંતુષ્ટ થઇને દેવી કહેવા લાગી કે—' હે ભદ્ર ! વર માગ. ' એટલે તે મુનિ બોલ્યા-' હે શ્રુતદેવી ! મને તે પુસ્તક આપો. '

ત્યારે દેવી બોલી—હે ભદ્ર ! તું સાવધાન થઇને મારૂં વચન સાંભળ—એ ગ્રંથ પ્રગટ કરતાં દ્વેષી દેવો ઉપદ્રવ કરે તેમ છે. તું એક શ્લોકમાં સર્વ અર્થને ગ્રહણ કરી શકીશ. ' એમ કહીને દેવી અંતર્ધાન થઇ અને મલ્લમુનિ પાછા ગચ્છમાં આવ્યા. પછી તેમણે દશ હજાર શ્લોકના પ્રમાણવાળું નવું **નયચક્ર** શાસ્ત્ર બનાવ્યું. તે પૂર્વ ગ્રંથાર્થના પ્રકાશવડે સર્વને માન્ય થઇ પડયું, ત્યાં રાજાની સંમતિથી શ્રીસંઘે મહોત્સવપૂર્વક તે ગ્રંથને ગજરાજપર આરૂઢ કરીને નગરમાં પ્રવેશ કરાવ્યો.

હવે એકદા **શ્રી જિનાનંદસૂરિ** ચિરકાળે ત્યાં પધાર્યા એટલે સંઘે ગુરૂને પ્રાર્થના કરીને મલ્લમુનિને આચાર્યપદે સ્થાપ્યા. વળી શ્રી જિનયશમુનિએ એક પ્રમાણગ્રંથ બનાવ્યો અને તે નંદકગુરૂના કહેવાથી તેમણે અલ્લ રાજાની સભામાં કહી સંભળાવ્યો. તેમજ **વિશ્રાંતવિદ્યાધર** નામના શબ્દ શાસ્ત્રપર અલ્પમતિ જનોને બોધ થવા માટે તેમણે સ્ફુટાર્થ ન્યાસ રચ્યો તથા શ્રીયક્ષમુનિએ અષ્ટાંગ નિમિત્તનો બોધ કરાવનાર **સંહિતા** રચી, કે જે દીપકલિકાની જેમ સર્વ અર્થને પ્રકાશે છે.

એવામાં એકદા વિકાસ પામતા માલતીના પુષ્પ સમાન સુવાસિત યશના નિધાન એવા શ્રીમલ્લસૂરિએ સ્થવિર મુનિના મુખથી બૌદ્ધોએ કરેલ પોતાના ગુરૂનો પરાભવ સાંભળ્યો. એટલે વિનાવિલંબે પ્રયાણો કરીને તે **ભૃગુકચ્છ** નગરમાં આવ્યા. ત્યાં શ્રી સંઘે પ્રવેશ મહોત્સવાદિકથી જિનશાસનની પ્રભાવના કરી.

અહીં બુદ્ધાનંદ બૌદ્ધોને અદ્દભુત આનંદ પમાડતો કહેવા લાગ્યો કે—' મેં શ્વેતાંબર મુનિને વાદમાં જીતી લીધો. ' એવા ગર્વને વહન કરતાં અભિમાનના ભારથી તેની ભ્રુકુટી ઉંચે પણ થતી ન હતી. વળી તે ધરાતલને જગદ્દભક્ષ અને કૃપાપાત્ર માનતો હતો. જૈન મુનિઓને આવેલ સાંભળીને તે સંઘને વિશેષ ઉપસર્ગ કરવા લાગ્યો, તથા મહા—આક્રોશ લાવીને લોકોને તે વાદ વિવાદમાં ઉતારવા લાગ્યો. વળી તે અભિમાન લાવીને એમ બોલતો કે—' શ્વેતાંબરીમાં વાદમુદ્રાવડે અધૃષ્ય અને સ્યાદ્વાદ મુદ્રાને લીધે પરવાદીઓને અજેય એવા તેમના પૂર્વજને પણ સાગરને અગસ્ત્યઋષિની જેમ મેં પ્રગટ કરેલા પોતાના સિદ્ધાંતોથી

જીતી લીધો. તો જેણે વિદ્વાનોને જોયા નથી એવો એ બાળક શું કરવાનો હતો. એ તો ઘરમાં ગર્જના કરનાર કુતરા સમાન પરાક્રમ રહિત છે. જો તેનામાં એવી કોઇ શકિત હોય, તો તે રાજસભામાં મારી સમક્ષ આવીને ઉભો રહે, એટલે હરિણને વરૂની જેમ હું તેનો ગ્રાસ કરી જાઉં.'

એ પ્રમાણે સાંભળતાં મલ્લસૂરિ તો લીલાથી સિંહની જેમ સ્થિર રહ્યા, અને ગર્વરહિત તથા આંતર શત્રુના દ્વેષી એવા તે લોકો આગળ ગંભીર વાણીથી કહેવા લાગ્યા—' વિવાદ વિના નિર્મળ બુદ્ધિવાળા તથા શાંત એવા કોઇ જૈન મુનિને મેં જીતી લીધો—એમ સ્વેચ્છાએ બોલવું, તે તો માત્ર આડંબર છે. અથવા તો તે ભલે ગમે તેવો છે, પણ દૃઢ શલ્ય સમાન તે પોતાના મનમાં જે મિથ્યા ગર્વ ધરાવે છે, તેનો ઉદ્ધાર કરવા જયશીલ એવો હું તૈયારજ છું. તે સજ્જન હોય કે મિત્ર હોય, પણ મારી આગળ ઉભો રહેશે, ત્યારે હું જાણી લઇશ. પોતાના ઘરમાં બેસીને તો લોકો રાજાની પણ નિંદા કરે, તેથી શું ? પણ રાજસભામાં પ્રાશ્નિકોની સમક્ષ જે જવાબ આપવા, તેમાંજ પોતાની બુદ્ધિની કુશળતા જણાય છે.'

એમ મલ્લસૂરિનું વચન સાંભળવામાં આવતાં બુદ્ધાનંદ જરા હસીને કહેવા લાગ્યો ' એ બાળક તો વાચાલ લાગે છે, માટે તેની સાથે વાદ શો ? અથવા તો તે ભલે ગમે તેવો છે, પણ મારે તો શત્રુપક્ષનો પરાજય કરવોજ જોઇએ; નહિ તો વખત જતાં અલ્પ વ્રણની જેમ તે અસાધ્ય અને દુર્જય થઇ પડે છે.'

પછી કૂર મુહૂર્તે તે વાદી અને પ્રતિવાદી બંને રાજસભામાં આવ્યા. એટલે સભાસદોએ પૂર્વવાદ મલ્લસૂરિને આપ્યો, જેથી તે છ મહિના પર્યંત **નયચક્ર** મહા ગ્રંથના અભિપ્રાય પ્રમાણે વિદ્વત્તાને યોગ્ય અસ્ખલિત વચનથી બોલ્યા, પણ તે બૌદ્ધવાદી ધારી ન શકયો, તેથી તે પોતાના સ્થાને ચાલ્યો ગયો, એટલે ' અદ્વિતીય મલ્લ એવા મલ્લસૂરિ જીત્યા ' એમ સૌ કોઈ કહેવા લાગ્યા. શાસનદેવીએ તેમનાપર પુષ્પવૃષ્ટિ કરી. પછી રાજાએ મહોત્સવપૂર્વક તેમને સ્વસ્થાને બિરાજમાન કર્યા. ત્યાં બુદ્ધાનંદના પરિવારને અપમાનપૂર્વક બહાર કાઢી મૂકતા રાજાને ગુરૂએ ખાસ આગ્રહ કરીને અટકાવ્યો. ત્યારબાદ રાજાએ આચાર્યને **વાદી** એવું બિરૂદ આપ્યું, એટલે જ્ઞાનનિધાન તે ગુરૂ **મલ્લવાદી** એવા નામથી પ્રસિદ્ધ થયા.

હવે એ પ્રમાણે પોતાનું અપમાન થતાં બુદ્ધાનંદ નિરાનંદ થઇ ગયો અને શોકને લીધે તે અત્યંત પ્રતિભા રહિત બની ગયો. તેથી રાત્રે દીવો લઇને તે લખવા લાગ્યો. તેમાં પણ પક્ષ, હેતુઓ વિગરે વિસ્મૃત થવાથી ભારે ભય અને લજ્જાના ભારથી દબાઈ જતાં તેનું હૃદય ફુટી પડયું અને તે મરણ પામ્યો. ત્યાં પ્રભાતે રાજાએ તેને હાથમાં ખડી સહિત જોયો, એવામાં તેનું મરણ સાંભળતાં મલ્લવાદી ગુરૂને શોક થયો કે—' અહા ! એ વાદી મરણ પામ્યો. કયા પ્રમાણથી

એ પોતાની બુદ્ધિને પ્રગલ્ભ સમજતો હતો ? બાલ્યાવસ્થાના કારણથી તેણે અમારી અવજ્ઞા કરી અને પોતે આવો કાયર હતો.

પછી શ્રીમલ્લવાદી સૂરિએ સંઘને અભ્યર્થના કરીને પોતાના પૂજ્ય ગુરૂ જિનાનંદ સૂરિને વલભીપુરથી બોલાવ્યા. ત્યાં ચારિત્રધારી દુર્લભદેવી માતા ભારે સંતુષ્ટ થઈ. ત્યારે બંધુ એવા ગુરૂ મહારાજે કહ્યું કે—' હે ભદ્રે ! પુત્રવતી સ્ત્રીઓમાં તું અગ્રેસર છે.

હવે ગુરૂ મહારાજે ગચ્છનો ભાર એક યોગ્ય શિષ્યને સોંપ્યો, કારણ કે મલ્લવાદી પ્રભુ વિદ્યમાન છતાં કોણ પોતાની મર્યાદાને ઓળંગી શકે ? તે વખતે તેમણે પરવાદીરૂપ હસ્તીઓના કુંભસ્થળને ભેદવામાં કેશરી સમાન નયચક્ર મહાગ્રંથ પોતાના શિષ્યોને કહી સંભળાવ્યો, વળી પદ્મચરિત્ર નામે રામાયણ સંભળાવ્યું કે જેના ચોવીશ હજાર શ્લોક છે. એમ તીર્થની પ્રભાવના કરી તથા પોતાના શિષ્યોને વાદીંદ્ર અને નિર્મળ બનાવી, ગુરૂ શિષ્ય બંને ભારે પ્રેમ સંબંધથી સ્વર્ગે ગયા.

એવામાં પેલો બુદ્ધાનંદ મરણ પામીને મિથ્યાત્વી વ્યંતર થયો. તે પ્રાંતકાળની વિપરીત મતિથી તે જિનશાસનનો દ્વેષી થયો. પૂર્વના વૈરભાવથી તેણે તેમના બે ગ્રંથ પોતાને તાબે કર્યા, તે પુસ્તકોમાંનું પેલો વ્યંતર કોઇને વાંચવા દેતો ન હતો.

એ પ્રમાણે મારી ચેતનારૂપ લતાને નવા મેઘ સમાન આ શ્રીમલ્લવાદી પ્રભુનું ચરિત્ર, પ્રધાન કવિજનો વાંચો, સાંભળો અને પ્રસન્ન દૃષ્ટિથી અવલોકન કરો.

શ્રીચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન તથા શ્રીરામ અને લક્ષ્મીદેવીના પુત્ર એવા શ્રીપ્રભાચંદ્રસૂરિએ પોતાના મનપર લેતાં, શ્રીપ્રદ્યુમ્ન સૂરિએ સંશોધન કરેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રીમલ્લવાદીસૂરિના અદ્‌ભુત ચરિત્રરૂપ આ નવમું શિખર થયું.

ઇતિ-શ્રીમલ્લવાદીસૂરિ—પ્રબંધ.







# (૧૧) श्री बप्पभट्टिसूरि–प्रबंध.



શ્રીમાન **બપ્પભટ્ટિસૂરિ** તમારૂં કલ્યાણ કરો કે જેમના ચરિત્રરૂપ ગગનાંગણે રાજા (ચંદ્રમા) સૂર (શૂરવીર કે સૂર્ય), કવિ (શુક્રાચાર્ય) અને બુધ (પંડિત કે બુધ) ગમનાગમનથી રમ્યા કરે છે. વળી જેમના ગોરસ (વચન રસ) નું પાન કરીને અંતરમાં તૃપ્ત થયાં છતાં કવિરૂપ વાછરડાઓ શૃંગિપણા (સર્વોત્કૃષ્ઠતા) ને ધારણ કરતા તે સુજ્ઞ ગોપાલો (પંડિતો) ને પણ દુર્દમ થઇ પડયા હતા. તેમનું યથાશ્રુત ચરિત્ર હું કંઈક કહીશ કે જે મારી પ્રજ્ઞારૂપ આરસીને પ્રકાશીત કરનાર અને સત્પુરૂષોના શ્રૃંગારમાં ભૂષણ સમાન છે.

કલ્યાણના નિધાનરૂપ **શ્રીગુર્જર** નામે દેશ છે કે જ્યાં નિરભિમાની અને વિવેકી જનો વસે છે તથા અશોક વૃક્ષો અને પર્વતોથી જે શોભાયમાન છે. અંગનાઓ, શ્રીમંતો અને મુનિઓની બહુલતાથી જેનું એકાંશ પ્રતિબંબ સ્વર્ગરૂપ આદર્શમાં રહેલ છે એવું **પાટલ** નામે નગર છે. ત્યાં **જિતશત્રુ** નામે રાજા કે જે ગંભીરતામાં સમુદ્ર સમાન હતો અને બાહ્ય તથા અંદરના સમસ્ત શત્રુવર્ગનો જેણે નાશ કર્યો હતો. વળી તે સ્થળે **સિદ્ધસેન** નામે આચાર્ય પ્રખ્યાત હતા કે જે વિચિત્ર પ્રકારના શાસ્ત્રોના રહસ્યરૂપ કંદને ઉત્પન્ન કરવામાં નવા મેઘ સમાન, પરમ બ્રહ્માનંદરૂપ અમૃતના સાગરમાં નિમગ્ન **મોઢ** નામના પ્રૌઢ ગચ્છના નાયક તથા જ્ઞાનના નિધાન હતા.

એકદા રાજાઓને પણ માનનીય તથા સમસ્ત વિદ્યાઓથી શોભતા એવા તે આચાર્ય **મોઢેર** ગામ (તીર્થ) માં શ્રી મહાવીરને વંદન કરવા માટે ગયા, ત્યાં વિધિપૂર્વક તીર્થને વંદન કરી તેઓ એક અલગ ઉપાશ્રયમાં રહ્યા. એવામાં રાત્રે યોગનિદ્રામાં તેમણે આવા પ્રકારનું સ્વપ્ન જોયું—'લીલાપૂર્વક લોચનને વિકસિત કરતો અને સત્વથી શોભતો એવો બાળ કેશરી ફાળ મારીને ચૈત્ય શિખરના અગ્રભાગપર આરૂઢ થયો.'

એ પ્રમાણે અદ્‌ભુત સ્વપ્ન જોતાં તે મુનીંદ્ર જાગ્યા અને પ્રભાતે તેમણે તે સ્વપ્ન બીજા મહામુનિઓને પ્રસન્નતાથી સંભળાવ્યું. એટલે કલ્યાણના મૂળ કારણરૂપ અને વિનયના હેતુપણાને જણાવતા એવા તે વિનીત મુનિઓએ અર્થ પૂછતાં

આચાર્ય તેમની આગળ તે સ્વપ્નનો અર્થ કહેવા લાગ્યા કે—'આજે શ્રીસંઘના મહાભાગ્યથી અન્ય વાદીરૂપ હસ્તીઓના કુંભસ્થળ ભેદવામાં સિંહ સમાન કોઇ મહામતિ શિષ્ય આવશે.' એટલે ભાવિ પ્રભાવને સૂચવનાર સ્વપ્નના આનંદથી ઓતપ્રોત થયેલા તે મુનિઓ સાથે આચાર્ય જિનમંદિરમાં ગયા. ત્યાં ત્રણ પ્રદક્ષિણા દઈને જેટલામાં તે ભગવંતને વંદન કરે છે, તેવામાં એક છ વરસનો બાળક તેમની આગળ આવીને ઉભો રહ્યો. ત્યારે ગુરૂમહારાજે તેને પૂછયું કે—'હે વત્સ! તું કોણ અને કયાંથી આવે છે?

એટલે તેણે કહ્યું કે—'પંચાલ દેશના બપ્પ નામના ગૃહસ્થનો પુત્ર છું. મારી માતાનું નામ ભટ્ટિ છે. પરાક્રમમાં અવસ્થા કાંઈ કારણરૂપ નથી' એ વાક્યને ન જાણતા સૂરપાલ પિતાએ મને શત્રુઓને મારતાં અટકાવ્યો, તેથી ભારે ખેદ પામતાં માતાને પણ પૂછયા વિના હું ચાલી નીકળ્યો અને સ્નેહપૂર્વક આપની પાસે આવ્યો.' એમ કહી પ્રેમથી તે ગુરૂ આગળ બેઠો. ત્યારે 'અહો! આ બાળકનું અસાધારણ તેજ!' એમ ચિંતવતા ગુરૂએ તેને હર્ષથી કહ્યું કે—'શું તું અમારી પાસે રહીશ?'

તે બોલ્યો—'હે પૂજ્ય! તો તો મારૂં ભાગ્ય ઉઘડયું.' એમ કહીને તે ત્યાં રહ્યો. વિકસિત કમળપર શું ભ્રમર ન બેસે? હવે તે એકવાર માત્ર સાંભળવાથી એક હજાર અનુષ્ટુપ શ્લોક બરાબર ધારી શકતો હતો, તો તેની બુદ્ધિની શી વાત કરવી? જડવાદીઓના હસ્તકોથી કલેશ પામેલી સરસ્વતી દેવી પોતે દુર્બોધ શાસ્ત્રના ભેદને બતાવનાર તેની મિત્રતાને ઇચ્છતી હતી. આ તેની અગાધ શક્તિથી સંતુષ્ટ થયેલા ગુરૂએ **ડુવાંતધી** ગામમાં જઇને તેના માબાપ પાસે તે બાળકની માંગણી કરી. ત્યારે તેના પિતાએ કહ્યું કે—'હે પ્રભુ! એ તમારી યાચના શા કામની? કારણ કે તેની માતાનો એ એકજ પુત્ર છે. વળી એ અમારી આશાનો આધાર છે. તો અમે તેને કેમ મૂકી શકીએ? તેમ છતાં આપનો જો-વધારે આગ્રહ હોય, અને જો અમારૂં પ્રખ્યાત બપ્પભટ્ટિ એ નામ તે બાળકનું રાખો, તો તે પુત્ર તમને અર્પણ છે.'

ત્યારે ગુરૂ મહારાજે એ વાત કબૂલ રાખી. ત્યાં શ્રાવકોએ જન્મ સુધીનું તેને ગુજરાન કરી આપ્યું, કારણ કે મહાપુરૂષો પરની આસ્થા નિષ્ફળ જતી નથી.

પછી વિક્રમ સંવત્‌ના આઠસે સાત વરસ જતાં વૈશાખ મહિનાની શુકલ તૃતીયાના મોટા દિવસે મોઢેર તીર્થમાં વિહાર કરીને ગુરૂએ તે બાળકને દીક્ષા આપી અને પોતાની શાખાને અનુસરીને તેમણે ભદ્રકીર્ત્તિ એવું તેનું નામ રાખ્યું. તેમજ તેના માતપિતા પાસે કબૂલ કરેલ પૂર્વનું બપ્પભટ્ટિ નામ તો પ્રસિદ્ધજ થયું. સર્વ શિષ્યોમાં શિરોમણિ અને કળાઓના સંકેત સ્થાનરૂપ એવા તે મુનિના ગુણો અને સૌંદર્યથી રંજિત થયેલ શ્રીસંઘે તેમને પોતાના ગામમાં રાખવા

માટે ગુરૂ મહારાજને વિનંતિ કરી. પછી તેની યોગ્યતાનો અતિશય જાણીને ત્યાં રહેતાં ગુરૂએ તેને સારસ્વત મહામંત્ર આપ્યો. એટલે અર્ધરાત્રે તે મંત્રનું પરાવર્તન કરતાં, સરસ્વતી એકાંતે આકાશગંગાના પ્રવાહમાં સ્નાન કરતી તે વસ્ત્રરહિત હતી, એવામાં તે મંત્રજાપના માહાત્મ્યથી તે દેવી તેવીજ સ્થિતિમાં ત્યાં ચાલી આવી, એટલે તેને જોતાં મુનિએ જરા પોતાનું મુખ ફેરવી નાખ્યું. ત્યારે પોતાની નગ્નાવસ્થાનો ખ્યાલ ન કરતાં તે કહેવા લાગી કે-' હે વત્સ! તું મુખ કેમ ફેરવે છે? તારા મંત્રજાપથી સંતુષ્ટ થઇને હું અહીં આવી છું. માટે વર માગ!

એટલે મુનિ બોલ્યા ' માતા! તારૂં આ અનુચિત સ્વરૂપ હું શી રીતે જોઉં? તું વસ્ત્રરહિત તારૂં શરીર તો જો. ' આથી દેવીએ પોતાના શરીર તરફ દૃષ્ટિ કરતાં વિચાર કર્યો કે—' અહો! એનું બ્રહ્મચર્યવ્રત કેટલું બધું દૃઢ છે? અને મંત્રનું માહાત્મ્ય પણ કેટલું બધું અદ્ભુત છે કે જેથી હું પણ ભાન વિનાની બની ગઇ?' એમ ચિંતવતી દેવી તેની સન્મુખ આવી. એટલે વર માગવામાં અત્યંત નિઃસ્પૃહ એવા તે મુનિને જોતાં તેને ભારે આશ્ચર્ય થયું. પછી છેવટે દેવી બોલી કે—' હે ભદ્ર! મારા ગમન કે આગમનમાં તારી કોઇ પ્રકારની અભિલાષા નથી, માટે તું સુખે નિવૃત્તિમાં રહે. '

હવે ત્યાં રહેતાં એકદા શ્રીભદ્રકીર્ત્તિમુનિ બ્હાર ભૂમિકાએ ગયા. ત્યાં વૃષ્ટિ થતાં તે સ્થિરતા પૂર્વક એક દેવકુળમાં રહ્યા. એવામાં દેવકુમારને વિડંબના પમાડનાર પ્રશસ્ત શોભાયુકત અને વૃષ્ટિથી વ્યાકુળ થયેલ એક પુરૂષ ત્યાં આવ્યો. એ દેવકુળમાં શ્યામ પત્થરપર કોતરેલ અને હારસહિત પ્રમદાના વક્ષસ્થળ સમાન સ્વસ્તિ સૂચક એક પ્રશસ્તિ હતી, એટલે પાંડિત્યયુકત વિચક્ષણ એવા તે આવનાર પુરૂષે પ્રશસ્તિના મહાર્થવાચક કાવ્યો વાંચ્યા અને મિત્રતા પૂર્વક શ્રી બપ્પભટ્ટિ પાસે તેની વ્યાખ્યા કરાવી. ત્યારે તેમની અદ્ભુત વ્યાખ્યાથી તે પોતાના અંતરમાં રંજિત થયો. પછી વૃષ્ટિ શાંત થતાં તે મુનિ સાથેજ તેમના ઉપાશ્રયમાં ગયો, ત્યાં આચાર્યે તેને આશિષથી આનંદ પમાડીને વૃત્તાંત પૂછ્યો. એટલે લજ્જાથી મુખ નમાવીને તે પોતાનો વૃત્તાંત કહેવા લાગ્યો—' શ્રેષ્ઠ **મૌર્ય** મહાગોત્રમાં ઉત્પન્ન થયેલ, મહાતેજસ્વી, તથા **ચંદ્રગુપ્ત** રાજાના વંશમાં મુકતામણિ સમાન અને **કાન્યકુબ્જ** ( કનોજ ) ના રાજા **યશોવર્મા**નો હું પુત્ર છું. પિતાએ મને કોપથી કંઇક શિક્ષા આપતાં કહ્યું, જે સહન ન કરી શકવાથી હું અહીં ચાલ્યો આવ્યો. ' પછી તેણે ખડીવતી પોતાનું **આમ** એવું નામ જમીનપર લખી બતાવ્યું. એટલે પોતાનું નામ પોતાના મુખથી ન બોલવાના વિવેકને લીધે ચમત્કાર પામેલા આચાર્ય મહારાજ ચપટી વગાડતાં વિચારવા લાગ્યા કે—' પૂર્વે **શ્રીરામ** સૈન્યમાં એને છ મહિનાનો મેં જોયો હતો તે વખતે પીલુવૃક્ષની જાળમાં બાંધેલ વસ્ત્રના હિંડાળે એ ઝુલતો હતો, અને એનાપર છાયા અચલ રહેવાથી અમે એને ભાગ્યશાળી

પુરૂષ સમજી લીધો હતો. ત્યારે વનફળને વીણતી તેની માતાને અમે કહ્યું હતું કે ‘ હે વત્સે ! તું કોણ છે અને તારૂં કુળ કયું ? વળી તારી આવી અવસ્થા કેમ ! તે બધું અમારી આગળ વિશ્વાસપૂર્વક કહી સંભળાવ. કારણકે અમે સંસારસંગના ત્યાગી અને પરિગ્રહથી મુક્ત છીએ.’

એમ સાંભળતાં તે બોલી કે—‘ હે પ્રભો ! આપને શું અકથ્ય હોય? કાન્યકુબ્જના રાજા **યશોવર્મા**ની હું પત્નિી છું. આ બાળક ગર્ભમાં આવતાં સપત્ની શોકયને મત્સર આવવાથી પૂર્વે મેળવવાનું વરદાન રાજા પાસે માગીને તેણે મને ઘરથકી બહાર કઢાવી, તેથી પશ્ચાત્તાપ થતાં પિતા અને શ્વશુર ગૃહનો ત્યાગ કરીને હું આ આપના સ્થાને આવી, અને હે પ્રભો ! વન્ય ફળથી અત્યારે ગુજરાન ચલાવું છું.’

ત્યારે અમે તેને શાંત કરતાં આશ્વાસન આપ્યું કે—‘ હે વત્સે ! ચૈત્યની શુશ્રૂષા કરતાં તું અહીં સ્થિરતા લાવીને રહે અને જનક ( પિતા ) ના ઘરની જેમ આ બાળકનું લાલન પાલન કર.’

એવામાં તેની તે સપત્ની કોઇવાર પોતાની મેળે નાશ પામી એટલે રાજાએ પોતાના સેવકો મારફતે તે તજી દીધેલ રાણીની શોધ કરાવીને તેને પાછી બોલાવી અને પ્રથમ કરતાં તેણે તેનું વધારે બહુમાન કર્યું. પછી અમે તે પ્રદેશથકી આ ભૂમિમાં વિહાર કરી આવ્યા, પણ તે દેશના પુરૂષો પાસેથી એ વૃત્તાંત અમારા સાંભળવામાં આવ્યો, તેથી આ ધીમાન તેનોજ પુત્ર હોવો જોઇએ. કારણ કે એના શરીરની આકૃતિ અને લક્ષણો એવાં છે કે એ રાજપુત્ર વિના અન્ય ન હોય.’

એ પ્રમાણે વિચારીને ગુરૂ મહારાજ તેને કહેવા લાગ્યા કે—‘ હે વત્સ ! તું અહીં તારા મિત્રની સાથે નિશ્ચિંત થઇને રહે. વળી શાસ્ત્રોનો સત્વર અભ્યાસ કર અને પુરૂષની નિર્મળ ૭૨ કળાઓનો સંગ્રહ કર.’ તે કળાઓ આ પ્રમાણે છે—

૧ વાંચવાની કળા, ૨ લખવાની કળા, ૩ ગણિત કળા, ૪ ગીતકળા, ૫ નૃત્યકળા, ૬ વાદ્યકળા, ૭ વ્યાકરણ, ૮ છંદશાસ્ત્ર, ૯ જ્યોતિષશાસ્ત્ર, ૧૦ શિક્ષણકળા, ૧૧ નિરૂત્તર કરવાની, કળા, ૧૨ તંત્રકળા, ૧૩, નિઘંટક, ૧૪ પત્રછેદ્ય, ૧૫ નખછેદ્ય, ૧૬ રત્નપરીક્ષા, ૧૭ શસ્ત્રાભ્યાસ, ૧૮ ગજારોહણ, ૧૯ અશ્વારોહણ, ૨૦ એ બંને, ( ગજારોહણ અને અશ્વારોહણ, ) ૨૧ તેમાંની દરેક અદ્ભુત કળા, ૨૨ મંત્રવાદ, ૨૩ રસવાદ, ૨૪ ખન્યવાદ, ૨૫ રસાયન, ૨૬ વિજ્ઞાનવાદ, ૨૭ તર્કવાદ, ૨૮ સિદ્ધાંત, ૨૯ વિષનિગ્રહ, ૩૦ ગારૂડવિદ્યા, ૩૧ શકુનશાસ્ત્ર, ૩૨ આચાર્યવિદ્યા, ૩૩ આગમ, ૩૪ પ્રાસાદલક્ષણ, ૩૫ સામુદ્રિક, ૩૬ સ્મૃતિ, ૩૭ પુરાણ, ૩૮ ઇતિહાસ, ૩૯ વેદવિધિ, ૪૦ વિદ્યાનુવાદ, ૪૧ દર્શનસંસ્કાર, ૪૨ ખેચરીવિદ્યા, ૪૩ અમરીકરણ, ૪૪ ઇંદ્રજાલ, ૪૫ પાતાલસિદ્ધિ, ૪૬ ધૂર્તકળા, ૪૭ ગંધયુક્તિ,

૪૮ વૃક્ષચિકિત્સા, ૪૯ કૃત્રિમ મણિ બનાવવાની કળા, ૫૦ સર્વ વસ્તુ બનાવવાની કળા, ૫૧ વંશકર્મ, ૫૨ પુષ્પકર્મ, ૫૩ ચિત્રકર્મ; ૫૪ આશ્ચર્ય પમાડવાની કળા, ૫૫ કાષ્ઠકર્મ, ૫૬ પાષાણકર્મ, ૫૭ લેપકર્મ, ૫૮ ચર્મકર્મ, ૫૯ યંત્રકર્મ, ૬૦ રસવતીવિધિ, ૬૧ કાવ્યકૃતિ, ૬૨ અલંકારજ્ઞાન, ૬૩ હસવાની કળા, ૬૪ સંસ્કૃત ભાષા, ૬૫ પ્રાકૃતભાષા, ૬૬ પૈશાચિકી ભાષા, ૬૭ અપભ્રંશ ભાષા, ૬૮ કપટકળા, ૬૯ દેશ ભાષા, ૭૦ ધાતુકર્મ, ૭૧ પ્રયોગ–ઉપાય અને ૭૨ કેવલી વિધિ.

આ ૭૨ કળાઓનો તેણે અભ્યાસ કરી લીધો અને પંડિતોની સભામાં તે એક અસાધારણ વિદ્વાન થઇ પડ્યો. તેમજ અભ્યાસ કરતાં તેની પ્રજ્ઞારૂપ દર્પણમાં લક્ષણ, તર્કાદિ બધાં શાસ્ત્રો સ્વયમેવ પ્રતિબિંબિત થઇ ગયાં.

પછી બ્રહ્મચારીપણાની મિત્રતાને લીધે તે રાજપુત્રે એવી પ્રતિજ્ઞા કરી કે— ‘ હે બપ્પભટ્ટિ ! મને રાજ્ય પ્રાપ્ત થતાં તે હું અવશ્ય તનેજ આપીશ. ’

કેટલાક કાળ પછી તેના માતપિતાએ તેનો રાજ્યાભિષેક કરવા માટે પ્રધાન પુરૂષો મોકલ્યા. એટલે મહાકષ્ટે ત્યાંથી અનુજ્ઞા મેળવીને આમકુમાર પોતાના નગરમાં આવ્યો, ત્યાં પિતાએ તેને રાજ્યનો માલીક બનાવ્યો. એવામાં તે મરણ પામતાં આમરાજાએ પિતાની ઉત્તર ક્રિયા કરી. તેના સૈન્યમાં બે લાખ અશ્વો ચૌદસેં રથો અને હાથીઓ તથા કરોડો સૈનિકો–પદાતિઓ હતા.

પછી અસાધારણ પરાક્રમવાળા આમ રાજાએ પોતાના મિત્ર બપ્પભટ્ટિને બોલાવવા માટે માણસો મોકલ્યા. તેમના અત્યાગ્રહથી સંઘની અનુમતિ લઇને ગુરૂ મહારાજે ગીતાર્થ મુનિઓના પરિવાર સાથે બપ્પભટ્ટિને **આમ** રાજા પાસે મોકલ્યા. એટલે તીર્થની પ્રભાવના અને ઉન્નતિ કરવા સંયમયાત્રા સાધતાં શ્રી બપ્પભટ્ટિ હળવે હળવે **આમ** રાજાના નગરમાં પહોંચ્યા. તેમના આગમનના સમાચાર સાંભળતાં ચંદ્રોદયથી મહાસાગરની જેમ રાજા હર્ષના કલ્લોલથી ઓતપ્રોત થઇ ગયો. પછી બધી સામગ્રી લઇને તે બપ્પભટ્ટિ મુનિની સન્મુખ આવ્યો અને હાથીપર આરોહણ કરવા માટે તેણે તે સુજ્ઞશિરોમણિને પ્રાર્થના કરી.

એટલે મુનિ પ્રધાન તે બપ્પભટ્ટિએ રાજાને જણાવ્યું કે—‘ હે રાજન ! અમે સર્વ સંગના ત્યાગી છીએ, માટે ગજારોહણ કરતા અમારી પ્રતિજ્ઞાનો ભંગ થાય. ’

ત્યારે રાજા બોલ્યો કે—‘ હે મહાત્મન્ પૂર્વે મેં પ્રતિજ્ઞા કરી છે કે મને રાજ્ય પ્રાપ્ત થતાં તે હું તમને આપીશ. તે રાજ્યનું મુખ્ય લક્ષણ હસ્તી છે, માટે અવશ્ય તમે એનો સ્વીકાર કરો. ત્યાગ દશા બતાવીને તમારે મને ખેદ પમાડવો યુક્ત નથી. ’ એમ બોલતાં રાજાએ બલાત્કારે તેમને પટ્ટ હસ્તીપર બેસારી દીધા.

પછી જાણે ક્રોધાદિ ચાર કષાયોને જીતવાની નિશાની હોય, તેવા ચાર છત્રો તેમના પર ધરવામાં આવ્યાં અને તેમનાપર ચામરો ઢાળવામાં આવ્યાં. એમ સાધુઓના શિરદાર બપ્પભટ્ટિ મહાત્માનું બહુમાન વિશ્વને બતાવતાં રાજાએ મહોત્સવ પૂર્વક તેમને નગરમાં પ્રવેશ કરાવ્યો, તેણે મુનિને કહ્યું કે—'આ સિંહાસન પણ રાજ્યનું મુખ્ય ચિન્હ છે, માટે એના પર બિરાજમાન થાઓ.'

એટલે નિર્મળ અંતરવાળા રાજાને મુનિ કહેવા લાગ્યા કે—'આચાર્યપદ પ્રાપ્ત થયા પછી અમને સિંહાસન પર બેસવું કલ્પે.' આથી રાજાએ ખેદ પૂર્વક તેમને અન્ય આસન પર બેસાર્યા. એમ કેટલાક દિવસ ત્યાં રાખીને રાજાએ પોતાના પ્રધાન પુરૂષો સાથે મુનિપતિને તેમના ગુરૂ પાસે મોકલ્યા એટલે મોઢેર તીર્થમાં બિરાજમાન શ્રી સિદ્ધસેન આચાર્યને વંદન કરીને નમ્ર વાણીથી તેઓ આ પ્રમાણે કહેવા લાગ્યા કે—'હે ભગવન્! ચંદ્ર વિનાના આકાશમાં ચકોર, ખાબોચીયામાં રાજહંસ, વનમાં એકાકી મૃગ, અલ્પ જળમાં મત્સ્ય, ગ્રીષ્મકાળમાં આર્ત્ત થયેલ મયૂર, વર્ષાકાળમાં સમુદ્ર, રણભૂમિમાં કાયરપુરૂષ, મુર્ખમંડળમાં વિદ્વાન્ અને કૃષ્ણપક્ષમાં ચંદ્રમાની જેમ આ તેના મિત્ર વિના અમારો સ્વામી પ્રતિદિન ક્ષીણ થતો જાય છે. માટે શ્રદ્ધાના અધિષ્ઠાયક દેવ સમાન એવા આ બપ્પભટ્ટિ મુનિને આચાર્યપદે સ્થાપીને અમારા સ્વામીને પ્રમોદ પમાડવા માટે એને અમારી સાથે મોકલો, કે એમના ઉપદેશથી જૈનમંદિર, પ્રતિમાદિક કરાવવા વડે ઉપાર્જન થતા સુકૃતથી રાજા ભવસાગરનો પાર પામે.'

એ પ્રમાણે સાંભળતાં ચારિત્રાચારમાં ધુરંધર એવા ગુરૂમહારાજ અમૃતસમાન મધુરવાણીથી કહેવા લાગ્યા કે—'ભવનમાં રત્નદીપકની જેમ એ તેજસ્વી અને અચળ સ્થિરતાવાળા અમારા બાલર્ષિ બાહ્ય અને આભ્યંતર તિમિરનો નાશ કરનારા છે, તેથી જેમ સૂર્ય વિના કમળ, ચંદ્ર વિના રાત્રિ, મેઘ વિના મયૂર, મુદ્રા વિના મંત્રી, સ્તંભ વિના ઘર અને આત્મા વિના દેહની જેમ એના વિના અમારી મનોવૃત્તિ મ્લાન જ થાય તેમ છે.'

એ પ્રમાણે ગુરૂનું વચન સાંભળતાં તે પ્રધાન પુરૂષો કહેવા લાગ્યા કે—'હે પ્રભો! સંતપુરૂષો પરોપકારની ખાતર પોતાની પીડાને ગણતા નથી. કારણકે વૃક્ષો સૂર્યના તાપને સહન કરે છે, સૂર્ય આકાશને ઓળંગવાની આપત્તિ વેઠે છે, સમુદ્ર નૌકાનો શ્રમ સહે છે, કાચબો પૃથ્વીના ભારને વહન કરે છે, મેઘ વરસવાની તકલીફ ઉઠાવે છે અને પૃથ્વી જગતના ભારનો કલેશ ઉઠાવે છે. ઉપકાર વિના એમનું કંઇ ફળ જોવામાં આવતું નથી. માટે પ્રસાદ લાવી અમારા સ્વામીની બાધારૂપ પર્વતને ભેદવામાં વજ્ર સમાન એવા મુન્ન શિરોમણિ બપ્પભટ્ટિને સૂરિપદથી વિભૂષિત કરીને અમારી સાથે મોકલો.'

એ પ્રમાણે તેમના અત્યાગ્રહથી ગુરૂએ તેમ કરવાનું કબૂલ કર્યું. પછી શ્રી સંઘને બોલાવીને સૂરિપદને માટે આદેશ કર્યો. એટલે ઓચ્છવને ઇચ્છનારા, સ્વસ્થ અને ગચ્છનું વાત્સલ્ય ધરાવનારા શ્રાવકોએ સત્વર જિનાલયને વિષે બધી સામગ્રી તૈયાર કરી. પછી સૌમ્ય અને ષડ્વર્ગથી અધિષ્ઠિત તથા સસગ્રહના બળયુક્ત લગ્નને વિષે ગુરૂ મહારાજે વિશ્વને શિષ્ય બનાવનાર એવા પોતાના શિષ્યને સમસ્ત વાજિંત્રો વાગતાં શ્રુતોક્ત વિધિપૂર્વક તેના ચંદનચર્ચિત કાનમાં અર્હત્તત્ત્વ રૂપ મંત્ર સૂરિમંત્ર સંભળાવ્યો. એટલે પંડિતોમાં સૂર્ય સમાન અને દુષ્ટ વાદીરૂપ સિંહનો નાશ કરવામાં અષ્ટાપદ સદૃશ એવા શ્રી બપ્પભટ્ટિ જગતમાં આચાર્ય તરીકે પ્રસિદ્ધ થયા.

પછી ગુરૂ મહારાજે વિધિપૂર્વક બ્રહ્મની રક્ષા કરવાનો ઉપદેશ આપતાં તે નૂતન સૂરિને જણાવ્યું કે—'હે ભદ્ર ! એક તારૂણ્ય અને રાજસન્માન–એ બંને અનર્થના ઉત્પાદક છે. માટે તારે આત્મરક્ષા એવી રીતે કરવી કે દુષ્ટ કામ–પિશાચ તને કદાપિ છેતરી ન શકે, તો બ્રહ્મચર્યની તારે વારંવાર સંભાળ રાખવાની છે.'

ત્યારે બપ્પભટ્ટિસૂરિએ ત્યાં એવો નિયમ લીધો કે—'જન્મ પર્યંત મારે ભક્તજનની બધી વિગઈ ન લેવી.' પછી વાજિંત્રોના નાદ અને શ્રાવિકાઓએ મંગળગીત ગાતાં તથા શ્રી સંઘે ગૌરવપૂર્વક પ્રાર્થના કરતાં ગુરૂ મહારાજ પોતાના પરિવારસહિત ઉપાશ્રયમાં આવ્યા. વિક્રમ સંવતના આઠસેં અગીયાર વર્ષ જતાં ચૈત્ર મહિનાની કૃષ્ણ અષ્ટમીના દિવસે શ્રી બપ્પભટ્ટિ આચાર્ય થયા.

હવે શ્રીમાન્ **આમ** રાજાના અમાત્યોના વિશેષ આગ્રહથી શ્રી સંઘની ઈચ્છા ન હોવા છતાં ગુરૂ મહારાજે શ્રી બપ્પભટ્ટિસૂરિને તેમની સાથે મોકલ્યા. એટલે ત્વરિત પ્રયાણો કરીને તે કાન્યકુબ્જ નગરમાં આવ્યા, અને ત્યાં બાહ્ય ઉદ્યાનના એક નિર્જીવ પ્રદેશમાં રહ્યા. ત્યારે ઉદ્યાનપાલકે રાજાને આચાર્યના આગમનના સમાચાર આપ્યા, જે સાંભળતાં હર્ષથી તેનું શરીર રોમાંચિત થયું. પછી રાજાએ દરેક બજારે હાટની શોભાથી રસ્તા સુશોભિત કરાવ્યા. મકાને મકાને દરેક દ્વારે તોરણો બંધાવ્યાં, ધૂપધાનીઓમાંથી નીકળતા ધૂમને લીધે ત્યાં શ્યામ વાદળાંનો ભ્રમ થવા લાગ્યો, ઉપર બાંધેલ ચંદ્રવાઓથી પૃથ્વીતલ એક છાયારૂપ બની ગયું, કુંકુમના છાંટણાંથી તે ભૂમિ કાશ્મીરની ભૂમિ જેવી દેખાવા લાગી. એવી રીતે ઇંદ્રના નગરસમાન તે નગરને શણગારતાં, પ્રૌઢ મિત્રાઇને લીધે રાજાથી સ્તુતિ કરાયેલ તથા છત્ર અને ચામરથી વિરાજમાન એક રાજાની જેમ, ઉન્નત હસ્તીપર આરૂઢ થયેલ અને ઉપશમ–લક્ષ્મીથી સુશોભિત એવા શ્રી બપ્પભટ્ટિસૂરિએ જ્યાં નગરનારીઓ અટારીઓને સંકીર્ણ કરી રહી છે એવા તે નગરમાં પ્રવેશ કર્યો. પછી રાજાએ આનંદપૂર્વક ભવ્ય ભવનમાં ગાલીચા પાથરેલ સિંહા-

સનપર પોતાના તે મિત્ર મુનીશ્વરને બેસાર્યા. ત્યાં ભારે પ્રભાવનાથી આનંદ પામતો શ્રી સંઘ સદા સદ્દ્ભાવથી ગુરૂરાજની પરમ ભક્તિ કરવા લાગ્યો.

પછી નિરંતર રાજસભામાં આવતાં પણ કલુષિત ભાવથી રહિત એવા શ્રીમાન બપ્પભટ્ટિસૂરિ રાજાની આગળ પુણ્ય-પથ પ્રકાશવા લાગ્યા—

" હે રાજન્ ! કલ્યાણરૂપ વૃક્ષના આરામને વૃદ્ધિ પમાડવામાં મેઘના પ્રવાહ સમાન અને પરમ પદને આપનાર એવો એક ધર્મજ નિરાધારને શરણરૂપ છે. તેમાં પ્રથમ દાન અને તે સાત ક્ષેત્રોને વિષે આપવા બતાવેલ છે. વળી તેમાં પણ પ્રથમ જિનમંદિર સિદ્ધિદાયક છે, બીજું જિનબિંબનું નિર્માણ, ત્રીજું સિદ્ધાંત લેખન તથા ચતુર્વિધ શ્રી સંઘની ભકિત-એમ અનુક્રમે સાત ક્ષેત્રો કહેલ છે. તેમાં જિનમંદિર સર્વના આધારરૂપ છે કે જ્યાં જિનો, અને શ્રુતધરો સંઘને પ્રતિબોધ આપતા રહી શકે. જો તમારૂં સામર્થ્ય હોય, તો વિધિપૂર્વક તે જિનમંદિર કરાવો કે જેના પ્રભાવથી ઘણા ભવ્ય જનો સદ્દગતિને પ્રાપ્ત કરી શકે. "

એ પ્રમાણે ગુરૂનું વચન સાંભળતાં ચતુરશિરોમણિ અને ચંદ્ર સમાન ઉજ્વળ યશવાળો **આમ** રાજા કહેવા લાગ્યો કે-' હે ભગવન્ ! જ્યાં આપની દેશનાના કિરણો પ્રકાશી રહ્યાં છે, તેજ પૃથ્વી, દેશ, નગર, ભવન, તિથિ, માસ, ઋતુ અને વરસ ધન્ય છે. ' એમ કહીને રાજાએ જિનમંદિર માટે ભૂમિલક્ષણને જાણતા તથા ભંડારના અધ્યક્ષ પુરૂષોને આદેશ કર્યો. એટલે વિશ્વકર્મા સમાન બાહોશ કારીગરોએ ત્યાં સુકૃતના ઓચ્છવ અને મહાવિભૂતિપૂર્વક જિનમંદિરનો પ્રારંભ કર્યો. એમ કેટલેક દિવસે સર્વ લોકોના પ્રમોદની સાથે એકસો હાથ ઉંચું જિનમંદિર તૈયાર થયું, ત્યારે રાજાએ નવ રતલ પ્રમાણ શુદ્ધ સુવર્ણની, ઉપમા વિનાની, ભારે પુણ્યવંત જનોને પ્રાપ્ય તથા ધાર્મિક પુરૂષોના મનમાં રમતી એવી **શ્રી વર્દ્ધમાન** સ્વામીની પ્રતિમા કરાવી. પછી પોતાના પરમ પદને સ્થાપવાને ઇચ્છતા એવા શ્રી બપ્પભટ્ટિ મુનીશ્વરે તેની પ્રતિષ્ઠા કરી, તથા રાજાએ ગોપગિરિપર લેપ્યમય બિંબયુક્ત અને ત્રેવીશ હાથ પ્રમાણવાળું શ્રી વીરમંદિર કરાવ્યું અને ત્યાં સવા લાખ સોનામ્હોર ખરચીને એક મંડપ કરાવ્યો, તે જાણે પોતાનું રાજ્ય હોય તેમ મત્તવારણ ( મદોન્મત્ત હાથી અથવા ગઢ ) યુક્ત કરાવ્યું.

એ પ્રમાણે રાજા થકી સન્માન પામેલા, છત્ર-ચામરોથી શોભતા, રાજહસ્તીપર આરૂઢ થઇને જતા, મુખ્ય સિંહાસનપર બિરાજતા અને સરળ લોકોના મુખથી સ્તુતિ કરાતા એવા શ્રી બપ્પભટ્ટિસૂરિ તે મિથ્યાત્વી લોકોને ઇર્ષ્યા ઉપજાવવા લાગ્યા. એવામાં દ્વેષી બ્રાહ્મણોના સંસર્ગથી તેમના કહ્યા પ્રમાણે વર્ત્તનાર રાજાએ એકદા આચાર્યને માટે અન્ય કોઇ રાજાનું સિંહાસન મંડાવ્યું, એટલે તેના આશયને જાણતા તથા અગાધ સત્વશાળી મુનીશ્વરે પોતાની આકૃતિમાં વિક્રિયા બતાવ્યા વિના રાજાને પ્રતિબોધ આપ્યો કે—

" कृतप्राकृतसत्त्वानां, मदादीनां जनद्विषाम् ।
दंभस्तम्भादियुक्तानां, कथं लक्ष्या भवादृशाः " ॥ १ ॥

સામાન્ય સત્ત્વવાળા, જનના દ્વેષી તથા દંભ અને માનયુક્ત એવા મારા જેવા લોકો, તમારા જેવાને શી રીતે ઓળખી શકે ?

માટે કહ્યું છે કે—

" मर्दय मानमतंगजदर्पं, विनयशरीर विनाशनसर्पम् ।
क्षीणो दर्पाद् दशवदनोऽपि, यस्य न तुल्यो भुवने कोऽपि " ॥ १ ॥

હે સુજ્ઞ ! વિનયરૂપ શરીરનો વિનાશ કરવામાં સર્પ સમાન એવા માનરૂપ મતંગજ ( હાથી ) ના દર્પને તું દળી નાખ. કારણ કે દર્પના વશથી રાવણ નષ્ટ થયો કે જગતમાં જેની તુલ્ય કોઇ નથી.'

એ પ્રમાણે ગંભીર વાણી સાંભળતાં રાજાએ આચાર્યને વિનંતી કરી કે— 'હે સ્વામિન ! આપના વાકયથી મારામાં રહેલ ગર્વરૂપ વિષ નાશ પામ્યું, માટે સમર્થ એવા આપ મારા ક્ષેત્ર ( દેશ ) માં સુખે રહો અને ભકતજનોએ તૈયાર કરેલ અચિત્ત આહાર પાણીનો ઉપભોગ કરો.'

એવામાં એકદા રાજાએ અંત:પુરમાં પોતાની વલ્લભાને મ્લાન મુખવાળી જોઇને પોતાની ઇચ્છા પ્રમાણે તેણે આચાર્યની પાસે આ પ્રમાણે અર્ધ ગાથા કહી બતાવી—

" अद्यावि सा परितप्पइ, कमलमुहि अत्तणो पमाएण " ।

પોતાના પ્રમાદને લીધે આદ્યાપિ તે કમલમુખી પરિતાપ પામે છે.

ત્યારે શ્રેષ્ઠ સારસ્વત મંત્રથી સિદ્ધ થયેલ એવી વાણીથી સૂરિરાજ પોતાના મિત્ર રાજાપર સત્ય સ્નેહ ધરાવતા ગાથાનો ઉત્તરાર્ધ બોલ્યા કે—

" सुत विउद्वेणतरा जीसे पच्छाइयं अंगं " ॥

પુત્રના ભારે ઉદ્વેગને લીધે તેણીનું શરીર પરિતાપથી આચ્છાદિત થયું છે.

હૃદયના ભાવને બતાવનાર એ વચનથી સંતુષ્ટ થયેલ રાજાએ તેમના કવિત્વની પ્રશંસા કરી, પણ અભ્રાંત લોચનવાળો તે કંઇક ભ્રાંતિ પામ્યો.

એક દિવસે આચાર્ય સાથે અનુપમ પ્રેમ ધરાવનાર રાજાએ જાણે વ્યથા પામી હોય તેમ મુખભંગથી પગલે પગલે કંઇક વિકાર દર્શાવતી રાણીને આવતી જોઇ. એટલે મનમાં જાણે દયા ઉત્પન્ન થઇ હોય તેમ રાજા અર્ધ ગાથામાં બોલ્યો—

" बाला चंकमती पए पए कीस कुणइं मुहभंगं " ।

ગમન કરતી તરૂણી પગલે પગલે મુખભંગ શા માટે કરતી હશે ? '

એમ સાંભળતાં સૂરિ સત્યવચનના તરંગથી મનોહર એવું વચન બોલ્યા. કારણ કે વચનસિદ્ધ પુરૂષ કલ્પાંતે પણ અસત્ય વચન ન બોલે.

" नूनं रमणपरा से मेहलया विवइ नहपंति " ॥

અવશ્ય તે પ્રમદા પતિપરાયણ હશે, જેથી નખપંક્તિને બતાવે છે. '

એ પ્રમાણે સાંભળી રાજા કંઇક સંભ્રાત થયો અને હિમપાતથી મ્લાન થયેલા કમળની જેમ તેણે પોતાનું મુખ નિસ્તેજ અને વિકૃત કરી દીધું, એટલે રાજાની વિપરીત દશા જોતાં આચાર્ય ઉપાશ્રયમાં આવ્યા અને સ્નેહ તથા મોહથી અપરાજિત એવા તેમણે મુનિઓને વિહાર કરવાની સૂચના આપી દીધી; પછી ત્યાં બહાર દ્વારના કમાડપર એક શ્લોક લખી, સંઘની પણ અનુમતિ લીધા વિના તે નગરની બહાર ચાલી નીકળ્યા. તે શ્લોક આ પ્રમાણે હતો—

" यामः स्वस्ति तवास्तु रोहणगिरेर्मत्तः स्थितिः प्रच्युता,
वर्तिष्यन्त इमे कथं कथमिति स्वप्नेऽपि मैवं कृथाः ।
श्रीमंस्ते मणयोवयं यदि भवल्लब्धप्रतिष्ठास्तदा,
ते शृंगारपरायणाः क्षितिभुजो मौलौ करिष्यन्ति नः " ॥ १ ॥

અમે જઇએ છીએ, રોહણાચલ સમાન તારૂં કલ્યાણ થાઓ. ' આ મારાથી ભ્રષ્ટ થયા, એટલે હવે કેમ વર્તી શકશે ? ' એમ સ્વપ્ને પણ વિચાર કરીશ નહિ. હે રાજન્ ! જો મણિરૂપ એવા અમે જો તારા સહવાસથી પ્રતિષ્ઠા મેળવી છે, તો શૃંગારપરાયણ રાજાઓ અમને પોતાના મસ્તકપર ધારશે. '

પછી કેટલેક દિવસે ગૌડ દેશમાં વિચરતાં ગુરૂમહારાજ **લક્ષણાવતી** નગરીના ઉદ્યાનમાં પધાર્યા. ત્યાં ધર્મરાજાની રાજ સભામાં એક પંડિતરાજ કે જે વિદ્વાનોમાં મુગટ સમાન અને કાવ્ય રચવામાં અસાધરણ કવિ હતો. એટલે મેઘના આગમનને જાણી રસીક રમણીની જેમ પ્રભુનું આગમન જાણી તે પંડિતે તેમના આગમનનાં સંદેશાથી રાજાને સંતુષ્ટ કર્યો. વળી તેમની સ્તુતિ કરતા તેણે જણાવ્યું કે—' જેને સરસ્વતી દેવી વશ છે અને મારા પૂર્વજોથી જે પ્રશંસા પામેલ છે, એવા બપ્પભટ્ટિ મુનિશ્વર આપના પુણ્યયોગે અહીં પધાર્યા છે. એ જ્યાં પધારે તે દિવસ પણ પવિત્ર સમજવો. '

ત્યારે ચંદ્રોદયથી ચકોરની જેમ આનંદ પામતા રાજાએ પણ વિદ્વાનોના મુગટ સમાન એવા તે પંડિતને જણાવ્યું કે—' એ જૈનાચાર્ય જ્યાં પધારે તે

દિવસ પણ ખરેખર ! પવિત્ર સમજવો; પરંતુ આમરાજાની સાથે મારે વિગ્રહનો દુર્ગ્રહ કદાગ્રહ છે, તેથી એમને બોલાવ્યા પછી એ પાછા જાય, તો મારૂં અપમાન થાય. માટે તે મુનીશ્વરને પૂછવાનું છે કે તે રાજા પોતે મારી પાસે આવી તમારી સમક્ષ અનુમતિ માગીને તમને તેડી જાય, તો તમારે જવું નહિ.

એ પ્રમાણે રાજાની આજ્ઞાથી સુજ્ઞ પુરૂષોએ એ બાબત આચાર્યને નિવેદન કરી એટલે તેમણે એ વાત કબૂલ રાખી, અને તેથી ધર્મરાજા પરમ આનંદને પામ્યો. પછી આમ રાજાએ કરેલ પ્રવેશમહોત્સવ કરતા પણ અધિક તેણે આચાર્યનો નગરીમાં પ્રવેશમહોત્સવ કર્યો.

પછી સાક્ષાત્ ધર્મમૂર્ત્તિ એવો ધર્મભૂપ ગુરૂ સન્મુખ આવીને બેઠો એટલે વિદ્વાનોમાં ચક્રવર્ત્તી સમાન એવા પંડિતરાજે જણાવ્યું કે—'સુંદર ચરણમાં રક્ત, સદા સદ્દગતિને ઇચ્છનારા, ધવલ પક્ષવાળા, ગુણપરિચયથી હર્ષ પામનારા સદ્દગુણના અતિશયને ધારણ કરતા સૌમ્ય અને કમનીય એવા અમે પરમ કવિઓ હે રાજન્ ! આપની પાસે આવતાં સત્વર સન્માનપાત્ર થયા છીએ.'

અહીં પણ પોતાની કાવ્ય કથનની લીલાથી સભાને આનંદ પમાડનાર શ્રી બપ્પભટ્ટસૂરિ દોગુંદક દેવની જેમ સુખપૂર્વક રહેવા લાગ્યા.

હવે અહીં પ્રભાતે આચાર્ય ન આવવાથી આમરાજાએ નગરમાં અને બહાર ગામડાંઓ વિગેરેમાં તેમની શોધ કરાવી, છતાં બાળમિત્ર સૂરિનો પત્તો ન લાગવાથી શોકને વશ થયેલ રાજા, ચ્યવન પામનાર દેવની જેમ બહુ જ વિલક્ષ બની ગયો.

પછી એક દિવસે બહાર બગીચામાં જતાં રાજાએ માંજરા સર્પે મારી નાખેલ નોળીઓ જોયો, જેથી તે આશ્ચર્ય પામ્યો. ત્યાં બરાબર નિરિક્ષણ કરતાં તેના મસ્તકમાં મણિ જોવામાં આવ્યો એટલે પોતે નિર્ભય થઇ રાજાએ તે સર્પને બરાબર પકડીને તેનું મુખ દબાવી, મણિ લઇને તે પોતાને સ્થાને આવ્યો. ત્યાં વિદ્વાનોની સમક્ષ તે એક શ્લોકનો પૂર્વાર્ધ બોલ્યો:—

"शस्त्रं शास्त्रं कृषिर्विद्या अन्यो यो येन जीवति" ।

શસ્ત્ર, શાસ્ત્ર, કૃષિ અને વિદ્યા તથા અન્ય જેનાવડે જે જીવી શકે.'

રાજાની આ સમસ્યા તેમણે પોતપોતાના અભિપ્રાય પ્રમાણે પૂરી, પણ તેમાંનો કોઇ વિદ્વાન, રાજાના હૃદયના ભાવને ભેદી ન શક્યો, ત્યારે તેણે ભારતી-પુત્ર બપ્પભટ્ટિસૂરિને આદરપૂર્વક યાદ કર્યા. એટલે ભ્રમર જેમ માલતીપુષ્પના પરિમલને સંભારે, તેમ આચાર્યને સંભારતાં તે કહેવા લાગ્યો કે—'ચંદ્રની આગળ જેમ ખદ્યોત ( ખજુઆ ) અને હાથીની આગળ ગર્દભની જેમ વિદ્વાનો

મારા મિત્રની સોળમી કળાને પણ લાયક નથી.' પછી રાજાએ એવી પટહ ઘોષણા કરાવી કે—' જે મારા અભિપ્રાય પ્રમાણે આ સમસ્યા પૂરે તેને હું એક લાખ સોનામ્હોરા આપું.'

એવામાં પોતાનું સર્વસ્વ નાશ થતાં એક જુગારીએ આ ધનનો ઉપાય સાંભળીને એ અર્ધ શ્લોક પોતે લઇ લીધો, અને કયાંકથી શ્રી બપ્પભટ્ટિના સમાચાર મેળવીને તે ગૌડદેશની લક્ષણાવતી નગરીમાં આવ્યો, ત્યાં બપ્પભટ્ટિ પ્રભુને નમન કરીને તેણે શ્લોકાર્ધ કહી સંભળાવ્યો, જેથી વિના પ્રયાસે તેમણે તેને ઉત્તરાર્ધ કહી બતાવ્યો કારણ કે સરસ્વતીનો પ્રસાદ, જગતના કલેશરૂપ સાગરનો નાશ કરવામાં અગસ્ત્યઋષિ સમાન છે. તે સમસ્યાનો ઉત્તરાર્ધ આ પ્રમાણે છે.—

" सुगृहितं हि कर्त्तव्यं, कृष्णसर्पमुखं यथा " ॥

કૃષ્ણસર્પના મુખની જેમ તે બધું સારી રીતે ગ્રહણ કરવું.'

ત્યારથી સૂરિએ તે રાજાને **નાગાવલોક** એવું નામ આપ્યું, એટલે આમ રાજા એ નામથી પણ ખ્યાતિ પામ્યો.

પછી તે જુગારી સમસ્યાનો ઉત્તરાર્ધ લઇને રાજા પાસે આવ્યો અને તે પ્રમોદપૂર્વક નિવેદન કરીને તેણે રાજાને આશ્ચર્યમગ્ન બનાવી દીધો. ત્યારે રાજાએ તેને પૂછયું કે—' આ સમસ્યા કોણે પૂરી ?'

તે બોલ્યો—' હે સ્વામિન્ ! બપ્પભટ્ટિ ગુરૂએ મને કહી.' આથી રાજાએ તેને ઉચિત દાન આપ્યું. એકદા વિરહને વિસારવા માટે રાજા બહાર ઉદ્યાનમાં ગયો, ત્યાં વટવૃક્ષની નીચે એક મૃત મુસાફર તેના જોવામાં આવ્યો, વળી ત્યાં શાખાપર જળબિંદુઓને ઝરતું એક જળપાત્ર લટકતું હતું. એટલે તેણે આ પ્રમાણે ગાથાનો પૂર્વાર્ધ લખી કહાડયો—

" तइया मह निग्गमणे पियाइ थोरं सुएहिजं रुन्नं "

તે વખતે હું બહાર નીકળતાં પ્રિયજને ( પાત્રે ) આંસુ લાવીને રોવા માંડયું.' એટલે પૂર્વની જેમ આ સમસ્યા પણ રાજાના મનને ગમે તેવી રીતે કોઇ વિદ્વાને પૂરી ન કરી. સૂર્ય વિના વિશ્વ પ્રકાશક કોણ હોઇ શકે ? એમ જ્યારે આ સમસ્યા પણ કોઇના લક્ષ્યમાં ન આવી, ત્યારે તે જુગારી પુન: શ્રી બપ્પભટ્ટિ મહારાજ પાસે ગયો અને તેણે તે તેમને કહી સંભળાવી. એટલે સુજ્ઞ શિરોમણિ આચાર્યે અનાયાસે તે પૂરી કરી. એ ઉત્તરાર્ધ લઇને રાજા પાસે આવી તેણે નિવેદન કરતાં જણાવ્યું કે—

" **करवचिबिंदुनिवदुणं गिहेण तं अज्ज संभरिअं** "

એટલે—આજે જળપાત્રના બિંદુઓને પોતાનું ઘર યાદ આવ્યું છે.'

એવામાં અન્ય કોઇ વિદ્વાન પથિકે ત્યાં તે બધું જોઇને યથામતિ જણાવ્યું કે—'પાત્રના જળબિંદુઓએ પથિકનું હૃદય નિરૂદ્ધ કર્યું.'

ત્યારે શ્રી બપ્પભટ્ટિ પુનઃ બોલ્યા કે—પ્રિયજનને તે યાદ આવવાથી તે મુદ્રા મૂકીને રોવે છે.'

એ પ્રમાણે સાંભળતાં રાજા ચિંતવવા લાગ્યો કે—'આવી રસપુષ્ટિ મારા મિત્ર મુનીશ્વર વિના અન્ય કોઇ ગુંથી ન શકે.' પછી તેણે મુનીશ્વરને બોલાવવા માટે પોતાના પ્રધાન પુરૂષોને ઉપાલંભગર્ભિત સંદેશો સંભળાવીને મોકલ્યા, એટલે અજ્ઞ જનોને અપ્રાપ્ય એવા આચાર્ય મહારાજ પાસે આવી કુશલ પ્રશ્નપૂર્વક તે રાજાનો સંદેશો કહેવા લાગ્યા કે—'વૃક્ષ છાયાના કારણે પોતાના શિર પર પત્રો (પાંદડાં) ને ધારણ કરે છે, છતાં પ્રચંડ પવનના યોગે તે ભૂમિ પર પડી જાય છે, તેમાં વૃક્ષ બિચારૂં શું કરે? તરૂણ યુવતિના કપોલ ભાગપર રહેલ લોચન ગંગા કે સરસ્વતીને યાદ કરતાં નથી, સ્તનના આસ્વાદમાં પડેલ મુક્તામણિ શુક્તિ (છીંપ) નું સ્મરણ કરતા નથી, અને મુગટમાં જડાયેલ રત્ન પોતાની રોહણાચલની જન્મભૂમિને યાદ કરતું નથી, તેથી એમ લાગે છે કે પોતપોતાના સુખમાં મગ્ન રહેલ જગત્ સ્નેહ વિનાનું છે. વળી જેની જંઘા અને ચરણ ધુળથી મલીન છે. તથા જેના મસ્તક અને મુખની શોભા મ્લાન છે, એવો ભિક્ષુક કદાચ ગુણનિધાન હોય, તથાપિ તે પંથે પડેલ પથિક ગરીબ કહેવાય.'

એ પ્રમાણે સાંભળતાં બપ્પભટ્ટિ ગુરૂ તેમની આગળ સ્થિર વચનથી કહેવા લાગ્યા કે—'મિત્રાઇ કે દુશ્મનાવટમાં પણ મનની સાથે મન જોડી રાખવું. હવે તમે આર્ય આમરાજાને તમે અમારો આ સંદેશો બરાબર નિવેદન કરજો કે—

"ચંદન ભલે જડ (જળ) થી ઉછળતા રત્નાકરમાં ફરી વળે, તો પણ તે શ્રીખંડજ કહેવાશે. તેમ બપ્પભટ્ટિને વિરોધિઓ શું કરી શકવાના હતા? સજ્જન કે ચંદન નરેંદ્ર ભવનમાં જતાં તે અવશ્ય ગૌરવને પામે છે, કારણકે અનેક ગુણોથી અલંકૃત તે શા માટે માનનીય ન થાય? જેમ રાજહંસો મહાસરોવર વિના સુખ ન પામે, તેમ રાજહંસો વિના તે મહાસરોવરો પણ શોભા ન પામી શકે. દરેક સરોવર હંસોને કહાડી મૂકે, છતાં તે બીજે કયાં જતાં પણ શ્યામ થઇ જવાના નથી, તે હંસ જ્યાં જશે ત્યાં અવશ્ય શોભારૂપજ થશે. બીજે કયાં જવાથી તે બગલા થઇ જાય તેમ નથી. માટે હંસોએ મૂકી દીધેલ મહાસરોવર ભલે તેમને પુનઃ ધારણ કરે, વળી ચંદનવૃક્ષને ઉખેડીને ભલે કદાચ નદી તાણી જાય અને તે મલયાચલથી ભ્રષ્ટ થાય, છતાં તે જ્યાં જશે ત્યાં કીંમતીજ ગણાશે. કમલાકરથી રહિત થાય છતાં મધુકરો તો મકરંદનોજ ઉપભોગ લેવાના, અને મધુકર વિના તે

કમલાકરની પણ શોભા શી ? એક કૌસ્તુભમણિ વિના પણ બીજા શ્રેષ્ઠ રત્નોથી રત્નાકર ( સમુદ્ર ) શોભે છે અને જેના વક્ષસ્થળમાં કૌસ્તુભ રત્ન છે તે પણ લોકોને પૂજનીય થઇ પડે છે. પૂર્ણિમાનો ચંદ્ર ખંડવિના અખંડમંડળવાળો કહેવાય છે. વળી તે શંકરના શિરે જતાં પણ પોતાના પ્રકાશ અને શીતલતાને ન તજતાં શોભે છે. તરૂવરને પત્રો ( પાંદડાં ) મૂકી દે, તો તેની શોભા બધી ચાલી જાય છે. કારણ કે તે પત્રોના યોગેજ તે જગતને જોઇએ તેવી છાયા આપી શકે છે. વળી પુષ્પોને લીધે બધાં વૃક્ષો માનનીય થાય છે, અને વૃક્ષોને લીધે પુષ્પો માન પામે છે, એમ બંને એક બીજાના ગુણથી માન્ય થાય છે. ઇક્ષુદંડ સમાન સજ્જનો મહીમંડળમાં માનનીય થાય છે, પણ જડ (ળ) ના મધ્યભાગમાં તે સરસ છતાં વિરસ દેખાય છે. ઉજ્વળ શીલથી અલંકૃત અને પાપવાસનાને દૂર કરનારા એવા ગુણવંત જનોને આપત્તિ તે ગુણરૂપ થાય છે. અહો ! જગતમાં ગુણવંત જનો દુર્લભ છે.

માટે હે પ્રધાનો ! જો તમારે ( તમારા સ્વામીને ) અમારી સાથે પ્રયોજન હોય, તો તે પોતે સત્વર ધર્મરાજાની સભામાં ગુપ્ત વેષે આવીને અનુમતિ માગે, એમ પ્રતિજ્ઞાનો નિર્વાહ થતાં અમે તારી પાસે આવી શકીએ. ”

એ પ્રમાણે શિક્ષા આપીને આચાર્યમહારાજે તે પ્રધાનોને પાછા મોકલ્યા, એટલે તે પોતાના સ્વામી પાસે આવ્યા અને માહાત્મ્યયુક્ત સૂરિનું વચન તેમણે સમ્યક્ પ્રકારે રાજાને નિવેદન કર્યું. ત્યારે શત્રુનો ભય ન લાવતાં ભારે ઉત્કંઠાપૂર્વક આમરાજા ઉંટપર આરૂઢ થઇને ચાલ્યો. માર્ગે જતાં તે ગોદાવરીના કિનારે એક ગામમાં પહોંચ્યો, ત્યાં પાદરે કોઇ દેવકુળમાં તેણે નિવાસ કર્યો. એવામાં તે મંદિરમાંની દેવી આમરાજાપર આસકત થઇ જેથી અર્ધરાત્રે આવીને પ્રાર્થનાપૂર્વક તેણે રાજા સાથે ભોગવિલાસ કર્યો. કારણ કે ભાગ્ય સર્વત્ર જાગ્રત હોય છે. પછી પ્રભાતે મિત્રને મળવાને ઉત્કંઠા ધરાવતો આમ રાજા તે દેવીને પૂછયા વિના ઉંટપર આરૂઢ થઇને આગળ ચાલ્યો અને શ્રીબપ્પભટ્ટિ પ્રભુ પાસે આવી પહોંચ્યો ત્યાં વિરહના શોકથી વ્યાકુળ થયેલ રાજા નિર્વેદરૂપ અગ્નિની જ્વાળા સમાન વચન કહેવા લાગ્યો કે—‘ નિદ્રા, જાગરણાદિ કૃત્યને વિષે નિરંતર યાદ કરનારા, તેમ સ્વપ્નમાં પણ અને સુક્ષ્મ ચેષ્ટાઓને વિષે પણ યોગીઓના લોચનની જેમ સ્થિર છતાં શ્રેષ્ઠ હૃદયવાળા મિત્રોની પણ જો આવી નિષ્ઠા હોય, તો હે મન ! મિત્રની આશા તજી દે. હે પ્રભો ! હવે પ્રસન્ન થાઓ. ’ પછી ગુરૂના સત્ય વચન માટે પોતાને પ્રતીતિ હોવા છતાં રાજા કૌતુકથી ગાથાર્ધ બોલ્યો—

“ अजवि तं सुमरिज्जइ को नेहो रागराईए ॥ ”

અહો ! તે રાગી રમણીનો કેવો સ્નેહ કે જે અદ્યાપિ યાદ આવે છે ?’

ત્યારે ગાથાનો ઉત્તરાર્ધ બોલતાં ગુરૂ મહારાજે જણાવ્યું કે—

"गोलानइए खंडे देउलमज्झे पहिअ जं नवसिडसि" ॥

હે પથિક ગોદાવરી નદીના કાંઠે દેવકુળમાં તું રહ્યો ન હતો ?'

એ પ્રમાણે કહેતાં ગુરૂએ રાજાને દૃઢ આલિંગન આપ્યું, એટલે જાણે રાજાનું અવિશ્વાસપાત્ર મન, અંદર પેસીને જોવાને તે ઇચ્છતા હોય. આથી અત્યંત સંતુષ્ટ થયેલ અને કવિગણમાં પ્રખ્યાત એવા રાજાએ જણાવ્યું કે—'રોમાંચિત શરીર અને પ્રસાદ અશ્રુથી ભીંજાયેલા લોચનોવડે પ્રસન્ન થયેલા એવા આપ સુજ્ઞ શિરોમણિની અદ્‌ભુત કથા સાંભળી સૌજન્ય-સુધાના નિર્ઝરણામાં સ્નાન કરવા અને વિપત્તિ-સાગરથી પાર ઉતરવા માટે હે અસાધારણ સત્ત્વશાળી ! તમારાં દર્શન કરવા અમે આવ્યા છીએ.'

પછી મનહર મિત્રાઇથી રંગાયેલ આમરાજાએ ખડીનો કટકો લઇને કૌતુકથી એક ચિત્રબંધ શ્લોક લખ્યો—

"अति अति अन्म अलं, प्रीघ रद्य जद्य ।
मेला मेला मेल मेलं, फस फस फस" ॥ १ ॥

એટલે આ ગોમૂત્રિકા-બંધ જાણીને ગુરૂપોતે વાંચીને સમજી ગયા, પરંતુ દોષને જાણનાર છતાં બીજા કોઇ જાણી ન શક્યા. તે શ્લોકમાં રાજાએ આ પ્રમાણે જણાવ્યું—

"अद्य मे सफला प्रीति, रद्य मे सफला रतिः ।
अद्य मे सफलं जन्म, अद्य मे सफलं फल" ॥ २ ॥

આજે મારી પ્રીતિ સફળ થઇ આજે મારી ઉત્કંઠા પૂર્ણ થઇ, આજે મારો જન્મ સફળ થયો અને આજે મારૂં રાજ્ય સફળ થયું.'

એ પ્રમાણે રાત્રે જ્ઞાનગોષ્ઠીથી જાગતા તે રાજાને સંતોષ ( વિશ્રાંતિ ) પમાડીને પ્રભાતે સૂરિમહારાજ નિઃશંક થઇને સમય પ્રમાણે રાજસભામાં ગયા તે વખત મેઘથી આચ્છાદિત થયેલ સૂર્યની જેમ સ્વાર્થનિષ્ઠ શ્રીમાન્ આમ રાજા પણ સ્થગીધર ( પાનદાની ઉપાડનાર ) ના વેષે વિશિષ્ઠ પુરૂષો સાથે ત્યાં ગયો, એટલે ગુરૂ મહારાજે ધર્મરાજાને ભવિષ્યના વિયોગાગ્નિની જ્વાળા સમાન દુઃસહ એવી આમ રાજાની વિજ્ઞપ્તિ પત્રિકા બતાવી. તે વાંચીને રાજાએ દૂતને પૂછ્યું કે—'તારો રાજા કેવો છે ?'

ત્યારે તે બોલ્યો—'હે દેવ ! તે આ સ્થગીધર જેવો છે, એમ સમજી લ્યો.'

પછી હાથમાં બીજોરૂં ધારણ કરતા એવા તેને આચાર્યે પૂછ્યું—' આ તારા હાથમાં શું છે ?

તેણે કહ્યું—' બીજરાજ ( બીજોરૂં ) છે. '

એવામાં તેણે તૂવેરનું પત્ર બતાવતાં, ગુરૂ સ્થગીધરને આગળ કરીને બોલ્યા —' શું આ તૂઅરિપત્ર ( અરિપાત્ર ) છે ? ' ત્યારે બીજા જાણી શકે તેમ પ્રાકૃતમાં જવાબ આપ્યો. પછી ગુરૂ બોલ્યા—' સરલ સ્વભાવી ધર્મરાજાની જેવી ઇચ્છા. '

એવામાં પ્રધાન કહેવા લાગ્યો કે—' આ આચાર્ય અમારા પર શિથિલ આદરવાળા થયા છે, તેથી એમણે દુષ્કર પ્રતિજ્ઞા કરી છે. હે પૂજ્ય ! એ પ્રતિજ્ઞા પૂર્ણ થતાં પણ જો આપ મારી સાથે આવો, તો અહોભાગ્ય ! અને દેવો અમારા પર પ્રસન્ન થયા સમજીશું. '

ત્યારે ગુરૂ આ પ્રમાણે એક ગાથા બોલ્યા કે—

तत्री सी झला मेलावा केहा ण ( घ ) ण उत्तावली
प्रियमंद सिणेहा विरहि हिं ।
माणसुजंम रइतसु कवण निहोरा
कलिपवित्तडी जुणु जाणइदोरा " ॥ १ ॥

એમ સાંભળતાં રાજાએ પૂછ્યું કે—' એ ગાથાનો અર્થ શો ? '

ત્યારે જ્ઞાનના નિધાન એવા બપ્પભટ્ટિ મુનીશ્વર તેનું વિવેચન કરતાં રાજાની આગળ કહેવા લાગ્યા કે—

" એક લોહનો પિંડ અગ્નિથી તપેલ હોય અને એક શીતલ હોય, એ બંને સાથે કેમ મળી શકે ? કારણ કે તે બંને તપ્ત હોય, તો તેનો મેલાપ થઇ શકે. અર્થાત્ એ આમ રાજા સાંસારિક વાસનાઓથી તપ્ત છે અને અમે ઔદાસીન્ય, જિતેંદ્રિયત્વ તથા નિર્લોભતાથી શીતલ છીએ, તો અમારો એની સાથે મેળ કેમ થાય ? **ધનાદેશી** શબ્દથી પત્ની લેવી, તે ઉત્સુક હોય અને પ્રિયતમ મંદ સ્નેહવાળો હોય, તો તેમનો મેલાપ શી રીતે થાય ? વિરહથી જે મરતો હોય કે મૃત તુલ્ય થઇ ગયો હોય, તેનો નિરોધક કોણ થઇ શકે ? તે મળે ત્યારેજ પ્રણયિની–પ્રિયા જીવી શકે; આ કર્ણવેધ જેવી વાત તો તેમાં પરોવાયેલ દોરાજ જાણી શકે.

તેમજ તપને ઇચ્છનાર તથા કામ–મદન એ બંનેના મેલનમાં ચેષ્ટા કેવી ? અર્થાત્ તે બંને વિપરીત હોવાથી તેમની મિત્રાઈ ન થઇ શકે. તથા ધનદાન આપનાર દાતાને સત્પાત્રની ઇચ્છા હોય અને યાચક તે લેવામાં ઇચ્છા રહિત હોય, નિર્લોભી હોય તેના વિરહમાં દાતા તેની ખાતર સંતાપ પામતો હોય, તેને દાન આપ-

વાનું મુહૂર્ત કેવું ? અર્થાત્ તે ગમે ત્યારે પણ દાન આપી સંતુષ્ટ થઇ શકે, વળી કાન્યકુબ્જમાં મારા સમાન તેજસ્વી વિદ્વાન્ **દોરા** એટલે બંને રાજાઓને જાણે છે. અથવા ધર્મરાજા અને આમ રાજા બંનેને પંડિતો પ્રિય છે, તેથી તે બંને મારા મનમાં રમી રહ્યા છે. અહીં ગૂઢાર્થ એવો છે કે હે રાજન ! ગુરૂપ્રતિજ્ઞાના નિર્વાહ માટે આમ રાજા અહીં આવેલ છે. એ બીજો અર્થ કહ્યો.

તથા એક તપ્ત સ્વભાવનો હોય અને બીજો શીતલ સ્વભાવનો હોય, ત્યાં મેલાપ કેવો ? વળી ચમત્કારી કાવ્યો જેને પ્રિય છે એવા આચાર્ય, તે અમારાપર સ્નેહરહિત છે, તે ઉપરોધથી ગ્રહણ કરી શકાય તેમ નથી. વળી વિષય, વિયોગાદિ સર્વ સંગનો પરિત્યાગ કરતાં જે પુરૂષ મરે, દેવ સમાન સુખી થાય, તેને સ્નેહ કેવો ? સંબંધાદિકમાં તેનો ઉપરોધ કેવો ? અર્થાત્ ઉપરોધથી તે ગ્રહણ ન થઇ શકે. વળી કર્ણ જેવા દાનેશ્વર તથા મહાબાહુ **આમ** રાજાને પણ આ સૂરિ સામાન્ય પુરૂષ સમાન સમજે છે.

તેમજ તત્ત્વને ઇચ્છનાર તથા સંગના ત્યાગીનો મેલાપ થઈ શકે, વળી પરમબ્રહ્મને ઇચ્છનારપર ધનવંત જનો અત્યંત પ્રીતિ કરે. કારણ કે વીતરાગમાં સર્વ પ્રીતિ કરે છે અને ધનવંતો પણ તેમાં પ્રીતિ ધરાવે છે. વળી વિરથ એટલે વિષ્ણુ, તેમાં મન લગાવીને જે મરણ પામે તેના જેવો અન્ય કોણ હોઇ શકે ? તે રાજા સમાન થાય છે, અર્થાત્ ગુરૂના ધ્યાનમાં મરણ પણ શ્લાઘ્ય છે. વળી ગંગા કરતાં અન્ય કોણ પવિત્ર છે ? અર્થાત્ એજ પૂજ્ય છે. વળી બે રાજા એકત્ર મળ્યા, તેમાં તુંજ સર્વ સામર્થ્યયુક્ત છે માટે જે ઉચિત લાગે તે કર.” એ ચોથો અર્થ થયો,

એ પ્રમાણે શ્રી બપ્પભટ્ટિ મહારાજે એક સો આઠ અર્થ કહી બતાવ્યા, પરંતુ મતિની મંદતાથી અમે તે જાણતા નથી.

પછી આમ રાજા ત્યાંથી ઉઠીને રાત્રે વારાંગનાના ઘરે રહ્યો અને પ્રભાતે તેને એક અમૂલ્ય કંકણ ભેટ આપીને તેના ઘર થકી ચાલી નીકળ્યો, અને બીજું કંકણ કે જે સૂર્યના કિરણ સમાન તેજસ્વી હતું, તે રાજભવનના દ્વારપર મૂકી દઇને ત્યાંથી બહાર જઇને તે એકાંત ઉદ્યાનમાં રહ્યો.

હવે અહીં પ્રભાતે આચાર્યે રાજસભામાં આવીને કાન્યકુબ્જમાં જવા માટે રાજાની અનુમતિ માગી. એટલે પૂર્ણ થયેલ પ્રતિજ્ઞાને ન જાણવાથી રાજાએ પૂછ્યું કે ‘કેમ ?’ ત્યારે તેમણે જણાવ્યું કે–‘આમ રાજા અહીં આવી ગયો, તેણે વિદ્વતા ભરેલા કથનથી જે જે કહી સંભળાવ્યું, એ તે પોતે હતો. વળી **દોરા** શબ્દથી બે રાજાની સૂચના કરી, તેમજ બીજોરૂં બતાવતાં ‘આ શું ?’ એમ પૂછવામાં આવતાં તેણે **બીજરાજ** ( બીજો રાજા ) એમ ઉત્તર આપ્યો. તથા

**અરિપત્ત** એ શબ્દથી તેણે અરિપાત્ર ( શત્રુ ) એવો સંસ્કૃતથી અર્થ થાય છે, તે તારી આગળ સ્ફુટ કહી બતાવ્યું.' એ પ્રમાણે સાંભળતાં રાજાને ભારે પસ્તાવો થયો. તેણે ખેદ સાથે ચિંતવ્યું કે-' અહા ! મારી મૂર્ખતાને ધિક્કાર છે કે તેણે સ્પષ્ટ કહ્યા છતાં હું સમજી ન શક્યો. '

એવામાં વારાંગનાએ આવીને રત્નના તેજથી અંધકારને દૂર કરનાર એવું કંકણ રાજાની આગળ મૂક્યું, તેમજ બીજું કંકણ દ્વારપાલે આપીને રાજાને નિવેદન કર્યું કે-' હે નાથ ! દ્વારના ખીલાપર આ કંકણ કોણ મૂકી ગયેલ છે, તે હું જાણતો નથી. ' એટલે રાજાએ બારીકાઇથી તપાસતાં તેનાપર **આમ** રાજાનું નામ જોવામાં આવ્યું. આથી બપ્પભટ્ટિ ગુરૂના વચનપર તેને સંપૂર્ણ ખાત્રી થઇ.

આ બધી હકીકતથી ખેદ પામતાં રાજા કહેવા લાગ્યો કે-' અહા ! ઘરે આવેલ શત્રુ રાજાને મેં સાધ્યો પણ નહિ અને તેનો સત્કાર પણ ન કર્યો. તેથી ચિરકાળથી ચાલ્યા આવતા વૈરની નિવૃત્તિ ન થઈ, અને વળી પૂજ્ય ગુરૂનો વિરહ ભારે દુ:ખદાયક થઇ પડશે. શું કહીએ ? હવે સ્વામીનું અલક્ષ્ય દર્શન કાંઇ મળવાનું છે ? '

ત્યારે આચાર્ય બોલ્યા કે-' હે રાજન્ ! તું ખેદ ન કર. કારણ કે અમે હંસની જેમ અપ્રતિબદ્ધ વિહારી છીએ. હે મહાબાહુ ! અમે તારી અનુમતિ લઇને જઇએ છીએ, હવે હે મિત્રવર્ય ! તું તારા નામને સાર્થક કરજે કે જેથી બીજા લોકો તારૂં અનુકરણ કરીને નિર્મળ થાય. ' એમ કહી ત્યાંથી નીકળીને ગુરૂ મહારાજ આમરાજાને જઇને મળ્યા. ત્યાંથી ઊંટપર આરૂઢ થયેલ રાજા, યશથી શોભતા ગુરૂ સાથે માર્ગે ચાલ્યો, એવામાં બકરાની જેમ જળમાં મુખ નાખીને પાણી પીતો એક ભીલ રાજાના જોવામાં આવ્યો, ત્યારે કંઇક અપૂર્વ સાંભળવાની ઇચ્છાથી તેણે આચાર્યને પૂછ્યું કે—' આ પથિક ભીલ પશુની જેમ શા માટે પાણી પીએ છે ? '

એમ સાંભળતાં ગુરૂરાજ તરત ગાથાના ઉત્તરાર્ધથી જણાવ્યું. કારણ કે સારસ્વત મંત્રથી સિદ્ધ થયેલા પુરૂષો કાવ્યમાં વિલંબ કરતા નથી-' હે રાજન્ ! મુગ્ધાના આંસુ લુંછતાં એના બંને હાથ કાજળથી શ્યામ થઇ ગયા છે. ' એટલે તેની ખાત્રી કરવા રાજાએ તે ભીલને બોલાવીને હકીકત પૂછી. ત્યારે શરમને લીધે પોતાનું મુખ નીચું કરી યથાસ્થિત વૃત્તાંત જણાવતાં તેણે કહ્યું કે-' હે નાથ ! પ્રવાસે નીકળતી વખતે વધુને શાંત કરતાં અને તેના કાજળસહિત આંસુ લુંછતાં મારા હાથ કાજળવાળા થયા છે. આ વૃત્તાંત સાંભળતાં હર્ષ પામતો રાજા, સૌધર્મ દેવલોકે પહોંચનાર ઈંદ્રની જેમ પોતાના કાન્યકુબ્જ નગરમાં પહોંચ્યો. એટલે પ્રથમ કરતાં પણ અધિક મહોત્સવથી તેણે ગુરૂને નગર પ્રવેશ કરાવ્યો અને અત્યંત બહુ માનથી તેમની પૂજા કરી.

હવે અહીં શ્રી સિદ્ધસેનસૂરિ અત્યંત જરાગ્રસ્ત થયા અને પોતે કૃતકૃત્ય થવાથી અનશન વિધિ કરવાની તેમની ઇચ્છા થઇ. એટલે મુખ્ય શિષ્ય બપ્પભટ્ટિનું મુખ જોવાની ઇચ્છાથી તેમણે એક મુનિને પોતાનો અભિપ્રાય જણાવીને શિષ્યને બોલાવવા માટે મોકલ્યા. તે મુનિએ આવીને શ્રીબપ્પભટ્ટસૂરિને ગુરૂનો અભિપ્રાય સંભળાવતાં જણાવ્યું કે—" મારૂં શારીરિક બધું બળ નષ્ટ થઇ ગયું, દૃષ્ટિ પદાર્થ જોવામાં મહા કષ્ટે પ્રવર્તે છે, અવયવો બધા શિથિલ થઇ ગયા છે, અને પ્રાણ હવે પાહુણા થઇને જવાની તૈયારીમાં છે પણ હે વત્સ ! માત્ર એક તને જોવાને માટે અટકી રહ્યા છે, માટે જો મને જોવાની તારી ઇચ્છા હોય, તો સત્વર મારી પાસે આવી જા. "

આથી પોતાના ગુરૂપરની બહુ ભકિતથી બપ્પભટ્ટિસૂરિ રાજપુરૂષો સહિત સત્વર મોઢેરક તીર્થમાં ગુરૂ પાસે હાજર થયા. ત્યાં ગુરૂનું પ્રથમ દર્શન થતાં તેમનું વચન રૂંધાઇ ગયું એટલે પોતામાં અત્યંત વાત્સલ્ય ધરાવનાર એવા બપ્પભટ્ટિને ગુરૂ કહેવા લાગ્યા કે—' હે વત્સ ! મારૂં શરીર તો વાંકું વળી ગયું છે, શરીરને લાકડીના ટેકાની જરૂર પડે છે, દાંત બધા પડી ગયા. કાન સાંભળવાથી રહિત થયાં, ચક્ષુનું તેજ બધું ઉડી ગયું અને શ્યામતા આવી ગઇ, આટલું થયા છતાં મારૂં નિર્લજ્જ મન હજી વિષયને માટે તલસે છે, માટે સ્વચ્છમતિ અને પવિત્ર ગચ્છ-પર વાત્સલ્ય ધરાવનાર હે વત્સ ! અંતિમ વિધિ સાધતાં મારો સહાયક થઇને તું અનૃણી ( ઋણમુકત ) થા. ' પછી આરાધના કરીને ગુરૂ પરલોકે ગયા, એટલે રાજમાન્ય શ્રી બપ્પભટ્ટસૂરિએ ગુરૂનું શાસન ચલાવ્યું. ત્યાં શ્રીમાન્ ગોવિંદસૂરિ અને શ્રીનન્નસૂરિને ગચ્છનો ભાર સોંપી અને શ્રી સંઘની અનુમતિ લઇને તે નિર્ગ્રં-થનાયક રાજાના પ્રધાનો સાથે આદરપૂર્વક પાછા આમ રાજાની રાજધાનીમાં આવ્યા ત્યારે રાજાએ તેમનું બહુમાન કર્યું, પણ તેમના રાગને માટે રાજાને વિકલ્પ થયો.

એક વખતે રાજસભામાં પુરૂષરૂપધારી જાણે સાક્ષાત્ સરસ્વતી હોય એવા આચાર્ય હાથમાં પોથી લઇને બેઠા હતા, તેમની નિર્દોષ દૃષ્ટિ અક્ષર અને પદમાં હતી, એવામાં કોઈ રીતે અચાનક લીલા કણેરના ઝાડપર તેમણે નજર નાખી, જેથી તેમના ચિત્તનો અભિપ્રાય અન્યથા કલ્પીને રાજાએ વિચાર કર્યો કે- ' સિદ્ધાંતના પારંગામી અને આવા પ્રકારના યોગથી યુકત છતાં એમના મનમાં પ્રમદા રમે છે માટે તેને એ પ્રમાણ કરશે. ' પછી આવા પ્રકારના કાર્યનો નિર્વાહ કરવામાં જ્ઞાનના હેતુરૂપ એવી રમણીને રાત્રે તેણે સ્નેહને લીધે ગુરૂના ઉપાશ્રયમાં મોકલી એટલે પ્રથમ તો ઉપાશ્રયમાં આવીને છુપાઇ ગઇ, પછી શ્રાવકો જ્યારે પોતપોતાના સ્થાને ચાલ્યા ગયા ત્યારે આચાર્યનું ધૈર્ય ભેદવા માટે તે એકાંતમાં

શુશ્રૂષા કરવા લાગી. એવામાં સ્ત્રીના કરસ્પર્શથી ઉપસ્થિત થયેલ ઉપસર્ગ જાણવામાં આવતાં ગુરૂએ વિચાર કર્યો કે—' આ અવશ્ય રાજાની અજ્ઞાન-ચેષ્ટા લાગે છે;' એમ ધારી ધૈર્યપૂર્વક અષ્ટાંગ યોગરૂપ સદ્ધર્મરૂપ બખ્તરથી સજ્જ થઇને તે કામદેવનો વિજય કરવાને તૈયાર થઈ ગયા. એટલે સંતોષરૂપ અક્ષત પલાણ માંડીને તે શુભ ધ્યાનરૂપ અશ્વપર આરૂઢ થયા. દઢ સંયમરૂપ ધનુષ્ય અને તપરૂપ બાણને ધારણ કરતા, તથા સદ્બોધની પુષ્ટિરૂપ શકિત ( શસ્ત્ર-વિશેષ )ને હાથમાં લેતાં અંતરંગ શત્રુનો જય કરવા તે તત્પર થયા. પછી અનાદરપૂર્વક તેમણે તે રમણીને કહ્યું કે—' તું કોણ છે અને અહીં શામાટે આવી છે ? આ તો બ્રહ્મચારીઓનું સ્થાન છે, તારા જેવી રમણીને માટે આ સ્થાન ઉચિત નથી કારણ કે મુસાફરોમાં જેમ વાઘ, વિપ્રગૃહમાં જેમ મદ્ય, ધર્મશાળામાં જેમ માંસ, રાજભવનમાં હળ, ધર્મમાં જીવહિંસા, વેદોચ્ચારમાં જેમ અંત્યજ, કપૂરમાં જેમ નાળીયેર, કાગડાને કોઠ, ચંદનમાં મક્ષિકા, કુંકુમમાં હીંગ, તથા લસણમાં જેમ કપૂર અનુચિત છે, તેમ તું મનોહારિણી હોવાથી આ સ્થાનને યોગ્ય નથી, વળી બધા દ્વારથી નીકળતી અશુચિ-દુર્ગંધરૂપ કાદવથી કલુષિત અને લજ્જારૂપ અબળા દેહમાં કૃમિ વિના કોઇ મૂર્ખ જનોજ તેમાં આશકત થાય. '

એ પ્રમાણે સાંભળતાં પેલી રમણી કહેવા લાગી કે—' હું પૂજાની અભિલાષી નથી, પણ માર્ગથી ભ્રષ્ટ થયેલા એવા તમને સ્પષ્ટ બોધ આપવા આવી છું. સંપત્તિ મેળવવા માટે લોકો દાનધર્મ આચરે છે અને ઐશ્વર્ય માટે તપ તપે છે, તે ઐશ્વર્ય રાજ્ય વિના નથી. સ્વર્ગમાં પણ એક સારંગલોચના-રમણી સારરૂપ મનાય છે કે જેના વિના મનુષ્યો અને દેવો શોભા પામતા નથી. કહ્યું છે કે—

" राज्ये सारं वसुधा वसुधायां पुरं पुरे सौधम् ।
सौधे तल्पं तल्पे वरांगनानंगसर्वस्वम् " ॥ १ ॥

રાજ્યમાં સારરૂપ પૃથ્વી છે, પૃથ્વીમાં નગર અને નગરમાં સુશોભિત મકાન સારરૂપ છે, મકાનમાં શય્યા અને શય્યામાં વિલાસી વનિતા સારરૂપ છે.

વળી જગતમાં પણ એવા કોઇ વિપરીત કદાગ્રહી નહિ હોય કે વિના વાંછાએ પ્રાપ્ત થયેલ વસ્તુનો તે ત્યાગ કરે, કારણ કે તેમ કરવાથી તે હાંસીપાત્ર બને છે. દુર્બુદ્ધિની વૃદ્ધિને લીધે તે દૈવથી દંડાયેલા છે, માટે હે પ્રભો ! તમે પૂરતો વિચાર કરો. કોઇ પાખંડીના ભમાવવાથી તમે જડ જેવા ન થાઓ. આમ રાજાએ મહાભક્તિથી મને તમારી પ્રાણવલ્લભા કરીને મોકલી છે, હું રૂપવતી, ચતુર અને ગુણથી અનુરાગી બનું છું, વળી તમે જે કહો છો કે બીભત્સ રસ-દુર્ગંધને લીધે સ્ત્રીનું શરીર ખરાબ હોય છે, પરંતુ તે શુશ્રૂષા વિનાની અન્ય કુરમણીઓનું સમજવું, પણ અમે તો નિરંતર પવિત્ર રહેતી હોવાથી જાણે વિધાતાએ કપૂરથી બનાવી

હોય તેમ દુર્ગંધાદિકની કથાથી પણ અજ્ઞાત છીએ. માટે હે નાથ ! હું પ્રાર્થના કરૂં છું કે નાગાંગના સાથે ભોગવિલાસ કરતા નાગેંદ્રની જેમ ભોગવિલાસથી મારા શરીરને સફળ કરો.'

એમ સાંભળતાં પ્રથમ બપ્પભટ્ટિસૂરિ જરા હસ્યા અને પછી તેના વચનથી તે વિસ્મય પામી, ધૈર્યના આધારરૂપ અને નિર્ભય એવા ગુરૂ, દૃઢ વચનથી તે રમણીને કહેવા લાગ્યા કે-' અંદરના ભાગમાં પોકળ એવી એક સુવર્ણની પૂતળીને અશુચિથી ભરીએ અને ઉપરથી ચંદન ચર્ચી તેને અલંકારથી શોભાવીએ, એ કેવું કહેવાય ? તેમ વિષ્ટાગૃહસમાન મલ, મૂત્રાદિકથી ભરેલા રમણીઓના શરીરપર કયો સુજ્ઞ અનુરાગ ધરાવે ? માટે હે ભદ્રે ! કટાક્ષપાત કરતી તારી ચક્ષુને સંકેલી લે, વક્ષસ્થળને ઢાંકી દે, અનેક ચેષ્ટાથી કુટિલ અને રમ્ય હાવભાવયુક્ત તારા વચનને બંધ કર. માખણના પિંડ સમાન તે અન્ય પુરૂષો કે જેઓ રમણીઓને વશ થાય, પણ હે મુગ્ધા ! અમે પાષાણ જેવા છીએ, તો તારા શરીરને વૃથા ખેદ શા માટે આપે છે ?'

એ પ્રમાણે સાંભળ્યા છતાં જાણે સાંભળ્યુંજ ન હોય તેમ તે બોધ ન પામી; પરંતુ ઉલટી નિર્લજ્જ થઇને તે આચાર્યના સ્વભાવથી કઠિન એવા હાથ પોતાના શરીરપર અડાડવા લાગી, તથા કામહસ્તીના કુંભસ્થળ સમાન પોતાના કોમળ સ્તનનો તે હાથવતી સ્પર્શ કરાવવા લાગી, એટલે શૃંગારપર્વતના ખેરના અંગારા સમાન તે સ્પર્શ સમજીને મુનીશ્વરે દંભ અને શોક વિના એકદમ પોકાર કર્યો. આથી તે સ્ત્રી 'શું શું ?' એમ કહેવા લાગી ત્યારે તેના સ્તનપરથી પોતાનો હાથ ખેંચી લઇને આંસુ લાવ્યા વિના મહાકષ્ટે ગદ્‌ગદ્ વાણીથી તેમણે જણાવ્યું કે-' આજે તેં તારા અંગસ્પર્શથી, અમૂલ્ય અને અતુલ્ય વાત્સલ્યથી વૃદ્ધિ પામેલા અમારા જેવાને વડીલોનું સ્મરણ કરાવ્યું છે.'

આથી તેણે પૂછ્યું કે—' તે શી રીતે ?'

ત્યારે ગુરૂ કહેવા લાગ્યા કે—, રાત્રે સ્વાધ્યાય કર્યા પછી હમેશાં હું ગુરૂના સર્વ અંગે શુશ્રૂષા કરતો હતો, ત્યાં કેડ દબાવતાં નિતંબનો સ્પર્શ થઇ જતો. તેથી આજે ગોળ અને મૃદુતાની સમાનતાથી તેનું સ્મરણ થઇ આવ્યું. જેવા તારા સ્તન છે, તે પણ તેવાજ હતા.' એમ સાંભળતાં તેની રસિકતા નિવૃત્ત થઇ ગઇ અને આશાનો ભંગ થતાં કામાંધતા દૂર થવાથી તે ચિંતવવા લાગી કે— 'અહો ! મને કેવું કર્મ ઉદય આવ્યું ? પત્થર, લોહ અને વજ્ર તો શું પણ શ્વેતાંબર મુનિ દુર્ભેદ્ય છે. કારણ કે અગ્નિ કે ટાંકણા વિગેરેથી પત્થર ભેદાય છે, અગ્નિથી લોહ ભેદાય છે અને કુશલી ( વૃક્ષ વિશેષ ) ના કોમળ ફૂળના ચૂર્ણાદિકથી વજ્ર પણ ભેદાય છે, પરંતુ આ મહાત્માની કઠિનતા કોઇ વિચિત્ર પ્રકારનીજ છે કે

જે અભેદ્ય છે. બીજા બધા પુરૂષો ઘૃતના પિંડ સમાન છે કે જે અગ્નિના કુંડ સમાન રમણીઓ પાસે ઓગળી જાય છે, પરંતુ આ તો કોઇ જુદાજ પ્રકારના છે. વિધાતા અને યમ એની આગળ શું માત્ર છે ? એ તો એના કિંકર જેવા છે. તીવ્ર બ્રહ્મવ્રતને ધરનાર એવા એનાથી તો કર્મ પણ ભય પામે; શૃંગારરસમાં એણે વિરસતા ધારણ કરી અને મારા કામને પણ એણે ભગ્ન કર્યો. કારણ કે મારા જેવી રમણીનો જે તિરસ્કાર કરે, તે દૈવને જીતી શકે.' એમ વિચાર કરતી તે મુનિ-દ્રોહનો આગ્રહ તજી દઇને નિંદ્રાધીન થઈ. કારણ કે દુનીયાને દુઃખ આવતાં કંઈક વિશ્રાંતિ આપવાથી નિદ્રા ઉપકારિણી ગણાય છે.

પછી પ્રભાતે આચાર્ય જાગ્રત થયા અને પર્યંકાસને બેઠા, ત્યારે તે રમણી પ્રણામ કરીને બોલી—' હું આપને વિકૃતિ પમાડવામાં સમર્થ થઇ શકી નહિ. પૂર્વે કામાદિ શત્રુને જીતનારા વીતરાગ હતા, પરંતુ આ તમારા વૃત્તાંતથી એ શાસ્ત્રોક્ત વાત બરાબર સત્ય સમજી શકાય તેમ છે, માટે હું આપને વિનંતિ કરૂં છું કે–આપ પ્રસન્ન થઇને મારી પીઠપર સ્વહસ્ત સ્થાપન કરો. તમારા શ્રાપથી તો ઈંદ્ર પણ નાશ પામે, તો અન્યની શી વાત કરવી ? '

ત્યારે ગુરૂ મહારાજ કહેવા લાગ્યા કે–' આ તો અજ્ઞાનવચન છે. અમે રોષ કે તોષના આચારથી અલગ છીએ. અજ્ઞજનો શ્રાપ વિગેરેમાં પ્રવૃત્ત થાય છે. '

એ પ્રમાણે સાંભળતાં તે વારાંગના રાજા પાસે આવી અને ગુરૂના ગુણથી ક્ષણવારમાં વિકૃત દશા પામેલ એવી તે કહેવા લાગી કે–' હે નાથ ! જે પોતાના બાહુદંડથી મહાસાગર તરી શકે, જે પોતાના મસ્તકવતી શીઘ્ર પર્વતને ભેદી શકે, જે ઇચ્છાનુસાર અગ્નિ સામે બાથ ભીડે અને જે સુતેલા સિંહને જગાડે, તે આ તમારા શ્વેતાંબર ગુરૂને વિકાર પમાડી શકે. અર્થાત્ તે કોઇ રીતે વિકાર પામે તેમ નથી.'

એ પ્રમાણે સાંભળતાં હર્ષથી રાજાનું શરીર રોમાંચિત થયું. પોતાના ગુરૂના ભારે સત્ત્વથી હૃષ્ટ થતો રાજા કહેવા લાગ્યો કે—' તેમના વાક્યને માટે હું લુંછણારૂપ બની જાઉં, અવિકારી દૃષ્ટિને માટે અવતારણરૂપ બનું અને મિત્રતાથી મનોહર હૃદયને માટે હું બલિરૂપ થઇ જાઉં. આ પૃથ્વી, પર્વતો, દેશ, અને મારૂં આ નગર ભાગ્યશાળી છે કે જ્યાં બપ્પભટ્ટિગુરૂ બિરાજમાન છે. પોતે કામાતુર થવાથી પોતાના ક્ષેત્ર ( ભૂમિ ) થી ભ્રષ્ટ કરાવનાર કામનો વિચાર કરતાં પરક્ષેત્રમાં ગયેલા પશુ હાથીઓ લોલુપતાને તજી દે છે; તેથી જે ગુરૂ તેમને સર્વથા હસી કહાડે છે. માટે મારા ગુરૂનું ગજવર એવું નામ થાઓ એટલે આગમના બળથી ભૂત, ભાવિ અને વર્ત્તમાનને જાણતા એવા તેમના ગજવર અને બ્રહ્મચારી એ બે બિરૂદ થયા. '

પછી રાજાએ તે રમણીને પૂછ્યું કે—‘ ત્યાં તેં શું કર્યું ? ’ ત્યારે તે કહેવા લાગી કે—‘ કટાક્ષક્ષેપ, અને સ્તનાદિકપર તેમને હસ્તસ્પર્શ કરાવ્યો છતાં તે વિકાર ન પામ્યા. ’ તે વખતે પોતાની પ્રજ્ઞાના અનુસારે વર્ણન ન કરતાં તે પુનઃ બોલી કે—‘ ગજવરની ઉપમાને ધારણ કરતા તથા અનુપમ સત્વશાળી એવા નિર્વિકારી ગુરૂરાજ, હે નાથ ! કોઇરીતે ભોગાસક્ત થાય તેમ નથી. ’

એ પ્રમાણે રાજા વિગેરેના મુખે સત્ય ગુણના કીર્તનથી તથા બ્રહ્મચર્યના અદ્ભુત પ્રભાવથી શ્રી બપ્પભટ્ટિગુરૂ વિજયવંત થઇને રહેવા લાગ્યા.

એકદા રાજમાર્ગે ચાલતાં ગઢની બહાર પોતાના ઘરના પાછળના ભાગમાં પંચાગુલ પ્રમાણ એરંડાના મોટા પાંદડાવતી પોતાના વિશાળ સ્તનને ઢાંકનાર એવી એક ખેડુતની સ્ત્રી રાજાનાં જોવામાં આવી. પોતાના ધણીના હાથમાં વાડના છિદ્રમાંથી ભાત આપી, દાતરડું ભૂલી જવાથી તે ઘરભણી પાછી વળી, તેના બિંબાકાર સ્તન અને તેના ઉપર રહેલા પત્ર જોઇ રાજાને કૌતુક થવાથી એક મોટા એરંડાપર પોતાની ચપળદૃષ્ટિ નાખતાં તેણે અર્ધ ગાથા બનાવી અને પ્રભાતે રાજસભામાં આવતાં તેણે તે સમસ્યા ગુરૂની આગળ આ પ્રમાણે સંભળાવી—

“ वइ विवर निगाय दलो एरंडो साहइ तरूणीणं ” ॥

એટલે-વાડના છિદ્રમાંથી નીકળતાં એરંડાંના પત્રો તરૂણીપર શોભતા હતા.’

એટલે ગુરૂ તરતજ ઉત્તરાર્ધ બોલ્યા—

“ इत्थ घरे हलियवहु सद्दहमित्तच्छणी वसई ”

અર્થાત-એ ઘરમાં ખેડુતની સ્ત્રી બિંબસ્તની રહેતી હશે. ’

એ પ્રમાણે પોતાના જોયા પ્રમાણે સમસ્યા પૂરનાર ગુરૂની સ્તુતિ કરતાં રાજાએ જણાવ્યું કે—‘ આ કળિકાળમાં ગુરૂ વિના કોઇ સિદ્ધ સારસ્વત નથી. ’

વળી એકદા સાંજે હાથમાં દીવો લઇ ડોકને વાંકી કરતી કોઇ પ્રોષિતભર્તૃકા ( જેનો પતિ પરદેશ ગયો હોય તે સ્ત્રી ) પોતાના વાસગૃહ ભણી જતી રાજાના જોવામાં આવી. એટલે તેણે ગાથાનો ઉત્તરાર્ધ બનાવી પ્રભાતે ગુરૂ પાસે કહી સંભળાવ્યો ત્યારે ગુરૂએ તેનો પૂર્વાર્ધ તરત પૂરો કર્યો.

“ पियसंभरणपलुट्टंतं अंसुधारा निवायभीया ।
दिज्जइ वंकगीवाइ दीउपहि नायाए ॥ १ ॥

એટલે-પ્રિયતમ યાદ આવવાથી ખેદને લીધે આંસુની ધારા પડવાના ભયથી માર્ગે ચાલતાં રમણી, દીપક બુઝાઇ ન જાય, તેથી વાંકી ડોક કરીને ચાલે છે.’

એ પ્રમાણે વિવિધ કાવ્યગોષ્ઠીથી આનંદ પામતાં શ્રી બપ્પભટ્ટિ ગુરૂ અને રાજાએ કેટલોક કાળ સુખે વ્યતીત કર્યો.

એવામાં એક વખતે સુજ્ઞ ધર્મરાજાએ દુષ્કૃતના વિરોધી એવા શ્રીમાન **આમ** રાજાને પોતાનો દૂત મોકલ્યો, એટલે આમ રાજાની સભામાં આવી રાજાને પ્રણામ કરીને ઉચિત આસને બેસતાં આશ્ચર્ય પૂર્વક સભ્યો જેના મુખને જોઇ રહ્યા છે એવા દૂતે રાજાને વિનંતિ કરી કે—'હે પ્રભો! તમારા ચાતુર્યથી મારા સ્વામી ભારે સંતુષ્ટ થયા છે અને તેણે આશ્ચર્ય સાથે એમ સ્પષ્ટ કહેવરાવ્યું છે કે તમારા પંડિત-વર્ગમાં મુગટ સમાન શ્રીબપ્પભટ્ટસૂરિએ પોતાની સત્યાસત્ય વાણીના વ્યાખ્યાનથી અમને છેતરી લીધા, જેથી અસાધારણ બુદ્ધિશાળી આમ રાજા મારે ઘરે આવ્યાં છતાં અને આતિથ્યને યોગ્ય છતાં હું તેનો આદર-સત્કાર કરી શકયો નહિ. એ અમને ભારે પશ્ચાત્તાપ થાય છે. હૃદયને વિકાસ પમાડનાર એ પાંડિત્ય અને વચનાતીત એ સાહસ એ ચમત્કારથી અમે ભારે સંતુષ્ટ થયા. માટે, હે આમ! અહો! કંઇક કહે. અમારા રાજ્યમાં **વર્દ્ધનકુંજર** નામે બૌદ્ધ વિદ્વાન્ છે. તે મહાવાદી, દૃઢ પ્રતિજ્ઞાવાળો અને સેંકડો જિનવાદીઓથી પ્રખ્યાત છે. તે તમારા સીમાડાની સરહદ પર આવીને વાદ કરશે અને અમે કૌતુકથી સભ્યો સાથે ત્યાં આવીશું. તમારામાં જે કોઇ વાદ કરવામાં વિચક્ષણ હોય, તે પણ મેઘની જેમ ઉન્નત થઇને વિદ્વાનોની સાથે ત્યાં આવે. એ બંનેનું વાગ્યુદ્ધ થવા દેવું અને જેનો વાદી જીતાય, તે પોતે પરાજિત થયો એમ સમજી લેવું. જ્યાં ઘણા સુભટોનો નાશ થાય; તેવું યુદ્ધ શા માટે કરવું જોઇએ? જો એ બૌદ્ધાચાર્ય મહાવાદી જીતાય, તો તેના બીજા વાદીઓ પણ જીતાયા સમજવા અને તે જીતાતાં અમને પણ તમે અનાયાસે જીતી લીધા એમ સમજવું. કારણકે ઘૃતપિંડમાં જેમ સ્નેહ (ચીકાશ) તેમ જળમાં હિમનો નિશ્ચય થાય છે.'

એ પ્રમાણે દૂતના મુખથી સાંભળતાં આમ રાજા તેને કહેવા લાગ્યો કે—'ધર્મરાજા શું કદાપિ અનુચિત બોલે? પરંતુ આ અવસરે કંઇપણ ઉપાલંભ આપવો તે સજ્જન પુરૂષોને યોગ્ય નથી; કારણકે પ્રસંગ દુર્લભ કહેલ છે. તેવખતે એ વિદ્વાન્ મિત્રને બોલાવવાના મિષે હું ત્યાં મળવા આવ્યો હતો, અને તે અમે સ્પષ્ટ જણાવી દીધું તેમાં **બીજ રાજ** અને **દોરા** એ બે સંસ્કૃત વાકયોથી બીજો રાજા અને બે રાજા, એમ બંધુની રીતથી જણાવી દીધું. વળી કણેરનું પત્ર બતાવતાં બપ્પભટ્ટિ ગુરૂએ **અરિપાત્ર** એમ સંસ્કૃતથી તે કહી બતાવ્યું. એ પ્રમાણે ત્રણ વાર કહ્યા છતાં તું સ્પષ્ટ સમજી શકયો નહિ. ત્રીજા વચનમાં પણ ગૂઢતા ન હતી કારણકે તે પણ પ્રગટ રીતે કહેવામાં આવ્યું પણ અજ્ઞાનતાથી પુલ્લિંગ, નપુંસકલિંગનો ભેદ ન રહ્યો, આથી તારો સ્વામી તથા ત્યાં બેઠેલા વિશિષ્ઠ પુરૂષો બધા જાણવામાં આવી ગયા, તેમ છતાં હજી તારા રાજાની મને જીતવાની ઇચ્છા

હોય, તો એ તારી શ્રદ્ધાને પણ પૂર્ણ કરીશ. ભલે એ તારૂં વચન પણ કબૂલ છે. પરંતુ તેમાં પરાભવ પામનાર રાજાએ ગર્વવિના પોતાનું સમાંગ રાજ્ય વિજય પામનાર રાજાને સમર્પણ કરી દેવું જોઇએ. એમ જો તારો રાજા કબૂલ કરતો હોય, તો કબૂલ છે, નહિ તો નકામો પ્રયાસ કરવાની અમારી ઇચ્છા નથી.'

એમ સાંભળીને દૂત બોલ્યો—'હે પૃથ્વીનાથ! બુદ્ધિના અપરિપાકથી તેં તારૂં આમ (અપરિપકવ) એવું નામ સત્ય કરી બતાવ્યું. વળી વારંવાર કહેવાથી તો એક જડ પણ સારી રીતે સમજી શકે, કારણકે ઘરે આવેલ પોતાના શત્રુ રાજાનો પણ કોણ સત્કાર ન કરે? પરંતુ સત્કારને માટે પણ તું પ્રગટ ન થયો. એમ ભયથી તેં પોતાનું નામ સત્ય કરી બતાવ્યું. વળી પલાયન કરતાં પણ જો બહારના રાજપુરૂષોના તે હાથમાં આવે, તો નાશ પામે, પરંતુ તેથી અમારા સ્વામીનું દૃઢ નામ પ્રગટ રીતે અસત્ય ઠરે અને વિગ્રહ કરતાં પણ અમારા રાજામાં એ દોષ નથી, માટે હે રાજન! તેનામાં એક વિચારીને કામ કરવાની જે આદત છે તેજ અપરાધને પાત્ર છે. વળી ક્ષમાવડે તેની નિર્બળતા જણાઇ આવે છે. અમારો વાદી જો તને જીતી લે, તો સર્વસ્વનો નાશ થતાં તું અપમાનને પાત્ર થઇશ. સરસ્વતીના પ્રસાદથી તેનો પરાજય તો થવાનોજ નથી, એમ વાદીઓએ ત્યાં વિચાર કરી રાખ્યો છે, માત્ર તેમાં અમર્શ (ઇર્ષ્યા) છે. એજ નાશનું કારણ છે.'

એમ દૂતનું કથન સાંભળતાં રાજાએ બપ્પભટ્ટિના હસતા મુખ તરફ જોયુ. એટલે મુનિશ્વર આનંદપૂર્વક કહેવા લાગ્યા કે—'પૂર્વના પરિચિત ધર્મરાજા પ્રત્યે કોને ઉત્કંઠા ન હોય? જો એનો રાગી જનને માટે આગ્રહ ન હોય, તો તે પોતાના હિતથી બહાર છે. વસ્તુના અનિત્યપણામાં કદાગ્રહ ધરાવનાર તે રક્ત ભિક્ષુપરથી એ જયનો આગ્રહ કરે છે; વળી ક્ષણભર તે રાગમાં કદાચ જય માનીએ તો મોક્ષ ક્યાંથી? કારણ કે વૈરાગ્યમાંજ મુકિત છે અને તે સર્વ દર્શનોને માન્ય છે. માટે આ બાબતમાં તમારે ગભરાવું નહિ. ધર્મરાજા થકી ઉન્નત થનાર એ ભિક્ષુને હું અવશ્ય જીતીશ. વળી ધર્મરાજાના સમ્યક વિચારથી આ આદરવામાં આવેલ વાદ મારા લીધે એ તેનેજ ઉપકારક થઇ પડશે, માટે ગમે તે અવસરે વાગ્યુદ્ધ થાય. હવે એ દૂતનો સત્કાર કરીને ધર્મરાજા પાસે મોકલો.'

પછી આમરાજાએ તેનું સન્માન કરતાં વિદાય કર્યો. એટલે સ્થાનની વ્યવસ્થા કરીને તે વિદાય થયો અને પોતાના સ્વામી પાસે આવીને તેણે બધી હકીકત નિવેદન કરી, તેથી ધર્મ રાજાએ ઇંદ્ર જેમ બૃહસ્પતિને તૈયાર કરે તેમ વાદીંદ્ર વર્દ્ધનકુંજરને તૈયાર કર્યો. તેમજ ચારે દિશામાં પ્રસિદ્ધિ પામેલા એવા મિત્રોને બોલાવી, તેમનો સત્કાર કરીને આનંદપૂર્વક તેમને એ વાદમાં સભ્ય પણે સ્થાપન કર્યા. વળી ધર્મરાજા પાસે **પરમાર** મહાવંશમાં ઉત્પન્ન થયેલ તથા અનુપમ તેજસ્વી એવો વાક્પતિરાજ ક્ષત્રિયવિદ્વાન હતો. તે બપ્પભટ્ટિગુરૂનો પૂર્વનોપરિચિત

હતો, જેથી તે ગુરૂના માર્મિક વચન જાણવા માટે રાજાએ પ્રમોદપૂર્વક તેને પણ તૈયાર કર્યો. પછી વ્યવસ્થિત દિવસે રાજા તથા મહાસભ્યો સાથે વર્દ્ધનકુંજર દેશના સરહદના પ્રદેશમાં આવી પહોંચ્યો. એવામાં સુજ્ઞશિરોમણિ અને આતપત્રો (છત્રો) થી આકાશને આચ્છાદિત કરતો શ્રીમાન્ આમ રાજા પણ કાન્યકુબ્જ થકી શ્રી બપ્પભટ્ટિસૂરિ તથા પંડિતવર્ગ સાથે તે સ્થાને આવ્યો અને પોતાની સરહદમાં આવાસ દઇને ત્યાં રહ્યો.

હવે જન્મથી કોઈ વાર શસ્ત્ર જોયેલ ન હોવાથી તેમાં અશક્તિને લીધે મંદ આદરવાળા, તથા પૂર્વે ન જોયેલ વાગ્યુદ્ધ જોવાને માટે કુતૂહલવાળા એવા સિદ્ધ, વિદ્યાધરો અને દેવતાઓ પોતાની અપ્સરાઓ સાથે ઉતાવળથી તે વખતે સ્વર્ગની જેમ આકાશમાં આવવા લાગ્યા. એવામાં કૌતુકથી મનને આકર્ષતા એવા બહુશ્રુત રાજસભ્યો સાથે વાદી અને પ્રતિવાદી ત્યાં આવી મળ્યા. એટલે બહુશ્રુત તથા સભ્યો યોગ્ય સ્થાને બેસતાં તે સભા જાણે ચિત્રમાં આળેખેલ હોય, તેમ નિશ્ચળ થઇ ગઇ. પછી સભ્યોની અનુમતિથી પોતપોતાના આગમને વિરોધ ન આવે તે પ્રમાણે તે બંનેએ પોતપોતાના રાજાને આશિષથી અભિનંદન આપ્યું, તેમાં પ્રથમ બૌદ્ધાચાર્ય વર્દ્ધનકુંજર, દ્વેષીઓની સભાને સંતાપ પમાડનાર આ પ્રમાણે આશીર્વાદ બોલ્યો—

" शर्म्मणे सौगतो धर्मः परय वाचंयमेन यः ।
आदतः साधयन् विश्वं क्षण क्षण विनश्वरम् ॥ १ ॥

જુઓ, ક્ષણે ક્ષણે વિનાશ પામતા વિશ્વને સાધનાર એવા જે ધર્મનો આદર પૂર્વક મેં વાચંયમે-આચાર્યે સ્વીકાર કર્યો, તે બૌદ્ધ ધર્મ તમને સુખ આપનાર થાઓ.'

એટલે સુજ્ઞ શિરોમણિ શ્વેતાંબરાચાર્ય શ્રી બપ્પભટ્ટિએ પોતાના પક્ષના ભૂપાલને આશિષ આપતાં જણાવ્યું કે—

" अर्हन् शर्म्मोन्नतिं देयान् नित्यानन्द पदस्थितः ।
यद्वाचा विजिता मिथ्या-वादा एकान्तमानिनः " ॥ १ ॥

' નિત્ય આનંદના સ્થાનમાં રહેલા એવા શ્રી આરહંત તમને ઉત્તરોત્તર સુખ આપો કે જેની વાણીએ એકાંતમતના મિથ્યાવાદ જીતી લીધા છે.'

એ પ્રમાણે બંનેના આશીર્વાદના શ્લોકો સાંભળતાં સભાસદો તેના પર વિચાર કરવા લાગ્યા—' વાદીઓએ આ સૌગત ધર્મનો સ્વીકાર કર્યો છે અને એની વાણી માન્ય કરી છે. બુદ્ધાચાર્યે જગતને ક્ષણભંગુર કહી બતાવ્યું. સૌગતના આ વચનથીજ અનુમાન થાય છે કે સરસ્વતી સત્યવાદિની છે.' વળી આમ રાજાના

પક્ષકારવાદીઓ વિચારવા લાગ્યા કે—નિત્યાનંદ પદની લક્ષ્મી આપનાર દેવ એકાંતનો નિષેધ કરનાર હોય, એમ શ્વેતાંબર આચાર્યની વાણી મિથ્યાવાદને જીતનારી છે, માટે એનો જય થયો.' એમ પોતપોતાના વિચાર પ્રમાણે નિશ્ચય કરીને સભાસદો મૌન ધારણ કરી રહ્યા.

એવામાં કસ્તૂરી હાથમાં લઇને બૌદ્ધાચાર્ય કહેવા લાગ્યો કે—' કસ્તૂરી ' **उपगरइ** ' એટલે—કસ્તૂરી ઉપકાર કરે છે.' એમ તે પ્રાકૃતમાં બોલ્યો. ત્યારે આચાર્યે કહ્યું કે—એ તો ધોબીને ઉપકારી થાય, એમ સમજી લ્યો.'

એ પ્રમાણે પ્રશ્નના સંકેતથી ઉત્તર આપતાં આચાર્યે તેને નિરૂત્તર કર્યો, ત્યારે રક્તાંબર બુદ્ધાચાર્યે સર્વની અનુમતિથી પોતાનો પક્ષ સ્થાપન કર્યો. એટલે જૈનાચાર્યે સર્વ વાદમાં બરાબર તત્પર રહીને તેના પક્ષને દૂષિત કરનારા પ્રમાણો કહી બતાવ્યા એમ ઉત્તરોત્તર ઉક્તિ પ્રત્યુક્તિની રીતથી વાદ કરતાં તેમને છ મહિના વ્યતીતથઇ ગયા, છતાં કોઇનો જય કે પરાજય થયો નહિ.

એવામાં એકદા આમ રાજાએ આચાર્ય મહારાજને નિવેદન કર્યું કે—' હે સ્વામિન્! રાજકાર્યોમાં વિઘ્ન કરનાર આ વાદ ક્યારે પૂરો થશે. ?

ત્યારે આચાર્ય બોલ્યા કે—' હે રાજન્! આ તો તમને વિનોદ પમાડવા માટે વાગ્વિનોદ માત્ર કરતા હતા, અને એથી તમને વિનોદ થાય, એમ સમજીને અમે આટલું લંબાણ કર્યું. હે રાજન્! આથી જો તમને બાધા થઇ હોય, તો પ્રભાતે જુઓ પોતાને વિદ્વાન્ માનનાર એ ભિક્ષુકનો હું નિગ્રહ—જય કરીશ.'

પછી પૂર્વે ગુરૂએ આપેલ મંત્રનો જાપ કરતાં મધ્યરાત્રે સ્વર્ગ ગંગામાં એકાંતે સ્નાન કરતી સરસ્વતી દેવી તેવીને તેવી સ્થિતિમાં આવીને ઉભી રહી. અહો! મંત્રનો પ્રભાવ તો જુઓ કે જ્યાં દેવી પણ પોતાનું ભાન ભૂલી ગઇ, ત્યાં વસ્ત્રરહિત દેવીને તેમણે એકવાર સ્હેજ જોઇ કે તરતજ સૂર્યથકી જેમ માણસ મુખ ફેરવી લે, તેમ આચાર્યે પોતાનું મુખ ફેરવી દીધું. એટલે પોતાના સ્વરૂપને ન જાણતી દેવી કહેવા લાગી કે—' હે વત્સ! તું મુખ કેમ ફેરવે છે, તારા મંત્ર જાપથી હું સંતુષ્ટ થઇને અહીં આવી છું, માટે વર માગ.'

ત્યાર આચાર્ય બોલ્યા કે—' હે માતા! તારા આવા અનુચિત સ્વરૂપ તરફ હું કેમ દૃષ્ટિપાત કરૂં? તું તારૂં વસ્ત્રરહિત શરીર જોઇ લે.'

સૂરિના એ વચનથી પોતાના શરીર ભણી દૃષ્ટિ કરતાં તે દેવી વિચારવા લાગી કે—' અહો! આનું બ્રહ્મચર્ય કેટલું બધું દૃઢ છે કે મને આવી નગ્નાવસ્થામાં જોતાં પણ જેનું મન વિકૃત ન થયું? એમ ધારી તે ભારે સંતોષથી આચાર્ય પાસે ઉપસ્થિત થઇ. એટલે વર માગવામાં પણ તેમને અત્યંત નિસ્પૃહ ધારીને આશ્ચર્ય

પામતી સરસ્વતી કહેવા લાગી કે—' મારા ગમનાગમમાં તારી ઇચ્છા પૂર્ણ થતી હોય, તો સુખી રહે. '

પછી શ્રી બપ્પભટ્ટિ મુનીશ્વરે ચૌદ અદ્ભૂત શ્લોકથી આદર દર્શાવીને સ્તુતિ કરી. એ સ્તુતિને સુવર્ણ-કુંડલ સમાન માનતી દેવી અત્યંત સંતુષ્ટ થઇને કહેવા લાગી કે—' હે વત્સ ! તારે શું પૂછવાનું છે ? '

ત્યારે આચાર્ય બોલ્યા—' આ વાદી પોતાના બુદ્ધિબળથી બોલે છે કે બીજું કંઇ કારણ છે ? '

એટલે દેવીએ જણાવ્યું કે—' એણે મને સાત વાર આરાધી, તેથી મેં એને અક્ષય વચની ( જેમાં વચનક્ષીણ ન થાય ) ગુટિકા આપી છે. હે મુનીંદ્ર ! તે ગુટિકાના પ્રભાવથી એનું વચન સ્ખલના પામતું નથી. '

આથી સૂરિ જાણે ઉપાલંભપૂર્વક સરસ્વતીને કહેવા લાગ્યા—' જિનશાસનના વિરોધીને તું કેમ પોષે છે ? કારણકે પૂર્વજો પાસેથી તો એમ સાંભળવામાં આવ્યું છે કે તું સમ્યગ્દૃષ્ટિ હોય છે. '

દેવીએ કહ્યું—' હું જૈનની વિરોધી નથી, હું તને એક ઉપાય બતાવીશ કે જેથી એ બુદ્ધાચાર્ય પરાજય પામે. તમે બધા સભાસદોને મુખશૌચ કરાવજો અને તે વખતે એને પણ મુખ શૌચ કરાવજો એટલે મુખમાંથી કોગળો બહાર કહાડતાં જો ગુટિકા પડી જાય, તો અવશ્ય તમારો વિજય થવાનો; પરંતુ ચૌદ શ્લોક કદાપિ પ્રગટ ન કરવા, કારણકે તે સાંભળતાં તો મારે સાક્ષાત્ આવવું પડશે. હે મુનીશ્વર ! હું કેટલા પુણ્યહીન પર પ્રસન્ન થાઉં ? ' એમ કહીને સરસ્વતી દેવી અદૃશ્ય થઇ ગઇ.

પછી આચાર્યે વાક્પતિરાજને દેવીનો આદેશ ગુપ્તરીતે કહી સંભળાવ્યો. એટલે જળપાત્ર પાણીથી ભરી લાવીને તેણે સમસ્ત સભાને મુખશુદ્ધિ કરાવી અને તેમ કરતાં વર્દ્ધનકુંજરના મુખમાંથી ગુટિકા પડી ગઇ, ત્યારે ભાગ્યહીનની લક્ષ્મીની જેમ જળથી હડસેલાયેલી ગુટિકા તેના વદનમાંથી નીકળી જતાં, નિરંતર પરસ્પર વાદમાર્ગે જવાથી જાણે થાકી ગઇ હોય, અને વિશ્રાંતિ લેવા માગતી હોય; તેમ મુંગાની જેમ તે ભિક્ષુની વાણી શાંત થઇ ગઇ. એટલે સભાસદો કહેવા લાગ્યા કે—' ગુટિકાથીજ એનામાં બોલવાની તાકાત હતી, નહિ તો એ ભિક્ષુ બરાબર મુંગો અને બ્હેરા જેવો યથાર્થ નામધારી છે. ' એ પ્રમાણે વાદીરૂપ કુંજરને જીતવામાં કેસરી સમાન બપ્પભટ્ટિસૂરિએ તેને જીતી લેતાં રાજાએ તેમનું **વાદી કુંજર કેસરી** એવું બિરૂદ બોલાવ્યું અને સર્વત્ર જય જયનાદ થઇ રહ્યો.

એવામાં આમ રાજા પોતાના બળે વૈભવસહિત ધર્મ રાજાનું રાજ્ય લેવાને તત્પર થયો; કારણકે જય પામનાર પોતાના પણને કેમ મૂકે ? ત્યારે ગુરૂ તેને કહેવા

લાગ્યા કે—'મેં તો તમને પ્રથમ કહી દીધું છે કે આપણી સમક્ષ ધર્મરાજાએ જે રાજ્યનું પણ કર્યું છે, તે તેના શિરેજ આવશે. હે રાજન્! તેના એ વચનનો અત્યારે અવસર આવ્યો. વળી પ્રમાણ શાસ્ત્રોની એવી મુદ્રા ( મર્યાદા ) છે કે સંબંધ હોય ત્યાં નિગ્રહ ન કરવો કારણકે તેનો પરાજય તો થઇ ચૂકયો હોય, માટે એનું રાજ્ય ભલે એનેજ મુબારક હો. અનિત્ય સંસારના કારણે શાસ્ત્રમુદ્રાનો કોણ લોપ કરે ?' એટલે ગુરૂભક્તિથી અભિરામ એવા આમ રાજાએ બલાત્કારથી પણ તેનું રાજ્ય લેવાની ઇચ્છા માંડી વાળી, અને પ્રસાદથી ધર્મસ્થિતિને જાણનાર એવા તેણે ધર્મરાજા પાસેજ તેનું રાજ્ય રહેવા દીધું.

પછી શ્રીબપ્પભટ્ટિસૂરિ બૌદ્ધાચાર્ય વર્દ્ધનકુંજરને પ્રેમપૂર્વક ભેટીને તેને પાસેના ગોપગિરિપર રહેલ વીરભવનમાં લઇ ગયા ત્યાં શ્રી વીરના બિંબને જોઇને તે ભારે હર્ષ પામ્યો અને તેણે પ્રમોદપૂર્વક પ્રભુનું એક સ્તોત્ર બનાવ્યું. એમ ભગવંતની સ્તુતિ કરી અને પોતાની નિંદા કરતા બૌદ્ધાચાર્યને જૈનાચાર્યે જિનધર્મના તત્ત્વો કહી બતાવ્યાં, એમ અમૃત સમાન નિર્મળ વાણીથી તેનું મિથ્યાત્વરૂપ વિષ દૂર કરીને તેમણે પરીક્ષા પૂર્વક તેના હૃદયમાં આર્હત ધર્મનું સ્થાપન કર્યું.

એકદા રાત્રે શ્રીબપ્પભટ્ટિસૂરિ જાગતા હતા ત્યારે બૌદ્ધાચાર્યે દરેક પહોરે ચાર અક્ષરવાળી ચાર સમસ્યા તેમને પૂછી, એટલે અન્ય તીર્થીઓને લીલામાત્રથી પરાભવ પમાડનાર એવા આચાર્યે જાણે સ્વપ્નમાં આવેલ હોય તેમ તે **મંદાક્રાંતા** છંદના ચરણથી તરત પૂરી કરી. તે સમસ્યા આ પ્રમાણે હતી—

**"एको गोत्रे, सर्वस्य द्वे, स्त्रीपुंवच्च, वृद्धो यूना"**

સંપૂર્ણ સમસ્યા આ પ્રમાણે—

**"एको गोत्रे स भवति पुमान् यः कुटुंबं बिभर्ति,**
**सर्वस्य द्वे सुगतिकुगती पूर्वजन्मानुबद्धे ।**
**स्त्रीपुंवच्च प्रभवति यदा तद्धि गेहं विनष्टं,**
**वृद्धो यूना सह परिचयात्त्यज्यते कामिनीभिः" ॥ १ ॥**

વંશમાં તે એકજ પુરૂષ સમજવો કે જે કુટુંબનું પાલન પોષણ કરે. સર્વને સુગતિ અને કુગતિ એ બે પૂર્વજન્મથીજ અનુબદ્ધ છે; જ્યાં સ્ત્રી પુરૂષની જેમ સ્વતંત્ર આચરણ કરે, ત્યારે તે ઘર નાશ પામ્યું સમજવું, અને યુવાન પુરૂષની સાથે પરિચયમાં આવતા એવા વૃદ્ધ પુરૂષને સ્ત્રીઓ તજી દે છે.'

આથી વધારે સંતુષ્ટ થયેલ બૌદ્ધાચાર્યે સમ્યકત્વ પૂર્વક શ્રાવકના બાર વ્રત અંગીકાર કર્યા અને પછી આલિંગન પૂર્વક આચાર્યની અનુમતી લઇને તે પોતાના

સ્થાને ગયો. તેમજ પૂર્વના વૈરભાવનો ત્યાગ કરી બંધુની જેમ સાથે મળેલા તથા અન્યોન્ય ભેટ મોકલવાથી સંતુષ્ટ થયેલા એવા તે બંને આમ રાજા અને ધર્મરાજા પણ પોતપોતાની રાજધાનીમાં ગયા.

એક દિવસે બુદ્ધાચાર્યે એકાંતમાં ધર્મરાજાને કહ્યું કે—'બપ્પભટ્ટિસૂરિએ મને જીતી લીધો, તેથી મારા મનમાં જરા પણ ખેદ થતો નથી. કારણ કે નિદ્રામાં કે જાગતાં તેના દેહમાં આવીને સરસ્વતીદેવી પોતે યથોચિત રીતે બોલે છે; પરંતુ તારા રાજ્યમાં રહી સુખ ભોગવનાર એવા વાક્પતિરાજે જે મુખશૌચ કરાવતાં મને પરાજય પમાડયો, તે મને બહુ સાલે છે.' એમ સાંભળ્યા છતાં છળવાદથી બૌદ્ધાચાર્યપર મંદ આદર બતાવનાર ધર્મ રાજાએ વાક્પતિરાજની સાથેનો સ્નેહ મૂકયો નહિ.

એકદા **યશોવર્મ** રાજા ધર્મરાજાપર ચડી આવ્યો, અને તે બળવાન રાજાએ યુદ્ધમાં જીતી લઇને તેનો નાશ કર્યો. તે વખતે વાક્પતિરાજને તેણે બંધનમાં નાખી દીધો. એટલે **ગૌડવધ** કાવ્ય બનાવીને તેનાથકી તે મુકત થયો. પછી ત્યાંથી કાન્યકુબ્જમાં આવીને તે બપ્પભટ્ટિસૂરિને મળ્યો. ત્યાં આચાર્ય તેને રાજસભામાં લઈ ગયા, એટલે તેણે આમ રાજાની સ્તુતિ કરતાં જણાવ્યું કે—"હે રાજેંદ્ર ! તારો પ્રતાપરૂપ દીપક સદા જવલંત રહો જ્યાં કૂર્મ ( કાચબા ) રૂપ મૂળ ( પગ ) છે, શેષનાગની દેહલતા જ્યાં યષ્ટિકા છે, જ્યાં પૃથ્વીજ ભાજનરૂપ છે, સમુદ્રરૂપ તેલ છે, કનકાચલ જ્યાં વાટરૂપે છે, સૂર્યના કિરણો જ્યાં બળતા જ્વાલારૂપે છે આકાશની શ્યામતા જ્યાં બળતા કાજળરૂપ છે તથા શત્રુઓરૂપ પતંગો જ્યાં દગ્ધ થઇ રહ્યા છે. વળી હે રાજન ! **દૈત્યનાથ**ના વક્ષસ્થળમાં કણુકણાટ કરતા **હરિ**ના નખરૂપ કરવતીના ઘસારાથી ઉત્પન્ન થયેલ અગ્નિ તને પાવન કરો કે જ્યાં ચર્મ ચટચટ થઇ રહ્યું છે, જ્યાં છમછમ કરતું શોણિત ઉછળી રહ્યું છે, જ્યાં ચરબી ધગધગ થઇ રહી છે અને ભગ્ન થતાં હાડ જ્યાં સ્પષ્ટ અવાજ કરી રહ્યા છે. વળી હે નરેંદ્ર ! ગુણોમાં તું કૃષ્ણ સમાન છે, કીર્ત્તિમાં તું **રામ, નળ** અને **ભરત** તુલ્ય છે. મહા સંગ્રામમાં તું શત્રુઘ્ન સમાન ( શત્રુને હણનાર ) છે, વળી સદા તું યુધિષ્ઠિર તો છેજ, એ પ્રમાણે પોતાના સુચરિત્રથી પ્રાચીન રાજાઓની ખ્યાતિને ધારણ કરનાર એવો તું ત્રણે લોકમાં વિજયી છતાં **માંધાતા** કેમ નથી ? અર્થાત તું માંધાતા સમાન પણ છે.'

આથી આમ રાજાએ ધર્મ રાજા કરતાં પણ તેનો ભારે સત્કાર કર્યો. કારણ ઘરને આંગણે આવેલ ગંગાને કયો આળસુ પણ ન પૂજે ? ઈંદ્ર પણ બૃહસ્પતિને પામીને પોતાને કૃતકૃત્ય માને છે, તો વાક્પતિરાજને પામીને આમ રાજા આજે ઈંદ્ર કરતાં શું અધિક ન થયો ?

પછી આમ રાજાએ વાક્પતિરાજને આશ્વાસન આપતાં જણાવ્યું કે—' હે સખે ! ધર્મ રાજાને તજી આમ રાજાના ભવનમાં આવતાં મારો સત્કાર નહિ— એવા પ્રકારનો ખેદ કરીશ નહિ. આ રાજ્ય તારૂંજ છે; એમ સમજીને સુખે અહીં રહે. હે મહામતિ ! શ્રી બપ્પભટ્ટિ ગુરૂ અને હું તને પોતાનોજ સમજીએ છીએ.'

આમ રાજાના એ વચનામૃતનું પાન કરતાં જાણે ગંગામાં ન્હાયો હોય, તેમ વાક્પતિરાજના પ્રમોદનો પાર ન રહ્યો. પછી રાજાના મિત્ર શ્રી બપ્પભટ્ટિ સૂરિ સાથેજ ઉઠીને તે ઉપાશ્રયમાં ગયો અને ત્યાં અત્યંત હર્ષપૂર્વક રહેવા લાગ્યો. પછી કાવ્ય કરવામાં કુશળ એવા વાક્પતિરાજે **ગૌડબંધ** અને **મદ્રમહિવિજય** એ નામના બે ગ્રંથ રચ્યા. એ અરસામાં ગુરૂએ તેને કહ્યું કે—

બૌદ્ધાચાર્યે દ્વેષ કરાવતાં પણ ધર્મ રાજાએ તેને પોષણ ન આપ્યું. કારણ કે ગુણીજનો સર્વત્ર પૂજનીય થાય છે.' પછી આમરાજાએ તેના ગુજરાનને માટે ધર્મ રાજા કરતાં બમણી લાખ સોના મહોર કરી આપી. એમ ભારે આનંદથી તે ત્યાં કાલ નિર્ગમન કરવા લાગ્યો.

એક વખતે રાજાએ રાજસભામાં સુખે બેઠેલા એવા ગુરૂને કહ્યું કે—' હે મિત્ર ! તમારા જેવો વિદ્વાન્ કોઇ સ્વર્ગમાં પણ નહિ હોય, તો પૃથ્વી પર કયાંથી ?'

ત્યારે ગુરૂ કહેવા લાગ્યા કે—' પૂર્વે જૈનશાસનમાં એવા વિદ્વાનો હતા કે જેમની બુદ્ધિશ્રુતજ્ઞાનરૂપ મહાસાગરનો પાર પામી હતી, તે વિદ્વાનો એક પદથકી સો હજાર અને લાખ પદો જાણતા, તેમજ કેટલાક તેમના કરતાં પણ અધિક હતા વળી આ કાળે પણ તેવા અદ્ભુત પ્રજ્ઞાવંત છે કે જેમની પાસે હું તેમના પગની રજ સમાન પણ નથી. અત્યારે **ગુજરાતમાં** અમારા ગુરૂના **શ્રીનન્નસૂરિ** અને **ગોવિંદસૂરિ** નામે બે શિષ્યો છે જેમની આગળ હું એક મૂર્ખ લાગું, માટે ત્યાં રહેવાની ઇચ્છા ન કરતાં અહીં રહેવાથી તમારી સાથેની મિત્રતાજ મને શોભારૂપ છે.'

ગુરૂનું એ વચન સાંભળતાં આમ રાજા ભારે આશ્ચર્ય પામતાં કહેવા લાગ્યો કે—' હે વયસ્ય ! તમારા વચનમાં મને વિશ્વાસ છતાં તે કૌતુક જોવાની મારી ઇચ્છા છે.' એમ કહી વેષ પરાવર્ત્તન કરીને તે ગુજરાતમાં આવેલા હસ્તિજય નામના નગરમાં આવ્યો. ત્યાં જિનમંદિરની પાસેના ઉપાશ્રયમાં બિરાજમાન, ભવ્ય જનોથી સેવાતા, તથા રાજાની જેમ શ્રેષ્ઠ છત્ર અને ચામરથી શોભતા અને સિંહાસનપર બેઠેલા એવા શ્રી નન્નસૂરિ આમ રાજાના જોવામાં આવ્યા. એટલે ઉંચા અને પહોળા હાથની સંજ્ઞાથી તેણે કંઇક જણાવ્યું. તે જોતાં આચાર્યે પણ તેની સામે વચલી અને તર્જની આંગળી શૃંગાકારે વિસ્તારી. પછી તે ચાલ્યો ગયો, ત્યારે લોકોએ આચાર્યને પૂછ્યું કે—' હે ભગવન ! આ શું ?'

એટલે ગુરૂ બોલ્યા—' એ પુરૂષ કોઈ વિદ્વાન છે. તેણે પૂછ્યું કે—' યતિ-

ઓને રાજ્ય લીલા શા માટે ?' ત્યારે મેં તેને જવાબ આપ્યો કે—તારા રાજાપર શું શૃંગ ( શીંગડા ) છે ?'

પછી એકદા ચૈત્યમાં બેસીને તેમણે વાત્સ્યાયન શાસ્ત્ર ( કામશાસ્ત્ર ) નું વ્યાખ્યાન કર્યું. તે જોતાં આમરાજા જિનેશ્વરને પ્રણામ કરીને ચાલ્યો ગયો, પણ કામશાસ્ત્રના વ્યાખ્યાનને લીધે તે ગુરૂને નમ્યો નહિં. તેણે એવો વિકલ્પ કર્યો કે—'આ વિદ્વાન છે, પણ ચારિત્રધારી ગુરૂ નથી.' આ તેનો વિકલ્પ જાણવામાં આવતાં શ્રી નન્નસૂરિને ભારે ખેદ થયો કે—'અહા ! પ્રગટતી અપકીર્ત્તિથી કલંકિત થયેલ અમારા આ વિદગ્ધપણાને ધિક્કાર છે !'

ત્યારે શ્રી ગોવિંદસૂરિ તેમને આશ્વાસન આપતાં બોલ્યા કે—'હે ભદ્ર ! તું ખેદ કેમ પામે છે ? આ તો ગુપ્ત આમ રાજાજ છે. બીજો એવો કોઈ ન હોય માટે રસિક કોઈ ધર્મશાસ્ત્ર બનાવી કોઇ નટની સાથે તે શ્રી બપ્પભટ્ટિસૂરિ પાસે મોકલો, કે જેથી આમ રાજા આગળ તે નટ અભિનય પૂર્વક બતાવે અને તેમાં અધિક રસનો અનુભવ લઇને તે રાજા પ્રમોદ પામે.'

આથી તેમણે તે પ્રમાણે કરી એક ઉત્તમ નટને તે બરાબર શીખવીને તેને આમ રાજાના નગરમાં મોકલ્યો. એટલે નટ ત્યાં જઇનિ બપ્પભટ્ટિસૂરિને મળ્યો. આચાર્ય તેને રાજા આગળ લઇ ગયા. એટલે શ્રી નન્નસૂરિએ રસને માટે સંધિબંધથી બનાવેલ પ્રાકૃતરૂપ પવિત્ર શ્લોક તે શ્રી આદિનાથની કથા વિસ્તારતાં અને નૃત્ય કરતાં.કહેવા લાગ્યો—

" कंचणड्डु सुविपड्डु सुगिरिवेज्जड्डु विड्डावई " ।

મેરૂ સમાન કંચન વરણા શ્રી આદિદેવના શરીરે ( પીઠપર ) જટા શોભી રહી છે.'

ત્યારે બપ્પભટ્ટિસૂરિ બોલ્યા—'આ અર્ધગાથામાં બે રૂપક હાસ્યના મિષથી બોલવામાં આવ્યા છે.'

પછી તે નટ પાછો તે નગરમાં આવ્યો અને નન્નાચાર્ય કવિ આગળ બધું કહી સંભળાવ્યું. એટલે તેમણે વિચાર કર્યો કે—'આ કામ કાંઈ સામાન્ય નથી.' એમ ધારી હર્ષપૂર્વક સિદ્ધગુટિકાદિકથી પોતાનું રૂપ પરાવર્તન કરી, ગોવિંદસૂરિની સાથે તેમણે કાન્યકુબ્જ ભણી પ્રયાણ કર્યું. પછી અનુક્રમે ત્યાં પહોંચતાં તે બપ્પભટ્ટિસૂરિને અને રાજાને મળ્યાં. ત્યાર બાદ રાજસભામાં નૃત્ય કરતાં તેમણે વીર રસનો વિસ્તાર કર્યો. એટલે તેમાંજ એકતાન થયેલ તથા 'માર માર' એવા શબ્દથી ક્રોધવડેસિંહની માફક ગર્જના કરતા રાજાએ છુરી ખેંચી લીધી, તેથી અંગરક્ષકોએ એવા પ્રકારના તે નાટકનું નિવારણ કર્યું. ત્યારે રાજા સાવધાન થતાં ગુરૂવચનથી તે પ્રતિબોધ પામ્યો. એવામાં ગોવિંદસૂરિ કહેવા લાગ્યા કે—

'હે રાજન ! તેં ચુકત કર્યું કેમ કહેવાય ? કારણકે સર્વ શાસ્ત્રરસ કોઇથી અનુભવી શકાતો નથી. તેથી નન્નસુરિએ વાત્સ્યાયનનું વ્યાખ્યાન કરતાં જ્યારે તારા જેવા બુદ્ધિશાળી વિદ્વાનને વિકલ્પ થાય તો અન્ય કોને વિકલ્પ ન થાય ?'

આથી રાજાને લક્ષ્યમાં આવતાં તેણે તે બંને સુજ્ઞશિરોમણિ આચાર્યોને ખમાવ્યા, અને કહ્યું કે—'મારા મિત્રે જે વચન કહ્યું હતું, તે ખરેખર સત્યજ છે. સંયમ, શીલ, વર્ત્તન અને વિદ્વતાવડે તેમના ગુરૂભ્રાતા મને પૂજ્ય છે. એ મારી ભ્રાંતિને માટે આપ ક્ષમા કરો.'

ત્યારે ગોવિંદસૂરિ બોલ્યા કે—'હે ભૂપાલ ! તું અમારૂં ચરિત્ર જુએ તેથી તપ કલંકિત ન થાય. કારણ કે—'તે દોષ બતાવનારા પુરૂષો કલ્યાણ નિમિત્તે થાઓ કે જેમના પ્રભાવથી અપવાદથકી ભય પામતા અને વિશેષથી પોતાનું કલ્યાણ સાધવામાં એક નિષ્ઠાવાળા ગુણવંત જનો ગુણ મેળવવા તત્પર થાય. વળી જે ચારિત્રથી નિર્મળ છે, તે પંચાનનસિંહ સમાન છે, પણ વિષય કષાયથી જે પરાજિત છે, તેમની રેખા જગતમાં ભુંસાવાની છે. વળી જે પોતાના મનમાં કામશલ્યને ધારણ કરે છે તથા વિષયરૂપ પિશાચ અને બલવાન્ ઇંદ્રિયોથી પરાભવ પામેલા છે, તેમની રેખા જગતમાં મલિન થવાની છે. તેમજ તે બાળક છતાં સિંહ સમાન છે કે જે પોતાની શકિત ઉજવળ કીર્ત્તિ અને નિર્મળ ચારિત્રથી પોતાના કુળરૂપ ગગનમાં ચંદ્રમા સમાન શોભે છે.'

એ પ્રમાણે સાંભળતાં રાજા પોતાના મિત્ર ગુરૂને કહેવા લાગ્યો કે—'હું ધન્ય છું કે જેના ગુરૂનું કુળ આવું છે.' પછી રાજાએ તેમને કેટલાક દિવસ ત્યાં રાખ્યા. ત્યારબાદ શ્રી બપ્પભટ્ટિસૂરિની અનુમતિ લઇને તે બંને ધુરંધર આચાર્યો સ્વસ્થાને ગયા. અહીં ધર્મવ્યાખ્યાન અને પ્રશ્નોત્તરાદિક કરતાં તે બંને મિત્રોનો કેટલોક કાળ આનંદથી વ્યતીત થયો.

એક દિવસે ત્યાં કર્ણપ્રિય સંગીતથી ગંધર્વ દેવને જીતનાર ગવૈયાઓનું એક ટોળું આવ્યું. તેમાં સાક્ષાત્ કિન્નરી સમાન એક માતંગી ( ચંડાલણી ) હતી, તેણે સંગતરસ અને રૂપાદિકથી રાજાને રંજિત કર્યો. એટલે રાગરૂપ શત્રુએ તે પ્રતિપક્ષી રાજાની ચિત્તવૃત્તિરૂપ નગરીમાં પરાભવ પમાડયો. જાણે ભય પામી હોય તેમ ત્યાં રહેતી ઇંદ્રિયો બહાર નીકળી ગઇ. તેથી તેમની જાણે પ્રેરણા થઇ હોય તેમ રાજાએ બહાર આવાસ દીધો. અર્થાત્ તે માતંગી પાછળ ઘેલો બનીને રાજા બહાર ભમતો બોલવા લાગ્યો કે—'અહો ! પૂર્ણચંદ્ર સમાન એનું મુખ અમૃત તુલ્ય એની અધરલતા, મણિની પંકિત સમાન એના દાંત, કાંતિ તો જાણે સાક્ષાત્ લક્ષ્મી, ગજ સમાન એની ગતિ, પારિજાત તુલ્ય પરિમલ, કામધેનુ સમાન વાણી, કટાક્ષ તો જાણે સાક્ષાત્ કાલકૂટ ( વિષ ) તો હે ચંદ્ર મુખી ! દેવતાએ શું ક્ષીરસાગરનું તારે માટે મંથન કર્યું ?'

એવામાં ખાનગી ચર પુરૂષોદ્વારાએ રાજાની એ સ્થિતિ જાણવામાં આવતા શ્રી બપ્પભટ્ટિ આચાર્ય ચિંતવવા લાગ્યા કે—' અશ્વ જો આડે માર્ગે જાય, તો તેમાં અસવારનો દોષ છે. આમ રાજા જો કુમાર્ગે ઉતરે, તો સમસ્ત પ્રધાનમંડળમાં એ કલંક અવશ્ય પ્રગટરીતે મનેજ લાગે. માટે ગમે તે ઉપાયથી એને શિક્ષા આપવી.' એમ ધારી અવલોકનના મિષે કામ વ્યાધિના ઔષધનું સ્મરણ કરતા આચાર્ય બહારના મકાનમાં ગયા ત્યાં પટ્ટશાળાના નવા પટ્ટપર ખડીવતી તેમણે બોધદાયક એવી મતલબના અન્યોક્તિ કાવ્યો લખ્યાં કે—' હે જળ ! તારામાં શીતલ ગુણ છે. સ્વાભાવિક સ્વચ્છતા છે. તારી પવિત્રતા માટે તો કહેવુંજ શું ? કારણ કે તારા સંગથી બીજા પવિત્ર થાય છે, તેમજ આ કરતાં શું વધારે પ્રશંસનીય હોઇ શકે ? કે તું પ્રાણીઓના જીવનરૂપ છે. તેમ છતાં તું નીચ માર્ગે ગમન કરે, તો તને અટકાવવાને કોણ સમર્થ થઇ શકે ? વળી હે હાર ! તું સદ્વૃત્ત ( ગોળાકાર ) સદ્ગુણ ( દોરા ) યુક્ત, મહાકીંમતી અને માનનીય, તેમજ રમણીય રમણીના કઠિન સ્તનતટપર શોભા પામનાર છતાં દુષ્ટાના કઠિન કંઠમાં લગ્ન થઇ ભંગ પામનાર તું અહો ! તારૂં ગુણિપણું હારી ગયો. કુમાર્ગે ઉત્પન્ન થયેલ, અસદ્દશ, તથા ફળ, ફૂલ અને પત્ર રહિત એવી લતાપર ગમન કરતાં હે ભ્રમર ! તને લજ્જા આવતી નથી ? પૃથ્વીનો ઉપભોગ કરનાર છતાં માતંગીમાં આસક્ત થનાર અને ધર્મનો ઉપહાસ કરાવનાર હે ભદ્ર ! ગજ સ્નાનની જેમ વસુધાને તું શા માટે અભડાવે ( મલિન કરે ) છે ? જેનાથી લોકમાં લઘુતા પમાય, અને જેનાથી પોતાના કુળક્રમનો લોપ થાય, એવું દુષ્ટ કામ કંઠ પ્રાણ આવ્યા છતાં ન કરવું. જીવિત જળબિંદુ સમાન અસ્થિર છે અને સંપત્તિ જળ તરંગ સમાન ચપળ છે તથા પ્રેમ સ્વપ્ન સમાન છે, માટે હે ભદ્ર ! તને યોગ્ય લાગે, તેમ કર. ' એ પ્રમાણે લખીને બપ્પભટ્ટિ ગુરૂ આનંદપૂર્વક પોતાના સ્થાને ચાલ્યા ગયા.

એવામાં બીજે દિવસે રાજા પણ તે મકાન જોવાને આવ્યો અને હૃદયને ભેદનાર તે વાક્યો જેમ જેમ તે વાંચતો ગયો, તેમ તેમ દગ્ધપાનથી ધતુરાની મૂર્છાની જેમ તેનો ભ્રમ નાશ પામ્યો. એટલે પોતાના મુખકમળને શ્યામ કરતો આમરાજા ભારે પશ્ચાત્તાપ માં પડીને ચિંતવવા લાગ્યો કે—' અહો ! મિત્ર વિના આ પ્રમાણે મને બોધ કોણ આપે ? તો હવે અત્યારે સર્વ પ્રાણીઓને દોષના કારણ રૂપ તથા સંતાપકારી અને અપ્રેક્ષણીય એવું મારૂં મુખ હું ગુરૂને શી રીતે બતાવું ? માટે અગ્નિથીજ હવે મારી શુદ્ધિ થવાની. કારણ કે કલંકથી મલિન થયેલ આ મારૂં જીવિત હવે ત્યાગ કરવા લાયક છે. ' એમ ધારી ત્યાંજ તેણે ચિતા તૈયાર કરવા માટે પોતાના સેવકોને આદેશ કર્યો. એટલે ઇચ્છા ન હોવા છતાં બલાત્કારથી તેમણે રાજાના હુકમનો અમલ કર્યો. આ બધું જાણવામાં આવતાં રાજલોકોએ આવીને આચાર્ય પાસે કરૂણ સ્વરે પોકાર કર્યો. જેથી આચાર્ય ત્યાં આવીને

રાજાને કહેવા લાગ્યા કે—' હે ભૂપ ! આ તેં સ્ત્રીઓના જેવી ચેષ્ટા શું માંડી છે ? વિદ્વાનોને નિંદનીય એવું આ શું આદરી બેઠો ? '

ત્યારે રાજાએ જણાવ્યું કે—' ગુપ્ત રીતે મનથી પાપ કરતાં મલિન થનાર એવા મને તે દુષ્કૃતનો નાશ કરવા સ્વદેહનો ત્યાગ એજ દંડ છે. જેમ દુષ્ટ લોકોને અમે દંડ આપીએ છીએ, તેમ કર્મનો ઉચ્છેદ કરવા અમે પોતાને પણ દંડ શા માટે ન આપીએ ? '

એટલે ગુરૂ હસીને કહેવા લાગ્યા—' હે રાજન્ ! તું વિચાર તો કર કે તેં ચિત્તથી કર્મ બાંધેલ છે, તેથી તે ચિત્ત વડેજ દૂર થાય તેમ છે. માનસિક પાપને ભેદવા માટે તું સ્મૃતિકારોને તે પાપનું પ્રાયશ્ચિત્ત પૂછી જો. કારણ કે સ્મૃતિઓમાં વિદ્વાનોએ સર્વને માટે મોક્ષ બતાવલ છે. '

આથી ન્યાયપાકના રસોયા રૂપ રાજાએ વેદાંત, ઉપનિષદ્, શ્રુતિ અને સ્મૃતિમાં પારંગત થયેલા વિદ્વાનોને, ત્યાં બોલાવ્યા, અને તેમની આગળ તેણે યથાસ્થિત મનનું શલ્ય નિવેદન કર્યું. એટલે સ્મૃતિમાં વાચાલ એવા તે શાસ્ત્રાનુસારે બોલ્યા કે—' તેના જેવી લોખંડની પૂતળી અગ્નિથી તપાવેલ હોય, તેનું આલિંગન કરતાં પુરૂષ, માતંગીના સંસર્ગથી ઉત્પન્ન થયેલ પાપ થકી મુક્ત થાય છે.'

આ તેમના કથન પ્રમાણે રાજાએ લોખંડની પૂતળી કરાવી અને તેને અગ્નિથી ખૂબ તપાવી. પછી તેને આલિંગન આપવા રાજા તત્પર થયો. એવામાં એકદમ પુરોહિત અને આચાર્યે આવીને, પોતાની સિદ્ધિને માટે તેને આલિંગન કરતા રાજાને તરત ભુજામાં પકડી લીધો. ત્યાં બપ્પભટ્ટિ કહેવા લાગ્યા—' હે પૃથ્વીના આધાર ! સ્થિર થા, ધીરજ ધર. હે મિત્ર ! કરોડોને પાળનાર એવા આ દેહનો વૃથા વિનાશ ન કર. એકાગ્ર ચિત્ત અને અસાધારણ સાહસ ધરનાર તેં મન વડે કર્મ બાંધ્યું, તેનાથી તું હવે મુક્ત થયો. શ્યામ વાદળ થકી ભાસ્કરની જેમ એ પાપથી તું મુક્ત છે, તું તો હજી સજ્જનો હૃદયને પ્રકાશિત કરીશ, માટે આ દુષ્કર કામને મૂકી દે. "

એ પ્રમાણે ગુરૂના વચનથી પ્રમોદ પામેલ રાજાએ પોતાનો કદાગ્રહ તજી દીધો. એટલે એ વૃત્તાંત જાણવામાં આવતાં જાણે રાજાનો પુનર્જન્મ થયો હોય, તેમ સર્વત્ર હર્ષ વર્ત્તાઇ રહ્યો. પછી અમાત્યોએ મોટા આડંબરથી તે નગરને અલંકૃત કરતાં—શોભાવતાં, હસ્તીઓ, અશ્વો, રથો અને પદાતિઓને સજ્જ કરતાં પટ્ટહસ્તી પર અગ્રાસને મુનીશ્વરને બિરાજમાન કરતાં તથા તેમના પર છત્ર, ચામરાદિક ધરાવતાં, દેવતાઓને પણ આશ્ચર્ય પમાડે તેવા મોટા ઓચ્છવથી તેમણે યશસંપત્તિથી જાણે પોતે કૃષ્ણ હોય એવા તે રાજાને નગરમાં પ્રવેશ કરાવ્યો.

હવે રાજાને વિકૃત થયેલ જોઇને વાક્પતિરાજ ભારે આગ્રહથી તેની અનુમતિ લઇને વૈરાગ્યને લીધે **મથુરા** નગરીમાં ચાલ્યો ગયો.

એવામાં એકદા ધર્મવ્યાખ્યાન અવસરે ગુરૂએ, લોકોના માનેલા ધર્મતત્ત્વો સમજાવીને રાજાને કહ્યું કે—'હે રાજન ! સમસ્ત ધર્મોમાં સારરૂપ અને કરૂણાપ્રધાન એવા આર્હત ધર્મનો તું પરીક્ષા પૂર્વક સ્વીકાર કર, અને અન્ય ધર્મને તજી દે.'

ત્યારે રાજા કહેવા લાગ્યો કે—' હે મિત્ર ! આર્હત ધર્મજ અમારા જેવાનો નિર્વાહ કરે છે, પરંતુ પરીક્ષા કરવા જતાં તો ચિત્ત શૈવ ધર્મમાં વધારે દૃઢ થશે. તમે આજ્ઞા કરશો, તો હું કાચા કુંભમાં તમને પાણી લાવી આપીશ, પણ મિત્રાઇથી તમે મને એ ધર્મનો ત્યાગ ન કરાવશો. હું પરંપરાથી આવતો પૂર્વજોનો આચાર તજીશ નહિ. પરંતુ જો તમે રોષ ન કરો, તો તમને કંઇક કહેવા ધારૂં છું. કારણ કે ગુરૂના રોષની મને બહુ બીક રહે છે. '

ત્યારે ગુરૂ બોલ્યા—' તારે જે કહેવું હોય, તે કહે. '

એટલે રાજા હસીને કહેવા લાગ્યો કે—' તમે પણ બાળ, ગોપાળ અને અંગનાદિકને બોધ આપવા લાગ્યા છો, પરંતુ શાસ્ત્રાર્થથી પરિપકવ થયેલ કોઈ વિદ્વાન મિત્રને બોધ આપતા નથી. કારણ કે રંભાફળ ( કેળા ) ના જેવો સ્વાદ નિંબફળમાં નહિ હોય. જો તમારામાં શક્તિ હોય, તો અત્યારે મથુરા નગરીમાં ગયેલ હૃદયમાં નિરંતર કૃષ્ણનું અદ્ભુત ધ્યાન કરી રહેલ, યજ્ઞોપવીતથી શરીરે અલંકૃત, નાસિકાના અગ્ર ભાગ પર દૃષ્ટિને સ્થાપન કરનાર, વક્ષસ્થળે તુલસીની માળાને ધારણ કરતા, જમીન પર આસન લગાવી રહેલ કૃષ્ણના ગુણગાન કરતા વૈષ્ણવો અને બ્રાહ્મણોથી પરિવૃત, પુત્રજીવ ( વૃક્ષ વિશેષ ) ના પુષ્પોની માળાથી વક્ષસ્થળે વિભૂષિત, વરાહસ્વામી દેવના પ્રાસાદમાં રહેલ ભારે વૈરાગ્યથી અનશન લઇ બેઠેલ તથા પર્યંકાસને સંસ્થિત એવા વાક્પતિરાજ સામંતને પ્રતિબોધ પમાડીને સત્વર જૈન મતમાં સ્થાપન કરો. '

એ પ્રમાણે આમ રાજાનું વચન ગુરૂએ કબુલ કર્યું, એટલે તેણે પોતાના ચોરાશી સામંતો અને એક હજાર પંડિતો તેમની સાથે મોકલ્યા. તે બધા ત્વરિત વાહનોથી પ્રયાણ કરતાં મથુરામાં વરાહ સ્વામીના મંદિરમાં આવ્યા. એટલે ત્યાં પૂર્વ કહ્યા પ્રમાણે પરમાત્માના ધ્યાનમાં બેઠેલ એવો વાક્પતિરાજ તેમના જોવામાં આવ્યો. તેને આદરથી જોતાં શ્રી બપ્પભટ્ટિ આચાર્ય તેના મતની પરીક્ષા કરવા માટે પ્રથમ ત્રણ દેવની સ્તુતિના કાવ્યો બોલ્યા, જેની મતલબ આ પ્રમાણે છે—

' શ્રી રામ નામે રાજકુમાર કે જેની સીતા નામે સ્ત્રી હતી, તે પિતાના વચનથી પંચવટી વનમાં ગયો, ત્યાં રાવણ સીતાને હરી ગયો. એ વાત સાંભળતા તેને મારવા માટે હુંકાર કરતા રામની કોપથી કુટિલ થયેલ ભ્રુકુટીવાળી દૃષ્ટિ તમારૂં રક્ષણ કરે.

દર્પણમાં પોતાનું માયાસ્ત્રીનું રૂપ જોતાં પોતાનામાંજ અનુરક્ત થયેલ કેશવ તમને સંપત્તિ આપો.

રતિ સુખ પછી પોતાના એક હાથનો ભાર શેષનાગપર મૂકી અને બીજા હાથે વસ્ત્ર પકડીને ઉડતી તથા છુટી ગયેલ અંબોડાના ભારને ખંભાપર વહન કરતી એવી લક્ષ્મીની દેહકાંતિથી રતિ સુખમાં બમણી પ્રીતિ લાવનાર કૃષ્ણ તેના શરીરને આલિંગન કરી શય્યાપર શિથિલ ભુજાએ લઇ ગયો, એવું તે લક્ષ્મીનું શરીર તમને પાવન કરો.

લોક સમક્ષ પ્રમાણ કરી અંજલિ જોડીને જે સંધ્યા યાચના કરે છે, વળી હે નિર્લજ્જ ! શિરપર જે બીજીને વહન કરે છે, તે પણ મેં સહન કર્યું સમુદ્રમંથનમાં હરિને લક્ષ્મી મળી, તો તે વિષનું ભક્ષણ શા માટે કર્યું ? માટે હે લલના-લંપટ ! તું મને અડકીશ નહિ એમ પાર્વતીથી પરાભવ પામેલા શંકર તમારૂં રક્ષણ કરો.

હે અજ ! તેં જળમાં અમેધ્ય બીજ વાવ્યું તેથી તું ચરાચર જગતના કારણરૂપ કહેવાય છે.

હે વાક્પતિરાજ ! તેં કુળને પવિત્ર કર્યું, માતા તારાથી કૃતાર્થ થઇ, વસુંધરા તારાથી પુણ્યવતી થઇ કે જેનું અંતર જ્ઞાનના સુખસાગરમાં મગ્ન થયેલ ચિત્ત બ્રહ્મમાં લાગી રહ્યું છે. '

એ પ્રમાણે કાનને કટુ લાગે તેવું વચન સાંભળતાં તેણે શિર ધુણાવ્યું અને મનમાં દૂભાતાં નાસિકા મરડીને કહેવા લાગ્યો કે—" હે મિત્ર આ રસિક કાવ્યોની પ્રશંસા શું કરૂં ? આ અવસર કેવો છે ? તારી મિત્રાઇ આવી કેમ ? આ શું બપ્પભટ્ટિને યોગ્ય હોય તેવું કથન છે ? અત્યારે તો પારમાર્થિક વચનથી મને બોધ આપવાનો અવસર છે. "

એટલે ગુરૂ કહેવા લાગ્યા કે—' હે મિત્રવર્ય ! સારૂં ! સારૂં ! આ જ્ઞાનને હું વખાણું છું. પરંતુ હવે તને કંઇક મારે પૂછવાનું છે, તે એ કે તારી આગળ મેં જે દેવોનું સ્વરૂપ કહી બતાવ્યું, તે યથાર્થ છે, વિપરીત નથી, છતાં તારૂં મન કેમ દૂભાય છે ? જે પ્રત્યક્ષ સંદેહાત્મક છે, તે વિપરીત કેમ હોઇ શકે ? રાજ્યાદિક ઇચ્છાના વશથી આ કાર્યમાં જો તારી પ્રવૃત્તિ હોય, અથવા પરમાર્થની પ્રાપ્તિને માટે પ્રથમ વિકલ્પ હોય, તો અમારે સંમત છે કે દેવ અને રાજાઓની તારે આરાધના કરવી; પરંતુ સંશય વિના સ્નેહી જનોને શકત્યાનુસાર ઇષ્ટ બતાવવું. હવે જો તારે પરમાર્થ સાધવાની ઇચ્છા હોય, તો તું તત્ત્વનો વિચાર કર. સંસારની ઉપાધિમાં મગ્ન થયેલા દેવતાઓ જો મુક્તિ આપતા હોય, તો એ બાબતમાં અમારે કોઇ જાતનો મત્સર નથી, તું પોતે બધું જાણી શકે તેમ છે. '

એ પ્રમાણે પંકને દૂર કરવામાં જળ સમાન એવું ગુરૂનું વચન સાંભળતા, અકસ્માત ભયથી જેમ હેડકી ચાલી જાય, તેમ તેનો ગર્વ બધો દૂર થઇ ગયો. તે હર્ષમાં આવી જઇને તરત કહેવા લાગ્યો કે—' અહો મારા પુણ્યનો ઉદય થયો કે

આવા અવસરે મારા સાચા મિત્ર મને આવી મળ્યા. હવે મારા પર તમે ઉપકાર કરો.' એમ કહી સાવધાનપણે વાકપતિરાજ મૌન ધરી રહ્યો, એટલે ધર્મ, દેવ અને ગુરૂરૂપ તત્ત્વત્રયી સમજાવતાં શ્રી બપ્પભટ્ટિ સૂરિ કહેવા લાગ્યા કે—

ધર્મતત્ત્વ:—

"ત્રણે કાળે વર્ત્તનારા નવ તત્ત્વો સહિત છ દ્રવ્યો, છ કાય, છ લેશ્યા, પંચાસ્તિકાય, વ્રત, સમિતિ, ગતિ, જ્ઞાન અને ચારિત્રના ભેદો, ત્રિભુવનના હિતકારી શ્રી જિનેશ્વર દેવોએ જે બતાવેલ છે, તે મોક્ષના મૂળરૂપ છે, તેનામાં જે સુજ્ઞ શ્રદ્ધા રાખે છે, તે સમજે છે, સમજવાની લાગણી ધરાવે છે, તે શુદ્ધ દૃષ્ટિ સમજવો, તે સમ્યગ્દૃષ્ટિ જાણવો.

દેવતત્ત્વ:—

સર્વજ્ઞ જિનેશ્વર, યાદવકુળમાં તિલક સમાન કૃષ્ણ, ઉત્સંગમાં પાર્વતીને ધારણ કરનાર શંકર, નિરંતર જપમાળાને ધારણ કરનાર બ્રહ્મા, કૃપાળુ બુદ્ધ, કે જગતને પ્રકાશિત કરનાર સૂર્ય અથવા અગ્નિ—ગમે તે હોય, પણ રાગાદિ દોષોથી જેનું હૃદય કલુષિત થયેલ નથી, તે દેવને મારા નમસ્કાર થાઓ.

ગમે તે સમયે, ગમે તે રીતે, અને ગમે તે નામથી જો તે દેવ, દોષની કલુષતાથી રહિત હોય, તો હે ભગવન્ ! તે તું એકજ છે, માટે તને મારા નમસ્કાર છે.

મદ, માન, કામ, ક્રોધ, લોભ અને હર્ષ—એ છ રિપુથી પરાજિત થયેલા દેવો બીજાને સામ્રાજ્ય રૂપ વ્યાધિ આપે તે વૃથાજ છે.

મુનિઓ જેને મુગટ સમાન સમજીને મસ્તકે ધારણ કરે છે, તે અક્ષય, નિરંજન અને પરમપદને પ્રાપ્ત થયલા દેવ સદાને માટે અશરીરી છે, તે કદાપિ અવતાર લેતા નથી.

ગુરૂતત્ત્વ:—

પંચ મહાવ્રતને ધારણ કરનાર, પંચ પરમેષ્ઠીનું ધ્યાન ધરનાર, પંચેંદ્રિયોનો નિગ્રહ કરનાર, પાંચ વિષયથી વિરક્ત, પાંચ સમિતિધારી, અનેક ગુણગણાલંકૃત, આગમાનુસારે વર્તનાર, કુવિધિ કદાગ્રહનો ત્યાગ કરનાર, પરમાર્થ બુદ્ધિથી ભવ્યજનોને પ્રતિબોધ આપનાર, અજ્ઞાન દોષથી વિમુક્ત, છ કાય જીવની રક્ષા કરનાર, મત્સર રહિત, કેસરી સમાન, ત્રણ ગુપ્તિથી ગુપ્ત, કુક્ષિશંબલ એટલે માત્ર ભિક્ષાથી જીવન નિર્વાહ ચલાવનાર અને ધનની મૂર્છાને તજનાર એવા મારા ગુરૂ છે. ગૃહસ્થ ગુરૂની કોણ ઉપાસના કરે? જો સારંભી ગૃહસ્થ સારંભી ગુરૂને માને અને પૂજે, તો કાદવથી કાદવ ધોવા જેવું છે. અર્થાત્ તેથી મલિનતા કેમ જાય ?"

ઇત્યાદિ ગુરૂના અસરકારક વચનોથી નવ ચેતન પામેલ વાક્પતિરાજ ધ્યાન પારીને કહેવા લાગ્યો કે—'હે ભગવન્! મારા મનમાં એક સંદેહ છે, તે એ કે મનુષ્ય લોકમાંથી અનંત જીવો જો મોક્ષે જાય, તો સંસાર ખાલી થઇ જાય અને મોક્ષમાં સ્થાન ન મળે, કારણ કે તે સ્થાન ભરાઇ જાય.'

ત્યારે ગુરૂ ઉત્તર આપતા બોલ્યા કે—'હે મહાસત્ત્વ! આ સંબંધમાં જૈનાગમના જ્ઞાતા વિદ્વાનોએ બતાવેલ એક શ્રવણ કરવા લાયક દૃષ્ટાંત કહું છું, તે સાંભળ! અનાદિ કાળથી સેંકડો નદીઓથી તણાતી વેળુથી પૃથ્વી ખાલી ન થાય અને સમુદ્ર ભરાય તેમ નથી. અર્થાત્ જળ કે વેળુથી જો સમુદ્ર ભરાય, તો જીવોથી સંસાર ખાલી થાય અને મોક્ષ સંકીર્ણ થાય, પરંતુ તેમ બનવાનું નથી.'

એ પ્રમાણે સાંભળતાં કુવાસના દૂર થવાથી રોમાંચિત થઈ હર્ષોલ્લાસ પામતો અને બ્રહ્મજ્ઞાનીઓમાં રાજા સમાન એવો વાક્પતિરાજ કહેવા લાગ્યો કે—'હે ભગવન્! આટલો વખત પરમાર્થના વિચાર વિના ધર્મતત્ત્વથી બહિષ્કૃત થયેલા અમે મોહલીલાથી માત્ર ભ્રમિત જ રહ્યા. આપ જેવા પૂજ્ય સાથે લાંબો પરિચય થયા છતાં મને કંઇ ફળ ન મળ્યું અને આટલા દિવસો ધર્મના વ્યાખ્યાન વિના મારા બધા નકામા ગયા. આટલો વખત એ કલુષિત શાસ્ત્રથી મેં મારૂં કપાળ કલુષિત કર્યું, પણ હવે પવિત્ર જિનમત પ્રાપ્ત થતાં તે શા માટે કલુષિત રહેવા દઉં? તો હે પ્રભો! મુમુક્ષુ એવા મને હવે ઔચિત્યનું ઉલ્લંઘન ન થાય, તેવો આદેશ કરો કે જેથી કર્મનાશક તે આપના આદેશ પ્રમાણે હું વર્ત્તન કરૂં.'

ત્યારે બપ્પભટ્ટિ ગુરૂ બોલ્યા કે—'હે ભદ્ર! કર્મમાં જો તને શંકા હોય, તો મનઃ શુદ્ધિ કરવાની જરૂર છે અને વ્યવહાર પણ તેવો જ છે. માટે તું સન્ન્યસ્તપણામાં જ જૈનમાર્ગનો સ્વીકાર કર.' એમ સાંભળતાં તે ગુરૂની સાથે જ ઉઠ્યો અને ત્યાંથી તેમના ઉપાશ્રયની પાસે આવેલ શ્રીપાર્શ્વમંદિરના સ્તૂપમાં તે આવ્યો. ત્યાં પૂર્વે સ્વીકારેલ મિથ્યાદર્શન–વેષનો તેણે ત્યાગ કર્યો અને જૈનર્ષિ–વેષનો સ્વીકાર કરતાં તે જૈનમુનિ થયો. વળી તે વખતે એક ધ્યાનમાં તાન લગાવી રહેલ તેણે સંસાર–ત્યાગનું ચરમ પ્રત્યાખ્યાન કર્યું તેમજ અઢાર પાપસ્થાનોનો તેણે સર્વથા ત્યાગ કર્યો. વળી અંતરના દોષને દૂર કરતાં તેણે સ્તુતિ–નિંદા તથા પુણ્ય–પાપમાં સમભાવ લાવી, માનને સોસવી, પરમેષ્ઠી–પદમાં મન લગાવીને ચાર શરણનો સ્વીકાર કર્યો. તથા એકાવતારી અને મહાનંદપદને ઇચ્છતા એવા તેણે દુષ્કૃત ખપાવવા અઢાર દિવસનું અનશન કરી, સમ્યક્ પ્રકારની આરાધનાથી પાંડિત્યમરણને સાધતાં દેહમુક્ત થઇને તે સ્વર્ગમાં ઇંદ્ર સામાનિક દેવ થયો. એટલે કંઇક મિત્રના સ્નેહથી ગદ્ગદિત થયેલ આચાર્ય મહારાજ, બધા સામંતો અને વિદ્વાનોના સાંભળતાં કહેવા લાગ્યા કે—'સામંત રાજ સ્વર્ગે જતાં શોક ટળવાનો નથી. તે તો ઇંદ્ર સામાનિક થયા અને સ્વર્ગની લક્ષ્મી તેને વરી ચૂકી.'

હવે પૂર્વે ત્યાં નંદરાજાએ સ્થાપન કરેલ ગોકુલ વાસમાં જગતને શાંતિ પમાડવામાં હેતુરૂપ એવી શ્રી શાંતિદેવી છે, ત્યાં શ્રીજિનેશ્વરને વંદન કરવા જતાં શ્રી બપ્પભટ્ટિ સૂરિએ શાંતિદેવી સહિત જિનેશ્વરની સ્તુતિ કરી. અદ્યાપિ તે ' जयति जगद्रक्षाकर ' ઇત્યાદિ શાંતિદેવીનું સ્તવન વિદ્યમાન છે, તે શાંતિને કરનાર અને સર્વ ભયને દૂર કરે છે.

પછી લોકોથી પ્રશંસા પામતા એવા શ્રી બપ્પભટ્ટિ ગુરૂ ત્યાંથી પાછા વળતાં કેટલેક દિવસે તે કાન્યકુબ્જ નગરમાં આવી પહોંચ્યા.એટલે ચર પુરૂષો મારફતે પ્રથમથીજ વૃત્તાંત જાણવામાં આવતાં રાજા નગરના પાદર સુધી તેમની સન્મુખ આવ્યો અને આનંદ પૂર્વક રાજાએ તેમને નગરમાં પ્રવેશ કરાવ્યો. ત્યાં ચમત્કાર પામેલ રાજાએ સભામાં બિરાજમાન ગુરૂને કહ્યું કે—' અહો ! તમારા વચનનું સામર્થ્ય કેટલું કે વાક્પતિરાજને પણ તમે પ્રતિબોધ પમાડ્યો ! '

એટલે આચાર્ય બોલ્યા—' જ્યાં તું પ્રતિબોધ પામતો નથી, ત્યાં મારી શક્તિ શું માત્ર છે ? '

ત્યારે રાજાએ જણાવ્યું કે—' હું બરાબર બોધ પામ્યો છું, તમારા ધર્મમાં મને ભારે શ્રદ્ધા છે, પરંતુ શૈવ ધર્મને મૂકતાં મને ભારે દુઃખ થાય છે, તેથી જાણે પૂર્વભવથી એ સંકળાઇ ગયેલ એમ લાગે છે, તો હું શું કરૂં ? '

એવામાં શ્રુતજ્ઞાનના બળથી જાણીને ગુરૂ કહેવા લાગ્યા કે—ત્યાં પૂર્વભવે કરેલ કષ્ટનું રાજ્ય એ બહુજ અલ્પ ફળ છે. '

ત્યાં આશ્ચર્ય પામતા પ્રધાનો કહેવા લાગ્યા કે—' હે ભગવન્ ! અમારા બોધ માટે તમે રાજાનો પૂર્વભવ કહી સંભળાવો. '

એટલે પ્રશ્ન ( શ્ર ) ચૂડામણિ શાસ્ત્ર થકી બરાબર વિચાર કરી, નિર્દોષ અને અગાધ જ્ઞાનના ભંડાર એવા ગુરૂ બોલ્યા કે—' હે રાજન્ ! સાંભળ—કાલિંજર પર્વતની નીચે શાલ વૃક્ષની શાખા પર બંને પગ બાંધી, અધોમુખ રહી, પૃથ્વીતલ પર લટકતી જટા સહિત રહેતાં અને ક્રોધાદિ શત્રુઓનો વિજય કરવા બબ્બે દિવસે મિતાહાર લેતાં કંઇક અધિક સો વરસ સુધી તેં અતિ દુષ્કર તપનું આરાધન કર્યું અને પ્રાંતે મરણ પામીને તું રાજા થયો. એ વાતમાં તને વિશ્વાસ ન આવતો હોય, તો તારા વિશ્વાસુ માણસોને મોકલ, અને અદ્યાપિ ત્યાં વૃક્ષ નીચે જટા પડેલ છે, તે મગાવી લે. '

એ પ્રમાણે આચાર્યના કથનથી આશ્ચર્ય પામેલ રાજાએ પોતાના સેવક મોકલ્યા અને તે જઇને ત્યાંથી જટા લઈ આવ્યા. આથી ચમત્કાર પામી પોતાના મસ્તકને ધુણાવતા અને તેમના ચારિત્રથી ઉલ્લાસ પામતા સભાસદો પ્રશંસા પૂર્વક

કહેવા લાગ્યો કે—'અહો ! આ મુનીંદ્ર કળિકાળમાં પણ મહાજ્ઞાની અને કળાના નિધાન છે. વળી આ રાજા પણ ખરેખર ! પુણ્યશાળી કે જેના આવા અદ્ભુત ગુરૂ છે.' એમ સ્તુતિ કરી, આચાર્યના ચરણમાં પોતાનું મસ્તક નમાવીને તે તેમની ઉપાસના કરવા લાગ્યા.

એકદા પોતાના પ્રાસાદની અગાસી પરથી રાજાએ કોઇ મકાનમાં, ભિક્ષાને માટે આંગણે આવેલા અને પરમબ્રહ્મના ધ્યાનમાં નિમગ્ન એવા એક જૈનભિક્ષુને કામભોગને માટે ઇચ્છતી એવી નવયુવતિ રામાને જોઇ, પણ તેણીનો અનાદર કરતાં તે મુનિ ઘરથી બહાર નીકળતા હતા, તેવામાં એકદમ કમાડ મજબૂત રીતે બંધ કરી ચરણનો પ્રહાર કરતાં જાણે કૌતુકથીજ તેના પગમાંથી નૂપુર નીકળીને યતિના ચરણકમળમાં આવીને પડતાં હાસ્યસહિત નિર્લજ્જપણે જોતી તથા કામના દામણતુલ્ય તે રમણીને પ્રાર્થના અને હાવભાવ બતાવતાં પણ મુનિએ ન ગણકારતાં તેની ઉપેક્ષા કરી. આ બધું જોવામાં આવતાં રાજા ગુરૂ આગળ પ્રાકૃત પદ્યનું એક ચરણ બોલ્યો, એવામાં તે પહેલાંજ ગુરૂ મહારાજે ત્રણ ચરણ કહી બતાવ્યા. તે સંપૂર્ણ ગાથા આ પ્રમાણે છે—

**"कवाडमासज्ज वरंगणाए, अब्भच्छिउ जुव्वणमत्तियाए ।**
**अमन्निए मुक्कपयप्पहारे सनेउरो पव्वइयस्स पाउ" ॥ १ ॥**

'યૌવનથી મદમાતી થયેલ અંગનાએ કમાડ બંધ કરી અભ્યર્થના કરી, છતાં તે મુનિએ ન માનવાથી પાદપ્રહાર કરતાં તેણીના પગમાંથી નૂપુર પડી ગયું.

એક વખતે એક યુવાન ભિક્ષુક કોઇ રમણીના ઘરે ભિક્ષા માટે પ્રવેશ કરતાં, પોતાના મહેલની અગાસીપર રહેલ રાજાના જોવામાં આવ્યો. એટલે દર્વીસહિત ભોજન લાવી, તે મુનિમાં દૃષ્ટિ લગાવીને પેલી રમણી ઉભી રહી તેમજ તેણીની નાભિની સુંદરતામાં દૃષ્ટિ લગાવીને તે મુનિ પણ તેજ પ્રમાણે ઉભો રહ્યો. ત્યારે એકતાનને લીધે ભિક્ષા લેવાનું ભૂલી જતાં અને દાન આપવાનું પણ ભૂલી જતાં તે બંનેની દૃષ્ટિમાં એક ધ્યાન વર્ત્તી રહ્યું, એવામાં કાગડાઓએ તે બધું ભોજન અસ્તવ્યસ્ત કરી મૂકયું. આ બધું સાક્ષાત્ નજરે જોતાં વિસ્મય પામતા રાજાએ ગુરૂ પાસે યથાદૃષ્ટ અર્થને સૂચવનાર અર્ધગાથા કહી સંભળાવી. તે આ પ્રમાણે—

**"भिरकयरो पिच्छइ नाहिमंडलं, सावि तस्स मुहकमलं" ।**

ભિક્ષાચર ( ભિક્ષુક ) નાભિમંડળને જુએ છે અને તે રમણી તેના મુખકમળને જોઇ રહી છે.'

એમ સાંભળતા શ્રી બપ્પભટ્ટિ ગુરૂ રાજાને ઉત્તરાર્ધ સંભળાવતાં બોલ્યા કારણ કે સમુદ્રના પરપોટાની જેમ તેમને આવું શું માત્ર હતું ?—

" दुह्नंपि कवालं चट्टुयं, काला विलुंपति " ॥

'તે બંનેના ભિક્ષાપાત્ર અને કડછી કાગડાઓ આવીને ઉચ્છિષ્ટ કરે.'

એમ સાંભળતાં સંતુષ્ટ થયેલ રાજા તે કલ્યાણ અને બુદ્ધિના નિધાન એવા ગુરૂને કહેવા લાગ્યો કે—'મારા મિત્ર વિના આ મેં સાક્ષાત્ જોયેલ સમસ્યા કોણ પૂરે ?'

એ પ્રમાણે સત્ય, મિત્રતા અને માર્દવના લેપમાં ભીતિ ધરાવનાર રાજા, ગુરૂના મુખકમળને વિષે નિરંતર ભ્રમર થઇને રહેવા લાગ્યો.

એવામાં એકદા સમસ્ત કળાઓના આધારરૂપ તથા ચિત્રકર્મમાં ભારે કુશળ એવો એક ચતુર ચિત્રકાર ત્યાં આવ્યો. 'પૂર્વે બરાબર આળેખેલ હોય અને પછી મલિન વસ્ત્રવતી આચ્છાદિત કરેલ હોય, રંગીન વર્ણોથી પૂર્ણ અને સ્પષ્ટ રેખાવાળું હોય તેવું અલક્ષ્ય ચિત્ર પણ હું સુધારી શકું, નહિંતો પ્રાણ આપવા તત્પર થાઉં' એમ પોતાની અદ્ભુત કળાને લીધે પ્રતિજ્ઞા કરનાર એવા તે ચિત્રકારે એક વિકટ પટપર તેર ભાગમાં રાજાનું રૂપ ચિત્રી તે સુંદર ચિત્ર તેણે રાજાને બતાવ્યું, પણ રાજા તો મિત્રના ગુણોની રમણીયતામાં લુબ્ધ હતો, ઇચ્છા વિના અવલોકન કરતાં તેણે ચિત્રકારને જવાબ પણ ન આપ્યો, એમ તેણે ત્રણવાર ચિત્ર બનાવ્યું છતાં રાજાએ તેને બોલાવ્યો નહિ. આથી ખેદ પામતાં દીન વચનથી તે બીજા પ્રેક્ષકોને કહેવા લાગ્યો કે—'હું મારા હાથ છેદી નાખું કે કપાળ ફોડું ? ભાગ્યહીન એવા મને કળાથી કંઇ લાભ ન મળ્યો; હું ખેદની વાત કેટલી કહું ?'

ત્યારે કેટલાક દયાળુ પ્રેક્ષકો બોલ્યા કે–'બપ્પભટ્ટિ ગુરૂને તું તારી ચિત્રકળા બતાવ.' એટલે તેણે જિનબિંબ ચિત્રીને ગુરૂને આપ્યું. આથી તેમણે તેની પ્રશંસા કરતાં રાજા આગળ કહ્યું કે—'આ ચિત્રકાર કળામાં ભારે પ્રવીણ છે.' એમ સાંભળતાં રાજાએ પ્રમોદપૂર્વક તેને એક લાખ રૂપીયા આપ્યા. પછી તેણે ચાર ચળકતા પટમાં તેણે શ્રીવર્ધમાનસ્વામીનું બિંબ ચિતર્યું. તેમાંનું એક **કાન્યકુબ્જ** નગરમાં સ્થાપન કર્યું, એક **મથુરા** નગરીમાં, એક **અણહિલ્લપુરમાં** અને એક **સતારક** નગરમાં ગુરૂએ પ્રતિષ્ઠાપૂર્વક સ્થાપન કર્યું. શ્રીપાટણમાં મ્લેચ્છસંગથી પૂર્વે મોઢચૈત્યની અંદર હતું અને તે વખતે ત્યાં ધાર્મિક પુરૂષોના જોવામાં આવેલ હતું. વળી શ્રીબપ્પભટ્ટિ આચાર્યે શિષ્ય કવિઓને સારસ્વત મંત્ર સમાન તારાગણાદિ બાવન પ્રબંધો રચ્યા.

હવે એકદા આમ રાજાએ શત્રુઓને જીતતાં, **સમુદ્રસેન** રાજાથી અધિષ્ઠિત એવા રાજગિર દુર્ગને ઘેરો ઘાલ્યો, કે જે ગજ, અશ્વો, રથ અને પદાતિઓના ઉંચે ઉછળતા કોલાહલથી એક શબ્દમય જણાતો, સમગ્ર ઉંચા પ્રકારની સામગ્રીનો જ્યાં સંગ્રહ કરવામાં આવ્યો હતો, વિગ્રહ કરતા શત્રુઓને લાખો પ્રપંચોથી જે

દુર્ગ્રાહ્ય હતો, બાહ્ય ભૂમિને તોડી નાખનાર ભૈરવાદિ મહામંત્ર, યષ્ટિ અને છોડેલા પત્થરના ગોળાઓથી જ્યાં કિલ્લા ઉપરનો ભાગ ભગ્ન થતો હતો, ગઢની દિવાલ ઉપરના કાંગરાઓથી જે આકાશની સાથે વાતો કરતો હતો, વૃક્ષઘટાને લીધે સૂર્ય અને ચંદ્રમાનો સંચાર પણ જ્યાં મુશ્કેલીથી થતો હતો, તથા પડતા અત્યુષ્ણ તેલ અને સુરંગાદિક પ્રપંચોથી પણ જ્યાં શત્રુઓનું બળ નિષ્ફળ જતું હતું, ત્યાં ભારે પ્રપંચ અને પરિશ્રમ કરતાં કંટાળી ગયેલ **આમરાજાએ** શ્રીબપ્પભટ્ટિ ગુરૂને પૂછ્યું કે–'હે ભગવન્ ! પર્વતસમાન આ દુર્ગ ક્યારે અને શી રીતે લેવાય તેમ છે?'

એટલે પ્રશ્ન ( શ્ન ) શાસ્ત્ર થકી બરાબર વિચારીને આચાર્ય બોલ્યા કે–'હે રાજન્ ! તારો **ભોજ** નામે પૌત્ર એ અવશ્ય લઇ શકશે, તેમાં સંશય નથી.' એ પ્રમાણે સાંભળ્યા છતાં અભિમાનથી તે સહન ન કરતો રાજા ત્યાંજ રહ્યો. એમ બાર વરસ વિતતાં તેના **દુંદુક** નામના પુત્રને પુત્ર થયો. તે જન્મતાંજ પ્રધાનો તેને પાલખીમાં બેસારીને ત્યાં લઈ આવ્યા. તે પર્વતોને ભેદવામાં વજ્ર સમાન હતો. એટલે તેલ નાખેલ અગ્નિની જ્વાળા સમાન રક્તતાયુક્ત તેની દૃષ્ટિ દુર્ગના અગ્રભાગપર પડે, એવી રીતે તે બાળકને ત્યાં સુખે સુવાર્યો. એવામાં તેની દૃષ્ટિ પડતાં જાણે નીચે રહેલા સુભટોએ નાશ પમાડેલ હોય તેમ તે કિલ્લો તુટવા લાગ્યો. ભાંગી પડતા મુખ્ય દ્વારપરથી અટારીઓ કુટવા લાગી, મર્દન કરતા મનુષ્યો, સ્ત્રીઓ, ગજ, અશ્વો તથા ગાયો ભેંસોના આર્ત્ત આક્રંદથી સર્વત્ર કોલાહલ મચી રહ્યો, તથા એક સામાન્ય પર્વત જાણે ભેદાયો હોય તેમ મોટા પર્વતો પર રહેતા દેવતાઓને પણ ભય પમાડતો તે કિલ્લો તુટી પડ્યો. એટલે **સમુદ્રસેન** રાજા દયા માગીને બહાર ચાલ્યો ગયો અને આમરાજા તે **રાજગિરિ** દુર્ગમાં દાખલ થયો. એવામાં આમરાજાના અધિષ્ઠાયકો સાથે વૈરભાવ હોવાથી તે દુર્ગનો અધિષ્ઠાયક યક્ષ રાજમાર્ગમાંના લોકોને ખેંચવા લાગ્યો. એ વૃત્તાંત લોકોના મુખથી સાંભળવામાં આવતાં આમરાજા પોતે ત્યાં આવીને યક્ષને કહેવા લાગ્યો કે—'આ સામાન્ય લોકોને મૂકી દઇને મારોજ ઘાત કર.' આ તેના સાહસવચનથી યક્ષ સંતુષ્ટ થયો અને હિંસા કરવાનો આગ્રહ તેણે છોડી દીધો. તે સત્સંગથી શાંત અને ઉપકારક થઇ આમરાજાની સાથે મિત્રતા પામ્યો અને તેની આજ્ઞા ઉઠાવવા તૈયાર થયો. ત્યારે આમરાજાએ તેને પૂછ્યું કે—'હે મિત્ર ! મારૂં આયુષ્ય કેટલું છે, તે જ્ઞાનથી જાણીને મને નિવેદન કર.'

એટલે યક્ષે કહ્યું કે—'છમહિના બાકી રહેશે, ત્યારે હું તને જણાવીશ.' એમ કહીને તે અદૃશ્ય થઇ ગયો. પછી અવસર આવતાં તે આવીને કહેવા લાગ્યો કે—'હે રાજન્ ! ગંગાની અંદર **માગધ** તીર્થભણી નૌકા લઇને જતાં જેની આદિમાં મકાર આવેલ છે, એવા ગામના પાદરે તારૂં મરણ થશે. ત્યાં જળમાંથી

નીકળતા ધૂમને જોઇને એ નિશાની તારે દઢ સમજી લેવી. માટે હવે તને ઉચિત લાગે તો પરભવનું હિત સાધ.'

એ પ્રમાણે સાંભળતાં મિત્ર ગુરૂના ઉપદેશથી આમ રાજા તીર્થયાત્રા કરવા ચાલ્યો કારણ કે પોતાના હિતમાં આળસુ થઇને આત્માની સદ્‌ગતિ કોણ ન ઇચ્છે ? પછી ત્વરિત પ્રયાણો કરતાં રાજા શત્રુંજય તીર્થપર આવ્યો ત્યાં શ્રી યુગાદીશની પૂજા કરીને તે પોતાને કૃતાર્થ માનવા લાગ્યો. ત્યાંથી શ્રી નેમિનાથને હૃદયમાં ભાવતાં, સુજ્ઞોમાં યશ પામનાર તે રૈવતાચલની તળેટીમાં આવ્યો ત્યાં તીર્થને વંદન કરવાને ઇચ્છતા એવા તે નિર્ભય આમરાજાએ દશ હજાર અશ્વોના પરિવાર સાથે આવેલા એવા અગીયાર રાજાઓને જોયા. કળિકાળમાં અધિકાર પામેલા રાક્ષસોથી અધિષ્ઠિત જાણે વૃક્ષો હોય તથા મિથ્યા વચન–આડંબર ચલાવતા અગીયાર દિગંબરો સહિત તે રાજાઓ રૈવતાચલને પોતાના તીર્થ તરીકે સ્વીકારી અન્યને ઉપર ચડાવાનો નિષેધ કરતા હતા, એટલે અસંખ્ય સૈન્યયુક્ત આમરાજાએ તેમને યુદ્ધ કરવા માટે બોલાવ્યા. તે જોઇને શ્રી બપ્પભટ્ટિ આચાર્યે મિત્ર રાજાને કહ્યું કે—'હે રાજન્ ! ધર્મકાર્યના નિમિત્તે પ્રાણિવધ કરવા કોણ ઇચ્છે ? એ વિદ્વત્તાનો ડોળ કરનારા દિગંબરોને હું વાગ્યુદ્ધથી જીતીશ. નખથી છેદવા લાયક કમળપર કુઠાર ( કુહાડો ) કોણ ચલાવે ? વાદ કરતાં તો તે વિના પ્રયાસે જીતાયાજ છે, કારણ કે પતંગને બાળે, તેમાં દીપકની સ્તુતિ શી કરવી ?'

પછી સુજ્ઞશિરોમણિ આમ રાજાએ તે પ્રતિપક્ષીઓને બોલાવીને કહ્યું કે—'વ્રતથી નહિ પણ નિર્ણયથીજ જો તમે શાંત થવા માગતા હો, તો અસંખ્ય વ્યંતરો જેના ચરણ–કમળમાં નમસ્કાર કરી રહ્યા છે તથા શ્રી નેમિનાથના ચરણ–કમળમાં રાજહંસી સમાન એવી અંબા નામે શાસનદેવી છે, એટલે આપણા બંને પક્ષની બે કન્યા બદલાવીને મૂકો તેમની પાસે રહેલ તે દેવી જેને બોલાવશે, તેનું આ તીર્થ સમજવું. આ ક્રમથી આપણે સમાધાન કરીએ; પણ લઘુતાના સ્થાનરૂપ એવો વાદ વિવાદ કરવાથી શું ?' આ ક્રમ–રીતથી બંને પક્ષવાળાં એકમત થયા. પછી શ્રી બપ્પભટ્ટિસૂરિએ એક અક્ષય અને ઉત્કટ પ્રભાવવાળી કુમારિકાને તેમના આવાસમાં મોકલી, તેમણે બાર પહોર સુધી મંત્રોથી તે કન્યાને અધિવાસિત કરી. એટલે તે જાણે મુંગી અને બ્હેરી હોય તેમ કોઈ રીતે પણ બોલવાને અસમર્થ થઇ ગઇ, પછી દિગંબરો કહેવા લાગ્યા કે—'જો તમારામાં શક્તિ હોય, તો અહીં તમે અમારી આ કન્યાને બોલાવી આપો.

ત્યારે શ્રી બપ્પભટ્ટિ ગુરૂએ પોતાનો કમળ સમાન કોમળ હાથ તે કન્યાના મસ્તકપર મૂક્યો, કે અંબાદેવી તરતજ તેના મુખમાં રહીને સ્પષ્ટ બોલવા લાગી કે–

"उज्जिंतसेलसिहरे दिरकानाणं निसीहियाजस्स ।
तं धम्मचक्कवट्टिं अरिट्ठनेमिं नमंसामि" ॥ १ ॥

આથી **શ્વેતાંબર** પક્ષનો વિજય સૂચવનાર અને આકાશને ભરી દેનાર જયજય ધ્વનિસહિત દુંદુભિનાદ થયો, ત્યારથી આ ગાથા **ચૈત્યવંદન**માંથી **સિદ્ધસ્તવની** ત્રણ ગાથાની ઉપર લેવામાં આવી. તેમજ શક્રસ્તવની જેમ પ્રાચીન શ્રુતવૃદ્ધોએ માન્ય કરેલ **અષ્ટાપદની** સ્તુતિ પણ આબાલ વૃદ્ધ માન્ય થઇ. પછી **રૈવતાચલ** તીર્થપર આરોહણ કરી મહાભક્ત આમરાજાએ પોતાના જન્મને સફળ માનતાં **શ્રીનેમિનાથની** પૂજા કરી. વળી ત્યાં **દામોદર-હારની** પૂજા કરી તે **પિંડતારક માધવદેવ** અને **શંખોદ્ધારમાં** આવતાં ત્યાં રહેલ હરિની તેણે અર્ચા કરી. પછી ત્યાંથી દ્વારિકામાં **કૃષ્ણમૂર્તિને** પ્રણામ કરી, ત્યાં દાનાદિક આપીને તે **સોમેશ્વર** પુર ( પાટણ ) માં આવ્યો. ત્યાં સોમેશ્વરની સુવર્ણપૂજા કરી, જળ વડે મેઘની જેમ તેણે દાનથી બધા લોકોને સંતુષ્ટ કર્યા. પછી આમરાજા પોતાના નગરમાં આવ્યો અને ત્યાં ઇચ્છાનુસાર દાન કરતાં તેણે ધર્મના સ્થાનો કરાવ્યાં. એવામાં અવસર આવતાં તેણે પોતાના **દુંદુક** પુત્રને રાજ્યપર બેસાર્યો અને પૂર્વે આનંદિત કરેલ હોવા છતાં પ્રધાનોને ખમાવ્યા. પછી ગંગાનદીના તીરે રહેલ **માગધ** તીર્થ ભણી તેણે પ્રયાણ કર્યું. ત્યાં ગંગાથી પાર ઉતરવા માટે શ્રી આચાર્ય સાથે તે નાવમાં બેઠો. એવામાં જળમાંથી નીકળતો ધુમાડો તેના જોવામાં આવ્યો. ત્યાં લોકોના મુખથી ગંગાકીનારે આવેલ **મગટોડા** ગામનું નામ શ્રવણ કરતાં વ્યંતરનું કથન તેને બરાબર સત્ય ભાસ્યું. આ વખતે આચાર્યમહારાજ રાજાને કહેવા લાગ્યા કે-'હે મિત્ર ! જો તને શ્રદ્ધા હોય, તો પ્રાંતે પણ જિનધર્મનો સ્વીકાર કર.'

એટલે રાજાએ જણાવ્યું કે—'શ્રી સર્વજ્ઞ દેવ, બ્રહ્મચારી ગુરૂ અને દયાપ્રધાન ધર્મનું મને શરણ થાઓ. વળી વ્યવહારથી જે મેં આટલા દિવસ દેવ, ગુરૂ અને ધર્મનો સ્વીકાર કર્યો, તેનો હું ત્રિવિધે ત્યાગ કરૂં છું. હે પૂજ્ય ! અત્યારે મિત્રાઇને લીધે વિધિપૂર્વક તમારે પણ શરીરનો ત્યાગ કરવો જોઇએ. શું એ સ્થિતિ તમને ઉચિત નથી ? કે જેથી પરલોકમાં પણ આપણે સાથે રહી સમસ્યાપૂર્તિ વિગેરેથી સુખે કાળ નિર્ગમન કરી શકીએ.'

એ પ્રમાણે સાંભળતાં ગુરૂ બોલ્યા-'હે રાજન્ ! આ તારૂં વચન મુગ્ધપણાને સૂચવે છે. પોતપોતાના કર્મને લઇને જીવ કોણ કઇ ગતિમાં જશે, તે જ્ઞાની વિના કોઇ જાણી ન શકે ? વળી વ્રતધારીઓને એવી રીતે દેહત્યાગ કરવો, તે ઉચિત નથી. તેમજ હજી મારૂં આયુષ્ય પાંચ વરસ બાકી છે.' એમ આચાર્યે તેના મનનું સમાધાન કર્યું.

પછી વિક્રમ સંવતના આઠસેં નેવુ વરસ જતાં ભાદરવા માસની શુક્લ પંચમી અને શુક્રવારના દિવસે ચિત્રા નક્ષત્રની સાથે **ચંદ્રમાનો** યોગ આવતાં તથા **ચંદ્રસ્થિત** તુલા રાશિમાં અર્ક ( સૂર્ય ) આવતાં, ગુરૂના મુખથી પંચપરમેષ્ઠીના

નમસ્કારરૂપ મંત્ર સાંભળતાં તથા શ્રીજિનેશ્વર અને સન્મિત્ર ગુરૂના ચરણનું સ્મરણ કરતાં શ્રીમાન્ નાગાવલોક ( આમ ) રાજા સ્વર્ગસ્થ થયો.

એટલે કંઇક મિત્રના મોહને લીધે પાસે રહેલા શ્રીબપ્પભટ્ટિ ગુરૂએ ત્યાં રહીને તેના સમાન પ્રધાન પુરૂષોના હાથે તેનું મૃતકાર્ય કરાવ્યું. પછી કંઇક શોક-ઉર્મિથી સંતપ્ત થયેલ તથા રાજાના ગુણો વારંવાર યાદ કરતા શ્રીગુરૂ ઉદ્વેગપૂર્વક કરૂણ સ્વરે આ પ્રમાણે, કહેવા લાગ્યા.—

'આ ૮૯૦ મું પણ વર્ષ ન થાઓ, ચિત્રા નક્ષત્ર પણ ન હો, તે ભાદરવા મહિનાને ધિક્કાર થાઓ, તે ખલ શુકલપક્ષનો પણ ક્ષય થાઓ, સિંહ રાશિમાં સંક્રાંતિ તથા શુક્રવારની પંચમી અગ્નિમાં પડો કે જ્યાં નાગાવલોક રાજા ગંગાના જળ-અગ્નિમાં સ્વર્ગસ્થ થયો.' એ પ્રમાણે શોક કરતા શ્રીબપ્પભટ્ટિ મુનીશ્વર નિરૂપાય થઇને દુંદુક રાજાના કાન્યકુબ્જ નગરમાં પાછા આવ્યા.

હવે દુંદુક રાજા કંધા નામની વેશ્યામાં આસક્ત થયો, તેથી તે વેશ્યાના વચનથી મૂઢ બનેલ રાજા, ભાગ્યોદય અને કળાના વિલાસરૂપ એવા પોતાના ભોજપુત્રપર પણ દ્રોહ કરવા લાગ્યો. અહો ! અવિવેકના અગ્રસ્થાનરૂપ વેશ્યા-સમાગમને ધિક્કાર થાઓ. આથી દુઃખિત થયેલ તેની માતાએ તે વૃતાંત પોતાના બાંધવોને નિવેદન કર્યો. કારણ કે સંકટમાં કુલીન કાંતાઓને પોતાનું પીયરજ શરણરૂપ છે. એટલે તેણીના બાંધવોએ આવીને પુત્ર જન્મના બ્હાને ભોજને બોલાવ્યો. ત્યારે અનુજ્ઞા મેળવવા માટે તે રાજભવનમાં ચાલ્યો. આ વખતે આચાર્ય મહારાજના સૂચનથી મહેલના દ્વારપર શસ્ત્રધારી પુરૂષોને જાણીને તે પાછો વળ્યો અને પોતાના મામા સાથે પાટલીપુરમાં ચાલ્યો ગયો.

એવામાં એકદા મત્સર ધરાવનાર દુંદુક રાજાએ આચાર્ય મહારાજને જણાવ્યું કે—' તમે મારાપર પ્રસાદ લાવીને તે ઉત્તમ પુત્રને લઇ આવો.'

એટલે ઉત્તરોત્તર ધ્યાન, યોગાદિના પ્રારંભથી તેમણે પાંચ વરસ વ્યતીત કર્યાં, ત્યાં પોતાના આયુષ્યનો અંત નજીક આવ્યો. એવામાં સમયપર રાજાએ ભારે આગ્રહ કરીને ગુરૂને આદરપૂર્વક પુત્રને બોલાવવા માટે મોકલ્યા. ત્યારે ગુરૂ તે નગરને પાદર આવી ચિંતવવા લાગ્યા કે—' જો ભોજને ત્યાં લઇ જઇશ, તો રાજા તેને મારી નાખશે, અને ન લઇ જતાં તે મૂર્ખ ભારે ઇર્ષ્યા લાવી મુનિઓને ઉપદ્રવ તથા શાસનની હીલણા કરશે. ' માટે હવે અનશનથી મૃત્યુ સાધી લેવું એજ ઉચિત છે.' એમ ધારી અનશન કરી, ગીતાર્થ મુનિઓ પાસે આદરથી આરાધના કરાવતાં પોતે શ્રી બપ્પભટ્ટિ મુનિરાજે અધ્યાત્મયોગથી એકવીશ દિવસ વ્યતીત કરી દશમા દ્વારથી પોતાના પ્રાણ છોડયા અને ઇશાન દેવલોકમાં તે દેવપણે ઉત્પન્ન થયા. વિક્રમ સંવતના ૮૦૦ વ્યતીત થતાં ભાદરવા માસની ત્રીજ અને રવિ-

વારના દિવસે હસ્ત નક્ષત્રમાં તેમનો જન્મ થયો હતો. છ વર્ષે તેમણે વ્રત લીધું અને અગીયારમે વર્ષે તેઓ આચાર્યપદ પામ્યા, તેમજ પંચાણું વર્ષે તેમનું આયુષ્ય પૂર્ણ થયું એટલે વિક્રમ સંવત્ ૮૯૫ મે વર્ષે ભાદરવા મહિનાની શુકલ અષ્ટમીના દિવસે સ્વાતિ નક્ષત્રમાં આમ રાજાના ગુરૂ શ્રી બપ્પભટ્ટિસૂરિએ સ્વર્ગગમન કર્યું. એવામાં ગુરૂના સ્વર્ગગમનની વાત સાંભળવામાં આવતાં આમ રાજાનો પૌત્ર ભોજકુમાર :અત્યંત શોકથી પોતાના વદનકકમળને સંકુચિત કરતો તે વિલાપ કરવા લાગ્યો કે—' અહા ! હવે અવિવેકથી વિવેક જીતાયો, સારસ્વત મંત્રનો લોપ થયો, નિરભિમાનતા છુપાઇ ગઇ અને જ્ઞાનને જલાંજલિ મળી. '

એ પ્રમાણે ક્ષણભર વિલાપ કર્યા પછી ગુરૂભકિતથી પવિત્ર અને નિર્મળ આચારવાળા એવા ભોજકુમારે ચિતા તૈયાર કરવા માટે પોતાના સેવકોને આદેશ કર્યો. પોતાના પિતામહ ( દાદા) ના વિયોગમાં તેના મિત્ર ગુરૂ થકી વૃદ્ધિ પામેલ, અને તે ગુરૂ પણ સ્વર્ગે જતાં અનાથની જેમ લોકમાં એકલો થઇ રહેલ તે એક ક્ષણ વાર પણ પૃથ્વીતલપર રહેવાને સમર્થ ન હતો. એટલે પિતામહના મિત્ર સૂરિની પાછળ જવાનેજ હવે તેણે યોગ્ય ધાર્યું.ત્યાં પોતાના મોસાળના પ્રધાનોએ આપેલ શિખામણનો અનાદર કરી જાણે લીલાવનમાં જતો હોય, તેમ ગુરૂની મરણભૂમિએ તે પહોંચ્યો. એવામાં તેની માતાએ આવીને તેને ભુજદંડમાં પકડી લીધો, પછી અન્યાયનો નિષેધ કરવા અને રાજ્યની કૃપાની ખાતર શિખામણ આપતાં માતા તેને કહેવા લાગી કે—' હે વત્સ ! મારા શ્વશુર અને ગુરૂ બંને ચાલ્યા ગયા તેથી દ્વેષી અને મહાપાપી એવો તારો પિતા નિર્ભય થઈને તારી પ્રજાને સતાવશે, માટે હે હૃદયને આનંદ પમાડનાર નંદન ! તું પ્રેમાળ અને દયાળુ છે, તો આ મારી પ્રાર્થનાને લક્ષ્યમાં લઇ આ મૃત્યુના સાહસ થકી વિરામ પામ. '

એ પ્રમાણે માતાનું વચન અલંઘનીય સમજી આંખમાં આંસુ લાવતાં ભોજકુમારે ગુરૂની પાછળ ચિતામાં પોતાનું ઉત્તરીય વસ્ત્ર નાખ્યું. પછી અસાધારણ શોકથી દેહકાંતિને મ્લાન બનાવતા ભોજકુમારે આચાર્ય મહારાજનું પિતામહની જેમ ઉર્ધ્વદૈહિક કૃત્ય કર્યું.

પછી એકદા પોતાના મામા સાથે આકસ્મિક દાવાનળ સમાન ભોજ, પિતાને શાંત કરવા માટે ઓચિંતો કાન્યકુબ્જ નગરમાં ગયો ત્યાં નગરમાં દાખલ થઇ સત્વર રાજભવનમાં આવતાં તેણે દ્વાર પાસે ત્રણ બીજોરાં લઇ બેઠેલ એક માળીને જોયો. એટલે તેણે પોતાના સ્વામીનો પુત્ર સમજીને તેને તે ફળ ભેટ કર્યાં. તે ફળ લેતાં, લોકોને અટકાવતો તે રાજભવનની અંદર દાખલ થયો ત્યાં ઇર્ષ્યાપૂર્વક સિંહાસનપર બેઠેલ પોતાના પિતાને તેણે ત્રણ બીજોરાવતી હૃદયમાં મારીને યમધામમાં પહોંચાડી દીધો. એટલે પૂર્વે ચિંતવેલ પુત્રની હત્યાના પાપથી જાણે ભય પામ્યા હોય તેમ મર્મસ્થાને સખ્ત વાગ-

વાથી તેના પ્રાણ ચાલ્યા ગયા. પછી શીયાળની જેમ પાછળના દ્વારથી દુંદુકને રમતમાં દડાની જેમ માણસો મારફ ઘરથી બહાર કહડાવી મૂકયો, અને પોતે વાજિંત્રોના નાદપૂર્વક સિંહાસનપર બેસી ગયો. એટલે સર્વ સામંતો, નાગરિકો અને મંત્રીઓએ તેને પ્રણામ કર્યા. ત્યારબાદ ભોજ ભૂપાલ **શ્રી આમ-વિહાર** નામના તીર્થને વંદન કરવા ગયો. ત્યાં શ્રી બપ્પભટ્ટિ મુનીશ્વરના બે શિષ્ય તેના જોવામાં આવ્યા, પણ તેમણે વિદ્યાના વિક્ષેપને લીધે રાજાનો સત્કાર ન કર્યો. એમ તેમણે અભ્યુત્થાનાદિ સન્માન ન કરવાથી ભોજરાજા ચિંતવવા લાગ્યો કે-' આ ગુરૂના પદે રહેલા બંને શિષ્યો વ્યવહારથી અજ્ઞાત છે, તેથી એ ગુરૂપદને યોગ્ય નથી. કારણ કે વિશ્વનો વ્યવહાર એ મહત્ત્વનું સ્થાન છે.' એમ ધારીને તેણે **શ્રી નન્નસૂરિ** તથા **શ્રી ગોવિંદસૂરિ**ને બોલાવીને તેમને આ-દરપૂર્વક ગુરૂપદે સ્થાપ્યા. પછી રાજાએ શ્રી નન્નસૂરિને પરિવાર સહિત મોઢેર તીર્થમાં મોકલ્યા અને શ્રી ગોવિંદસૂરિને પોતાની પાસે રાખ્યા. ત્યારબાદ અનેક રાજાઓને તાબે કરતાં ભોજરાજા આમરાજા કરતાં પણ શ્રી જિનશાસનની અધિક ઉન્નતિ કરવા લાગ્યો.

એ પ્રમાણે શ્રી **બપ્પભટ્ટિ, ભદ્રકીર્ત્તિ, વાદિકુંજરકેસરી, બ્રહ્મચારી, ગજવર અને રાજપૂજિત** એવા બિરૂદોથી જૈનશાસનરૂપ ક્ષીરસાગરમાં પ્રખ્યાત થયા અને **કૌસ્તુભ** રત્નની જેમ પુરૂષોત્તમ-ઉત્તમ પુરૂષોના હૃદયમાં તેમણે સ્થાન લીધું. ધર્મરૂપ કલ્પવૃક્ષના અંકુર સમાન તે શ્રી બપ્પભટ્ટિસૂરિ જગતી પીઠપર જય-વંત વર્ત્તો કે જેમનું નામરૂપ મંત્ર અત્યારે પણ અજ્ઞાનરૂપ વિષનો નાશ કરે છે.

એ રીતે સમસ્તલોકમાં વિખ્યાત આ શ્રી બપ્પભટ્ટિસૂરિનું ચરિત્ર, પૂર્વ વિદ્વાનોએ બનાવેલ શાસ્ત્રો થકી જાણીને મેં તેમાંનું કંઇક અલ્પ અહીં કહી બ-તાવ્યું, તેમાં મારાથી કંઇ અનુચિત કહેવાયું હોય, તો સજ્જનો ક્ષમા કરે તથા તેમના પ્રસાદથી આ ચરિત્ર જિનમતમાં સ્થિરતા પામી સર્વ લોકોને આદરપાત્ર અને અચળ થાઓ.

શ્રી **ચંદ્રપ્રભસૂરિના** પટ્ટરૂપ સરોવરને વિષે હંસ સમાન તથા શ્રીરામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રી પ્રભાચંદ્રસૂરિએ પોતાના ધ્યાનપર લેતાં શ્રી પ્રદ્યુમ્ન મુનિશ્વરે શોધેલ, પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી બપ્પભટ્ટિસૂરિના ચરિત્રરૂપ આ અગીયારમું શિખર થયું.

દુષ્કર્મને જીતનાર, પુરૂષોત્તમ ( કૃષ્ણ ) ના પુત્ર, વિશુદ્ધ અક્ષયપદના કારણ-રૂપ, બૃહસ્પતિ ( શિવ ) ના ઉન્નતમાર્ગે શોભાને પામેલા એવા શ્રી પ્રદ્યુમ્ન ( સૂરિ ) નો દેહ કલ્યાણકારી થાઓ.

**ઇતિ-શ્રી બપ્પભટ્ટિસૂરિ-પ્રબંધ.**



# (૧૨) શ્રી માનતુંગસૂરિ–પ્રબંધ.



શ્રી **કાન્યકુબ્જના** રાજાને પ્રતિબોધ પમાડનાર તથા પૂર્વગત શ્રુત તેમજ નવા પાઠબંધથી સમસ્યા રચનાર એવા શ્રી **ભદ્રકીર્ત્તિ** મુનિશ્વરની કીર્તિ જગતમાં નૃત્ય કરી રહી છે.

શ્રી **માનતુંગસૂરિની** દેશના સમયની દંત–કાંતિ જયવંત વર્તે છે કે જે જ્ઞાનરૂપ મહાસાગરને ઉલ્લાસ પમાડવામાં શરદૃઋતુના ચંદ્ર સમાન શોભે છે. નિરંતર લાખો માણસોથી ગવાતા, કનક સમાન કાંતિવાળા તથા સૌમનસ ( દેવ કે વિદ્વાન્ ) થી આશ્રિત એવા મેરૂ સમાન શ્રી **માનતુંગ** પ્રભુ તમારૂં રક્ષણ કરો. તીર્થની ઉત્કટ શોભાના સ્થાનરૂપ એવા તે આચાર્યનું ચરિત્ર હું વર્ણવું છું કે જે જગતમાં અપ્રસિદ્ધ છે.

સાક્ષાત્ **અમરપુરી** સમાન **વારાણસી** નામે નગરી કે જે સદા ગંગાના તરંગોથી પાપ–મેલને ધોઇ રહી છે. ત્યાં વિદ્વાનના મુગટ સમાન, અર્થીજનોના દારિદ્રયને દૂર કરનાર એવો શ્રી **હર્ષદેવ** નામે રાજા કે જે કલંકરહિત હતો. વળી ત્યાં બ્રહ્મક્ષત્રિય જાતિનો **ધનદેવ** નામે સુજ્ઞ શ્રેષ્ઠી કે જે સમસ્ત પ્રજા અને રાજાના અર્થ ( પ્રયોજન ) ને સાધનાર હતો. સત્ત્વ અને સત્યના સ્થાનરૂપ એવો **માનતુંગ** નામે એ શ્રેષ્ઠીનો પુત્ર કે જે પરદ્રવ્ય અને પર રમણીથી વિમુખ હતો.

હવે ત્યાં કામવાસનાને દૂર કરનારા દિગંબર જૈન મુનિઓ હતા. એકદા ગંભીર માનતુંગ તે મુનિઓના ચૈત્યમાં ગયો ત્યાં વીતરાગ પ્રભુને નમસ્કાર કરી તે ગુરૂ પાસે જઇને નમ્યો. એટલે તેમણે ધર્મવૃદ્ધિના આશીર્વાદથી તેનો સત્કાર કર્યો. પછી તેમણે તેને પંચ મહાવ્રત, તથા ઉન, રૂ અને રેશમના વસ્ત્રનો નિષેધ કરતાં નગ્નતાનો ઉપદેશ કર્યો. ઇત્યાદિ અનેક પ્રકારે ધર્મમાર્ગનું શ્રવણ કરતાં માનતુંગનું મન વૈરાગ્યથી વાસિત થતાં તેણે વ્રત લેવાની પોતાની ઇચ્છા જણાવી. જેથી તેના માતપિતાની અનુમતિ લઇને દિગંબરાચાર્યે તેને દીક્ષા આપી અને તે યશસ્વીનું મહાકીર્તિ એવું નામ રાખ્યું. પછી તે ચતુર શિરોમણિ 'સ્ત્રીને મોક્ષ

ન હોય, કેવળી આહાર ન કરે ' તથા બત્રીશ અંતરાય-એ સિદ્ધાંતનો જ્ઞાતા થયો. વળી લોચ કરીને તે જળકમંડળ પોતાના હાથમાં રાખવા લાગ્યો, તથા સર્વ પ્રકારના આભરણોનો ત્યાગ કરી તે ઇર્યાસમિતિ સાચવવા લાગ્યો, વળી ગૃહસ્થે ભોજન કર્યા પછી અવશેષ રહેલ આહારનું તે ભોજન કરતો, મયૂરપીંછાનો ગુચ્છ હાથમાં રાખતો અને મૌનકાળે તે મૌન સેવવા લાગ્યો. તેમજ બંને વખતના પ્રતિક્રમણમાં આલોયણા લેતાં તે શુદ્ધ રહેતો તથા તે દક્ષ નાના મોટા વિવિધ પ્રકારના દુષ્કર તપ તપવા લાગ્યો.

હવે તે નગરીમાં **લક્ષ્મીધર** નામે તેનો બનેવી કે જે સારો શ્રીમંત હતો, વળી જે આસ્તિક જનોમાં શિરોમણિ અને અત્યંત પ્રખ્યાત હતો. એકદા તેણે આમંત્રણ ન કર્યા છતાં તેની દૃઢ ભક્તિને લીધે માનતુંગ ઋષિ અવસરે આહાર લેવા માટે તેને ઘેર આવ્યા, તેના કમંડળમાં શોધન ન કરવાના પ્રમાદથી અને તેમાં નિરંતર જળ ભરી રાખવાથી અનેક સંમૂર્છિમ પુરા ઉત્પન્ન થયા હતા. ત્યાં કોગળો કરવા માટે તેમાંથી તેણે જેટલામાં જળ લીધું, તેવામાં શ્વેતાંબર મુનિઓના વ્રતમાં પ્રીતિવાળી એવી તેની બ્હેનના તે જોવામાં આવ્યા, આથી તે પોતાના બંધુ મુનિને કહેવા લાગી કે—' વ્રતમાં દયા એજ સાર છે, તો તમારા પ્રમાદથી આ બે ઇંદ્રિય ત્રસ જીવો નાશ પામે છે, તે જૈન ધર્મથી વિપરીત વર્ત્તન છે. વળી માત્ર મર્યાદા સાચવવા માટે વસ્ત્રખંડમાં તમને પરિગ્રહ નડે છે અને તાંબાના પાત્રમાં તે પરિગ્રહ શા માટે નહિ ? આ તો તમારી માત્ર સ્વતંત્રતા છે, તે શા માટે ? શ્વેતાંબર જૈન મુનિઓ ધન્ય છે કે જેઓ જીવરક્ષા કરવા સદા તત્પર હોય છે, તથા ક્રિયાને વિષે સાવધાન એવા તેઓ રાત્રે પાણી પણ પોતાની પાસે રાખતા નથી; વળી નિ:સંગ અને પરમાર્થમાં આદરવાળા તેઓ સચેલક અને અચેલક હોય છે, છતાં તેઓ પોતાના ઉપયોગમાં ખામી આવવા દેતા નથી. પાંચ આશ્રવ અને પાંચ વિષયોનો પરિહાર કરવામાં તેઓ પરાયણ હોય છે તથા ત્રણ ગુપ્તિ અને પાંચ સમિતિમાં સદા સાવધાન રહે છે.

એ પ્રમાણે સાંભળતાં માનતુંગ મુનિ કહેવા લાગ્યા કે—' હે બ્હેન ! તું મારૂં નમ્ર વચન સાંભળ-મેં ધર્મ સાધવા માટે ગૃહવાસનો ત્યાગ કર્યો છે, તો અન્ય સામાચારી તો દૂર રહો, પરંતુ જ્યાં જીવદયા પણ ન મળે, તેવા સર્વજ્ઞ-વિરોધી ધર્મથી મારે શું પ્રયોજન છે ? વળી આ પ્રદેશમાં શ્વેતાંબર મુનિઓ પણ ભાગ્યેજ કોઇવાર આવે છે. '

એટલે તે શ્રાવિકા બોલી કે—' મધ્ય પ્રદેશમાંથી તે અત્યારે આવવાના છે, તેમની સાથે હું તમને જરૂર મેળાપ કરાવી આપીશ, કે જેથી નિર્મળ તપના યોગે તમે સંસારથી નિસ્તાર પામો. હવે અત્યારે આ જળ ક્યાંક એકાંતે કૂપાદિકમાં નાખી દો, કે જેથી શાશનની લઘુતા અને મ્લાનિ ન થાય. વળી તેમ કરતાં

ઘણા જીવોની વિરાધના અવશ્ય થાય છે, કારણ કે અન્ય અન્ય જળમાં ઉત્પન્ન થયેલા જીવો પરસ્પર વિરોધી હોય છે.'

પોતાની બ્હેનનું એ વચન સાંભળતાં તે મુનિને ભારે પસ્તાવો થયો પછી તેણે પરમ ભક્તિથી તેને ભોજન કરાવ્યું અને મુનિ પોતાના સ્થાને ગયા.

એવામાં એકદા પૂર્વે શ્રી પાર્શ્વનાથના કલ્યાણકથી પવિત્ર થયેલ, ગંગાતીરે આવેલ વૃક્ષોથી સુશોભિત એવા તે નગરીના ઉદ્યાનમાં, નંદનવનમાં દેવોની જેમ, જ્ઞાની શ્રી **જિનસિંહ** નામે આચાર્ય પધાર્યા. એટલે તે શ્રાવિકાએ પોતાના બંધુ મુનિને ગુરૂનું આગમન નિવેદન કર્યું. જેથી તે આચાર્યને જઈને મળ્યા, ત્યાં તેમણે પૂર્વઋષિઓએ આચરેલ સામાચારી તેને કહી સંભળાવતાં, અમૃત સમાન તે તેણે આદરપૂર્વક શ્રવણ કરી. પછી આચાર્યે તેને યોગ્ય જાણીને દીક્ષા આપી અને તે કેટલાક શાસ્ત્રમાં કુશળ હોવા છતાં ગુરૂએ તેને તપસ્યાવિધિપૂર્વક આદર થી આગમનો અભ્યાસ કરાવ્યો એટલે સમ્યક પ્રકારે તપ કરી આગમનું રહસ્ય જાણવામાં આવતાં તેની શ્રદ્ધા અચલ થઈ, જેથી ગુરૂ મહારાજે તેને યોગ્ય સમજીને સૂરિપદે સ્થાપતાં ગચ્છનો આદરપાત્ર બનાવ્યો. એટલે ક્લિષ્ટ કાવ્યોના ભ્રમથી શ્રમિત થયેલ સરસ્વતી દેવી, તેમના વચનામૃતથી સંસિક્ત થતાં અતિશય આનંદ પામી તથા તે વખતના જ્ઞાન-ક્રિયાની ઉન્નતિમાં લીન બનેલા એવા માનતુંગ સૂરિ. વિકાસ પામીને ઉપદ્રવ કરતા આંતર શત્રુઓને અજેય થઈ પડયા.

હવે તે નગરમાં વેદ અને વેદાંગમાં પારંગત, રાજમાન્ય તથા સાક્ષાત્ બ્રહ્મા સમાન **મયૂર** નામે બ્રાહ્મણ કે જે વિદ્વાનોના મુગટ સમાન અને વિરોધીરૂપ સર્પના દર્પને દળી નાખવામાં મયૂર સમાન હતો. તેને રૂપ, શીલ, વિદ્યાદિ ગુણોથી સુશોભિત એવી એક કન્યા હતી કે જેને જોવાથી પાર્વતી, ગંગા અને લક્ષ્મીદેવીની પ્રતીતિ થતી હતી. વળી તે વિપ્ર થકી એ કન્યાને ઉત્પન્ન કરતાં વિધાતાને પોતાની પુરાતન સૃષ્ટિ ઉચ્છિષ્ટ જેવી ભાસવા લાગી. કારણ કે જેના હસ્ત, લોચન, અધર અને મુખ જોઇને તેણે કમળને કાદવમાં, કુવલયને દ્રહના અપાર જળમાં, બિંબીલતાને જંગલમાં અને ચંદ્રમાને આકાશમાં નાખી દીધા. તે કન્યાને માટે કુળ, રૂપાદિકથી અદ્ભુત એવા યોગ્ય વરની તપાસ કરતાં તે ન મળવાથી મયૂરને ભારે ખેદ થઇ પડ્યો.

એવામાં તર્કશાસ્ત્ર, વ્યાકરણ, સાહિત્યશાસ્ત્રમાં ભારે રસિક, વેદમાં પ્રવીણ, પૂર્વે કહેલા ગુણોથી અલંકૃત, વાદ કરવામાં ભારે ચાલાક તથા મન્મથ સમાન મનોહર આકૃતિને ધારણ કરનાર **બાણ** નામે એક મહાવિપ્ર તેના જોવામાં આવ્યો, તેથી આકાશમાં મેઘને જોતાં જેમ મયૂર હર્ષ પામે, તેમ મયૂરવિપ્ર ભારે હર્ષ પામ્યો. પછી તેણે વૈભવ વિના પણ તેને પોતાની સુતા પરણાવી. યોગ્ય વરની

પ્રાપ્તિ થયા છતાં પુત્રી પિતાને દુસ્ત્યજ હોય છે. ત્યાં તે પોતાના જમાઈને હર્ષદેવ રાજા પાસે લઇ ગયો. એટલે તેણે આશિષ આપતાં બાણ અને તેની પત્ની સંતોષ પામ્યા. પછી રાજાએ ધન ધાન્યાદિસહિત તેને અલગ આવાસ આપ્યો. ત્યાં રાજ સન્માન પામતાં તે દંપતી આનંદપૂર્વક સાથે રહેવા લાગ્યા.

એકદા પોતાની પત્ની સાથે બાણનો સ્નેહ-કલહ થયો. કારણ કે મરીના ચૂર્ણ વિના સાકર દુર્જર થાય છે. આથી મદોન્મત્ત બાણપત્ની રૂષ્ટ થઇને પોતાના પિતાને ઘેર ચાલી ગઇ. એટલે સાંજે બાણકવિ તેને મનાવતાં કહેવા લાગ્યો કે-'હે સ્વામિની ! જગતના સ્વાર્થનો વિનાશ કરવામાં શત્રુસમાન એવા માનને તું મૂકી દે. કારણ કે સેવક, કામુક ( કામી ) અને પરભવના સુખની ઇચ્છા કરનારને માન કરવું યોગ્ય નથી.'

પછી પંડિતને ઘર થકી બહાર મોકલીને સખી તેણીને માન તજાવવા માટે વિવિધ વચન રચનાથી સમજાવવા લાગી કે-' હે સખી ! તારો પ્રાણપતિ બહાર અવનત થઇને ભૂમિ કોતરી રહ્યો છે, તારી સખીઓ સતત રૂદન કરવાથી સુજેલા લોચને આહારનો ત્યાગ કરી બેઠી છે, તથા પાંજરામાં રહેલા શુકપક્ષીઓએ હસવું અને પઢવું બધું મૂકી દીધું છે, છતાં તું આ અવસ્થામાં હઠ લઇ બેઠી છે, માટે હે કઠિન હૃદયવાળી માનિની ! તું હવે માન મૂકી દે.'

એ પ્રમાણે સમજાવ્યા છતાં તે ન સમજી, ત્યારે વિલક્ષ થયેલ તે સખી બહાર આવીને પંડિતને કહેવા લાગી કે-' આપણે ઉપાનહ ( મોજડી ) મૂકીને એના ભવનમાં પ્રવેશ કરીએ.' પછી તે અંદર ગયા, પણ તે તો મૌન લઇનેજ બેઠી હતી. એવામાં લગભગ પ્રભાતનો સમય થવા આવ્યો. એટલે છેવટે વિદ્વાનોને માનનીય એવા બાણપંડિતે તેને ફરીથી સમજાવતાં જણાવ્યું કે—

"गतप्राया रात्रिः कृशतनु शशी शीर्यत इव
प्रदीपोऽयं निद्रावशमुपगतो घूर्णत इव ।
प्रणामान्तो मानस्तदपि न जहासि क्रुधमहो
कुचप्रत्यासत्त्या हृदयमपि ते सुभ्रु कठिनम्" ॥१॥

'હે કૃશોદરી ! રાત્રિ લગભગ ખલાસ થવા આવી છે. ચંદ્રમા જાણે ક્ષીણ થતો હોય તેવો ભાસે છે. આ દીપક જાણે નિદ્રાવશ થયેલાની જેમ મંદ પડતો જાય છે. માનતો પ્રણામ કરવા સુધી હોય, તથાપિ તું કોપ તજતી નથી. તેથી અહો ! સ્તનની પાસે રહેવાથી હે સુભ્રૂ ! તારૂં હૃદય પણ કઠિન બની ગયું લાગે છે.'

એવામાં ભીંતને આંતરે તેનો પિતા સુતો હતો, તે જાગત થતાં ઉપરોક્ત

શ્લોક સાંભળવાથી તે સંભ્રાંત થઇને બોલી ઉઠ્યો કે-'હે ભદ્ર! **સુભ્રૂ** શબ્દને ઠેકાણે તું **ચંડી** શબ્દનો ઉપયોગ કર, કારણ કે એ દઢ કોપ કરનારીને તેજ શબ્દ ઉચિત છે.' પિતાના મુખથી એ શબ્દો સાંભળતાં લજ્જાથી તેણે પોતાનું મુખ નમાવી દીધું અને તે ચિંતવવા લાગી કે—'અહો! રાત્રિનો મારો બધો વૃત્તાંત પિતાએ સાંભળી લીધો હશે, માટે મૂર્ખ અને અવિચારપણે વર્ત્તનારી એવી મને ધિક્કાર છે.' એમ ધારી તેને પોતાનાપરજ તિરસ્કાર છુટયો, તથા પિતાપર તેને ભારે ક્રોધ આવ્યો' એટલે માન મૂકીને શંકરપર જેમ ગંગા અને પાર્વતી પ્રેમ રાખે, તેમ તે પોતાના પતિપર સ્થિર પ્રેમ રાખવા લાગી. વળી તેને વિચાર આવ્યો કે-'અહો! મારો પિતા સુજ્ઞશિરોમણિ છતાં બાલ્યાવસ્થાથીજ શું એ ભ્રાંત ( ભ્રમિત ) છે? એ મશ્કરાએ આવા અનુચિત શબ્દો કેમ ઉચ્ચાર્યા? તેવા પુરૂષોને કુલીન એવી પોતાની માતા, બ્હેન કે પુત્રી સામે આવું અવાચ્ય વચન બોલવું શું ઉચત છે? ના, તેમ કદિ બોલવું નહિ જોઇએ.' એમ ધારી કોપના આવેશમાં સ્પષ્ટાક્ષરે તેણે પિતાને શ્રાપ દીધો કે—'ક્રિયાભ્રષ્ટ, અવજ્ઞા પામેલ અને રસલુબ્ધ તું કોઢીયો થા.' એટલે તેણીના શીલપ્રભાવથી શ્વેત અંગે ચંદ્રક ( ચાંદા) નીકળતાં તે પ્રથમ કલાપી અને મયૂર હતો અને અત્યારે ચંદ્રકી ( ચાંદાયુક્ત કુષ્ઠી અથવા મયૂર ) થઇ ગયો. પછી બાણ પર બહુ સ્નેહ દર્શાવતી તે પોતાના ઘરે ચાલી ગઇ. તે વખતે પિતાનું દુર્વચન તેણીને બોધદાયક થઇ પડયું.

હવે પોતાને સદ્ય કોઢયુક્ત જોઈને મયૂર વિપ્રને ભારે પશ્ચાત્તાપ થવા લાગ્યો. તે રાજસભામાં ન જતાં નીચું મુખ કરીને પોતાના ઘરમાંજ બેસી રહ્યો. એમ પાંચ છ દિવસ તે રાજભવનમાં ન ગયો. એવામાં અહીં બાણ પણ તેના પર ક્રોધ લાવીને તેના ઘણા દોષ પ્રકાશવા લાગ્યો—'એ મયૂર, ભોગી ( સર્પ ) ના ભોગ ( શરીર ) નો વિનાશ કરવામાં એક પ્રતિજ્ઞા કરનાર, મલિન અંગને ધારણ કરનાર, મિત્રના સમાગમે લજ્જા-સ્થાનને પ્રગટ કરનાર તથા મયૂર સમાન શરીરે ચંદ્રકી ( ચાંદાવાળો ) હોવાથી અને ચિત્રીયુક્ત થવાથી તે પાપી રાજસભામાં આવવાને લાયક નથી.'

એ પ્રમાણે સાંભળતાં રાજા કહેવા લાગ્યો કે—'શું મયૂર કોઢથી દૂષિત થયો છે, એ સત્ય વાત છે?' એમ આશ્ચર્ય થવાથી રાજાએ તેને પોતાના માણસો મોકલીને બોલાવ્યો. એટલે પોતે તે સ્થાને આવવાને ઇચ્છતો ન હતો, છતાં રાજાની આજ્ઞાને લીધે વસ્ત્રાદિકથી પોતાના શરીરને બરાબર આચ્છાદિત કરીને તે રાજસભામાં આવ્યો. ત્યાં મયૂરને સાક્ષાત આવેલ જોઈને બાણ કહેવા લાગ્યો કે—'શીતથી રક્ષણ પામવા માટે વસ્ત્રથી શરીર આચ્છાદિત કરીને આવરકોટ ( પંડિતપ્રધાન ) રાજસભામાં આવ્યો છે.' પછી પોતાના ઘરે

આવતાં મયૂર મનમાં દઢ વિચાર કરવા લાગ્યો કે—' કલંકથી મલિન થયેલા પુરૂષોને મિત્રસભા ઉચિત નથી. બાળમિત્રોની એ સભામાં જેઓ નિઃશંક થઇને બેસે છે, તેઓ ભ્રકુટી રૂપ ખડગથી છેદાયેલ પોતાના મસ્તકને કેમ જાણતા નહિ હોય ? વળી વૈરાગ્યથી કદાચ દેહનો ત્યાગ કરૂં તો તે પણ સજ્જનોને ઉચિત નથી. કારણ કે દુઃખો સહન ન કરી શકવાથી તે સ્ત્રીઓની જેમ એક પ્રકારની કાયરતા છે, માટે કલાનિધાન અને પ્રભાવી એવા કોઇ પવિત્ર દેવનું આરાધન કરૂં કે જેના પ્રભાવથી આ દેહ પુનઃ નવીન ( નિરોગી ) થાય. કર્મસાક્ષી સૂર્યદેવની આરાધના કરૂં. કારણ કે એની આરાધના અને વિરાધના બંને સાક્ષાત્ ફ્લવતી દેખાય છે.' એમ ધારી છ છેડાવાળા એક રજ્જુયંત્રનું અવલંબન લઇને ત્યાં બેઠો અને પોતાની નીચે ખેરના ધગધગતા અંગારાથી એક ખાડો ભર્યો. પછી શાર્દૂલ છંદમાં એક એક શ્લોક બોલતાં છુરી લઇને તે પોતાના પગને કાપવા લાગ્યો. એમ પાંચ કાવ્યો બોલી તે કુષ્ટી જેટલામાં પોતાનો બીજો પગ કાપવા જાય છે, તેવામાં સૂર્યે પ્રગટ તેજથી આવીને તેને નવીન દેહધારી બનાવી મૂકયો અને અગ્નિને તરત બુઝાવી નાખ્યો. પછી એકસો કાવ્યો બનાવીને તેણે સૂર્યદેવની સ્તુતિ કરી કે જેમાંનું એક કાવ્ય યાદ કરતાં પણ દેવો સાક્ષાત આવીને હાજર થાય છે. એમ સૂર્યદેવે સંતુષ્ટ થઇને તેનું શરીર નિરોગી બનાવ્યું કે જે કનક સમાન દીપતું અને તરૂણ થઇ ગયું. પછી પ્રભાતે દેહને પ્રગટ બતાવતો તે રાજસભામાં આવ્યો. એટલે હર્ષ રાજાએ તેને પૂછયું કે—' આ તારૂં શરીર નવીન કેમ થયું તે કહે.'

ત્યારે મયૂર કહેવા લાગ્યો—' હે દેવ ! મેં સૂર્યદેવની આરાધના કરી. તેથી સંતુષ્ટ થઇને તેણે મને આજે નિરોગી બનાવ્યો. કારણ કે ભક્તિને શું દુષ્કર છે ? ' તે વખતે બાણના પક્ષના પંડિતોને જાણે ઈર્ષ્યા આવી હોય, તેમ તેઓ કંઇક કટાક્ષથી સ્પષ્ટ શ્લોક બોલ્યા કે—

" यद्यपि हर्षोत्कर्षं विदधति मधुरा गिरो मयूरस्य ।
बाण विजृंभण समये तदपि न परभागभागिन्यः ? " ॥ १ ॥

જો કે મયૂરની મધુર વાણી હર્ષોત્કર્ષ ઉપજાવે છે, તથાપિ બાણના વિકાસ સમયે તે વિશેષ ઉત્કર્ષવાળી લાગતી નથી.'

એમ સાંભળતાં રાજા બોલ્યો કે—' ખરેખર ! ગુણી એક બીજા પર મત્સર ધરાવે છે, એ વાત સત્ય છે. તમે એના પર પણ અદેખાઇ બતાવો છો, તો અમે તમને શું કહીએ ? જેણે વૈદ્યના ઔષધ વિના સરલ મનથી સૂર્યનું આરાધન

કરતાં, તેણે ભક્તિથી સંતુષ્ટ થઇને એને નવું શરીર આપ્યું. એમ જેની વચન-રચનાથી સવિતા પોતે પરમ સંતોષ પામ્યો. આહારાદિકની મલિનતાથી ભરેલા આપણે મનુષ્યો શું માત્ર છીએ ?'

ત્યારે બાણકવિ કહેવા લાગ્યો કે—'હે સ્વામિન ! આ તમે પક્ષપાત જેવું શું બોલો છો ? જ્યાં દેવનો પ્રભાવજ પ્રગટ હોય, ત્યાં એની પ્રશંસા કરવી શા કામની ?'

આથી શ્રી હર્ષરાજાએ જણાવ્યું કે—'જો શક્તિ હોય તો એવા પ્રકારનો આશ્ચર્યાતિશય અન્ય કોઇ બતાવે, એટલે તેની પ્રશંસા કરવામાં કોણ પક્ષ કરે તેમ છે ?'

એ પ્રમાણે રાજાનું વચન સાંભળતાં બાણ ભારે સાહસ બતાવતો કહેવા લાગ્યો કે—'મારા હાથ પગ છેદીને તમે મને ચંડિકાદેવીના મંદિર પાછળ મૂકી આવો, કે જેથી હું ત્યાંથી ઉઠીને આવતાં તમારા થકી ભારેમાં ભારે પ્રશંસા અને સન્માન પામું.'

એવામાં મયૂર બોલ્યો કે—'હે દેવ ! ગમે તેમ છે, તો પણ મારા પર અનુકંપા લાવીને તમે એને એવી સ્થિતિમાં લાવશો નહિ, કારણ કે મારી પુત્રીને દુઃખ થશે. એટલુંજ નહિ પણ એ વ્યંગ (શરીરે હીન) ની તેને ભારે શુશ્રુષા કરવી પડશે. વળી હે પ્રભો ! મને પણ જન્મભર ભારે કષ્ટ થઇ પડશે.'

એમ સાંભળતાં રાજા, મયૂરપર અદ્ભુત ભક્તિ ધરાવતાં અને બાણપર ક્રોધ લાવતાં કહેવા લાગ્યો કે—'હે પંડિત ! મારે એ મોટું આશ્ચર્ય જોવાનું છે, માટે વચનશક્તિ ધરાવનાર બાણના કહેવા પ્રમાણે તો કરવાનુંજ છે. પછી જો એને નવા હાથ પગ આવશે, તો એનો ભારે યશ ફેલાશે અને જો તેમ ન થાય, તો વિશેષ વચન રચનાથી મણિની ભજના કરવી પડશે, કારણ કે રાજસભામાં પોતાની ઇચ્છા પ્રમાણે યદ્વા તદ્વા બોલનારને માટે અવકાશ નથી. અથવા તો તું સૂર્યને આરાધીને એ પંડિતને પણ નાગને નિર્વિષ કરવાની જેમ સ્વસ્થ બનાવીને મદરહિત કરજે.' એમ કહીને રાજાએ તે પ્રમાણે કર્યું. એટલે બાણકવિ, અત્યંત શ્રવણીય તથા ઉત્કટ શબ્દાક્ષરથી અદ્ભુત એવા કાવ્યો બનાવતાં તે ચંડીદેવીની સ્તુતિ કરવા લાગ્યો. તેમાં પ્રથમ શ્લોકનો સાતમો અક્ષર બોલતાં દેવી સાક્ષાત્ આવીને કહેવા લાગી કે–'હે ભદ્ર ! વર માગ.'

એટલે બાણકવિ બોલ્યો–'મને હાથ પગ આપ.' એમ બોલતાંજ તેના અંગોપાંગ સંપૂર્ણ થતાં તે સાક્ષાત્ દેવસમાન દેદીપ્યમાન ભાસવા લાગ્યો. પછી તે મહોત્સવપૂર્વક રાજભવનમાં આવ્યો. ત્યાં રાજાએ બાણ અને મયૂર બંનેનો આદર સત્કાર કર્યો, અને બંનેને સન્માનપૂર્વક રાખ્યા.

પછી પૂર્વના ક્રોધને લીધે તે બંને વિવાદ કરતાં કોઇ રીતે. નિવૃત્ત થતા ન હતા, ત્યારે રાજા કહેવા લાગ્યો કે-' આ બંનેનો નિર્ણય અહીં થવાનો નથી. માટે મૂલ મૂર્ત્તિએ રહેલ જ્યાં સરસ્વતી દેવી છે, ત્યાં બંને **કાશ્મીરમાં** આવેલ **નિવૃત્ત** નગરમાં જાય, એ દેવીજ એમનો જય પરાજય પ્રગટ કરશે. કારણ કે કયો સુજ્ઞ પુરૂષ પોતાના માથે દોષ લે. ત્યાં જે પરાભવ પામે, તેના ગ્રંથો મારા આંગણે બાળી નાખવા, એ તમારા બંને વચ્ચે શરત છે. '

એ પ્રમાણે કરવા માટે તે બંને કબૂલ થયા અને પંડિતો તથા રાજપુરૂષો સાથે તેઓ સન્માનથી કાશ્મીર ભણી ચાલી નીકળ્યા. માર્ગમાં અખંડિત પ્રયાણ કરતાં અલ્પકાળમાંજ સરસ્વતી અને બ્રહ્માથી પવિત્ર થયેલ તે નગરમાં આવી પહોંચ્યા. ત્યાં તે બંને દુષ્કર તપ કરીને દેવીની આરાધના કરવા લાગ્યા, ત્યારે દેવી સંતુષ્ટ થઇ. પછી તેમની પરીક્ષા કરવા માટે દેવીએ તેમને દૂર દૂર રાખીને એક સમસ્યાપદ પૂછયું, એટલે બાણકવિએ તરતજ તે પૂર્ણ કર્યું અને મયૂરે પણ તેજ પ્રમાણે અક્ષરપંક્તિ પૂરી કરી. તેમાં શીઘ્ર અને વિલંબના ભેદથી અમુક સમયનું માન રાખવામાં આવ્યું હતું. એટલે શીઘ્રતાથી બાણ જય પામ્યો; અને મયૂર વિલંબ કરવાથી પરાજિત થયો.

દેવીએ આ પ્રમાણે સમસ્યા પૂછી હતી–

"शतचंद्रं नभस्तलम् "

પછી તે બંને પંડિતોએ આ પ્રમાણે પૂર્ણ કરી—

" दामोदरकराघात–विह्वलीकृतचेतसा ।
दृष्टं चाणूरमल्लेन शतचंद्रं नभस्तलम्" ॥ १ ॥

કૃષ્ણના કરાઘાતથી આકુળ વ્યાકુળ થયેલ ચાણૂરમલ્લે આકાશતલમાં સેંકડો ચંદ્રો જોયા.'

એ પ્રમાણે પોતાના વાદનો નિર્ણય પામતાં તે બંને કવિ પ્રધાનો સાથે પાછા પોતાના નગરમાં આવ્યા અને રાજાની સમક્ષ આવીને બેઠા. ત્યાં મયૂરે પોતાના ગ્રંથ-પુસ્તકો ખેદપૂર્વક લાવીને બાળી મૂકયા અને તે ભસ્મીભૂત થઇ ગયાં. એટલે ભસ્મ પણ જ્યાંસુધી ઉડી, ત્યાં સુધી તે શ્રી સૂર્યસંબંધી સો પુસ્તકોમાં સાક્ષાત્ "સૂર્યના કિરણોથી પ્રગટ અક્ષરો દેખાતા હતા, આથી રાજાએ બહુ માનથી મયૂરનો પ્રભાવ પ્રકાશિત કર્યો, અને તે બંનેને રાજા સમાન માનદૃષ્ટિથી જોવા લાગ્યો.

એવામાં એકદા રાજાએ પોતાના અમાત્યને કહ્યું કે—' અહો ! દુનીયામાં બ્રાહ્મણોનોજ પ્રત્યક્ષ અતિશય દેખાય છે, કોઇ દર્શનમાં કયાં આવો પ્રભાવ છે ? '

એટલે પ્રધાને જણાવ્યું કે—' હે સ્વામિન્ ! જો તમે સાંભળો, તો હું નિવેદન કરૂં. જૈન શ્વેતાંબરાચાર્ય શ્રી માનતુંગ નામે એક વિદ્વાન્ મહાપ્રભાવ-સંપન્ન છે અને તે હાલ આપના નગરમાં બિરાજમાન છે, જો તમારે કૌતુક જોવું હોય, તો તે ગુરૂને તમે અહીં બોલાવો, એટલે તમારા મનમાં જેવું આશ્ચર્ય હશે, તેવું તે પૂર્ણ કરશે. '

એ પ્રમાણે સાંભળતાં રાજા કહેવા લાગ્યો કે—' એ સત્પાત્રને સન્માનપૂર્વક બોલાવો. કારણ કે તેવા નિઃસ્પૃહ પુરૂષો આગળ રાજા શું માત્ર છે. ? '

એટલે મંત્રી ત્યાં જઇ, ગુરૂને નમન કરીને કહેવા લાગ્યો—' રાજા આપને વાત્સલ્યથી બોલાવે છે, માટે પધારો. '

ત્યારે ગુરૂ બોલ્યા—' હે મહામંત્રિન્ ! અમારે રાજાની પાસે શું પ્રયોજન છે ? પરભવના સાધક એવા અમો નિઃસ્પૃહ મુનિઓ માટે તે ભૂમિ ઉચિત નથી.'

આથી મંત્રી પુનઃ બોલ્યો—' હે ભગવન્ ! ભાવનાથી શ્રેષ્ઠ પ્રભાવના થાય છે. આપને શાસનની પ્રભાવના કરવાની છે અને તે રાજાને પ્રસન્ન કરવાથી થાય તેમ છે. '

આવા પ્રકારના મંત્રીના આગ્રહથી શ્રી માનતુંગસૂરિ રાજભવનમાં આવ્યા એટલે રાજાએ ઉભા થઇને તેમને સન્માન આપ્યું, ત્યારે ધર્મલાભરૂપ આશિષ આપીને તેઓ ઉચિત આસને બેઠા.

એવામાં રાજા કહેવા લાગ્યો કે—' પૃથ્વીપર બ્રાહ્મણો કેવા મહાપ્રભાવી છે કે એકે સૂર્યને આરાધીને પોતાના શરીરમાંથી રોગ કહાઢ્યો અને બીજાએ ચંડિકાની સેવા કરીને હાથ પગ મેળવ્યા. તો હે યતિનાયક ! જો તમારામાં કોઇ અદ્ભુત શકિત હોય, તો અત્યારે કંઈક ચમત્કાર બતાવો. '

એ પ્રમાણે સાંભળતાં ગુરૂ બોલ્યા કે—' હે રાજન્ ! અમે ગૃહસ્થો નથી કે ધન, ધાન્ય, ગૃહ, ક્ષેત્ર, કલત્ર, પુત્રાદિકને માટે રાજાને રીઝવીએ કે લૌકિક ક્રિયા અથવા વિદ્યાને પ્રાપ્ત કરીએ, પરંતુ અમારે તો શાસનનો ઉત્કર્ષ કરવો, એ અમારી ફરજ છે. ' એમ ગુરૂ બોલતા હતા, તેવામાં રાજાએ આદેશ કર્યો કે—' એમને પગથી મસ્તક પર્યંત નિગડ ( સાંકળ ) વતી બાંધો અને નિબિડ અંધકારમાં બેસાડી મુકો.' એમ રાજાનો હુકમ થતાં રાજપુરૂષોએ લોહના યંત્ર સમાન ગુરૂને લોખંડનીની ચુમાળીશ સાંકળોવતી બાંધ્યા અને પછી ઉપાડીને એક તમોવ્યાપ્ત ઓરડામાં બેસારી, તેના દ્વાર–કપાટ બંધ કરી દીધા, વળી ત્યાં જબરજસ્ત એક લોખંડનું તાળું લગાવી દીધું. એ ઓરડામાં પાતાલ સમાન સોયથી ભેદાય તેવો અંધકાર વ્યાપી રહ્યો હતો.

એટલે શ્રી માનતુંગઆચાર્ય એકાગ્ર મનથી **ભક્તામર** સ્તોત્ર બોલવા લાગ્યા. જેના ચુમાળીશ કાવ્યો બોલતાં પ્રત્યેક કાવ્યે એક એક સાંકળ-તડાક દઈને તુટતી ગઇ, એમ સંપૂર્ણ સ્તોત્ર બોલી રહેતાં બધી સાંકળો તુટી ગઈ અને શ્રી માનતુંગસૂરિ તરત મુકત થયા, પછી દ્વાર પોતાની મેળે ઉઘડી જતાં સંયમરકત તથા સદા ગંભીર એવા ગુરૂ શૃંખલા રહિત થતાં શોભવા લાગ્યા, ત્યાંથી રાજસભામાં આવીને તેમણે રાજાને ધર્મલાભરૂપ આશિષ આપી ત્યારે પ્રભાતે પૂર્વાચલથી નિકળતા મહાતેજસ્વી સૂર્ય સમાન તે દીપવા લાગ્યા. આ બધું આશ્ચર્ય જોતાં રાજા કહેવા લાગ્યો કે—'શમભાવ પણ અદ્ભુત છે અને ભકિત પણ અસાધારણ છે. વળી દેવ-દેવીના આધારવિના આવું અદ્ભુત તેજ કોનું હોય? હે ભગવન્! આ દેશ, નગર અને હું પણ ધન્ય છું, તથા આ દિવસ પણ પવિત્ર છે કે જ્યાં પ્રતિભાયુકત આપનું વદનકમળ મારા જોવામાં આવ્યું. હે પવિત્રતાના ધામ! આપ મને સુકૃતરૂપ આદેશ કરો કે જેથી આપનો અનુગ્રહ, જન્મપર્યંત મારૂં રક્ષણ કરનાર થાય.'

એ પ્રમાણે રાજાનું વચન સાંભળતા આચાર્ય કહેવા લાગ્યા કે—'અકિંચન (નિઃપરિગ્રહ) અમે કોઇ પણ કાર્યમાં લક્ષ્મીનો ઉપયોગ કરતા નથી, પણ ગુણના નિધાનરૂપ હે રાજેંદ્ર! તું આ વસુધાનું સુખે રાજ્ય કર તથા પરીક્ષા પૂર્વક ઉપદ્રવ દૂર નિવારીને તું જૈન ધર્મનું પરિપાલન કર.'

એટલે રાજાએ જણાવ્યું કે—'આપના દર્શન વિનાજ આટલો કાળ હું જૈનમાર્ગનું સેવન ન કરી શકયો, તેથી છેતરાયો. અહો! વળી મને એવો ગર્વ હતો કે બ્રાહ્મણોજ પ્રભાવશાળી છે કે જેમણે દેવોને સંતુષ્ટ કરીને પોતાનો પ્રભાવ મને બતાવ્યો પરંતુ અહંકારથી પરસ્પર વિવાદ કરતાં તે વિરામ ન પામ્યા. જે વિદ્યાથી ગર્વ વધે, તે વિદ્યા નહિ પણ એક પ્રકારનો મતિભ્રમ છે. જેમનો સર્વોત્કૃષ્ટ પ્રભાવ છે, અદ્ભુત પ્રશમ છે તથા અસાધારણ સંતોષ છે, તેમનો કહેલ ધર્મ પરીક્ષાવડે શુદ્ધજ હોય. માટે હવે હું આપના ઉપદેશનોજ સ્વીકાર કરૂં છું. હવેથી કટુ દ્રવ્યનો ત્યાગ કરીને સ્વાદિષ્ટ દ્રવ્ય ગ્રહણ કરૂં છું, તો આપ મને આદેશરૂપ અમૃતથી તૃપ્ત કરો.

એ પ્રમાણે રાજાનું વચન સાંભળતાં આચાર્ય મહારાજ કહેવા લાગ્યા કે—હે નરેંદ્ર! સુપાત્ર, અનુકંપા અને ઉચિત-એ ત્રણ પ્રકારના દાનમાં રૂચિકર, જિનચૈત્યોનો જીર્ણોદ્ધાર અને જિનબિંબો કરાવજે.'

એવામાં મંત્રી કહેવા લાગ્યો—'હે સ્વામિન્! બ્રાહ્મણોના પરિચયથી તમને અજ્ઞાન-મિથ્યાત્વરૂપ કાજળ લાગેલ છે, તે જૈનાચાર્યના આદેશરૂપ ક્ષીરથીજ ધોવાઇ જશે.'

એ પ્રમાણે સદ્‌ગતિના પ્રદેશ સમાન ધર્મોપદેશ આપીને આચાર્ય મહારાજ પોતાના સ્થાને ચાલ્યા ગયા. આ વખતે તેમણે સર્વ ઉપદ્રવોનો નાશ કરનાર જે **ભક્તામર** સ્તોત્ર બનાવ્યું, તે અદ્યાપિ ભૂતલપર પ્રખ્યાત છે.

હવે કોઇવાર કર્મની વિચિત્રતાથી તેમને ઉન્માદ–રોગ થઇ આવ્યો. કારણકે શલાકાપુરૂષો પણ કર્મથી સંડોવાયા છે. એટલે તેમણે ધરણેંદ્રનું સ્મરણ કરી, તેને અનશનને માટે પૂછયું. ત્યારે ધરણેંદ્ર બોલ્યો—'હે ભગવન્! અદ્યાપિ આપનું આયુષ્ય બાકી છે, તો તે ક્ષીણ કેમ થઇ શકે? કારણકે આપ જેવાનું આયુષ્ય અનેક પ્રાણીઓને ઉપકારરૂપ થાય છે.' એમ કહીને ઇંદ્રે તેમને અઢાર અક્ષરનો મંત્ર આપ્યો, કે જેના સ્મૃતિ–જળથી નવ પ્રકારના રોગો નષ્ટ થાય. પછી ધરણેંદ્ર પાતાળમાં ચાલ્યો ગયો.

પછી શ્રીમાનતુંગસૂરિએ તે મંત્રાક્ષરો અનુસારે **ભયહર** સ્તવન બનાવ્યું કે જે અદ્યાપિ પ્રવર્તમાન છે. તે મંત્રના પ્રભાવથી શ્રી ગુરૂ મહારાજનો દેહ હેમંતઋતુના કમળની શોભા સમાન થઇ ગયો, કારણ કે અદ્‌ભુત તેજના નિધાન એવાં તેમને એવું શું દુર્લભ હોય? જે પુરૂષ સવારે અને સાંજે શુભ ભાવથી એ સ્તવન ભણે તેના વિવિધ ઉપસર્ગો બધા દૂર થાય છે.

એ પ્રમાણે શ્રીમાનતુંગ આચાર્યે અનેક પ્રકારે જિનશાસનનો ઉદ્યોત કરી, સન્મતિ શિષ્યો ઉપજાવી, ગુણના નિધાન એવા **ગુણાકર** નામના એક શિષ્યને પોતાના પદે સ્થાપી, પ્રાંતે અનશન લઇને સ્વર્ગે ગયા.

એ રીતે સ્થિરતા ઉપજાવનાર જૈનધર્મરૂપ પ્રાસાદના સ્તંભરૂપ તથા સુકૃત-રૂપ મહાપટ્ટ ( તંબુ ) ના અવષ્ટંભરૂપ એવું શ્રી**માનતુંગ** પ્રભુનું ચરિત્ર, મેં ક્યાંકથી સાંભળી તેમજ સંપ્રદાયથકી મેળવીને અહીં કંઇક કહી બતાવ્યું. તેમાં કંઇ ન્યૂનતા કે સ્ખલના રહી ગઇ હોય, તો બુદ્ધિપ્રધાન પંડિતોએ હાસ્ય ન કરતાં તે સુધારી લેવા કૃપા કરવી.

શ્રી ચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન તથા શ્રી **રામ** અને **લક્ષ્મી**ના પુત્ર એવા શ્રી**પ્રભાચંદ્રસૂરિ**એ પોતાના વિચારપર લેતાં શ્રીપ્રદ્યુ-મ્નસૂરિએ શોધેલ શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી**માનતુંગસૂ-રિ**ના અદ્‌ભુત ચરિત્રરૂપ આ બારમું શિખર થયું.

**ઇતિ શ્રી માનતુંગસૂરિ–પ્રબંધ.**





# (૧૩) શ્રીમાનદેવસૂરિ–પ્રબંધ.



માનદેવ પ્રભુનો પ્રભાવરૂપ સાગર કંઇ નવીનજ છે કે સદા જેના ક્રમ ( ચરણ ) ને સેવનાર જયા અને વિજયા દેવી સંપતિ આપે છે. જેમના ચરણ–કમળના ગુણને અનુસરવાથી હંસો (મુનિઓ) નિવૃતિરૂપ મનોહર ગતિને પામ્યા એવા **શ્રીમાનદેવ** પ્રભુ તમારૂં કલ્યાણ કરો. તેમના ચરિત્રરૂપ સિંધુથકી કંઇક એક ભાગ ધારીને વ્યાખ્યાનરૂપ પુણ્યના વિસ્તારથી હું મારી મૂઢતાથી મુક્ત થઇશ.

ધર્મ–કર્મના નિવાસરૂપ **સપ્તશતિ** નામે દેશ છે કે જ્યાં દાનેશ્વરોના ભયથી હસ્તીઓ રાજાના શરણે ગયા. ત્યાં ઉન્નત જનોના આશ્રયરૂપ **કોરંટક** નામે નગર છે કે જ્યાં વિનતાનંદન ( સજ્જનોને આનંદ પમાડનાર અથવા ગરૂડ ) જનો દ્વિજિવ્હ ( દુર્જન અથવા સર્પ ) થી સદા વિમુખ હતા. વળી ત્યાં શાસનની દૃઢ મર્યાદા બતાવનાર એવું શ્રી **મહાવીર** ચૈત્ય હતું કે જે સર્વ જનોના આશ્રયરૂપ હોવાથી **કૈલાસ** પર્વત સમાન શોભતું હતું, ત્યાં વિદ્વાનોના મુગટ સમાન અને લોકોના અંધકાર (અજ્ઞાન) ને દૂર કરનાર એવા **શ્રી દેવચંદ્ર** નામે ઉપાધ્યાય હતા.

એકદા જગતને નમસ્કાર કરવા લાયક એવી દુષ્કર તપસ્યા આચરતા, અંતરંગ શત્રુઓનો વિજય કરવામાં સમર્થ, સંસારથી અલગ રહેલા તથા સર્વજ્ઞ પ્રભુના સદ્ધ્યાનની સિદ્ધિને ધારણ કરતા એવા **સર્વદેવસૂરિ**, વારાણસીથી સિદ્ધક્ષેત્રે જવાની ઇચ્છાથી પોતાના બહુશ્રુતના પરિવાર સહિત ત્યાં પધાર્યા. પછી કેટલાક દિવસ ત્યાં રહેતાં તે શ્રીદેવચંદ્ર ઉપાધ્યાયને પ્રતિબોધ પમાડીને તેમણે ચૈત્ય–વ્યવહાર મૂકાવ્યો એટલે તે પારમાર્થિક બાર પ્રકારનું તીવ્ર તપ તપવા લાગ્યા. આથી આચાર્ય મહારાજે તેમને સૂરિપદપર સ્થાપન કર્યા, અને તેઓ શ્રીદેવસૂરિ એવા નામથી પ્રખ્યાત થયા, કે જે અદ્યાપિ વૃદ્ધો પાસેથી **વૃદ્ધદેવસૂરિ** એવું વિખ્યાત નામ સાંભળવામાં આવે છે. પછી શ્રી સર્વદેવસૂરિએ **શત્રુંજય** તીર્થપર શ્રી યુગાદીશ પ્રભુનું ધ્યાન લગાવીને આત્મસાધન કર્યું.

હવે શ્રીમાન્ દેવસૂરિએ નિરતિચાર ચારિત્ર પાળતાં શ્રીપ્રદ્યોતનમુનિને આચાર્યપદે સ્થાપન કર્યા અને પોતે સદા સંયમને આરાધતાં પ્રાંતે અનશન આદરી સમ્યક્ આરાધનાપૂર્વક કાળ કરીને સ્વર્ગલક્ષ્મીના ભોક્તા થયા.

પછી શ્રી પ્રદ્યોતન મુનીશ્વરે **નડૂલ** ગામમાં વિહાર કર્યો. કારણ કે પૃથ્વીપર તેમનો અવતાર પરોપકાર કરવા માટેજ હતો. તે ગામમાં **શ્રીજિનદત્ત** નામે એક પ્રખ્યાત ધનવાન શ્રેષ્ઠી રહેતો હતો કે જેનું મન, માન અને દાનમાં સર્વને માટે એકસરખું હતું. ધર્મમાં અચલ શ્રદ્ધા ધરાવનાર **ધારિણી** નામે તે શેઠની પત્ની હતી કે જે અર્થ અને કામ એ પુરૂષાર્થમાં વ્યવહારમાત્રથી વર્ત્તતી હતી. તેમનો **માનદેવ** નામે પુત્ર કે જે માની અને અસાધારણ કાંતિવાળો હતો, વળી જેનું અંતર વૈરાગ્યથી રંગિત હતું અને જે આંતર શત્રુઓથી અજેય હતો.

એકદા **માનદેવ** શ્રી પ્રદ્યોતનસૂરિના ઉપાશ્રયે ગયો, એટલે તેમણે તેને ભવસાગરમાં નાવ સમાન એવો ધર્મ કહી સંભળાવ્યો. જે સાંભળતાં સંસારની અસારતા જાણીને માનદેવે ગુરૂમહારાજને વિનંતિ કરી કે–'હે ભગવન ! મારાપર પ્રસાદ લાવીને મને પ્રવ્રજ્યા આપો.' પછી તેણે ભારે આગ્રહથી માતપિતાની અનુમતિ મેળવીને શુભ દિવસે દીક્ષા અંગીકાર કરી અને તે ઉગ્રતપ આચરવા લાગ્યા. પછી અગીયાર અંગનો અભ્યાસ કરી તે છેદ અને મૂલ સૂત્રમાં નિષ્ણાત થયા, તેમજ ઉપાંગમાં પણ કુશળ થવાથી તે બહુશ્રુત થયા. એવામાં એકદા ગુરૂમહારાજે શ્રીમાનદેવ મુનિને યોગ્ય જાણીને **ચંદ્રગચ્છરૂપ** સાગરને ઉલ્લસિત કરવામાં ચંદ્રમા સમાન એવા તેમને આચાર્યપદના અધિકારી બનાવ્યા. એટલે તે વખતે શ્રી માનદેવસૂરિના બ્રહ્મચર્યના પ્રભાવથી **જયા** અને **વિજયા** નામે બે દેવીઓ પ્રતિદિન તેમને પ્રણામ કરવાને આવતી હતી. એ પ્રમાણે ભારે પ્રભાવશાળી અને શાસનના પ્રભાવક એવા શ્રી માનદેવસૂરિ સંઘરૂપ ગગનાંગણે ઉદ્યોત કરવામાં સૂર્યસમાન શોભવા લાગ્યા.

એવામાં ધર્મક્ષેત્રરૂપ અને પાંચસેં ચૈત્યોયુક્ત એવી **તક્ષશિલા** નગરીમાં લોકોને ભારે ઉપદ્રવ થવા લાગ્યો. એટલે રોગોથી ઉપદ્રવ પામતા લોકો અકાળે મરણ પામવા લાગ્યા કે જ્યાં વૈદ્ય કે ઔષધ કંઇ પણ ગુણ કરવાને સમર્થ ન થયા. ત્યાં જાગરણ કરતાં જે શરીરે ગ્લાનિ પામતો, તે ઘરે આવતાં તરતજ રોગગ્રસ્ત થઇને પથારીપર પડતો હતો. વળી તે સમયે કોઇકોઇનો સ્વજન ન રહ્યો. એ પ્રમાણે ઉપદ્રવ થતાં આક્રંદ અને ભયંકર કલ્પાંત–શબ્દથી તે સમસ્ત નગરી રૌદ્રરૂપ થઇ પડી. ત્યાં બાહ્યભૂમિમાં હજારો ચિતાઓ અને અર્ધદગ્ધ શબોની ભયંકર શ્રેણિઓ જોવામાં આવતી હતી. તે વખતે ગીધ પક્ષીઓ અને રાક્ષસોને સાક્ષાત માંસનું સુભિક્ષ થઇ પડયું. વળી લંકાની જેમ તે નગરી શૂન્ય થવા લાગી

તથા પૂજારીઓ વિના બધા દેવોની પૂજા અટકી પડી. તેમજ ઘરો બધા શબ સમૂહથી દુર્ગંધ મારવા લાગ્યા.

એવામાં સુરક્ષિત રહેલ કેટલાક શ્રાવકો ચૈત્યમાં એકઠા થઇને વિચાર કરવા લાગ્યા કે—' અરે ! આ શું આજેજ કલ્પાંતકાળ આવ્યો ? આજે સંઘના અભાગ્યે **કપર્દી, અંબાદેવી, બ્રહ્મશાંતિ, યક્ષરાજ** કે વિદ્યાદેવી પણ ક્યાં અદશ્ય થઇ ગયાં. કારણ કે ભાગ્યોદય વખતેજ બધા દેવ-દેવીઓ સાક્ષાત્ હાજર થાય છે, એ વાત સ્પષ્ટ લાગે છે. અત્યારે તો એ બધા અવશ્ય ક્યાંક ચાલ્યા ગયા છે.' એ પ્રમાણે તેઓ નિરાશ થઇ. ને બેઠા, એવામાં શાસનદેવી આવીને શ્રી સંઘને કહેવા લાગી કે—' તમે આમ સંતાપ શામાટે પામો છો ? મ્લેચ્છોના પ્રચંડ વ્યંતરોએ બધા દેવ દેવીઓને દૂર કરી દીધા છે, તો કહો, અમારાથી અહીં શું થઇ શકે ? વળી આજ પછી ત્રીજે વર્ષે તુર્કીઓના હાથે અહીં ભંગ થશે. એમ સમ્યક્ સમજીને તમને ઉચિત લાગે તેમ કરવું; પરંતુ એક ઉપાય હું તમને બતાવું, તે સાવધાન થઇને સાંભળો કે જેથી શ્રી સંઘની રક્ષા થાય. પછી ઉપદ્રવ શાંત થતાં આ નગર મૂકીને મારા વચનથી તમારે અન્ય અન્ય નગરમાં ચાલ્યા જવું.'

એમ સાંભળતાં શ્રાવકો કંઇક આશ્વાસન પામ્યા, અને પુનઃ કહેવા લાગ્યા કે—' હે મહાદેવી ! અમને એવો ઉપાય બતાવ, કે જેથી અમારી રક્ષા થઇ શકે.'

ત્યારે શાસનદેવી કહેવા લાગી કે—' નડ્ડુલ ગામમાં શ્રીમાન માનદેવસૂરિ ગુરૂ છે, તેમને લાવીને તેમના પગધોવણ જળથી મકાનોને સિંચન કરો, તો ઉપદ્રવ શાંત થાય.' એમ કહીને તે દેવી અદશ્ય થઇ ગઇ.

પછી શ્રાવકોએ એકમત થઇને **વીરદત્ત** નામના શ્રાવકને નડ્ડુલ નગરમાં મોકલ્યો, એટલે તે વિનંતિપત્ર લઇને સત્વર ત્યાં ગયો, નિસ્સીહિ પૂર્વક ઉપાશ્રયમાં દાખલ થયો. તે વખતે આચાર્ય મધ્યાન્હકાળે અંદરના ઓરડામાં હતા; પર્યંકાસન લગાવી, નાસિકાના અગ્ર ભાગ પર દષ્ટિ સ્થાપી, સુખ દુઃખ, તૃણ-રમણિ, કે માટી મણિમાં સમાનતા ધરાવનાર એવા ગુરૂ બ્રહ્મજ્ઞાનના સાધન રૂપ શુભ સ્થાને બિરાજમાન હતા. આ વખતે જયા અને વિજયા નામે દેવીઓ તેમને પ્રણામ કરવાને આવી હતી અને તે એક ખુણામાં બેઠી હતી. તેમને જોતાં સરલ સ્વભાવી, અજ્ઞાનાત્મા અને ચિંતાને લીધે બુદ્ધિહીન બનેલ વીરદત્ત વિચારવા લાગ્યો કે—' અહો ! તે શાસનદેવીએ અમને બરાબર છેતર્યા, અને મને આટલે દૂર મોકલીને ક્લેશ પમાડ્યો. આ રાજર્ષિ આચાર્ય તો દિવસે દિવ્યાંગના પાસે બેઠા છે. અહો ! એનું ચારિત્ર એનાથી તો ઉપદ્રવ અવશ્ય શાંત થશે ! વળી

મને આવેલ જોઈને તેમણે આ કપટ ધ્યાન ધારણ કર્યું. આવું કોણ સમજી ન શકે ? માટે અત્યારે તો બહાર બેસી રહું.' એમ ધારીને વીરદત્ત બહાર બેસી રહ્યો.

પછી ગુરૂએ ધ્યાન પારતાં ઋજુ એવો તે મુઠ વાળીને દ્વારમાં પેઠો અને અવજ્ઞા પૂર્વક ગુરૂને નમ્યો. ત્યાં દેવીઓએ ઇંગિતાકારથી તેની અયોગ્યતા જાણી, તેને જમીન પર પાડીને અદૃષ્ટ બંધનથી બાંધી લીધો. આથી તે ઉંચેથી આક્રંદ કરવા લાગ્યો. જેથી અનુકંપા લાવી ગુરૂ મહારાજે તેનું અજ્ઞાન પ્રકાશીને તેને બંધનથી મુક્ત કરાવ્યો.

એટલે દેવી કહેવા લાગી કે—'હે મહાપાપી ! ક્રિયાધમ ! શ્રાપયોગ્ય ! ચારિત્રધારી શ્રીમાનદેવપ્રભુને માટે તું આવો વિકલ્પ કરે છે, માટે તું ધૂર્ત્ત શ્રાવક છે. મનુષ્ય અને દેવતાના લક્ષણ જાણવામાં હે અજ્ઞાન શિરોમણિ ! જો, અમારી દૃષ્ટિ નિમેષરહિત છે, ચરણ પૃથ્વીને અડતા નથી તથા પુષ્પમાળા મ્લાન થતી નથી, તેથી અમે દેવીઓ છીએ, તે તું જાણી શકતો નથી ? પહેલાંજ એક મુષ્ટિઘાતમાં તને યમધામમાં પહોંચાડી દીધો હોત, પણ શ્રદ્ધાળુ શ્રાવકના દંભથી મને પણ તેં છેતરી. ગુરૂના આદેશથીજ તું અત્યારે જીવવા પામ્યો છે. પણ હે પાતકી ! તું અહીં શા માટે આવ્યો છે ? આ લોકમાં બાંધી મુઠી લક્ષ ( લાખ ) ને પામે છે. એ કહેવત પ્રમાણે તું બદ્ધમુષ્ટિ જેમ આવ્યો, તેવો ને તેવો પાછો ચાલ્યો જા.'

ત્યારે વીરદત્ત બોલ્યો—'હે દેવીઓ ! સાંભળો, મને શ્રીસંઘે શાસન-દેવીના ઉપદેશથી **તક્ષશિલા** નગરી થકી ઉપદ્રવની શાંતિને માટે શ્રીમાનદેવ પ્રભુને અહીં બોલવવા માટે મોકલ્યો છે, પણ મારી મૂર્ખતાથી મનેજ અહીં ઉપદ્રવ નડ્યો.'

એવામાં **વિજયાદેવી** કહેવા લાગી કે—'ત્યાં ઉપદ્રવ કેમ ન હોય કે જ્યાં તારા જેવા શ્રાવકો શાસનના છિદ્ર જોતા હોય. હે પામર ! તું આ ગુરૂના પ્રભાવને જાણતો નથી. એમના સત્ત્વથી મેઘ વરસે છે અને ધાન્ય નિષ્પન્ન થાય છે. શ્રી શાંતિનાથ પ્રભુની સેવા કરનારી શાંતિદેવી પોતાની બે મૂર્ત્તિ બનાવીને અમારા મિષથી એમને વંદન કરે છે, તો હું શું એવી મૂર્ખ છું કે તું એક શ્રાવકની સાથે ગુરૂ મહારાજને સંતોષથી મોકલું ? ત્યાં તારા જેવા ઉત્તમ ધર્મી શ્રાવકો ઘણા હશે, તો ત્યાં મોકલતાં એ ગુરૂ પુનઃ અહીં શી રીતે આવી શકે ?'

પછી ગુરૂ મહારાજ કહેવા લાગ્યા કે—'અમારે શ્રી સંઘનો આદેશ તો પ્રમાણુજ છે. માટે અહીં રહેતાંજ તે ઉપદ્રવને શાંત કરવા અમે પ્રયત્ન કરીશું. પરંતુ અહીંના સંઘની અનુજ્ઞા વિના અમારાથી ત્યાં આવી શકાય તેમ નથી.

અહીંના સંઘમાં આ બે દેવીઓ મુખ્ય છે, અને તેમની ત્યાં આવવા માટે અનુમતિ નથી. માટે પૂર્વે કમઠે પ્રકાશિત કરેલ અને અત્યારે આ દેવીઓએ બતાવેલ શ્રી પાર્શ્વપ્રભુનો શ્રેષ્ઠ મંત્ર છે. સર્વ ઉપદ્રવને અટકાવનાર તે મંત્રથી સંયુક્ત તથા શ્રીશાંતિનાથ તથા પાર્શ્વનાથના સ્મરણથી પવિત્ર થયેલ એવું શ્રી **શાંતસ્તવ** નામનું શ્રેષ્ઠ સ્તવન લઇને તું સ્વસ્થ થઈ પોતાના સ્થાને જા. એનાથી અશિવ–ઉપદ્રવ શાંત થઇ જશે.

એ પ્રમાણે ગુરૂના આદેશથી વીરદત્ત તે સ્તવન લઈને પ્રમોદપૂર્વક **તક્ષશિલામાં** આવ્યો અને તે તેણે શ્રીસંઘને અર્પણ કર્યું. એટલે આ બાલગોપાલ તે સ્તવન હર્ષથી ભણતાં, કેટલેક દિવસે ઉપદ્રવ શાંત થઇ ગયો. ત્યારે લોકો પોતાની ઈચ્છા પ્રમાણે અન્યત્ર ચાલ્યા ગયા. પછી ત્રણ વર્ષ જતાં તુર્કીઓએ તે મહાનગરીને ભાંગી નાખી. ત્યાં અદ્યાપિ પીતળ અને પાષાણના બિંબો ભોંયરામાં છે, એમ વૃદ્ધ જનો કહે છે.

ત્યારથી શ્રીસંઘના ક્ષુદ્ર ઉપદ્રવનો નાશ કરનાર, અદ્ભુત **શાંતિસ્તવ** અદ્યાપિ પ્રવર્ત્તમાન છે. મુખ્ય મંત્રોમાં તેનો મંત્ર પ્રસિદ્ધ છે અને તે આરાધવાથી ચિંતામણિની જેમ ઇષ્ટ સિદ્ધિને આપે છે.

હવે શ્રી માનદેવસૂરિ શાસનની અનેક રીતે પ્રભાવના કરી, પોતાના પટ્ટપર યોગ્ય શિષ્યને સ્થાપી જિનકલ્પ સદૃશ સંલેખના કરી પ્રાંતે શુભ ધ્યાનમાં મૃત્યુ પામતાં તે સ્વર્ગે ગયા.

એ પ્રમાણે મારા જેવાને ચિત્તની સ્થિરતા આપનાર શ્રીમાનદેવપ્રભુનું ચરિત્ર તે વિવિધ પદાર્થમાં આસક્ત બનેલા સંસારીજનોને વિદ્યાભ્યાસ તથા એકાગ્ર ધ્યાન તેમજ વાસનાના ઉચ્છેદ નિમિત્ત થાઓ.

**શ્રી ચંદ્રપ્રભસૂરિના** પટ્ટરૂપ સરોવરને વિષે હંસસમાન, તથા **શ્રીરામ** અને **લક્ષ્મીના** પુત્ર એવા શ્રી પ્રભાચંદ્રસૂરિએ પોતાના મનપર લેતાં, શ્રી પ્રદ્યુમ્નાચાર્યે સંશોધન કરેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી માનદેવસૂરિના ચરિત્રરૂપ આ તેરમું શિખર થયું.

કવિઓના પ્રયોજનરૂપ કાવ્ય વિષયમાં વિચક્ષણ, મહામતિ અને સર્વજ્ઞના ધ્યાનથી જાણે તન્મયતા પામ્યા હોય એવા શ્રી પ્રદ્યુમ્ન મુનીશ્વર જયવંત વર્ત્તે છે.

## ઇતિ શ્રી માનદેવસૂરિ–પ્રબંધ.



# ( ૧૪ ) શ્રી સિદ્ધર્ષિસૂરિ–પ્રબંધ.



સાધારણ તેજસ્વી એવા શ્રી સિદ્ધર્ષિ તમને સંપત્તિ આપો કે જેમના બનાવેલા ગ્રંથો અત્યારે પૃથ્વીપર મુનિઓને મિલ્કતરૂપ થઇ પડ્યા છે. શ્રી સિદ્ધર્ષિપ્રભુની પરિપક્વ વાણી તમારૂં રક્ષણ કરો કે જેની ઉપાસના કરવાથી અનાદિ–અજ્ઞાનના સંસ્કાર ભેદાય છે. ભાવનાથી ભવ્ય એવો **સુપ્રભુ** જેમનો પૂર્વજ હતો અને સૌભાગ્યશાળી **શ્રીમાઘ** કવીશ્વર જેમનો બંધુ હતો. અખિલ કલુષતાને વારનાર તથા રાજાઓને ચમત્કાર ઉપજાવનાર એવું તે શ્રી સિદ્ધર્ષિપ્રભુનું ચરિત્ર હું કહીશ કે જે અજ્ઞાનને હઠાવનાર છે.

અખંડ **લક્ષ્મીના** ધામરૂપ એવો **ગુર્જર** નામે દેશ છે કે જ્યાં વરિષ્ઠ વેષને લીધે વૃદ્ધજનોની જરા વર્ત્તાતી નથી અને સજજ થઇ આવેલા અન્ય ક્ષત્રિયોને જે દુર્જેય છે. ત્યાં મહીમહિલાના મુખ સમાન **શ્રીમાલ** નામે નગર છે કે જ્યાં ચૈત્યોના શિખરોપર રહેલ કળશો મુગટની શોભાને ધારણ કરે છે. વળી જ્યાં પ્રાસાદો મત્તવારણ ( ચોતરફ ફરતી દીવાલ ) થી વિરાજિત દેખાતા હતા અને રાજમાર્ગો મત્તવારણ ( મદોન્મત્ત હસ્તીઓ ) થી શોભતા હતા. તથા જ્યાં જિનાલયો નૂતન ધુપથી વ્યાપ્ત હતા અને નિઃસંગ મહર્ષિઓ જ્યાં સ્વજનોના સંગ–પરિચયથી વિમુખ હતા. ત્યાં શ્રી **વર્મતાલ** નામે રાજા હતો કે જેણે પોતાના હસ્તી અને અશ્વસૈન્યથી શત્રુઓને દૂર હાંકી કહાડ્યા હતા તથા વિરોધીઓના મર્મ ભેદવામાં જે સમર્થ હતો. તે રાજાનો **સુપ્રભદેવ** નામે મંત્રી કે જે જગતમાં મિત્રરૂપ રાજ્યનો સર્વ કારભાર ચલાવનાર અને દુર્જનોને દબાવનાર હતો. વળી જે મંત્રીની નીતિ–રીતિ જોઈ દેવાર્ય તથા ઉશનસ બંને તપ કરવાને વિષ્ણુપદનું અવલંબન કરી રહ્યા. તેના સદાચારી **દત્ત** અને **શુભંકર** નામે બે પુત્રો કે જે સ્કંધની જેમ સર્વભાર ઉપાડવાને સમર્થ હતા. તેમાં **દત્ત** સેવકો પ્રત્યે ઉદારતા બતાવનાર, ધર્મમાં પ્રેમ ધરાવનાર, અધર્મથી વિરામ પામનાર ;તથા શોભામાં ઈંદ્ર સમાન

હતો. અગણિત ધનને સુચવનાર કોટિધ્વજની જાળમાં સ્થિત રહેલ લક્ષ્મી, જાણે જળમાં જન્મ પામવાથી કંટાળો પામી હોય તેમ તેમના ઘરથકી બહાર જતી ન હતી. તે **દત્ત** નો શ્રી **માઘ** નામે પુત્ર હતો, કે જે **ભોજ** રાજાનો બાળમિત્ર, મહાપંડિત, સરસ્વતીનું પ્રાસાદપાત્ર અને શીલવડે ચંદન સમાન હતો. વળી આજકાલના લોકોને શ્રેષ્ઠ સારસ્વત–મંત્ર સમાન **શિશુપાલવધ** કાવ્ય એજ જેની શાશ્વત પ્રશસ્તિ છે. નિર્દોષ બુદ્ધિવાળો તે શ્રીમાઘ કોને શ્લાઘ્ય અને પ્રશંસનીય ન હતો ! કે જેના કાવ્યરૂપ ગંગાતરંગોના બિંદુઓ ચિત્તની જડતાને હરનારા છે.

તેમજ શ્રી **શુભંકર** શ્રેષ્ઠી સમસ્ત લોકોને પ્રિયંકર હતો કે જેના દાનની અદ્‌ભુત પ્રશંસાથી ઇંદ્રિ પણ આનંદ પામ્યો હતો. કૃષ્ણને લક્ષ્મીની જેમ તેની **લક્ષ્મી** નામે પત્નિ હતી કે જેણે વિશ્વવિખ્યાત સીતાદિક સતીઓને સત્ય કરી બતાવી હતી. પુત્રોમાં મુગટ સમાન અર્થીજનોને ઇચ્છીત દાન આપવાથી **કલ્પવૃક્ષ** સમાન એવો **સિદ્ધ** નામે તેમનો પુત્ર હતો. પિતાએ તેને એક **ધન્યા** નામે કુલીન કન્યા પરણાવી હતી. તેની સાથે તે દોગુંદક દેવની જેમ વિષય સુખમાં કાળ નિર્ગમન કરતો હતો.

એકદા સિદ્ધને જુગારનું વ્યસન લાગુ પડયું, જેથી તે સ્રીના સંગથી વિમુખ થતો ગયો. કારણકે વિદ્વાનોને પણ કર્મ દુર્જય હોય છે. આથી તેને માત-પિતા, ગુરૂ, સ્નેહાળ બંધુઓ તથા મિત્રોએ અટકાવ્યો, તો પણ તે જુગારથી નિવૃત ન થયો. કારણકે વ્યસનથી મુકત થવું મુશ્કેલ છે. એમ પ્રગટ રીતે જુગારનું વ્યસન વધી જવાથી તે નિરંતર જુગારીઓને પરાધીન થવા લાગ્યો. અને તેથી સદાચારથી ભ્રષ્ટ થયો. ક્ષુધા લાગતાં તે ભોજન કરવા આવતો પણ યોગીની જેમ તેમાં લીન થવાથી તે શીત તાપની દરકાર કરતો ન હતો, વળી ગુરૂવચનથી તેને ભારે કંટાળો આવવા લાગ્યો. અર્ધરાત્રિ વ્યતીત થયા પછી તે પોતાના ઘરે આવતો અને ત્યાંસુધી તેની સ્રી એકલી રોજ રાહ જોઇને બેસી રહેતી હતી.

એકદા રાત્રિજાગરણને લીધે તેના શરીરે આળસ થતાં ગૃહકાર્યોમાં તે વારંવાર સ્ખલના પામવા લાગી જેથી તે—'આવા પ્રકારના જ્ઞાતિસંબંધને વશ થવાથી કર્કશ વચન સાંભળવા પડે છે' એમ મનમાં દુઃખ લાગતાં આંસુ સારવા લાગી એટલે સાસુ તેને ગદ્‌ગદ્ ગિરાથી કહેવા લાગી કે—'હું વિદ્યમાન છતાં તને કોણ પરાભવ પમાડી શકે તેમ છે ? માટે તું પોતે તારા કુવિકલ્પને લીધે ગૃહકાર્યમાં આળસુ થઇ ગઇ લાગે છે. વળી તારો સસરો પણ રાજભવનમાંથી વ્યગ્ર થઇને જો આવશે અને પૂજાદિકની સામગ્રી તૈયાર નહિ હોય, તો તે મારા પર ગુસ્સે થશે. માટે તું મને સાચેસાચું કહી દે કે જેથી તારૂં દુઃખ ટાળવાનો હું સત્વર પ્રતીકાર કરૂં.

ત્યારે તે બોલી કે—'સાસુજી ! કંઇ નથી.'

આથી સાસુ પુનઃ વધારે આગ્રહથી પૂછવા લાગી. એટલે તેણે સત્ય વાત નિવેદન કરતાં જણાવ્યું કે—' હું શું કરૂં ? તમારો પુત્ર અર્ધરાત્રિ વીત્યા પછી આવ છે. '

એટલે સાસુ બોલી—' એ વાત તેં પ્રથમ મને કેમ ન જણાવી ? હવે કર્કશ અને પ્રિય વચનથી હું મારા પુત્રને પોતે સમજાવીશ. હે વત્સે ! તું આજે નિશ્ચિંત થઇને સુઇ જજે; અને હું જાગરણ કરીશ. એટલે હું બધું સમાધાન કરી દઇશ. હવે તારે એ બાબતમાં કાળજી ન કરવી. એ પ્રમાણે સાસુની ભલામણથી વહુ રાત્રે સુઇ ગઇ અને લક્ષ્મી પોતે ઘરના દ્વાર પર જાગતી બેઠી. એવામાં રાત્રિના છેલ્લા પહોરે સિદ્ધ આવ્યો અને દ્વાર ઉઘાડો ' એમ મોટે સાદે જેટલામાં કહેવા લાગ્યો, તેવામાં માતા સ્પષ્ટ શબ્દમાં બોલી કે—' આટલી મોડી રાત્રે આવનાર એ કોણ ? '

ત્યારે તે બોલ્યો—' એ તો હું સિદ્ધ છું. '

એટલે લક્ષ્મી કૃત્રિમ ક્રોધ બતાવતી બોલી—' આમ વિના અવસરે બહાર કરનાર સિદ્ધને હું જાણુતી નથી. '

એમ સાંભળતાં સિદ્ધ બોલ્યો—' તો હવે અત્યારે હું ક્યાં જાઉં ? '

ત્યારે લક્ષ્મીએ વિચાર કર્યો કે—' અત્યારે એને કર્કશ વચન સંભળાવીસ, તો બીજી વાર એ શીઘ્ર આવશે ' એમ ધારીને તે બોલી કે—' આટલી મોડી રાતે જ્યાં દ્વાર ઉઘાડું જોવામાં આવે ત્યાં જા; શું આખી રાત દ્વાર ઉઘાડીને બેસી રહેવાય ? ' એટલે ' ભલે એમ કરીશ ' એ પ્રમાણે બોલતાં ત્યાંથી સિદ્ધ ચાલી નીકળ્યો, અને ખુલ્લા દ્વારની તપાસ કરતાં તે સાધુઓના ઉપાશ્રય આગળ પહોંચ્યો. ત્યાં ધર્મશાળામાં સદાય દ્વાર ઉઘાડુંજ રહેતું, એટલે તે ઉપાશ્રયમાં દાખલ થયો. ત્યાં જતાં તેણે કેટલાક મુનિઓને વિવિધ પ્રવૃત્તિમાં તત્પર થયેલા જોયા. પુણ્યહીન જનોને દુર્લભ એવા કેટલાક મુનિઓ વિવિધ ક્રિયા કરતા હતા, કેટલાક, જાગતા ગુરૂ પાસે ઉત્સાહથી એ રાત્રીનો કાલ નિવેદન કરતા હતા, કેટલાક સ્વાધ્યાયમાં લીન હતા, કેટલાક ઉત્કટિક આસને અને કેટલાક ગોદોહિક આસને તેમજ કેટલાક વીર-આસને બેઠા હતા. તેમને જોતાં સિદ્ધ ચિંતવવા લાગ્યો કે—' સમસુધાના નિઝરણામાં દેવતાઓની જેમ આ મુનિઓ સારી રીતે સ્નાન કરવાથી શીતલ થઇ ગયા છે અને એ મુમુક્ષુઓ તૃષ્ણાથી ભય પામ્યા લાગે છે. મારા જેવા વ્યસનમાં આસક્ત અને સ્વગુરૂને વિષે પણ ભક્તિ ન ધરાવનાર કે જેના મનોરથ રૂપ વૃક્ષો વિપરીત ફળ આપનારાજ થાય છે. આ લોકમાં અપયશ અને પરલોકમાં દુર્ગતિ આપનાર એવા આ જન્મને ધિક્કાર છે, છતાં ભાગ્યયોગે આ શુભ અવસર મળ્યો કે આ મહાત્માઓ દૃષ્ટિગોચર થયા. એમનું

દર્શન થવાથી ક્રોધાયમાન માતાએ પણ મારા પર એક રીતે ઉપકાર કર્યો. કારણ કે 'ગરમ ક્ષીર પણ પિત્તનો નાશ કરે છે.' એમ ચિંતવતાં સિદ્ધે તેમને નમસ્કાર કર્યા અને આગળ આવીને બેઠો, એટલે ધર્મલાભ રૂપ આશિષ આપતાં ગુરૂ મહારાજ કહેવા લાગ્યા કે–'તમે કોણ છો ?' ત્યારે તે સાહસી પ્રગટ રીતે બોલ્યો કે—'શુભંકર શ્રેષ્ઠીનો હું પુત્ર છું. માતાએ જુગારથી અટકાવતાં મને કહ્યું કે—'આટલી મોડી રાતે તું જ્યાં દ્વાર ઉઘડેલ હોય ત્યાં ચાલ્યો જા.' આટલી વાચના આપતાં હું અહીં ઉઘડેલ દ્વાર જોવાથી આવી ચડ્યો. માટે હવેથી આપના ચરણનું મને શરણ થાઓ. કારણ કે નાવ મળતાં મહાસાગરથી પાર પામવાની કોણ ઇચ્છા ન કરે ?'

એટલે શ્રુતમાં ઉપયોગ આપતાં તેની યોગ્યતાથી મનમાં સંતુષ્ટ થતા ગુરૂ તેને ભાવી પ્રભાવક જાણીને કહેવા લાગ્યા કે—'અમારો વેષ લીધા વિના અમારી પાસે રહીજ ન શકાય, પણ તે સ્વેચ્છાએ ચાલનાર તારા જેવા માટે દુર્ગ્રાહ્ય છે. વળી કાયર પુરૂષોને દુષ્કર એવું ઘોર બ્રહ્મવ્રત ધારણ કરવું જોઇએ. વળી કાપોતિકા અને સમુદાના વૃત્તિ ધારવાની હોય છે, તેમ સર્વાંગે વ્યથા કરનાર કેશલોચ પણ દારૂણ હોય છે. વેળુના કોળીયાની માફક આ સંયમ સ્વાદરહિત હોય છે. ગામના કંટક સમાન નીચજનોના ઉંચા નીચા આક્રોશ–વચનો સહન કરવાં તે દાંતથી લોઢાના ચણા ચાવ્યા બરાબર છે, તથા છઠ્ઠ અઠ્ઠમ વિગેરે ઉગ્ર તપશ્ચરણ કરવું તે પણ ભારે દુષ્કર છે. વળી પારણામાં સ્વાદિષ્ટ કે નીરસ વસ્તુ પ્રાપ્ત થયા છતાં રાગદ્વેષ ન કરવા, એ બધું આચરવું તારા જેવાને માટે દુષ્કર છે.'

એ પ્રમાણે સાંભળતાં સિદ્ધ કહેવા લાગ્યો કે—'હે ભગવન્ ! વ્યસનમાં પડેલા મારા જેવા પુરૂષો કાન, ઓષ્ઠ, નાસિકા, બાહુ અને પગનો છેદ પામે છે. વળી ક્ષુધાથી વ્યાકુળ થતાં તે ભિક્ષા કે ચૌર્યવૃત્તિથી ગુજરાન ચલાવે છે, શય્યા-સ્થાન તો તેમને મળતું પણ નથી અને પોતાના સ્વજનોથી તે પરાભવ પામે છે. હે નાથ ! તે અવસ્થા કરતાં શું સંયમ દુષ્કર છે ? એતો જગતને વંદનીય છે, માટે મારા શિરે આપ હાથ સ્થાપન કરો.'

ત્યારે ગુરૂ બોલ્યા—'હે ભદ્ર ! અમે અદત્ત લેતા નથી. માટે એક દિવસ ધીરજ રાખ, કે જેથી એ વાત અમે તારા સ્વજનોને જણાવીએ; એટલે—'આપનો આદેશ પ્રમાણ છે' એમ કહીને સિદ્ધ ત્યાં રહ્યો. એ યોગ્ય શિષ્યના લાભથી આચાર્યમહારાજને પરમ હર્ષ થયો.

હવે અહીં પ્રભાતે શુભંકર શ્રેષ્ઠીએ પુત્રને બોલાવ્યો, પણ જવાબ ન મળ્યો. તેથી સંભ્રાંત થઈને તેણે જોયું, તો પોતાની પત્ની નીચું મુખ કરીને બેઠી હતી. એટલે તેણે તેને પૂછ્યું કે—'આજરાત્રે સિદ્ધ કેમ આવ્યો નથી ?'

ત્યારે લજ્જાથી મુખ નમાવીને તે બોલી કે—'એ જુગારી પુત્રને શિખામણ આપવા જતાં તે ચાલ્યો ગયો. આથી શ્રેષ્ઠીએ વિચાર કર્યો કે—'અહો ! સ્ત્રીઓની બુદ્ધિ ખરેખર ! અલ્પ હોય છે. વ્યસની પુરૂષ કર્કશ વચનથી નહિ, પણ હળવે હળવે સમજાવી શકાય.' પછી તેણે પત્નીને સ્હેજ ઠપકો આપતાં કહ્યું કે—'હે પ્રિયા ! તેં સારૂં કર્યું. અમે આ સંબંધમાં તને શું કહીએ ? કારણકે એ વણિકોને ઉચિત નથી.' એમ કહી ઘર થકી બહાર નીકળીને તેણે ભારે પ્રયાસથી સમસ્ત નગર જોયું. અહો ! પુત્ર પર પિતાનો મોહ કેટલો ?

એવામાં ઉપશમ-અમૃતની ઉર્મિઓમાં ઓતપ્રોત અને અપૂર્વ સ્થિતિ કરી રહેલ પુત્રને જોતાં શ્રેષ્ઠીએ જણાવ્યું કે—'હે વત્સ ! સમતાવંત સાધુઓની પાસે તારો વાસ જોતાં પુત્રના આનંદની સ્થિતિ જાણે અમૃતમય બની હોય તેમ મને સંતોષ થાય છે, પરંતુ સદાચારથી વિમુખ અને કુવેષ ધારણ કરનારા એવા વ્યસની પુરૂષોની સાથે તારી સોબત હતી, તે કેતુગ્રહની જેમ મને ભારે સંતાપ ઉપજાવતી હતી. હે વત્સ ! હવે ચાલ, તારી માતા ઉત્કંઠાથી રાહ જોઇ રહી છે. તે કંઇક મારા વચનથી દૂભાણી છે અને તારા જવાથી તેને ભારે સંતાપ થાય છે.'

ત્યારે સિદ્ધ બોલ્યો—'હે તાત ! હવે ઘરે આવવાથી સર્યું. મારૂં હૃદય ગુરૂના ચરણ-કમળમાં લીન થયું છે. કોઇ પણ જાતની અભિલાષા ન રાખતા જૈન દીક્ષા ધારણ કરીને હું સાધુમાર્ગનું સેવન કરીશ, માટે હવે તમે મારા પર મોહ રાખશો નહિ. માતાએ મને કહ્યું કે–'જ્યાં દ્વાર ઉઘડેલ હોય, તે સ્થાને જા.' તો સાધુઓ પાસે રહેવાનુ મેં પસંદ કર્યું, અને તે વચન પણ રહ્યું. જો માતાનું વચન હું યાવજ્જીવ પાળું તોજ મારી અખંડ કુલીનતા ગણાય. હે તાત ! એ બાબતનો તમે તમારા મનમાં બરાબર વિચાર કરી લ્યો.

એ પ્રમાણે પુત્રનું વચન સાંભળતાં શેઠ સંભ્રમથી બોલી ઉઠયો કે—'હે વત્સ ! આ તું શું વિચારીને બેઠો ? અસંખ્ય ધ્વજાઓથી સાબીત થતું આપણું અગણિત ધન તારા વિના કોણ સાર્થક કરશે ? તું તારી ઇચ્છાનુસાર વિલાસકર અને દાન આપ, કે જેથી મને સંતોષ થાય. એમ કરતાં અને સદાચારના માર્ગે ચાલતાં તું સજ્જનોને શ્લાઘનીય થઇશ. તારી માતાનો તું એકજ પુત્ર છે અને તારી વહુ તો સંતાનરહિત છે, તે બંનેનો એક તુંજ આધાર છે, તેમ હું વૃદ્ધની પણ અવગણના ન કર.'

એમ પિતાએ કહ્યા છતાં તેની દરકાર ન કરતાં શર્મસ્થિતિને સાધનાર એવો સિદ્ધ કહેવા લાગ્યો—'હે તાત ! હવે એવા લોભના વચનથી મને અસર થવાની નથી. સાંભળ્યા છતાં મારે ન સાંભળ્યા જેવાં છે. મારૂં મન બ્રહ્મચર્યમાં લીન થયું છે, માટે ગુરૂના પગે પડીને તમે એમ કહો કે—'મારા પુત્રને દીક્ષા આપો.'

પુત્રના આવા અત્યાગ્રહથી શુભંકર શેઠને તે પ્રમાણે કરવું પડ્યું. એટલે પવિત્ર મુહૂર્તે ગુરૂ મહારાજે તેને દીક્ષા આપી. પછી કેટલાક દિવસ માસપ્રમાણ તપસ્યા કરતાં શુભ લગ્ને પાંચ મહાવ્રતના આરોપણ સમયે ગુરૂ મહારાજે તેને પૂર્વની ગચ્છ પરંપરા સંભળાવતાં જણાવ્યું કે—' હે વત્સ ! સાંભળ—પૂર્વે શ્રીમાન્ **વજ્રસ્વામી** હતા. તેમના શ્રી **વજ્રસેન** શિષ્ય થયા અને એમના **નાગેંદ્ર, નિર્વૃતિ, ચંદ્ર** અને **વિદ્યાધર** એ ચાર શિષ્યો થયા. **નિર્વૃતિ** ગચ્છમાં બુદ્ધિના નિધાન એવા **સૂરાચાર્ય** હતા, તેમનો શિષ્ય હું ગર્ગર્ષિ તારો દીક્ષાગુરૂ છું. તારે નિરંતર અઢાર હજાર શીલાંગ ધારણ કરવાના છે, કારણ કે ચારિત્રની ઉજ્વલતાનું એજ ફળ છે.'

ગુરૂની એ શિક્ષા સ્વીકારતાં સિદ્ધર્ષિ ઉગ્ર તપ આચરવા લાગ્યા અને વર્ત્તમાન સિદ્ધાંતોનો તેમણે અભ્યાસ કરી લીધો. પછી વચનવિલાસમાં સર્વજ્ઞ સમાન તથા પ્રજ્ઞાનાનિધાન એવા સિદ્ધર્ષિ મુનિએ **ઉપદેશમાલાના** બાલાવબોધિની વૃત્તિ કરી. **દાક્ષિણ્યચંદ્ર** નામે આચાર્ય તેમના ગુરૂભાઈ હતા, તેમણે શૃંગારપૂર્ણ **કુવલયમાલા** કથા રચી. એટલે સિદ્ધર્ષિના બનાવેલ ગ્રંથથી કંઇક હાસ્ય કરતાં તે કહેવા લાગ્યા કે—' તેજ સ્થિતિમાં આગમાક્ષરો–સૂત્રપંક્તિઓ લખી કહાડવાથી શું નવીન ગ્રંથ ગણાય ? જગતમાં અત્યારે સમરાદિત્ય ચરિત્ર રૂપ શાસ્ત્ર વખણાય છે કે જેના રસ–તરંગોમાં નિમગ્ન થયેલા લોકો ક્ષુધા તૃષાને પણ જાણતા નથી. મારી કથા પણ રસાધિક્યથી કંઇક સાર રૂપ બની છે, છતાં અહો ! તમ લેખકની જેમ તે ગ્રંથ પુસ્તકની પૂર્ત્તિ રૂપ છે.'

ત્યારે સિદ્ધકવિ કહેવા લાગ્યા કે—' તમે મારા મનને દૂભવો છો. વયોવૃદ્ધ થતાં અમારી કવિતા તો એવી થાય. સૂર્યની સાથે ખદ્યોત ( ખજુઆ ) ની જેમ સમરાદિત્યની કવિતામાં પૂર્વસૂરિની સાથે મારા જેવો મંદમતિ સ્પર્દ્ધા શું કરે ?'

એ પ્રમાણે તેમણે સિદ્ધર્ષિના મનને ઉદ્વેગ પમાડતાં તે પંડિતે, અન્ય પુરૂષો જેમાં મુશ્કેલીથી બોધ પામી શકે તેવી રચનાવાળી, અને આઠ પ્રસ્તાવયુક્ત, વિદ્વાનોના શિરને કંપાવનાર, સુબોધ કરનારી અને રમ્ય એવી **ઉપામાત ભવ પ્રપંચા** નામની મહાકથા બનાવી. આથી તે ગ્રંથ વ્યાખ્યાનને યોગ્ય થયા, ત્યારથી શ્રી સંઘે તેમને વ્યાખ્યાનકારનું બિરૂદ આપ્યું. ત્યાં તે હાસ્ય કરનાર આચાર્ય તરફ તેમણે જોયું, એટલે તે બોલ્યા કે—' આવા પ્રકારની કવિતા બનાવવી, એમ મેં તમારા ગુણને માટે કહ્યું હતું.'

ત્યારે સિદ્ધાપ ચિંતવવા લાગ્યા કે—' જ્યારે મારામાં રહેલ અજ્ઞાનતાને એ આચાર્ય પણ જાણી શકતા નથી, તો મારે હજી અવશ્ય અભ્યાસ કરવાની જરૂર

છે. સ્વપરના જે તર્કગ્રંથો ( ન્યાયશાસ્ત્રો ) છે, તેનો તો મેં અભ્યાસ કરી લીધો, પણ બૌદ્ધના પ્રમાણુશાસ્ત્રો તો તેમના દેશમાં ગયા વિના શીખી શકાય તેમ નથી. ' એમ ધારી બૌદ્ધના દેશમાં જવાને આતુર બનેલા શ્રી સિદ્ધર્ષિએ વિનીત વચનથી ગુરૂની અનુમતિ લેતાં નિવેદન કર્યું કે—' હે ભગવન્ ! મને અનુજ્ઞા આપો તો બૌદ્ધશાસ્ત્રનો અભ્યાસ કરવા જાઉં. ' એટલે શ્રુતવિધિથી નિમિત્ત જોઈને ગુરૂ તે પ્રાથમિક અભ્યાસી શિષ્યને વાત્સલ્ય પૂર્વક કહેવા લાગ્યા કે—' હે વત્સ ! અભ્યાસ કરવામાં અસંતોષ રાખવો એ જો કે સારૂં છે, તથાપિ તને કંઇક હિતવચન કહું છું—બુદ્ધનો નાશ કરનાર શાસ્ત્રમાં પ્રાણીઓનું સત્ત્વ કંઇ ચાલતું નથી, તેથી તેમના હેત્વાભાસથી જો તારૂં ચિત્ત કદાચ ભ્રમિત થાય અને તેમના આગમના આદરથી તું જૈન સિદ્ધાંતથી વિમુખ થઇ જાય, તો ઉપાર્જન કરેલ પુણ્યનો તું અવશ્ય નાશ કરી બેસીશ, એમ નિમિત્તથી હું સમજી શકું છું, માટે એ વિચારને તું માંડી વાળ. તેમ છતાં ત્યાં જવાને માટે તારો ઉત્સાહ અટકતો ન હોય, અને ત્યાં જતાં કદાચ તું સ્ખલના પામે, તો પણ મારા વચનને માન આપી એક વખત તારે અહીં આવી જવું, અને વ્રતના અંગ રૂપ રજોહરણ અમને આપી દેવું. ' એમ કહીને આચાર્ય મૌન રહ્યા. એવામાં મનમાં ખેદ પામી, કાન પર હાથ રાખીને સિદ્ધર્ષિ બોલ્યા કે—' પાપ શાંત થાઓ અને અમંગલ નાશ પામો. એવો અકૃતજ્ઞ કોણ હોય ? જેણે પ્રમોદ પૂર્વક મારી જ્ઞાન-ચક્ષુ ઉઘાડી, તો ધૂસ્ર સમાન પર–વચનથી કોણ તેમની પ્રતિકૂલ આચરે ? વળી હે નાથ ! તમે મને છેવટનું વચન પાળવા માટે કેમ કહ્યું ? કયો કુલીન પોતાના ગુરૂના ચરણ–કમળનો ત્યાગ કરે ? કદાચ ધત્તૂરાના ભ્રમની જેમ મન વ્યાક્ષિપ્ત થઇ જાય, તથાપિ આપનો આદેશ તો હું અવશ્ય પાળવાનોજ. ' એમ કહી ગુરૂને પ્રણામ કરીને સિદ્ધર્ષિ અવ્યક્ત વેષને સ્વીકારી પોતાની ઇચ્છાનુસાર **મહા-બોધ** નામના બૌદ્ધ નગરમાં ગયા, ત્યાં પોતાની કુશાગ્ર બુદ્ધિથી તેમણે વિદ્વાનોને દુર્બોધ શાસ્ત્રોનો પણ અલ્પ પ્રયાસે અભ્યાસ કરી લીધો. જેથી બૌદ્ધોને ભારે આશ્ચર્ય થઇ પડયું. પરંતુ તે સિદ્ધર્ષિને પોતાના મતમાં લેવા માટે તેમને ભારે મુશ્કેલ હતું. કારણ કે અંધકારમાં ઉદ્યોત કરનાર, રત્નને પામીને મધ્યસ્થપણાનોજ આશ્રય કરે, તેમ તે મધ્યસ્થ રહ્યા. પરંતુ મત્સ્યને ધીવર ( મચ્છીમાર ) ની જેમ તેઓ તેવા પ્રકારના, ઉત્સાહ વધારનાર અને ગૃદ્ધિ પમાડનાર વચનપ્રપંચથી સિદ્ધર્ષિને લલચાવવા લાગ્યા, એટલે તેમના આચાર વિચારમાં રસ પડવાથી તેમની મનોવૃત્તિ હળવે હળવે ભ્રમિત થવા લાગી. એમ બૌદ્ધમતમાં આસક્ત થતાં અને જૈન માર્ગ પર તેમનો અભાવ થઇ ગયો, જેથી તેમણે બૌદ્ધની દીક્ષા લઇ લીધી. પછી એક વખતે બૌદ્ધો તેમને ગુરૂપદે સ્થાપતાં તે કહેવા લાગ્યા—' એક વાર મારે પૂર્વગુરૂના અવશ્ય દર્શન કરવા ' એમ મેં તેમની પાસે

પ્રતિજ્ઞા લીધી છે, તો સત્યપ્રતિજ્ઞ કોણ પોતાની પ્રતિજ્ઞાનો ભંગ કરે ? માટે મને ત્યાં મોકલો.'

એટલે—અહો ! આ સત્યપ્રતિજ્ઞાપણું તો બહુજ સુંદર કહેવાય '—એમ માનતા બૌદ્ધોએ સિદ્ધર્ષિને તેમના ગુરૂ પાસે મોકલ્યા. એટલે ત્યાં જતાં ઉપાશ્રયમાં પોતાના ગુરૂને સિંહાસન બેઠેલા જોઇને તે બોલ્યા—' તમે ઉર્ધ્વસ્થાને શોભો છો ' એમ કહી તે મૌન રહ્યા.'

ત્યારે ગર્ગસ્વામી ચિંતવવા લાગ્યા કે—

તે દુર્નિમિત્તનું આ પરિણામ આવ્યું. કારણ કે જૈનવાણી કદાપિ અન્યથા થતી નથી. અમારાપર વિષમ ગ્રહ બેઠો, કે આવો મહાવિદ્વાન્ સુશિષ્ય પરશાસ્ત્રથી વંચિત થયો, માટે હવે કોઇ ઉપાયથી જો એ સમજે, તો સમજાવું, અને બોધ પામે, તો અમારો ભાગ્યોદય થયો. આ કરતાં વધારે શું ? ' એ પ્રમાણે વિચારી, ત્યાંથી ઉઠતાં ગુરૂએ તેમને આસનપર બેસારી **ચૈત્યવંદન સૂત્રની લલિતાવસ્તરા** નામે વૃત્તિ આપતાં જણાવ્યું કે—' અમે ચૈત્યવંદન કરીને આવીએ, ત્યાંસુધી તમે આ ગ્રંથનું અવલોકન કરજો.' એમ કહીને ગુરૂ બહાર ચાલ્યા ગયા.

હવે તે ગ્રંથને જોતાં મહામતિ સિદ્ધર્ષિ ચિંતવવા લાગ્યા કે—' અહો ! મેં આ અવિચાર્યું અકાર્ય શું આરંભ્યું ? વગર વિચાર્યું કામ કરનાર મારા જેવો બીજો કોણ મૂર્ખ હોય કે સ્વાર્થથી ભ્રષ્ટ કરનારા પરના વચનથી જે કાચને બદલે મણિ હારી બેસે ? મારા ઉપકારી તો તે એક શ્રીમાન્ **હરિભદ્રસૂરિ** કે જેમણે મારા માટેજ આ ગ્રંથ બનાવ્યો. મને ધર્મનો બોધ આપનારા શ્રીહરિભદ્રસૂરિજ મારા સાચા ગુરૂ છે. તેથી આ પ્રસંગે ભાવથી હું તેમનેજ મારા હૃદયમાં સ્થાપન કરૂં છું. મને અનાગત ( ભવિષ્યમાં થનાર ) જાણીને જેમણે મારા માટે ચૈત્યવંદનની લલિતવિસ્તરા વૃત્તિ બનાવી. વળી કુવાસરૂપ વિષને દૂર કરીને જેમણે મારા પર દયા લાવી અચિંત્યવીર્યથી મારા હૃદયમાં સુવાસનારૂપ અમૃત રેડયું, તે શ્રી હરિભદ્રસૂરિને નમસ્કાર થાઓ. વળી હું શિષ્યાભાસ-કુશિષ્ય શું કરવાનો છું, તે જાણીને મારા ગુરૂએ આ નિમિત્તે ઉપકાર કરવા માટે મને અહીં બોલાવ્યો, માટે તેમના ચરણની રજથી સદા હું મારા મસ્તકને પવિત્ર કરીશ; અને મારો દોષ કહી સંભળાવીશ. કારણ કે ગુરૂ તો લોકોત્તર પુરૂષ છે. આ ગ્રંથથી, મને લાગેલ બૌદ્ધમતની ભ્રાંતિ દૂર થઈ છે. શસ્ત્રઘાતથી જેમ કોદ્રવ-કોદરામાં થયેલ મીણનો ભ્રમ દૂર થાય, તેમ મારો ભ્રમ ટળી ગયો છે.'

એ પ્રમાણે સિદ્ધર્ષિ વિચાર કરે છે, તેવામાં ગુરૂ બાહ્યભૂમિ થકી ત્યાં આવ્યા અને તેમને તે પુસ્તકમાં સંલગ્ન જોઇને ગુરૂ પ્રમોદ પામ્યા. પછી ગુરૂનો **નીસ્સીહિ** શબ્દનો મહાઘોષ સાંભળતાં તે એકદમ ઉભા થયા અને તેમના ચરણ-કમળમાં

પોતાનું શિર નમાવીને ચુંબન કર્યું–રજ દૂર કરી. પછી સિદ્ધર્ષિ કહેવા લાગ્યા કે—'હે ભગવન્! મારાપર આપનો શા નિમિત્તે મોહ છે ? મારા જેવા અધમ શિષ્યો પાછળથી શું ચૈત્યો કરાવવાના હતા ? જેમ ચલિત દાંત સ્વાદમાં વિઘ્ન કરનાર, લોચન વિગેરે શરીરના વિકાસને દૂષિત કરી ચાંદા-વિગેરેની વેદના ઉપજાવે છે, તેમ પુણ્યહીન કુશિષ્યો આત્મવિકાસને અટકાવી, તેમની પુંઠ થાપડવાની વેદનાને અનુભવતાં તે કેવળ ગુરૂના દ્રોહી હોય છે. હે પ્રભો ! મળવાના બાને મને કેવળ બોધ આપવા માટે તમે અહીં બોલાવ્યો, તથા શ્રી હરિભદ્રસૂરિનો ગ્રંથ મારા હાથમાં આપ્યો. હવે કુશાસ્ત્ર સંબંધી મારો ભ્રમ ભાંગી ગયો છે, માટે આપને વિનંતી કરૂં છું કે—આ આપના કુશિષ્યની પીઠ પર આપનો પાવન હાથ સ્થાપન કરો. તેમજ દેવ, ગુરૂની અવજ્ઞાથી લાગેલા મહાપાપનું આજે પ્રાયશ્ચિત્ત આપો કે જેથી આપની કૃપાથી મારી દુર્ગતિનો ઉચ્છેદ થાય.'

ત્યારે આનંદાશ્રુથી પોતાના ઉત્તરીય વસ્ત્રને ભીંજાવતા તથા કરૂણાના નિધાન એવા ગુરૂ મહારાજ કહેવા લાગ્યા કે—'હે વત્સ ! ખેદ ન કર. મદિરામસ્ત જનોની જેમ અભ્યાસ કરેલ કુતર્કના મદથી વ્યાકુળ બનેલા લોકોથી કોણ પરાભવ પામતા નથી, હું ધારૂં છું કે તું છેતરાશે નથી. કારણ કે મારા વચનને તું ભૂલી ન ગયો. મદથી વિકળ થયેલ તારા વિના અન્ય કોણ પૂર્વે સાંભળેલ યાદ કરે ? તું બીજા વેષથી ત્યાં ગયો, તે તો તેમને વિશ્વાસ પમાડવા માટે હોઇ શકે પણ તેથી તારા મનમાં ભારે ભ્રાંતિ થવા પામી છે, એમ હું માનતો નથી. વળી વ્યાખ્યાનકારની પ્રજ્ઞાથી પ્રખ્યાત તથા શાસ્ત્રાર્થના રહસ્યને જાણનાર અને મારા ચિત્તને આનંદ પમાડનાર તારા જેવો શિષ્ય આ મહાન્ ગચ્છમાં કોણ છે ?'

એ પ્રમાણે સિદ્ધર્ષિને આનંદ પમાડી, પ્રાયશ્ચિત્ત આપીને ગુરૂ મહારાજે તેમને પોતાના પદ પર સ્થાપન કર્યા, અને પોતે નિ:સંગ થઇ તે નગરની ભૂમિનો ત્યાગ કરી, પૂર્વ ઋષિઓએ આચરેલ એવા તપને માટે તેઓ અરણ્યમાં ચાલ્યા ગયા. ત્યાં કોઇ વાર ઉપસર્ગ સહન કરવાની બુદ્ધિથી કાયોત્સર્ગે રહેતા, કોઇ વાર નિશ્ચળ દૃષ્ટિથી પ્રતિમાનો અભ્યાસ કરતા, કોઈ વાર પારણામાં માત્ર વ્રત નિર્વાહની ખાતર કિલષ્ટ આહાર લેતા, અને કોઇ વાર માસખમણ વિગેરે તપસ્યાથી તે કર્મ ખપાવવા લાગ્યા. એ પ્રમાણે દુષ્કર ચારિત્ર પાળતાં પ્રાંતે અનશન આદરીને તે સુજ્ઞ ગર્ગર્ષિ મહારાજ સ્વર્ગે ગયા.

હવે અહીં વ્યાખ્યાનકાર સિદ્ધર્ષિ સૂરિ પાંડિત્યથી સર્વત્ર પ્રખ્યાત થયા અને પોતાને પંડિત માનનાર પરશાસનનો તે જય કરવા લાગ્યા. સૂર્યની જેમ સમસ્ત શાસનનો ઉદ્યોત કરતા તે વિશેષ પરાક્રમ–તેજથી જગતને શાંતિ પમાડવા લાગ્યા. અસંખ્ય તીર્થયાત્રાદિ મહોત્સવોમાં મહાઉત્સાહ ધરાવનાર એવા ધાર્મિક

જનોના હાથે શાસનની પ્રભાવના કરાવતા સિદ્ધર્ષિ આચાર્ય પરમ વચન સિદ્ધિને પામ્યા.

શ્રીમાન્ સુપ્રભદેવના નિર્મળ કુળને વિષે મુગટ સમાન, શ્રી **માઘ** કવીશ્વરના બંધુ તથા પ્રેક્ષા પૂર્વક પરીક્ષા કરવામાં પ્રવીણ એવા શ્રીસિદ્ધર્ષિ મુનીશ્વરનું ચરિત્ર ચિંતવીને હે ભવ્ય જનો ! કલિકાળના પ્રભાવથી કોઇ રીતે લાગેલ મિથ્યા દર્શનના કદાગ્રહને ઉભય લોકને સાધવા માટે ત્યાગ કરો.

શ્રી ચંદ્રપ્રભ સૂરિના પટ્ટ રૂપ સરોવરને વિષે હંસ સમાન તથા શ્રીરામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રીપ્રભાચંદ્ર મુનીશ્વરે મન પર લેતાં શ્રી પ્રદ્યુમ્નાચાર્યે સંશોધન કરેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્ર રૂપ રોહણાચલને વિષે શ્રી સિદ્ધર્ષિ સૂરિના વૃત્તાંત રૂપ આ ચૌદમું શિખર થયું.

ઇતિ શ્રી સિદ્ધર્ષિસૂરિ-ચરિત્ર.

---



# ( ૧૫ ) શ્રી વીર સૂરિ પ્રવંધ.



આંતર રિપુનો નાશ કરનાર, દુષ્કર્મ રૂપ ગજ સમુહને હઠાવનાર તથા સુવર્ણ સમાન તેજસ્વી વર્ણવાળા એવા શ્રી વીરસૂરિ સ્વ-પર અન્વય-વંશને વિભૂષિત કરનાર થાઓ. શ્રી ધી ( વી )ર ગણિ સ્વામી તમારૂં રક્ષણ કરો કે જેમની ભક્તિથી કષાયાદિ શત્રુઓ આવીને પરાભવ ન પમાડી શકે. જેમના ઉપદેશામૃતના પાનથી વિબુધો ( પંડિતો ) વિબુધો ( દેવો ) જેવા બની ગયા, સ્વ-પરના ઉપકાર માટે તે શ્રી વીરસૂરિનું ચરિત્ર હું કહું છું.

**શ્રીમાલ** નામે નગર કે જ્યાં ઉદ્યાન વૃક્ષોથી દૂર કરાયેલ સૂર્ય, પૂર્વ-પશ્ચિમ પર્વતોનો આશ્રય કરે છે. વળી જ્યાં લોકો પ્રીતિરસમાં પૂર્ણ હતા અને જ્યાં સરોવરો કમળરહિત ન હતા. ત્યાં **ધૂમરાજ**ના વંશમાં ઉત્પન્ન થયેલ, મહીમંડળ રૂપ કુમુદને આનંદ પમાડનાર અને ન્યાય રૂપ મહાસાગરને ઉલ્લાસ પમાડનાર એવો **દેવરાજ** નામે રાજા હતો. વળી ત્યાં **શિવનાગ** નામે વણિક કે જે સુજ્ઞ અને અગ્રેસર હતો તથા જેના મંત્રોથી પ્રચંડ સર્પોનું વિષ દૂર થતું હતું. જૈન ધર્મમાં દૃઢ અનુરાગ ધરાવનાર તેણે **શ્રીધરણુ** નામના નાગેંદ્રને આરાધ્યો, જેથી તેણે સંતુષ્ટ થઈને સર્વ સિદ્ધિને કરનાર તથા જાપ કે હોમાદિક વિના સદ્ય વિષને દૂર કરનાર એવો મંત્ર તેને આપ્યો, કે જે મંત્ર પુણ્યહીન જનોને દુર્લભ તથા કુંક અને:હાથના સ્પર્શમાત્રથી આઠ નાગકુલોના વિષનો નાશ કરતો હતો. એટલે તે શ્રેષ્ઠીએ તે મંત્રની રચના અને પ્રભાવયુક્ત એક સ્તવન બનાવ્યું કે જે **ધરણોરગેંદ્ર** એવા નામથી પ્રસિદ્ધ થયું અને સ્મરણ માત્રથી જે ઉપદ્રવને દૂર કરતું હતું. તે શેઠની યથાર્થ નામવાળી **પૂર્ણલતા** નામે કાંતા હતી કે જે ધર્મવૃક્ષના આશ્રયયુક્ત, કુળરૂપ કંદ, વચનરૂપ પત્ર, યશરૂપ પુષ્પ અને લાવણ્યરૂપ ફળયુક્ત હતી. તેમનો **શ્રી વીર** નામે પુત્ર કે જે **રત્નદીપ** સમાન તેજસ્વી, અક્ષય પ્રકાશથી અંધકાર-અજ્ઞાનનો નાશ કરનાર તથા સાક્ષાત દિવસ જેવો હતો. વળી જેના સુમનસપણાથી કોટિધ્વજના વિષે ધ્વજાઓ દેખાવોને જીતીને ઉંચેજ ઉછળતી હતી. તે **વીર** કેમ

નહિ ? તે જાણે સાત સમુદ્રોના અમૂલ્ય રત્નોથી વિભૂષિત સાક્ષાત લક્ષ્મીઓ હોય તેવી સાત વ્યવહારીઓની કન્યાઓ પરણ્યો હતો.

એકદા પોતાનો પિતા મરણ પામતાં વૈરાગ્યને લીધે વીર પર્વને દિવસે હંમેશાં સત્યપુરમાં શ્રીવીર પ્રભુને વંદન કરવા જવા લાગ્યો. એક વખતે જતાં તેને, લતાને શુષ્ક પત્રો (પાંદડાં) ની જેમ દુષ્ટ ચોરોએ ઘેરી લીધો. એવામાં તેનો સાળો ત્યાંથી તરત ભાગી છુટીને શેઠના ઘરે આવ્યો. ત્યાં લોકોના મુખથી તે હકીકત સાંભળવામાં આવતાં વીરની માતા અધીરાઇથી ઘરના દ્વાર આગળ આવીને ઉભી રહી. તેણે પોતાની વધૂના ભાઇને પૂછયું કે—' વીર કયાં છે ? '

એટલે તેણે મશ્કરીમાં જવાબ આપ્યો કે— ' સત્ત્વહીન એ મિથ્યાવીરને ચોરોએ મારી નાખ્યો એમ સાંભળતાં તેની માતા તેજ સ્થાને પ્રાણરહિત થઇ ગઇ. અહો ! પુત્ર પ્રત્યે માતાનું અસાધારણ વાત્સલ્ય વચનાતીત હોય છે. પિતા, ભ્રાતા, કલાચાર્ય કે મિત્ર અથવા અન્ય કોઈ ઉપકારીના ઋણથી કદાચ છુટી શકાય, પણ માતાના ઋણથી તો કોઇરીતે છુટીજ ન શકાય.

એવામાં તીડથી ખેડુત જેમ પોતાના ક્ષેત્રને અક્ષત રાખે તેમ પ્રભુના પ્રતાપે વીર ચોરો થકી છુટીને પોતાના અક્ષત શરીરે ઘરે આવી પહોંચ્યો. ત્યાં પોતાની માતાને પ્રાણરહિત જોતાં પોતાનું સંકટ ભૂલી જઇને તેણે પૂછયું કે—' આ શું થયું ? ' ત્યારે યથાસ્થિત હકીકત તેના સાંભળવામાં આવી. એટલે વીરે પશ્ચાત્તાપ કરતા પોતાના સાળાને કહ્યું કે—' મારા ભાગ્યને દૂષિત કરનાર આવી પ્રાણાંત મશ્કરી તેં કેમ કરી ? '

તે બોલ્યો—' શું માતાની જેમ મશ્કરીથી કોઇ મરણ પામે ? આ તો બીલ્વફળના કાંટાની જેમ મને પણ જન્મ પર્યંત ન જાય તેવું શલ્ય રહી ગયું.

ત્યારે વીર વૈરાગ્યથી કહેવા લાગ્યો—' અહો ! સ્નેહના સંબંધમાં માતા અને મારી વચ્ચે કેટલું બધું મોટું અંતર છે ? તે તો જુઓ. હાસ્ય માત્રથી મારૂં મરણ સાંભળતાં તે ખરેખર મરણ પામી અને તેનું મરણ સાક્ષાત્ જોવા છતાં અમે કંઇ પણ તજી શકતા નથી ! એમ કહી એક એક કોટિ ધન પોતાની સ્રીઓને આપતાં બાકીનું ધન તેણે શ્રી સંઘની ભક્તિ અને જિન ચૈત્યોમાં વાપર્યું. પછી પોતે ગૃહસ્થ વેષેજ પરિગ્રહનો ત્યાગ કરી, સત્યપુરમાં જઇને ભક્તિપૂર્વક તે શ્રી વીરપ્રભુની આરાધના કરવા લાગ્યો. ત્યાં તેણે આઠ ઉપવાસ કરીને પારણું કર્યું તેમજ બધી વીગઇનો ત્યાગ કરીને તે રહેવા લાગ્યો. અહો ! તેનું મહાન્ તપ કેવું ? વળી ચતુર્વિધ પૌષધ કરીને તે પ્રાસુક આહાર લેતો તથા રાત્રે નગરની બહાર સ્મશાન વિગેરેમાં જઇને તે કાયોત્સર્ગ કરતો હતો. ત્યાં દેવ, મનુષ્ય અને તિર્યંચના ઉપસર્ગો

તે સહન કરતો અને તીવ્ર તપ તપતાં તે એક તીર્થ સમાન પવિત્રતાનું ધામ થઇ પડ્યો. વળી કુશળમતિ તે પોતાની ક્રિયામાં સાવધાન રહી ગુરૂની સદા ઉત્કંઠા રાખતાં એક ચિત્તે વીરપ્રભુનું ધ્યાન કરવા લાગ્યો.

એવામાં એક વખતે સંધ્યા સમયે બાહ્ય ભૂમિએ કાયોત્સર્ગ કરવા જતાં તેણે દૂરથી આવતા જાણે સાક્ષાત્ જંગમ કલ્યાણ હોય અથવા દેહધારી જાણે ચારિત્ર હોય એવા સો વર્ષના વૃદ્ધ **વિમલગણિ**ને **મથુરા** નગરીથી આવતા જોયા. એટલે સર્વ આભિગમ સાચવી પૃથ્વીપીઠ સુધી મસ્તક નમાવીને તેણે ગુરૂને વંદન કર્યું, ત્યારે ધર્મલાભરૂપ આશિષથી અભિનંદન આપતાં ગુરૂએ તેને પૂછ્યું કે—'હે ધર્મશીલ! અકાળે અત્યારે નગર બહાર ક્યાં જાય છે?'

એટલે વીરે નમ્રતાથી જવાબ આપ્યો કે—'અહીં બાહ્યભૂમિમાં કાયોત્સર્ગ કરવા જાઉં છું.'

ત્યારે ગણિ મહારાજ બોલ્યા—'અમે તારા અતિથિ છીએ. તને અંગવિદ્યાનો ઉપદેશ આપીને પ્રાંત સમય સાધવા અમે શત્રુંજય તીર્થપર જવાના છીએ.'

એમ સાંભળતાં વીર કહેવા લાગ્યો કે—'હે ભગવાન્! આજે મારો દિવસ સફળ થયો કે અસાધારણ પ્રસાદ લાવીને આપ જેવા મહાત્મા મારા જેવા પામર પર આવી ઉત્કંઠા ધરાવો છો. માટે આપ પૂજ્યની ઉપાસનાથી આજની રાત્રિ હું સફળ કરૂં. કારણ કે ચિંતામણિ હાથમાં આવતાં કયો મૂર્ખ તેની અવગણના કરે?' એમ કહેતાં તેણે સદ્ગુરૂને પોતાનો ઉપાશ્રય બતાવ્યો અને પોતે અંગ દાબવા વિગેરે તેમની શુશ્રૂષા કરવા લાગ્યો. પછી ગુરૂ મહારાજે તેને કહ્યું કે—'તું નિષ્કપટ ભાવથી અંગવિદ્યા શીખ કે જેથી શ્રુતજ્ઞાનના બળે શાસનમાં તું પ્રભાવક થાય.'

ત્યારે વીર બોલ્યો—'હે ભગવન્! ગૃહસ્થોને સિદ્ધાંતની વાચના કેમ અપાય? વળી અભ્યાસ કરતાં પણ મને આવડતું નથી, તો હું શું કરૂં?'

એટલે ગુરૂ બોલ્યા—'હું તો હવે પરભવનો પથિક થવાનો છું, પણ અંગની મહાવિદ્યા તને પોતાની મેળે આવડી જશે, તેનો અર્થ હું તને સત્વર જણાવીશ અને તેનું પુસ્તક, **થારાપદ્ર** નગરમાં શ્રી ઋષભદેવના ચૈત્યમાં આવેલ **શુકનાશ** સ્થાનમાં છે, તે લઇને તું વાચજે.' એમ કહી ગુરૂ મહારાજે **વીર**ને આદર પૂર્વક દીક્ષા આપી અને ત્યાં ત્રણ દિવસ રહેતાં તે ગ્રંથનો અર્થ બતાવ્યો. પછી શ્રી વિમલગણિ **વિમલાચલ** તીર્થ પર ગયા અને ત્યાં શ્રી ઋષભસ્વામીને વંદન કરી, તેમનું એક મને ધ્યાન લગાવી, પાપ રૂપ માતંગને મારવામાં કેસરી સમાન એવા તે ગુરૂ દેહનો ત્યાગ કરીને સ્વર્ગે ગયા.

પછી શ્રી ગુરૂની આજ્ઞા પ્રમાણે તે નગરમાં ગયા અને તેમણે ગુરૂએ બતાવેલ સ્થાને શ્રાવકો પાસેથી પુસ્તક મેળવ્યું. એટલે ગણિવિદ્યાની સાથે તેમણે ત્યાં અંગવિદ્યાનો અભ્યાસ કર્યો. તેના પ્રસાદથી તે મહા તપસ્વી ઉગ્ર શક્તિને ધારણ કરનારા થયા. વળી પ્રાચીન પુણ્યના યોગે તેમનો પરિવાર પણ થયો. આ વખતે શ્રી વીરગણિએ અજ્ઞ જનોને બોધ આપવાનો નિયમ ધારણ કર્યો.

હવે **અણહિલ્લપુર** તરફ વિહાર કરવાને ઇચ્છતા શ્રીવીરગણિ **વિરૂપાનાથ** નામના વ્યંતરથી અધિષ્ઠિત એવા **સ્થિરા** ગામમાં આવ્યા. તે વ્યંતરાધિપનું વ ( બ ) **લલીનાથ** એવું બીજું નામ હતું. તે રાત્રે દેવગૃહમાં સુતેલ માણસને મહા રોષ લાવીને મારી નાખતો હતો. તેને બોધ આપવા માટે ત્યાં જમીન પર ગણિવિદ્યાના બળે સાડા ત્રણ હાથ પ્રમાણ કુંડ કરી ત્યાંના લોકોએ નિવાર્યા છતાં મહા તેજસ્વી એવા વીરગણિ આસન લગાવીને રહ્યા. કારણ કે અખંડ વ્રતધારી તે એવા ભયથી ડરતા ન હતા. વળી ઝંઝાવાતથી મેરૂ પર્વતની જેમ વિઘ્નોની અવગણના કરતા અને શરીર તેમજ મનને વિષે પણ નિષ્કંપ એવા તે કાયોત્સર્ગ–ધ્યાનમાં રહ્યા. એવામાં બલલીનાથ પોતે કિલકિલ ઘોર ગર્જનાથી બાહ્ય જનોને ભય પમાડતો ત્યાં આવી પહોંચ્યો, અને તેમને ભય પમાડવા માટે સુરેંદ્રની સાથેનો જાણે વૈરભાવ યાદ આવ્યો હોય તેવા જંગમ પર્વતો સમાન પ્રથમ તેણે હાથીઓ વિકુર્વ્યા, છતાં સમુદ્ર જેમ મર્યાદાને ન ઓળંગે તેમ ઉંચા નીચા શુંડાદંડોથી તે ભયંકર છતાં તેમની રેખાને ઓળંગી ન શક્યા. પછી દૃષ્ટિ થકી વિષજ્વાળાને બહાર કહાડતા અને અન્ય પ્રાણીઓને ભસ્મીભૂત કરતા અને આમતેમ ચાલતા એવા ગર્વિષ્ઠ સર્પો વિકુર્વ્યા. એટલે તે પણ રેખાને ઓળંગી શક્યા નહિ, આથી તે દેવ વિલક્ષ બનીને વિચારવા લાગ્યો કે—' આ મુનિનો મહિમા અસાધારણ લાગે છે. પછી તેણે ભયંકર રાક્ષસોના રૂપ બનાવ્યા, તે પ્રતિકૂલ છતાં તેમને ક્ષોભ પમાડી ન શક્યા. એટલે તે વ્યંતર તેમને અનુકૂળ ઉપસર્ગ કરવા લાગ્યો. તેણે તેમના માતપિતા અને સ્ત્રી આક્રંદ કરતા બતાવ્યા, છતાં મોહ પર્વતને ભેદવામાં વજ્ર સમાન તે તત્ત્વજ્ઞ મુનિએ તેમની દરકાર ન કરી. કારણ કે તે વીર રૂપ અગસ્ત્ય ઋષિએ દક્ષિણ દિશાનો આશ્રય કર્યો હતો, તેથી કુભાવે ( પૃથ્વી પર ) છતાં સત્ત્વ વડે વીર અને તપોનિધાન દેવતાથી પણ ચલાયમાન થાય તેમ ન હતા. એવામાં તે વીરગણિને જોવાને માટે કૌતુકથીજ સૂર્ય ઉદયાચલ પર આવ્યો. ત્યારે દેવ નિરાશ થઈ, અનેક પર્વત સમાન સત્ત્વશાળી અને પરાક્રમના નિધાન એવા તે તપોનિધાન મુનિને પ્રત્યક્ષ આવીને કહેવા લાગ્યો કે—'પૂર્વે મેં ઘણા દેવ મનુષ્યોનો માનભંગ કર્યો છે, પરંતુ તમારા વિના ભક્તિમાં કોઇએ મારી સ્ખલના કરી નથી. '

એમ કહીને તે પુનઃ કહેવા લાગ્યો કે—“ પૂર્વ દિશામાં આવેલ **ડક્કરી** નગરીમાં **ભીમેશ્વર** નામના શિવાલયમાં આવતાં હું તેના લિંગને પ્રણામ કર્યા વિના બેઠો અને તેના જળાધારપર પગ રાખીને ક્ષણવાર ત્યાં સુઇ ગયો. એવામાં રાજા ત્યાં આવ્યો અને વિસ્મય પામીને તેણે મને પૂછયું કે—‘ તું અજ્ઞાન કે શક્તિથી દેવને નમસ્કાર કેમ કરતો નથી ? ’ એટલે મેં રાજાને જણાવ્યું કે—‘ હે રાજન્ ! ન નમવાનું કારણ હું તને સ્પષ્ટ કહું છું સાંભળ—આ શિવ શક્તિ ( પાર્વતી ) યુક્ત હોવાથી મને જોઇને તે લજ્જાને લીધે નીચું મુખ કરી દેશે. કારણ કે એવા પ્રસંગે પુરૂષથી પુરૂષ લજ્જા પામે છે. વળી દેવ એવી સ્થિતિમાં છતાં સામાન્ય લોકો તેને નમે છે. તે લોકો તો પશુ જેવા છે, તો તેને લજ્જા શેની આવે ? તેમ વળી મારા મનમાં આ સંબંધી એક મોટું કૌતુક છે કે હું પ્રણામ કરતાં એને કંઇ ઉત્પાત થાય તો તેનો દોષ મારા પર આવે. ” એ પ્રમાણે કહીને હું મૌન રહ્યો. ત્યાં રાજા કહેવા લાગ્યો કે—‘ અહો ! પરદેશી લોકો બોલવામાં ભારે ચાલાક હોય છે, ચર્મ દેહધારી પુરૂષ પોતાને દેવસમાન માને છે તે જ્ઞાનીઓને હાસ્ય જેવું અને બાળકોને છેતરવા જેવુ છે. હવે જો તારામાં કોઇ એવા પ્રકારની શક્તિ હોય, તો તે બતાવ, આ કામમાં અમે તારોલેશ માત્ર દોષ નહિ ગણીએ, અને તેને માટે સમસ્ત નગર સાક્ષી છે. ’

એ પ્રમાણે રાજાનું કથન સાંભળતાં હું જેટલામાં પાસે આવીને નમસ્કાર કરૂં છું, તેવામાં લોકોના દેખતાં તડાક દઇને લિંગ ફૂટયું. એટલે ભયથી સંભ્રાંત લોચનવાળા તથા બાળકની જેમ કંઠનો રોધ થવાથી અવ્યક્ત ઉચ્ચાર કરતા રાજાને મેં કહ્યું કે—‘ ચિરકાલથી આ લિંગનું અર્ચન કરવાના કલેશથી દૂભાયેલ એવા તેં મને ઉત્તેજન આપવાના દંભથી વૈર ઉપાર્જન કર્યું. ’ એમ સાંભળતાં મારા પગમાં પોતાનું મસ્તક મૂકી મને મનાવવા માટે પરિવાર સહિત તે રાજા કહેવા લાગ્યો કે—‘ તુંજ અમારો દેવ છે, તારે લીધેજ આ તીર્થ રહેવાનું છે. નહિ તો તેનો ઉચ્છેદ જ થઇ જાય. તુંજ દેહધારી શિવ છે અને અન્ય તો પાષાણ રૂપજ છે. ’ એમ તેણે કહેતાં મેં લિંગને યોગપટ્ટથી બાંધી દીધું. ત્યાં બે ભાગે સાંધેલ તે લિંગ અદ્યાપિ પૂજાય છે. પછી **મહાબોધ** નગરમાં બૌદ્ધોના પાંચસો મઠો હતા, તેમને મારા સામર્થ્યથી જીતીને ભગ્ન કર્યા. વળી એવી મારી પ્રતિજ્ઞા છે કે —સામે આવે તેનો અવશ્ય વિજય કરવો. શંભુના ભયથી મહાકાલ તો મારા એક ખુણામાં પડ્યો છે. **સોમેશ્વર**નો જય કરવા હું ચાલીને અત્રે આવ્યો છું. એટલે તે ભય પામી બ્રાહ્મણ રૂપે અહીં આવીને મને મળ્યો, અને કહેવા લાગ્યો કે—આ દારૂણ અને પવિત્ર ક્ષેત્ર મેં મહા–ઉદયને માટે તને આપ્યું. માટે જો તું આપવાને સમર્થ હોય તો માગું. ’

ત્યારે મેં કહ્યું—' હું યાચકોને યથેષ્ટ રાજ્ય, અન્ન કે સુવર્ણ તેમજ ધનના ઘડા, સુડા કે લાખો ટકા આપવાને સમર્થ છું. '

એટલે તે બ્રાહ્મણ બોલ્યો–'તો મને કંઇક આપ.' આથી મેં તેને કહ્યું–'માગી લે.' તે બોલ્યો—' તો હવે સાંભળો—' હે મહાબલ ! આ ક્ષેત્રમાં સ્થિર થઇને તું સ્થિતિ કર ! એમ સાંભળતાં હું જેટલામાં જ્ઞાનથી જોઉં છું, તો તે શંકર, બલિરાજાને વામનની જેમ વૃદ્ધ બ્રાહ્મણના વેષે ભયને લીધે મને **સોમનાથને** છેતરવા આવ્યો. પછી મેં તેને કહ્યું કે—' મને કંઇ પણ દંડ આપ, કે જેથી મારી સત્ય પ્રતિજ્ઞા થાય, નહિ તો અહીં રહેતાં પણ હું તને વ્યથાકારી થઇ પડીશ. ત્યારે તે બોલ્યો—' હું કાંઇ તારી પાસે ગર્વ કરતો નથી, માટે મારૂં વચન સાંભળ—મારી યાત્રા તે પૂર્ણ કરી શકે કે જે તને આજ જુએ નહિ, નહિ તો તે અર્ધ ફલવતી થાય. ' એમ કહીને તે પોતાને સ્થાને ચાલ્યો ગયો. અદ્યાપિ તે તેજ પ્રમાણે વર્તે છે. મારા વચનનું કોણ ઉલ્લંઘન કરે ? ત્યારથી આ ગામ **સ્થિર** એવા નામથી પ્રખ્યાત થયું. કારણ કે મારા અને શંભુના વચનની સ્થિરતા કાંઇ દુર્લભ નથી. એ પ્રમાણે મારી શક્તિ મનુષ્યો કે દેવોએ પણ સ્ખલિત કરી નથી, પરંતુ તમે શ્વેતાંબર તો મારા કરતાં પણ શક્તિમાન છો. હું દૂર રહીને જોયા કરૂં છું, પણ તમારો પરાભવ કરવાને સમર્થ નથી. અગ્નિની જેમ આ રેખાકુંડ જાજ્વલ્યમાન લાગે છે, તેથી પુરૂષ શંકિત થઇ જાય છે. તમારી આ તપશક્તિથી સંતુષ્ટ થયો છું, માટે સત્વર મનોવાંછિત માગી લ્યો. કલ્પવૃક્ષની જેમ હું કાલક્ષેપ વિના તે પૂર્ણ કરીશ. "

એ પ્રમાણે સાંભળતાં પંચપરમેષ્ઠીનું ધ્યાન પારીને વીર મુનિ કહેવા લાગ્યા કે—' સર્વ સંગના ત્યાગી અમે કંઇ પણ ઈચ્છતા નથી. ' એટલે વ્યંતરે કહ્યું—' તથાપિ મારી ભક્તિની ખાતર કંઇક લ્યો. '

ત્યારે મુનિ બોલ્યા—' તારૂં પણ આયુષ્ય નશ્વર છે, હિંસા કરીશ નહિ. કારણ કે જીવહિંસા એ દુર્ગતિનું મૂળ કારણ છે. વળી તેં જે ગર્વયુક્ત તારો પૂર્વનો વૃત્તાંત સંભળાવ્યો, તેથી મને હર્ષ નથી તેમ મહાદાનમાં જે તેં તારી શક્તિ બતાવી, તેથી પણ મને કાંઇ આશ્ચર્ય નથી, પરંતુ પ્રાણીઓને અભયદાન આપવું, તે સર્વ કરતાં ઉત્તમ છે. '

એટલે તે હર્ષથી કહેવા લાગ્યો—' આપનું વચન સત્ય છે, તેમ હું પણ એ સમજું છું; તથાપિ મારો પરિવાર સ્વેચ્છાચારી છે, તેમને આવું જ પ્રિય લાગે છે. અમૃતની વૃષ્ટિ સમાન તમારા વચનથી મને ભારે સંતોષ થયો છે. માટે પ્રાસાદની ભૂમિકામાં હું જીવરક્ષા કરાવીશ. ' એટલે શ્રી વીરમુનિએ જણાવ્યું કે—' આ વચન રાજાના જાણવામાં આવવું જોઇએ, કે જેથી આપણ બંનેનો વૃત્તાંત પુણ્યનિમિત્તે યાવચ્ચંદ્ર પ્રવર્ત્તમાન રહે. '

એ અરસામાં અણહિલ્લપુરમાં શ્રી ચામુંડરાજ નામે નવીન ચક્રવર્તી રાજા હતો. એટલે વિરૂપાનાથે પોતેજ પ્રધાન પુરૂષો મારફતે તે જીવરક્ષાની બાબત રાજાને જણાવી. જેથી તે પ્રમોદપૂર્વક ત્યાં આવ્યો. કારણ કે સત્કર્મ કરવાની કોને મહેચ્છા ન હોય ? પછી રાજાએ જીવરક્ષાને માટે તે દેવના શાસનનો સ્વીકાર કર્યો. ત્યારબાદ શ્રી વીરમુનિને રાજાએ પુન: ત્યાં બોલાવતાં તે આવ્યા અને તે ધીર અણહિલ્લપુરમાં અજ્ઞજનોને પ્રતિબોધ આપવા લાગ્યા. ત્યાં શ્રીવર્દ્ધમાનસૂરિ મહર્ષિએ સંઘ સમક્ષ મોટા ઓચ્છવપૂર્વક તેમને આચાર્યપદે સ્થાપન કર્યા. વળી ત્યાં શ્રી વીરપ્રભુની ભક્તિથી વલભીનાથ પોતે પ્રત્યક્ષ થઇને તેમની આગળ બેસીને ધર્મવ્યાખ્યાન સાંભળતો હતો; પરંતુ પોતાનો ક્રીડાપ્રિય સ્વભાવ હોવાથી સલક્ષણ પુરૂષ જોવામાં આવતાં તેના દેહમાં ઉતરીને તે તેને પીડા ઉપજાવ્યા વિના ક્રીડા કરતો હતો. એ પ્રમાણે જાણતાં શ્રી વીરસૂરિ તેને કહેવા લાગ્યા કે—'હે વ્યંતરાધીશ ! તું એ ક્રીડા કરે છે, તે યોગ્ય નથી. કારણ કે મનુષ્યો તારી એ ક્રીડાને સહન કરી શકતા નથી.' એમ ગુરૂએ નિષેધ કરવાથી તે તેમ કરતાં નિવૃત્ત થયો, અને પુન: ગુરૂને તે કહેવા લાગ્યો કે—'હે ભગવન્ ! મારા સંતોષનું તમને કાંઇ ફળ મળતું નથી.' ત્યારે આચાર્ય આનંદથી બોલ્યા—'જૈન-ભવનથી ઉન્નત એવા અષ્ટાપદ પર્વતપર જવાની તારી શક્તિ છે ?'

એટલે તે બોલ્યો—'હે પ્રભો ! ત્યાં જવાની શક્તિ તો છે, પરંતુ ત્યાં સ્થિતિ કરવાની શક્તિ નથી. કારણ કે ત્યાં વ્યંતરેંદ્રો મહાબલિષ્ઠ છે, તેથી તેમનું તેજ સહન કરવાને અસમર્થ એવો હું ત્યાં રહી શકતો નથી, તેમ છતાં તમને મહત્ કૌતુક હોય, તો એક પ્રહર સુધી હું ત્યાં રહીશ; હે મિત્રગુરૂ ! તે કરતાં અધિક વખત જો તમે રહેશો, તો અહીં પાછા આવી શકવાના નથી, આ મારૂં કથન સર્વાંશે સત્ય છે.'

ગુરૂએ એ વાતનો સ્વીકાર કર્યો, એટલે વ્યંતરે એક ધવલ વૃષભ વિકુર્વ્યો અને મુનિને તેના પર બેસાર્યા. તે વખતે ગુરૂએ મસ્તક પર વસ્ત્ર બાંધી લીધું હતું. પછી તે વૃષભ આકાશમાર્ગે ગમન કરતાં ક્ષણવારમાં ત્યાં તીર્થપર પહોંચ્યો, એટલે ચૈત્યના દ્વાર પાસે તેણે મુનિને વૃષભપરથી નીચે ઉતાર્યા, પછી ત્યાં રહેલ દેવતાઓના તેજને સહન ન કરી શકવાથી આચાર્ય દ્વાર પાસેની પૂતળીની પાછળ શિખર આડે અદશ્ય રીતે છુપાઇ રહ્યા. ત્યાં ત્રણ ગાઉ ઉંચા, એક યોજન વિસ્તૃત તથા પ્રથમ ચક્રવર્ત્તી શ્રી ભરતરાજાએ કરાવેલ ચાર દ્વારયુક્ત મહાચૈત્યને જોઇ અને શાસ્ત્રમાં બતાવેલ પ્રમાણ અને વર્ણયુક્ત પ્રતિમાઓને જોતાં શ્રી વીરમુનિએ એક એક નમસ્કાર સાંભળતાં પ્રમોદપૂર્વક પ્રણામ કર્યા. પછી પ્રભાવના—મહિમા કરવાની ઇચ્છાથી ત્યાંની નિશાનીરૂપે, દેવતાઓએ ચડાવેલ ચોખાના પાંચ છ દાણા તેમણે લઇ લીધા. રાત્રિના પ્રથમ પ્રહરે તે તીર્થયાત્રા નિમિત્તે ચાલ્યા હતા

અને બીજા પ્રહરની એક ઘડી જતાં પ્રથમની જેમ તે પાછા આવ્યા. ત્યાં સુગંધિ અક્ષતના પરિમલથી સુમનસ-દેવોથી વ્યાપ્ત સૌધર્મ વિમાનની જેમ ઉપાશ્રય સુગંધિ બની ગયો. ત્યારે મુનિઓએ પૂછતાં ગુરૂ કહેવા લાગ્યા—'અષ્ટાપદ પર્વતપર દેવોને વંદન કરો.' એ વાત તેમણે શ્રી સંઘને નિવેદન કરતાં તે ચૈત્યમાં એકત્ર થયો અને એ આશ્ચર્ય સંઘે રાજાને જણાવ્યું, તેથી તે પણ કૌતુકથી ત્યાં આવ્યો. અને ગુરૂને બોલાવીને તેણે નિશાની પૂછી ત્યારે ગુરૂ પુનઃ કહેવા લાગ્યા કે—

" वे धउला वे सामला वे रत्तुप्पलवन्न ।
मरगयवन्ना दुन्नि जिण सोलस कंचनवन्न ॥ १ ॥
नियनियमाणि हिं कारविय भरहि जि नयणाणंद ।
ते मइं भाविहिं वंदिया एचउ वीस जिणंद " ॥ २ ॥

એટલે—બે શ્વેત, બે શામળા, બે રક્તકમળ સમાન વર્ણવાળા અને સોળ કંચન સમાન વર્ણવાળા, પોતપોતાના પ્રમાણથી ભરત રાજાએ કરાવેલ તથા નયનને આનંદ ઉપજાવનાર એ ચોવીશે જિનેશ્વરોને મેં ભાવથી વાંદ્યાં છે.'

ત્યારે રાજા બોલ્યા—'તમે પોતાના ઇષ્ટ દેવનું સ્વરૂપ કહેવામાં કુશળ છો, પણ તેથી અમને તેની પ્રતીતિ થતી નથી, માટે બીજી કંઇક નિશાની કહો.' એટલે વર્ણમાં તેમજ પરિમલના ગુણથી અસાધારણ એવા અપૂર્વ અક્ષતો તેમણે લોકો સમક્ષ બતાવ્યા. તે અક્ષત બાર અંગુલ લાંબા અને એક અંગુલ જાડા હતા; જે જોતાં રાજાને ખાત્રી થઇ. તુર્કોએ ભંગ કર્યા પહેલાં તે અક્ષત ઉપાશ્રયમાં હતા અને અષ્ટાપદના પ્રતિબિંબની જેમ શ્રી સંઘ તેની પૂજા કરતો હતો. એ પ્રમાણે સામાન્ય જનોને દુસ્તર એવા અદ્ભુત અતિશયોથી શ્રીમાન્ **વીરગણિ** આચાર્ય તે વખતે જગતને પૂજનીય થઇ પડ્યા.

એકદા રાજાએ એકાંતમાં પોતાના **વીર** નામના મંત્રીને કહ્યું કે—'શાસ્ત્રોક્ત ન્યાયથી રાજ્ય ચલાવતાં અને પંડિતોને આશ્રય કરવા લાયક તથા વચનસિદ્ધ એવા ગુરૂ અને મંત્રી બંને **વીર** મારા મનની પીડાને દૂર કરનાર હોવા છતાં એક ચિંતારૂપ જ્વર મને મહાસંતાપ ઉપજાવે છે. તે સાંભળીને તમે તેનો પ્રતીકાર કરો. એ વાત હું કોઇ આગળ કહી શકતો નથી.'

એ પ્રમાણે સાંભળતાં **વીર** મંત્રીશ્વર બોલ્યા કે—'હે સ્વામિન્! મને આદેશ કરો, હું આપનો સેવક છું, તો શું હું વિપરીત કરવાનો છું?'

ત્યારે રાજાએ જણાવ્યું કે—'મારા અંતઃપુરની રમણીઓ વિદ્યમાન છતાં તેમનો ગર્ભસ્રાવ થાય છે, તો તેનો તમે પ્રતીકાર કરો.' એમ રાજાની આજ્ઞા થતાં મહામંત્રીએ એ વાત શ્રીવીરસૂરિ આગળ નિવેદન કરી. એટલે આચાર્યે તે સ્ત્રી-

કારીને જણાવ્યું કે—' હું વાસક્ષેપ મંત્રી આપું, તે રાણીઓપર નાખો, જેથી તેમને પુત્રો ઉત્પન્ન થશે.' પછી મંત્રીએ ગુરૂના વચન પ્રમાણે કર્યું અને તેથી રાજાને **વલ્લભરાજ** વિગેરે પુત્રો થયા.

હવે એકદા ગુરૂ **અષ્ટાદશશતી** દેશમાં વિચરતાં, સુજ્ઞ જનોથી અલંકૃત એવા ઉંબરિણિ ગામમાં આવ્યા ત્યાં એક વિશુદ્ધ ઉપાશ્રયમાં તેમણે નિવાસ કર્યો. પછી સંધ્યા સમયે કાયોત્સર્ગ કરવાને તે પ્રમોદપૂર્વક પ્રેતવન (સ્મશાન) માં ગયા. એવામાં **પરમાર** વંશમાં હીરા સમાન( **રૂભદ્ર** ) નામના રાજકુમારે તેમને જોતાં અતિભક્તિથી નમસ્કાર કર્યા અને અંજલિ જોડીને જણાવ્યું કે—' હે પ્રભો ! શ્વાપદોથી વ્યાપ્ત આ શ્મશાનમાં તમે ન રહો. ગામમાં કોઇ પ્રાસુક સ્થાનમાં આવીને સુખે રહો.'

ત્યારે ગુરૂ બોલ્યા કે—' મુનિઓ સદા બાહ્ય ભૂમિકામાંજ કાર્યોત્સર્ગ કરે છે.' એમ સાંભળતાં ધીરજ લાવીને તે રાજપુત્ર પોતાના સ્થાને ચાલ્યો ગયો. એવામાં તેને જાંબુનું ભેટણું આવ્યું. એટલે તેનો સ્વાદ લેવાની ઇચ્છાથી તેણે જાંબુફળો તોડ્યાં. તેમાં કૃમિ-જંતુ જોઈ, શંકાથી શિર ધૂણાવતાં તે કહેવા લાગ્યો કે—' ફળોમાં પણ જ્યારે સુક્ષ્મ કૃમિ હોય છે, તો વિવેકી પુરૂષે રાત્રે જોયા વિના ખાવું, તે કેમ યોગ્ય ગણાય ? '

પછી તેણે બ્રાહ્મણોને બોલાવીને પ્રાયશ્ચિત્ત પૂછ્યું. એટલે તેમણે બતાવ્યું કે—' એ પાપની વિશુદ્ધિ માટે સુવર્ણના કૃમિનું બ્રાહ્મણોને દાન કરવું.' એમ સાંભળતાં રાજકુમારે વિચાર કર્યો કે—' આથી તો કલ્પપૂર્વક મારે બીજા કૃમિનો પણ વધ કરવાનો વખત આવે, માટે એ ધર્મ મારા હૃદયમાં સ્થાપન થાય તેમ નથી. હવે કોઇ શમધારી મુનિને એ વિચાર પુછું.'

એવામાં પ્રભાતે જૈનમુનિ ગામમાં આવ્યા ત્યારે રાજપુત્રે ત્યાં આવી પ્રણામ પૂર્વક ગુરૂને પોતાનો સંદેહ પૂછયો. એટલે ગુરૂ વિસ્તારથી ખુલાસો કરતા બોલ્યા કે—' હે ભદ્ર ! સ્થાવર અને ત્રસ જીવો સર્વત્ર રહેલા છે. પૃથ્વી, જળ, અગ્નિ, વાયુ અને વનસ્પતિ એ પાંચ સ્થાવર કહેવાય છે અને બેઇંદ્રિય, તેઇંદ્રિય અને ચૌરિંદ્રિય જીવો ત્રસ સમજવા, તેમજ પંચેંદ્રિય દેવતા, મનુષ્ય તિર્યંચ અને નારક એ પણ ત્રસ ગણાય છે. તેમાં હાથી, મત્સ્ય, મયુરાદિક તે સ્થળચર, જળચર અને ખેચર કહેવાય છે. વળી વનસ્પતિ એ જીવોના આધારરૂપ છે એટલે તેમાં ઘણા જીવો રહેલા છે. તેના મૂળ ફળાદિકમાં ઘણા જીવો ઉત્પન્ન થાય છે અને મરણ પામે છે. તો હે વિવેકી ! જીવોની દયા એજ ધર્મ છે, તે તું વિચારી જો.'

એ પ્રમાણે ગુરૂની વાણી સાંભળતાં રાજકુમાર પ્રતિબોધ પામ્યો અને સર્વ પરિગ્રહનો ત્યાગ કરી અક્ષીણ કલ્યાણ સાધવાને તેણે દીક્ષા અંગીકાર કરી. પછી

પૂર્વ શાસ્ત્રનો અભ્યાસ કરતાં જૈનાગમને વાંચી, જ્ઞાન-ક્રિયામાં તે ગીતાર્થ મહાવિદ્વાન્ થયા. જેમ દીપકથી દીપક પ્રગટે, તેમ તેપોતના ગુરૂ સમાન તેજસ્વી થયા.

એકદા શ્રુતજ્ઞાનથી પોતાના આયુષ્યનો અંત જાણવામાં આવતાં શ્રીવીરસૂરિએ પોતાના મુખ્ય શિષ્ય શ્રીભદ્રમુનિને પોતાના પદે સ્થાપી તેનું **ચંદ્રસૂરિ** એવું નામ રાખ્યું. અને પોતે યોગનિરોધથી સંવરમાં રહી, જીર્ણ ગૃહની જેમ દેહનો ત્યાગ કરીને સ્વર્ગે ગયા. શ્રી વીરગુરૂ બોધ શકિતના આધારરૂપ તે સ્વર્ગલક્ષ્મીના ભોકતા થયા. વિક્રમ સંવત્ ૯૩૮ માં શ્રીવીરસૂરિનો જન્મ થયો થયો હતો. ૯૮૦ માં તેમણે દીક્ષા ધારણ કરી અને ૯૯૧ માં તેઓ સ્વર્ગે ગયા. બેંતાળીશ વર્ષ તેઓ ગૃહસ્થાશ્રમમાં રહ્યા અને અગીયાર વરસ વ્રત પાળ્યું. એમ તેમણે ત્રેપન વરસ આયુષ્ય ભોગવ્યું.

એ પ્રમાણે હે સજ્જનો ! શ્રીવીરસૂરિનું પ્રસિદ્ધ ચરિત્ર તમો શ્રવણ કરો; કે જેથી મહાનંદ-સુખને પ્રગટ કરનાર શ્રીસમ્યકત્વ-લક્ષ્મી તમને વરવાને ઉત્કંઠિત થાય.

**શ્રી ચંદ્રપ્રભસૂરિ**ના પટ્ટરૂપ સરોવરને વિષે રાજહંસસમાન તથા શ્રી **રામ** અને લક્ષ્મીના પુત્ર એવા **શ્રીપ્રભાચંદ્રસુરિ**એ પોતાના વિચારપર લેતાં શ્રીપ્રદ્યુમ્ન મુનિશ્વરે સંશોધન કરેલ, શ્રીપૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી વીરસૂરિના ચરિત્રરૂપ આ પંદરમું શિખર થયું.

તે આ નવીન પ્રદ્યુમ્ન ( કામ ) જય પામો કે જે શિવ ( કલ્યાણ ) ના સહચારી હતા, વળી જેમણે પોતાના પ્રગટ રિપુરૂપ સંતોષને અતુલ [1]પ્રીતિ અને રતિ પણ આપી દીધી. વળી શુભ ધ્યાનના ઉપાયરૂપ જે કવિત્વના ગુણાદિને અમૃતરૂચિ ( ચંદ્ર ) સમાન માનતા હતાં, તથા મદાદિકનો જેણે સર્વથા પરિહાર કર્યો હતો.

ઇતિ-શ્રીવીરસૂરિ-પ્રબંધ.



૧ પ્રીતિ અને રતિ બંને કામદેવની સ્ત્રીઓ કહેવાય છે.



# (૧૬) શ્રી શાંતિસૂરિ–પ્રબંધ.



વાદિવેતાલ, દુર્મંત્રવાદીઓના કાલ રૂપ તથા સર્વ પ્રકારની સિદ્ધિ આપનારા એવા પ્રસિદ્ધ શ્રીમાન શાંતિસૂરિ તમારૂં રક્ષણ કરો. તેમની ભક્તિથી ભાવિત થયેલ હું તેમનું ચરિત્ર રચવાની અભિલાષા કરૂં છું. કારણ કે સૂર્યની સેવાથી સારથી શું આકાશમાર્ગે ચાલવાને સમર્થ નથી ? શોભામાં કૈલાસ સમાન **ગુર્જર** નામે દેશ છે કે જે ધનદ ( કુબેર અથવા દાતારો ) થી અધિષ્ઠિત અને ચારૂમાનસ ( સુંદર માનસ સરોવર અથવા સજ્જનો ) ના સમૂહથી વિભૂષિત છે. ત્યાં **અણહિલ્લપુર** નામે નગર છે કે જ્યાં સંત જનોના વચનામૃતથી, દ્વિજિંહો ( સર્પો અથવા દુર્જનો ) ના વચન રૂપ વિષ કોઈને અસર કરી શકતું નથી. ત્યાં દેશમાંના શત્રુઓનો નિગ્રહ કરનાર, કનક સમાન કાંતિવાળો અને અસાધારણ પરાક્રમી એવો **ભીમ** નામે રાજા હતો.

હવે ચંદ્રગચ્છ રૂપ શુક્તિ ( છીપ ) ને વિષે મુક્તા સમાન તથા સ્વચ્છમતિ મુનિઓના નિધાન રૂપ એવો **થારાપદ** નામે પ્રખ્યાત ગચ્છ છે. ત્યાં સચ્ચા-રિત્ર રૂપ લક્ષ્મીના પાત્ર. ગુણના નિધાન તથા જગતમાં વિખ્યાત એવા શ્રી **વિજયસિંહ** નામે આચાર્ય હતા. તેઓ શ્રી **સંપક** ચૈત્યની પાસેના સ્થાનમાં રહેતાં સૂર્યની જેમ ભવ્ય જન રૂપ કમળને પ્રતિબોધ ( વિકાસ ) પમાડતા હતા.

શ્રી પાટણની પશ્ચિમે **ઉન્નાયુ** નામે ગામ હતું કે જ્યાં લોકો દીર્ઘાયુષી અને સારી સ્થિતિના હતા હતા તથા જે નાનું છતાં સારી પેદાશવાળું હતું. ત્યાં **શ્રીમાલ** વંશનો **ધનદેવ** નામે શ્રેષ્ઠી કે જે વિદ્વાન અને દેવ ગુરૂની સેવા સાધવામાં સાવધાન હતો. સાક્ષાત્ **લક્ષ્મી** સમાન **ધનશ્રી** નામે તેની પત્ની હતી. તેમનો **ભીમ** નામે પુત્ર કે જે પ્રતિભાશાળી પુરૂષોમાં અગ્રેસર હતો. કંબુ ( શંખ ) સમાન કંઠ, વિશાળ લલાટ અને જાનુ પર્યંત ભુજાથી તે અલંકૃત હતો, તેમજ તેના હાથ પગ, છત્ર, ધ્વજ અને પદ્મના લાંછનથી વિભૂષિત હતા. વળી તે સર્વ લક્ષણોથી સંપૂર્ણ અને પુણ્ય તથા નિપુણતાનું એક સ્થાન હતો. ગુરૂ મહારાજે સંઘ ( ગચ્છ ) નો ભાર ધારણ કરવામાં તેને સમર્થ સમજીને પ્રૌઢ બુદ્ધિવાળા તે

વિહાર કરતાં ઉન્નતાયુ ગામમાં પધાર્યા, એટલે નિર્મળ જ્ઞાનથી ભવિષ્યનું હિત જાણતા આચાર્ય ત્યાં ચૈત્યમાં શ્રી આદિનાથને પ્રણામ કરીને તે શેઠના ઘરે ગયા; અને **ધન**દેવ પાસે તેમણે **ભીમ**ની માગણી કરી એટલે શેઠ બોલ્યા કે—'જો મારો પુત્ર આપના કાર્યમાં ઉપયોગી અર્થાત્ કાર્યસાધક થાય, તો હું કૃતકૃત્ય છું.' એમ કહીને તેણે આ લોક અને પરલોકના કલ્યાણ માટે પોતાનો પુત્ર આચાર્યને અર્પણ કર્યો. પછી શ્રેષ્ઠીની અનુમતિથી ગુરૂ મહારાજે મિથ્યાદષ્ટિઓને ભીમ ( ભયંકર ) તથા ઉત્કટ પ્રતિભાબળથી વિરાજિત એવા ભીમને શુભ દિવસે દીક્ષા આપી અને તે શિષ્યનું **શાંતિ** એવું નામ રાખ્યું. પછી જાણે પ્રથમથી સંકેત કરેલ હોય તેમ સમસ્ત કળાઓના તે જ્ઞાતા થયા તથા અનુક્રમે સમગ્ર શાસ્ત્રરૂપ સમુદ્રનાં પારગામી થયા. એટલે શ્રી **શાંતિ** મુનિને શાસ્ત્રજ્ઞાતા સમજીને ગુરૂ મહારાજે તેમને આચાર્યપદે સ્થાપ્યા તથા ગચ્છનો ભાર સોંપી ભવદવ ટાળવા પોતે અનશન આદરીને સ્વર્ગે ગયા.

હવે શ્રી શાંતિસૂરિ અણહિલ્લપુરમાં શ્રીમાન્ **ભીમ**રાજાની રાજસભામાં **કવીંદ્ર** અને **વાદિચક્રી** તરીકે પ્રખ્યાત થયા.

એવામાં એકદા અવંતિદેશનો રહેવાસી, **સિદ્ધસારસ્વત** તરીકે પ્રસિદ્ધિ પામેલ અને જાણે બીજો પ્રચેતસ હોય એવો **ધનપાલ** નામે કવિ હતો. તેને બે દિવસ ઉપરાંતના દહિંમાં જંતુ બતાવી જે ગુરૂ મહારાજે પ્રતિબોધ પમાડયો, તે શ્રી **મહેંદ્ર** ગુરૂની વાણીથી દઢ સંબંધમાં આવતાં તેણે **તિલકમંજરી** નામની કથા બનાવીને પૂજ્ય ગુરૂને વિનંતી કરી કે—' આ કથાનું સંશોધન કોણ કરશે ? '

ત્યારે આચાર્ય મહારાજે વિચારીને આદેશ કર્યો કે—' તારી કથાનું શ્રી શાંતિસૂરિ સંશોધન કરશે.' એમ સાંભળતાં તે ધનપાલ કવિ પાટણમાં આવ્યો.

હવે તે અવસરે સૂરિતત્ત્વના સ્મરણમાં તત્પર એવા આચાર્ય દેવતાના સમયે મહ-ઉપાશ્રયમાં ધ્યાનલીન હતા. એટલે તેમની રાહ જોઇ બેસી રહેલ ધનપાલ કવીશ્વર, નૂતન અભ્યાસી શિષ્ય આગળ એક અદ્દભુત શ્લોક બોલ્યો. તે આ પ્રમાણે—

" खचरागमने खचरो हृष्टः खचरेणांकितपत्रधरः ।
खचरवरं खचरश्चरति खचरमुखि ! खचरं पश्य " ॥ १ ॥

એ શ્લોક બોલતાં કવિએ જણાવ્યું કે—' હે મુનિ ! જો આનો અર્થ જાણતા હો, તો કહી બતાવો.' એટલે કવિનું વચન સાંભળતાં તે પંડિત શિષ્યે વિના કષ્ટે તે શ્લોકની વ્યાખ્યા કરી બતાવી. જે સાંભળી હર્ષ પામતાં ધનપાલ

કવિએ કહ્યું કે—' આ તો શું માત્ર છે ? શ્રી શાંતિસૂરિના હાથનો પ્રભાવ ભારે દેખાય છે.' પછી તેણે મેઘ સમાન પ્રખર ધ્વનિથી ત્યાં સર્વજ્ઞ અને જીવની સ્થાપનાનો ઉપન્યાસ રચ્યો. તેવામાં ગુરૂમહારાજ આવીને સિંહાસનપર બિરાજમાન થયા; અને તેમણે એક પ્રાથમિક પાઠને ઉચિત એવા શિષ્યને કહ્યું કે—' હે વત્સ ! અત્યારે આ થાંભલાના આધારે બેસીને તેં શું કર્યું. ? '

ત્યારે તે બોલ્યા કે—' આ કવિએ જે કહ્યું, તે મેં બધું ધારી લીધું છે.' આથી ગુરૂએ કહ્યું—' તો તે કહી બતાવ.' એમ ગુરૂના કહેવાથી કદાગ્રહનો સંહાર કરવામાં સમર્થ એવા તે શિષ્યે સ્પષ્ટ અને ધીર વાણીથી તે બધું કહી સંભળાવ્યું જે સાંભળતાં ધનપાલ કવિ અત્યંત આશ્ચર્ય પામીને કહેવા લાગ્યો—' આબાલર્ષિરૂપે શું સાક્ષાત્ ભારતી–સરસ્વતી છે ? માટે હે ભગવન્ ! બુદ્ધિના નિધાન તથા ભારે સંદેહરૂપ શૈલને ભેદવામાં વજ્ર સમાન એવા આ સાધુનેજ મારી સાથે મોકલો.'

એટલે આચાર્ય બોલ્યા—'પરશાસ્ત્રનો અભ્યાસ કરનાર એ શિષ્યનો અત્યારે ક્લિષ્ટ પ્રમાણશાસ્ત્રો ભણવાનો સમય છે, માટે એના શાસ્ત્રસમુદ્રરૂપ પાત્રને વાદીઓ કલ્લોલિત કરી નાખે, તેથી એને અભ્યાસથી રહિત ન કરવો, એવી અમારી ઇચ્છા છે.'

ત્યારે સિદ્ધસારસ્વત તે કવીશ્વર કહેવા લાગ્યો કે—' હે ભગવન્ ! આપ આપના ચરણ–કમળથી **માલવદેશને** અલંકૃત કરો.'

એમ સાંભળતાં ગુરૂ બોલ્યા—' આ સંબંધમાં જો તમારો વધારે આગ્રહ હોય, તો પ્રધાન આચાર્યસહિત શ્રી સંઘની સદા અનુમતિ લેવાની જરૂર છે.' પછી શ્રી સંઘની અનુમતિથી મોટા પરિવારયુક્ત એવા ભીમરાજાના પ્રધાનો સહિત તેમણે **અવંતિદેશ** ભણી વિહાર કર્યો. ત્યાં માર્ગે વિચરતાં રાત્રે સરસ્વતી દેવીએ ભારે પ્રસાદ લાવીને તેમને સ્પષ્ટ શબ્દોમાં આદેશ કર્યો કે—' ચતુરંગ સભા સમક્ષ તમે પોતાનો હાથ ઉંચો કરશો, એટલે દર્શનનિષ્ણાત બધા વાદીઓ પરાજિત થશે.' પછી આગળ ચાલતાં **શ્રીભોજરાજા ધારાનગરીથી** હર્ષપૂર્વક પાંચ કોશ તેમની સન્મુખ આવ્યો. તે વખતે એક એક વાદીના વિજયમાં પ્રતિજ્ઞાથી પણ કરતાં તે બોલ્યો કે—' મારા વાદીઓને કોણ જીતી શકે તેમ છે ? દરેક વાદીના જયમાં હું એક એક લક્ષ દ્રવ્ય આપીશ. મારે ગુજરાતના શ્વેતાંબર ભિક્ષુનું બળ અવશ્ય જોવું છે.'

પછી ત્યાં રાજસભામાં પોતપોતાનો પક્ષ કરતા બધા દર્શનોના ચોરાશી વાદીંદ્રોને આચાર્યે જીતી લીધા. સ્પષ્ટ વક્તા અને ન્યાયમાંજ એક બુદ્ધિ ધરાવનાર એવા સૂરિએ પ્રતિદિવસે એકએકને ઉંચો હાથ કરીને અનાયાસે જીતી

લીધા. એટલે રાજાએ ચોરાશી લક્ષ દ્રવ્ય આપીને તરત સિદ્ધસારસ્વત કવિને બોલાવ્યો. તેની પાછળ બીજા ઘણા વાદીઓ આવ્યા. એટલે પાંચસેં વાદીઓના જયમાં પાંચ કોટિ દ્રવ્યના વ્યયથી રાજા ભય પામ્યો. ત્યાં ધનપાલ કહેવા લાગ્યો કે—'આ જૈનર્ષિનું નામ શું ?'

ત્યારે રાજાએ જણાવ્યું કે—'આ આચાર્યનું શાંતિ એવું શુદ્ધ નામ છે, અને શાંતિનામથી એ **વાદઓના વેતાલ** તરીકે પ્રસિદ્ધ છે. માટે વાદનો નિષેધ કરી, અહીં એમનો સત્કાર કરીને મોકલીએ, વળી કથા શોધક તરીકે પણ અહીં હું એમને નિયુક્ત કરતો નથી. નહિ તો મારી સભા જીતીને કોણ સ્વસ્થતાથી જાય છે ? ગુજરાતના પાંચ દશ લાખ તો તરત થઈ જાય તેમ છે. એમ બાર લાખ તો થયા છે. વળી સાઠ હજાર મેં આપ્યા છે. માટે હવે બુદ્ધિના નિધાન એવા ધનપાલની કથા શોધાવવી છે.' એમ ધારીને તેણે શ્રીશાંતિસૂરિને ત્યાં સ્થાપન કર્યો. વળી બાર લાખથી રાજાએ ત્યાં ચૈત્યો કરાવ્યાં અને બાકીના રહેલ સાઠ હજાર કે જે રાજાએ આપ્યા હતા, તે આચાર્યે **ધારાપદ્રપુરમાં** મોકલી આપ્યા. ત્યાં શ્રી **આદિનાથના** ચૈત્યમાં મૂળનાયક પ્રભુની ડાબી બાજુએ તેમણે એક દેવકુલિકા ( દેરી ) કરાવી તથા એક મોટો રથ કરાવ્યો. પછી તેમણે ધનપાલની કથા બરાબર શોધી આપી. એટલે રાજાએ આચાર્યને **વાદિવેતાલનું** બિરૂદ આપ્યું.

એવામાં ગુર્જરેશના આગ્રહથી તેઓ કવીશ્વરસહિત પાછા ફરીને લક્ષ્મીના સ્થાનરૂપ **પાટણમાં** પધાર્યા. ત્યાં આગળ **જિનદેવ** શેઠના **પદ્મ** નામના પુત્રને પૂર્વે સર્પ ડંસ્યો હતો, એટલે સર્વપક્ષના માંત્રિકોએ અનેક મંત્ર અને ઔષધોપચાર કર્યા, છતાં તે સ્વસ્થ ન થયો, તેથી સ્વજનોએ સાથે મળી તેને એક ખાડામાં નાખ્યો. કારણ કે સર્પે ડંસેલને ફરી જીવાડવાના આશયથી તેની એવી વ્યવસ્થા કરવામાં આવતી; એમ શિષ્યોના જાણવામાં આવતાં તેને જીવાડવા માટે તેમણે ગુરૂને વિનંતિ કરી. તેથી આચાર્ય જિનદેવના ઘરે ગયા અને તેમણે તેને સ્વસ્થ કરવા માટે જણાવ્યું. પછી જિનદેવને તેમણે કહ્યું કે—'તે સર્પે ડંસેલ, અમને પૃથ્વીમાંથી બહાર લાવીને બતાવો.' એમ સાંભળતાં જિનદેવ તે ગુરૂ સાથે સ્મશાનમાં ગયો. ત્યાં ભૂમિ ખોદીને તેને બહાર કઢાડયો. એટલે આચાર્યે અમૃત તત્ત્વનું સ્મરણ કરતાં હાથવતી તેના દેહનો સ્પર્શ કર્યો. જેથી તે પદ્મ તરત ઉઠ્યો અને પદ્મસમાન પોતાના મુખને વિકસિત કરતાં પદ્મે ગુરૂના ચરણે નમસ્કાર કર્યા અને જણાવ્યું કે—'હે તાત ! હું, સ્વજનો તથા ગુરૂ મહારાજ અહીં શામાટે આવ્યા છે ?' એટલે જિનદેવે બધો વૃત્તાંત કહી સંભળાવ્યો, જેથી તે હર્ષ પામ્યો. પછી મહોત્સવપૂર્વક ગુરૂની સાથે તે પોતાના સ્થાને આવ્યો. ત્યાં જિનદેવે ગુરૂ મહારાજને ભક્તિપૂર્વક વિદાય કરતાં તે પોતાના ઉપાશ્રયમાં આવ્યા. કારણ કે ઉપકારી ગુરૂના પગલાં પોતાના ઘરે થાય, એ તો અહોભાગ્યની વાત છે.

હવે શ્રી શાંતિસૂરિમહારાજ ચૈત્યમાં રહીને બત્રીશ શિષ્યોને પ્રમાણ શાસ્ત્ર ભણાવવા લાગ્યા. એવામાં ચૈત્ય પરિપાટી કરવાની ઇચ્છાથી **નડ્ડૂલનગર** થકી શ્રી **મુનિચંદ્રસૂરિ અણુહિલ્લપુરમાં** આવ્યા.

ત્યાં ભારે સંપત્તિથી સુશોભિત જિનાલયમાં શ્રીઋષભસ્વામીને વંદન કરીને તેમણે આચાર્ય મહારાજને પ્રણામ કર્યા. તેમણે અન્ય જનોની પ્રજ્ઞામાં ન આવી શકે અને દુર્બોધ એવા બૌદ્ધતર્કોના પ્રમેય બધા ધારી લીધા હતા. એટલે અભ્યાસમાં એકાગ્ર ધ્યાન રાખતાં ત્યાં આવી પુસ્તક વિના આગળ બેસીને તેમણે દશ દિવસ સુધી તે બધું સાંભળ્યું.

એવામાં એકદા દુર્ઘટ પ્રમેય ગુરૂએ અનેકવાર સમજાવ્યા છતાં શિષ્યોના સમજવામાં ન આવવાથી ગુરૂ ખેદ પામ્યા, અને 'આ તો ભસ્મમાં ઘૃત નાખવા જેવું થયું' એમ કહીને તેમણે નિસાસો નાખ્યો. ત્યારે શ્રી મુનિચંદ્રસૂરિએ ગુરૂ મહારાજને વિનંતિ કરી કે—જે પ્રકૃષ્ટ પ્રજ્ઞાથી ઉન્નત છે, તથા જે પુસ્તક લઈને અભ્યાસ કરે છે, તેઓજ અહીં ગુરૂની સમક્ષ બેસીને બોલી શકે છે કે સર્વથા અલક્ષિત અને બહારથી આવેલ હોય, તે પણ બોલવા પામે છે કે નહિં ? હે ભગવાન્ ! તે જણાવો.'

એ પ્રમાણે હૃદયને ચમત્કાર પમાડનાર તેમનું વચન સાંભળતાં ગુરૂ બોલ્યા 'શિષ્યોની પ્રજ્ઞાનો અમારે પક્ષપાત છે, અન્ય કંઇ કારણ નથી. આજથી પૂર્વે સોળમે દિવસે જે અમે દુર્ઘટ વ્યાખ્યાન કર્યું હતું, તે અભિપ્રાયથી આજે તેનું વિવેચન કરી બતાવ્યું,' એમ સાંભળતાં, ગત દિવસ સુધી જેટલા દિવસ તેમણે જે અનુક્રમે વ્યાખ્યાન કર્યું હતું, પરવિદ્વાનોને દુઃશ્રવ એવું તે બધું અનુક્રમથી તે સુજ્ઞ મુનિચંદ્રસૂરિએ વ્યાખ્યાન કરી બતાવ્યું. જે સાંભળતાં ભારે સંતોષ પામીને શ્રી શાંતિસૂરિએ તેમને આલિંગન આપ્યું અને પોતાની નજીક બેસારીને જણાવ્યું કે—'તમે તો રેણુથી આચ્છાદિત થયેલ રત્ન છો. હે વત્સ ! હે સરળમતિ ! મારી પાસે પ્રમાણશાસ્ત્રોનો અભ્યાસ કર આ નશ્વર દેહનો અહીં લાભ લઇ લે.'

ત્યારે મુનિચંદ્રસૂરિએ પુનઃ વિનંતિ કરી કે—'હે પ્રભો ! સ્થાનના અભાવે અહીં શી રીતે અભ્યાસ કરવો ? કારણ કે અહીં તેવું સ્થાન દુર્લભ છે' આથી તેમણે ટંકશાળાની પાછળના ભાગમાં શ્રાવકો પાસેથી તેમને રહેવા માટે સુંદર સ્થાન અપાવ્યું. પછી ષટ્દર્શનના પ્રમાણ શાસ્ત્રોનો તેમણે પરિશ્રમવિના અભ્યાસ કરી લીધો, કારણકે અધ્યાપક—અભ્યાસીનો આવો યોગ થવો દુર્લભ છે. પછી તે નગરમાં સર્વ સંઘના ચારિત્રધારી સુવિહિત સાધુઓના ઉપાશ્રયો થયા, ત્યાં શ્રી શાંતિસૂરિએ વાદી **દ્રરૂપ** નાગને દમવામાં નાગદમની સમાન **ઉત્તરાધ્યયન** ગ્રંથની

ટીકા બનાવી, તેમાંથી સ્ત્રીનિર્વાણનો પાઠ ઉદ્ધરીને મુનિચંદ્રસૂરિના શિષ્ય શ્રી દેવચંદ્રસૂરિએ **સિદ્ધરાજની** સમક્ષ વાદ કરતાં દિગંબરને જીતી લીધો. તેમના વચનથી મિશ્ર તે ટીકા વિદ્વાનોને પણ દુ:સાધ્ય છે.

એકદા **માલવ** દેશમાં **ધનપાલ** કવિએ **ધર્મ** પંડિતને જીતી લેતાં તેણે કહ્યું કે—'મહીપીઠપર તું એકજ કવિ છે' ત્યારે ધનપાલે તે પંડિતને જણાવ્યું કે—'અણહિલ્લપુરમાં શ્વેતાંબરાચાર્ય શ્રી શાંતિસૂરિ સમાન અન્ય કોઇ નથી.' આથી તેમને જોવાની ઇચ્છાથી **ધર્મ**પંડિત કેટલેક દિવસે સ્વર્ગ લક્ષ્મીના ગર્વને તોડનાર એવા પાટણ નગરમાં આવ્યો. ત્યાં ધારાપદ્ર ચૈત્યની પાસે આવેલ મઠમાં ગુરૂ હતા. એટલે દિવસના પાછલા પહોરે પંડિત દર્શનમાં કૌતુક ધરાવનાર ધર્મપંડિત તે મઠ પાસે ગયો. તે વખતે ખસથી વ્યથા પામતા ગુરૂ દ્વાર બંધ કરી, જીર્ણ વસ્ત્ર પહેરીને શરીરને ઔષધ ચોળતા હતા. એટલે કુંચી લગાડવાના છિદ્રમાંથી યતિઓએ બતાવેલ ગુરૂને જોતાં તેણે વિચાર કર્યો કે—'આને તો હું પ્રશ્નમાત્રથી જીતી લઇશ.' એમ ધારી તેણે પ્રશ્ન કર્યો કે—'તું કોણ છે?'

ગુરૂએ સ્પષ્ટ જવાબ આપ્યો—'દેવ.'

ત્યારે તેણે પુન: પ્રશ્ન કર્યો—'દેવ, કોણ?'

ગુરૂ બોલ્યા—'હું.'

એટલે પંડિતે કહ્યું—'હું કોણ?'

ગુરૂ બોલ્યા—'તું શ્વાન.'

પંડિત બોલ્યો—'શ્વાન કોણ?'

ગુરૂએ જવાબ આપ્યો—'તું?'

ત્યારે ફરી તેણે પૂછ્યું—'તું કોણ?'

એટલે ગુરૂએ તેને પ્રથમની જેમ ઉત્તર આપ્યો. એ પ્રમાણે અનંતાનંતની જેમ તેમનું ચક્ર ચાલ્યું, આથી ધર્મવાદી ચમત્કાર પામ્યો. પછી દ્વાર ઉઘાડતાં તેણે આવીને વિતંડાવાદની વાકયરચના શરૂ કરી. છેવટે જ્યારે તે વિતંડાવાદથી વિરામ પામ્યો, ત્યારે તેના કથનાનુસારે આચાર્યે તેને બધું કહી સંભળાવ્યું અને પુન: બોલ્યા કે—'તારો યોગ પટ્ટાદિક વેષ મને આપ, તો તારી બધી અંગ ચેષ્ટા હું કરી બતાવું.' વાદીએ તેમ કરતાં પોતે અત્યંત આશ્ચર્ય પામ્યો, અને પગે પડીને કહેવા લાગ્યો કે—'હું તમને જીતવાને સમર્થ નથી, તેમજ શ્રીમાન્ પંડિત છો. ધનપાલે કહેલ વચનની

હવે મને ખાત્રી થઇ. તેવો કવિ શું અસત્ય બોલે ? ' એમ કહી અભિમાન તજીને તે પોતાના સ્થાને ચાલ્યો ગયો. અહંકારી પ્રત્યે મૃદુતા વાપરવી એજ તેને શાંત કરવાનું પરમ ઔષધ છે.

એવામાં એકદા **દ્રવિડ** દેશનો વાદી આવ્યો. તે કંઇ પણ હાકાર વિગેરે અવ્યક્ત ભૈરવ ( ભયંકર ) શબ્દ બોલવા લાગ્યો, આચાર્ય જો કે તેની ભાષા જાણતા હતા, છતાં કૌતુકથી ભીંતપર રહેલ ઘોડા ઉપર હાથ દઇને તે સ્ફુટ કહેવા લાગ્યા કે—' કહે, તું અન્ય દેશના વાદી સાથે મળતો છે ? અવ્યક્તવાદી એ પશુની જેમ તિર્યંચ આકૃતિને યોગ્ય છે. ' એમ આચાર્યે કહેતાં **સારસ્વત** મંત્રના પ્રભાવે તે અશ્વાકૃતિએ કષ્ટથી પણ જેનો જવાબ ન આપી શકાય તેવા ગહન વિકલ્પો અત્યંત વેગથી કહી બતાવ્યા, કે જેથી તે નિરૂત્તર થતાં પશુ જેવો બની ગયો, પછી તે ખેદ પામીને ત્યાંથી ક્યાંક ચાલી જતાં લોકો કહેવા લાગ્યા કે—' સરસ્વતીના વરદાનથી આ વાદિ વેતાલ વિદ્યમાન છતાં અન્ય કોઇ વાદી ઉભો રહી શકે તેમ નથી. '

એક દિવસે શ્રીશાંતિસૂરિએ ધારાપદ્ર પુરમાં વિહાર કર્યો. ત્યાં શ્રી **નાગિની** દેવી વ્યાખ્યાન અવસરે નૃત્ય કરવા આવી. તેણીના પટ્ટપર ગુરૂએ બેસી જવા માટે વાસક્ષેપ નાખ્યો. એમ દેવી સાથે ગુરૂનો સમય પ્રવર્ત્તવા લાગ્યો. એવામાં એકદા વિચિત્રતાથી ગુરૂ તેનાપર વાસક્ષેપ નાખતાં ભૂલી ગયા. તેમ તેને આસન પણ ન મોકલ્યું, તેથી તે લાંબો વખત ઉંચેજ અધર ઉભી રહી, પછી રાત્રે ગુરૂ ધ્યાનમાં બેઠા, ત્યારે તે દેવી સ્વરૂપે ગુરૂને ઉપાલંભ આપવા મઠમાં આવી, એટલે ત્યાં ઉદ્યોત અને રતિ કરતાં અધિક રૂપવતી રમણીને જોઇને આચાર્યે પ્રવર્ત્તક મુનિને જણાવ્યું કેઃ—

' હે મુનિ ! શું અહીં સ્ત્રી આવી છે ? '

ત્યારે મુનિ બોલ્યા—' એ હું જાણતો નથી. ' એવામાં દેવી પોતે કહેવા લાગી કે—' આપના વાસક્ષેપના અભાવે ઉંચે રહેતાં મારા ચરણે પીડા થાય છે. આવા શ્રુતજ્ઞાનમય આપને પણ વિસ્મૃતિ થઇ ગઇ, તો એ લક્ષણથી હવે આપનું આયુષ્ય છ મહિના જેટલું શેષ લાગે છે. માટે ગચ્છની વ્યવસ્થા કરીને પરલોકનું સાધન કરો. એમ મારા જાણવામાં આવવાથી હું આપને નિવેદન કરૂં છું ' એમ કહીને દેવી અંતર્ધાન થઇ ગઇ.

પછી પ્રભાતે પોતાના ગચ્છ તથા સંઘ સાથે વિચાર ચલાવી, બત્રીશ સુપાત્રોમાંથી ત્રણ વિદ્વાન મુનિઓને તેમણે આચાર્યપદે સ્થાપન કર્યા. તે **શ્રી વીરસૂરિ, શ્રી શાલિભદ્રસૂરિ** તથા **શ્રી સર્વદેવસૂરિ** સાક્ષાત્ જાણે રત્નત્રયી

( જ્ઞાન, દર્શન, ચારિત્ર ) હોય તેમ સદ્વ્રતથી અલંકૃત અને અસાધારણ તેજથી દીપવા લાગ્યા. તેમાં શ્રી વીરસૂરિની શિષ્ય પરંપરા ન થઇ, રાજપુરી ગામમાં તેમનું યશોજીવન શાશ્વત રહ્યું. તેમજ પંડિતોથી પરવરેલ બે શાખામાં અદ્યાપિ શ્રી સંઘનો ઉદ્ધાર કરવામાં ધુરંધર એવા આચાર્યો વિદ્યમાન છે.

હવે શ્રી શાંતિસૂરિ મહારાજ, યશ શ્રાવકના સોઢ નામના પુત્રની સાથે રૈવતાચલ પ્રત્યે ચાલ્યા અને ત્વરિત પ્રયાણોથી થોડા દિવસમાં તેઓ ગિરનાર તીર્થપર પહોંચ્યા. ત્યાં શ્રી નેમિપ્રભુનું ધ્યાન લગાવીને તેમણે અનશન કર્યું. એટલે ધર્મધ્યાનરૂપ અનલથી ભવપીડારૂપ લતાને દગ્ધ કરતાં તથા ક્ષુધા, તૃષા, નિદ્રા વિગેરેને ન જાણતાં સમાધિમાં રહી, જગતને નમસ્કાર કરવા યોગ્ય એવા શ્રી શાંતિસૂરિ પચીશ દિવસ વ્યતીત કરીને વૈમાનિક સુરસંપત્તિ પામ્યા. વિક્રમ સંવતના ૧૦૯૬ વર્ષ જતાં જેઠ માસની શુકલ નવમીને મંગળવારે કૃત્તિકા નક્ષત્રમાં શ્રી શાંતિસૂરિએ સ્વર્ગગમન કર્યું.

એ પ્રમાણે પૂર્વના શ્રી સિદ્ધસેન પ્રમુખ આચાર્યોના ચરિત્રોનું અનુકરણ કરનાર વાદિવેતાલ શ્રી શાંતિસૂરિનું આ ચરિત્ર, આધુનિક તેમજ પ્રાચીન વિદ્વાનોમાં પ્રસિદ્ધિ પામતાં સંપત્તિ નિમિત્તે થાઓ અને સેંકડો બુધજનોના સમ્યક્ પ્રકારે અભ્યાસમાં આવતાં યાવચ્ચંદ્રદિવાકરૌ પ્રસિદ્ધિ પામો.

શ્રી ચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન અને **શ્રી રામ** તથા લક્ષ્મીના પુત્ર એવા **શ્રી પ્રભાચંદ્રસૂરિએ** પોતાના વિચાર પર લેતાં, શ્રીપ્રદ્યુમ્નાચાર્યે સંશોધન કરેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્ર રૂપ રોહણાચલને વિષે શ્રી શાંતિસૂરિના ચરિત્રરૂપ આ સોળમું શિખર થયું.

ઇતિ શ્રી શાંતિસૂરિ પ્રબંધ.





# (૧૭) શ્રી મહેંદ્રસૂરિ–પ્રબંધ.






માન્ **મહેંદ્ર**સૂરિને અમે નમસ્કાર કરીએ છીએ કે જે અગણ્ય પુણ્યરૂપ વસ્તુને સ્થિર કરવામાં કોલરૂપ છે.

શ્રી ધનપાલ કવિના ગુણગાન કરવામાં કોણ આળસ કરે ? કે જેના અચળ વિશ્વાસપર સરસ્વતી, પથ્ય (હિતકર) વચન પ્રેરતી હતી. આંતર શત્રુઓના કાલરૂપ તે શ્રી ધનપાલ કોને શ્લાઘનીય ન હોય ? કે મિથ્યાત્વરૂપ વિષને દૂર કરવામાં જેની બુદ્ધિજ સિદ્ધાજ્ઞારૂપ હતી. ગુરૂના ચરણનો દાસ બની હું તે આચાર્યનું ચરિત્ર કહીશ, અને તેથી પોતાના આત્માને નિર્મળ બનાવીશ તથા જન્મનું ફળ ગ્રહણ કરીશ.

**અવંતિ** નામે દેશ કે જ્યાં નવ (નૂતન) ભોગીજનો નિવાસ કરે છે. ત્યાં પુરૂષાર્થોના આધારરૂપ **ધારા** નામે નગરી છે કે જ્યાં દાન આપવામાં કલ્પવૃક્ષ સમાન ઘણા દાતારો હોવાથી **અમરાવતી** જેની આગળ અસાર જેવી લાગે છે. ત્યાં અદ્‌ભુત વૈભવશાળી **શ્રીભોજ** નામે રાજા હતો કે જેના મુખ–કમળમાં ભારતી અને **લક્ષ્મી** કલેશ વિના નિવાસ કરતી હતી. આકાશમાં વ્યાપી રહેલ જે રાજાના યશરૂપ ગંગાના તીરે વિધાતા પૂજાવિધિને માટે ચંદ્રમાને નાળીયેરરૂપે બનાવ્યો.

હવે મધ્યદેશમાં આવેલ **સંકાશ્ય** ગામમાં રહેનાર તથા બૃહસ્પતિ સમાન એવો **દેવર્ષિ** નામે બ્રાહ્મણ હતો. અસાધારણ પરાક્રમી **સર્વદેવ** નામે તેનો પુત્ર હતો કે જેના બ્રાહ્મણ સંબંધી વિશિષ્ઠ આચાર વિચારથી શિષ્ઠજનો સંતુષ્ટ થયા હતા. તેના **ધનપાલ** અને **શોભન** નામે બે પુત્રો હતા કે જે મોટા વિદ્વાનોને પણ ભારે માનનીય હતા.

એકદા ત્યાં શ્રી **ચાંદ્રગચ્છ**રૂપ કમળને વિકાસ પમાડવામાં ભાસ્કર સમાન તથા શ્રુતસાગરના પારંગામી એવા શ્રી મહેંદ્રસૂરિ પધાર્યા. વ્યાખ્યાનથી લોકોના સંશયને છેદતા તે પ્રસિદ્ધ આચાર્ય **સર્વદેવ** બ્રાહ્મણના સાંભળવામાં આવ્યા. એટલે તે વિપ્ર તેમના ઉપાશ્રયમાં ગયો, ત્યાં ગુરૂએ તેનું સન્માન કર્યું પછી તે

ત્રણ અહોરાત્ર ત્યાંજ સમાધિપૂર્વક બેસી રહ્યો. ત્યારે ગુરૂએ તેને પૂછયું કે—'હે સુજ્ઞ શિરોમણિ ! તમે અમારી પરીક્ષા કરવા અહીં આવ્યા છો કે બીજું કાંઇ પ્રયોજન છે ?'

ત્યારે બ્રહ્માની જાણે બીજી મૂર્ત્તિ હોય એવો દ્વિજોત્તમ કહેવા લાગ્યો કે—'મહાત્માઓનું માહાત્મ્ય જોવામાં સુકૃત ઉપાર્જન થાય છે. અમારૂં કંઇક કામ છે અને તેટલા માટે અમે આવ્યા છીએ, પણ હે ગુણનિધાન ! તે રહસ્ય વાતની જેમ બીજાઓને કહેવા યોગ્ય નથી.'

એટલે ગુરૂમહારાજ એકાંતમાં બેસીને તેને કહેવા લાગ્યા કે—'હે ભદ્ર ! જે કહેવા યોગ્ય હોય, તે કહો.'

એમ સાંભળતાં તે બ્રાહ્મણ બોલ્યો કે—'મારો પિતા પુણ્યવાન્ હતો, તે રાજમાન્ય હોવાથી સદા લાખોનું દાન પામતો હતો. તેથી મારા ઘરે નિધાનની શંકા છે. એ બધો તૃષ્ણાનો વિલાસ છે. માટે એ બધો વૃત્તાંત જાણી પરોપકાર કરવામાં સદા તત્પર એવા તમે મારાપર અનુગ્રહ લાવીને નિધાન બતાવો કે જેથી કુટુંબસહિત આ બ્રાહ્મણ પોતાના સ્વજનો સાથે દાન-ભોગથી વિલાસ કરી શકે. માટે હે ભગવન્ ! આપ પ્રસન્ન થઇને મને તેવું સ્થાન બતાવો.'

ત્યારે ગુરૂમહારાજ તેની પાસેથી થનાર ઉત્તમ શિષ્યનો લાભ વિચારીને કહેવા લાગ્યા કે-'હે બુદ્ધિનિધાન ! અમે તમારૂં કામ બરાબર કરી આપીશું. પરંતુ આવી ગુપ્ત વાત અમે તમને કહીએ, તે બદલ તમે અમને કંઇ નહિ આપો?'

વિપ્રે જણાવ્યું—'હે સ્વામિન ! તેમાંનું હું અર્ધ તમને અવશ્ય આપીશ.'

ગુરૂ બોલ્યા—'અમે તમારી વસ્તુમાંથી ઇચ્છાનુસાર અર્ધ લઇશું, માટે આ બાબતમાં સાક્ષીઓ રાખો. કારણ કે આ દ્રવ્યની બાબત છે.'

ત્યારે બ્રાહ્મણે કહ્યું—'વેદવેદાંગ શાસ્ત્રોની વ્યાખ્યા કરનાર હું અસત્ય કેમ બોલું ? તથાપિ આપના વિશ્વાસની ખાતર ભલે સાક્ષીઓ રહે.' પછી ત્યાં રહેલા લોકોને સાક્ષી બનાવીને ગુરૂએ તે માન્ય રાખ્યું.

એવામાં અહીં હર્ષિત થયેલ બ્રાહ્મણે ઘરે આવીને તે વાત પોતાના બંને પુત્રોને કહી સંભળાવી. પછી શુભ દિવસે તેણે આચાર્યને પોતાના ઘરે બોલાવ્યા, એટલે જ્ઞાનથી તે ભૂમિ જાણી નિશ્ચય કરીને ગુરૂએ જણાવ્યું, ત્યાં ભૂમિ ખોદાવીને બ્રાહ્મણે તે ધન મેળવ્યું. તેમાંથી ચાળીશ લાખ સોના મ્હોરો નીકળી જે સાક્ષાત્ નજરે જોવા છતાં નિઃસ્પૃહશિરોમણિ ગુરૂ પોતાના ઉપાશ્રયમાં ચા-

ક્યા ગયા. એટલે શ્રીમાન સર્વદેવ અને મહેંદ્રપ્રભુ વચ્ચે વિપ્ર દ્રવ્ય આપતો અને ગુરૂ લેતા નહિ—એ વાદ લગભગ એક વરસ ચાલ્યો.

એકદા પોતે સત્યપ્રતિજ્ઞ હોવાથી બ્રાહ્મણ આચાર્યને કહેવા લાગ્યો કે—'જે દ્રવ્ય તમને આપવાનું છે, તે આપ્યા પછી જ હું ઘરમાં પ્રવેશ કરીશ.'

એટલે ગુરૂ બોલ્યા—'મેં તમને કહ્યું છે કે હું મારી ઇચ્છાનુસાર લઇશ.'

ત્યારે બ્રાહ્મણે જણાવ્યું—'ભલે, તમે મરજી પ્રમાણે ગ્રહણ કરો.'

આચાર્ય બોલ્યા—'તારા બે પુત્રમાંથી એક મને આપ. જો તારી સત્ય પ્રતિજ્ઞા હોય, તો આપ નહિ તો પોતાને ઘરે ચાલ્યો જા.'

એમ સાંભળતાં વિચારમૂઢ બનેલ વિપ્રે કષ્ટથી કહ્યું—'આપીશ.' પછી ચિંતાતુર થઇને તે પોતાના ઘરે ચાલ્યો ગયો. ત્યાં બિછાના વિનાના ખાટલાપર તે નિદ્રાવિના સુઇ ગયો. એવામાં રાજભવનમાંથી આવતાં ધનપાલના તે જોવામાં આવ્યો. એટલે તેણે કહ્યું કે—'હે તાત! વચન પ્રમાણે આદેશ ઉઠાવનાર હું પુત્ર વિદ્યમાન છતાં તમને આ વિષાદ કેવો? માટે ખેદનું કારણ મને જણાવો.'

ત્યારે સર્વદેવ બોલ્યો—'હે વત્સ! સત્પુત્રો તારા જેવાજ હોય છે કે જેઓ પિતાનો આદેશ બજાવવામાં આવી દૃઢ પ્રતિજ્ઞાવાળા હોય છે. જે પિતાને ઋણથી મુક્ત કરે, જે નરકથી તેનો ઉદ્ધાર કરી, તેને સદ્‌ગતિ આપે, વેદમાં તેને જ પુત્ર કહેવામાં આવેલ છે. શ્રુતિ, સ્મૃતિ અને પુરાણોના અભ્યાસનું તથા કુળનું તમારે એજ ફળ છે કે સંકટમાંથી અમારો ઉદ્ધાર કરવો. માટે હે વત્સ! તું સાવધાન થઇને સાંભળ—અહીં જૈનર્ષિ શ્રી મહેંદ્રાચાર્ય છે કે જેમણે મને આટલું દ્રવ્ય બતાવ્યું. એટલે તેમની ઇચ્છા પ્રમાણે મારા ઘરમાંનું અર્ધ તેમને આપવું—એવી મેં પ્રતિજ્ઞા કરી છે. તેથી તે બે પુત્રમાંથી એક પુત્રની માગણી કરે છે, તો હવે મારે શું કરવું? એ સંકટ થકી હે વત્સ! હવે તું મને છોડાવ. એટલે મારા નિમિત્તે તું તેમનો શિષ્ય થા.'

ત્યારે બુદ્ધિનિધાન ધનપાલ કોપાયમાન થઇને કહેવા લાગ્યો—'હે તાત! તમે જેવું કહો છો, તેવું ઉચિત વચન અન્ય કોઇ ન બોલે. આપણે **સંકાશ્ય** સ્થાનમાં રહેનારા બધા વર્ણોમાં ઉત્તમ, ચાર વેદના જ્ઞાતા અને સદા સાંગ પારાયણને ધારણ કરનારા છીએ, વળી શ્રી **મુંજ**રાજાએ પુત્ર તરીકે સ્વીકારેલ એવા શ્રી **ભોજ**રાજાનો હું બાળમિત્ર તથા ભૂમિદેવ કહેવાઉં. તો પતિત શૂદ્રોની નિંદિત પ્રતિજ્ઞાની ખાતર, પુત્ર થઇને હું પોતાના પૂર્વજોને નરકમાં કેમ નાખું? એક તમને ઋણથી છોડાવતાં સર્વ પૂર્વજોને અધોગતિમાં નાખવા પડે. સજ્જન પુરૂષોને

નિંદનીય એ કુવ્યવહારનો હું કદાપિ સ્વીકાર કરનાર નથી. એ કાર્યની સાથે મારે કાંઇ પ્રયોજન નથી, માટે તમને રૂચે તેમ કરો.' એ પ્રમાણે પિતાની અવગણના કરીને ધનપાલ ત્યાંથી અન્યત્ર ચાલ્યો ગયો.

અહીં આંખમાં આંસુ લાવી, મોટા સંકટમાં સર્વદેવ વિપ્ર જેટલામાં નિરાશ થઇ બેઠો છે, તેવામાં બીજો પુત્ર શોભન ત્યાં આવી ચડ્યો. તેણે પણ પિતાને વિષાદનું કારણ પૂછ્યું. એટલે તેણે કારણ જણાવતાં કહ્યું કે—' કોઇ કાર્યમાં ધનપાલે અમને નિરાશ કર્યા, તો તું બાળક તે કામ શું બજાવી શકીશ ? માટે તું ચાલ્યો જા. પોતાના લક્ષણે અમે પોતાના કર્મ ભોગવીશું.'

એ પ્રમાણે પિતાનું નિરાશા ભરેલું વાક્ય સાંભળતાં શોભન કહેવા લાગ્યો કે—' હે તાત ! આમ આકુળ વ્યાકુળ ન થાઓ. હું તમારો પુત્ર, કાર્ય કરનાર બેઠો છું. ધનપાલ તો રાજમાન્ય, નિશ્ચિંત અને કુટુંબનું ભરણ પોષણ કરવાને સમર્થ છે, પણ તેના પ્રસાદથી હું તમારો આદેશ બજાવવા તૈયાર છું. મારો વડીલ બંધુ તો વેદ, શ્રુતિ અને સ્મૃતિમાં પંડિત તેમજ કૃત્યાકૃત્યમાં નિષ્ણાત છે, એટલે તે ગમે તેમ બોલે, પરંતુ હું તો બાલ્યાવસ્થાથી જ સરળ છું, તેથી એમજ સમજું છું કે—પિતાનો આદેશ બજાવવા ઉપરાંત પુત્રોનો અન્ય ધર્મ નથી. માટે તેમાં કૃત્ય કે અકૃત્યને હું ગણુતો જ નથી. તમો મને કુવામાં નાખો અથવા તો ચાંડાલોને અર્પણ કરો. તમને રૂચે તેમ કરો.'

એ પ્રમાણે સાંભળતાં સર્વદેવે તેને ગાઢ આલિંગન કર્યું અને પછી જણાવ્યું કે—' હે મહામતિ વત્સ ! ઋણ થકી છોડાવીને મારો ઉદ્ધાર કર. ' એમ કહી તેણે તે ઉત્તમ પુત્રને પૂર્વોક્ત હકીકત બધી સંભળાવી. જે સાંભળતાં શોભન ભારે હર્ષિત થઇને કહેવા લાગ્યો—' આ કાર્ય તો મને અતિ ઇષ્ટ છે. જૈન મુનિઓ તો સત્યના નિધાન અને તપથી ઉજ્વળ હોય છે, તેમની સંગતિ તો સદ્ભાગ્ય થી જ પામી શકાય. જીવદયા એજ ધર્મ છે અને વળી તે તેમનામાં જ છે. વળી સત્યધર્મનું લક્ષણ જે જ્ઞાન, તેજ આવી શ્રદ્ધા ઉપજાવે છે. ' આ કરવાનું છે, આ કરવાનું છે, એવી ચિંતાથી જર્જરિત તથા વિષયના વેગથી વ્યાપ્ત એવા ગૃહવાસમાં કોણ રહે ? તેમજ બંધુઓને વલ્લભ એવી ધનલક્ષ્મીથી પુરૂષ બંને પ્રકારે ભય પામે છે. અને ભાગ્યયોગે વસ્તુઓ પ્રાપ્ત થયા છતાં તેમાં તે સદા અસંતુષ્ટ રહે છે. હે તાત ! કન્યાનો સંબંધ થતાં મારી પણ એવીજ ગતિ થવાની. તો મને પ્રિય એવા કાર્યમાં નિષેધ કરતાં તમે શા માટે શંકા લાવો છો ? માટે ઉઠો, સ્નાન કરો, દેવાર્ચા વિગેરે નિત્યક્રિયા કરીને શાંત થઇ ભોજન કરો; પછી મને ત્યાં લઇ જઇને તે આચાર્યના ઉત્સંગમાં બેસાડો, કે જેથી તેમના ચરણની સેવા કરતાં હું મારા જન્મને પવિત્ર કરૂં.'

પુત્રના મુખથી અનુકૂળ વચન સાંભળતાં વિપ્રની આંખમાં હર્ષના આંસુ આવી ગયાં. પછી તેણે ઉઠતાં ઉઠતાં પુત્રને આલિંગન આપીને તેના મસ્તકે ચુંબન કર્યું. ત્યાર બાદ સર્વક્રિયા અને ભોજન કરી શોભનદેવની સાથે તે વિપ્ર આચાર્ય મહારાજના ઉપાશ્રયે ગયો. ત્યાં પોતાના પ્રિય પુત્રને તેમના ઉત્સંગે આરોપણ કરતાં તેણે જણાવ્યું કેઃ—' જેવો તમને ગમે, તેવો આ પુત્ર છે. ' પછી આચાર્યે વિપ્રની અનુમતિથી પ્રમોદ પૂર્વક તેજ દિવસે શુભ ગ્રહયુક્ત શુભ લગ્ને તે શોભનને દીક્ષા આપી, અને શાસનની હીલણા થવાના ભયથી પ્રભાતે વિહાર કર્યો. એમ હળવે હળવે વિચરતાં અને ભૂપીઠને પાવન કરતાં તેઓ અણહિલ્લપુરમાં આવી પહોંચ્યાં.

હવે અહીં ધનપાલે ' એણે નિધાનના દ્રવ્યને બદલે પુત્રનો વિક્રય કર્યો, એ અનુચિત કર્મ કર્યું ' એમ લોકોમાં જાહેર કરીને પોતાના પિતા સર્વદેવને અલગ કર્યા. વળી તેણે વિચાર કર્યો કે—' તે સાધુઓ દીક્ષાધારી શૂદ્રો છે, તેથી મુખ જોવા લાયક નથી. કયાંકથી આવી ચડેલા એ શમના મિષથી સ્ત્રી બાળકો વિગેરેને છેતરે છે, માટે તેમને દેશમાંથી દૂર કરવા જોઇએ. એમનું પાખંડ પણ અદ્ભુત છે. ' એમ ધારી રાજાની આજ્ઞા લઈને રોષથી તેણે સાધુઓનો નિષેધ કર્યો. એમ ભોજરાજાની આજ્ઞાથી તે વખતે **માલવ**દેશમાં શ્વેતાંબર સાધુઓ વિચરી શકયા નહિ. એટલે **ધારાનગરી**ના શ્રી સંઘે ગુર્જરદેશમાં રહેલા શ્રીમહેંદ્રસૂરિને એ બધા યથાસ્ત હકીકત નિવેદન કરી.

એવામાં ગુજરાતમાં રહેતાં ગુરૂમહારાજે **શોભનમુનિને** અભ્યાસ કરાવીને વાચનાચાર્ય બનાવ્યા, કે જે ગુણોમાં ઇંદ્રને પણ શ્લાઘનીય થઇ પડ્યા. તેમણે શ્રી અવંતિના સંઘની વિજ્ઞપ્તિ સાંભળતાં ગુરૂ મહારાજને જણાવ્યું કે—' હું મારા બંધુને પ્રતિબોધ પમાડવા સત્વર જઇશ. કારણકે સંઘમાં મારા નિમિત્તે આ કલેશ આવી પડયો છે, માટે ત્યાં તેનો પ્રતીકાર સાધવાને હુંજ સમર્થ છું. ' એટલે આચાર્ય મહારાજે ગીતાર્થ મુનિઓ સાથે શોભનમુનિને ત્યાં મોકલ્યા. અદ્ભુત પ્રૌઢતાને પામેલા તે **ધારાનગરી**માં આવી પહોંચ્યા. ત્યાં અવસર થતાં તેમણે ગોચરી માટે સાધુઓને ચિરકાળના પરિચિત શ્રીધનપાલના ઘેર મોકલ્યા, એટલે બે મુનિ ત્યાં ગયા. તે વખતે સુજ્ઞશિરોમણિ ધનપાલ શરીરે સારી રીતે તેલ ચોળીને સ્નાન કરવા બેઠો હતો, ત્યાં ધર્મલાભ કહીને બંને મુનિ શાંત ચિત્તે ઉભા રહ્યા. એવામાં ધનપાલની સ્ત્રીએ જવાબ આપ્યો કે ' અહીં કંઈ નથી ! ત્યારે ધનપાલ બોલ્યો ' એમને કંઇક તો આપ. કારણ કે યાચકો ઘરથકી ખાલી હાથે જાય, એ મહા અધર્મ છે. ' એટલે સ્ત્રીએ દગ્ધ અન્ન આપતાં તેમણે ગ્રહણ કર્યું. પછી તે દહીં આપવા લાગી ત્યારે તેમણે પૂછયું કે—' એ કેટલા દિવસનું છે ? '

ત્યાં સ્ત્રી બોલી—' શું દહીંમાં પૂરા હોય છે કે તમે નવા દયાળુ જાગ્યા છો ? આ ત્રણ દિવસનું છે. તમે લેતા હો તો લ્યો, નહિ તો જલદી અહીંથી ચાલ્યા જાઓ.'

ત્યારે મુનિઓ બોલ્યા—' એ અમારો આચાર છે, તો તું અદેખાઇ શા માટે લાવે છે, કારણ કે અદેખાઇથી મહાદોષ લાગે. માટે પ્રિય વાક્ય બોલવું તેજ સુંદર છે. હવે જો તું ભ્રાંતિ વિના જીવની સ્થિતિ પૂછતો હોય, તો તે ત્રણ દિવસ ઉપરાંતના દહીંમાં અવશ્ય જીવ હોય છે. જ્ઞાનીઓનું વચન મિથ્યા કદાપી ન હોય.'

એટલે ધનપાલ પંડિત નિર્દોષ વચન બોલ્યો કે—' જો એમ હોય, તો તેની પ્રતીતિ માટે તમે આ દહીંમાં જીવો બતાવો. '

ત્યારે તેમણે દહીંમાં અળતો નખાવ્યો, તેથી જીવ બધા ઉપર તરત તરી આવ્યા. તેમાં કેટલાક નજરે દેખાયા અને કેટલાક અદૃશ્ય હતા. એટલે તે વર્ણના અને તે રસના જીવો તેણે સાક્ષાત્ નજરે જોઇ લીધા. આથી તે મુનિના વચનથકી ધનપાલનો ગર્વ ઉતરી ગયો. જેમ નાગેંદ્રમંત્રથી વિષ દૂર થાય, તેમ તે કવીશ્વરનું મિથ્યાત્વ-વિષ દૂર થયું, પછી તે ચિંતવવા લાગ્યો કે—' એમનો ધર્મ જીવદયાથી ઉજ્વળ છે. અને આ પશુહિંસાદિ ધર્મ કેવળ મિથ્યા લાગે છે. ' એમ ધારી તે કહેવા લાગ્યો—' જિનશાસનને જાણનારા એવા તમે નિર્દોષ ધર્મ આચરો છો. કારણ કે ધતુરાનું પાન કરનાર શ્વેત વસ્તુને શ્વેતપણે જોઇ ન શકે. ' વળી પુનઃ તે કવીશ્વરે જણાવ્યું કે—' તમારો ગુરૂ કોણ ? ક્યાંથી આવો છો અને કયા શુદ્ધ સ્થાને તમે નિવાસ કર્યો છે ?

એ પ્રમાણે સાંભળતાં તે મુનિ બોલ્યા કે-' હે ભદ્ર ! સાવધાન થઇને સાંભળો. અમે ગુર્જર દેશથી અહીં આવ્યા છીએ. શ્રી મહેંદ્રસૂરિના શિષ્ય શોભનમુનિ અમારા ગુરૂ છે અને તે શ્રી આદિનાથના ચૈત્યપાસે પ્રાસુક ઉપાશ્રયમાં રહેલા છે. ' એમ કહીને તે મહામુનિ પોતાને સ્થાને ચાલ્યા ગયા.

પછી સ્નાન પૂર્વક ભોજન કરીને ધનપાલ પંડિત ગુરૂના ઉપાશ્રયે ગયો, ત્યાં વડીલ બંધુ સમજીને સુજ્ઞ શોભનમુનિ તેની સામે આવ્યા. એટલે બંધુસ્નેહના મોહથી તેણે તેમને આલિંગન કર્યું. પછી ગુરૂએ અર્ધ આસન આપતાં તે બંને સાથે બેઠા. ત્યાં ધનપાલ વિનયથી કહેવા લાગ્યો કે—' તમેજ પૂજ્ય છો કે આવા ધર્મનો આશ્રય કર્યો. ભોજરાજાની આજ્ઞાથી ધર્મમૂલ જિનદર્શન-જૈનસાધુઓને દેશપાર કરાવતાં જે મેં મોટું પાપ ઉપાર્જન કર્યું છે, તેનો અંત આવે તેમ નથી. સર્વદેવ પિતા અને લઘુબંધુ તમે બંને મહામતિ છો કે જેમણે ભવ છેદવા માટે આવા સુગુરૂ અને ધર્મનો આદર કર્યો, અને અમે અહીં ધર્માભાસ ( મિથ્યાધર્મ ) ને ધર્મરૂપે સ્વીકારતાં અધર્મમાં પડયા રહ્યા, તેથી પરભવે અમારી શી ગતી થશે, તે અમે જાણી શકતા નથી. માટે મારા વંશરૂપ સમુદ્રમાં રત્ન સમાન એવા હે અનુજ બંધુ ! કર્મના મર્મને છેદનાર અને સુખકારી એવો ધર્મ મને બતાવો. '

એટલે બંધુસ્નેહને ધારણ કરતા વિદ્વાન શોભનમુનિ કહેવા લાગ્યા કે—'હે કુલાધાર ! સાંભળ-દયા એજ મુખ્ય ધર્મ છે; તથા દેવ, ગુરૂ અને ધર્મરૂપ ત્રણ તત્વ તું સાવધાન થઇને સાંભળ-મહામોહ, અને કામાદિક શત્રુઓને જીતનાર, પોતે મુક્ત થઇ અન્ય જીવોને મુક્ત કરવાને સમર્થ તથા પરમાનંદ પદને આપનાર એવા જિનભગવાન તેજ દેવ છે. શ્રાપ કે અનુગ્રહ કરનારા, વિષયરૂપ કાદવમાં નિમગ્ન તથા સ્ત્રી, શસ્ત્ર અને જપમાળાને ધારણ કરનારા દેવો તે રાજા જેવા સમજવા.

તથા શમ, દમ, શ્રદ્ધા અને સંયમને ધારણ કરનાર, કલ્યાણના નિધાન, કર્મ નિર્જરા કરવામાં તત્પર તથા સદા સંવરને સેવનારા એવા મુનિ તે ગુરૂ સમજવા. પરિગ્રહ અને મહા આરંભ સેવનારા, જીવહિંસા કરવામાં તત્પર, સર્વ પ્રકારની અભિલાષા કરનારા તથા બ્રહ્મચર્યહીન હોય તે ગુરૂ શી રીતે હોઇ શકે ?

તેમજ સત્ય, અસ્તેય, દયા, શૌચ, ક્ષમા, બ્રહ્મચર્ય, તપ, ક્રિયા, માર્દવ, આર્જવ અને સંતોષ એજ જિનભાષિત ધર્મ છે. સદોષ વસ્તુના દાનથી અને પશુહિંસાથી અધર્મજ થાય છે, તેને ધર્મ માનવામાં આવેલ છે; પરંતુ તે બનાવટી વસ્ત્રની જેમ આદરવા યોગ્ય નથી.'

એ પ્રમાણે સાંભળતાં શ્રીમાન્ ધનપાલ કવિ કહેવા લાગ્યો કે—'હે ભગવન્ સદ્ગતિને માટે એ જૈનધર્મનો મેં સ્વીકાર કર્યો.' પછી **શ્રીમહાવીર** ચૈત્યમાં જઇને તેણે ભગવંતને વંદન કર્યું તથા નમસ્કાર કરતાં તેણે સ્તુતિ કરી કે—'હે નાથ ! 'તમારૂં બળ જગતનો સંહાર કે રક્ષણ કરવામાં સમર્થ છે, છતાં અપરાધી **સંગમ** દેવપર તમે ક્ષમા કેમ કરી ?' એમ ચિંતવીને જ જાણે રોષ પામ્યો હોય તેમ વિમુખ મન કરીને તમારો રોષ ચાલ્યો ગયો. કેટલાક નગરનો સ્વામી રાજા કે જે શરીરના ભોગે પણ સાધી ન શકાય અને પરિમિત દ્રવ્ય આપનાર હોય છે, તેવા સ્વામીની અત્યાર સુધી મેં મોહથી સેવા બજાવી. હવે મોક્ષપદને આપનાર અને ત્રિભુવનના સ્વામી એવા હે ભગવન્ ! ભક્તિપૂર્વક આપની આરાધના કરવી છે. પૂર્વે વૃથા કાળવ્યય થયો, તેથી મારૂં મન દૂભાય છે.'

એકદા પૂર્ણિમાના સંધ્યા સમયે ધનપાલ કવીશ્વરે દેશમાં જૈનમુનિઓ સુખે વિહાર કરી શકે, તેવા હેતુથી રાજાને જણાવ્યું કે—'હે રાજન્ ! તમારા યશરૂપ ચાંદનીથી આકાશ સુધી ધવલતા (શ્વેતતા) છવાઇ રહી છે, તો તિમિર-અજ્ઞાનને દૂર કરનાર અને પ્રગટ અર્થ (પદાર્થ) ને પ્રકાશિત કરનાર એવા શ્વેતાંબર મુનિઓ શા માટે દૂર રહે ?'

ત્યારે રાજાએ કહ્યું કે—'હે સુજ્ઞ ! હું તારો અભિપ્રાય સમજી શક્યો છું. ભલે શ્વેતાંબર સાધુઓ ભલે આ દેશમાં વિચરે. દર્શનપર કોણ દ્વેષ કરે ?' એટલે

ધારાનગરીના શ્રીસંઘે મળીને શ્રી મહેંદ્રસૂરિને વિનંતિ મોકલાવી, જેથી તેઓ સત્વર ત્યાં આવી પહોંચ્યાં. એવામાં દઢ નિષ્ઠાથી મિથ્યામતિને ધ્વસ્ત કરનાર એવો શ્રીમાન્ ધનપાલ પંડિત અનુક્રમે ધર્મતત્ત્વમાં ભારે વિચક્ષણ થઈ ગયો.

એકદા રાજાની સાથે ધનપાલ મહાકાલના મંદિરમાં ગયો અને ત્યાં શંકર સામે ન બેસતાં મંડપના એક ગવાક્ષમાં તે બેસી ગયો. એટલે ભોજરાજાએ તેને બોલાવ્યો. ત્યારે ત્રણવાર ઝટ પાછો ફરીને તે દ્વાર આગળ બેસી ગયો. આથી રાજાએ વિસ્મય પામીને તેને પૂછ્યું કે—' હે સખે ! આ શું ? '

ત્યારે તેણે પાસે આવીને કહ્યું કે—' હે રાજન્ ! શંકર શક્તિ ( પાર્વતી ) સહિત બેઠેલ હોવાથી લજ્જાને લીધે હું જોઇ શકતો નથી. '

એટલે રાજા બોલ્યો—' આટલા દિવસ તમે એ દેવની કેમ પૂજા કરી ? '

ધનપાલે જણાવ્યું-' આટલા દિવસ બાળપણાને લીધે હું લજ્જા ન પામ્યો, વળી આ લોકો અને તમે પણ એવાજ છો, કારણ કે તમે જ્યારે અંત:પુરમાં રમણીઓ સાથે વિલાસ કરતા હો, ત્યારે અમે જોવાને અસમર્થ છીએ. કામસેવામાં તત્પર આપના જેવા પૂર્વના રાજાઓએ બળિના કારણે આ શંકરની પૂજા પ્રવર્ત્તાવી છે. અન્ય દેવનું શિર પૂજાય અને મહાદેવનું લિંગ પૂજાય એ શું ? બલવંત પુરૂષો જે પ્રવર્ત્તાવે તે પાછળથી અન્ય લોકોના આચારરૂપ થઇ પડે છે. '

એમ સાંભળતાં ભોજરાજા જરા હસીને વિચારવા લાગ્યો કે—' આ હાસ્ય પણ સત્ય જેવું લાગે છે. એ સંબંધમાં બીજું પણ કંઇ એને પૂછું, એ પક્ષપાત વિનાજ ઉત્તર આપે તેમ છે. ' પછી બહાર ભૃંગિ (શંકરના એક સેવક) ની મૂર્ત્તિ જોઇને રાજાએ કૌતુકથી પૂછ્યું કે—' આ દુર્બળ કેમ છે ? હે કવિ ! તું સિદ્ધ-સારસ્વત છે, માટે એનું કારણ કહે. '

ત્યારે ધનપાલ કવિએ વિચાર કર્યો કે-' આ સત્ય કહેવાનો સમય છે. અથવા તો ગમે તેમ પણ સત્ય કહેવામાં મારે શો દોષ છે. ? ' એમ ધારીને તે બોલ્યો કે—' હે નરેંદ્ર ! સાંભળ—

" दिग्वासा यदि तत्किमस्य धनुषा सास्त्रस्यकिं भस्मना ?
भस्माप्यस्य किमंगना यदि वशा कामं परिद्वेष्टि किम् ?
इत्यन्योन्यविरूद्धचेष्टितमहो पश्यन्निजस्वामिनं
भृंगी शुष्कशिरावनद्धमधिकं धत्तेऽस्थिशेषं वपुः ॥ १ ॥"

એટલે—જો દિશારૂપ વસ્ત્ર છે, તો એને ધનુષ્યની શી જરૂર છે. અને શસ્ત્ર

છે, તો ભસ્મની શી જરૂર છે ? વળી શરીરે ભસ્મ લગાવે છે, તો એને સ્ત્રીની શી જરૂર છે અને રમણી છે, તો એ કામપર દ્વેષ શા માટે લાવે છે ? એમ અન્યોન્ય વિરૂદ્ધ પોતાના સ્વામીની ચેષ્ટા જોતાં ભૃંગીનું શરીર માત્ર હાડરૂપ શુષ્ક બની ગયું છે.'

પછી બહાર નીકળતાં પર્ષદામાં વ્યાસ યાજ્ઞવલ્કલ્ય સ્મૃતિ ઉંચ ધ્વનિથી વાંચતો હતો, તે સાંભળવાની ઇચ્છાથી રાજા ત્યાં બેઠો. એવામાં ધનપાલને વિમુખ થઇને બેઠેલ જોતાં રાજાએ કહ્યું કે—'શ્રુતિ, સ્મૃતિઓમાં તારી અવજ્ઞા લાગે છે, તેથી તું સાવધાન થઇને સાંભળતો નથી.

ત્યારે ધનપાલ બોલ્યો--'હું લક્ષણ રહિત તેના અર્થને સમજી શકતો નથી. સાક્ષાત્ વિરૂદ્ધ કયો મૂઢમતિ સાંભળે ? કારણ કે તેમાં એવું જણાવવામાં આવેલ છે કે–વિષ્ટાનું ભક્ષણ કરનાર ગાયોના સ્પર્શ કરવાથી પાપ દૂર થાય, સંજ્ઞાહીન વૃક્ષો વંદનીય છે. બકરાના વધથી સ્વર્ગ પ્રાપ્ત થાય છે, બ્રાહ્મણોને આપેલ ભોજન પિતૃઓ ( પૂર્વજો ) ને મળે છે, કપટી દેવોને આપ્ત પુરૂષ માનેલ છે, અગ્નિમાં હોમેલ બળિદાન દેવોને પ્રસન્ન કરે છે. શ્રુતિમાં બતાવેલ આ અસાર લીલાને સત્ય કોણ માને ?'

પછી એકદા ત્યાં યજ્ઞમાં હણવા માટે બાંધેલ મહાપશુનો દીન અવાજ રાજાના સાંભળવામાં આવ્યો ત્યારે રાજાએ ધનપાલને પૂછયું કે—'આ શું બોલે છે ?'

એટલે કવીશ્વર કહેવા લાગ્યો કે—'હે ભૂપાલ ! હું પશુઓની ભાષા સમજી શકું છું, માટે એ શું કહે છે, મારૂં સત્ય વચન સાંભળ. તુળસીના પત્રને છેદનાર અને ભારે તત્ત્વશાળી એવો જે ગુણવાન્ વિષ્ણુ, તે બકરાને કેમ મારે ?

વળી સ્વર્ગના સુખ ભોગવાની મારી ઇચ્છા નથી, તેમ તને મેં તેવી પ્રાર્થના કરી નથી. હે સજ્જન ! તૃણભક્ષણથી હું સદા સંતુષ્ટ છું, માટે મારો વધ કરવો તને ઉચિત નથી. તારા હાથે યજ્ઞમાં હણાયેલા પ્રાણીઓ જો સ્વર્ગે જતા હોય, તો માતા પિતા, પુત્ર અને બાંધવોનો યજ્ઞ કેમ કરતો નથી ?'

આ પ્રમાણે તેના વિપરીત વચનથી રાજા કોપાયમાન થઇને ચિંતવવા લાગ્યો કે—'વિપરીત બોલનાર આ દુષ્ટ વિપ્રનો નાશ કરવો પડશે, પરંતુ લોકોના દેખતાં જો એનો વધ કરૂં તો મારા માથે મોટો અપવાદ આવી પડે, માટે કોઇવાર એકાંતમાં એ વધ કરવા લાયક છે.' એમ સંકલ્પ કરી પોતાના ભવન ભણી આવતાં રાજમાર્ગમાં એક બાલિકા સહિત વૃદ્ધ સ્ત્રી એક બાજુ ઉભેલી રાજાના જોવામાં આવી એટલે નવવાર શિર ધુણાવતી તે વૃદ્ધ સ્ત્રીને જોતાં રાજાએ ધનપાલને પૂછયું કે—'આ શું કહેવા માગે છે ?'

ત્યારે કવીશ્વરે જણાવ્યું કે—'હે નરેંદ્ર ! એ બાલિકા વૃદ્ધાને પૂછે છે કે—'શું આ નંદી કે મુરારિ છે? કામદેવ શંકર, કે કુબેર છે ? અથવા વિદ્યાધર કે સુરપતિ છે ? ચંદ્રમા કે વિધાતા છે ? ' ત્યાં નવ વખત શિર ધુણાવીને વૃદ્ધા કહે છે કે—એમાંનો એ કોઇ નથી, પરંતુ હે પુત્રી ! ક્રીડા કરવાને માટે પ્રવર્ત્તમાન થયેલ આ પોતે ભોજ ભૂપતિ છે. '

એ પ્રમાણે સાંભળતાં રાજા વિચારવા લાગ્યો કે—'નવ વારને લગતા એણે નવ વિકલ્પો બતાવી મારી શંકા દૂર કરી. તો એ દુભાષિક વિના જ્ઞાનીની જેમ અન્ય કોણ બોલનાર છે ? તો શ્રીમાન્ મુંજના માનથી વૃદ્ધિ પામેલ એ શું નિગ્રહ કરવા લાયક છે ? નહિજ. '

એકદા રાજાએ ધનપાલને શિકારમાં બોલાવતાં તે ગયો. ત્યાં શિકારીઓએ એક શૂકર ( ભુંડ ) જોયો. એટલે કર્ણાંત સુધી ધનુષ્ય ખેંચી, તેમાં બાણ સાંધીને તેમણે તે ડુક્કર તરફ છોડયું. જેથી તે નીચું મુખ કરીને પડ્યો અને ઘોર આક્રંદ કરવા લાગ્યો. ત્યારે અન્ય પંડિતો રાજાને કહેવા લાગ્યા કે—'સ્વામી પોતે સુભટ અથવા તો તેની પાસે આવા બીજા સુભટો નહિ હોય.' એવામાં રાજાની દૃષ્ટિ ધનપાલપર પડી. અને રાજાએ કહ્યું કે—'કંઇ બોલશો ? ' એટલે કવીશ્વરે જણાવ્યું કે–'હે સ્વામિન્ ! સાંભળો—

"रसातलं यातु यदत्र पौरूषं
क्व नीतिरेषाऽशरणो ह्यदोषवान् ।
निहन्यते यद् बलिनापि दुर्बलो
हहा ! महाकष्टमराजकं जगत् " ॥ १ ॥

એવું પૌરૂષ-બળ પાતાળમાં પેસી જાઓ, વળી એવી નીતિ ક્યાંની કે જ્યાં અશરણ, નિર્દોષ અને દુર્બળને બળવાન્ મારે. અહા ! મહાકષ્ટની વાત છે કે આ જગતમાં કોઇ ન્યાયી રાજા નથી.'

પછી એકદા નવરાત ગોત્રદેવીનું પૂજન ચાલતાં એકસો બકરાઓને વધસ્થાને બાંધીને તરવારના એક એક ઘાથી મારવામાં આવ્યા, ત્યાં પાસે રહેલા લોકો એ વધ સંબંધમાં રાજાની પ્રશંસા કરવા લાગ્યા. ત્યારે કરૂણાનિધાન ધનપાલ કવિ બોલ્યો કે—'આ બધા વિદ્વાનો એ કર્મ કરનારા અને મિથ્યા પ્રશંસા બોલનારા છે, કારણ કે જે પશુઓના આર્ત્તનાદ સાંભળ્યા છતાં તેમનાપર દયા લાવતો નથી, તે પોતાને માટે નરકના દ્વાર ખુલ્લા કરે છે.'

એક વખતે મહાકાલના મંદિરમાં પવિત્રારોહનો મહોત્સવ ચાલતાં રાજા

ત્યાં આવ્યો. અને સાથે આવેલ પોતાના મિત્ર ધનપાલને કહ્યું કે—'હે સખે! તારા દેવોનો પવિત્ર-મહોત્સવ કદિ થતોજ નથી. તેથી તે અવશ્ય અપવિત્ર લાગે છે.

એ પ્રમાણે સાંભળતાં ધનપાલ કહેવા લાગ્યો કે—

"पवित्रमपवित्रस्य, पावित्र्यायाधिरोहति ।
जिनः स्वयं पवित्रः किं-मन्यैस्तत्र पवित्रकैः ॥ १ ॥

'પવિત્ર, અપવિત્રને પવિત્ર બનાવે છે, જિન ભગવંત તો પોતે પવિત્રજ છે, તો તેને પવિત્ર કરવા મહોત્સવોની શી જરૂર છે?'

શિવમાં એ અપવિત્રતા છે, તેથી તેના ભક્તોએ લિંગપૂજન આદર્યું છે. ખરેખર! એ વાતની શંકરે યાચના કરવાથી ભક્તોએ તેનો સ્વીકાર કર્યો છે.' એવામાં હસતા મુખવાળી, રતિયુક્ત અને તાળી દેવાને ઉંચે હાથ કરેલ એવી કામદેવની મૂર્ત્તિને જોતાં રાજા કૌતુક પામીને તે પ્રખર પંડિતને કહેવા લાગ્યો કે—'આ તાળી દેતાં હસતો કામદેવ સ્પષ્ટ શું કહેવા માગે છે?'

એટલે સિદ્ધ સારસ્વત મંત્રના યોગે ધનપાલ કવિ તરતજ સત્ય બોલ્યો. કારણ કે જ્ઞાની કોણ વિલંબ કરે? તેણે આ પ્રમાણે શ્લોકમાં જણાવ્યું—

"स एष भुवनत्रयप्रथितसंयमः शंकरो
विभर्ति वपुषाधुना विरहकातरः कामिनीम् ।
अनेन किल निर्जिता वयमिति प्रियायाः कर
करेण परिताडयन् जयति जातहासः स्मरः" ॥ १ ॥

આ શંકરનો સંયમ ત્રણે ભુવનમાં પ્રસિદ્ધ છે. પણ અત્યારે વિરહથી કાયર બનીને એ કામિનીને સાથે રાખે છે. તેથી એનાથી આપણે જીતાયા નથી, એમ હાસ્યથી પ્રિયાના હાથમાં તાળી દેતાં કામદેવ જયવંત વર્તે છે.'

એકદા ભોજરાજાએ ધનપાળ કવિને પૂછ્યું કે—'તારા સત્ય કથનમાં કંઇ અભિજ્ઞાન-નિશાની છે? તે મને સત્ય કહી દે. અહીં ચાર દ્વારોમાંથી ક્યા દ્વારથી હું બહાર નીકળીશ? હે કવીંદ્ર! તે કહે.'

એટલે તે મહામતિએ એક પત્રપર અક્ષરો લખ્યા અને તે પત્ર બંધ કરીને સ્થગીધરને આપ્યું. ત્યાં રાજાએ વિચાર કર્યો કે—'આ ચારમાંના ગમે તે એક દ્વારમાંથી નીકળવાનું એણે જાણ્યું હશે. તો જ્ઞાનીનું વચન પણ અત્યારે મારે મિથ્યા કરી બતાવવું.' પછી મિત્ર પોતાના ઘરે ચાલ્યો ગયો. ત્યાં રાજાને ભોજન કરવાનું આમ્હાન આવ્યું. એટલે પોતાના સેવકો મારફતે મંડપના ઉપરના ભાગમાં રાજાએ એક છિદ્ર કરાવ્યું. તે છિદ્રમાર્ગે રાજા બહાર નીકળી ગયો. પછી બપોરે

કવીશ્વરને બોલાવીને રાજાએ આશ્ચર્યપૂર્વક પૂછયું. ત્યારે પાનદાનીમાંથી પત્ર લઈને તેણે બતાવ્યું. તેમાં રાજા 'ઉપરના ભાગમાંથી જ નીકળશે' એમ લખ્યું હતું. આ તેના સત્ય વચનથી રાજા ભારે આશ્ચર્ય પામ્યો.

એક વખતે રાજાએ સેતુબંધ નિમિત્તે પોતાના માણસો મોકલ્યા કે જ્યાં હનુમાને કરેલ પ્રશસ્તિ વિદ્યમાન હતી. તેમાંના કાવ્યો લાવવા માટે મત્સ્યની ચરબી આંખે આંજીને મીણની પાટી લઇ તેઓ દરિયામાં પડ્યા. ત્યાં બીજી તૈલયુક્ત લાખની પાટી બનાવી તે પ્રશસ્તિપર સારી રીતે તેમણે દબાવી એટલે તેમાંથી કેટલાક અક્ષરો ઉદ્ધરીને તેમણે લખી લીધા. પરંતુ તે રાક્ષસના કુળની જેમ ખંડિત હતા. તે રાજાએ જોતાં હાટમાં પડેલ શાકપત્રોની જેમ ખંડિત અર્થયુક્ત છતાં અરસિક લાગ્યા. તે કાવ્યો કવિઓને બતાવવામાં આવતાં પોતાની બુદ્ધિ પ્રમાણે તે ચરણ પૂરવા લાગ્યા પણ તેથી રાજાના મનમાં કંઇ આશ્ચર્ય ન થયું. પછી તેમાંથી દ્વિપદી અને ત્રિપદી સમસ્યા રાજાએ ધનપાલ કવીશ્વરને પૂરવા માટે આપી. જેમાં દ્વિપદી સમસ્યા આ પ્રમાણે હતી.

"हरशिरसि शिरांसि यानिरेजु-
र्हरिहरिवानि लुठंति गृध्रपादैः" ।

ધનપાલે તે આ પ્રમાણે પૂર્ણ કરી—

"अयि खलु विषमः पुराकृतानां
विलसति जंतुषु कर्मणां विपाकः" ॥१॥

જે રાવણના મસ્તકો શંકરના શિરપર શોભતાં હતાં, તે લક્ષ્મણથી ઘાયલ થતાં ગીધપક્ષીના પગતળે ચગદાય છે. તેથી ખરેખર! પૂર્વકૃત કર્મોનો વિષમ વિપાક પ્રાણીઓને પાયમાલ કરે છે."

ત્રિપદી સમસ્યા આ પ્રમાણે હતી—

"स्नांता तिष्ठति कुंतलेश्वरसुता वारोंगराजस्वसु-
र्द्यूतेनाद्य जिता निशा कमलया देवी प्रसाद्याद्य च ।
इत्यंतःपुरचारिवारवनिता विज्ञापनानंतरं"

કવિએ ચોથો પાદ આ પ્રમાણે પૂર્યો—

"स्मृत्वा पूर्वसुरं विधाय बहुशो रूपाणि भूपोऽभजत्" ॥१॥

હે રાજન્! સીતાએ સ્નાન કરી દેવીને પ્રસન્ન કરતાં તેણે પોતાની ચોંબાથી રાત્રિને પણ જીતી લીધી છે, એ પ્રમાણે અંતઃપુરમાં સંચાર કરતી

વારાંગનાઓએ વિજ્ઞપ્તિ કર્યા પછી રાજાએ પૂર્વદેવને સંભારી અનેકરૂપ કરીને તેનું સેવન કર્યું."

એ પ્રમાણે સાંભળતાં કીર વિદ્વાન હસીને કહેવા લાગ્યો કે:— આતો જૈનોને ઉચિત વચન છે. કારણ કે તેમનાં મતમાં કર્મનો વિપાક કહેવામાં આવે છે. વળી આ સમસ્યાપૂર્ત્તિ તો સુજ્ઞોને પ્રમોદ પમાડે તેવી છે.

એવામાં ધનપાલ બોલ્યો—'હે દેવ! કહો, કે કીરનો મારાપર રાગ છે? અથવા તો મલિનાંગના સત્યને સૂર્ય પોતે પ્રગટ કરશે. જો મારામાં મનુષ્યત્વ છે, તો બાવન પલના શુદ્ધ ફાલમાં આવા અક્ષરો અવશ્ય કોતરાઇ જશે. એવી હું પ્રતિજ્ઞા કરૂં છું.

એમ સાંભળતાં કૌતુકથી રાજાએ તે પ્રમાણે કરાવ્યું. એટલે ફાલ-પાટપર તેવા અક્ષરો કોતરાઇ જવાથી ધનપાલ શુદ્ધ અને શુદ્ધ યશના નિધાનરૂપ તે રાજાને પ્રતીત થયો. કારણ કે સત્ય બાબતમાં કોણ મત્સર ધરાવે?

એક દિવસે ભોજરાજાએ કવીશ્વરને પૂછયું કે—'તમારા જૈન-સાધુઓ જળાશયના દ્વારને કેમ સુકૃત માનતા નથી?'

ત્યારે સત્યવ્રત ધનપાલ યથાર્થ વચન બોલ્યો કે—'જળાશયમાં શીતળ અને ચંદ્રમાના કિરણ સમાન નિર્મળ જળનું ઇચ્છાનુસાર પાન કરી તૃષ્ણા રહિત થતાં પ્રાણીઓ મનમાં પ્રમોદ પામે છે, તેજ જ્યારે સૂર્યના કિરણોથી સુકાઇ જાય છે, ત્યારે તેમાં અનંત જીવો નાશ પામે છે. તેથી કૂપાદિના જળાશયોપર યતિજનો ઔદાસીન્ય ધારણ કરે છે.'

એ પ્રમાણે સાંભળતાં રાજા કહેવા લાગ્યો—'એ તો સત્ય છે. જિનધર્મ ખરેખર સત્યપરજ રચાયેલ છે. પરંતુ વ્યવહારમાં રહેલા લોકોને તે કોઇ રીતે રૂચે નહિ.'

એટલે રાજમિત્ર ધનપાલ બોલ્યો કે—'પિતાએ મને એવું શીખવ્યું છે અને કંઇક સાંભળવાથી મારા જાણવામાં આવ્યું છે, પણ અજ્ઞજન ન સમજે, ત્યાં શી વાત કરવી? કારણ કે—'નરકના સ્થાનરૂપ હિંસાનો ત્યાગ કરવો, અસત્ય ન બોલવું, ચોરીનો પરિહાર કરવો, વિષયથી વિરક્ત રહેવું અને પરિગ્રહની મૂર્છા તજી દેવી—એ જૈન ધર્મ જો પાપ પંકમાં પડેલા લોકોને ન રૂચે, એટલે પ્રમેહના રોગવાળાને ઘૃત ન ગમે, તેથી શું ઘૃતમાં ન્યુનતા આવી જાય છે?'

પછી ધનપાલ પંડિત સાતે ક્ષેત્રોમાં પોતાનું ધન વાપરવા લાગ્યો. તેમાં પણ સંસારથકી પાર ઉતારવાના કારણરૂપ ચૈત્ય પ્રથમ ગણવામાં આવેલ છે. એમ ધારી તેણે શ્રી **આદિનાથ** પ્રભુનું ચૈત્ય કરાવ્યું. ત્યાં શ્રી **મહેંદ્રસૂરિ**ના હાથે જિ-

નબિંબની તેણે પ્રતિષ્ઠા કરાવી. પછી તેણે ભગવંતની સમક્ષ બેસીને 'जयजंतुकप्प' ઇત્યાદિ પાંચસો ગાથાની સ્તુતિ બનાવી.

એવામાં એક વખતે સ્મૃતિ-કથાના વિસ્તારમાં મુગ્ધ બનેલ રાજાએ પોતાના મિત્ર ધનપાલને કહ્યું કે—' તું પણ કોઇ જૈનકથા મને સંભળાવ. ' એટલે તેણે વિદ્વાનોને વિચારવા લાયક, દોષથકી ઉદ્ધાર કરનારી, રસથી કાવ્યરૂપ ચક્ષુને નિર્મળતા આપનારી, વિદ્વાનોના મુખમાં કપૂરના પૂર સમાન, વર્ણપૂરિત અને નવ રસથી વિસ્તૃત એવી બાર હજાર શ્લોકના પ્રમાણવાળી **તિલકમંજરી** નામે યથાર્થ કથા બનાવી. કવીશ્વરે એ કથાને નવ રસોથી ઓતપ્રોત કરી દીધી. વળી તે કથાની પરિસમાપ્તિ સુધી તે તેમાં જ એક ધ્યાને રહ્યો. જાણે પોતાના સહચારી હોય તેમ નવ રસો ષડ્રસોના પ્રસ્તાવ-પ્રસંગને ધારણ કરવા લાગ્યા. એટલે લોકો તેમાં સતત ષડ્રસોનો સ્વાદ અનુભવવા લાગ્યા.

પછી કવીશ્વરની પુત્રીએ તેને પૂછયું કે ' હે તાત ! એ ગ્રંથ શું સમાપ્ત થયો ? ' અહો પિતાના ધ્યાનમાં અને પુત્રીના જ્ઞાનમાં સ્પર્ધા ખરેખર ! આશ્ચર્ય ઉપજાવે તેવી હતી.

હવે તે કથા સમાપ્ત થતાં કવિશિરોમણિ ધનપાલે **વાદિવેતાલ** એવા **શ્રીશાંતિસૂરિને** બોલાવ્યા. તેમણે ઉત્સૂત્ર-પ્રરૂપણાથી તેનું સંશોધન કર્યું. કારણ કે તે સિદ્ધસારસ્વત હોવાથી તેની કૃતિમાં શબ્દ કે સાહિત્યદોષ તો કયાંથી હોય ? પછી તે કથા વાંચતાં રસ-સંગ્રહને માટે રાજાએ તે પુસ્તકની નીચે સુવર્ણનો થાળ મૂકાવ્યો. એટલે આધિ વ્યાધિનો ઉચ્છેદ કરવામાં કારણરૂપ અને અક્ષય તૃપ્તિને આપનાર એવા તે કથાના રસરૂપ અમૃતનું રાજાએ ત્યાં સંપૂર્ણ રીતે પાન કર્યું. પછી તે કથા સમાપ્ત થતાં રાજાએ જણાવ્યું કે—' હું તને કંઇક પૂછું છું અને હે કવિવર ! કંઇક તારી પાસે માગણી કરૂં છું તો તેથી તું મારાપર રોષ લાવીશ નહિ. પ્રથમજ કથાના આરંભમાં ' શિવ રક્ષણ કરો ' એમ મંગલાચરણકર, તેમ મારાં કહેવાથી તેમાં ચાર સ્થાનનું પરાવર્ત્તન કર. **અયોધ્યાને** સ્થાને **ધારાનગરી**, **શક્રાવતાર** ચૈત્યને સ્થાને **મહાકાલ**, **ઋષભને** સ્થાને **શંકર** અને ઇંદ્રને સ્થાને મારૂં નામ રાખ. એટલે આનંદ વડે સુંદર એવી આ કથા **યાવચ્ચંદ્ર દિવાકરૌ** જગતમાં જયવંતી વર્તે. '

ત્યારે ધનપાલ પંડિત કહેવા લાગ્યો—'હે, નરેંદ્ર! એ પ્રમાણે પરાવર્ત્તન કરતાં તો શુભને બદલે અશુભ થાય. હું એક સત્ય વચન કહું છું, તે સાંભળ-જેમ પૂર્ણ પયપાત્ર બ્રાહ્મણના હાથમાં હોય, તેમાં મદ્યનો એક બિંદુ પડતાં તે અપવિત્ર થઇ જાય, તેમ એ નામોનું પરાવર્ત્તન કરતાં પવિત્રતાને હાનિ પહોંચવાથી કુળ, રાજ્ય અને દેશનો ક્ષય થઇ જાય. શેષ ( નાગ ) સંબંધી સેવા વિશેષને

આદરપૂર્વક વચન આપ્યું. ત્યાં યોગિનીએ તેના મુખમાં અમૃત સમાન ઇક્ષુરસનો કોગળો નાખ્યો અને તેના મસ્તકપર પોતાનો હાથ રાખ્યો. પછી તે સરસ્વતી દેવી ક્ષણવારમાં અદૃશ્ય થઇ ગઇ. એટલે ધર્મે તે બધું મૂકી દઇને તે ત્યાંથી તરત ચાલી નીકળ્યો, અને હળવે હળવે આગળ ચાલતાં તે નર્મદાના તીરે આવી પહોંચ્યો. ત્યાં સારસ્વતના ઉદયથી તે ચિંતવ્યા વિના કાવ્યો બનાવવા લાગ્યો. નર્મદાનું તેણે આ પ્રમાણે વર્ણન કર્યું-'અહો ! આ પાતાલમૂલનો સ્પર્શ કરનારા અને વિંધ્યાચલને ભેદનારા નર્મદાના જળ પ્રવાહો ત્રાસ ઉપજાવે છે. અને તટપર ઉત્પન્ન થયેલા વૃક્ષોને જે લીલામાત્રથી ઉખેડી નાખે છે, નચાવે છે. આઘાત પમાડે છે, ક્ષણવાર પાછા હઠાવે છે. પછી આગળ પ્રેરે છે, ક્ષણવાર તજે છે. પાછા સ્વીકારે છે. ક્ષણવાર છુપાવે છે અને પાછા પ્રગટ કરે છે. પછી નાવથી નદી ઉતરીને તે નગરમાં આવ્યો અને પોતાના ઘરે આવતાં માતાએ વાત્સલ્યથી તેનો કરસ્પર્શ કર્યો તેમજ પિતાએ તેને બોલાવ્યો કે—'હે વત્સ ! આજે મોડો કેમ આવ્યો ? વળી લઘુ બંધુએ પ્રેમ બતાવીને પોતાના શિરથી તેના હૃદયનો સ્પર્શ કર્યો. તેમજ 'હે ભાઇ ! હે ભાઇ !' એમ ભગિનીએ પણ તેને વારંવાર ગદ્ગદ શબ્દથી બોલાવ્યો. એટલે તે બધાની અવગણના કરતાં કર્કશ શબ્દથી ધર્મ કહેવા લાગ્યો કે—'હે માતા ! તું પણ મારો સ્પર્શ ન કર. હે તાત ! તું પણ મને તૃપ્તિ ન પમાડ, હે ભ્રાત ! તું પણ મને વૃથા શા માટે ભેટે છે ? હે બ્હેન ! તું વિના કારણે શા માટે રોવે છે ? જે નિર્દયો નિઃશંક થઇને મદિરા પીવે છે, મનુષ્યનું માંસ ખાય છે અને નિર્લજ્જ થઇને ચંડાલણી પ્રત્યે ગમન કરે છે, આપણે તે કૌલ મતના છીએ.' એમ કહી, સ્નેહનો ત્યાગ કરતાં તે તરતજ ઘર થકી ચાલી નીકળ્યો. પછી તે **અવંતિ** દેશના સારરૂપ એવી **ધારા** નગરીમાં ગયો. ત્યાં માનપર્વતના શિખરે ચડેલ તેણે રાજભવનના દ્વારપર બેસીને ભોજ રાજાને પોતાની મોટાઇનો શ્લોક લખી મોકલાવ્યો કે—'**ગૌડ** દેશમાં મેં શંભુપંડિતને જીતી લીધો. **ધારા** નગરીમાં વિષ્ણુને, **મંડલ** નગરમાં ભટ્ટિને અને **કાન્યકુબ્જ**માં **પશુપાત**ને જીતી લીધો. તેમ જલ્પવાદમાં બીજા પણ કેટલાયે વાદીઓને મેં જડ જેવા બનાવી દીધા છે. હે રાજન્ ! તે **ધર્મપંડિત** પોતે અહીં આવીને દ્વારપર બેઠો છે. વળી દર્શનોમાં જે કોઈ પૃથ્વીપર પોતાને પંડિત માનતો હોય, તે તર્ક, લક્ષણ, સાહિત્ય કે ઉપનિષદ્‌માં મારી સામે આવીને વાદ કરવા ઉભો રહે.' પછી ભોજ રાજા સમક્ષ આવતાં સભાને તૃણ સમાન માનનાર એવો તે અહંકાર લાવી કહેવા લાગ્યો કે—'ચિરકાલથી સેવન કરેલ વિદ્વાનોનો અપ્રતિમલ્લતાનો મદ હવે ગળી જાઓ. કારણ કે અપૂર્વ રૂપધારી તપોધન ( બ્રાહ્મણ ) રૂપે આ પોતે સરસ્વતી તારી પાસે ઉપસ્થિત થઇ છે. વળી હે રાજેંદ્ર ! હું ઉંચો હાથ કરીને જણાવું છું કે—જેનામાં શક્તિ હોય, તે વાદી મારી સમક્ષ આવીને

વાદ કરે. વિતંડાવાદમાં પ્રવીણ એવો હું વાદ કરવાને તત્પર છતાં જગતમાં કોઇ પંડિત નથી કે જે મારી સામે બોલી શકે. હે નરદેવ ! વધારે શું કહું ? આ ધર્મ પંડિતનો પૃથ્વીપર સંચાર થતાં હિમાલયમાંજ માત્ર બલવાન પ્રમાણ ( પરિમાણ ) ની પટુ રહી છે, ગરૂડમાંજ દઢ પક્ષ ( પાંખ ) છે, પર્વતોમાંજ પ્રતિવાદિતા ( પ્રતિધ્વનિ ) રહી છે અને દેવતાઓમાંજ પાત્રના આલંબનનો આગ્રહ રહ્યા છે, તેમજ કવિ અને બુધની ખ્યાતિ તો માત્ર ગ્રહોમાં રહી છે. એ બધો આ સરસ્વતીનો વિલાસ છે. બૃહસ્પતિ મંદ બુદ્ધિવાળો થઇને એક બાજુ બેસી રહે, તેમ બિચારા ઇંદ્રથી પણ શું થાય તેમ છે ? વાદીઓમાં સિંહ સમાન હું વાદી વિદ્યમાન છતાં મહેશ્વરથી પણ એક અક્ષર બોલી શકાય તેમ નથી. હે ભૂપાલ ! હું આચાર્ય છું, હું કવિ અને માંત્રિક છું, હું આ સમસ્ત પૃથ્વીમાં તાંત્રિક અને આજ્ઞાસિદ્ધ છું, હું દૈવજ્ઞ અને વૈદ્ય છું, હું વાદિરાજ અને પંડિત છું, વધારે શું કહું, સિદ્ધસારસ્વત પણ હું પોતેજ છું. '

એ પ્રમાણે તેના આડંબરયુકત કાવ્યવચનો સાંભળતાં મહાપંડિતો બધા નીચી દૃષ્ટિ કરી રહ્યા. એટલે ભોજરાજા ચિંતવવા લાગ્યો કે—' એક તે ધનપાલ કવિ વિના આજે મારી સભા શૂન્ય જેવી લાગે છે. એ પ્રમાણે અપમાન પામેલ તે હવે અહીં આવે પણ શી રીતે ? જો તે કોઈ રીતે અહીં આવી જાય તો આ અભિમાની પંડિતનો પ્રતિકાર થાય. ' એમ ધારીને તેણે સર્વત્ર પોતાના વિશ્વાસપાત્ર પુરૂષોને મોકલ્યા. તેમણે સર્વ દેશોમાં શોધ કરતા મરૂમંડળમાં આવેલ સત્યપુર નામના નગરમાં રાજપુરૂષોને તે હાથ લાગ્યો. એટલે તેમણે ભારે વિનીત વચનોથી તેને શાંત પાડ્યો. ત્યારે ઉદાસીન ભાવે રહેલ તે કહેવા લાગ્યો કે—' હું તીર્થની સેવામાં છું, માટે આવનાર નથી. '

આથી તેમણે યથાસ્થિત વૃત્તાંત રાજાને નિવેદન કર્યો, ત્યારે રાજાએ તેને પુનઃ નમ્રતા પૂર્વક પ્રિય અને કોમળ વચનથી કહેવરાવ્યું કે—' મુંજ રાજા તમને પુત્ર સમાન માનતો, તેથી તમે મોટા અને હું કનિષ્ઠ છું. તો કનિષ્ઠના વચનથી શું રોષ લાવવો જોઈએ ? પૂર્વે જ્યેષ્ઠ હોવાથી તમને ઉત્સંગે બેસાર્યા અને **શ્રી કુર્ચાલ સરસ્વતી** ( દાઢી મૂછયુકત ભારતી ) એવું બિરૂદ આપ્યું હતું. અત્યારે ભાગ્યયોગે રાજ્ય પામતાં વૃદ્ધ એવા અમને તમે તજી દીધા, છતાં જય કે પરાજયમાં અવંતિદેશ એજ તમારૂં સ્થાન છે. માટે મારા સંતોષની ખાતર તું અહીં આવ, જો નહિ આવે તો એ કોલ પરદેશી ધારા નગરીને છતીને ચાલ્યો જશે, તે તને ઉચિત છે કે અનુચિત છે ? તે તું પોતેજ જાણી શકે છે. એ ઉપરાંત તને કહેવરાવવું, તે બિલકુલ યોગ્ય જણાતું નથી. આવી બાબત તો એક સામાન્ય માણસ પણ બરાબર સમજી શકે, તો પછી મહા વિદ્વાન એવા તારી શી વાત કરવી ? હવે તને ગમે તેમ કર. '

જે જાણતા નથી; તે દ્વિજિહ્વતા ( દુર્જનતા ) ને પામતાં હીન કુળમાં ઉત્પન્ન થવાથી વિદ્વાનોમાં શું લજ્જાપાત્ર થતા નથી ?'

એ પ્રમાણે પંડિતના વચનથી ભોજરાજાને કોપ ચડ્યો. તેથી ટાઢ દૂર કરવાને પૂર્વે સામે રાખવામાં આવેલ સગડીના ધગધગતા અંગારામાં તેણે તે પુસ્તક નાખી દીધું. આથી રોષ પામતાં ધનપાલ કઠોર વચનથી પ્રતિજ્ઞા કરતાં રાજા પ્રત્યે કહેવા લાગ્યો કે—'બસ; હવે ફરીવાર તારી સાથે બોલવું નથી. તું માલવપતિ થઇને વિપરીત કેમ માને છે ? વળી કૃત્યમાં તો તું ખરેખર ! અધમ છે, કે ધનપાલને પણ મૂકયો નહિ. હું એમ પૂછું છું કે આ વંચનકળા તું કયાંથી શીખ્યો ?'

પછી ખેદયુક્ત મનથી તે પોતાના ઘરે જઇ બીછાના વિનાના ખાટલાપર નીચું મુખ કરીને સુઇ ગયો. એટલે સ્નાન, દેવપૂજા, ભોજન કે બોલવા જતાં તેને કંટાળો આવવા લાગ્યો. કથાની વાત પણ તે ભૂલી ગયો અને નિદ્રા પણ તેનાથી દૂર થઇ ગઇ. પોતાના પિતાની આવી સ્થિતિ જોઇ સાક્ષાત્ સરસ્વતી સમાન એવી નવ વરસની તેની બાલિકાએ ખેદનું કારણ પૂછતાં તેણે સત્ય હકીકત પુત્રીને કહી સંભળાવી. જે સાંભળી તાતને ધીરજ આપતાં તે બાળા બોલી કે—'હે તાત ! રાજાએ તે પુસ્તક અગ્નિમાં નાખી બાળી દીધું, તો શું થયું ? પણ તે મારા હૃદયે અક્ષય છે. માટે તમે ઉઠો અને સ્નાન, દેવપૂજા, ભોજન વિગેરે કરો. એ બધી કથા હું તમને સંભળાવીશ.' આથી ધનપાલ કવિએ સ્નાનાદિ બધી ક્રિયા સંતોષપૂર્વક સમાપ્ત કરી અને પછી તેણે પુત્રીના મુખથી સમસ્ત કથા સાંભળી તેમાં જેટલી વાત તેના સાંભળવામાં આવી ન હતી. તેટલી તે બોલી શકી નહિ. એટલે કથામાં ત્રણ હજાર શ્લોક ન્યૂન રહ્યા. જે બીજા સંબંધથી જોડીને તેણે બધા પુસ્તકમાં લખી લીધા.

હવે ત્યાં અપમાન થવાથી ધનપાલ કવીશ્વર ધારાનગરીથી ચાલી નીકળ્યો. કારણ કે સજ્જનો માનહીન થતાં ત્યાં સ્થિતિ કરતા નથી. પશ્ચિમ દિશા તરફ ક્ષોભ વિના ચાલતાં તે નગરજનોથી સુશોભિત એવા **સત્યપુરમાં** આવી પહોંચ્યો. ત્યાં શાશ્વત પદ સમાન શ્રી મહાવીર ચૈત્ય દૃષ્ટિગોચર થતાં તે મહાપંડિત પરમ આનંદને પામ્યો. પછી ભગવંતને નમસ્કાર કરી તેણે વિરોધાભાસ અલંકારોથી અલંકૃત એવી '**देव निम्मल**' ઇત્યાદિ પ્રાકૃત સ્તુતિ બનાવી કે જે અદ્યાપિ વિદ્યમાન છે.

હવે અહીં કેટલાક દિવસ પછી ભોજરાજાએ ધનપાલકવિને બોલાવ્યો, પરંતુ તેના ચાલ્યા જવાનો વૃત્તાંત સાંભળવામાં આવતાં રાજા ખેદાતુર થઇ કહેવા લાગ્યો કે—'જો મનમાં વિચાર કરીએ, તો તે કર્કશ વચનને લીધે ગયો તે ઠીક,

પરંતુ સરસ્વતી સમાન સત્યવાદી તેના જેવો પંડિત બીજો કોઇ નથી. અમે ભાગ્યહીન કે એવા પુરૂષના સંસર્ગથી રહિત થયા. તેના નિવાસનું પુણ્ય હવે આ દેશને ક્યાંથી મળે ?' એ પ્રમાણે અમાવાસ્યામાં ચકોરની જેમ ભોજ રાજા ખેદ પામતો રહેવા લાગ્યો. એવામાં કૌલમતનો **ધર્મ** નામે પંડિત ત્યાં આવી ચડ્યો. તેનો વૃત્તાંત આ પ્રમાણે છે.

અનંત ગોત્રો ( પર્વતો ) ના આધારરૂપ, પુરૂષોત્તમ ( કૃષ્ણ અથવા ઉત્તમ પુરૂષો ) ના આશ્રયરૂપ તથા અનેક રત્નોના નિધાન રૂપ સમુદ્ર સમાન **લાટ** નામે દેશ છે. જ્યાં **નર્મદા**ના તરંગો દર્શન કરતા લોકોને પાવન કરે છે. એવું **ભૃગુકચ્છ** નામે ત્યાં નગર છે. ત્યાં વેદ વેદાંગનો પારંગામી અને જાણે સાક્ષાત્ શરીરધારી બ્રહ્મા હોય એવો **સૂરદેવ** નામે મુખ્ય બ્રાહ્મણ રહેતો હતો. સતાઓમાં શિરોમણિ એવી **સાવિત્રી** નામે તેની પત્ની હતી કે જે નીતિપાત્ર અને દાનેશ્વરોમાં પ્રખ્યાત હતી. તેમના **ધર્મ** અને **શર્મ** નામના બે પુત્રો હતા કે જે પિતાની આશાના સ્થાન હતા, તેમજ **ગોમતી** નામે તેમની એક પુત્રી હતી. તેમાં ધર્મ પોતાના નામથી વિપરીત અને શઠપણાથી તે અનીતિએ ઉતર્યો, જેથી સૂર્યને **શનિશ્ચરની** જેમ પિતાને તે સંતાપજનક થઇ પડ્યો.

એકદા પિતાએ ધર્મને શિખામણ આપતાં સમજાવ્યું કે—'હે વત્સ ! આજીવિકા માટે ધન ઉપાર્જન કર. કારણ કે તે વિના ઉદરપૂરણ માટે તને ધાન્ય મળવાનું નથી.' પછી પોતે કળાહીન, વિદ્યારહિત અને નીચ જનના સંસર્ગથી સર્વ પ્રકારના ઉપાય થકી ભ્રષ્ટ હોવાથી તે ઇક્ષુક્ષેત્રનો રક્ષક બન્યો. ત્યાં વડવૃક્ષમાં એક ક્ષેત્રપાલ હતો. એટલે દૈવયોગે તે ધર્મ ભક્તિપૂર્વક નિરંતર તેની પૂજા કરવા લાગ્યો.

એવામાં એક વખતે ધર્મ પોતાના સ્વામીના ઘરે ગયો. તે દિવસે કોઇ પર્વ હોવાથી ક્ષેત્રપતિએ તેને કહ્યું કે—'આજે અહીં ભોજન કર.' ત્યારે તેણે સ્પષ્ટ શબ્દમાં જણાવ્યું કે—'ક્ષેત્રપાલની પૂજા વિના હું પ્રાણાંતે પણ ભોજન કરતો નથી.' એમ કહીને તે ખેતરમાં ગયો. ત્યાં ક્ષેત્રપાલની પૂજા કરીને જેટલામાં તે ખેતરના માળાપર બેઠો, તેવામાં વાડની બહાર ક્ષેત્રપાલના પ્રસાદથી જાણે સાક્ષાત્ શક્તિ-દેવી હોય તેવી એક નગ્ન યોગિની તેના જોવામાં આવી. એટલે યોગિનીએ તેની પાસે એક ઇક્ષુલતા ( શેલડીનો સાંઠો ) માગી, ત્યારે તેણે અતિભક્તિપૂર્વક તેને ભારે રસદાર શેલડીના બે સાંઠા આપ્યા. તેના આસ્વાદથી અતિ પ્રસન્ન થયેલ તે યોગિની કહેવા લાગી કે-'હે વત્સ ! શું તું શરમાય છે કે નહિ ?'

તે બોલ્યો—હે મહામાયા ! હું શરમાતો નથી.'

ત્યારે પુનઃ તે બોલી—'તો વચન આપ.' એટલે તેણે વાડ બહાર આવી,

એ પ્રમાણે સાંભળતાં પોતાની જન્મભૂમિના પક્ષપાતથી ધનપાલ કવિ સત્વર ધારાનગરીમાં આવ્યો. એટલે તેનું આગમન જાણવામાં આવતાં ભોજ ભૂપાલ પગે ચાલીને તેની સન્મુખ આવ્યો ત્યાં સાથે મળતાં રાજાએ તેને દૃઢ આલિંગન દઇને બુદ્ધિનિધાન ધનપાલને કહ્યું કે—'હે મિત્ર! મારો અવિનય ક્ષમા કર.'

ત્યારે ધનપાલ અશ્રુ લાવીને બોલ્યો કે—'હે મહારાજ! હું બ્રાહ્મણ છતાં જૈનલિંગથી નિઃસ્પૃહ છું અને સદ્વ્રતમાં અવશ્ય સસ્પૃહ છું. વળી મારાપર થતો તારો મોહ મને અહીં વિલંબ કરાવશે કારણ કે ઉદાસીન પુરૂષના મનમાં માન કે અપમાન કંઇ અસર કરતા નથી.'

એટલે રાજાએ જણાવ્યું કે—'એ સંબંધી તારા માટે મને જરા પણ ખેદ નથી; પરંતુ તું વિદ્યમાન છતાં ભોજની સભા જે પરવાદીથી પરાભવ પામે, એ એક રીતે તારોજ પરાભવ છે. એમ સાંભળતાં કવીશ્વર બોલ્યો કે—'હે નરેંદ્ર! તું ખેદ કરીશ નહિ, પ્રભાતે એ ભિક્ષુ અનાયાસે પરાજિત થશે' આથી ભોજ ભૂપતિ હૃદયમાં હર્ષ પામતો પોતાના ઘરે ગયો અને ધનપાલ પણ વેષ તજીને પોતાના ઘરે આવ્યો, કે ઘર સંમાર્જન વિનાનું હતું, સસલા અને ઉંદરોના ખિલોથી વ્યાપ્ત અને ઘણા રાફડાથી તે ભારે દુર્ગમ બની ગયું હતું.

પછી પ્રભાતે રાજભવનમાં આવતાં રાજાએ તેને મકાનની શુદ્ધિ પૂછી ત્યારે ધનપાલ કહેવા લાગ્યો કે—'હે રાજન્! સત્ય વચન સાંભળો—અત્યારે આપણ બંનેનું સદન સમાન છે. કારણ કે તારા મકાનમાં સુવર્ણના વિશાલ પાત્રો છે અને મારા ઘરમાં વિસ્તૃત આર્ત્તનાદ થઇ રહ્યા છે. તારૂં ભવન બધા પરિજનથી વિભૂષિત છે અને મારૂં ગૃહ સમસ્ત પરિજનથી રહિત છે, વળી તારૂં ભવન હાથી—હાથણીઓથી ગહન છે અને મારૂં ઘર રજ—ધૂળથી વ્યાપ્ત છે.'

હવે રાજાએ ઈંદ્રસભા સમાન પોતાની સભામાં ધર્મવાદીને બોલાવીને જણાવ્યું કે—'હે વાદી! સાંભળ, આ વાદીઓના ગર્વને ઉતારનાર **ધનપાલ** કવીશ્વર આવ્યો છે.' ત્યારે પોતાના પૂર્વ પરિચિત **છિત્તપ** નામના વિદ્વાનને જોઈ ધર્મ તેને સંતોષ પમાડવા માટે આ પ્રમાણે કાવ્ય બોલ્યો:—

**"श्रीछित्तपे कर्दमराजशिष्ये सभ्ये सभाभर्त्तरि भोजराजे।**
**सारस्वते स्रोतसि मे प्लवंतां पलालकल्पा धनपालवाचः" ॥ १ ॥**

કર્દમરાજ—શિષ્ય શ્રીછિત્તપ સભાસદ અને ભોજરાજા સભાપતિ છતે પલાલ—ઘાસતુલ્ય ધનપાલની વાણી મારા સારસ્વત પ્રવાહમાં તણાતી—ડૂબતી થાઓ.

ત્યારે ધનપાલ કવિએ એજ શ્લોકને વિપરીતપણે બતાવતાં જણાવ્યું કે:—

**"धनपेति नृपस्यामं— त्रणे मे मम तद्गिरः।**
**म्रालवाचः प्लवंतां हि सिद्धसारस्वते स्वरे" ॥ १ ॥**

ધનપ એ રાજાનું આમંત્રણ બનાવતાં હે ધનપ! એવો અર્થ થાય. મે એટલે મમ અર્થાત્ તેની વાણી એટલે આલવાચ:—શ્રેષ્ઠ વાણી સિદ્ધસારસ્વત સ્વરમાં તરતી થાઓ.'

એ પ્રમાણે રાજમિત્રે શબ્દ ખંડનથી તેજ અક્ષરોમાં એનો જ પ્રતિપક્ષ અર્થ કહી બતાવ્યો.

પછી ધનપાલ કવિએ તેને સમસ્યા આપી, જે તેણે એકસો આઠવાર પૂરી કરી, પરંતુ તેમાંની એક નિર્દોષ કે વિદ્વાનોને આશ્ચર્ય પમાડે તેવી નહતી. તે ધર્મ વિદ્વાને છેવટે આ પ્રમાણે સમસ્યા પૂરી:—

સમસ્યાનો પૂર્વાર્ધ આ રીતે છે:—

" इयं व्योमांभोधेस्तटमिव जवात्प्राप्य पतनं
निशातो विश्लिष्टा घनघटितकाष्ठा विघटते" ॥

સમુદ્રના તટની જેમ એકદમ પતન પામીને રાત્રિથી વિયુક્ત થયેલ અને સારી રીત મળી ગયેલ આ દિશાઓ વિભિન્ન થાય છે.'

સમસ્યાપૂર્તિ, ઉત્તરાર્ધ આ પ્રમાણે છે:—

" वणिग्वक्त्राक्रंदरिवपि शकुनिकोलाहलगणे
निराधारास्तारास्तदनु च निमज्जंति मणयः" ॥ ९ ॥

વણિકમુખના આક્રંદ સમાન પક્ષીઓ કોલાહલ કરવા લાગ્યા અને નિરાધાર થયેલ તારારૂપ મણિઓ છુપાઇ ( નિમગ્ન થઇ ) ગયા.'

અત્યંત કર્ણકટુ હોવાથી, ચંદ્રાસ્તના વર્ણનથી અને ન્યુનાક્તિ દૂષણથી સભ્ય જનોએ એ સમસ્યાપૂર્તિ તેની માન્ય ન કરી, એટલે ધનપાલ બોલ્યો—' એ સમસ્યાપર વજ્ર પડો ' આથી મિથ્યા આડંબર રાખનાર તે કવિ વિલક્ષ થઇ ગયો અને જયની આશા તેની ભગ્ન થઇ ગઇ.

એટલે ધનપાલ કવીશ્વરે વિદ્વાનોને મનોહર લાગે તેમ તે સમસ્યા અનાયાસે પૂરી કરી. કારણ કે એ તેને મન નજીવી વાત હતી.

" असावप्यामूलात् त्रुटितकरसंतानततिकः
प्रयात्यस्तं स्रस्तासितपट इव श्वेतकिरणः " ॥

આ શ્વેતકિરણ ચંદ્રમા પણ મૂલથી કિરણો તૂટતાં પડી જતા શ્વેત પટની જેમ અસ્ત થાય છે.'

ત્યારે ભગ્ન થતાં પરાભવરૂપ સમુદ્રમાં નિમગ્ન થયેલ ધર્મને કવિએ પ્રતિબોધ પમાડતાં, નાવની જેમ આશ્વાસન આપીને તેનો ઉદ્ધાર કર્યો. મદ ન કરવા માટે તેણે સૂચવ્યું કે—' જન્મ પર્યંત પ્રતિ દિવસ શાસ્ત્રનો સાર ગ્રહણ કર્યો છતાં એવો કોણ છે કે જેની વાણીનો વિલાસ અદ્યાપિ અભિન્ન મુદ્રાયુક્ત થઇને જયવંત હોય ?'

પછી ધનપાલ પંડિતે રાજાને સંમતિ આપતાં જણાવ્યું કે—' હે રાજન્ ! ધર્મ પંડિતને એક લક્ષ દ્રવ્ય આપો. '

ત્યારે ધર્મ બોલી ઉઠયો કે—' આ બ્રહ્માંડના ઉદરરૂપ કોટર કેટલું, તેમાં પણ માટીના ગોળારૂપ આ પૃથ્વીમંડળ કેટલું, તેમાં પણ આવા કરોડો રાજાઓ છે તેમાં કેટલાક યાચકોની ગદ્‌ગદ ગિરાથી દાન આપે છે. હા ! અમે તો ખરેખર ! વજ્ર જેવા કઠિન છીએ. કે તેમની પાસે જ યાચના કરીએ છીએ. માટે અસાર અને નશ્વર એ ધન હું લેનાર નથી. કારણ કે પોતાના અભિમાનરૂપ જીવ હરાઇ જતાં પુરૂષ શબ તુલ્ય છે. ' એમ બોલીને પુનઃ તે કહેવા લાગ્યો કે–' એક ધનપાલ કવિજ બુદ્ધિનિધાન છે, એમ મારા મનમાં હવે પ્રતીતિ થઇ છે. નિશ્ચય એની સમાન કોઇ પંડિત નથી. '

એટલે વિસ્મય પામતાં સિદ્ધ સારસ્વત કવિ કહેવા લાગ્યો કે—' હે સુજ્ઞ નથી ' એમ ન કહેવાય કારણ કે '**रत्नगर्भा वसुधरा**' પૃથ્વીમાં અનેક પુરૂષ–રત્નો હોય છે. અણહિલ્લપુરમાં શ્રીમાન્ **શાંતિસૂરિ** બુધ શિરોમણિ છે, કે જે જગતમાં જૈન તરીકે વિખ્યાત છે. હે મિત્ર ! તું તેમની પાસે જા. ' પછી રાજાએ અને ધનપાલે સ્નેહપૂર્વક તેને વિસર્જન કર્યો એટલે તેના વિજયમાં ભગ્નાશ થયેલ તે પોતાના મનમાં ચિંતવવા લાગ્યો કે–' અત્યાર સુધીમાં કોઇએ મારા વચનને સ્ખલના પમાડી ન હતી. આવા મારા વચનને પ્રતિહત કરનાર એ બ્રાહ્મણ ખરેખર ! સાક્ષાત્ **સરસ્વતી** છે. માટે તે આચાર્યને અવલોકન કરવાના મિષે અહીંથી પ્રયાણ કરવું, તેજ ઉત્તમ છે. ' એમ ધારીને તેણે ગુર્જરદેશ તરફ પ્રયાણ કર્યું.

હવે અહીં પ્રભાતે ભોજરાજાએ તે ધર્મ પંડિતને પોતાની સભામાં બોલાવ્યો. પણ ' તે નથી ' એમ જાણવામાં આવતા ધનપાલ કવિ બોલ્યો કે—

**" धर्मो जयति नाधर्म्म इत्यलीकीकृतं वचः ।**
**इदं तु सत्यतां नीतं धर्म्मस्य त्वरिता गतिः "** ॥ १ ॥

ધર્મ જય પામે છે. પણ અધર્મ નહિ—એ કહેવત મિથ્યા થઇ અને ધર્મની ગતિ ઉતાવળી હોય છે, એ વચન તેણે સત્ય કરી બતાવ્યું. '

એવામાં રાજાએ ધનપાલની પ્રશંસા કરતાં જણાવ્યું કે—' જેમ જીવ વિના શરીર અવયવયુક્ત છતાં બીજાને ઉત્તર આપવામાં તે સમર્થ નથી. તેમ સુજ્ઞશિરોમણિ એક ધનપાલ મિત્ર વિના ધર્મના વાદમાં સભા બધી મુંગી બની ગઇ હતી. માટે તેજ એક સદા મારી પાસે રહો. ' એમ સાંભળતાં રાજાના સન્માનથી ધનપાલ કવીશ ભારે સંતુષ્ટ થઇ રહ્યો.

હવે અહીં ધર્મ અણહિલ્લપુરમાં પહોંચ્યો. શ્રીશાંતિસૂરિએ વાદમાં તેને જીતી લીધો. એટલે તેણે આચાર્યને ભારે પોતાની લાગણી બતાવી—એ બધું તેના ચરિત્ર થકી જાણી લેવું.

અહીં શોભનમુનિ મહાવિદ્વાન્ છે અને આગમ-જ્ઞાનના નિધાન છે. તેમણે એકદા યમકાલંકારથી અતિભક્તિપૂર્વક તીર્થંકર પ્રભુની સ્તુતિ બનાવી. તે બનાવવાનાજ એક ધ્યાનમાં હોવાથી તે એક શ્રાવકના ઘરે ત્રણવાર ભિક્ષા લેવા ગયા એટલે શ્રાવિકાએ પૂછ્યું કે—'હે ભગવન્! ત્રણવાર તમે શા કારણથી આવ્યા ?'

મુનિ બોલ્યા—'ચિત્તના વિક્ષેપને લીધે હું ગમનાગમન જાણી શકતો નથી.' એ વાત શ્રાવિકા પાસેથી જાણવામાં આવતાં ગુરૂ મહારાજે તેમને પૂછ્યું, ત્યારે શોભન મુનિએ જણાવ્યું કે–'સ્તુતિના ધ્યાનમાં હોવાથી હું કંઈ જાણી ન શક્યો.' પછી ગુરૂએ તે કાવ્યો જોયાં, જેથી ચમત્કાર પામીને તેમણે ભારે હર્ષપૂર્વક શોભનમુનિની પ્રશંસા કરી. એવામાં તેમનો સંગ થતાં **શોભન મુનિ** શ્રીસંઘના અભાગ્યે જ્વરથી પીડિત થવાથી તત્કાલ પરલોકવાસી થયા. એટલે સિદ્ધ સારસ્વત કવીશ્વરે પોતાના બંધુના દઢ સ્નેહથી તે ચતુર્વિંશતિ જિનસ્તુતિની પોતે ટીકા બનાવી.

એકદા પોતાના આયુષ્યનો અંત નજીક આવેલ જાણી ધનપાલ પંડિતે ગુરૂ પાસે પરલોક સાધવા માટે રાજાની અનુમતિ લીધી. એટલે **શ્રીમહેંદ્રસૂરિ** પાસે તેણે ગૃહસ્થપણામાંજ સંલેખના કરી ત્યાં તીવ્ર તપથી દેહશુદ્ધિ કરતાં, અંતરશત્રુને જીતતાં અને નિરતિચારપણે સમ્યકત્વ પાળતાં તે ગુરૂ પાસે રહ્યો. વળી શ્રુતના પારંગામી એવા સ્થવિર મુનિઓ પાસે કાળ નિર્ગમન કરતાં પ્રાંતે દેહનો ત્યાગ કરીને તે **સૌધર્મ** દેવલોકમાં ગયો. તે વખતે ઉભયલોકમાં હિતકારી તેનું અદ્ભુત પાંડિત્ય જોઈ સંતુષ્ટ થતાં પોતે ગુરૂ પણ અનશનપૂર્વક સ્વર્ગે ગયા.

એ પ્રમાણે શ્રીમાન્ મહેંદ્રસૂરિના હાથે દીક્ષિત થયેલ શ્રી **શોભન** મુનિ તથા બુદ્ધિનિધાન શ્રી **ધનપાલ** કવિનું ચરિત્ર સાંભળી ભવ્યજનો જૈનધર્મની દઢ વાસનાવડે મિથ્યાતિમિરને દૂર કરનાર એવું સમ્યકત્વ-રત્ન પ્રાપ્ત કરો.

શ્રી ચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન તથા **શ્રીરામ** અને લક્ષ્મીના પુત્ર એવા **શ્રીપ્રભાચંદ્રસૂરિએ** મન પર લેતાં, શ્રી પ્રદ્યુમ્નાચાર્યે સંશોધન કરેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી મહેંદ્રસૂરિના ચરિત્રરૂપ આ સત્તરમું શિખર થયું.

તે શ્રી **દેવાનંદસૂરિ** પ્રમોદ વિસ્તારો કે જેમણે હૈમ વ્યાકરણમાંથી ઉદ્ધરીને સુજ્ઞોને સુગમ બોધ થવા માટે નવું **સિદ્ધ સારસ્વત** નામનું વ્યાકરણ બનાવ્યું. તેમના વંશરૂપ કનકાચલને વિષે કલ્પવૃક્ષ સમાન અને અમને પદઅર્થ આપનારા એવા શ્રીમાન **પ્રદ્યુમ્નસૂરિ** આ વાણી પ્રગટાવે છે.

**ઇતિ-શ્રી મહેંદ્રસૂરિ-પ્રબંધ.**





# ૧૮ શ્રી સૂરાચાર્ય પ્રબંધ.



વિદ્વાનો અને શ્રી સંઘથી પૂજિત એવા શ્રીમાન્ **સૂરાચાર્ય** તમારૂં કલ્યાણ કરો કે જેમણે પોતાની અધિકતર પ્રજ્ઞાથી બૃહસ્પતિને પણ જીતી લીધો. વળી જેણે પોતાની પ્રતિભાથી **ભોજરાજાની** સભા જીતી લીધી, એવા શ્રી સૂરાચાર્ય પ્રભુના અમે અહીં કેટલા ગુણગાન કરીએ ? વિદ્વાનોના હૃદયરૂપ ભીંતમાં ચિત્રની જેમ સ્થિર થયેલ અને વર્ણ્યયશવડે ઉજ્વળ એવું તેમનું આશ્ચર્યકારી ચરિત્ર જાણીને ચિત્તની સ્થિરતા માટે હું વર્ણવું છું.

રાજાની ન્યાય-પદ્ધતિની પ્રશસ્તિ સમાન અને **ગુર્જર** દેશના મંડનરૂપ એવું પૂર્વે **અણહિલ્લપુર** નામે નગર હતું. ત્યાં દુષ્ટ રાજાઓને દબાવનાર, પોતાના પ્રતાપથી ક્ષત્રિયોને વશ કરનાર અને ચક્રવર્ત્તી સમાન એવો **ભીમ** નામે રાજા હતો. શાસ્ત્ર-શિક્ષા આપવામાં ગુરૂરૂપ, અક્ષત સત્યવ્રતથી સુશોભિત અને ક્ષત્રિય કુળમાં ઉત્પન્ન થયેલ એવો **દ્રોણાચાર્ય** નામે એ રાજાનો મામો હતો. તેના **સંગ્રામસિંહ** નામે ભાઈનો **મહીપાલ** નામે પુત્રરાજા હતો કે જે પ્રજ્ઞામાં બૃહસ્પતિને પણ જીતે તેવો હતો. દૈવયોગે બાલ્યાવસ્થામાં જ તેનો પિતા મરણ પામ્યો, એટલે તેની માતાએ પોતાના ભાઇના પુત્ર-ગુરૂ પાસે જઇને કહ્યું કે—' આ બાળકને તમે સંભાળો અને શિક્ષા આપો. ' ત્યારે નિમિત્તના અતિશયથી ગુરૂએ તેને શાસન પ્રભાવક જાણી સંતોષ-વચનથી આદરપૂર્વક ભ્રાતૃપત્ની પાસેથી તે બાળક લઈ લીધો. પછી ગુરૂની સાક્ષીમાત્રથી તે બાળક પોતાની મેળે વ્યાકરણ ન્યાય અને સાહિત્ય તેમજ આગમમાં પ્રવીણ બની ગયો. વળી સ્નેહને લીધે તે ગુરૂથી ક્ષણભર પણ અલગ થતો ન હતો. આથી તેની યોગ્યતા જાણીને ગુરૂએ તેને દીક્ષા આપી અને તરત પોતાના પાટે સ્થાપ્યો. કારણકે તેવા કામમાં વિલંબ કરવો યોગ્ય ન ગણાય. પછી વર્ત્તમાન શાસ્ત્રોરૂપ કમળોને વિકસિત કરવામાં સૂર્ય સમાન અને લોકોના અજ્ઞાનરૂપ અંધકારને પરાસ્ત કરનાર એવા તે ગુરૂ **સૂરાચાર્ય** એવા નામથી પ્રસિદ્ધ થયા.

હવે સરસ્વતીના કુળસદ્મ સમાન, વિદ્વાનોની લીલાના મહા પ્રાસાદરૂપ તથા કળારૂપ નદીઓના મહાસાગર તુલ્ય એવા ભોજરાજાના પ્રધાનો શ્રી **ભીમ**રાજાની સભામાં આવ્યા અને તેમણે પોતાના સ્વામીના ગુણોવડે અદ્દભુત એવી એક ગાથા આ પ્રમાણે કહી સંભળાવી—

" हेलानिद्दलियगइंदकुंभ–पडियपयावपसरस्स ।
सीहस्स मयणसमं निद्दिग्गहो नेयसंघाणं " ॥ १ ॥

એ ગાથાની તેણે લીલામાત્રથી અવજ્ઞા કરતાં તેમનો આદર-સત્કાર કર્યો અને તેમને આવાસ ભોજન વિગેરે આપ્યાં. એટલે તે પ્રધાનો રાજભવનમાં ગયા. ત્યારે રાજાએ પોતાના પ્રધાનોને આદેશ કર્યો કે—' એ ગાથાનો પ્રત્યુત્તર આપવા માટે કોઇ વિદ્વાનને શોધી કહાડો.' આથી કવિઓએ પોતપોતાની મતિને અનુસારે પ્રત્યુત્તરની ગાથાઓ બનાવી, પરંતુ તેમાંની એકે ગાથા રાજાને ચમત્કારી ન લાગી. એટલે સર્વ દર્શનીઓના સ્થાનોમાં, ચતુષ્પથે, ત્રિપથે, રાજમાર્ગે, હવેલીઓ, તેમજ ચૈત્યોમાં તે પ્રધાનો તેવા વિદ્વાનને શોધવા માટે નીકળી પડયા.

એવામાં એકદા તે ગોવિંદાચાર્યના ચૈત્યમાં ગયા. તે દિવસે કોઇ પર્વ હોવાથી ત્યાં નાટક ચાલતું હતું તેમાં એક નર્ત્તકી પોતાના હસ્તરૂપ ધ્વજ ઉંચા કરી, અંગના અભિનયથી નૃત્ય કરતી હતી. વાજિંત્ર અને તાલ સાથે નૃત્ય કરતાં અને વારંવાર અંગને મરડતાં તે શ્રમિત થઇ ગઇ. એટલે સ્પર્શમાં નવનીત સમાન કોમળ પત્થરથી બનાવેલ અને તેની કઠિનતાને જાણે દ્રવિત કરવા માટે જ તે નટીએ પવનના યોગે પ્રસ્વેદ ( પસીના ) ને દૂર કરવા માટે એક સ્તંભનો આશ્રય લીધો. તે વખતે કેટલાક વિશિષ્ટ પુરૂષોએ શ્રી ગોવિંદસૂરિને વિનંતિ કરી કે— ' આવી સ્થિતિમાં રહેલ આ નર્ત્તકીનું તમે સ્ફુટરીતે વર્ણન કરો. '

ત્યારે ગુરૂએ તેનું વર્ણન કરવા માટે ત્યાં બેઠેલા સૂરાચાર્યને આદેશ કર્યો. એટલે તેમણે વર્ણન કરતાં તરત જણાવ્યું કે—' હે સ્તંભ ! મૃગાક્ષી નવયૌવનાના કંકણ-આભરણયુક્ત અને કોમળ બાહુલતાના સંગથી જે તું સ્વેદયુક્ત ચલાયમાન અને કંપિત થાય છે, તેથી ખરેખર ! તું પત્થરથી બનાવેલ છે, એ વાત સત્ય છે.'

એ પ્રમાણે સાંભળતાં તરતજ તે પ્રધાનોએ ભીમરાજા પાસે આવીને હર્ષથી તે હકીકત નિવેદન કરી કે—' હે સ્વામિન ! ગોવિંદસૂરિની પાસે એક કવિ છે, તે પેલી ગાથાનો પ્રત્યુત્તર આપવાને સમર્થ છે. '

ત્યારે રાજા બોલ્યો કે—' એ આચાર્ય તો આપણા પૂર્ણ મિત્ર છે. માટે તેમનો સત્કાર કરીને કવિસહિત તે ગુરૂને અહીં તેડી આવો. '

એમ રાજાનો આદેશ થતાં તે પ્રધાનો તરતજ ગોવિંદાચાર્યના ઉપાશ્રયમાં આવ્યા અને સન્માનપૂર્વક બોલાવતાં આચાર્ય રાજસભામાં આવ્યા. એવામાં આચાર્યની પાસે સૂરાચાર્યને જોતાં રાજાએ પ્રમોદપૂર્વક કહ્યું કે—' એ તો મારા મામાનો પુત્ર છે, તેથી એનામાં સર્વ પ્રકારની શક્તિ સંભવે છે. ' પછી આચાર્ય આશીર્વાદ આપીને રાજાએ આપેલ યોગ્ય આસનપર બિરાજમાન થયા, એટલે

વિદ્વાનોએ, ભોજ રાજાએ મોકલેલ પેલી ગાથા કહી સંભળાવી. જે સાંભળતાં તરતજ સૂરાચાર્ય બોલ્યા. કારણકે તેવા પ્રકારનો પુણ્યોદય વિદ્યમાન છતાં વિલંબને અવકાશ કયાંથી હોય ? તે આ પ્રમાણે ગાથા બોલ્યા—

" अंधय सुयाणकालो भीमो पुहवीमिम्मिइ विहिणा ।
जेण सयंपि न गणियं का गणणा तुज्झ इक्कस्स " ॥ १ ॥

એ પ્રમાણે અર્થ સાંભળતાં રોમાંચિત થયેલ **ભીમ**રાજાએ **ભોજ**ના પ્રધાનોના હાથમાં એ ગાથા આપીને તેમને વિદાય કર્યા. પછી તે ગાથા વાંચતાં ભોજને વિચાર આવ્યો કે—' જ્યાં આવા કવિઓ વિદ્યમાન છે, તે દેશ પરાભવ કેમ પામે ? '

અહીં ભીમ રાજાએ સન્માનપૂર્વક આચાર્યને વિદાય કરતાં જણાવ્યું કે—' તમે પાસે હોવા છતાં વિદ્વાનોથી ગાજતો **ભોજ** ભૂપાલ શું કરવાનો હતો ? '

એકદા ગુરૂ મહારાજે સૂરાચાર્ય શિષ્યને અભ્યાસ કરવામાં નિયુક્ત કર્યા, કારણ કે ગુણો એજ પુરૂષની પ્રતિષ્ઠાને વૃદ્ધિ પમાડે છે. પછી કુશાગ્રમતિ અને ભારે સમર્થ એવા સૂરાચાર્ય શિષ્યોને શાસ્ત્રના તત્ત્વો એવી રીતે સમજાવતા કે તેઓ માત્ર એકજવાર સાંભળતાં જાણી લેતા હતા. તેમ છતાં તરૂણાવસ્થા અને બુદ્ધિની અધિક પટુતાને લીધે અભિમાન લાવીને શાસ્ત્રરહસ્યને ન સમજતા પોતાના શિષ્યોપર તે ક્રોધ લાવતા હતા. એટલે તેમને શિક્ષા આપતાં તે પ્રતિદિન રજોહરણની એક ડાંડી ભાંગતા હતા. કારણ કે ક્રોધ-રિપુ તેવા સમર્થ પુરૂષોને પણ કોઇવાર સતાવે છે. એમ કરતાં એક વખતે પોતાના જાતિબંધુ ક્રોધને સહાયતા કરવા માટે તેમને ભારે ગર્વ આવી ગયો. કારણ કે જે જેની સાથે જોડાયેલ હોય, તે તની પાછળ આવે. એટલે કાષ્ઠની દંડિકા દરરોજ ભાંગી જવાથી ખેદ પામતાં તેમણે પોતાની શુશ્રૂષા કરનાર એક પુરૂષને આદેશ કર્યો કે—' મારા રજોહરણમાં લોહની દંડિકા કરાવવાની છે.' એ પ્રમાણે સાંભળતાં શિષ્યો બધા ત્રાસ પામ્યા, અને મનમાં ભારે ખેદ લાવતાં મહામુશ્કેલીએ તેમણે ઉપાધ્યાય પાસે તે દિવસ વ્યતીત કર્યો. પછી સાંજે પ્રતિક્રમણ કરી અને શાસ્ત્રચિંતન કર્યા પછી મધ્યરાત્રે પણ નિદ્રા ન લેતાં જ્યેષ્ઠ ગુરૂના ચરણ-કમળને સેવતાં અને તેમના ચરણ ચાંપવારૂપ શુશ્રૂષા કરતાં, શિર કુટવાના અને મરણના ભયથી ગભરાઇ જતાં લોચનમાં ભારે અશ્રૂ લાવતાં તેમણે શરણ કરવા લાયક ગુરૂના શરણે આવી વંદન કરીને ઉપાધ્યાયનું ચેષ્ટિત ગુરૂને નિવેદન કર્યું. જે સાંભળતાં ગુરૂ બોલ્યા કે—' હે વત્સો ! ઉપાધ્યાયનો આશય સ્વચ્છ છે. એ તો માત્ર તમારો પાઠ સત્વર થાય, તેટલા માટે ત્વરા કરે છે, પણ તે વૈરભાવથી તેમ કરતા નથી. લોહદંડિકાની તે જે અપેક્ષા રાખે છે, તે આચાર વિરૂદ્ધ છે. તેથી એ તમને શિક્ષા આપશે, પણ તાડન કરશે નહિ.'

એ પ્રમાણે ગુરૂએ આશ્વાસન આપતાં તે શિષ્યો પોતપોતાના સ્થાને જઇને સુઇ ગયા. એવામાં સૂરાચાર્ય પણ ગુરૂની શુશ્રૂષા નિમિત્તે ત્યાં આવ્યા. એટલે તેમણે વંદના કરતાં ગુરૂએ કૃત્રિમ કોપ બતાવીને અનુવંદના ન આપી. ત્યારે તેમ-અપ્રસાદનું કારણ પૂછતાં ગુરૂએ જણાવ્યું કે—' લોહદંડ એ તો યમનું આયુધ છે, પણ ચારિત્રધારીને ઉચિત નથી, તેમજ પરિગ્રહમાં તે હિંસ્ર વસ્તુ ગણાય છે. પૂર્વે પણ કોઇ પાઠકે પોતાના શિષ્યોને શિક્ષા આપવા માટે તેમ કર્યું નથી, અહો! તારી બુદ્ધિ પુરૂષોના હૃદય ભેદવા માટે આ ક્યાંથી સ્ફુરાયમાન થઇ ? '

એમ સાંભળતાં સૂરાચાર્યે વિચાર કર્યો કે—' આ ઉપદ્રવ શિષ્યોથકી થયેલ છે,' એમ ધારી તેમણે ગુરૂને વિનયપૂર્વક કહ્યું કે—' આપ પૂજ્યનો હાથ મારા મસ્તકપર હોવા છતાં મારામાં આ નિર્દયતાની શંકા તમે કેમ લાવો છો ? કાષ્ઠદંડિકાથી શરીરે જેમ પ્રહાર દેવાય, તેમ લોહદંડથી પ્રહાર ન થાય; પણ આ તો માત્ર બતાવવારૂપ જ છે. વળી મને વિચાર આવ્યો કે મારા ગુણો એમનામાં આવે, પણ ચપળ હોય તે પૂર્ણ ન થાય એ વચન સત્ય છે.'

એટલે સર્વમાં ગુણના નિધાનરૂપ એવા ગુરૂ કહેવા લાગ્યા કે—' હે ભદ્ર ! કોઇઅંશે પણ તારામાં ગુણ નથી, તો તને એ ગુણોનો મદ કેમ આવે છે ? ' એમ સાંભળતાં પ્રબળ બુદ્ધિમાન્ સૂરાચાર્ય બોલ્યા કે—'હું કૃતકૃત્ય નથી, તેમ અતિશય રહિત એવા મને ગર્વ શો ? આ તો મારી એવી પ્રતિજ્ઞા છે કે—'મેં ભણાવેલા આ શિષ્યો પરદેશમાં વિચરીને વાદીઓને જીતનારા થાય અને આપના કિરણરૂપ બની ને લોકોની જડતા ( અજ્ઞાનતા ) ને દૂર કરનારા થાય. એમ જિનશાસનની ઉન્નતિ થવાથી આપની તેમાં શોભા જ છે.'

ત્યારે ગુરૂ બોલ્યા કે—' એ અલ્પમતિ બાળકોમાં શી આશા રાખવી ? જો તારે એવી લગની લાગી હોય, તો ભોજરાજાની સભાનો જય કરવા માટે જવાને તૈયાર થા. ' એમ સાંભળતાં સૂરાચાર્ય કહેવા લાગ્યા કે—' આપનો એ આદેશ મારે પ્રમાણ છે. વળી એ આપનો આદેશ બજાવ્યા પછી જ સર્વ વિકૃતિ (વિગઇ) નો હું સ્વીકાર કરીશ. ' એમ કહી ફાલથી ભ્રષ્ટ થયેલ સિંહની જેમ અમર્ષસહિત તે સૂરિ-સિંહ પોતાના સંથારાપર ચાલ્યા ગયા. પછી પ્રભાત થતાં આવશ્યક ક્રિયા કરીને તે કહેવા લાગ્યા કે ' આજે ભણવાનો અનધ્યાય છે. ' એમ સાંભળતાં જાણે મહોત્સવ આવ્યો હોય તેમ બાલ્યાવસ્થાને લીધે શિષ્યો હર્ષિત થયા. એવામાં મધ્યાન્હ થતાં શુદ્ધ આહાર લાવીને સાધુઓ બધા એકત્ર થયા, ત્યારે ગુરૂ મહારાજે સૂરાચાર્યને બોલાવ્યા. એટલે તે આવ્યા અને તેમને આહાર આપતાં તેમણે વિગઇ ન લીધી. ત્યારે ગીતાર્થ સાધુઓએ તેમને સમજાવ્યા અને ગુરૂએ પણ બહુ કહ્યું છતાં તેમણે પોતાનો આગ્રહ મૂકયો નહિ. છેવટે શ્રી સંઘે સમજાવ્યું,

ત્યારે તે આ પ્રમાણે કહેવા લાગ્યા કે—' મારી પ્રતિજ્ઞાનો તમે ભંગ ન કરાવો. હવે જો તમે વધારે કંઇ બોલશો, તો હું અવશ્ય અનશન કરીશ. ' પછી ગુરૂએ ગીતાર્થ સાધુઓ પાસે તેમની શુશ્રૂષા કરાવી, અને પોતાના ઉત્સંગપર બેસારીને સુજ્ઞ સુરાચાર્યને શિક્ષા આપતાં તેમણે સમજાવ્યું કે—' હે વત્સ ! પરદેશમાં વિચરતાં તું બરાબર સાવધાન રહેજે. શાસ્ત્ર, વંશ, જાતિ, કુળ, પ્રજ્ઞા, સંયમ, યમ અને નિયમો જો કે પુરૂષને જયવંત બનાવે છે, છતાં યૌવનનો વિશ્વાસ ન કરવો. '

એ પ્રમાણે ગુરૂના ઉપદેશથી વિશેષ પ્રમુદિત થતાં તે સ્વ-પરદેશના યશસ્વી તપસ્વીઓને સન્માન આપવા લાગ્યા.

પછી ગુરૂની આજ્ઞા લઇને તે **ભીમ**ભૂપાલને પૂછવા માટે રાજસભામાં ગયા. કારણ કે રાજા સાથે પ્રથમથી જ તેમનો પરિચય થયેલ હતો. ત્યાં સુવર્ણની સાથે સુગંધની જેમ અદ્ભુત અને વિદ્વાન્ એવા પોતાના બંધુને રાજાએ સુવર્ણ અને મણિ-માણિક્યના સિંહાસન પર બેસાર્યા. એવામાં માલવપતિ ભોજરાજાના પ્રધાન પુરૂષો પુનઃ ત્યાં આવ્યા અને તેમણે પોતાના સ્વામીનું સ્વરૂપ **ભીમ**રાજાને નિવેદન કરતાં જણાવ્યું કે—' હે દેવ ! તમારા વિદ્વાનોના પ્રજ્ઞાતિશયથી અમારો સ્વામી **ભોજ**રાજા ભારે સંતુષ્ટ થયો છે અને તેમને જોવાની ભારે ઉત્કંઠા ધરાવે છે. માટે હે વિચારદક્ષ નાથ ! આપ પ્રસન્ન થઇને તેમને મોકલો, કારણ કે વિદ્વાનો અને રાજાઓને અન્યોન્ય કૌતુક હોય છે. '

એટલે રાજાએ જણાવ્યું કે—' મારો નૂતન બંધુ મહા વિદ્વાન્ છે, તો પોતાના જીવની જેમ એને હું પરદેશમાં શી રીતે મોકલી શકું ? તેમ છતાં જો તારો સ્વામી, મારી જેમ એનો આદર કરે અને પ્રવેશાદિક અવસરે પોતે એને માન આપે તો મોકલું. '

એવામાં સુરાચાર્ય સંતુષ્ટ થઇને ચિંતવવા લાગ્યા કે—' અહો ! આ તો ભાગ્યોદયની વાત કે ગુરૂ પ્રસાદથી મને તે રાજાનું આહ્વાન ( આમંત્રણ ) આવ્યું. ' એમ ધારીને તેમણે જણાવ્યું કે—' હે રાજન્ ! ભોજરાજાના પંડિતે મોકલેલ ગાથા મેં જોઇ અને તેનો મેં પ્રત્યુત્તર આપ્યો. આ વિચિત્ર જગતમાં સાધુઓને કંઇ કૌતક લાગતું નથી. છતાં તારી અનુજ્ઞા હોય તો ભોજ રાજાને કંઇક આશ્ચર્ય પમાડવા હું ત્યાં જાઉં. '

ત્યારે ભીમ રાજાએ જણાવ્યું કે—' તમે મારા ભ્રાતા થઇને શું ભોજરાજાની પ્રશંસા કરશો. ?

સૂરિ બોલ્યા—' હે રાજન્! તે રાજાની મારે પ્રશંસા કરવાનું શું પ્રયોજન છે?'

પછી ભોજરાજના પ્રધાનોએ તે બધું કબુલ કરતાં ભીમ રાજાએ સુજ્ઞ શિરોમણિ સૂરાચાર્યને પ્રયાણ માટે અનુજ્ઞા આપી, અને બંધુપર ભક્તિ ધરાવ-

નાર તેણે એક હાથી, પાંચસો અશ્વો અને એક હજાર પદાતિ સાથે આપ્યા. પછી નક્ષત્ર, વાર અને ગ્રહયુક્ત શુભ મુહૂર્તે તેમાં પણ ચર લગ્ન અને ક્રૂરગ્રહ બરાબર જોઇને ગુરૂ અને શ્રી સંઘની અનુજ્ઞા મળતાં સૂરાચાર્યે નગર બહાર પ્રયાણ કર્યું અને ત્યાંથી શુભ આકૃતિવાળા એવા તેમણે પાંચમે દિવસે પ્રયાણ કર્યું. પછી ગુર્જર ભૂમિથી નીકળતાં અલ્પ પ્રયાણોમાંજ તેઓ સરહદની ભૂમિમાં આવી પ હોંચ્યા. એટલે અતિશય પ્રજ્ઞાવાન અને જયશીલ એવા તે સજ્જ થયા. ત્યાં પ્રધાનોએ પોતે લીધેલ પ્રતિજ્ઞા પ્રમાણે **ધારાનગરીમાં** આવીને તેમણે પોતાના સ્વામીને તે વાત નિવેદન કરી. જેથી ભારે ઉત્સાહ લાવી પાસેના પર્વતોવડે વિંધ્યાચલની જેમ મનોહર હસ્તીઓ, ગર્જારવ કરતા અનેક વાદળાંવડે આકાશની જેમ રથો, કલ્લોલથી શોભતા સમુદ્રની જેમ શ્રેષ્ઠ અશ્વો અને તારાઓથી વિરાજમાન ચંદ્રમાની જેમ પદાતિઓથી શોભાયમાન એવો અવંતિનાયક ભોજરાજા સર્વ સમૃદ્ધિપૂર્વક સૈન્ય લઇને તે મુનીશ્વરની સન્મુખ આવ્યો. એવામાં અમાત્યના ઉપરોધથી વ્રતાચારના વ્યતિક્રમમાં પ્રાયશ્ચિત કરવાને ઇચ્છતા આચાર્ય હસ્તીપર આરૂઢ થયા. પછી નજીકમાં આવતાં આચાર્ય અને રાજા બન્ને હસ્તીપરથી નીચે ઉતર્યા અને ભ્રાતાની જેમ ભેટી પડયા. પછી રાજાની આજ્ઞા થતાં કોશાધ્યક્ષ, દેશાંતરથી આવેલ મહાવિદ્વાનને ઉચિત અને પ્રવાલથી જડેલ એક પટ્ટ (પાટ) લઇ આવ્યો, જે લંબાઇ અને વિસ્તારમાં એક હસ્તપ્રમાણ, આઠ અંગુલ ઉંચો અને તેજબિંબની જેમ દૃષ્ટિથી જોઇ ન શકાય એવા તે પટ્ટને સ્થૂલ ગાલિચાથી આચ્છાદિત કરી નિયુક્ત પુરૂષોએ રાજાની આજ્ઞાથી શુદ્ધ ભૂમિપર સ્થાપન કર્યો, પછી રાજાએ આચાર્યને કહ્યું કે—' આ પટ્ટપર આપ બિરાજમાન થાઓ; એટલે રજોહરણથી ત્રણવાર પુંજીને સૂરિરાજ તેનાપર બેઠા. ત્યારે ભોજરાજા બોલ્યો કે—' આ ઉન અને પીંછાને પુંજવાનું શું હોય ? શું એમાં રજનું પ્રમાર્જન કર્યું ? કે જીવોનું ? કારણ કે જીવોનો એમાં સંભવ નથી.' એવામાં ત્યાં બેઠેલા આચાર્યનું શરીર કંપવા લાગ્યું. ત્યારે રાજાએ પૂછયું કે—' તમારૂં શરીર કેમ કંપે છે ? ' એટલે સૂરિ બોલ્યા—' રાજપત્ની અને શસ્ત્રધારીઓને જોઇને મને ભય ઉપજે છે.'

એમ સાંભળતાં રાજાએ જણાવ્યું—એ તો રાજાઓની એવી જ સ્થિતિ હોય છે.'

ત્યારે આચાર્ય બોલ્યા—' તો અમારા વ્રતની પણ એવી જ સ્થિતિ છે.'

એટલે રાજાએ કહ્યું—' ઠીક.' પછી હર્ષિત થયેલ રાજાને કલાનિધાન આચાર્યે ધર્મલાભરૂપ આશિષ આપીને જણાવ્યું કે—' હે ભોજરાજ ! જ્યાં સુધી વિધાતા તારા–નક્ષત્રગણને લવણ સમુદ્રમાં નાખીને સંધ્યા–તેજને અગ્નિમાં સમાવી દે છે, ધાત્રી–પૃથ્વીરૂપ પાત્ર મૂકાવીને જ્યાંસુધી દ્વિજવરો મહામંત્રનો ઘોષ ચલાવી રહ્યા છે, ઉષા ( પ્રભાત ) રૂપ શાકિની જ્યાંસુધી વારંવાર ચંદ્રરૂપ ઘરટ્ટને

લઇને ખેંચી રહી છે અને તામ્રચૂડ–કુકડાઓ જ્યાંસુધી પ્રભાતને સૂચન કરતા રહે છે, ત્યાં સુધી તું વિદ્વન્મંડળમાં જય પામતો રહે.'

એ પ્રમાણે પરસ્પર પ્રશંસા કરતાં કેટલોક સમય વ્યતીત કરીને રાજા પોતાના રાજભવનમાં ચાલ્યો ગયો અને આચાર્ય નગરીમાં આવ્યા.

હવે ત્યાં પૃથ્વીરૂપ રમણીના હાર સમાન જિનમંદિર લોકોના મુખથી જાણવામાં આવતાં જ્ઞાનનિધાન આચાર્ય તે ચૈત્યમાં ગયા. ત્યાં સુવર્ણ, મણિ, માણિક્યની પૂજાની પ્રસરતી પ્રભાયુકત જિનપ્રતિમાઓને તેમણે ભકિતપૂર્વક વંદન કર્યું. પછી પાઠ કરવામાં સાવધાન અને સરલ સ્વભાવવાળા જ્યાં પંડિતો વિદ્યમાન છે તથા મૂર્ખ શિષ્યોનો જ્યાં અભાવ છે એવા એક મઠમાં નિર્દોષ સૂરાચાર્યે પ્રવેશ કર્યો ત્યાં દુષ્ટ–અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન એવા **ચૂડસરસ્વતી** નામે આચાર્ય હતા કે જેની પ્રશંસા સમસ્ત વિદ્વાનો નિરંતર કરતા હતા. એટલે સર્વ અભિગમપૂર્વક સૂરાચાર્યે પ્રમોદથી તે આચાર્યને પ્રણામ કર્યા. તેમના શિષ્યોએ સ્વાગત પ્રશ્ન પૂર્વક સૂરાચાર્યને પ્રણામ કર્યા. પછી આચાર્યે તેમને અતિથિ સમજીને ગોચરી માટે ન મોકલ્યા અને શુદ્ધ આહાર લાવીને તેમને ભકિતપૂર્વક ભોજન કરાવ્યું. ત્યાં સાધર્મિક, રાજા અને શ્રાવકોના કુશળ પ્રશ્નના વિનોદમાં તેમણે ભારે સંતોષથી બાકીનો સમય વ્યતીત કર્યો.

એવામાં એક વખતે ભારે પ્રભુતાને લીધે રાજાને ગર્વ થયો. કારણ કે કમળથી પણ કીટ ( જંતુ ) ઉત્પન્ન થાય છે. એટલે છએ દર્શનોને ભેગા કરીને તેણે જણાવ્યું કે—' તમે જુદા જુદા આચારમાં રહીને લોકોને ભમાવો છો, માટે દર્શનના તમે બધા પંડિતો સાથે મળીને એક દર્શન કરી દ્યો કે જેથી અમે લોકો સંદેહમાં ન પડીએ.'

ત્યારે કેટલાક મુખ્ય મંત્રીઓએ રાજાને નિવેદન કર્યું કે—' હે સ્વામિન્ ! આપણો કોઇ પૂર્વજ એવું કામ કરવા સમર્થ થઇ શકયો નથી.'

એટલે રાજાએ પુનઃ પ્રશ્ન કર્યો કે—' પરમાર વંશમાં પૂર્વે કોઇ પણ રાજા પોતાની શકિતથી **ગૌડ** દેશસહિત **દક્ષિણ** દેશનો ભોકતા શું થયો છે ? '

એમ સાંભળતાં બધા લોકો મૌન રહ્યા. એટલે રાજાએ પોતાના સેવકોદ્વારા તે બધા લોકોને પશુઓની જેમ એક વાડામાં એકત્ર કર્યા. ત્યાં એક હજાર પુરૂષો અને સ્ત્રીઓને પણ લઇ જવામાં આવી. તેમને બધાને એકમત કરવાની ઇચ્છાથી રાજાએ ભોજન આપવાનું પણ બંધ કર્યું. વિવિધ ધાન્યોમાં જેમ એક રસ ઉપલબ્ધ ન થાય, તેમ અનાદિસિદ્ધ પોતપોતાના શાસ્ત્રોના પ્રમાણોથી તેમની એકતા કયાંથી થાય ? છતાં ચિંતારૂપ મહાજવર ઉપસ્થિત થતાં પોતાના જીવનનું રક્ષણ કેમ થાય—એવા વિચારથી ક્ષુધાના ત્રાસને લીધે તેમનામાં એકતા આવી.

એવામાં પોતાના દર્શનની સ્થિતિ પ્રમાણે સુરાચાર્ય પણ તેમનામાં ભળ્યા. એટલે તે બધા લોકોએ ઐક્ય કરીને સાંત્વનાપૂર્વક આચાર્યને જણાવ્યું કે—'આ રાજા તો કાલ ( યમ ) જેવો લાગે છે કે જે આમ બધા દર્શનોનું ઐક્ય કરવાને ઇચ્છે છે, પરંતુ તેમ કદિ થયું નથી અને થવાનું પણ નથી. તમે ગુર્જરવાસી મહાપ્રવીણ છો, તો કોઇ વચનયુક્તિવડે રાજાને એ દૃઢ કુવિકલ્પથી અટકાવો, અને હજારો લોકો પ્રાણદાન આપતાં આપ ભારે અગણનીય પુણ્ય ઉપાર્જન કરો.'

એમ સાંભળતાં સૂરાચાર્ય કહેવા લાગ્યા કે—'જો રાજા પણ પ્રતિબોધ ન પામે, તો અમ અતિથિનું અહીં આગમન શા કામનું ? પરંતુ દર્શનોનો ક્રિયા માર્ગ ભિન્નભિન્ન છે, માટે તેને ઉચિત કંઇક પ્રયત્ન કરીને તમને હું મુકત કરાવીશ.'

પછી ગુરૂ મહારાજે અમાત્ય મારફતે રાજાને કહેવરાવ્યું કે—'રાજાની પાસે તો અમે ઘણીવાર ગમનાગમન કરીએ છીએ, પરંતુ ઘણા દર્શની લોકોની અનુકંપા લાવીને મારે, જો રાજા ધ્યાનમાં લે, તો કંઇક સંભળાવવું છે.' ત્યારે રાજાએ જણાવ્યું કે—'એ ગુર્જર કવિરાજ ભલે સત્વર અહીં આવે.' એટલે મંત્રીઓની સાથે આચાર્ય રાજમંદિરે ગયા. ત્યાં રાજાએ સૂરીશ્વરજીનું અદ્ભુત આતિથ્ય કર્યું અને તેમને ઉચિત આસનપર બેસાર્યા. પછી આચાર્ય મહારાજ કહેવા લાગ્યા કે—'આ બધા દર્શનીઓને વાડામાં પૂરીને શું કરવાનું છે ? એ બધાને જોતાં અમારૂં મન દૂભાય છે, માટે અમે અમારી ભૂમિકામાં જઇશું. વળી ત્યાં જતાં પણ આ બધું સ્વરૂપ ભીમરાજાને સંભળાવીશું. હવે ધારાપુરથી જવા માટે તારી અનુજ્ઞા મેળવવાની છે.'

એ પ્રમાણે સાંભળતાં રાજા બોલ્યો કે—'તમ અતિથિ સામે હું કંઇ પણ કહી શકતો નથી. પરંતુ એ બધા દર્શનો ભિન્નભિન્ન છે, તેનું માત્ર કારણ આપને પૂછું છું.'

ત્યારે આચાર્ય કહેવા લાગ્યા કે—'હે ભૂપાલ ! તેનું સ્વરૂપ તું સાવધાન થઇને મારી પાસે સાંભળ—અહીં ચોરાશી પ્રસાદો અને તેટલાજ ચૌટા છે. તેમજ ચોવીશ બજારો છે. એ પ્રમાણે નગરીની રચના છે, પણ એ બધા અલગ અલગ છે, તેને એકત્ર સ્થાને કરી દે, ભિન્ન શા માટે જોઇએ ? વળી તેમ કરવાથી બધું એક સ્થાને મળી શકશે અને લોકોને ભમવાનું ટળી જશે.'

આથી રાજાએ જણાવ્યું કે—'ભિન્ન ભિન્ન વસ્તુઓ લેનારાઓના એકત્ર મળવાથી લોકોને મહા બાધા થાય, તેટલા માટે મેં દુકાનો અલગ અલગ કરાવી છે.' એટલે વિદ્વાન્ વકતાઓમાં સમર્થ એવા આચાર્ય કહેવા લાગ્યા કે—'હે નરેંદ્ર ! તું વિદ્વાન છતાં વિચાર કેમ કરતો નથી. જ્યારે પોતે કરેલ દુકાનો તોડ-

વાને પણ તું સમર્થ નથી, તો અનાદિકાળથી ચાલ્યા આવતા દર્શનોનો નાશ કરવાને કેમ તૈયાર થયો છે ? જે દયાના અર્થી હોય તે જૈન ધર્મને આરાધે, રસના અર્થી કૌલદર્શનને, વ્યવહારના અર્થી વેદોને અને મુક્તિના અર્થી નિરંજનને આરાધે એમ ચિરકાળથી પોતાના મનમાં જામેલ સંસ્કાર અભિમાનયુક્ત લોકો પોતપોતાના મતને મૂકીને એકત્ર કેમ થાય ? હે રાજન્ ! તેનો તું વિચાર તો કર.'

એ પ્રમાણે સાંભળવાથી કદાગ્રહ અને ગર્વનો નાશ થતાં રાજાએ તે દર્શનીઓને સન્માન આપીને ભોજન કરાવ્યું અને તેમને મુક્ત કરતાં તેણે જણાવ્યું કે—'તમે તમારા ધર્મમાં સ્થિર રહેજો, પણ એકત્રતાનો આગ્રહ માટે હું તમને પ્રતિબંધ કરતો નથી.' એમ બધા દર્શનીઓને છોડાવતાં બહુમાન પામેલા સૂરાચાર્ય પોતાના ઉપાશ્રયમાં આવ્યા.

હવે ત્યાં વિદ્યામઠમાં વિદ્યાર્થીઓ ભોજરાજાએ બનાવેલ વ્યાકરણ નિરંતર ભણતા હતા. ત્યાં કંઇક કારણને લીધે વિદ્વાનો બધા એકત્ર થયા, એટલે શ્રીમાન **ચુડસરસ્વતી**સૂરિ પણ ત્યાં ચાલ્યા. ત્યારે સૂરાચાર્યે કહ્યું કે—'અમે પણ ત્યાં સાથે આવીશું.' આથી ગુર્જરદેશની વિદ્વત્તાની શંકાથી તેમણે નિષેધ કર્યો કે—'તમે દર્શનો માટે પરિશ્રમ લેતાં થાકી ગયા છો, માટે આજે અહીં જ રહો.' છતાં સદા તત્પર એવા સૂરાચાર્ય કહેવા લાગ્યા કે—'એ દેખાવ જોવાની અમારી ઉત્કંઠા છે. વળી તમારા દેશના વિદ્વાનોને જોવામાં તરૂણ એવા અમને શ્રમ કેવો ? એવા કુતૂહળને માટે જ અમે વિહાર કર્યો છે, માટે તમારી સાથે આવીશું.' આવા સૂરાચાર્યના આગ્રહથી તેમણે નિષેધ ન કરતાં સાથે આવવાની અનુમતિ આપી. અને શંકિત થઇને તેઓ સૂરિને સાથે લઇ ગયા. ત્યાં ઉપાધ્યાયે પૂછ્યું કે—'આ અતિથિ ક્યાંથી આવ્યા છે ?' ત્યારે ચૂડસરસ્વતીએ જણાવ્યું કે—'અણહિલ્લપુર નગરથી એઓ આવ્યા છે.' એટલે અધ્યાપકે વિશેષ આદરથી તેમનું સ્વાગતાદિક કર્યું અને તે બંને તેણે એક પ્રધાન આસનપર બેસાર્યા.

પછી સુરાચાર્યે અધ્યાપકને પ્રશ્ન કર્યો કે—'અહીં કયો ગ્રંથ વંચાવવામાં આવે છે ?' તેણે જણાવ્યું—'શ્રી ભોજરાજાનું બનાવેલ વ્યાકરણ અહીં ચાલે છે.' ત્યારે અભ્યાગત વિદ્વાને કહ્યું—'તે ગ્રંથમાંનું મંગલાચરણ બોલો.' એટલે ઉપાધ્યાય વિદ્યાર્થીઓ સાથે ઉચ્ચ સ્વરે બોલ્યા કે—

**चतुर्मुखमुखांभोज–वनहंसवधूर्मम ।**
**मानसे रमतां नित्यं शुद्धवर्णा सरस्वती** " ॥ १ ॥

બ્રહ્માના મુખ-કમળરૂપ વનમાં હંસવધુ સમાન એવી શુદ્ધ વર્ણવાળી સરસ્વતી નિરંતર મારા મનમાં રમણ કરો.'

એમ સાંભળતાં સૂરાચાર્ય કંઇક હાસ્યપૂર્વક કહેવા લાગ્યા—'આવા પ્રકારના વિદ્વાનો આજ દેશમાં છે. અન્યત્ર નહિ હોય. પૂર્વે સરસ્વતી કુમારી અને બ્રહ્મચારિણી અમારા સાંભળવામાં આવી છે, અને અત્યારે તેમાં વધુતરીકે બતાવી છે. એ તો અપૂર્વ આશ્ચર્ય છે. વળી બીજું પણ કંઇક હું તમને પૂછવા માગું છું કે—દક્ષિણ દેશમાં જેમ મામાની પુત્રી સાથે સંબંધ થાય છે. સૌરાષ્ટ્રમાં ભ્રાતાની પત્ની જેમ દીયર પરણી શકે, તેમ તમારા દેશમાં લઘુ બંધુના પુત્રની વહુ ગમ્ય હશે કેમ ? કે જેથી વધુ શબ્દની સમીપ '**मानसे रमतां मम**' એ પ્રયોગ કર્યો. તેથી દેશાચાર ભિન્ન ભિન્ન હોય જ છે.' આ પ્રશ્નનો ઉત્તર આપવાને અસમર્થ એવા ઉપાધ્યાયે વચમાં બીજી વાતો ચલાવી અને તે વખતે શિષ્યોનો અભ્યાસ બંધ રાખીને ત્યાં સમય વ્યતીત કર્યો.

પછી સંધ્યા વખતે તે અધ્યાપક ભોજ રાજા પાસે ગયો અને તેણે રાજાને આશ્ચર્યકારી તે વૃત્તાંત કહી સંભળાવ્યો, જે સાંભળતાં વિસ્મય પામેલ રાજા કહેવા લાગ્યો કે—'ગુર્જરભૂમિમાં એ બધું સંભવિત છે. માટે પ્રભાતે અવશ્ય એ વિદ્વાનને બોલાવીને જોઇશું.' પછી રાજાએ પ્રભાતે તે મઠના આચાર્ય પાસે તે અતિથિને બોલાવવા માટે પોતાના સેવકો મોકલ્યા અને ભક્તિપૂર્વક તેમને બોલાવ્યા. એટલે **ચૂડસરસ્વતી** આચાર્યની સાથે સૂરાચાર્ય સ્વર્ગસભા સમાન ભોજરાજાની સભામાં ગયા. તે વખતે રાજાએ રાજભવનના આંગણે એક શિલા, ગુર્જર વિદ્વાન પાસે પોતાની કળા બતાવવા માટે મૂકાવી હતી. તેમાં એક છિદ્ર કરાવીને તે પ્રથમથી જ કાદવથી પૂરી દીધેલ હતું. કારણ કે તેવા પુરૂષો પણ છળ જોનારા હોય છે. હવે તે આચાર્યને આવતા જોઇને રાજાએ લક્ષ્યમાં દૃષ્ટિ સ્થાપતાં કર્ણ સુધી ધનુષ્ય ખેંચીને બાણ છોડયું. સૂરાચાર્યે પણ સૂક્ષ્મ દૃષ્ટિથી કાદવથી પૂરેલ શિલામાંનું છિદ્ર જોઇ લીધું. તે બાણના અગ્રભાગથી ભેદાયેલ જોતાં આચાર્ય તેવા અર્થને સૂચવનાર એક કાવ્ય બોલ્યા—

" विद्धा विद्धा शिलेयं भवतु परमतः कार्मुकक्रीडितेन,
श्रीमत्पाषाणभेदव्यसनरसिकतां मुंच मुंच प्रसीद ।
वेधे कौतूहलं चेत्कुलशिखरिकुलं बाणलक्षीकरोषि,
ध्वस्ताधारा धरित्री नृपतिलक तदा याति पातालमूलम् " ॥ १ ॥

અહો ! આ શિલાને તો તેં વીંધી નાખી, હવે ધનુષ્યક્રીડાથી સર્યું. માટે પ્રસન્ન થઇને પાષાણ ભેદવાના વ્યસનની રસિકતાને તું મૂકી દે. જો લક્ષ્ય ભેદવામાં તને કુતૂહલ છે અને કુળપર્વતોને બાણના લક્ષ્ય બનાવે છે, તો હે નૃપતિલક ! નિરાધાર બનેલ આ પૃથ્વી પાતાળમાં પેસી જશે.'

એ પ્રમાણે અદ્ભુત સામર્થ્યયુક્ત વર્ણનથી રાજા ભારે સંતુષ્ટ થયો. તે વખતે ધનપાલે પણ સૂરાચાર્યને અસાધારણ પ્રજ્ઞાયુક્ત જાણી લીધા. એટલે તેને વિચાર આવ્યો કે—'અહો ! એ વિદ્વાનની બુદ્ધિ અને વિજ્ઞાન કેવું અદ્ભુત છે ? વળી એણે રાજાને કેવી ગર્ભિતોકિત સંભળાવી ? માટે જૈનોને કોણ પોતાની પ્રજ્ઞાથી જીતી શકે ?'

પછી સૂરાચાર્ય રાજાથી સન્માન પામીને પોતાના સ્થાને ગયા. એટલે રાજાએ સભામાં બેસીને પોતાના સમસ્ત વિદ્વાનોને જણાવ્યું કે—' આ ગુર્જર મહા વિદ્વાન્ શ્વેતાંબરસૂરિ આવેલ છે, તેની સાથે તમારામાં કોઇ વાદ કરવા તૈયાર થાઓ.' રાજાનું આવું વચન સાંભળતાં પાંચસેં પંડિતો બધા નીચું મુખ કરી રહ્યા. ઘનગર્જારવથી બાળકોની જેમ તેઓ તે આચાર્યના પ્રતિઘાતથી ભગ્ન થઇ ગયા, આથી રાજા વિલક્ષ થઇને પુનઃ કહેવા લાગ્યો—' તમે બધા માત્ર ઘરમાં જ ગર્જના કરનારા છો; વળી મારી પાસેથી ગુજરાન લઇને પોતે પોતાને વૃથા પંડિત કહી બતાવો છો.'

એવામાં તેમાંનો એક મહાપ્રાજ્ઞ પંડિત બોલ્યો—' હે સ્વામિન્ ! મારો વિચાર તમે સાંભળો. વિલક્ષ ન બનો. કારણ કે વસુંધરા રત્નગર્ભા કહેવાય છે. ગુર્જર શ્વેતાંબરો જાણે દેહધારી દેવો હોય તેમ દુર્જય છે. માટે હે રાજન્ ! એ કાર્ય મંત્રથી સધાય તેવું છે. તો સોળ વરસના કોઇ બુદ્ધિશાળી અને મહાચતુર સરળ સ્વભાવના વિદ્યાર્થીને પ્રમાણ શાસ્ત્ર ( ન્યાય ) નો અભ્યાસ કરાવો.' પંડિતના આ વાકયથી સંતુષ્ટ થઇને ભોજરાજા કહેવા લાગ્યો કે—' ભલે એમ કરો. હવે એ કામ તમેજ બજાવો.

પછી એક ચાલાક પ્રજ્ઞા અને વકતૃત્વમાં અસ્ખલિત તથા સૌમ્ય એવા એક વિદ્યાર્થીને તે પંડિતે તર્કશાસ્ત્રનો સારી રીતે અભ્યાસ કરાવીને બોલવામાં પ્રવીણ બનાવ્યો, એટલે તેણે પણ મોટા ઘોષથી ગુરૂ પાસે બધો પાઠ ગ્રહણ કરી લીધો. પછી એ વાત તેણે રાજાને નિવેદન કરતાં રાજાએ શુભ મહૂર્ત્ત જોવરાવ્યું અને વાદમાં શૂરવીર એવા સૂરાચાર્યને પણ જણાવી દીધું. ત્યારબાદ વાદને માટે તેણે સૂરિને રાજસભામાં બોલાવીને એક સારા આસનપર બેસાર્યા અને રેશમી વસ્ત્ર તથા સુવર્ણ રત્નના અલંકારો તેમજ પુષ્પાદિકથી અલંકૃત કરી તે વિદ્યાર્થીને પોતાના ઉત્સંગમાં બેસારીને રાજાએ જણાવ્યું કે—' આ પ્રતિવાદી છે.'

ત્યારે વાદીંદ્ર આચાર્ય પ્રગટ વચનથી બોલ્યા કે—' આ તો હજી દૂધ પીનાર બાળક જેવો છે. એના મુખમાંથી દૂધની ગંધ આવતી હશે. માટે યુવાન પુરૂષોને એની સાથે વાદ કરવો ઉચિત નથી. કારણ કે વિગ્રહ તો સમાન સાથે જ થઇ શકે.' એટલે રાજા તરત બોલી ઉઠયો કે—' એને તમે બાળક સમજશો નહિ.

એ તો બાળરૂપે સાક્ષાત્ સરસ્વતી છે. એને જીતવાથી તમે મારી સભા જીતી લીધી એમ માની લેજો.'

પછી આચાર્યે જણાવ્યું કે—'તો પૂર્વવાદ ભલે એ બાળક કરે.' આથી તે અસ્ખલિત અક્ષરે પદચ્છેદ અને વાક્ય વિના વિભક્તિનો ભંગ કરીને યથાલિખિત પાઠ બોલી ગયો. જે સાંભળતાં આચાર્ય સમજી ગયા કે 'આ અર્થના બોધ વિના બોલે છે.' એવામાં તેને શંકા થતાં સ્ખલના પામ્યો અને પછી વિચાર કરતાં તેને નિશ્ચય થયો કે—'પટ્ટિકા ( પાટી ) પર આ એવોજ પાઠ છે, ત્યાં બીજું કાંઇ લખેલ નથી.' એમ ધારીને તે જેટલામાં વેગથી બોલવા લાગ્યો, તેવામાં કર્કશ શબ્દથી પાછળનું કૂટ પદ બોલી ગયો. ત્યારે આચાર્યે જણાવ્યું કે—'અરે! તું ખોટું પદ બોલ્યો. માટે ફરીથી બોલ.' એટલે તે ઉતાવળથી કહેવા લાગ્યો કે—'મારી પાટીપર એવુંજ લખેલું છે, એવી મને ખાત્રી છે.' એમ સાંભળતાં સૂરાચાર્ય સંતોષ પામીને કહેવા લાગ્યા કે—'લક્ષણશાસ્ત્ર ( વ્યાકરણ ) ના મંગલાચરણમાં જેવો શ્લોક છે, તેવો આ વાદ છે. માટે શ્રીમાન્ ભોજરાજા પાસેથી હું રજા લઉં છું કે—**માલવદેશ** જોયો અને માંડા પણ ખાધા.' એ પ્રમાણે કહીને સૂરાચાર્ય દ્વેષીને પરાસ્ત કરનાર એવા મઠમાં ચાલ્યા ગયા અને લજ્જા તથા ક્રોધથી દબાયેલ રાજાએ પણ પોતાની સભા વિસર્જન કરી.

હવે શ્રીમાન્ ચૂડસરસ્વતી આચાર્ય અતિથિ એવા સૂરાચાર્યને કહેવા લાગ્યા કે—'તમે શાસનનો ઉદ્યોત કરો. તેથી અમને સંતોષ છે, પણ તમારા મરણથી અમને ભારે દુ:ખ થાય તેમ છે. શ્રી ભોજરાજા પોતાની સભા જીતનારને અવશ્ય મારે છે. શું કરીએ, અહીં તો જય કે પરાજયમાં શ્રેય જ નથી.'

એમ સાંભળતાં વીર અને ધીર પુરૂષોમાં અગ્રેસર એવા સૂરાચાર્ય બોલ્યા કે—'તમે ખેદ ન કરો. હુ મારૂં પોતાનું રક્ષણ કરીશ.'

એવામાં કવિચક્રવર્ત્તી ધનપાલે પોતાના એક સેવકને મોકલીને સૂરાચાર્યને કહેવરાવ્યું કે—'આપ પૂજ્ય ગમે તે રીતે સત્વર મારા ઘરે આવી જાઓ. એ રાજાનો ભયંકર પ્રસાદ કોઇરીતે વિશ્વાસ કરવા લાયક નથી. આપ જેવા વિખ્યાત વિદ્વાન્ સર્વ દેશના મંડનરૂપ છો. ભાગ્યના અતિશયથી જ મારા જેવાને દુર્લભ એવા તમે મળ્યા છો. મને મળ્યા પછી તમારે કોઇ પ્રકારની અધૃતિ કરવાની નથી. હું અવશ્ય તમને સુખે ગુર્જર દેશમાં પહોંચાડીશ.'

આ વાત ચાલતી હતી, તેવામાં પ્રભાતે 'અહો! મિતભાષી તમો સાધુઓનું ભાગ્ય જાગ્રત છે.' એમ બોલતાં ઘોડેસ્વારોએ તે ચૈત્યને ઘેરી લીધું અને ત્યાંના

મઠવાસી આચાર્યને જણાવ્યું કે—'વાદીઓનો ધ્વંસ કરનાર એવા તમારા વિદ્વાન્ અતિથિને મોકલો. રાજા તમને સંતોષ-જયપત્ર આપવાના છે.'

ત્યારે મુખને મ્લાન કરતાં શૂન્ય બનીને તે આચાર્યે તેમને કહ્યું કે—'તે અતિથિ આવશે.'

પછી સૂર્યના તાપથી પ્રચંડ મધ્યાન્હ કાળ થતાં આચાર્ય બહાર ચાલ્યા ગયા. તે વખતે વેષનું પરાવર્ત્તન કરી એક અણગારનું મલિન અને જીર્ણ વસ્ત્ર ધારણ કરી ચૈત્યદ્વારથી બહાર નીકળતાં સૂરાચાર્યને સુભટોએ જણાવ્યું કે—'હે શ્વેતાંબર ! અંદર જા, બહાર શામાટે નીકળે છે ? જ્યારે ગુર્જર વિદ્વાન્ રાજાને સુપ્રત કરશો, ત્યારે જ બધા છુટા થઇ શકશો.'

એમ સાંભળતાં વિકરાલ મુખ કરીને તે વક્રોક્તિથી કહેવા લાગ્યા કે—'અરે! ભૂપાલની જેમ ગર્વથી આપણો વૈરી અંદર સિંહાસનપર બેઠો છે, તેને કાનેથી પકડીને સ્વામી પાસે લઇ જાઓ, કે જેથી તેને જયપત્ર અને યમપત્ર બંને મળે. અમે તો તમારા નગરવાસી છીએ અને ભારે તૃષાતુર થવાથી તમારી આજ્ઞા લઇ જળ લેવા જઇએ છીએ, માટે અમને સત્વર મૂકી દો.' આથી એક સ્વારે દયાથી તેને છોડાવ્યો, એટલે નિર્ભય થઇને સૂરાચાર્ય તે પંડિતરત્ન ધનપાલના ઘરે ચાલ્યા ગયા. ત્યાં ધનપાલ કહેવા લાગ્યો કે—'વચનાતીત એક તાનથી રાહ જોતાં તમે યતીશ્વર યમના દૃષ્ટિપથથી અંતર્ધાન થઇને મારી દૃષ્ટિમાં આવ્યા છો. હું આજેજ તમારો જન્મ થયો સમજું છું. અને આજેજ તમારો ગચ્છ પુણ્યશાળી થયો, કે જૈન શાસનરૂપ આકાશમાં ભાસ્કર સમાન તમે અહીં આવી ગયા.' પછી તેણે પુનઃ પ્રશ્ન કર્યો કે—'તમે અહીં આવ્યા શીરીતે ?' ત્યારે સૂરાચાર્યે બધી યથાર્થ વીતક વાત કહી સંભળાવી, જે સાંભળતાં ધનપાલ પરમ આનંદ પામ્યો. હવે તેમને એક વિશાલ ભૂમિગૃહ ( ભોંયરા ) માં આદરપૂર્વક રાખીને તે ભક્તિથી તેમને શુદ્ધ આહાર આપવા લાગ્યો.

એવામાં તાંબુલી લોકોને ત્યાં જતા જોઇને ભોજન, વસ્ત્રાદિકથી તેમનો ભારે સત્કાર કરતાં ધનપાલે તેમને કહ્યું કે—'તમે મારા એક ભ્રાતાને અણહિલ્લપુર સુધી લઇ જાઓ.' તેમણે કહ્યું—'બ્રાહ્મણ તો રાજાઓને પણ પૂજનીય હોય છે. વળી આ તો રાજાઓમાં માન પામેલ સુજ્ઞ શિરોમણિ છે. માટે આપનો આદેશ પ્રમાણ છે. અમે એ કાર્ય અવશ્ય કરીશું. આ બાબતમાં તમારે જરાપણ ચિંતા ન કરવી. અમે તેમને પરિવાર સહિત લઇ જઇશું. તે ભલે યાનપર આરોહણ કરી નિશ્ચિંત થઇને ચાલે.

એ પ્રમાણે તેમણે કબુલ કરવાથી સંતુષ્ટ થયેલ ધનપાલે તેમને એક સો સોનામ્હોર તુષ્ટિદાનમાં આપી. પછી ધનપાલના કહ્યા પ્રમાણે સૂરિને ગુપ્ત રીતે

એક છાલકામાં છુપાવી પોઠીયા પલાણીને તેઓ સત્વર ગુર્જરભૂમિ તરફ ચાલતા થયા. માર્ગમાં મહી નદીના તટપર આવતાં સૂરાચાર્યે તે પુરૂષો મારફતે પોતાનું સવિઘ્ન આગમન ગુરૂને જણાવ્યું.

હવે અહીં દિવસના પાછલા પહોરે સુભટો પોતે તે ચૈત્યમાં દાખલ થયા. ત્યાં સિંહાસનપર ઉત્તમ વસ્ત્રધારી, અને મદયુકત આકૃતિવાળા એક સ્થૂલ સાધુને જોઇને તેઓ કહેવા લાગ્યા કે—' રાજાની આજ્ઞાથી તમે આ જિનચૈત્યથી બહાર નીકળો. અહીં જે વિલંબ થયો છે, તે આત્મવંચના સમાન છે.' એટલે તરત ઉઠીને તે સાધુ આગળ ચાલ્યા અને તે સ્વારો સાથે રાજાની સમક્ષ આવી મૌન ધરીને ઉભા રહ્યા. તેને જોતાં વિલક્ષ બનેલ રાજાએ સ્વારોને પૂછયું કે—' આ વૃદ્ધ અને સ્થૂલ દેહધારી કોને તમે લઇ આવ્યા છો ? શું આ ગુર્જર વિદ્વાન્ છે? ખરેખર ! તમારી આંખમાં ધૂળ નાખીને તમને કોઇએ અંધ બનાવી દીધા લાગે છે. મને લાગે છે કે તમારા જેવા કોઇ મૂર્ખ નહિ હોય. '

ત્યારે સ્વારો કહેવા લાગ્યા કે—' હે નાથ ! એક જળવાહક દરિદ્ર મુનિને મૂકીને અમે કોઇને જવા દીધેલ નથી. '

એમ સાંભળતાં રાજાએ કહ્યું કે—' રૂપનું પરાવર્તન કરીને તમારા દેખતાં તે જીતીને ચાલ્યો ગયો. સજ્જનોમાં તેના જેવો કોઇ તાત્કાલિક બુદ્ધિમાન નહિ હોય. ' પછી રાજાએ તે આવેલ સાધુને જણાવ્યું કે—' તું તારા આવાસમાં ચાલ્યો જા. તને મૂર્ખપણું પણ પુણ્યથીજ પ્રાપ્ત થયું છે કે જેને લીધે અમારાથી તું જીવતો રહ્યો. તેથી મૂર્ખતા પણ એક પ્રકારે શ્લાઘનીય છે. ' એ પ્રમાણે રાજાએ વિદાય કરતાં તે સાધુ પાછા મઠમાં ચાલ્યા ગયા. કારણ કે મસ્તકના મુંડનમાં અક્ષતથી વધાવવાનું ન હોય.

હવે ભીમરાજાને ખબર પડતાં તેણે પોતાના ભ્રાતા (સૂરાચાર્ય)ને બોલાવવા માટે તેમના મામા સાથે માણસો મોકલ્યા. એટલે પોતાના દેશમાં પ્રગટ થઇને તે ભીમરાજાની રાજધાનીમાં આવ્યા. તે વખતે સંઘ સહિત ગુરૂ મહારાજ તથા ભીમરાજા સર્વ સામગ્રી લઇને તેમની સન્મુખ આવ્યો. કારણકે શુભમાં કોણ પ્રતિકૂલ હોય ? ત્યાં નજીક આવતાં સર્વ અભિગમપૂર્વક સૂરાચાર્ય એક લજ્જાયુક્તની જેમ પોતાના ગુરૂના પગે પડયા. એટલે અષ્ટાંગ યોગમાં સાવધાન એવા તે યોગી ગુરૂ બોલ્યા કે—' આજે ગુરૂની આશા સફળ થઇ અને માતાની આશિષો પણ સફળ થઇ. તને જોતાં શ્રીસંઘની પ્રસન્નદૃષ્ટિ આજે ફલવતી થઇ. '

ત્યારે સૂરાચાર્ય કહેવા લાગ્યા કે—" તે વખતે એક અવિચારીની જેમ હું માલવ દેશમાં ગયો અને ભોજસભાને જીતીને નિરાબાધ અહીં પાછો આવ્યો છું. વળી આ શિષ્યોએ ' ઉપાધ્યાય અમને શિક્ષા કરે છે ' એમ જો મારૂં આચરણ

આપની પાસે કહ્યું ન હોત અને આ બાળકે ગર્વથી જો તેવી પ્રતિજ્ઞા કરી ન હોત તો આપનો હાથ મારા શિરે છે, તેનું પ્રમાણ ક્યાંથી મળત ? ” એમ સાંભળતાં રત્નાદ્રહની જેમ સ્થિર અને આચાર તથા ચારિત્રથી સુંદર એવા દ્રોણ ગુરૂ કહેવા લાગ્યા કે—‘ કાયર જનોને દુષ્કર આવી પ્રતિજ્ઞા કોણ કરી શકે ? અને આપ્ત જનોમાં ઉત્તમ એવા તારા વિના તેનો નિર્વાહ પણ કોણ કરી શકે ? શાસનદેવીને ઉદ્દેશીને અમે ગચ્છ અને સંઘ સહિત, તારૂં મુખ જોવા પર્યંત આંબિલતપનું આચરણ કર્યું છે. ’ એમ ગદ્ગદ્ વચનથી કહીને ગુરૂમહારાજે સૂરાચાર્યને ગાઢ આલિંગન કર્યું. તે વખતે ભીમરાજાએ પણ આદરપૂર્વક જણાવ્યું કે—‘ વિદ્વાન્, વિનયી, કુશળ, તેજસ્વી અને દૃઢ વીર્યવાન તથા તાત્કાલિક બુદ્ધિશાળી તમારા વિના અન્ય કોઇ જોવામાં આવતો નથી. તેવા પ્રકારના વિદ્વાનોને સંઘરી રાખનાર એવા ભોજરાજાને છેતરીને તમે જે નિરાબાધ નીકળી આવ્યા, તેથી તમે મારા યશમાં પણ વધારો કર્યો છે. વળી હું તમને એક સંદેહ પૂછું છું કે—તે રાજા પુત્ર સહિત છે કે નહિ ? ’

એટલે સૂરાચાર્ય મેઘધ્વનિથી બોલ્યા—‘ હે નરેંદ્ર ! મારી રસના તારા વિના બીજા કોઇની પ્રશંસા કરતી નથી. વળી મેં કૌતુકથી કહેલ કાવ્યનો ભાવાર્થ તું સાંભળ—શિલા વીંધાતા તે છિદ્રમાં વીંધી, તેમાં ધનુર્ધરોનો પરાક્રમ કેવો ? કપટથી કરેલ ધનુષ્યક્રીડા જાણવામાં આવતાં મેં કહ્યું—એ મૂકી દે. વળી પત્થરને ભેદવાના વ્યસનને ઉદ્દેશીને મેં જણાવ્યું કે—‘ તમારો પૂર્વજ આબુ પર્વત છે, તેનો ભેદ થતાં પૃથ્વી પણ ધારાથી ધ્વસ્ત થતાં પાતાળમાં જાય, એમ બોલતાં મેં શિખામણ આપી છે. કારણકે સંત જનોએ શત્રુને પણ હિતશિક્ષા આપવી જોઇએ.’

એ પ્રમાણે સાંભળતાં હર્ષથી રોમાંચિત થયેલ ભીમરાજા કહેવા લાગ્યો કે—‘ મારા બંધુએ ભોજરાજાને જીતી લેતાં હવે તેના જય માટે મને શી ચિંતા છે ? ’ પછી ગજરાજ ઉપર પોતાની પાસે શ્રેષ્ઠ આસનપર બેસારીને રાજાએ સૂરાચાર્યનો પ્રવેશ-મહોત્સવ કર્યો.

પછી તે મહામતિ સૂરાચાર્યે દેશાંતરમાં જતાં લાગેલ અતિચાર ગુરૂપાસે નિવેદન કરીને તપરૂપ પ્રાયશ્ચિત્ત લઇ તે શુદ્ધ થયા. વળી એ કવીશ્વરે શ્રીયુગાદિનાથ તથા શ્રીનેમિનાથના ચરિત્રથી અદ્ભુત એવું **દ્વિસંધાન** નામે કાવ્ય બનાવ્યું. તેમજ પૂર્વે જે શિષ્યો પોતાની પાસે અભ્યાસ કરતા હતા, તેમને એ આચાર્યે બરાબર વાદીંદ્ર બનાવ્યા. વળી શ્રીદ્રોણસૂરિ પરલોકે જતાં અક્ષત ચારિત્રથી પવિત્ર એવા શ્રુતનિધાન શ્રી સૂરાચાર્ય, શાસનની પ્રભાવનાથી શ્રીસંઘને ઉન્નત બનાવી, અનેક શિષ્યો સંપાદન કરી, જિનશાસનની ઉન્નતિ કરતાં યોગ્ય શિષ્યને સૂરિપદ આપી અને તેને ગચ્છનો ભાર સોંપી પોતે પાંત્રીશ દિવસનું અનશન કર્યું. પ્રાંતે

ત્રણુ યોગને રોધતાં આત્મારૂપ આરામમાં એકતાન થયેલ તે શ્રીભીમ ભૂપાલના બંધુ શ્રીસૂરાચાર્ય ઉત્તમ ગતિને પામ્યા.

એ પ્રમાણે વાદ વિદ્યાના વિનોદથી વાદીઓના વાદને પરાસ્ત કરનાર શ્રી સૂરાચાર્યનું પરિચિત ચરિત્ર કંઇક ગુરૂમુખથકી અને કંઇક અન્ય જનથી જાણીને મેં રચ્યું છે, તે જિનવચનમાં સ્થિરતા કરાવનાર અમિત કલ્યાણને આપો તથા ભવ્યાત્માઓને વિદ્યાના ઉદ્યમ માટે અજ્ઞાનરૂપ સમુદ્રમાં સેતુતુલ્ય થાઓ.

**શ્રીચંદ્રપ્રભ** સૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે હંસ સમાન, તથા શ્રીરામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રીપ્રભાચંદ્રસૂરિએ પોતાના મનપર લેતાં શ્રીપ્રદ્યુમ્નાચાર્યે શોધેલ, શ્રીપૂર્વાચાર્યોના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રીસૂરાચાર્યના ચરિત્રરૂપ આ અઢારમું શિખર થયું.

**ઇતિ શ્રી સૂરાચાર્ય-પ્રબંધ.**



# ( ૧૯ ) श्रीअभयदेवसूरि–प्रबंध.





જિનશાસનના અલંકારરૂપ, વિદ્વાનોને ચમત્કાર પમાડનાર તથા સર્વના મુગટ સમાન એવા **શ્રી અભયદેવસૂરિ** તમારા કલ્યાણ નિમિત્તે થાઓ. અષ્ટાંગયોગને આદરતાં પોતાના અંગનો ઉદ્ધાર કરી શ્રુતના નવ અંગને પ્રકાશિત કરનાર એવા તે સૂરિ આત્મ-લક્ષ્મીના હેતુરૂપ થાઓ. માતપિતાની આગળ પ્રગટપણે બોલતાં જેમ બાલક પ્રમોદ પમાડે છે, તેમ ભારે હર્ષ પ્રગટાવવા માટે હું તે આચાર્યના ચરિત્રને કહીશ.

સારી આકૃતિ અને રસથી મનોહર એવો **શ્રીમાલવ** નામે દેશ છે કે જે **જંબૂદ્વીપરૂપ** સહકારના ફળ સમાન અને શ્રેષ્ઠ વર્ણોથી વિરાજિત છે. ત્યાં તરવારના બળથી ઉન્નતિને પામનાર, રાજલક્ષ્મીના મૂલરૂપ તથા દુષ્ટ જનોના નિગ્રહથી શોભતી એવી **ધારા** નામે નગરી છે. ત્યાં પૃથ્વીનું પાલન કરનાર **ભોજ** નામે રાજા હતો કે જેની ભુજાઓ વિશ્વના ઉદ્ધારને માટે જાણે શેષનાગની બીજી બે મૂર્ત્તિ હોય તેવી શોભતી હતી. તે નગરીમાં **લક્ષ્મીપતિ** નામે મહાધનિક એક વ્યવહારી હતો કે જેની લક્ષ્મીથી પરાભવ પામેલ કુબેર કૈલાસ પર્વતનો આશ્રય લઇને રહ્યો.

એકદા મધ્યદેશના નિવાસી, વેદવિદ્યાના વિશારદોને પોતાના પ્રજ્ઞાબળથી પરાસ્ત કરનાર, ચૌદ વિદ્યાના અભ્યાસી, સ્મૃતિ, ઇતિહાસ અને પુરાણમાં પ્રવીણ તથા યૌવનના ઉદ્યમથી દેશાંતર જોવાને માટે નીકળેલા એવા **શ્રીધર** અને **શ્રીપતિ** નામે બ્રાહ્મણ ત્યાં આવી ચડયા અને ફરતાં ફરતાં તે લક્ષ્મીપતિના ઘરે આવ્યા, તેમની આકૃતિથી આકર્ષાઇને વ્યવહારીએ ભક્તિથી તેમને ભિક્ષા આપી.

હવે તેના ગૃહની સન્મુખ ભીંતપર વીશ લક્ષ ટકાનો લેખ લખાતો હતો, તે પ્રતિદિન પેલા બ્રાહ્મણો જોતા હતા. એમ નિરંતર જોવાથી પ્રજ્ઞાના બળને લીધે જાણે અભ્યાસ કરેલ હોય તેમ તેમને કંઇક સારી રીતે તે યાદ રહી ગયું.

એવામાં ' રસોયાની જેમ મારી પાસેથી લોકો ઉપકારી બને છે અને નિષ્ઠુરની જેમ મને તો કંઈ આપતા નથી. વળી બ્રાહ્મણો પણ મારી મારફતે દેવતાઓને આહુતિ આપીને તૃપ્ત કરે છે, પરંતુ મને તો તેમનું દાસત્વજ એક ફળ મળે છે.' એમ જાણે કોપાયમાન થયેલ હોય તેમ તેમના પ્રતીકારનો સ્વીકાર કરીને અગ્નિએ એકજ દિવસમાં તે નગરીને ભસ્મીભૂત કરી દીધી. એટલે બીજે દિવસે સર્વસ્વનો નાશ થવાથી ખેદ પામેલ લક્ષ્મીપતિ પેલા લેખના દાહથી વિશેષ ચિંતાતુર થઇ ગાલે હાથ દઇને બેસી રહ્યો. એવામાં અવસર થતાં તે બ્રાહ્મણો તેના ઘરે ભિક્ષા માટે આવ્યા અને તે બધું બળી ગયેલ જોઇ, વિષાદ પામતાં તે આ પ્રમાણે કહેવા લાગ્યા—' હે યજમાન ! તારા પર આવી પડેલ કષ્ટથી અમને ભારે ખેદ થાય છે, પરંતુ સર્વ દુઃખ કરતાં અધિક એવી ક્ષુધાથી અમે વ્યાકુળ છીએ, તેથી શું કરીએ ? વળી તમે આવા શોકથી સત્ત્વહીન જેવા કેમ બની ગયા છો ? કારણ કે તમારા જેવા ધીર પુરૂષો સંકટમાં પણ સત્ત્વને મૂકતા નથી. '

એ પ્રમાણે તેમનું વચન સાંભળતાં શ્રેષ્ઠી કહેવા લાગ્યો કે—' હે ભૂદેવો ! સાંભળો—લેખના નાશથી જેવું મને દુઃખ થાય છે, તેવું દુઃખ ધન, અન્ન કે વસ્ત્રાદિકના બળી જવાથી થતું નથી કારણ કે અધર્મી જનોમાં એથી ધર્મને હાનિ પહોંચાડનાર કલહ થવાનો સંભવછે, પણ શું કરીએ ? '

આથી તે વિપ્રો બોલ્યા—' અમે ભિક્ષાચર અન્ય કંઇ ઉપકાર કરવાને સમર્થ નથી, પરંતુ તે લેખ અમે તને કહી બતાવીએ. '

એટલે ભારે હર્ષ પામતાં શ્રેષ્ઠીએ તેમને પોતાની સામે એક સારા આસન પર બેસાર્યા. કારણ કે લોકો સ્વાર્થ પૂરનારને અવશ્ય માન આપે છે. પછી તેમણે શરૂઆતથી માંડીને તિથિ, વાર, નક્ષત્ર, વરસ, માસ અને અંક ( રકમ ) સહિત વર્ણ જાતિના નામ અને મૂલ દ્રવ્યની સંખ્યા તથા વ્યાજ સહિત તે લેખ બુદ્ધિબળથી પોતાના નામની જેમ ખડીથી લખી બતાવ્યો, જે પત્રો પર લખી લઇને શ્રેષ્ઠી ચિંતવવા લાગ્યો કે—' અહો ! મારી દયા લાવીને આ મારા કોઇ ગોત્રદેવો આવ્યા છે શું ? કે જેમણે સ્ખલના વિના બરાબર અનુક્રમથી પત્રની અપેક્ષા ન રાખતાં પોતાના બુદ્ધિબળથી સમસ્ત લેખ મને કહી સંભળાવ્યો. ' પછી હિતને જાણનાર શ્રેષ્ઠીએ ભોજન વસ્ત્રાદિ અને બહુ માનથી તેમનો અત્યંત સત્કાર કરીને તેમને પોતાના ઘરના ચિત્રરૂપ બનાવ્યા. પછી ત્યાં રહેતાં તેમને શાંત અને જિતેંદ્રિય સમજીને તે વ્યવહારી વિચારવા લાગ્યો કે—' જો એ મારા ગુરૂના શિષ્યો હોય, તો શ્રીસંઘના ભૂષણરૂપ બને. '

હવે સપાદલક્ષ નામે દેશમાં કુર્ચપુર નામે નગર છે કે જે કુશાગ્રને મસીનો કુચડો દેવાને સમર્થ છે. ત્યાં અલ્લ રાજાનો પુત્ર, અન્વયયુક્ત નામધારી ભુવનપાલ નામે રાજા રાજ્ય કરતો હતો. ત્યાં પ્રશમલક્ષ્મીથી ગુણોને વૃદ્ધિ પમા-

ડનાર તથા સંસારથી પાર ઉતારનાર એવા શ્રી **વર્દ્ધમાન** નામે આચાર્ય હતા, કે જેમણે સિદ્ધાંતના અભ્યાસથી સંસારનું સત્ય સ્વરૂપ સમજીને ચોરાશી ચૈત્યોનો ત્યાગ કર્યો હતો. એકદા વિહાર કરતા વચનરૂપ ધારાથી ભવ્યજનોને નવજીવન આપતા મેઘ સમાન એવા તે આચાર્ય ધારાનગરીમાં પધાર્યા. તેમને પધારેલ સાંભળતાં શ્રદ્ધારૂપ લક્ષ્મીના સ્વામી એવો લક્ષ્મીપતિ શેઠ **પ્રદ્યુમ્ન** અને શાંબની સાથે લક્ષ્મીપતિ ( કૃષ્ણ )ની જેમ તે બંને બ્રાહ્મણોને લઇને ગુરૂમહારાજને વંદન કરવા ગયો. ત્યાં સર્વ અભિગમપૂર્વક આચાર્યને પ્રણામ કરી શ્રેષ્ઠી ઉચિત સ્થાને બેઠો અને તે બંને વિપ્રો પણ અંજલિ જોડીને ત્યાં બેઠા. એવામાં શ્રેષ્ઠ લક્ષણયુકત તેમની આકૃતિને જોઇને ગુરૂ મહારાજ કહેવા લાગ્યા કે—' એમની અસાધારણ આકૃતિ સ્વ–પરને જીતનારી છે. ' ત્યાં જાણે પૂર્વભવના સંબંધી હોય તેમ અનિમેષ લોચનથી તે બંને ગુરૂના મુખને જોઇ રહ્યા. આથી ગુરૂ મહારાજે તેમને વ્રત યોગ્ય સમજી લીધા. પછી ગુરૂએ તેમને દીક્ષા આપી અને તપના નિધાન એવા તેમને યોગના વહનપૂર્વક સિદ્ધાંતનો અભ્યાસ કરાવ્યો. સિદ્ધાંતના અભ્યાસથી તેમને યોગ્ય જાણીને ગુરૂએ તેમને સૂરિપદપર સ્થાપન કર્યા. કારણ કે મધુકર સુગંધિ કમળને જ અનુસરે છે. તેઓ **જિનેશ્વરસૂરિ** અને **બુદ્ધિસાગરસૂરિ** એવા નામથી પ્રસિદ્ધ થયા. એટલે ગુરૂ મહારાજે તેમને વિહારને માટે અનુજ્ઞા આપી, અને શિક્ષા આપતાં જણાવ્યું કે–' શ્રીપત્તન ( પાટણ ) માં ચૈત્યવાસી આચાર્યો સુવિહિત સાધુઓને ત્યાં રહેવા ન દેતાં વિઘ્ન કરે છે. શકિત અને બુદ્ધિથી તમારે તેનું નિવારણ કરવું. કારણ કે આ કાળમાં તમારા સમાન કોઈ પ્રાજ્ઞ નથી. '

એટલે—' આપની આજ્ઞા અમને પ્રમાણ છે. એમ કહીને તેમણે ગુર્જરભૂમિ તરફ વિહાર કર્યો, અને હળવે હળવે આનંદપૂર્વક તેઓ પાટણમાં પહોંચ્યા. ત્યાં સારા ગીતાર્થના પરિવાર સહિત તેઓ ઘરે ઘરે ભમવા લાગ્યા પણ શુદ્ધ ઉપાશ્રય ન મળ્યો, એવામાં પોતાના ગુરૂનું વચન તેમને યાદ આવ્યું.

હવે ત્યાં શ્રીમાન **દુર્લભરાજ** નામે રાજા હતો કે જે નીતિ અને પરાક્રમના શિક્ષણથી બહસ્પતિનો પણ ઉપાધ્યાય થાય તેવો હતો. ત્યાં **સોમેશ્વર દેવ** નામે પુરોહિત હતો. સૂર્ય સુતની જેમ તે બંને આચાર્યો તેના ઘરે ગયા. ત્યાં તેના ઘરના દ્વારપર પિતૃ–દેવતા સંબંધી બ્રાહ્મતીર્થને સત્યપણે જાણે સ્થાપન કરતા હોય તેમ તેમણે સંકેતપૂર્વક વેદનો ઉચ્ચાર કર્યો એટલે દેવતાના અવસરે સારણીની શુદ્ધિપૂર્વક ચાર વેદના રહસ્યને પ્રગટ કરતા તે પુરોહિતના સાંભળવામાં આવ્યા. આથી તેમના ધ્વનિના ધ્યાનમાં જાણે સ્તંભાઈ ગયેલ હોય તેમ એકાગ્ર મનથી તેણે સમગ્ર ઇંદ્રિયોના બળને પોતાના બંને કર્ણમાં સ્થાપન કરી દીધું. પછી તે વિચારશીલ પુરોહિતે ભકિતપૂર્વક તેમને બોલાવવા માટે પોતાના બંધુને મોકલ્યો; કારણ કે તેમના વચનામૃતથી તે ભારે સંતુષ્ટ થયો હતો. એવામાં તે બંને

આચાર્ય ઘરમાં આવ્યા. તેમને જોતાં પુરોહિત વિચારવા લાગ્યો કે—'આ શું બ્રહ્મા પોતે પોતાના બે રૂપ કરીને મને દર્શન દેવા આવેલ છે?' એમ ધારી તેણે આપેલ ભદ્રાસનાદિકનો ત્યાગ કરીને તેઓ પોતાની શુદ્ધ કંબળપર બેઠા, અને વેદ ઉપનિષદ્ તેમજ જૈનાગમની વાણીથી સમાનતા પ્રકાશીને આશિષ આપતાં બોલ્યા કે—'હાથ, પગ અને મન વિના જે બધું ગ્રહણ કરે છે, ચક્ષુવિના જે જુએ છે, કર્ણ વિના જે સાંભળે છે, વિશ્વને જે જાણે છે, પણ તેને કોઈ જાણી શકતું નથી એવા અરૂપી શિવ તેજ જિનેશ્વર તમારૂં રક્ષણ કરો.'

પછી તેમણે પુનઃ જણાવ્યું કે—'વેદ અને જૈનાગમનો અર્થ સમ્યક્ પ્રકારે જાણીને અમે દયામાં અધિક એવા જૈનધર્મનો સ્વીકાર કર્યો છે.' ત્યારે પુરોહિતે તેમને પ્રશ્ન કર્યો કે—'તમે નિવાસ કયાં કર્યો છે?' એટલે તેમણે કહ્યું કે—'અહીં ચૈત્યવાસીઓને લીધે ક્યાં પણ સ્થાન મળી શકતું નથી.' આથી ચાંદની સમાન નિર્મળ મનવાળા તે પુરોહિતે તેમને રહેવા માટે પોતાના મકાનનો ઉપલો ભાગ કાઢી આપ્યો. ત્યાં તેઓ પોતાના પરિવાર સહિત રહ્યા અને ભિક્ષાના બેંતાલીશ દોષ તથા વૃદ્ધિરહિત, તેમજ નવકોટિએ શુદ્ધ લાવેલ આહારનો તેમણે ઉપયોગ કર્યો.

પછી બપોરે પુરોહિતે યાજ્ઞિક, સ્માર્ત અને દીક્ષિત અગ્નિહોત્રીઓને તેમની પાસે બોલાવ્યા, ત્યાં તેમની પરીક્ષાથી તેઓ સંતુષ્ટ થયા. એમ બ્રહ્માની સભાની જેમ વિદ્યાવિનોદ ચાલી રહ્યો છે, એવામાં ચૈત્યવાસીઓના પુરૂષો ત્યાં આવી ચડયા. તેમણે આવીને જણાવ્યું કે—'તમે સત્વર નગરની બહાર ચાલ્યા જાઓ; કારણ કે ચૈત્યબાહ્ય શ્વેતાંબરોને અહીં સ્થાન મળતું નથી.'

એમ સાંભળતાં પુરોહિત કહેવા લાગ્યો કે—'રાજસભામાં એ વાતનો નિર્ણય કરવાનો છે.' એટલે તેમણે આવીને પુરોહિતનું કથન પોતાના ઉપરીઓને નિવેદન કર્યું. આથી પ્રભાતે તેઓ બધા સાથે મળીને રાજા પાસે ગયા, તે વખતે પુરોહિત પણ ત્યાં આવ્યો, અને તેણે રાજાને જણાવ્યું કે—'હે દેવ! બે જૈન મુનિ પોતાના પક્ષમાં સ્થાન ન પામતાં મારા ઘરે આવ્યા, એટલે ગુણગ્રાહકપણાથી મેં તેમને મારા ઘરે આશ્રય આપ્યો. એવામાં આ ચૈત્યવાસીઓએ ભટ્ટપુત્રોને મારી પાસે મોકલ્યા. માટે આ બાબતમાં મારી કંઇ ગફલત કે અનુચિતતા થઇ હોય, તો આપ મને ઉચિત દંડ કરો.'

એ પ્રમાણે સાંભળી દર્શનોમાં સમાન દષ્ટિ રાખનાર રાજા હસીને કહેવા લાગ્યો કે—'કોઈ પણ દેશથી આવેલા ગુણી જનો મારા નગરમાં રહે, તેનો તમે શા માટે અટકાવ કરો છો? તેમાં દોષ શો દેખાય છે?' એમ રાજાએ પૂછવાથી તે ચૈત્યવાસીઓ બોલ્યા કે—'હે રાજેંદ્ર! સાંભળો પૂર્વે ધનુષ્ય સમાન ઉત્કટ અને શ્રેષ્ઠ વંશમાં **વનરાજ** નામે રાજા થયો. તેને બાલ્યાવસ્થામાં **નાગેંદ્ર** ગચ્છ-

૩૫ પૃથ્વીને ધારણ કરવામાં વરાહ સમાન એવા શ્રી દેવચંદ્રસૂરિએ ઉછેરીને મોટો કર્યો. વળી **પંચાશ્રય** નામના સ્થાનમાં રહેલ ચૈત્યમાં વસતાં તેમણે અહીં નવું નગર વસાવીને તેને રાજ્ય આપ્યું તેમજ **વનરાજવિહાર** નામે ત્યાં ચૈત્ય સ્થાપન કર્યું. વનરાજે કૃતજ્ઞપણાથી ગુરૂનો ભારે આદર સત્કાર કર્યો. તે વખતે શ્રી સંઘે રાજા સમક્ષ એવી વ્યવસ્થા કરી કે—'સંપ્રદાયનો ભેદ કહાડી નાખવાથી લઘુતા થવા પામી છે. માટે ચૈત્ય–ગચ્છવાસી યતિઓને સંમત હોય, તે મુનિ અહીં રહી શકે. પણ તેમને સંમત ન હોય તેવા મુનિઓ આ નગરમાં આવીને રહી ન શકે. તો હે રાજન્! પૂર્વજ રાજાઓની વ્યવસ્થા પાશ્ચિમાત્ય રાજાઓએ માન્ય રાખવી જોઇએ. આવી સ્થિતિ છે, માટે હવે તમે આદેશ કરો તે પ્રમાણે કરીએ.'

ત્યારે રાજાએ જણાવ્યું કે—'પૂર્વ રાજાઓના નિયમને અમે દૃઢતાથી પાળીએ છીએ, પરંતુ ગુણી જનોની પૂજાનું ઉલ્લંઘન અમે કરવાના નથી. તમારા જેવા સદાચારનિષ્ઠ પુરૂષોની આશિષથી રાજાઓ પોતાના રાજ્યને આબાદ બનાવે છે, તેમાં કોઇ જાતનો સંશય નથી. તો અમારા ઉપરોધથી એમને નગરમાં રહેવાનું તમે કબુલ રાખો.' એમ સાંભળતાં તેમણે રાજાનું વચન માન્ય રાખ્યું.

એવામાં પુરોહિત કહેવા લાગ્યો કે—'હે સ્વામિન! એમના આશ્રયને માટે આપ પોતે નિવાસભૂમિ આપો.' આ વખતે **જ્ઞાનદેવ** નામે શૈવ દર્શનનો પૂજ્ય પુરૂષ ત્યાં આવ્યો કે જે ક્રૂર મુદ્રાના બિરૂદને ધારણ કરતો હતો. એટલે રાજાએ અભ્યુત્થાનપૂર્વક સત્કાર કરીને તેને પોતાના આસનપર બેસાર્યો. પછી જણાવ્યું કે—'હે પ્રભો! આજે તમને કંઇક નિવેદન કરવાનું છે, તે એ કે જૈન મુનિઓ અહીં આવેલા છે, તેમને ઉપાશ્રય આપો.' ત્યારે તે શૈવદર્શની હસતા મુખે કહેવા લાગ્યો કે—'નિષ્પાપ ગુણી જનોની તમે અવશ્ય પૂજા કરો. અમારા ઉપદેશનું એજ ફળ છે. બાલભાવનો ત્યાગ કરી પરમ પદમાં સ્થિર થનાર શિવ એજ જિન છે. દર્શનોમાં ભેદ રાખવો એ મિથ્યામતિનું લક્ષણ છે. નિસ્તુષ ડાંગરની દુકાનોના મધ્ય ભાગમાં રહેલ અને ત્રણ પુરૂષોને આશ્રિત એવી ભૂમિ પુરોહિત ઇચ્છાનુસાર ઉપાશ્રયને માટે લઈ લે. તેમાં સ્વ–પર પક્ષથી થતા સમસ્ત વિઘ્નનું હું નિવારણ કરીશ.'

એટલે પુરોહિતે તે વાતનો સ્વીકાર કરીને ત્યાં ઉપાશ્રય કરાવ્યો. ત્યારથી વસતિ ( ઉપાશ્રય ) ની પરંપરા ચાલુ થઇ, કારણ કે મહાપુરૂષોએ જે સ્થાપન કરેલ હોય, તે વૃદ્ધિ પામે છે, તેમાં કંઇ સંશય નથી. ત્યાં **શ્રી બુદ્ધિસાગરસૂરિએ** આઠ હજાર શ્લોક પ્રમાણ **બુદ્ધિસાગર** નામનું નવું વ્યાકરણ રચ્યું.

હવે એકદા વિહાર કરતાં **શ્રી જિનેશ્વરસૂરિ** પુનઃ **ધારા** નગરીમાં પધાર્યા, કારણ કે તેવા પુરૂષરત્નોનું દર્શન પુણ્યવંત જનોજ પામી શકે. ત્યાં ત્રણ પુરૂષા-

ર્થથી આબાદ એવો **મહીધર** નામે શ્રેષ્ઠી હતો કે જે પોતાના ધનની સંખ્યા શિવાય સર્વત્ર વિચક્ષણ હતો. **ધનદેવીથી** ઉત્પન્ન થયેલ **અભયકુમાર** નામે તે શેઠનો પુત્ર હતો કે જેના ગુણગાન કરવામાં શેષનાગ પણ સમર્થ ન હતો. તે પુણ્યવાન્ શ્રેષ્ઠી પોતાના પુત્ર સહિત, આચાર્ય મહારાજને વંદન કરવા ગયો. ત્યાં સંસારની અસારતાને જણાવનાર ચતુર્વિધ ધર્મ તેણે ગુરૂના મુખથી સાંભળ્યો. ગુરૂના ઉપદેશથી અભયકુમારને વૈરાગ્ય ઉત્પન્ન થવાથી સંયમ લેવાને ઉત્સુક થતાં તેણે પોતાના પિતાની અનુમતિ માગી. શ્રેષ્ઠીએ અનુજ્ઞા આપતાં ગુરૂ મહારાજે અભયકુમારને દીક્ષા આપી. પછી તેણે ગ્રહણ અને આસેવનારૂપ બંને શિક્ષા ગ્રહણ કરી, અને સિદ્ધાંતનો અભ્યાસ તથા તેનું ચિંતવન કરતાં મહા ક્રિયાનિષ્ઠ એવા તે મુનિ શ્રી સંઘરૂપ કમળને વિકાસ પમાડવામાં ભાસ્કર સમાન શોભવા લાગ્યા. એટલે શ્રી વર્દ્ધમાનસૂરિના આદેશથી શ્રી જિનેશ્વરસૂરિએ ગુણના નિધાન એવા તે મુનિને આચાર્ય પદવી આપી અને શ્રીમાન્ **અભયદેવસૂરિ** એવું તેમનું નામ રાખ્યું. પછી યશની સાથે હળવે હળવે વિહાર કરતા શ્રી અભયદેવસૂરિ **પલ્યપદ્ર** નગરમાં આવ્યા. ત્યાં શ્રીવર્દ્ધમાનસૂરિ આયુષ્ય સમાપ્ત થતાં અનશન લઇને સ્વર્ગે ગયા.

એવામાં તે વખતે દુર્ભિક્ષનો ઉપદ્રવ થતાં દેશની દુર્દશાને લઇને સિદ્ધાંત તથા તેની વૃત્તિનો ઉચ્છેદ થવા લાગ્યો, તેમાં જે કંઇ સૂત્ર રહ્યા, તેમાં પ્રેક્ષાનિપુણ મુનિઓને પણ શબ્દાર્થ દુર્બોધ થઇ પડ્યો. આ બધી સ્થિતિ ઉપસ્થિત થઇ, તેવામાં એકદા અર્ધરાત્રે ધર્મધ્યાનમાં સાવધાન અને મગ્ન રહેલા શ્રી અભયદેવ મુનીશ્વરને નમસ્કાર કરીને શાસનદેવી કહેવા લાગી કે—' પૂર્વે નિર્દોષ એવા **શ્રી શીલાંગકોટ** ( શીલકોટિ ) નામના આચાર્યે અગીયાર અંગની વૃત્તિ બનાવી છે. તેમાં કાલને લઇને બે અંગ વિના બધા વિચ્છેદ ગયા છે. માટે સંઘના અનુગ્રહથી હવે તેની વૃત્તિ રચવાનો ઉદ્યમ કરો. '

ત્યારે આચાર્ય બોલ્યા—' હે માતા ! હું અલ્પમતિ જડ શું માત્ર છું. શ્રી સુધર્માસ્વામીએ બનાવેલ ગ્રંથો જોવાની પણ મારામાં બુદ્ધિ નથી. એવા અજ્ઞપણાથી કયાં ઉત્સૂત્ર કહેવાઈ જાય, તો મહાપાપ લાગે. પ્રાચીન આચાર્યોએ તેવા પાપનું ફળ અનંત સંસારનું ભ્રમણ બતાવેલ છે. વળી તમારી વાણી પણ અલંઘનીય છે. માટે આદેશ કરો, હું શું કરૂં ? ' એમ મનની વ્યામૂઢતાથી કંઇક ઉત્તર સાંભળવાની ઇચ્છાથી તે મૌન રહ્યા.

એવામાં દેવી કહેવા લાગી કે—' હે સુજ્ઞ શિરોમણિ ! સિદ્ધાંતના અર્થ વિચારમાં, હું વિના ચિંતાએ કહું છું કે તારામાં યોગ્યતા છે, એમ હું માનું છું. તેમ કરતાં કદાચ સંદેહ પડે તો મને પૂછજે, હું સીમંધર સ્વામી પાસે જઇને તે પૂછી આવીશ. માટે ધીરજ ધરીને તેનો પ્રારંભ કર. મારા વચનમાં શંકા લાવીશ

નહીં. સ્મરણ માત્રથી હું અહીં આવીને હાજર થઈશ. આ સંબંધમાં હું તારા ચરણના શપથ લઉં છું.'

એ પ્રમાણે સાંભળતાં અભયદેવસૂરિએ તે દુષ્કર કાર્યનો પણ સ્વીકાર કર્યો, અને ગ્રંથ સંપૂર્ણ થાય, ત્યાં સુધી આંબિલ કરવાની પ્રતિજ્ઞા લીધી. પછી નવે અંગની વૃત્તિઓ તેમણે વિના કલેશે સંપૂર્ણ કરી અને દેવીએ પણ જે પૂર્વે પ્રતિજ્ઞા કરી હતી, તે પ્રમાણે તેનો નિર્વાહ કર્યો. તે વૃત્તિઓને વૃદ્ધ મહાશ્રુતધરોએ શુદ્ધ કરી, એટલે શ્રાવકોએ તે પુસ્તકોનું લેખન શરૂ કરાવ્યું.

એવામાં એક વખતે શાસનદેવીએ એકાંતમાં **અભયદેવ**સૂરિને જણાવ્યું કે—'હે પ્રભો ! પ્રથમ પ્રતિ મારા દ્રવ્યથી કરાવજો.' એમ કહી પોતાની જ્યોતિથી દૃષ્ટિતેજને આંજી, ત્યાં એક સુવર્ણનું ભૂષણ મૂકીને દેવી અદૃશ્ય થઇ ગઈ. પછી મુનિઓ ગોચરીથી આવ્યા, એટલે સૂર્યના બિંબ સમાન તે આભૂષણ તેમના જોવામાં આવ્યું, જે જોતાં આશ્ચર્યમુગ્ધ બનેલા તેમણે આચાર્યને પૂછ્યું. ત્યારે પ્રમોદ પામતા ગુરૂમહારાજે તે બધો વૃત્તાંત તેમને કહી સંભળાવ્યો. પછી ત્યાં શ્રાવકોને બોલાવ્યા અને ગુરૂએ તેમને તે ભૂષણ બતાવ્યું. પરંતુ તેનું મૂલ્ય ન જાણતાં તે શ્રાવકો પત્તન ( પાટણ ) માં ગયા. ત્યાં રત્નપરીક્ષકને તેમણે તે ભૂષણ બતાવ્યું. એટલે તેનું મૂલ્ય ન કરી શકવાથી તેમણે પણ એવો અભિપ્રાય આપ્યો કે—'અહીં **ભીમ**રાજાની આગળ આ આભૂષણ મૂકો તે આપે તેટલું એનું મૂલ્ય સમજવું. અમે એની કીંમત આંકી શકતા નથી.' આથી જાણે સ્નેહથી ઇંદ્રે ભેટ મોકલાવેલ હોય તેમ તે ભૂષણ શ્રાવકોએ રાજા આગળ ધર્યું અને તેનો વૃત્તાંત પણ કહી સંભળાવ્યો. જેથી રાજા સંતુષ્ટ થઈને કહેવા લાગ્યો કે—'તે તપસ્વી વિના એનું મૂલ્ય ન થાય અને મૂલ્ય વિના હું લઈ શકું તેમ નથી.'

ત્યારે શ્રાવકોએ જણાવ્યું કે—'હે સ્વામિન્ ! એનું મૂલ્ય આપના મુખેજ થશે અને જે આપો, તે અમને પ્રમાણ છે.' એટલે રાજાએ ભંડારી પાસેથી તેમને ત્રણ લાખ દ્રમ્મ ( ટકા ) અપાવ્યા. પછી તેમણે તેના પુસ્તકો લખાવીને આચાર્ય મહારાજને અર્પણ કર્યાં. તેમજ **પાટણ, તામ્રલિપ્તી, આશાપલ્લી** અને **ધવલક્ક** નામના નગરમાં ચોરાશી ચતુર અને શ્રીમંત શ્રાવકો હતા કે જે ધર્મવાસનાથી નિર્મળ આશયવાળા હતા, તેમણે પ્રત્યેક અંગવૃત્તિના પુસ્તક લખાવીને આનંદપૂર્વક આચાર્યને આપ્યાં. એટલે સુધર્માસ્વામીએ બતાવેલ ઇષ્ટ તત્ત્વરૂપ તાળાની કુંચી સમાન તેમણે બનાવેલ નવે અંગની વૃત્તિઓ એ પ્રમાણે પ્રવર્ત્તમાન થઈ.

પછી સંયમયાત્રા નિમિત્તે આચાર્ય **ધવલક** નગરમાં પધાર્યા. કારણ કે સ્થાનોમાં અપ્રતિબંધ એજ સિદ્ધાંત–ઉપાસનાનું લક્ષણ છે. એવામાં આંબિલનું તપ કરતાં, રાત્રે નિરંતર જાગરણ કરતાં અને અતિપરિશ્રમથી આચાર્ય મહારાજને

દુષ્ટ રક્તદોષ લાગુ પડ્યો. તે વખતે ઇર્ષ્યાળુ લોકો કહેવા લાગ્યા કે—'ઉત્સૂત્રના કથનથી કુપિત થયેલા શાસનદેવોએ એ વૃત્તિકારને કોઢ ઉત્પન્ન કર્યો છે.' એ પ્રમાણે સાંભળતાં શોકથી વ્યાકુળ થયેલા અને પોતાના અંતરમાં પરલોકને ઇચ્છતા એવા તેમણે રાત્રે ધરણેંદ્રનું ધ્યાન કર્યું. ત્યાં સત્વકસોટીના પાષાણતુલ્ય એવા તેમણે સ્વપ્નમાં તરત પોતાના દેહને ચાટતા નાગેંદ્રને જોયો. આથી તેમણે વિચાર કર્યો કે—'કાલરૂપ આ વિકરાલ સર્પે મારા શરીરને ચાટેલ છે, તેથી મારૂં આયુષ્ય ક્ષીણ થયું લાગે છે, તો હવે અનશન આદરવું એજ મને યોગ્ય છે.' એ પ્રમાણે ચિંતવતાં બીજે દિવસે સ્વપ્નમાં ધરણેંદ્રે આવીને તેમને કહ્યું કે—'મેં તમારા દેહને ચાટીને રોગને દૂર કર્યો છે.'

એમ સાંભળતાં ગુરૂ બોલ્યા કે—'મૃત્યુના ભયથી મને ખેદ થતો નથી; પરંતુ રોગને લીધે પિશુન લોકો જે અપવાદ બોલે છે, તે મારાથી સહન થઇ શકતું નથી.'

ત્યારે ધરણેંદ્ર કહેવા લાગ્યો કે—'એ બાબતમાં તમારે અધીરાઇ-ખેદ ન કરવો. હવે આજે દીનતા તજીને જિનબિંબના ઉદ્ધારથી તમે એક જૈન પ્રભાવના કરો. **શ્રીકાંતા**નગરીના ધનેશ શ્રાવક, વહાણ લઇને સમુદ્રમાર્ગે જતાં તેના વહાણને ત્યાંના અધિષ્ઠાયક દેવતાએ સ્તંભેલ હતું. આથી શ્રેષ્ઠીએ તેની પૂજા કરતાં તે વ્યંતરે વ્યવહારીને આપેલ ઉપદેશથી તે ભૂમિમાંથી ભગવંતની ત્રણ પ્રતિમા તેણે બહાર કહાડી તેમાંની એક પ્રતિમા તેણે **ચારૂપ** ગામમાં સ્થાપન કરી, જેથી ત્યાં તીર્થ થયું. બીજી પાટણમાં બિંબવૃક્ષના મૂળમાં સ્થાપન કરી, અરિષ્ટનેમિની પ્રતિમા પ્રાસાદમાં સ્થાપન કરી. ત્રીજી પ્રતિમા **સ્તંભન** ગામમાં **સેટિકા** નદીના તટપર વૃક્ષઘટાની અંદર ભૂમિમાં સ્થાપન કરેલ છે. તે શ્રી પાર્શ્વનાથની પ્રતિમાને તમે પ્રગટ કરો. કારણ કે ત્યાં એ મહાતીર્થ થવાનું છે. વળી પૂર્વે વિદ્યા અને રસસિદ્ધિમાં ભારે પ્રવીણ એવા **નાગાર્જુને** ભૂમિમાં રહેલ બિંબના પ્રભાવથી રસનું સ્તંભન કર્યું અને તેથી તેણે ત્યાં સ્તંભનક નામનું ગામ સ્થાપન કર્યું, તેથી તમારી પણ પવિત્ર કીર્ત્તિ અચળ થશે. વળી ક્ષેત્રપાલની જેમ શ્વેત સ્વરૂપથી તમારી આગળ, અન્ય જનોના જોવામાં ન આવે તેમ એક દેવી ત્યાં માર્ગ બતાવનાર રહેશે.' એ પ્રમાણે કહીને ધરણેંદ્ર અંતર્ધાન થઇ ગયો.

પછી સંતુષ્ટ થયેલ આચાર્યે રાત્રિનો અદ્ભુત વૃત્તાંત બધો શ્રીસંઘને કહી સંભળાવ્યો. જે સાંભળતાં ભારે હર્ષિત થયેલા ધાર્મિકજનો તે વખતે યાત્રાએ જવાને તૈયાર થયા અને નવસેં ગાડાંઓ ત્યાં ચાલતા થયાં. શ્રીસંઘના આગ્રહથી આચાર્ય મહારાજ આગળ થઇને ચાલવા લાગ્યા. એમ આગળ ચાલતાં સંઘ જ્યારે **સેઢકા** નદીના કિનારે આવ્યો, ત્યારે ત્યાં બે વૃદ્ધ અશ્વો અદૃશ્ય થઇ

ગયા. એટલે એ નિશાનીથી સંઘ ત્યાં રહ્યો અને આચાર્ય મહારાજે આગળ જઇને ગોવાળોને પૂછ્યું કે—'અહીં તમારે કંઇ પૂજનીય છે ?' ત્યારે તેમાંનો એક ગોવાળ કહેવા લાગ્યો કે—'હે પ્રભો ! સાંભળો—આ પાસેના ગામમાં **મહીણલ** નામે મુખ્ય પટેલ છે. તેની કાળી ગાય અહીં આવીને પોતાના સર્વ આંચળથી દુધ ઝરે છે. એટલે અહીં ખાલી થઇને જ તે ઘરે જાય છે અને ત્યાં દોહવામાં આવતાં મહાકષ્ટથી અલ્પ દુધ પણ તે આપતી નથી, તેનું કારણ કંઇ સમજાતું નથી.' એમ કહીને તેમણે ત્યાં આચાર્યને ક્ષીર બતાવ્યું. એટલે પાસે બેસીને તે પ્રાકૃત ગાથાઓથી શ્રી પાર્શ્વનાથનું સ્તોત્ર કહેવા લાગ્યા. ત્યાં નાસિકાના અગ્રભાગે દૃષ્ટિસ્થાપન કરીને **જયતિહુયણ** ઇત્યાદિ બત્રીશ ગાથાઓનું તેઓ સ્તવન બોલ્યા. ત્યાં હળવે હળવે જાણે પ્રભુનું પ્રતિબિંબ હોય તેવું શ્રીપાર્શ્વનાથ ભગવંતનું તેજસ્વી બિંબ પ્રગટ થયું. એટલે સંઘ સહિત આચાર્ય મહારાજે તરત તેને વંદન કર્યું, જેથી સમસ્ત રોગ તરત દૂર થયો અને તેમનો દેહ કનક સમાન તેજસ્વી ભાસવા લાગ્યો. તે વખતે ચતુર અને ભાવિક શ્રાવકોએ ગંધોદકથી પ્રભુ-બિંબને ન્હવરાવીને કર્પૂરાદિકના વિલેપનથી તેની પૂજા કરી. પછી તેમણે ઉજ્વળ પડદાથી તે બિંબપર છાયા કરી અને ત્યાં શ્રીસંઘે અનિવારિત દાનશાળામાં બધા ગ્રામ્યજનોને ભોજન કરાવ્યું. વળી પ્રાસાદ કરાવવા માટે શ્રાવકોએ ત્યાં દ્રવ્ય એકઠું કર્યું. તેમાં ક્લેશ વિના એક લક્ષ દ્રવ્ય તરત થઇ ગયું, તેમજ ગ્રામ્યજનોએ ભૂમિની અનુમતિ આપી. હવે શ્રીમલ્લવાદી-શિષ્યના શ્રાવકોએ ત્યાં રહેનાર **આમ્રે-શ્વર** અને બુદ્ધિનિધાન **મહિષ** નામના કારીગરોને બોલાવ્યા. એટલે સુંદર કામ કરવામાં વિચક્ષણ એવા તેમને આજ્ઞા થતાં ચૈત્યનું કામ શરૂ કર્યું અને અલ્પ કાળમાં તેમણે તે કામ સંપૂર્ણ કર્યું. તે કામના અધ્યક્ષનો પ્રતિદિન એક દ્રમ્મ પગાર કર્યો હતો, તેમાંથી અલ્પ ભોજનાદિકમાં વાપરતાં બાકીના વધેલ દ્રવ્યવડે તેણે ચૈત્યમાં પોતાના નામની એક દેવકુલિકા કરાવી કે જે અદ્યાપિ ત્યાં વિદ્યમાન દેખાય છે. પછી શુભ મુહૂર્તે આચાર્ય મહારાજે ત્યાં બિંબની પ્રતિષ્ઠા કરી. તે દિવસે રાત્રે ધરણેંદ્રે આવીને તેમને જણાવ્યું કે—'મારા વચનથી તમે એ સ્તવન-માંની બે ગાથા ગોપવી દ્યો; કારણ કે કેટલાક પુણ્યહીન જનોને મારે પ્રત્યક્ષ થવું પડશે.' આ તેના આદેશથી અદ્યાપિ તે સ્તુતિ ત્રીશ ગાથાની છે અને તે ભણતાં ગણતાં પુણ્યશાળી જનોના અત્યારે ક્ષુદ્ર ઉપદ્રવોનો નાશ કરે છે. ત્યારથી એ તીર્થ મનોવાંછિત પૂરનાર અને રોગ, શોકાદિ દુઃખરૂપ દાવાનળને શાંત કરવામાં મેઘ સમાન પ્રવર્ત્તમાન થયું. વળી જન્મકલ્યાણના મહામહોત્સવમાં પ્રથમ ધવલકના મુખ્ય શ્રાવકે જળકળશ લઇને ભગવંતને સ્નાન કરાવ્યું. ત્યાં બિંબાસનના પાછળના ભાગમાં ઐતિહાસિક અક્ષરપંક્તિ પૂર્વે લખવામાં આવેલ છે. એમ લોકોમાં સંભળાય છે.

તે પછી આઠ વર્ષે શ્રીનમિનાથના તીર્થમાં ગૌડદેશના આષાડ નામના શ્રાવકે ત્રણ પ્રતિમા કરાવી.

શ્રીમાન્ જિનેશ્વરસૂરિ તથા શ્રીબુદ્ધિસાગરસૂરિ ચિરકાળ આયુષ્ય પાળી પ્રાંતે અનશન કરીને સ્વર્ગે ગયા. વળી શ્રીમાન્ અભયદેવસૂરિ શાસનની પ્રભાવના કરતા અને ચરણોપાસનાથી શોભતા તે કર્ણ રાજાની રાજધાની પાટણમાં યોગ-નિરોધથી વાસનાને પરાસ્ત કરી તથા ધર્મધ્યાનમાં એકતાન લગાવીને દેવલોકે ગયા.

એ પ્રમાણે સજ્જનોને માનનીય, કલ્યાણના એકસ્થાનરૂપ, કલિકાલરૂપ, પર્વતને ભેદવામાં વજ્ર સમાન, દુર્ધર અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવામાં સૂર્યોદય સમાન એવું શ્રીઅભયદેવસૂરિનું ચરિત્ર તમારા કલ્યાણ અને લક્ષ્મીને વૃદ્ધિ પમાડનાર થાઓ, તથા અનંત ઉદયરૂપ પરમ બ્રહ્મ–આત્મજ્ઞાનમાં લીન બનાવો.

શ્રીચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન તથા શ્રીરામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રીપ્રભાચંદ્રસૂરિએ પોતાના મનપર લેતાં શ્રીપ્રદ્યુમ્નાચાર્યે સંશોધન કરેલ પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રીઅભયદેવસૂરિના ચરિત્રરૂપ આ ઓગણીશમું શિખર થયું.

**ઇતિ શ્રી અભયદેવસૂરિ–પ્રબંધ.**



# ( २० ) श्रीवीरसूरि–प्रबंध.



તે શ્રી વીરાચાર્ય તમારૂં કલ્યાણ કરો કે જેની પાસે અભ્યાસ કરતા સંતજનો ક્રોધાદિ શત્રુઓનો નાશ કરવાને સમર્થ થયા છે. વળી જેમના હસ્તસ્પર્શમાત્રથી સરસ્વતી કન્યાદિકમાં સંક્રમ કરીને બોલતી હતી. તે શ્રીવીરનું વર્ણન શી રીતે થઇ શકે ? તેમનું ચરિત્ર બહુશ્રુતના મુખથી કંઇક સાંભળીને હું વર્ણવીશ. કારણ કે બાળક શું પોતાના અનુમાનથી બોલતો નથી.

શ્રી **ચંદ્ર** મહાગચ્છરૂપ સાગરમાં રત્નશૈલ સમાન **ષંડિલ્લ** એવા બીજા નામથી પ્રખ્યાત થયેલ ગચ્છ છે, તેમાં રત્નસમાન **શ્રી ભાવદેવ** નામે સૂરિરત્ન હતા કે જે પાત્રને વિષે સ્નેહાદિથી રહિત છતાં લોકહિતમાં સદા અનુરક્ત હતા. તેમના પાટે **શ્રીવિજયસિંહ** નામે સૂરિ થયા કે જે પ્રતિવાદીરૂપ ગજઘટાને હઠાવવાને સમર્થ હતા. તેમના પટ્ટરૂપ માનસ સરોવરમાં હંસ સમાન **શ્રીવીરસૂરિ** થયા કે જે ગતિ અને શબ્દથી અસાધારણ શોભાને ધારણ કરતા હતા. તેમના ગુણોથી આકર્ષાઇને સિદ્ધરાજ રાજાએ તેમને પોતાના મિત્ર બનાવ્યા હતા. કારણ કે નિર્મળ સ્વભાવના કુમુદને રાજા ( ચંદ્રમા ) જરૂર પ્રમોદ પમાડે છે.

એકદા સભામાં બેઠેલ રાજાએ હાસ્ય કરતાં પોતાના મિત્ર વીરસૂરિને કહ્યું કે—‘ રાજાના આશ્રયથીજ તમારૂં તેજ વિકસિત લાગે છે. ’

ત્યારે આચાર્ય કહેવા લાગ્યા કે—‘ ભાગ્યને લીધેજ પોતાની પ્રજ્ઞા ઉદયમાન હોય છે, અન્યથકી પ્રતિષ્ઠા થતી નથી. એક શ્વાન રાજાથી આદર પામતાં શું તે સિંહ સમાન ઓજસ્વી બની શકશે ? ’

એટલે રાજા બોલ્યો—‘ મારી સભા મૂકીને તમે વિદેશમાં જાઓ, તો એક અનાથ ભિક્ષુકના જેવા બાહ્ય ભિક્ષાચર દેખાઓ. ’

આચાર્ય બોલ્યા—‘ આટલા દિવસ હે રાજન્ ! માત્ર તારા પ્રેમના બંધનને લીધેજ અમે અહીં રહ્યા. હવે અત્યારેજ તારી અનુમતિ લઇને અમે જઇશું. ’

એમ કહીને ભારે કળાના નિધાન એવા આચાર્ય પોતાના ઉપાશ્રયમાં આવ્યા. એવામાં રાજાએ પોતાના માણસો મોકલીને સર્વત્ર નગરના દ્વારનો નિરોધ કર્યો. અર્થાત્ આચાર્યને ન જવા દેવા માટે તેણે દ્વારપર માણસો ઉભા રાખી દીધા.

હવે અહીં ગુરૂ મહારાજે ધર્મકૃત્ય કરી આસન લગાવીને વિધિપૂર્વક ધ્યાન શરૂ કર્યું એટલે અધ્યાત્મના યોગે પ્રાણવાયુના નિરોધ તેમજ વિદ્યાના બળથી આકાશમાર્ગે ઉડીને તેઓ **પલ્લી** નામની નગરીમાં ગયા, એવામાં પ્રભાતે તપાસ કરાવતાં ગુરૂને ત્યાં ન જોવાથી રાજા ચિંતવવા લાગ્યો કે—' અહો ! સદા મોહને શિથિલ કરવાની બુદ્ધિ ધરાવનાર એ મારા મિત્ર શું ચાલ્યાજ ગયા ? અનેક સિદ્ધિના નિધાન એવા મિત્ર હવે મને ફરી શી રીતે મળે ? ખરેખર ! સિદ્ધિના સ્નેહમાં પુણ્યહીન અમે ખોળ સમાનજ છીએ. '

એવામાં **પલ્લીવાસી** બ્રાહ્મણોએ પાટણમાં **શ્રીજયસિંહ** રાજાને જણાવ્યું કે—' અમુક તીથી, વાર, નક્ષત્રના દિવસે **વીરસૂરિ** અહીં આવ્યા છે, પણ તે અમને સાક્ષાત્ મળ્યા છે. '

એ પ્રમાણે સાંભળતાં રાજા વિચારવા લાગ્યો કે—' આ તો એવા પ્રકારની ક્રીડામાત્ર હતી કે જેથી તે દિવસ તેમને મોહ દૂર કરનાર થઇ પડ્યો. તેથી તે રાત્રેજ અવશ્ય આકાશમાર્ગે ત્યાં ગયા છે અને મશ્કરીને બીજે દિવસે તે બ્રાહ્મણોને મળ્યા છે. ' એમ વધારે ઉત્સુક થવાથી રાજાએ તેમને બોલાવવા માટે પોતાના પ્રધાનો મોકલ્યા. એટલે મહાભક્ત તે પ્રધાનોએ તરત ત્યાં જઇને વિનયપૂર્વક રાજાનો સ્નેહભાવ કહી બતાવ્યો. ત્યારે સંયમમાં મગ્ન અને ઉદાસીન ભાવે રહેલા આચાર્ય મહારાજે જણાવ્યું કે—' રાજાનું હાસ્યવચન એજ અહીં સહકારિ કારણ છે, માટે અન્ય દેશોમાં વિહાર કરતાં કદાચ તમારા નગરમાં આવીશું. રાજાના સ્નેહ અને મોહમાં પોતાના દુર્લભ મનુષ્યજન્મ, વ્રત, વિદ્યા, બળ અને શ્રુત વૃથા કોણ ગુમાવે ? '

એમ સાંભળી તે કહેવા લાગ્યો કે—' રાજાનું એક વચન તમે સાંભળો— તમારા સંગથી અમારૂં સિદ્ધપણું સાચું છે, વળી તેટલો કાળ પિતાનું નામ રહેશે. તમે સિદ્ધ પાસે હોવાથીજ અમે સિદ્ધ થઇશું, અન્યથા નહિં. ' એ પ્રમાણે સાંભળતાં આચાર્યે તેમનું વચન સ્વીકાર્યું અને જણાવ્યું કે—' અમે તે નગરમાં આવીશું તમે એ બાબતની ચિંતા કરશો નહિં. '

પછી મહાબૌદ્ધપુરમાં ઘણા બૌદ્ધોને વાદમાં જીતીને શ્રીવીરસૂરિ ગોપાલગિરિમાં આવ્યા, ત્યાં રાજાએ તેમનો ભારે સત્કાર કર્યો ત્યાં પણ પરવાદીઓને તેમણે જીતી લીધા. તેથી રાજાએ આનંદપૂર્વક તેમને છત્ર અને ચામરયુગલ રાજ-

ચિન્હ આપ્યાં. ત્યાંથી પાછા ફરતાં માર્ગમાં તેઓ નાગપુર નગરમાં રહ્યા અને ત્યાં તેમણે શાસનની પ્રભાવના કરી. એ વૃત્તાંત જાણવામાં આવતાં ભક્તિશાળી સિદ્ધરાજે તેમને બોલાવ્યા. એટલે ગોપગિરિના રાજાએ આપેલ પરિવાર તેમણે સિદ્ધરાજને મોકલી દીધો. પછી ત્યાંથી સંયમયાત્રા નિમિત્તે હળવે હળવે તેમણે વિહાર કર્યો અને અણહિલ્લપુરની પાસે **ચારૂપ** નામના ગામમાં તેઓ પધાર્યા, એવામાં **શ્રી જયસિંહ** રાજા તેમની સામે આવ્યો અને દેવતાઓને પણ અપૂર્વ લાગે તેવો તેણે પ્રવેશ–મહોત્સવ કર્યો.

હવે ત્યાં **વાદિસિંહ** નામે સાંખ્યમતનો વાદી આવ્યો. તેણે આ પ્રમાણેના શ્લોકથી દુર્ઘટ એવો એક લેખ રાજાને મોકલાવ્યો કે—

**" उद्धृत्य बाहुं किल रारटीति, यस्यास्ति शक्तिः सच वावदीतु।**
**मयि स्थिते वादिनि वादिसिंहे नैवाक्षरं वेत्ति महेश्वरोऽपि " ॥ १ ॥**

' હું બાહુ ઉછાળીને કહું છું કે જેનામાં શક્તિ હોય, તે મારી સામે આવીને વાદ કરે. હું **વાદિસિંહ** વાદ કરનાર છતાં મહેશ્વર પણ એક ' અક્ષર બોલી શકે તેમ નથી. '

ત્યાં **શ્રીકર્ણ** મહારાજાના બાળમિત્ર અને વીરાચાર્યના કળાગુરૂ શ્રીગોવિંદાચાર્ય મુનીશ્વર હતા. એટલે રાત્રે ગુપ્તવેષે રાજાએ આવીને એકાંતમાં તેમને જણાવ્યું કે—' શું તે ભિક્ષુની આપ રાહ જૂઓ છો ? '

આચાર્ય બોલ્યા—' તારા વચનથી તે અહીં હોય તેમ લાગે છે, પ્રભાતે વાદીને વીરસૂરિ જીતી લેશે. ' આથી પ્રસન્ન થયેલ રાજાએ પ્રભાતે તે વાદીને રાજસભામાં બોલાવ્યો એટલે નિઃસ્પૃહની જેમ શાંત એવા તે વાદીએ દંભથી કહ્યું કે—' જો રાજા નિઃસંગ છે, તો અમે ત્યાં શું આવીએ ? અમારા વચનનો જો તે કૌતુકી હોય, તો તે પોતે અહીં આવીને ભૂમિરૂપ આસન પર બેસે. ' આથી કૌતુકી રાજા તે વાતનો પણ સ્વીકાર કરીને તેના આવાસમાં ગયો અને ઉંચી જમીન પર તે બેસી ગયો. પછી તેણે પરિવાર સહિત ગોવિંદાચાર્યને બોલાવ્યા ત્યાં આકૃતિયુક્ત બીજા અલ્પ વિદ્વાનોને પણ તે વાદીએ આગળ બેસાર્યા અને મહાપ્રજ્ઞાથી અને શાસ્ત્રોને જાણનાર તથા કવિઓમાં અગ્રેસર એવા વીરસૂરિને અમુક અવધિમાં પાછળ બેસાર્યા. એવામાં અચાર્ય ત્યાં આવ્યા અને પોતાના કંબલાસન પર તેઓ બેસી ગયા.

ત્યાં રાજાએ જણાવ્યું કે—' આ વાદી સાથે એમનામાં કોણ વાદ કરશે ? '

ત્યારે ગોવિંદાચાર્ય બોલ્યા—' અર્થ વિના માત્ર અક્ષરની સાથે સંગ કરનાર એવા એની સાથે શાસ્ત્ર સમુદ્રમાં નાવ સમાન બુદ્ધિમાનને વાદ કરવો ઉચિત

નથી એટલે આ અજ્ઞની સાથે બીજા શિષ્યો તો વાદ કરતાં લજ્જા પામે તેમ છે માટે આ પ્રાજ્ઞ વીર બાળ શિષ્ય વાદ કરશે. ' એ પ્રમાણે સાંભળતાં વાદી કહેવા લાગ્યો—' આ મુગ્ધ ધાવણો બાળક મારી સાથે શું બોલવાનો હતો ? માટે આ અસમાન વિગ્રહ ( વાદ ) અમને શુભ ભાસતો નથી. '

એટલે રાજાએ કહ્યું કે—' અર્થરૂપ અમૃતથી સુગંધિ એવા પોતાના દુગ્ધપાન કરતા મુખથકી આ બાળક તારા મદરૂપ ધતૂરાની ભ્રાંતિને દૂર કરશે. '

એમ સાંભળતાં અવજ્ઞાના વશથી તે વાદી તર્કયુક્ત વાક્ય બોલવા લાગ્યો. પછી તે વિરામ પામ્યો, એટલે સુજ્ઞશિરોમણિ શ્રીવીરે જણાવ્યું કે—' હું ગદ્યમાં બોલું કે પદ્યમાં ? જે તને રૂચે, તેમાં બોલું. '

ત્યારે વાદી બોલ્યો—' તારી ઈચ્છાનુસાર તું મારી આગળ ગમે તે છંદ કે અલંકારમાં બોલ; સર્વાનુવાદરૂપ કે અર્થથી તું સત્વર વાદ ચલાવ. '

એ પ્રમાણે સાંભળીને વીરસૂરિ પુનઃ બોલ્યા કે—' આ ગુર્જરનો આડંબર કરનાર બાળક હવે આગળ ગમન કરે છે, શું તું તેમાં સમજી શકીશ ?, '

તે બોલ્યો—' પદ્ય કે છંદમાં બોલવાની જો તારી શક્તિ હોય, તો મત્તમયુર છંદમાં અથવા અલંકાર કે અપન્હુતિમાં સર્વાનુવાદને આશ્રીને બોલ. ' એમ સાંભળતાં વીરસૂરિ કહેવા લાગ્યા કે—' તું આસનપરથી ઉઠ અને નીચે બેસીને બધું સાવધાન પણે સાંભળ. કારણ કે અમે કદાપિ સરસ્વતીની હીલના કરતા નથી' આથી તે વાદની અધવચ ત્યાંથી ઉઠયો, પછી વચન બોલવામાં વીર એવા વીરસૂરિ પૂર્વની પ્રતિજ્ઞા પ્રમાણે અસ્ખલિત વાગ્ધારાથી બોલવા લાગ્યા, જે સાંભળતાં વાદીનું વચનબળ બધું ક્ષીણ થઇ ગયું. શ્રીવીર બોલતાં વિરામ પામ્યા અને અર્થથી તેનો અનુવાદ કરતાં તે વાદીને કહેવા લાગ્યા કે—' હવે સર્વાનુવાદથી તું બોલ. ' ત્યારે તે વાદિસિંહ બોલ્યો કે—' હું તે પ્રમાણે બોલવાને સમર્થ નથી. ' આથી રાજાએ પોતે તેનો હાથ પકડીને તેને જમીનપર પાડી નાખ્યો અને જણાવ્યું કે–' જો બોલવાને તું સમર્થ નથી, તો ઉંચા આસન પર શા માટે બેઠો ? '

એવામાં શ્રીપાલ કવીશ્વર બોલ્યો કે—પુરૂષ ઉંચે આસને બેસવાથી શ્રેષ્ઠ કહેવાતો નથી પણ ગુણોને લીધે તે શ્રેષ્ઠતા પામે છે. કાક ( કાગડો ) પ્રાસાદના શિખર બેસે, તેથી શું તે ગરૂડ બની જશે ? ' એમ વિડંબના પામતા તે વાદીને જોઇને શ્રીવીરસૂરિ કહેવા લાગ્યા કે–' હે રાજન્ ! એમ સાંભળવામાં આવે છે અને મારૂં પણ એજ વચન છે કે માણસ ગર્વથી જીતાય છે, કારણ કે શુદ્ધ ન્યાયનિષ્ઠ અને વર્ણાશ્રમના ગુરૂ એવા તમ રાજાની સભામાં એણે અવજ્ઞા કરી જેથી તેં પ્રસન્ન કરેલ વાગ્દેવી કોપાયમાન થઇને એને પોતાની વાણીમાં મંદતા આપી, વળી વાદવિવાદમાં પ્રથમથીજ અમારામાં એવો નિયમ છે કે વાદીનો નિગ્રહ થતાં પ્રતિવા-

દીએ તેનું રક્ષણ કરવું. માટે હે નરેંદ્ર ! એ મદાંધ અને ક્રોધીને મૂકી દ્યો.' એમ સાંભળતાં રાજાએ તે વાદીને છોડી મૂકયો. પછી રાજાએ વીરસૂરિને જયપત્ર અર્પણ કર્યું અને તેમને ભારે સન્માન આપ્યું. કારણ કે પોતે નિસ્પૃહ હોવાથી તે દ્રવ્યનો તો સ્પર્શ પણ કરતા ન હતા.

એકદા જળયાત્રામાં રેણુથી સૂર્યતેજને આચ્છાદિત કરતા ચતુરંગ સૈન્ય લઇને રાજા ગુર્જરભૂમિ તરફ વળ્યો. ત્યાં શ્રીવીરાચાર્યના ચૈત્ય આગળથી ચાલતાં પ્રસિદ્ધ કવીંદ્ર રાજાને જોવા માટે આવ્યો. એવામાં અનુક્રમે ત્યાં સિદ્ધરાજ પણ આવી ચડયો. તેને જોતાં કોઇ કવિ સમસ્યાપદ બોલ્યો. એટલે તેને ઉદ્દેશીને રાજાએ વીરાચાર્ય કવિ તરફ દૃષ્ટિ કરી જેથી તે સુજ્ઞ કવિએ તરતજ અનાયાસે તે સમસ્યા પૂરી કરી તેનો ભાવાર્થ આ પ્રમાણે છે.-હે યમુના ! કહે, હું અગસ્ત્યને સમુદ્ર સમાન છું, તો તું મારા શત્રુનું નામ શા માટે લે છે ? હું નર્મદા છું, અને તું પણ મારી સપત્ની (શોકય) નું નામ લે છે, તો માલવવાસી રમણીઓના અવિરલપણે ગળતા કાજળથી મલિનતા શા માટે ? અને એ રમણીઓના અશ્રુજળથી શું ગુર્જરાધીશ બલિષ્ઠ થયેલ છે ?'

એ પ્રમાણે સાંભળતાં રાજા કહેવા લાગ્યો કે—' તમારા એ સિદ્ધ વચનથી હું માલવપતિનો નિગ્રહ કરીશ. એ બાબતનો મારા હૃદયમાં લેશ પણ સંશય નથી પરંતુ તમે બલાનકમાં રહેતા હો અને હું શત્રુનો નિગ્રહ કરૂં તે શિષ્ટ ન ગણાય. માટે આ વિજયની પતાકા તે ત્યાંજ દૃઢ થાઓ કે બલાનકમાં શ્રી ભાવાચાર્યના ચૈત્યની પતાકા હતી; કારણ કે મહાપુરૂષે કરેલ કાલાંતરે પણ નાશ પામતું નથી.

એવામાં એકદા અન્ય વિદ્વાનોની અવગણના કરનાર અને વાદમુદ્રાને ધારણ કરતો કમલકીર્તિ નામે દિગંબર વાદી સાધુ, સિદ્ધરાજની રાજસભામાં આવ્યો. વાદને માટે તેની જીહ્વા તનમનાટ કરી રહી હતી, ત્યારે રાજાએ વિદ્વાનોના વિગ્રહમાં બ્રહ્માસ્ત્ર સમાન એવા વીરાચાર્યને બોલાવ્યા. એટલે તે પાંચ વરસની એક બાળાને સાથે લઇને આવ્યા અને અવજ્ઞા પૂર્વક વાદીને જોઇને ત્યાં આસનપર બેઠા. તે ગુરૂએ પોતાના સર્વ સામર્થ્યથી વાકયરચના બોલી ગયા. તે વખતે જાણે કૌતુકથીજ શ્રીવીર તે બાળા સાથે રમવા લાગ્યા. તે જોઇને વાદી કહેવા લાગ્યો કે 'હે રાજન્ ! આ તમારી સભા વિદ્વાનોને ઉચિત નથી, કારણ કે તેમાં આવી બાળચેષ્ટા થાય છે, રાજાથી દૂર એક હસ્તપ્રમાણ આ મહાપંડિત ક્રીડા કરી રહ્યો છે.'

એવામાં રાજાએ વીરસૂરિને પ્રેરણા કરતાં તે હાસ્યપૂર્વક બોલ્યા કે—'સમાનવયવાળાનોજ વાદ હોય, એમ ધારીને હું આ નગ્ન બાળાને અહીં લાવ્યો છું. આ વાદી પણ નગ્નપણાને લીધે બાળક સમાન દેખાય છે, માટે એ બંનેનો વાદ

ભલે થાય. તેમાં કોઇ જાતની લજ્જા નથી. સ્ત્રી નિર્વાણના નિષેધથી આ બાળની સાથેજ એનો વિગ્રહ થવો જોઇએ. માટે વાદમુદ્રાથી આ બાળા એ વાદીને જીતી લેશે.' પછી સ્પર્શ વિના તેના શિરપર હાથ મૂકીને યતીશ્વર બાળાને કહેવા લાગ્યા કે—'આ વાદીની સાથે હે બાળ! સ્ત્રી નિર્વાણને સ્થાપન કર.'

એટલે મોટા પ્રમાણ વિદ્વાનોની જેમ તે નિપુણ બાળાએ પોતાની વાગ્ધારાથી તે વાત સ્થાપન કરી જેનો ઉત્તર આપવાને તે વાદી અસમર્થ થયો. એ પ્રમાણે મનમાં ભયભીત થઇને તે બ્હેરા મુંગા જેવો બની ગયો, એટલે સભ્યો અને રાજા જય જય શબ્દો બોલવા લાગ્યા. પછી રાજાએ જણાવ્યું કે—'અનેક સિદ્ધિઓમાં સિદ્ધ બનેલા અને વાદીઓમાં વીર સમાન શ્રીવીરસૂરિ વિદ્યમાન છતાં મારી સભાને કોણ જીતે તેમ છે? જેના હસ્તસ્પર્શથી જ્યાં ત્યાં સંક્રાંત થયેલ સરસ્વતી નિરંતર બોલ્યા કરે છે, તેનું વર્ણન કોણ કરી શકે?'

એ પ્રમાણે યુગ પ્રધાન સમાન ગુણો (તંતુઓ) થી સંધાએલા પટની માફક શ્રી વીરસૂરિ ભવ્ય જનોની જડતા (ટાઢ) ને દૂર કરનારા થાઓ. શ્રીકાલકાચાર્યની અદ્ભુત પ્રભા અવર્ણનીય છે કે જેના વંશમાં અદ્યાપિ આ વીરસૂરિ જેવા વીર પુરૂષો પ્રગટ થાય છે.

શ્રી ચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે રાજહંસ સમાન તથા શ્રીરામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રી પ્રભાચંદ્રસૂરિએ પોતાના મનપર લેતાં શ્રીપ્રદ્યુમ્નાચાર્યે શોધેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી વીરસૂરિના ચરિત્રરૂપ આ વીશમું શિખર થયું.

ઇતિ શ્રી વીરસૂરિ પ્રબંધ.





# ( ૨૧ ) श्री देवसूरि प्रबंध.



શ્રી દેવસૂરિ તમારૂં રક્ષણ કરો કે જેણે દિગંબરને હઠાવીને શ્રી સિદ્ધિની સાથે પોતાની કીર્તિને પણ સ્થાપન કરી દીધી. શ્રી દેવાચાર્ય તમારા કલ્યાણ નિમિત્તે થાઓ કે જેમણે કેવળીનો કવલાહાર સિદ્ધ કરીને શાસનની પ્રભાવના વધારી; અનેક વિધુર–મિથ્યાત્વી જનોને દ્રોહ ઉપજાવનાર સદા વિકસિત કમળ સમાન તથા ભવ્યાત્માઓને હિતકારી એવા તે શ્રી સૂરિના મુખની સ્તુતિ કરીએ છીએ. અજ્ઞાનરૂપ સંવર્તકની ભ્રાંતિ તથા દુર્વૃતરૂપ રજને શમાવવામાં મેઘ સમાન એવા શ્રી દેવસૂરિનું ચરિત્ર હું વર્ણવું છું.

નવનીત સમાન સારરૂપ તથા સ્વર્ગના એક ખંડ સમાન, ગુર્જરદેશમાં **અષ્ટાદશશતી** નામે મંડળ ( પ્રાંત ) છે. ત્યાં **મદ્દાહૃત** નામે નગર કે જે પર્વતોની શ્રેણિને લીધે અંધકારના મહાદુર્ગરૂપ અને સૂર્યકાંતિને અગમ્ય છે. ત્યાં સદ્વર્તનશાળી, પરોપકારી પોતાના તેજથી શોભાયમાન તથા **પ્રાગ્વાટ** વંશમાં મુક્તાફળ સમાન એવો **વીરનાગ** નામે ગૃહસ્થ હતો, તેની **જિનદેવી** નામે પત્ની કે જે સત્ક્રિયાના પાત્રરૂપ પ્રિયંકર ગુણોને ધારણ કરનાર તથા હિમવંતને મેનકાદેવીની જેમ શોભતી હતી.

એકદા તેણે રાત્રે સ્વપ્નમાં પૃથ્વીપર જાણે અવતાર લેવાની ઇચ્છાથીજ પોતાના મુખમાં પ્રવેશ કરતા ચંદ્રમાને જોયો, તેના વંશમાં શ્રીમુનિચંદ્રસૂરિ ગુરૂ હતા કે જેમના નામાક્ષરો પણ **શાંતિકમંત્રક** સમાન હતા. પછી પ્રભાતે નગરમાં જઇ ગુરૂને નમસ્કાર કરીને મહાસત્વશાલિની અને પ્રમુદિત થયેલ જિનદેવીએ અતિશયયુકત તે સ્વપ્નનો અર્થ તેમને પૂછયો.

એટલે આચાર્ય કહેવા લાગ્યા કે—'હે ભદ્રે ! તારા ઉદરમાં દેવચંદ્ર સમાન કોઇ જીવ અવતર્યો છે કે જે જગતને આનંદ પમાડશે.'

હવે અવસર થતાં, જિનદેવીએ વજ્ર સમાન તેજસ્વી પુત્રને જન્મ આપ્યો, કે જેના તેજથી ભયભીત થયેલ કળિકાલરૂપ પર્વત કંપાયમાન થયો. પછી હૃદયને

આનંદ પમાડનાર તે બાળક વૃદ્ધિ પામતાં, ચંદ્રસ્વપ્નના અનુસારે પિતાએ તેનું **પૂર્ણચંદ્ર** એવું નામ રાખ્યું.

એકદા તે નગરમાં ઉપદ્રવ જાગ્યો કે જેથી લોકો ભારે ત્રાસ પામવા લાગ્યા, અને તરતજ પોતાના બચાવનો લાંબો વિચાર કરવા લાગ્યા. તે વખતે **વીરનાગ** વિચાર કરીને દક્ષિણ દિશામાં ચાલ્યો અને **લાટદેશના** ભૂષણરૂપ **ભૃગુકચ્છ** નગરમાં પહોંચ્યો, એવામાં જંગમ તીર્થરૂપ **શ્રીમુનિચંદ્રસૂરિ** પણ વિહાર કરીને ત્યાં ગયા. તેમના આદેશથી સાધર્મીઓએ **વીરનાગને** આશ્વાસન આપીને ત્યાં રાખ્યો. તેનો આઠ વરસનો પૂર્ણચંદ્ર પુત્ર બાળકને ઉચિત મસાલાની ફેરી કરવા લાગ્યો. તે ઇચ્છાનુસાર ગૃહસ્થોના ઘરે જતો અને ત્યાં ઉપસેલ ચણા જેવી દરાખ પામતો. કારણ કે બાલ્યાવસ્થામાં પણ પુણ્ય તો જાગ્રત જ હોય છે.

એક દિવસે વ્યંજન ( નીમક ) વેચવાને તે કોઇ ગૃહસ્થના ઘરે ગયો. ત્યાં રૂપીયા અને સુવર્ણ—સમૂહને તજી દેતા તે ગૃહપતિને તેણે જોયો. કારણ કે પોતાના દુર્ભાગ્યના ઉદયથી તે દ્રવ્યને કાંકરા અને અંગારરૂપે જોતો હતો. આથી અત્યંત વિસ્મય પામેલ પૂર્ણચંદ્ર કહેવા લાગ્યો કે—' મનુષ્યોને સંજીવન-ઔષધ સમાન આ પુષ્કળ દ્રવ્યને તમે શા માટે નાખી દ્યો છો ? '

એ પ્રમાણે તેના કહેવાથી પેલો ગૃહસ્થ વિચાર કરવા લાગ્યો કે—' આ બાળક પુણ્યશાળી લાગે છે. ' પછી તેણે બાળકને જણાવ્યું કે—' હે વત્સ ! આ દ્રવ્ય તું મને વાંસના પાત્રમાં નાખીને આપ. ' એમ કહેતાં તે બાળકે પાત્રોમાં તે ભરીને ગૃહસ્થને આપ્યું. એટલે તેના કર સ્પર્શના માહાત્મ્યથી ગૃહસ્થને તે બધું દ્રવ્ય જોવામાં આવ્યું. અહો ! પુણ્ય-પાપનું સાક્ષાત્ આવું અંતર જોવામાં આવે છે. પછી તે શ્રેષ્ઠીએ બધું ધન પોતાના ઘરની અંદર દાટી દીધું. ત્યારે બાળકે ચીજ લેવા માટે એક સોનામ્હોર તેની પાસે માગી. તે શ્રેષ્ઠીએ આપતાં બાળક ખુશી થતો પોતાના ઘરે આવ્યો અને પોતાના પિતાને તે બધી હકીકત સંભળાવીને પ્રમોદથી તે સોનામ્હોર આપી. વીરનાગે એ બધો વૃત્તાંત ગુરૂ મહારાજને નિવેદન કર્યો. જે સાંભળતાં ગુરૂ સંતોષ પામીને ચિંતવવા લાગ્યા કે—' આ બાળક શું પુરૂષોત્તમ છે ? કે જેને ઇચ્છતી લક્ષ્મી પોતાનું રૂપ બતાવે છે. લોકોરૂપ કુમુદોને આનંદ પમાડવામાં ચંદ્રમા સમાન ચળકતી પ્રભાયુક્ત એ બાળક જો મારો પ્રિય શિષ્ય થાય, તો શાસનની ભારે ઉન્નતિ થાય.'

પછી ગુરૂએ વીરનાગને જણાવ્યું કે—' હે ભદ્ર ! અમારૂં વચન સાંભળ- અમારૂં તને વરદાન છે કે જે વસ્તુ તને પ્રાપ્ત થાય, તેના અમે ભાગીદાર થઇએ.'

એ પ્રમાણે સાંભળતાં વીરનાગ કહેવા લાગ્યો કે—' ગુરૂતાને ધારણ કરનાર ! આપ પૂજ્યના કુળમાં હું એક પુત્રવાળો છું. વળી વૃદ્ધ હોવાથી મારૂં જીવન એ

પુત્રના આધારે છે. હું એનો પિતા, અત્યારે કયો વ્યવસાય કરી શકું ? વળી અન્ય સંતાનરહિત એવી એની માતા પણ વૃદ્ધ થઇ ગઇ છે. તો હું શું કહું ? આ બાબતમાં આપ પૂજ્યનો જો આગ્રહ હોય, તો મારે વિચાર કરવાનો કંઇજ નથી, એ બાળકને આપ ગ્રહણ કરો.'

ત્યારે ગુરૂ મહારાજ બોલ્યા—'મારા ગચ્છમાં પાંચસે સાધુઓ છે, તે બધા તારા પુત્રો જ છે. તો આ એકને માટે તારો આગ્રહ કેવો ? વળી આ શ્રાવકો તને યાવજ્જીવ ગુજરાન આપશે માટે અહીં બેસીને પરલોકના શંબલરૂપ ધર્મનું નિશ્ચિતપણે સેવન કર.' પછી આદેશને પ્રમાણ કરનાર તે બાળકની માતાને મનાવીને ગુરૂએ ભક્તિશાળી પૂર્ણચંદ્રને દીક્ષા આપી, અને શાસનને ઉલ્લાસ પમાડનાર, સંઘરૂપ સાગરને વૃદ્ધિ પમાડનાર તથા આનંદી આકૃતિને ધારણ કરનાર એવા તેનું **રામચંદ્ર** એવું નામ રાખ્યું, કે દુર્નયરૂપ કલંકને દૂર કરનાર હોવાથી જે નામ સાર્થક હતું. વળી જેના શિષ્યો દુર્ગમશાસ્ત્રોના પણ રહસ્યને જાણનાર થવાના છે, તે શું સામાન્ય કહેવાય ? પછી તર્ક, લક્ષણ તથા સાહિત્યવિદ્યાનો પારગામી એવા **રામચંદ્ર**મુનિ, વર્ત્તમાન સ્વપર–સિદ્ધાંતમાં અસાધારણ પ્રવીણ થયા. **ધવલકપુર**માં શિવ–અદ્વૈતને બોલનાર બ્રાહ્મણને તેમણે પરાસ્ત કર્યો. **કાશ્મીર** સાગર તથા **સત્યપુર** નગરમાં વાદ કરતાં તેમણે વિજય મેળવ્યો, **નાગપુર**માં **ગુણચંદ્ર** દિગંબરને પરાજિત કર્યો, **ચિત્રકૂટ**માં ભાગવત **શિવભૂતિ**ને અને **ગોપગિરિ**માં **ગંગાધર**ને તથા **ધારા** નગરીમાં **ધરણીધર**ને પરાસ્ત કર્યો. **પુષ્કરિણી**માં વચનમદથી ઉદ્ધત બનેલ **પદ્માકર** બ્રાહ્મણને તથા **ભૃગુક્ષેત્ર**માં **કૃષ્ણ** નામના પ્રધાન બ્રાહ્મણને તેમણે જીતી લીધો. એ પ્રમાણે **રામચંદ્ર** મુનિ વાદજયથી વસુધા પર ભારે વિખ્યાત થયા.

વળી મેરૂને કુલપર્વતોની જેમ વિદ્વાન **વિમલચંદ્ર**, પ્રભાનિધાન **હરિચંદ્ર**, પંડિત **સોમચંદ્ર**, કુળભૂષણ **પાર્શ્વચંદ્ર**, પ્રાજ્ઞ **શાંતિચંદ્ર**, તથા ચંદ્ર સમાન નિર્મળ યશથી ઉલ્લાસ પામતા **અશોકચંદ્ર**—એ તેમના મિત્રો હતા.

પછી વિદ્વાન્ શ્રી **રામચંદ્ર** મુનિને યોગ્ય જાણીને ગુરૂ મહારાજે તેમને આચાર્યપદે સ્થાપ્યા અને **દેવસૂરિ** એવું તેમનું નામ રાખ્યું.

હવે શ્રી દેવસૂરિના પિતા વીરનાગની બ્હેન કે જે પૂર્વે વ્રતધારી હતી, એટલે પાપપંકને દૂર કરનાર એવી તેણીને મહા પ્રતિષ્ઠા પૂર્વક મહાવ્રત આપીને ગુરૂએ **ચંદનબાળા** એવું તેનું નામ રાખ્યું.

એક વખતે ગુરૂની અનુમતિથી શ્રી દેવસૂરિએ **ધવલક** નામના નગરમાં વિહાર કર્યો, ત્યાં ધાર્મિક શિરોમણિ એવો **ઉદય** નામે પ્રસિદ્ધ શ્રાવક હતો. તેણે **શ્રી સીમંધર** સ્વામીનું બિંબ કરાવ્યું હતું, તે બિંબની પ્રતિષ્ઠાને માટે સદ્ગુરૂનો

નિશ્ચય કરવા ત્રણ ઉપવાસ કરીને તેણે શાસનદેવીની આરાધના કરી, એટલે દેવીએ તેને આદેશ કર્યો કે—' યુગપ્રધાન સમાન શ્રીદેવસૂરિના હાથે એ બિંબની પ્રતિષ્ઠા કરાવ. ' પછી તે શ્રાવકની પ્રાર્થનાથી આચાર્ય મહારાજે તે બિંબની પ્રતિષ્ઠા કરી. **ઉદાવતી** નામે તે ચૈત્ય અદ્યાપિ વિદ્યમાન છે.

એકદા **નાગપુર** તરફ વિહાર કરવાની ઇચ્છાથી આચાર્ય મહારાજ અર્બુદ પર્વત પાસે આવ્યા અને શિષ્યો તથા શ્રાવકોના આગ્રહથી તેઓ અર્બુદ ગિરિ પર ચડ્યા. તે વખતે અંબાપ્રાસાદનો મંત્રી તેમની સાથે પર્વતપર આરોહણ કરતો હતો. એવામાં કર્મની વિચિત્રતાથી તેને પગે સર્પ કરડ્યો, તે જાણવામાં આવતાં ગુરૂએ તેને પાદોદક ( પગધોવણ ) મોકલ્યું; તેનાથી પગ ધોતાં તરતજ સર્પનું વિષ દૂર થઇ ગયું. પછી સંસાર-સાગરના તારક એવા **શ્રીયુગાદિદેવ**ને નમસ્કાર કરીને શ્રીગુરૂએ પ્રત્યક્ષ થયેલ શાસનદેવી શ્રીઅંબાદેવીની સ્તુતિ કરી. એટલે દેવી કહેવા લાગી કે—' બહુ માનને લીધે મારે તમને કંઇક કહેવાનું છે. તમે જ્યારે દૂર **સપાદલક્ષ** દેશમાં હતા, ત્યારે તમારા ગુરૂ મારા વચનથી અહીં આવ્યા. તેમને કહ્યું હતું કે—' આજથી તમારૂં આયુષ્ય માત્ર આઠ મહિના બાકી છે, ' માટે તમે સત્વર અણહિલ્લપુર તરફ પાછા ફરો. ' એમ કહીને દેવી અંતર્ધાન થઇ ગઈ.

પછી આચાર્ય ચિંતવવા લાગ્યા કે—' અહો ! માતાની જેમ **અંબાદેવીનું** મારા પર કેટલું બધું વાત્સલ્ય છે ? ' એમ ધારી ત્યાંથી પાછા ફરીને દેવસૂરિ સત્વર ગુરૂ પાસે આવ્યા અને દેવીનું વચન તેમણે ગુરૂને કહી સંભળાવ્યું, એટલે પોતાના કાળજ્ઞાનથી તે અત્યંત સંતોષ પામ્યા.

હવે એકદા ઘણા વાદના જયથી મસ્ત બનેલ એવો **દેવબોધ** નામે એક ભાગવતદર્શની શ્રી અણહિલ્લપુરમાં આવ્યો, અને મદોન્મત્ત થયેલ તેણે રાજદ્વાર પર અવલંબનપત્ર લટકાવ્યું કે જેમાં તેણે પંડિતોને દુર્બોધ એવો આ પ્રમાણે એક શ્લોક લખેલો હતો—

" एक द्वित्रिचतुःपंच—षण्मेनकमनेनकाः ।
देवबोधे मयि क्रुद्धे षण्मेनकमनेनकः " ॥ १ ॥

બુદ્ધિમાનોને પણ દુર્બોધ એ શ્લોક જોઇને વિદ્વાનો બધા સૂર્યદર્શનની જેમ પોતાના લોચનને બંધ કરવા લાગ્યા. ત્યારે છ મહિનાને અંતે અંબાદેવીનો રાજા પર પ્રસાદ થયો, જેથી તેણે રાજાની સમક્ષ સુજ્ઞશિરોમણિ એવા દેવસૂરિ ગુરૂ બતાવ્યા. એટલે બુદ્ધિના નિધાન શ્રી દેવસૂરિએ ગિરિનદીનો પ્રવાહ જેમ પર્વતશિલાને ભેદે, તેમ રાજાની સમક્ષ તે શ્લોકનો ભેદ કરી બતાવ્યો, જેથી રાજાએ તેમને મિત્રસમાન માની લીધા.

એ શ્લોકનું વિવરણ આ પ્રમાણે છે—

એક પ્રત્યક્ષ પ્રમાણને માનનારા **ચાર્વાક**; પ્રત્યક્ષ અને અનુમાન—એ બે પ્રમાણને માનનારા **બૌદ્ધ** અને **વૈશેષિક**; પ્રત્યક્ષ, અનુમાન અને આગમ—એ ત્રણ પ્રમાણને માનનારા **સાંખ્યો**; પ્રત્યક્ષ, અનુમાન. આગમ અને ઉપમાન—એ ચાર પ્રમાણને માનનારા **નૈયાયિક**; પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન અને અર્થાપત્તિ—એ પાંચ પ્રમાણને માનનારા **પ્રભાકર**; પ્રત્યક્ષ, અનુમાન, આગમ, ઉપમાન, અર્થાપત્તિ અને અભાવ—એ છ પ્રમાણને માનનારા **મીમાંસક**, એ છએ પ્રમાણવાદીઓને ઇચ્છનાર એવો હું દેવબોધ ક્રોધાયમાન થતાં **વિષ્ણુ**, **બ્રહ્મા** અને સૂર્ય પણ મુંગા બેસી રહે છે, અર્થાત મારી સામે કાંઈ બોલી શકતા નથી, તો પટુવાદી વિદ્વાન મનુષ્યો મારી આગળ શું માત્ર છે ?'

હવે **બાહડ** નામે એક ધાર્મિક ધનવાન્ હતો, તેણે ગુરૂચરણે નમસ્કાર કરીને વિનંતિ કરી કે—'હે ભગવન્ ! મને શુભ કાર્યનો આદેશ કરો કે જેમાં હું મારા ધનનો વ્યય કરૂં.'

ત્યારે ગુરૂ મહારાજ કહેવા લાગ્યા કે—'હે ભદ્ર ! જિનાલયમાં દ્રવ્યનો વ્યય કરવાથી તે સફળ છે.' એમ આદેશ થતાં બાહડ શ્રાવકે હિમાલય સમાન ધવલ અને ઉન્નત તથા કુંભ અને મહામણિઓથી વિરાજિત એવો જિનપ્રાસાદ કરાવ્યો, તેમજ તેજથી ચંદ્રકાંત અને સૂર્યકાંતમણિની પ્રભાને જીતનાર એવું શ્રી **વર્દ્ધમાન** સ્વામીનું તેણે અદ્ભુત બિંબ કરાવ્યું.

એવામાં વિક્રમ સંવત ૧૧૭૮ વર્ષ વ્યતીત થતાં આરાધના વિધિ પૂર્વક અનશન કરીને શમામૃતના કલ્લોલથી વ્યાપ્ત એવા શ્રી **મુનિચંદ્રસૂરિ** સ્વર્ગે ગયા. પછી એક વર્ષ વ્યતીત થતાં શ્રી દેવસૂરિ પાસે પ્રમોદ પૂર્વક શ્રી વીર-બિંબની બાહડે પ્રતિષ્ઠા કરાવી.

હવે શ્રીદેવસૂરિ નાગપુરમાં ગયા, ત્યાં શ્રીમાન્ **આલ્હાદન** રાજા તેમની સામે આવ્યો, તે વખતે આર્ય આચારમાં કુશળ ભાગવતેશ્વર તે દેવબોધ ત્યાં આવ્યો અને તેણે આચાર્યને પ્રણામ કરીને આ પ્રમાણે એક શ્લોક કહી સંભળાવ્યો—

**यो वादिनो द्विजिह्वान्, साटोपं विषममानमुद्गिरतः ।**
**शमयति स देवसूरि—र्नरेंद्रवंद्यः कथं न स्यात् ?" ॥ १ ॥**

અમિત અભિમાન રૂપ વિષ બતાવતા વાદી રૂપ સર્પોને જે શમાવે છે, તે શ્રી દેવસૂરિ નરેંદ્રને વંદનીય કેમ ન થાય ?

એ પ્રમાણે રાજાએ મહાભક્તિપૂર્વક તેમને નગરમાં સ્થાપન કર્યા, એટલે તત્ત્વાર્થના જ્ઞાતા એવા તે ગુરૂ ભવ્ય જનોને પ્રતિબોધ આપવા લાગ્યા. એવામાં

સિદ્ધરાજ રાજાએ તે નગરને ઘેરો ઘાલ્યો, પણ ત્યાં શ્રી દેવસૂરિ હજી બિરાજમાન છે, એમ સમજીને તે પાછો ફર્યો અને ચિંતવવા લાગ્યો કે—' મારા તે મિત્ર અહીં નગરમાં વિદ્યમાન છે, માટે દુર્ગ લઇ ન શકાય. ' પછી તેણે આચાર્ય મહારાજને રાજાએ ભક્તિ પૂર્વક પાટણમાં બોલાવ્યા, ત્યાં વર્ષાકાળમાં તેમને રાખીને પોતે આલ્હાદન રાજા પર ચડાઇ કરી અને સિદ્ધરાજે સત્વર દુર્ગ કબ્જે કરી લીધો.

પછી એકદા ઉત્કંઠિત થયેલ કર્ણાવતીના શ્રીસંઘે ચાતુર્માસને માટે ભક્તિ પૂર્વક શ્રીદેવસૂરિને બોલાવ્યા, એટલે શ્રી સંઘના આદેશને માન આપીને આચાર્ય ત્યાં પધાર્યા અને સિદ્ધ-ઉપાશ્રયમાં આવીને તેમણે ત્યાં રહેવાનો નિશ્ચય કર્યો. તેઓ અરિષ્ટનેમિના પ્રાસાદમાં વ્યાખ્યાન ચલાવતા અને તે સાંભળતા ઘણા અજ્ઞ જનો પ્રતિબોધ પામ્યા.

હવે કર્ણાટકના રાજા અને શ્રી સિદ્ધસેનની માતાના પિતા શ્રી જયકેશિ રાજાનો ગુરૂ દક્ષિણ દેશમાં વસનાર, અનેક વાદીઓને જીતનાર, વાદિપત્રકની પદ્ધતિને ડાબે પગે વહન કરનાર, ગર્વરૂપ પર્વત પર આરૂઢ થયેલ, પોતે જૈન છતાં જૈન મતનો દ્વેષી, દર્પરૂપ સર્પના કરંડીયા સમાન, વાદીઓમાં ચક્રવર્તી, વર્ષાકાળને વ્યતીત કરવા શ્રીવાસુપૂજ્યસ્વામીના ચૈત્યમાં રહેલ, શ્રીદેવસૂરિના ધર્મ-વ્યાખ્યાનની ઇર્ષ્યા લાવનાર એવો કુમુદચંદ્ર નામે દિગંબર હતો. તેણે પોતાના વચનથી ચારણોને વાચાલ બનાવી. ને સમતાવંતમાં અગ્રેસર એવા શ્રીદેવસૂરિ પાસે મોકલ્યા. તેમાંનો મુખ્ય ચારણ સૂરિને ક્રોધમાં લાવવા માટે દિગંબરની સ્તુતિના કાવ્યો બોલવા લાગ્યો. વળી તેણે સ્તુતિ કરતાં જણાવ્યું કે—' શાસ્ત્ર અને વિદ્યાના સ્થાનરૂપ તથા જેમની અસાધારણ અને શાસ્ત્રપારગામિની મતિ જોતાં વીણા-પુસ્તકને ધારણ કરનારી તથા વેદપ્રવીણ સરસ્વતી પણ વિસ્મય પામે છે, માટે બ્રહ્મવ્રતમાં રહી તેમની ઉપાસનામાં આસ્તિક બનીને શ્વેતાંબરો પરમ આનંદ મગ્ન કેમ થતા નથી ? વળી તે તો શ્વેતાંબરોને જાગ્રત કરવા એટલે સુધી કહે છે કે—હે શ્વેતાંબરો ! તમે મિથ્યા આડંબર અને વચનરચનાથી મુગ્ધ જનોને અતિવિષમ સંસારરૂપ ખાડામાં શામાટે નાખો છો ? જો તત્ત્વાતત્ત્વની વિચારણામાં લેશ પણ તમારી ઇચ્છા હોય, તો રાતદિવસ કુમુદચંદ્રના ચરણયુગલનું સત્ય રીતે સેવન કરો.'

એવામાં દર્શનને પ્રતિકૂલ વાણી સાંભળતાં રોષને ધારણ કરનાર, શ્રીદેવસૂરિનો માણિક્ય નામે એક પ્રધાન શિષ્ય કહેવા લાગ્યો કે—' સિંહના કંઠપર રહેલા કેસરાને પોતાના પગથી કોણ સ્પર્શ કરે ? તીક્ષ્ણ ભાલાવતી પોતાના નેત્રને ખંજવાળવા કોણ ઇચ્છે ? શેષનાગના શિરપર રહેલા મણિને લેવાની કોણ હિમ્મત કરે ? કે જે વંદ્ય શ્વેતાંબર દર્શનની આવી નિંદા કરે છે ? ' એટલે શિષ્યોમાં માણિક્ય સમાન એવા માણિક્ય શિષ્યને શ્રી દેવસૂરિ કહેવા લાગ્યા કે—' હે વત્સ કર્કશ બોલનાર એ દુર્જનપર ક્રોધ કરવાનો અવકાશ નથી. '

ત્યારે આવેલ બંદિરાજ બોલ્યો કે—'હે ચણાચાવનાર શ્વેતાંબર ! એ વાદી તમારા શ્વેતાંબરરૂપ અંધકારનો નાશ કરવામાં સૂર્ય સમાન છે અને શ્વેતાંબરરૂપ મચ્છરને પરાસ્ત કરવામાં ધૂમ્ર સમાન છે. વળી શ્વેતાંબરને મશ્કરીથી હસી કહાડવામાં **કુમુદચંદ્ર** પ્રભુ સૂત્રધાર સમાન છે. હવે અહીં અન્ય વચનના આડંબરથી શું ? તારે કંઇ કહેવું હોય, તો સ્પષ્ટ જણાવી દે.'

એટલે દેવસૂરિ ગુરૂ કહેવા લાગ્યા કે—'અમારા દર્શનમાં વ્રતધારીને અહંકાર લાવવાનું કહેલ નથી તોપણ દિગંબરશિરોમણિ મારા બંધુને એક સંદેશો સંભળાવજે કે—હે સુજ્ઞ ! ગુણમાં વિમુખ રહેવું તે યોગ્ય નથી, કારણ કે જેમ લક્ષ્મી પંકજમાં વસે છે, તો ગુણ ગ્રહણ કરવામાંજ જ્ઞાનનું ફળ છે. માટે મદનો ત્યાગ કરીને પોતાના ગુણોને પ્રશમરસયુક્ત બનાવ. કારણ કે દમ-ઇંદ્રિયદમન એ મુનિઓનું ભૂષણ છે અને તે મદનો ક્ષય કરવાથીજ રહી શકે છે.' એમ આચાર્યે કહેતાં તે ચારણે પોતાના વાદી મુનિ પાસે જઇને તે વાત બધી નિવેદન કરી જે સાંભળતાં તે કુમુદચંદ્ર બોલ્યો કે—'પ્રશમશબ્દથી ઉત્તર આપવો, એ મૂર્ખ સાધુઓનું લક્ષણ છે. આ ઉત્તેજન તો એવું છે કે એની વિદ્યાકળા ખરી રીતે ચિત્તને પીડવારૂપ જણાય છે.' એમ ધારીને તે પોતાના શિષ્યો મારફતે વૈરાનુબંધની ચેષ્ટાથી તે માર્ગે આવેલ શ્વેતાંબર સાધુઓને બહુજ સતાવવા લાગ્યો. એમ ઉપસર્ગ થયા છતાં દેવસૂરિ મેરૂની જેમ નિષ્કંપ રહ્યા, ત્યારે તે દિગંબર પોતાની દુષ્ટતાને ઉચિત અવશિષ્ટ કર્મ કરવા લાગ્યો. એટલે એકદા પોતાના ચૈત્ય પાસે થઇને ગોચરી માટે જતી એક વૃદ્ધ સાધ્વીને તે ઉપસર્ગ કરવા તત્પર થયો, ત્યાં સાહસી એવો તે દિગંબર આકાશ-વૃક્ષના પલ્લવ સમાન પલ્લવોને એક કુંડામાં ભરીને તેમાં તે સાધ્વીને નચાવવા લાગ્યો. ત્યારે લોકોમાં તેનો એવો અવર્ણવાદ થયો કે—'અહો ! આ દુષ્ટ પાપી દિગંબર, વૃદ્ધ સાધ્વીને વિડંબના પમાડે છે.' પછી કેટલાક દયાળુ પુરૂષોએ છોડાવતાં તે સાધ્વી આચાર્ય મહારાજના ઉપાશ્રયે આવી અને ગદ્‌ગદ શબ્દથી તે હકીકત કહેવા લાગી. ત્યારે આચાર્યે તેને પૂછ્યું કે—'તેણે તારૂં શું અપમાન કર્યું ?' એટલે જરા અને શોકથી દબાયેલ સાધ્વીએ તેમની આગળ વ્યક્ત સ્વરે બધો વ્યતિકર કહી સંભળાવ્યો અને પુન: તે કહેવા લાગી કે—'મારા ગુરૂએ તમને વૃદ્ધિ પમાડ્યા, ભણાવ્યા અને આચાર્યપદે સ્થાપ્યા, તે ખરેખર ! અમારા જેવાની વિડંબના માટેજ ! બીભત્સદર્શની આ દિગંબરે પોતાના દુષ્ટ જનોના હાથે, રાજમાર્ગે જતાં મને અનાથની જેમ ભારે ઉપદ્રવ પમાડ્યો, તો આ નિષ્ફળ તમારી વિદ્વત્તા અને પ્રભુતાનું ફળ શું ? જો હાથમાં રહેલ શસ્ત્રથી શત્રુ ન હણાય, તો તેવા શસ્ત્રથી શું ? શમ અને સમતારૂપ મહાલતાનું ફળ શું દઢ પરાભવ હશે ? રાહુ પોતાની ઇચ્છાનુસાર ચંદ્રમાને ગ્રસ્ત કરે છે અને મૂકી દે છે. આજે તમારા પરાક્રમનો સમય છે અને વિદ્યાનું

આ ફળ છે. ધાન્ય શુષ્ક થઇ જાય અને ધન નષ્ટ થાય, તે વખતે મેઘનું વરસવું શા કામનું ?'

એ પ્રમાણે સાંભળતાં દેવસૂરિ ક્રોધથી દુર્ધર વચન કહેવા લાગ્યા કે—'હે આર્યે ! તમે વિષાદ ન કરો, એ દુર્વિનીત પોતે પતિત થશે.'

એટલે સાધ્વી બોલી કે—'એ દુર્વિનીત તો પતિત થશે કે નહિ, પરંતુ તમારાપર આધાર રાખીને બેસી રહેલ સંઘ તો નેતરની જેમ પતિત થશે જ.'

ત્યારે આચાર્ય બોલ્યા—'હે ભદ્રે ! જો તમે સ્થિર ચિત્તથી અવલોકન કરો, તો મુક્તા-મોતીઓને વીંધાવવાનું હોય, પણ ગુણયુક્તને નહિ.' પછી તેમણે પોતાના માણિક્ય શિષ્યને જણાવ્યું કે—'હે ભદ્ર ! શ્રીપાટણના સંઘ પ્રત્યે મારી વિનયયુક્ત વિજ્ઞપ્તિ લખ.' એટલે ગુરૂના આદેશ પ્રમાણે તેણે સ્ફુટાક્ષરે વિજ્ઞપ્તિ લખી અને તે ગુરૂને બતાવી. આચાર્ય તે આ પ્રમાણે વાંચવા લાગ્યા—'સ્વસ્તિશ્રી જિનેશ્વરને નમન કરીને કર્ણાવતીથી શ્રીદેવસૂરિ ભક્તિપૂર્વક શ્રીઅણહિલ્લપુરના સંઘને વિજ્ઞપ્તિ કરે છે કે—અહીં દિગંબર વાદી સાથે વાદ કરવાનો નિશ્ચય કરેલ હોવાથી અમારે ત્યાં સત્વર આવવાનું છે.' એ પ્રમાણે વિજ્ઞપ્તિ શીઘ્ર ગમન કરનાર એક પુરૂષના હાથમાં આપી એટલે તે ત્રણ પ્રહરમાં ગુર્જર રાજધાનીમાં પહોંચ્યો ત્યાં શ્રીસંઘે ભોજન, વસ્ત્રાદિકથી તેનો આદરસત્કાર કર્યો અને પ્રતિલેખ આપીને તેને તરતજ પાછો મોકલ્યો. તેણે દેવસૂરિ પાસે આવતાં પ્રમોદપૂર્વક શ્રીસંઘનો આદેશ સમર્પણ કર્યો. એટલે તેને લલાટે સ્થાપન કરતાં ખોલીને આચાર્ય આ પ્રમાણે વાંચવા લાગ્યા—'સ્વસ્તિ શ્રી તીર્થનાયકને વંદન કરીને પાટણથી શ્રીસંઘ હર્ષપૂર્વક કર્ણાવતીમાં બિરાજમાન અને પરવાદીઓના જયથી પ્રકૃષ્ટ એવા શ્રી દેવસૂરિને આદેશ કરે છે કે—હે વાદીવિશિષ્ટ ! તમારે અહીં સત્વર આવવું અને વળી વાદિવેતાલ શ્રી શાંતિસૂરિ સદ્ગુરૂ પાસે અભ્યાસ કરનાર અને શૈવમતના વાદીને જીતનાર એવા મુનિચંદ્રસૂરિ મહાત્માના શું તમે શિષ્ય શિરોમણિ નથી ? વર્તમાનકાળે શ્રીસંઘનો ઉદય તમારાપર જ રહેલો છે, માટે અહીં શ્રી સિદ્ધરાજને વિનંતિ કરીને અમે તમારા વિજયને કૌતુકપૂર્વક પોતાનો વિજય સમજીને અવશ્ય જોઈશું. વળી હે પ્રભો ! તમારા વિજય નિમિત્તે અહીં ત્રણસેં સાત શ્રાવક શ્રાવિકાઓ આંબેલ કરે છે. શ્રી શાસનદેવી તમને બળ આપે અને વિરોધી દેવોના પ્રભાવને સત્વર પરાસ્ત કરે.'

એ પ્રમાણે તત્ત્વથી તે આદેશનો અર્થ વિચારી વિશ્વવંદ્ય અને બુદ્ધિનિધાન શ્રી દેવસૂરિએ તે ચારણને પોતાની હકીકત સમજાવીને દિગંબર વાદી પાસે મોકલ્યો. એટલે તેણે જઇને નિવેદન કર્યું કે—'વાદીંદ્ર દેવસૂરિ મુખથી તમને એમ કહેવરાવે છે કે—'હું પાટણ નગરમાં જાઉં છું અને તમે ત્યાં આવજો કે જેથી સિદ્ધરાજની સભામાં તેના સભાસદોના દેખતાં સ્વપરના અભ્યાસનું પ્રમાણ મળી

શકે.' એ પ્રમાણે તેણે બધું લક્ષ્યપૂર્વક સાંભળીને જણાવ્યું કે—'ભલે એમ થાઓ. હું ત્યાં આવીશ.' એમ વાદીએ કહેતાં તરત તેને છીંક આવી, તે તેનું અપશુકન સમજી, ગુરૂ પાસે આવતાં તેણે કહી સંભળાવ્યું.

પછી શુભ દિવસે સૂર્ય મેષલગ્ને, ચંદ્રમા સાતમે અને રિપુદ્રોહી રાહુ છઠે લગ્ને સ્થિત રહેતાં શ્રી દેવસૂરિ મહારાજે ત્યાંથી વિહાર કર્યો. તે વખતે તેમને શુભ શુકન થયાં. એટલે જમણી આંખ ફરકી તથા શિર પણ બહુજ ફરક્યું, આકાશમાં મયૂર આડે ઉતરતાં દૃષ્ટિગોચર થયો અને તેણે શબ્દ પણ કર્યો. વિઘ્નોને નિવારનાર મૃગલાંઓએ તેમની પ્રદક્ષિણા કરી તથા લોકોએ પૂજિત પ્રતિમાયુક્ત તીર્થંકરનો રથ તેમને સન્મુખ મળ્યો. ઇત્યાદિ નિમિત્તોથી શ્રેષ્ઠતાને પામેલા આચાર્ય મહારાજ વિના વિલંબે પાટણ નગરમાં પહોંચ્યા. એટલે ઉત્કંઠિત થયેલ શ્રી સંઘે તેમનો પ્રવેશ–મહોત્સવ કર્યો. પછી શુભ સમયે તેઓ સિદ્ધરાજને મળ્યા.

હવે પેલો ચારણ દિગંબર પાસે જતાં પુનઃ શ્રી દેવસૂરિનો સંદેશો સ્ફુટ વચનથી કહેવા લાગ્યો કે—'હે મહાત્મન્! તમે મદ મૂકી દ્યો. કારણ કે તે પુરૂષોને મહાસંકટ આપે છે. પૂર્વે રાવણે શલાકાપુરૂષ છતાં મદથી તે ભારે આપત્તિ પામ્યો.' એ પ્રમાણે કહીને વૈતાલિક–ચારણ મૌન રહેતાં દિગંબર બોલી ઉઠયો કે—'શ્વેતાંબરો કથાના જ્ઞાતા હોય છે, તેમનું તેજમાત્ર જીવિત છે. એટલે હું કાંઇ તેમની કથાથી ભય પામનાર નથી, હું તો કેવળ વાદથી પ્રસન્ન છું, કે જેથી સ્વ–પરનું પ્રમાણ જાણવામાં આવે તેથી રાજા પાસે જવાનું જે તેણે જણાવ્યું, તે તે ઉચિત જ થયું. માટે વાદમાં ઉભા રહીને એ પ્રમાણે કરીએ. તો આજે આપણે પણ ત્યાં અવશ્ય જઇએ.' એમ કહીને તે સુખાસન–પાલખીપર આરૂઢ થયો. એવામાં તેને પુનઃ છીંક આવી, એટલે તે વિચારવા લાગ્યો કે—'એ તો શ્લેષ્મનો વિકાર શબ્દ છે, મારા જેવાએ તેમાં આસ્થા શી રાખવી? અથવા તો તેથી પણ જીહ્વાને કદાચ વધારે શ્રમ વેઠવો પડશે, પણ અન્ય કાંઇ પ્રતિઘાત થાય તેમ નથી. જો કે વાદને માટે એ છીંક આપણને અટકાવે છે, તથાપિ આપણે તો જવાનું જ છે.' એમ કહીને તે આગળ ચાલ્યો, ત્યાં કાલરાત્રિના કટાક્ષ સમાન કાળો નાગ આડે ઉતર્યો. એ અપશુકનના સંભ્રમથી તેનો પરિવાર વિલંબ કરી રહેતાં બોલ્યો કે—'આપણા સ્વામીનું આ કામમાં કુશળ દેખાતું નથી.'

ત્યારે દિગંબર વાદી કહેવા લાગ્યો કે—'એ સર્પ નથી, પણ શ્રીપાર્શ્વનાથના તીર્થાધિષ્ઠાયક ધરણેંદ્ર આ કાર્યમાં સહાયતા આપવા માટે મને દર્શન દેવા આવ્યો હતો.' ઇત્યાદિ અપશુકનોથી પ્રતિઘાત પામતાં પણ અને પોતાના પરિવારથી પણ નિષેધ પામ્યા છતાં વાદી દિગંબર અણહિલ્લપુરમાં આવી પહોંચ્યો.

હવે શ્રી દેવસૂરિએ નગરમાં પ્રવેશ કરતાં **થાહડ નાગદેવ** તેમની સન્મુખ આવ્યા, તેમણે નમસ્કાર કરીને આચાર્યને વિનંતિ કરી કે—'હે ભગવન! દિગં-

બરના પરાજયમાં તમારી ઇચ્છાનુસાર ધન અપાવો કારણ કે આ ધન તેટલા માટે જ ઉપાર્જન કરેલ છે.'

ત્યારે શ્રી દેવસૂરિ કહેવા લાગ્યા કે—' કદાચ ભારતીની પ્રસાદથી જય ન થાય, તો સત્યજ્ઞાનીઓને સંકોચ કે ઉલ્લાસ પામવાનું શું કારણ છે ? '

એટલે થાહડ બોલ્યો—' હે નાથ ! ત્યાં રહેલ શાંબરે ધનનો વ્યય કરતાં કોશાધ્યક્ષથી ગાંગિલાદિકને વશ કર્યા છે.

ગુરૂએ જણાવ્યું—' હજી દેવગુરૂ જાગ્રત છે, માટે તમારે અસ્થાને દ્રવ્યનો વ્યય ન કરવો. '

એવામાં નગરની અંદર આવેલ કુમુદચંદ્રે શ્વેતાંબરનો જય કરવાની પોતાની ઉન્નતિ બતાવવા માટે પત્રો લટકાવી દીધાં. એટલે યતિઓના દરેક ઉપાશ્રયે વીશ દિવસ જળ-તૃણ મૂકીને વાદ્યો વગડાવ્યા. તેના પક્ષમાં ત્રણ કેશવ સભ્ય થઇને રહ્યા, તેમજ બીજા પણ નૂતનદર્શની બધા તેના પક્ષમાં ગયા.

તે વખતે થાહડે જયલક્ષ્મીના શૃંગારરૂપ ત્યાં રાજદ્વાર પર લટકતું પત્ર ફાડી નાખ્યું, એટલે સિદ્ધરાજે શ્રીપાલના મુખથી બધો :વૃત્તાંત જાણીને તેણે શ્વેતાંબર અને દિગંબરને ત્યાં બોલાવ્યા, અને સભાની વ્યવસ્થા કરીને સત્વર પોતાના દૂતને મોકલ્યો તેમજ તેમનો સંવાદ ઉતારી લેવા માટે ગાંગિલ મંત્રીને તેણે આદેશ કર્યો, પછી મંત્રીએ લક્ષ્મીના વ્યય માટે શ્રી દેવસૂરિને બોલાવ્યા.

એવામાં કોઇ બ્રાહ્મણ આવીને કંઇક જાત્યનુભવથી પોતાની વિશિષ્ટતા બતાવવાની ખાતર કહેવા લાગ્યો—' :દંતસમૂહના પરિચયથી પોતાની સ્થૂલ સ્તુતિ તથા ભિક્ષાપિંડની ભક્ષણવિધિમાં પવિત્રતા સાંભળીને અહો ! શરીરશુદ્ધિના વિષયમાં જળ તો જેમને સાક્ષી રૂપ છે, તે શ્વેતાંબરો પણ કૌતુકથી ઇશ્વર સમક્ષ જલ્પોત્સવ-વાદ શા માટે ઇચ્છતા હશે ? '

ત્યારે દેવસૂરિ સ્ફૂર્તિ લાવીને બોલ્યા કે—' ધીવરો ( મચ્છીમારો ) મીમાંસા અને આસક્તિયુક્ત હોય છે, તેથી શૌચાચારની વિચારણા તમને ઉચિત છે. પરંતુ કહ્યું છે કે—વિચાર કરો કે અહો ! જઠરના મધ્ય ભાગમાં રહ્યા છતાં અલ્પ મળ જે જળથી દૂર થઇ શકતો નથી, તો અરૂપી આત્મામાં રહેલ પાતક રૂપ કાદવ તે જળથી શી રીતે દૂર થઇ શકે ? અર્થાત્ નજ થઇ શકે. '

એવામાં માણિક્ય નામે શિષ્ય બોલ્યો કે—' આ બ્રાહ્મણનો શો દોષ છે ? વિવેકમાં બૃહસ્પતિ સમાન અહીં સિદ્ધરાજ ઉપાલંભ પાત્ર છે. લોકોમાં સંસ્કાર અને સત્રપાલનમાં હૃદયોની સ્થિતિ ચાર પ્રકારની છે અને અન્ય અન્ય રૂપથી શરીર, મન, વચન અને કાયા રૂપ છે. કર્ત્તવ્યશાળી પુરૂષોને સદા અકૃત્ય અને

કૃત્યની તુલના હોય છે. અહીં બ્રાહ્મણોનું જે પ્રધાનત્વ છે, તે દર્શનોને વિડંબના રૂપ છે.'

એ પ્રમાણે ઉહાપોહથી થયેલ સંબંધ તેમણે ગાંગિલ મંત્રીને ન આપ્યો. પછી પ્રભાતે આવેલ ગાંગિલ મંત્રીને રાજાએ પૂછયું કે—'બંને વાદીઓનો સંબંધ તમે લખી લીધો છે કે નહિ ?'

એટલે તેણે જણાવ્યું કે—'એમની અપવિત્રતાથી રાજસભાની સ્થિતિ ઉચિત ન લાગી, તેથી મેં સંબંધ લખ્યો નથી.' આથી સમુદ્ર જેમ વડવાનલને ધારણ કરે, તેમ હૃદયમાં કોપાનલને ધારણ કરતો રાજા કહેવા લાગ્યો કે—'એ પ્રમાણે સદસત મનુષ્યના વિશેષને જાણનાર એવા તારા માટે જે વ્યય થાય છે, તે અલંકારથી આરોપણ કરેલ પ્રશંસા સમાન છે. પ્રાજ્ઞ જનોનો ગૌર વર્ણ પણ કાળ જેવોજ ભાસે છે. પરંતુ આ સંબંધમાં તારો લેશ પણ દોષ નથી, પણ મારૂંજ અવિચારીપણું છે, પરંતુ તું નાગર–નગરવાસી છતાં દર્શનશાસ્ત્રથી બાહ્ય હોવાથી એક ગ્રામ્યની જેમ અંતર્દૃષ્ટિ રહિત છે, જેથી ગુણોને દોષ રૂપ કરીને બોલે છે. વળી એ એક તારૂં મહાભાગ્ય કે તે બ્રહ્મચારીએ વાદ કરતાં પણ તને શાપ–શ્રાપથી ભસ્મીભૂત ન કર્યો. માટે હવે તેનો સત્કાર કરીને બંને વાદીઓના વાદ સમયે જય પરાજયનો સંબંધ લખીને મને અત્યારેજ સમર્પણ કર.'

એ પ્રમાણે રાજાનો આદેશ ગ્રહણ કરીને સ્વામીના સાંત્વન માટે તેણે પોતાના લઘુ બંધુને મોકલ્યો. એટલે તેણે પણ તે કામ બજાવીને તેને બોલાવ્યો. એવામાં રાજાએ **વિજયસેન** નામના પંડિતને ત્યાં મોકલ્યો, કારણ કે પ્રધાનોએ પોતે જવું ઉચિત ન હતું. પછી તેમણે આ પ્રમાણે લેખ લખીને રાજા પાસે મોકલ્યો કે—'જો દિગંબર જીતાય, તો એક ચોરની માફક તેને પકડીને તિરસ્કાર પૂર્વક નગર થકી બહાર કહાડી મૂકવો. અને જો શ્વેતાંબર હારે, તો તેના શાસનનો ઉચ્છેદ કરીને દિગંબર મતનું સ્થાપન કરવું. કારણ કે પછી તે અહીં શા માટે રહે ?'

એ રીતે પક્ષ કરવામાં આવેલ છતાં બલોન્નત્ત એવા તેમણે તે સંબંધ માન્ય રાખ્યો. પછી સિદ્ધરાજે શ્રીપાલ કવીશ્વરને શિખામણ આપીને અત્યંત વાત્સલ્યથી તેને દેવસૂરિ પાસે મોકલ્યો. એટલે તેણે જઇ, પ્રણામ કરીને ગુરૂ સમક્ષ રાજાનો સંદેશો સંભળાવતાં જણાવ્યું કે—'સ્વદેશી કે પરદેશી પંડિતો બધા મને માનનીય છે, છતાં હે બંધો ! વાદલીલામાં તમારે એવી રીતે બોલવું કે મારા શ્રેયને માટે દેશાંતરીનો પરાજય થાય. તમે વિદ્યમાન હોવાથી જ મારા ધનની આવી દૃઢ અવસ્થિતિ છે, માટે આપણી સભાને લજ્જા પામવાનો વખત ન આવે, એવી રીતે તમારે વાદ કરવો.'

એટલે શ્રી દેવસૂરિ પ્રત્યુત્તર આપતા બોલ્યા કે—' હે મહારાજ ! તમારો પ્રતાપજ પરદેશી પંડિતોને જીતનાર છે, તેમાં અમે તો માત્ર સહકારી છીએ, છતાં તમે મનમાં ક્ષોભ ન લાવશો. ગુરૂએ બતાવેલ પક્ષ-પ્રમાણોથી હું તે વાદીને અવશ્ય જીતીશ. તમારી જેમ આવા વિદ્વાનોને શાસન પમાડનાર તથા તેના વચનમાં કૌતુક ધરાવનાર કોણ છે ? કે સંસારને ન ઇચ્છનાર છતાં હું જેની સાથે વાદ કરવા તત્પર થયો છું. ' એ પ્રમાણે દેવસૂરિનાં વચન શ્રીપાલ કવિરાજે રાજાને સંભળાવ્યાં, જે વચનામૃતથી રાજા ભારે પ્રમોદ પામ્યો.

પછી વિક્રમ:સંવત્ ૧૧૮૧ ના વૈશાખ માસની પૂર્ણિમાના દિવસે વાદી અને પ્રતિવાદીને વાદશાળામાં બોલાવવામાં આવ્યા. એટલે કુમુદચંદ્ર વાદી છત્ર, ચામર યુકત સુખાસનમાં બેસીને આડંબર સહિત ત્યાં આવ્યો ત્યારે પ્રતિહારે મૂકેલ પાટ પર બેસતાં તે બોલી ઉઠયો કે—"શ્વેતાંબર ભયને લીધે કેમ હજી આવ્યો નથી ? '

એવામાં શ્રીદેવસૂરિ રાજસભામાં આવી પહોંચ્યા ત્યાં પોતાના બુદ્ધિ બળથી ગર્વિષ્ઠ બનેલ કુમુદચંદ્ર કહેવા લાગ્યો કે—' આ શ્વેતાંબર મારા વાદરૂપ રણાંગણમાં શું બોલવાનો હતો ? માટે અત્યારે એને સત્વર :પલાયન કરી જવું ઉચિત છે. '

ત્યારે આચાર્ય બોલ્યા કે—' આ મારો બંધુ અસત્ય શું બોલી રહ્યો છે ? કારણકે શ્વેતાંબર શ્વાન છે, એટલે રણાંગણમાં તેનું ભસવું બસ છે, પણ રણમાં તેનો અધિકાર નથી. પરંતુ શીઘ્ર પલાયન જે એ કહે છે, તે યુકત જ છે. ' એ પ્રમાણે આ શબ્દખંડનાયુકત વચન સાંભળતાં સભાસદો બધા વિસ્મય પામ્યા અને હાસ્ય પૂર્વક તેઓ ચિંતવવા લાગ્યા કે—' અહો ! આ શ્વેતાંબરનો અવશ્ય જય થવાનો છે. '

· હવે જિનશાસનના પક્ષપાતી અને એકાગ્રમનવાળા એવા થાહડ અને નાગદેવ તે વખતે બંને સાથે પ્રમોદ પૂર્વક ત્યાં આવી પહોંચ્યા. તેમાં થાહડે આચાર્ય મહારાજને વિનંતિ કરી કે—' હે ભગવન ! દ્રવ્યથી સભ્યોને ભેદ પમાડવાની મેં પ્રતિજ્ઞા લીધી છે, માટે અવશ્ય દ્વિગુણ દ્રવ્ય આપીશ, કે જેથી સ્વશાસનની પ્રભાવના થાય, તો આ દાસને આદેશ કરો. ' ત્યારે ગુરૂ કહેવા લાગ્યા કે— ' હે ભદ્ર ! તારે દ્રવ્યનો વ્યય ન કરવો. કારણ કે આજે શ્રી મુનિચંદ્ર સૂરિ મહારાજે મને સ્વપ્નમાં જણાવ્યું છે કે—' હે વત્સ ! તારે સ્ત્રીનિર્વાણનો પ્રયોગ કહેવો, અને તે પણ શ્રીશાંતિ સૂરિએ ઉત્તરાધ્યયન ગ્રંથની ટીકા બનાવી છે, તેના અનુસારે તારે બોલવું તેથી શત્રુ અવસ્ય પરાજય પામશે. ' એમ કહીને સ્વદર્શનને ઉચિત, આનંદના કારણરૂપ તથા વાદીઓને હેતુ-વિઘ્નરૂપ એવો આશી-

વાદિ તેમણે આ પ્રમાણે રાજાને કહી સંભળાવ્યો—' શ્વેતાંબર, ઉલ્લાસમાન કીર્ત્તિના વિકાસથી મનોહર તથા નયમાર્ગના વિસ્તારની રચનાના સ્થાનરૂપ એવા સ્ત્રીનિર્વાણને સ્થાપન કરે છે, કે જ્યાં કેવલી રૂપ હસ્તીઓ સદા પરવાદીના અભિમાનને જીતનારા છે. હે ચૌલુક્યવંશી રાજન્ ! તે શ્રીજિનશાસન અને તમારૂં રાજ્ય ચિરકાળ જય પામો. '

એવામાં અનેક રાજાઓના વિદ્વાનોના વિજયથી શોભા પામનાર એવા **કુમુદચંદ્ર** વાદીએ સિદ્ધરાજને આશિષ આપતાં જણાવ્યું કે—' સૂર્ય ખદ્યોત જેવો લાગે છે, ચંદ્રમા જીર્ણ ઉન સમાન ભાસે છે અને પર્વતો મચ્છર જેવા બની ગયા છે—એ પ્રમાણે વર્ણન કરતાં હે ભૂપાલ ! તમારો યશ સ્મૃતિગોચર થયો કે જ્યાં આકાશ ભ્રમર સમાન ભાસે છે, તેથી વાણી બધી મુદ્રિત થઇ જાય છે. '

તે વખતે **મહર્ષિ**, કલાનિધાન **ઉત્સાહસાગર** અને પ્રજ્ઞાશાળી **રામ** એ રાજાના સભાસદ હતા. તે કહેવા લાગ્યા કે—' વાણી મુદ્રિત થઇ ગઇ, એમ જે દિગંબરનું કથન છે, તે અયુકત છે માટે જ્યાં સ્ત્રીનિર્વાણ-જ્ઞાનીનિર્વાણ છે, ત્યાં અવશ્ય જય છે. '

વળી **ભાનુ** અને મહાકવિ **શ્રીપાલ** શ્રીદેવસૂરિના પક્ષમાં તેમજ દિગંબરના પક્ષમાં ત્રણ કેશવ માન્ય હતા. એટલે દિગંબરના પક્ષ થકી કંઇક હાસ્યગર્ભિત વચન સાંભળતાં મદ અને ઉત્સાહ યુક્ત ઉત્સાહ ત્યાં સ્પષ્ટાક્ષરમાં બોલ્યો કે—' વસ્ત્રાવૃત અને દૂષણ રહિત સાધન બતાવતાં સભામાં આ કેશલોચીના કેવળ ત્રણ **કેશવ** સભાસદ છે. ' પછી દેવસૂરિએ દિગંબરને વિનંતિ કરી કે—' કંઇ પ્રયોગ બોલો, ' એમ કૌતુકથી સમ્યક્ પ્રકારે આદેશ કર્યો.

એટલે તે દિગંબર કહેવા લાગ્યો કે—'સ્ત્રીભવમાં રહેલા જીવને તુચ્છ સત્ત્વને લીધે નિર્વાણ નથી, કારણકે જ્યાં તુચ્છ સત્ત્વ છે ત્યાં મુક્તિ નથી. આ સંબંધમાં બાળક, તુચ્છ પુરૂષ અને અબલાવતાર—એ ઉદાહરણરૂપ છે, માટે ત્યાં નિર્વાણ નથી.'

ત્યારે શ્રીદેવસૂરિ તેના વચનને અસિદ્ધ કરતા બોલ્યા કે—' મરૂદેવા સ્ત્રીભવે મુક્તિ પામ્યા, એ વાત આગમમાં માન્ય છે. જો એ વાત તારા જાણવામાં ન આવી હોય, તો આગમનો અભ્યાસ કર. તે સિદ્ધાંતના માર્ગનું ઉલ્લંઘન કરીને જે નિશ્ચય કરવો, તે અન્યાય છે. વળી અનેકાંતિકપક્ષને લઇને તારો હેતુપણ દૂષિત છે. કારણ કે મહાસત્ત્વશાળી સ્ત્રીઓ પણ આગમમાં પ્રત્યક્ષ દેખાય છે તે સીતાદિ આગમમાં સિદ્ધ છે, તેમજ મહીપતિની માતા **શ્રીમયણલ્લાદેવી** સાક્ષાત સત્વ અને ધર્મના એક સ્થાનરૂપ છે. એમ પ્રતિ વ્યાપ્ત પ્રાપ્ત થતાં તારી એ વ્યાપ્તિ અસત્ય ઠરે છે. સ્ત્રીઓ બધી તુચ્છ જે તું પ્રતિપાદન કરે છે, તે તેમનામાં સત્વ ઉપલબ્ધ થવાથી એ વચન પણ અસિદ્ધ છે. વળી સ્ત્રીનિર્વાણ પણ તેથી સિદ્ધ થયેલ હોવાથી તારૂં ઉદાહરણ પણ દૂષિત છે. તેમ

બાળકને માટે જે તેં લક્ષણ બાંધ્યું, તે પણ અતિમુક્તક સાધુના દૃષ્ટાંતથી સદોષિત થયેલ પૂર્વ સિદ્ધાંતથી એનો ઉપનય અસિદ્ધ છે, અને તેથી નિગમન પણ દૂષિત છે, કારણ કે તે અનુમાનથીજ સાબીત થાય છે.'

એ પ્રમાણે પરપક્ષને દૂષિત કરી પોતાના પક્ષને સ્થાપન કરતાં સ્ત્રી નિર્વાણને સિદ્ધ કરવા માટે શ્રી દેવસૂરિ કહેવા લાગ્યા કે—'પ્રાણીઓ સત્વની વિશિષ્ટતાથી આભવમાં પણ નિર્વૃતિ પામી શકે. કુંતી, સુભદ્રા વિગેરે સત્ત્વાધિક સ્ત્રી મારા જોવામાં આવી છે અને આગમમાં તેમના દૃષ્ટાંતો મોજુદ છે. એટલે સ્ત્રીઓ પણ મહાસત્ત્વયુક્ત હોય છે અને તેથી તેઓ મોક્ષે પણ અવશ્ય જાય છે' એમ કહી દેવસૂરિ વિરામ પામ્યા ત્યારે દિગંબર વાદી બોલ્યો કે—'એ યુક્તિઓ તમે ફરી બોલી જાઓ, એટલે આચાર્ય તે ફરીવાર બોલ્યા. એમ ત્રણ વાર બોલી ગયા, છતાં એ વાતપર તેણે લક્ષ્ય ન દીધું. એમ ન જાણવાથી તે તેમને દૂષિત ન કરી શક્યા. ત્યારે પ્રતિવાદીએ જણાવ્યું કે—'આ વાણીમાં અબોધ એજ તારો પ્રગટ ઉત્તર છે.'

એટલે દિગંબર કહેવા લાગ્યો કે—'આ જલ્પ (વાદ) વસ્ત્રપર લખી લ્યો.'

ત્યારે મહર્ષિ બોલ્યો કે—'વાદ મુદ્રા સંપૂર્ણ થઇ લાગે છે. અહીં દિગંબર જીતાયો અને શ્વેતાંબર વિજય પામ્યા.' એમ રાજાએ કબુલ કરતાં એ પ્રયોગ કેશવે લખી લીધો, ત્યારે તેને દૂષિત થયેલ જાણી દૂષણ ભેદીને પોતાના પક્ષને સ્થાપન કરતા બોલ્યા, તેમાં દૂષણરહિત કોટાકોટિ શબ્દનો તેમણે પ્રયોગ કર્યો. આથી વાદીએ જણાવ્યું કે—'એ અપશબ્દ છે.' એટલે પ્રધાન સભાસદ ઉત્સાહ કહેવા લાગ્યો કે—'પાણિનિએ સૂચન કરેલ એ શુદ્ધ શબ્દ છે. કારણ કે કોટાકોટિ, કોટિકોટી અને કોટિકોટિ એ ત્રણ શબ્દો પાણિનિએ બરાબર સિદ્ધ કર્યા છે અને તે આર્હત મતને માન્ય છે, માટે એ પ્રયોગ નિવારવા લાયક નથી. આથી તો તને પોતાનેજ બંધાઇ જવાનો વખત આવ્યો. તો હવે કદાગ્રહથી નિવૃત્ત થા.' ત્યારે દેવસૂરિને પ્રત્યુત્તર આપવામાં અસમર્થ એવો વાદી દિગંબર વિલક્ષ અને અનુત્તર બનીને કહેવા લાગ્યો—'હે મહારાજ! શું કહેવું, દેવાચાર્ય મહાન્ વાદી છે.'

ત્યાં રાજાએ કહ્યું—'તું પ્રમત્ત ન બનીને કહે કે હું એજ પ્રમાણે કહીશ.' ત્યારે વાદી કંઇ પણ મુખથી બોલી ન શક્યો. એટલે અન્ય સભાસદો તાળીઓ પાડવા લાગ્યા. પછી રાજાએ પોતાના પુરૂષો પાસે સંબંધવિધિ લખાવીને શ્રી દેવસૂરિને જયપત્ર અર્પણ કર્યું.

ત્યારે ગુરૂ કહેવા લાગ્યા કે—'અમારે કાંઇક કહેવાનું છે: શાસ્ત્રીય વાદમુદ્રામાં વાદીનો જે નિગ્રહ અને પરાજય થયો, તેથી તેનો તિરસ્કાર કોઇ કરશો નહિ.'

રાજાએ કહ્યું—' આપના વચનથી ભલે એમ થાઓ. આડંબર તજીને તે ભલે દર્શનીપણાને પામે.

એવામાં શ્રીકામદેવીએ **અવજ્ઞાર્ગલા** નામે સિદ્ધયોગિનીને મોકલી તેણે ગૌરવ વિના દિગંબરના ભાલપર મસીનો કુચો માર્યો અને શ્રી દેવસૂરિને આશિષથી અભિનંદન આપતાં જણાવ્યું કે—' હે મહાત્મન્ ! તું સિદ્ધાધીશ અને અક્ષત વંશવાળો થા. ' પછી બધાના દેખતાં તે આકાશમાર્ગે ચાલી ગઇ.

ત્યારે રાજાએ તુષ્ટિદાનમાં એક લક્ષ દ્રવ્ય આપવા માંડયું. પણ નિઃસ્પૃહ અને નિર્ગ્રંથ એવા આચાર્યે તેનો નિષેધ કર્યો, એટલે ગણ ગંધર્વ અને સિદ્ધાદિક દેવોએ પૂર્વે પણ જોયેલ એવો પ્રવેશ-મહોત્સવ રાજાના આદેશથી પ્રવર્ત્તમાન થયો ત્યારે સમસ્ત વાજિંત્રોના નાદપૂર્વક કુલીન કાંતાઓના સંગીત મંગલ થતાં શ્રીદેવસૂરિએ વસતિમાં પ્રવેશ કર્યો.

એવામાં રાજાના ચારણે સદા ઔચિત્ય કૃત્યને જાણનાર એવા શ્રીદેવાચાર્યને ઉચ્ચ સ્વરે આશિષ આપતાં જણાવ્યું કે—' અત્યંત સંતોષ અને નિઃસ્પૃહ વચનથી જેમણે કામ, હિંસાદિકથકી નિવૃત્ત કરીને દિગંબર વાદીને શમાદિકમાં સ્થાપન કર્યો અને રાજા તરફથી અપમાન પામતાં વાદીને જેણે પુણ્યમાર્ગે વાળ્યો તથા પવિત્ર મતિથી જેને વિભૂષિત કર્યો, એવા શ્રીદેવસૂરિ આનંદ પામો— જયવંત વર્ત્તો. '

વળી શ્રીસિદ્ધ-હેમ નામના શબ્દાનુશાસનમાં સૂત્રધાર શ્રીમાન **હેમચંદ્ર** પ્રભુએ કહ્યું છે કે—' જો દેવસૂરિરૂપ સૂર્ય **કુમુદચંદ્ર**ને ન જીત્યા હોત, તો જગતમાં કયો શ્વેતાંબર કટિપર વસ્ત્ર ધારણ કરત ? '

ત્યાં જાણે સિદ્ધાંતની મૂર્ત્તિ હોય એવા શ્રી **ચંદ્રસૂરિ**એ શાસન-ઉદ્ધારમાં કૂર્મ સમાન એવા શ્રી દેવસૂરિને શાસનની ધુરા સોંપી. એટલે શ્રી દેવસૂરિરૂપ સૂર્ય સિંહાસનપર આરૂઢ થતાં મહાત્માઓના ચરિત્રો પણ તેમની પ્રતિષ્ઠામાં ન આવી શકયા. તે વખતે ગચ્છમાં રહેલ સમસ્ત શ્રી સંઘને પ્રકાશમાન તે રાત્રિ હર્ષને લીધે નિદ્રા વિના ક્ષણવારમાં વ્યતીત થઇ ગઇ, એવામાં પ્રભાત થતાં સાધુઓએ પડિલેહણ માટે ઉપધિ જોઇ, તો ઉંદરોએ ઉપદ્રવ કરીને તેના કટકેકટકા કરી નાખ્યા હતા, એટલે પ્રવર્ત્તકે ગુરૂ મહારાજને તે નિવેદન કરતાં તેમણે જણાવ્યું કે—' દિગંબર મને પણ પોતાની સમાન વેષધારી ( નગ્ન ) કરવા ઇચ્છે છે, પરંતુ ગુરૂના પ્રસાદથી તેનો પ્રતીકાર કરવાની મારામાં શક્તિ છે. ' પછી તેમણે એક શિષ્ય પાસે કાંજીથી ભરેલ એક કુંભ મગાવ્યો. તેનું મુખ લોટના પિંડથી બાંધીને તે અંદર મૂકાવ્યો. તેને મંત્રીને સાહસી એવા તેમણે સર્વત્ર

સાધુઓને જણાવી દીધું કે—' તમે કંઇ પણ ખેદ કરશો નહિ. આ તમે એક મોટું કૌતુક જોયા કરો એમને પોતાના દુર્વિનયનું ફલ મળવાનું છે.

પછી એક પ્રહરના ત્રણ ભાગ વ્યતીત થતાં દિગંબરના શ્રાવકો આવ્યા અને વિનયથી કહેવા લાગ્યા કે—' અમારાપર પ્રસાદ લાવીને એને તમે મૂકી દો. '

એટલે ગુરૂ બોલ્યા—' મારા બંધુને શી બાધા થાય છે, તે અમે કંઇ સમજી શકતા નથી. ' ત્યાં અજ્ઞ જનોને બોલતાં તેમણે સર્વ પ્રકારે અટકાવ્યા. એવામાં અર્ધ પહોર સંપૂર્ણ થતાં પ્રશંસાને પ્રગટ કરતો દિગંબરાચાર્ય પોતે આવ્યો. તેને ભેટીને અર્ધાસનપર બેસારતાં દેવસૂરિ કહેવા લાગ્યા કે—' હે બંધો ! તને શી પીડા છે, મારાથી તો તે બધું અજ્ઞાત છે.

ત્યારે તેણે જણાવ્યું કે—' મને તમે મારો નહિ અને આટલો બધો રોષ ન લાવો મારો નિરોધ મૂકાવી દો, જો તે નિરોધ રહેશે, તો અવશ્ય મારૂં મરણ થશે. '

એ પ્રમાણે તેનું દીન વચન સાંભળતાં આચાર્ય બોલ્યા કે—' તમે પરિવાર સહિત મારી વસતિથી બહાર નીકળી જાઓ. '

હવે તેમના આદેશથી ત્યાં દ્વાર આગળ મોટી તબક રાખવામાં આવી હતી. એટલે આચાર્યે સાધુ પાસે તે કુંભ મંગાવીને તે તબકોના મુખપર તેમાંની કાંજી છાંટી જેથી અવાજ થયો કે—' નિરોધ હોય કે અનિરોધ હોય, છતાં તારે અહીં રહેવું લજ્જાસ્પદ છે. ' એવામાં કુંભમાંથી નીકળતા નરમૂત્રના પ્રવાહથી બધા લોકો આશ્ચર્ય પામ્યા. પછી સત્કાર પામ્યા છતાં તે પરાભવને લીધે શોકથી ભારે તપ્ત થયેલ કુમુદચંદ્ર ક્યાંક ચાલ્યો ગયો.

પછી રાજાએ આચાર્યને તુષ્ટિદાન આપતાં તેમણે તે લીધું નહિ. ત્યાં રાજા અને મંત્રી બગીચામાં જતાં ભાતના કોઠારપર બેઠેલ શુક કહેવા લાગ્યો—' હે દેવ ! એ નિઃસ્પૃહ યતિઓને ધનની ઇચ્છા ન હોય માટે જો જિનાલય કરાવવામાં આવે તો એમને અને તને પુણ્ય પ્રાપ્ત થાય. ' એમ સાંભળતાં રાજાએ જણાવ્યું કે—' ભલે એમ થાઓ ' એટલે મંત્રીએ રાજાની આજ્ઞાથી તેમાં બીજા દ્રવ્યનો ઉમેરો કરીને અલ્પ દિવસોમાં મેરુની ચુલિકા સમાન ઉન્નત અને મહાન્ પ્રાસાદ તૈયાર કરાવ્યો, જે સુવર્ણ અને રત્નના કુંભ તથા ધ્વજાઓથી ભારે શોભવા લાગ્યો, તેમજ શ્રી આદિનાથ પ્રભુનું પીતળનું અદ્ભુત બિંબ કે જે કાંતિના સમૂહથી સૂર્ય બિંબની જેમ દૃષ્ટિને આંજી દેતું હતું. પછી વિક્રમ સંવત્ ૧૧૮૩ ના વૈશાખ માસની દ્વાદશીના દિવસે ચાર આચાર્યોએ તેની પ્રતિષ્ઠા કરી. એ પ્રમાણે પ્રભાવનાના પૂરથી ભીંજાયેલ ધર્મી જનોના હૃદયરૂપ ક્ષેત્રમાં બોધિબીજને આરોપતા એવા શ્રી દેવસૂરિ ચિરકાળ વિચરવા લાગ્યા.

એકદા **પિપ્પલવાટક** નામના અરણ્યમાં જતાં ગુરૂરાજે શાર્દૂલને રેખા માત્રથી નિષેધ કર્યો અર્થાત્ તેને અટકાવી દીધો, ત્યાં વનભૂમિમાં વિહાર કરતાં બાલ વૃદ્ધાદિ સાધુઓ ક્ષુધાદિની બાધાથી વ્યાકુળ થવા લાગ્યા. કારણ કે તે વખતે અન્ય કાંઇ ઉપાય ન હતો. એવામાં આચાર્યે ગચ્છની ચિંતામાત્ર કરતાં અકસ્માત્ ત્યાં કોઇ સાર્થ આવી ચડ્યો, તેણે સાધુઓને પ્રાસુક ભકત પાનાદિક વ્હોરાવ્યા. પૂર્વે અગસ્ત્યઋષિએ સમુદ્રનું પાન કરેલ જોઇને પરવાદિરૂપ અગસ્ત્યને અગમ્ય એવું **સ્યાદ્વાદરત્નાકર** નામે નવું શાસ્ત્ર તેમણે બનાવ્યું કે જે સ્વાદિષ્ટ વચનામૃતયુકત તથા પ્રમેયરૂપ સેંકડો રત્નો સહિત અને લક્ષ્મી ( અદ્ભુત રચના ) થી વિભૂષિત છે.

એ પ્રમાણે અનેક અતિશયયુકત અને સદા જ્ઞાન ધ્યાનમાં તત્પર એવા શ્રી દેવસૂરિ મહારાજે ત્ર્યાશી વર્ષ વ્યતીત કર્યા. પછી શ્રી ભદ્રેશ્વરસુરિને ગચ્છનો ભાર સોંપીને પોતે જૈનપ્રભાવનાથી સ્થિર એવા આત્મકલ્યાણમાં નિમગ્ન થયા, એટલે વિક્રમ સંવત્ ૧૨૨૬ ના શ્રાવણ માસના કૃષ્ણપક્ષમાં સપ્તમી અને ગુરૂવારના દિવસે પાછલા પહોરે મનુષ્ય લોકના ભવ્યોને પ્રતિબોધ પમાડીને જાણે ઇંદ્રને બોધ કરવાની ઇચ્છા થઇ હોય એમ સમજીને શ્રીદેવસૂરિ સ્વર્ગે ગયા. સંવત્ ૧૧૪૩ માં તેમનો જન્મ થયો, ૧૫૫૨ માં તેમણે દીક્ષા લીધી અને ૧૧૭૪ માં તેઓ આચાર્ય પદ પામ્યા એમ નવમે વર્ષે તેમણે દીક્ષા લીધી અને તે પછી એકવીશમે વર્ષે આચાર્યપદે આવ્યા. બધું મળીને તેમણે ત્યાશી વર્ષનું આયુષ્ય ભોગવ્યું.

એ રીતે ક્ષુદ્ર વાદીઓના પ્રવાદને હઠાવનાર, સત્વહીન જનોને અલભ્ય તથા જિનશાસન અને ભવ્યાત્માઓને વિકાસ પમાડનાર શ્રીદેવસૂરિનું શ્રેષ્ઠ ચરિત્ર આજ કાલના ભવ્ય જનોને કલ્યાણકારી થાઓ તથા સેંકડો પંડિત જનોના અભ્યાસમાં આવતાં તે યાવચ્ચંદ્રદિવાકરો જયવંત વર્તો.

શ્રી ચંદ્રપ્રભસુરિના પટ્ટરૂપ સરોવરને વિષે હંસ સમાન તથા શ્રી રામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રીપ્રભાવચંદ્રસૂરિએ પોતાના મનપર લેતાં શ્રી પ્રદ્યુમ્નાચાર્યે સંશોધન કરીને શુદ્ધ કરેલ, શ્રીપૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી દેવ સુરિના ચરિત્રરૂપ આ એકવીશમું શિખર થયું.

જે ગુરૂ સંસારી પ્રાણીઓને, દુઃખને દૂર કરવા સમર્થ તથા કલ્પવૃક્ષ અને ચિંતામણિરત્ન કરતાં પણ અદ્ભુત અર્થ ( દ્રવ્ય ) ને આપે છે, તથા જેમના નામરૂપ મંત્રના સ્મરણથી **પ્રદ્યુમ્ન**મુનિ આચાર્યપદના અધિકારી થયા, એવા શ્રીમાન્ કનક પ્રભસૂરિનું મારાથી યથાર્થ વર્ણન શી રીતે થઈ શકે ?

**ઇતિશ્રી દેવસૂરિપ્રબંધ.**

# ૨૨ શ્રી હેમચંદ્રસૂરિ–પ્રબંધ.



શ્રી હેમચંદ્રસૂરિનું વચનામૃત અપૂર્વ છે કે રાજાની મનોભૂમિમાં રહેલ છતાં સમસ્ત પ્રાણીઓના ધર્મ–જીવનના આધારરૂપ છે. સુવર્ણજળની કાંતિયુકત શ્રી હેમચંદ્ર મહારાજની વાણી તે પાતક અને યમરૂપ માતંગના સ્પર્શ–દૂષણથી બચાવવા માટે કનકભૂષણ સમાન છે, અનંત આગમ તથા વિદ્યાને ધારણ કરનાર અજ્ઞાનતામાં દુઃખ પામતા ભવ્યાત્માઓને જીવાડનાર તથા જ્ઞાનાદિ લક્ષ્મીના તિલક સમાન એવા શ્રી હેમચંદ્ર પ્રભુ તમારૂં રક્ષણ કરો. પંડિતોના સદ્દવૃત્તરૂપ મૌકિતકમાળામાં મેરૂ સમાન એવુ શ્રી હેમચંદ્ર મહારાજનું ચરિત્ર સજ્જનો હૃદયરૂપ ભવનમાં પ્રકાશ કરવાને હું અંતરમાં સ્થાપન કરૂં છું.

કલેશના આવેશ રહિત ગુર્જર નામે દેશ છે, પુરૂષાર્થત્રયની લક્ષ્મીને માટે સ્વર્ગ પણ જેની સમાનતાને ઈચ્છે છે, ત્યાં સ્નેહી જનોને કામધેનુ સમાન અણહિલ્લપુર નામે નગર છે કે જે પ્રાસાદની પંકિતઓથી પર્વતની ભૂમિ સમાન શોભે છે, ત્યાં વચનામૃતની વૃષ્ટિથી ચકોર–ચતુર જનોને આનંદ પમાડનાર એવા સિદ્ધરાજ નામે રાજા હતો કે જેનો યશ સિદ્ધપુરૂષો ગાતા હતા અને સુરાસુર તથા નાગેંદ્રો અને લોકપાલો પણ જેની ઉપમાને પામી શકયા ન હતા તે દેશમાં કમળ સમાન ધંધુકા નામે એક શ્રેષ્ઠ નગર કે જે સત્પૂજા, ભોગ, શૃંગાર અને પ્રભાવની દઢ રંગભૂમિ સમાન છે ત્યાં વિશાલ મોઢ વંશમાં પ્રૌઢ, મહિમાશાળી ધર્મી જનોમાં અગ્રેસર, :ગર્વરહિત, સત્તારૂપ મંડપમાં ચંદરવા સમાન તથા વિદ્વાનજનોને માન આપનાર એવો ચાચ નામે શેઠ હતો. સાક્ષાત લક્ષ્મી સમાન પાહિની નામે તેની પત્ની હતી કે જે સતીના સતીત્વથી સીતા, સુભદ્રાનું સતીત્વ સિદ્ધ થતું હતું. એકદા તે સ્રી રત્ને સ્વપ્નમાં ચિંતામણિરત્ન જોયું અને ભકિતના આવેશથી તે પોતાના ગુરૂને આપી દીધું.

હવે ત્યાં ચાંદ્રગચ્છરૂપ સરોવરમાં પદ્મ સમાન અને ગુણોથી મંડિત એવા શ્રીદેવચંદ્રસૂરિ બિરાજમાન હતા કે જે શ્રી પ્રદ્યુમ્નસૂરિના શિષ્ય હતા. એટલે

પ્રભાતે પાહિનીએ તે દિવ્ય સ્વપ્ન તે ગુરૂ પાસે નિવેદન કર્યું. ત્યારે ગુરૂએ શાસ્ત્રવિહિત તેનો અર્થ સંભળાવતાં જણાવ્યું કે–' હે ભદ્રે ! જિનશાસનરૂપ મહાસાગરમાં કૌસ્તુભ સમાન તને પુત્ર પ્રાપ્ત થશે કે જેના સુચરિત્રથી આકર્ષાઇને દેવો પણ તેના ગુણગાન કરશે.'

પછી એકદા પાહિનીને શ્રી વીતરાગના બિંબોની પ્રતિષ્ઠા કરવાનો દોહલો ઉત્પન્ન થયો, તે ભારે પુણ્યથી તેના પતિએ પ્રમોદ પૂર્વક પુરો કર્યો. એવામાં સમય થતાં પવિત્ર દિવસે પોતાની કાંતિથી અગ્નિની પ્રભાને જીતનાર અને મલયાચલના શિખરપર રહેલ ચંદન સમાન એવા **નંદનને** તેણે આનંદપૂર્વક જન્મ આપ્યો, એટલે વિવિધ પ્રકારના વાજિંત્રોના આડંબરપૂર્વક વર્ધાપન કરતાં બાર દિવસ વ્યતીત થયા ત્યારે સદાચારથી શોભતા **ચાચ** શ્રેષ્ઠીએ તે બાળકનું નામ પાડવાની ઇચ્છાથી ભક્તિપૂર્વક પોતાના સ્વજનોને બોલાવીને જણાવ્યું કે–' આ બાળક અમારા ઘરે અવતરતાં એની માતાને પ્રતિષ્ઠાનો દોહદો ઉત્પન્ન થયો, એ પ્રતિષ્ઠાને લીધે પૂજાવડે દેવતાઓ પણ રમણીય થાય છે માટે એનું અન્વયયુક્ત **ચંગદેવ** એવું નામ ઉચિત છે કારણ કે સમસ્ત વસ્તુઓમાં સત્યતા છે, એજ તેનો શુભ ઉત્તર કાળ સુચવે છે.' પછી તેણે કપૂરયુક્ત પાન સોપારીથી તેમનો સત્કાર કરીને વિસર્જન કર્યા.

હવે મંગલના આધારરૂપ વર્ધમાનની જેમ વૃદ્ધિ પામતો અને અક્ષત દક્ષતાયુક્ત તે **ચંગદેવ** બાલપણમાં ભારે પ્રતિભાશાળી થયો. એટલે પાંચમે વર્ષે નિર્દોષ એવા તેને એક વૃદ્ધની જેમ સદ્‌ગુરૂની શુશ્રુષા કરવાની બુદ્ધિ ઉત્પન્ન થઇ.

એવામાં એક દિવસે મોઢચૈત્યમાં ગુરૂ ચૈત્યવંદન કરતા હતા, તે વખતે પુણ્યશાળી પાહિની પુત્ર સહિત ત્યાં આવી, અને પ્રદક્ષિણા દઇને જેટલામાં તે ભગવંતની સ્તુતિ કરવા લાગી, તેવામાં ચંગદેવ તરત ગુરૂના આસનપર બેસી ગયો તે જોઇને ગુરૂ પાહિનીને કહેવા લાગ્યા કે–' હે ભદ્રે ! તે મહાસ્વપ્ન તને યાદ છે ? મેં કહ્યું હતું કે એકવાર તેની નિશાની તારા જોવામાં આવશે. હવે અત્યારે તારા પુત્રે જે કર્યું, તે તું જાતે જોઇ લે.

એ પ્રમાણે કહીને ગુરૂએ સંઘરૂપ નંદનવનને શોભાવનાર કલ્પવૃક્ષ સમાન તે પુત્રની માતા પાસે માગણી કરી. ત્યારે તે બોલી કે–' હે પ્રભુ ! તમે એના પિતા પાસે યાચના કરો, તે યુક્ત છે.' એટલે તેની પરવાનગી વિના ભય પામતા ગુરૂ કંઇ પણ બોલ્યા નહિ. ત્યાં ગુરૂની વાણી અલંઘનીય સમજી અને સ્વપ્નને યાદ કરીને આચારને માન આપનારી એવી પાહિનીએ મનમાં દુભાયા છતાં સ્નેહથી પોતાનો પુત્ર ગુરૂ મહારાજને અર્પણ કર્યો. ને તેને લઇને ગુરૂ **શ્રીસ્તંભનતીર્થે**

આવ્યા અને ત્યાં શ્રી પાર્શ્વનાથના મંદિરમાં માઘ મહિનાની શ્વેત ચતુર્દશીના દિવસે બ્રાહ્મ મુહૂર્ત્તે અને શનીવારે આઠમો ધિષ્ણ્ય ધર્મસ્થિત અને વૃષની સાથે ચંદ્રમાનો યોગ થતાં બ્રહસ્પતિ લગ્નમાં સૂર્ય અને ભૌમ શત્રુસ્થિત રહેતાં શ્રીમાન ઉદયને દીક્ષામહોત્સવ કરતાં ગુરૂ મહારાજે **ચંગદેવને** દીક્ષા આપી અને તેનું **સોમચંદ્ર** એવું નામ રાખ્યું. પછી યોગ્ય શિષ્યોને ઉચિત અને આર્હત આગમમાં બતાવેલ આચારો તેમણે એક ધ્યાનથી તે શિષ્યને કહી સમજાવ્યા.

એવામાં ચાચ શ્રેષ્ઠીના જાણવામાં આવતાં તે તરત ત્યાં ગયો અને ક્રોધાયમાન થઇને કર્કશ વચન બોલવા લાગ્યો. તેને ગુરૂ પાસે લઇ જઇને ઉદયને પોતે મધુર વચનથી શાંત પમાડયો.

હવે શ્રી સોમચંદ્ર મુનિએ પોતાના ચંદ્ર સમાન ઉજ્વળ પ્રજ્ઞાબળથી સત્વર તર્કશાસ્ત્ર, વ્યાકરણ અને સાહિત્ય વિદ્યાનો અભ્યાસ કરી લીધો. એવામાં એકદા એકપદથી લક્ષપદ કરતાં અધિક પૂર્વનું ચિંતન કરતાં તેમને ખેદ થવાથી વિચાર આવ્યો કે—' અલ્પબુદ્ધિ એવા અમને ધિક્કાર છે, માટે ચકોરપક્ષી જેમ ચંદ્રમાની તેજસ્વી જ્યોત્સ્નાને આરાધે, તેમ મારે કાશ્મીરવાસી દેવીનું આરાધન કરવું છે. ' એમ નિશ્ચય કરીને સોમચંદ્રમુનિએ ભારે નમ્રતાપૂર્વક ગુરૂમહારાજને વિનંતિ કરી, એટલે દેવીનું સન્મુખ આગમન જાણીને તેમણે તે માન્ય રાખી. પછી ગીતાર્થ સાધુઓ સાથે અનેક વિદ્યાઓના નિધાન એવા શ્રી સોમચંદ્રમુનિએ તામ્રલિપ્તિથી કાશ્મીરદેશ તરફ પ્રયાણ કર્યું. એવામાં શ્રીનેમિનાથના નામથી પ્રસિદ્ધ એવા શ્રીરૈવતાવતારતીર્થમાં ગીતાર્થોની અનુમતિથી તેમણે એકાગ્ર ધ્યાન કર્યું. એટલે નાસિકાના અગ્રભાગે દૃષ્ટિ સ્થાપન કરી સાવધાનપણે ધ્યાન કરતાં અર્ધરાત્રે બ્રહ્મતેજના નિધાનરૂપ સરસ્વતી દેવી તે મુનિને સાક્ષાત્ થઇ, અને કહેવા લાગી કે— ' હે નિર્મળમતિ વત્સ ! તું દેશાંતર જઇશ નહિ. તારી ભક્તિથી સંતુષ્ટ થયેલ હું અહીંજ તારી ઇચ્છા પૂર્ણ કરીશ. ' એમ કહીને ભારતી દેવી અદૃશ્ય થઇ ગઇ. એટલે તેની સ્તુતિમાં રાત ગાળીને પ્રભાતે તે પાછા ઉપાશ્રયમાં આવ્યા. એમ સરસ્વતીના પ્રસાદથી સોમચંદ્રમુનિ સિદ્ધસારસ્વત, વિદ્વાનોમાં અગ્રેસર અને ઉદ્ભવતા અંતર શત્રુઓને અગોચર થયા.

એવામાં પ્રભાવક પુરૂષની ધુરાને ધારણ કરવામાં સમર્થ એવા સોમચંદ્રમુનિને સૂરિપદને યોગ્ય સમજી શ્રીસંઘને બોલાવીને શ્રી દેવચંદ્રગુરૂ વિચારવા લાગ્યા કે—' યોગ્ય શિષ્યને આચાર્યપદે સ્થાપી અમારે આત્મસાધન કરવું ઉચિત છે. અમારા પૂર્વના આચાર્યો પણ સદા એ આચાર આચરતા આવ્યા છે. ' પછી તેજ વખતે સુજ્ઞ નૈમિત્તિકો પાસે તેમણે લગ્નનો વિચાર ચલાવ્યો. એટલે તેમણે પણ વિચાર કરીને આ પ્રમાણે સર્વોત્તમ ગુણયુક્ત સમય બતાવ્યો—' અલ્પ કર્ક-

રાશિમાં ગુરૂ હોય, મેષમાં બુધયુક્ત સૂર્ય હોય, વૃષમાં ચંદ્ર અને ધનમાં છઠ્ઠો ભૌમ લાભસ્થ હોય, ધર્મસ્થાન મીનમાં શુક્ર અને વૃષમાં અગીયારમો શની હોય, કન્યામાં ત્રીજો રાહુ સર્વ વિઘ્નોનો નાશ કરે છે, એમ સર્વ ગ્રહોના બલયુક્ત લગ્ન સમૃદ્ધિ કરનાર નીવડે છે. વળી પૂર્વ હોરા ચાંદ્રી હોય, દ્રેષ્કાણ પ્રથમ હોય, વર્ગોત્તમ ચંદ્રાંશ નવમો કે બારમો હોય, ગુરૂનો ત્રીશમો અંશ હોય કે છઠ્ઠો હોય—આ ગુણમંડિત લગ્નમાં જે દેવ કે પુરૂષની પ્રતિષ્ઠા થાય છે, તે રાજમાન્ય, જગત્પૂજ્ય અને જગતમાં મુગટ સમાન માનનીય થાય છે.'

એ પ્રમાણે મુહૂર્ત્તનો નિર્ણય કર્યા પછી વૈશાખ મહિનાની તૃતીયાના દિવસે શ્રીસંઘ તથા નગરના અધિકારીઓએ મહોત્સવ શરૂ કરતાં, ચોતરફ મંગલ વાદ્યોનાં નાદથી સમય સૂચિત થતાં નંદી વિધાનના ક્રમથી પૂરક ધ્યાનથી શ્વાસ પૂરતાં અને કુંભકથી તેનો ઉદ્ભેદ કરતાં **શ્રીદેવચંદ્રસૂરિએ** અંતરાત્મામાં નિષ્ઠાવાળા અને સુજ્ઞ શિરોમણિ એવા શ્રીસોમચંદ્રમુનિના શ્રવણ અગરૂ, કપૂર અને ચંદનના દ્રવથી ચર્ચિત કરીને, પૂર્વે શ્રીગૌતમાદિ સૂરીશ્વરોએ અબાધિતપણે આરાધેલ સૂરિમંત્ર તેમને સંભળાવ્યો. એટલે કામદેવનો તિરસ્કાર કરનાર તથા અનેક કળાઓના આધારરૂપ એવા **શ્રીસોમચંદ્ર** મુનિ **શ્રીહેમચંદ્રસૂરિ** એવા નામથી વિખ્યાત થયા.

તે વખતે પોતાનો પુત્ર આવી ઉચ્ચ પદવીપર આવતાં સ્નેહને ધારણ કરનાર પાહિની શ્રાવિકાએ પોતાના મનમાં લેશ પણ વ્યાકુળતા ન લાવતાં ગુરૂના હાથે ચારિત્ર અંગીકાર કર્યું, એટલે તે અભિનવ આચાર્યે ગુરૂને વિનંતી કરીને સભા સમક્ષ તેજ વખતે ગુરૂના હાથે પોતાની માતા સાધ્વીને પ્રવર્ત્તિની પદ અપાવ્યું, અને તેને સિંહાસનપર બેસવાનું શ્રીસંઘ પાસે તેમણે કબૂલ રખાવ્યું. અહો ! ઉત્તમ પુરૂષોની માતૃભક્તિ કેવી અદ્ભુત હોય છે.

હવે શ્રીસંઘરૂપ સાગરના કૌસ્તુભ સમાન **શ્રીહેમચંદ્રસૂરિએ** એકદા **અણહિલ્લપુર** નગર તરફ વિહાર કર્યો. ત્યાં એક દિવસે સિદ્ધરાજ રયવાડીએ નીકળેલો તે વખતે બજારમાં એક બાજુ ઉભેલા **શ્રીહેમચંદ્રસૂરિને** જોતાં તેણે અંકુશથી હસ્તીને નજીકમાં ઉભો રાખીને જણાવ્યું કે—તમારે કંઈ કહેવાનું છે ?'

ત્યારે આચાર્ય પણ બોલ્યા કે—'હે સિદ્ધરાજ ! શંકા વિના ગજરાજને આગળ ચલાવ. દિગ્ગજો ભલે ત્રાસ પામે, પણ તેથી શું ? કારણ કે પૃથ્વીને તો તુંજ ધારણ કરી રહ્યો છે.'

એ પ્રમાણે સાંભળતાં ભારે સંતુષ્ટ થયેલ સુજ્ઞ શિરોમણિ રાજા કહેવા લાગ્યો કે—'તમે બપોરે હમેશાં મને પ્રમોદ પમાડવા આવજો.' આ એવા સમયે ગુરૂનું તેને પ્રથમ દર્શન થયું કે જેથી રાજાને ભારે આનંદ થયો અને દિગ્યાત્રામાં તેનો જય થયો.

પછી એકદા માલવદેશને જીતીને સિદ્ધરાજ પોતાની રાજધાનીમાં આવ્યો ત્યારે બધા દર્શનીઓએ તેને આશિષ આપી, એટલે અનેક કળાના ભંડાર એવા **શ્રીહેમચંદ્રસૂરિ** ત્યાં અવ્યગ્રમતિથી, અત્યંત શ્રવણીય કાવ્યથી આશિષ આપતાં બોલ્યા કે—' હે કામધેનુ ! તું તારા ગોમય–રસથી ભૂમિને લીંપી કહાડ, હે રત્નાકર ! તું મોતીઓથી સ્વસ્તિક પૂરી દે, હે ચંદ્રમા ! તું પૂર્ણકુંભ બની જા, હે દિગ્ગજો ! તમે પોતાના કર—સુંઢ સીધા કરી કલ્પવૃક્ષના પત્રો લઇને તોરણો બનાવો, કારણ કે સિદ્ધરાજ પૃથ્વીને જીતીને આવે છે. ' એ પ્રમાણે પોતાના ચારિત્રની જેમ વ્યાખ્યાથી વિભૂષિત તે શ્લોક સાંભળવાથી સંતુષ્ટ થયેલ સિદ્ધરાજ તેમને વારંવાર પોતાના રાજભવનમાં બોલાવવા લાગ્યો.

એકદા અવંતીના ભંડારમાં રહેલાં પુસ્તકો ત્યાંના નિયુક્ત પુરૂષોએ બતાવતાં તેમાં એક લક્ષણશાસ્ત્ર ( વ્યાકરણ ) રાજાના જોવામાં આવ્યું. એટલે તેણે ગુરૂને પૂછ્યું કે—' આ શું છે ? ' ત્યારે આચાર્ય મહારાજ કહેવા લાગ્યા કે—' એ ભોજ વ્યાકરણ શબ્દશાસ્ત્ર તરીકે પ્રવર્ત્તમાન છે. વિદ્વાનોમાં શિરોમણિ એ માલવપતિએ શબ્દ શાસ્ત્ર, અલંકાર, નિમિત્ત અને તર્કશાસ્ત્ર રચેલાં છે, તેમજ ચિકિત્સા, રાજસિદ્ધાંત, વૃક્ષ, વાસ્તુ–ઉદય, અંક, શકુન, અધ્યાત્મ અને સ્વપ્ન તથા સામુદ્રિક શાસ્ત્રો પણ અહીં છે, અને નિમિત્તશાસ્ત્ર, વ્યાખ્યાન અને પ્રશ્નચુડામણિ ગ્રંથો છે, વળી મેઘમાલા અને અર્થશાસ્ત્ર પણ છે, અને એ બધા ગ્રંથો તે રાજાએ બનાવેલ છે.'

એ પ્રમાણે સાંભળતાં સિદ્ધરાજ બોલ્યો કે—' આપણા ભંડારમાં શું એ શાસ્ત્રો નથી ? સમસ્ત ગુર્જર દેશમાં શું કોઇ વિદ્વાન્ નથી ? ' ત્યારે બધા વિદ્વાનો મળીને શ્રીહેમચંદ્રસૂરિને જોવા લાગ્યા. એટલે મહાભક્તિથી રાજાએ નમ્રતાપૂર્વક પ્રભુને વિનંતિ કરી કે—' હે ભગવન્ ! એક વ્યાકરણશાસ્ત્ર બનાવીને તમે અમારા મનોરથ પૂરા કરો. હે મહર્ષિ ! તમારા વિના એ મનોરથ પૂરવાને કોણ સમર્થ છે ? વળી આ સમયમાં પ્રવર્ત્તમાન થયેલ એ વ્યાકરણ સંક્ષિપ્ત છે તેમ તેમાં શબ્દોની નિષ્પત્તિપણ તેવી નથી, તથા પાણિનિનું વ્યાકરણ છે, તે વેદના અંગરૂપ મનાય છે, તેથી બ્રાહ્મણ ગર્વ લાવીને એ વ્યાકરણપર ઇર્ષ્યા કરે છે. કદાચ તે વિપ્રો નારાજ થાય, તો તેથી શું ? માટે હે મુનીશ્વર ! વિશ્વજનોના ઉપકાર માટે એક નવું વ્યાકરણ બનાવો કે જેથી મને યશ મળે અને તમને કીર્ત્તિ તથા પુણ્ય પ્રાપ્ત થાય.'

એમ સાંભળીને બુદ્ધિનિધાન શ્રીહેમચંદ્રસૂરિ બોલ્યા કે—' કાર્યોમાં અમને જે પ્રેરણા કરવી, તે તમારે કેવળ યાદ કરાવવા માટે જ છે, પરંતુ વ્યાકરણના આઠ પુસ્તકો છે, તે શ્રીભારતીદેવીના ભંડારમાં છે, તો તમારા માણસો મોકલીને તે કાશ્મીર દેશથકી મંગાવો, કે જેથી વ્યાકરણશાસ્ત્ર સારીરીતે રચી શકાય. '

ગુરૂનું એ વચન સાંભળતાં રાજાએ તરતજ પોતાના પ્રધાન પુરૂષોને

કાશ્મીર દેશમાં મોકલ્યા. તેઓ **પ્રવર** નામના નગરમાં પહોંચ્યા અને ભારતીદેવીને ચંદનાદિકથી પૂજીને સ્તુતિપાઠ કરવા લાગ્યા. એટલે સંતુષ્ટ થયેલ દેવીએ પોતાના અધિષ્ઠાયકોને આદેશ કર્યો કે—' શ્રીહેમચંદ્ર શ્વેતાંબર મારો પ્રસાદપાત્ર છે, એટલુંજ નહિ પણ જાણે મારી બીજી મૂર્ત્તિરૂપે હોય એવા છે, માટે તેમના નિમિત્તો પ્રેષ્યવર્ગને પુસ્તકો આપીને વિદાય કરો. ' પછી ભારતીદેવીએ તે પ્રધાન પુરૂષોનો સારો સત્કાર કરી, તેમને પુસ્તકો અપાવ્યાં અને ઉત્સાહપૂર્વક વિદાય કર્યા. એટલે દેવીના પ્રસાદથી ભારે હર્ષથી રોમાંચિત થતા તે અલ્પ સમયમાં પોતાના નગરમાં આવી પહોંચ્યા. ત્યાં એકનિષ્ઠાવાળા શ્રીહેમચંદ્રપ્રભુપર ભારતીદેવીનો કેવો આદર અને સંતોષ છે, તે તેમણે રાજાને નિવેદન કર્યો. જે સાંભળતાં ચમત્કાર પામેલ રાજા કહેવા લાગ્યો કે—' અહો ! હું અને મારો દેશ ધન્ય છે કે જ્યાં આવા સુજ્ઞ શિરોમણિ ગુરૂ બિરાજમાન છે. '

પછી શ્રીહેમચંદ્રસૂરિએ પણ તે આઠે વ્યાકરણોનું અવલોકન કરીને **શ્રી સિદ્ધહેમ** નામે નવું અદ્ભુત વ્યાકરણ બનાવ્યું કે જે આઠ અધ્યાયના બત્રીશ પાદથી સંપૂર્ણ; ઉણાદિ, ધાતુપાઠ, લિંગાનુશાસન, સૂત્ર, સદ્વૃત્તિ, નામમાલા, અને અનેકાર્થના પાઠથી રમણીય છે, વળી સર્વ વ્યાકરણોમાં જે મુગટ સમાન અને સમસ્ત વિદ્વાનોને આદરપાત્ર છે. પ્રથમના વ્યાકરણો બહુ વિસ્તીર્ણ હતાં, તેથી સમસ્ત આયુષ્યભરમાં પણ શીખી શકાય તેવાં ન્હોતાં અને તેથી પુરૂષાર્થ સાધવામાં સ્ખલના પમાડનાર હતાં, તેમજ કેટલાંક સંક્ષિપ્ત, દુર્બોધ અને દોષના સ્થાનરૂપ હતાં. તેથી આધુનિક વિદ્વાનોએ એ વ્યાકરણને પ્રમાણ કર્યું. તેના દરેક પાદને અંતે એક એક શ્લોક છે, કે જેમાં મૂલરાજ તથા તેના પૂર્વજ રાજાઓનુ વર્ણન કરવામાં આવેલ છે અને સર્વ અધ્યાયને અંતે ચાર શ્લોકછે તેમજ પાંત્રીશ શ્લોકમાં તેની પ્રશસ્તિ કરવામાં આવેલ છે. નગરના વિદ્વાનોએ તથા રાજાના પુરોહિતોએ તેનું ત્રણ વર્ષ સુધી વાંચન કર્યું. પછી તે પુસ્તક લખાવવાને માટે રાજાના નિયુકત પુરૂષોએ સર્વ સ્થાનોથકી ત્રણસેં લેખકોને બોલાવ્યા ત્યાં રાજાએ તેમનો સારો સત્કાર કર્યો. એટલે પુસ્તકો લખાવતાં સર્વ દર્શનોના પ્રત્યેક અભ્યાસીને તે આપવામાં આવ્યાં. જેથી અંગ, બંગ, કલિંગ, લાટ, કર્ણાટક, કોંકણ, મહારાષ્ટ્ર, સૌરાષ્ટ્ર, વત્સ, કચ્છ, માલવ, સિંધુ, સૌવીર, નેપાલ, પારસીક સુરંડક, ગંગાપારે હરદ્વાર, કાશી, ચેદિ, ગયા, કુરૂક્ષેત્ર, કાન્યકુબ્જ, ગૌડ, શ્રીકામરૂપ, સપાદલક્ષ, જાલંધર, ખસ, સિંહલ, મહાબોધ, બોડ, કૌશિક–ઈત્યાદિ બધા દેશોમાં તે વ્યાકરણ ખુબ વિસ્તાર પામ્યું, વળી રાજાએ ઉપનિબંધ સહિત વીશ પુસ્તકો અત્યાદરપૂર્વક કાશ્મીર દેશમાં મોકલ્યાં ત્યાં તે ભંડારમાં રાખવામાં આવ્યાં કારણ કે સર્વ લોકો પોતાના વચનનો નિર્વાહ કરે છે, તો દેવીની શી વાત કરવી ?

હવે પોતાના કુળને શોભાવનાર એવો કાકલ નામે એક કાયસ્થ હતો કે જે

આઠ વ્યાકરણનો અભ્યાસી અને પોતાની પ્રજ્ઞાથી શેષનાગને જીતનાર હતો, તેને જોતાં જ આચાર્યે એ શાસ્ત્રના તત્ત્વાર્થને જાણનાર એવા તેને તરત અધ્યાપક બનાવ્યો. પછી પ્રતિમાસે જ્ઞાનપંચમીના દિવસે તે પ્રશ્નો પૂછી લેતો અને ત્યાં અભ્યાસમાં પ્રવૃત્ત થયેલા વિદ્યાર્થીઓને રાજા કંકણાદિથી વિભૂષિત કરતો. એમ એ શાસ્ત્રમાં નિષ્પન્ન તૈયાર થયેલા જનોને રાજા રેશમી વસ્ત્રો, કનકભૂષણો સુખાસન અને આતપત્રથી અલંકૃત કરતો હતો.

એવામાં એકદા ઇંદ્રસભા સમાન વિદ્વાનોથી શોભાયમાન રાજસભામાં એક ચારણ આવ્યો. એટલે રત્નો જોતાં જેમ તૃણને કોઇ ન જુએ તેમ અવજ્ઞાથી કોઇએ તેની સન્મુખ પણ જોયું નહિ, ત્યારે જાણે પોતાના પુણ્યનો દોહદ અથવા સરસ્વતીનો પ્રસાદ હોય તેવી એક અપભ્રંશ ભાષામાં તે ગાથા બોલ્યો—

**हेमसूरिअच्छाणिते ईसरजे पंडिया ।**
**लच्छिवाणि महुकाणी सांपइ भागी मुह मरूम् ॥ १ ॥"**

એ ગાથાના પૂર્વાર્ધમાં સૂરિનું નામ તે ઉચ્ચ સ્વરે બોલ્યો, જેથી સભાસદોની દૃષ્ટિ કોપથી અવજ્ઞાયુક્ત થઇ ગઇ. એટલે તેણે જણાવ્યું કે—' તમે કોપાયમાન ન થાઓ ' આથી તેઓ બધા સાવધાન થતાં ચારણે તેના ત્રણ પદ કહી સંભળાવ્યાં. જે સાંભળતાં તે રોમાંચિત થઇ ગયા અને ચિંતવવા લાગ્યા કે-એની વાણી ચમત્કારી અને ઉન્નત છે. જ્યાં પંડિતની સ્થિતિ હોય, ત્યાંજ ગુરૂનો મહિમા થવાનો છે. એમ ધારી તે આનંદથી એકત્ર થઇને કહેવા લાગ્યા કે-' હે ભદ્ર ! એ ગાથા તું પુનઃ પુનઃ બોલ ' એટલે ચારણ તે પ્રમાણે બોલ્યો ત્યારે ગુરૂ બોલ્યા કે-' ક્ષોભ વિના પુનઃ ત્રણવાર બોલ, પછી ત્યાં સુજ્ઞોએ ચારવાર બોલવાને માટે આદરથી જણાવ્યું ત્યારે જાણે કૃત્રિમ કોપ ધરાવતો હોય તેમ વિચાર કરતો ચારણ કહેવા લાગ્યો કે-, તમે જો યથેષ્ટ દાતાર હો તો પણ મજુર દુર્વહ ભારને જેમ પ્રમાણમાં ઉપાડે તેમ હું મારા અનુમાનથી જ એ દુર્વહ ભાર ગ્રહણ કરવાનો છું. એ ગાથા ત્રણ વાર બોલતાં મને જે પ્રાપ્ત થયું છે તેટલેથીજ મને સંતોષ છે, તે કરતાં અધિકની મારે ઇચ્છા નથી; કારણકે હૃદય અને ભુજાને તે ઇષ્ટ નથી; આથી ગુરૂ મહારાજે સભ્યો પાસેથી તેને ત્રીશ હજાર દ્રવ્ય અપાવ્યું. એટલે તે બોલ્યો કે-' આ ધન મને સંપૂર્ણ છે, તે સાત પેઢી સુધી મને ચાલે તેટલું છે. હું પ્રમાણ પૂરતું જ લઉં છું, તે કરતાં અધિક કંઇ પણ લેતો નથી ' એમ કહીને તે ચારણ પોતાના ઇષ્ટ સ્થાને ચાલ્યો ગયો.

હવે એક વખતે સિદ્ધરાજ રાજાએ ગુરૂ મહારાજને પૂછ્યું કે-' હે ભગવાન તમારા પટ્ટને યોગ્ય અધિક ગુણવાન્ કયો શિષ્ય છે, તે મારી જેમ ચિત્તના ઉત્કર્ષ

માટે અમને બતાવો, કે જેથી પૂર્વજો પુત્ર ( શિષ્ય ) રહિત હોવાથી અનુકંપાને યોગ્ય એવા તમારી ચિંતા ન કરે.'

ત્યારે શ્રી હેમચંદ્રસૂરિ કહેવા લાગ્યા કે—' એવી ચિંતા કરનાર કોઇ નથી. આદ્ય રાજા પણ સત્પાત્રરૂપ સાગરને ચંદ્રમા સમાન હતો. વળી આવી સ્થિતિને ચલાવનાર તથા કલ્પવૃક્ષ સમાન તારા જેવો રાજા હોય ત્યાં મુનિયોને જ્ઞાન, મહિમા અને સ્થિરતા શા માટે ન હોય ? સુજ્ઞશિરોમણિ **રામચંદ્ર** નામે મારો શિષ્ય છે તે સમસ્ત કળાના નિધાન એવા શ્રી સંઘમાં બહુમાન પામેલ છે.' પછી એક વખતે આચાર્યે રાજાને તે શિષ્ય બતાવ્યો. એટલે શિષ્યે પ્રથમના વિદ્વાનોએ કોઇ વાર કહેલ અને હૃદયને ઉલ્લાસ પમાડનાર એવી રાજાની સ્તુતિ કરી કે—

**" मात्रायाप्यधिकं किंचिन् न सहन्ते जिगीषवः ।**
**इतीव त्वं धरानाथ धारानाथ ममाकृथाः "** ॥ १ ॥

જયશીલ પુરૂષો એક માત્રા ( અંશ ) અધિક પણ કાંઇ સહન કરતા નથી. એટલા માટે જ હે ધરાનાથ ! તું મને ધારાનાથ ( ભોજ ) સમાન ભાસે છે.'

એ પ્રમાણે સાંભળતાં મહિમા પામેલા વિદ્વાનોમાં સરલ આચારવાળા એવા શ્રી રામચંદ્ર મુનિપર રાજાએ શિર ધુણાવતાં દષ્ટિ નાખી, અને જણાવ્યું કે હે વત્સ ! તમે જિનશાસનમાં એક દૃષ્ટિરૂપ થાઓ. વળી આચાર્ય પણ મહાપુણ્યશાળી છે કે જેના પદ ( પટ્ટ ) ના તમે રક્ષક છો ' એમ રામચંદ્ર મુનિની પ્રશંસા કરીને રાજા વિરામ પામ્યો. કારણ કે સુકૃત—અતિશય યુકત પુરૂષોની દષ્ટિ દુઃસહ્ય હોય છે.

એવામાં ઉપાશ્રયમાં રહેતા તે મુનિનું દક્ષિણ નેત્ર મહાપીડા પૂર્વક નષ્ટ થયું એટલે કર્મ પ્રમાણનો વિચાર કરતાં મનમાં શાંતતા ધારણ કરી, તપમાં સ્થિર થઇને ત્યાં ચાતુર્માસ રહ્યાં. પછી **ચતુર્મુખ** નામના જિનાલયમાં શ્રી સંઘની આગળ શ્રી નેમિનાથ ચરિત્રનું અદ્ભુત વ્યાખ્યાન કરવા લાગ્યા ત્યારે સુધા સમાન વચનથી આકર્ષાયેલા બધા દર્શનીઓ ત્યાં સાંભળવાની ઇચ્છાથી આવવા લાગ્યા. એક વખતે પાંડવોની દીક્ષાનું વ્યાખ્યાન ચાલતાં બ્રાહ્મણોએ ભારે મત્સર લાવીને રાજાને જણાવ્યું કે- ' હે સ્વામિન્ ! પૂર્વે **વેદવ્યાસ** મહામુનિએ પોતાના ભવિષ્યજ્ઞાનથી યુધિષ્ઠિરાદિકનું અદ્ભુત વૃત્તાંત કહેલ છે, તેમાં એમ બતાવેલ છે કે—પોતાના આયુષ્યના પ્રાંતે એ પાંડવો હિમાલય પર્વતમાં ગયા ત્યાં કેદારમાં રહેલ શંકરને સ્નાન પૂજન પૂર્વક પરમ ભકિતથી આરાધીને શાંત થઇ તેમણે પોતાનો અંત સમય સાધ્યો છે, તેમ છતાં સ્મૃતિનો અનાદર કરનારા આ શુદ્ર શ્વેતાંબરો પોતાની સભામાં તે કરતાં વિપરીત બોલે છે, તો આપના નગરમાં

અનુચિત બોલનારા એ અનિષ્ટસુચક છે, તેથી નીતિને માન આપનાર રાજાએ પ્રજાના દુરાચાર અટકાવવા જોઇએ. માટે હે વિચારકુશળ રાજન્ ! હૃદયમાં કાર્યનો વિચાર કરીને યોગ્ય ઉપાય લ્યો.'

એ પ્રમાણે કહીને બ્રાહ્મણો વિરામ પામ્યા. રાજા બહુજ ગંભીર વચનથી કહેવા લાગ્યો કે—' હે વિપ્રો ! રાજાઓ દરેક કામ વિચારીનેજ કરે છે, પૂરતો વિચાર કર્યા વિના તેઓ દર્શનોનો તિરસ્કાર કરી શકતા નથી. આ સંબંધમાં તેમને પૂછવાની જરૂર છે, જો તેઓ સત્ય ઉત્તર આપે, તો મારે તેમનો સત્કાર કરવો જોઇએ, કારણ કે ન્યાય એજ અમારો મિત્ર ગણાય છે. હેમચંદ્રાચાર્ય નિર્ગ્રંથ, સંગત્યાગી અને મહામુનિ છે, તો તે અસત્ય કેમ બોલે ? એ બહુજ વિચારવા જેવી વાત છે.'

ત્યારે પ્રવીણ બ્રાહ્મણોએ પણ જણાવ્યું કે—' ભલે, એમ કરો.' પછી રાજાએ હેમચંદ્ર મુનીશ્વરને બોલાવ્યા અને પૂછયું. કારણ કે માધ્યસ્થ્ય-ભાવથી રાજા સર્વને સાધારણ-સમાન હોય છે. ' શું પાંડવોએ જૈનદીક્ષા લીધી, એમ શાસ્ત્રમાં કહ્યું છે ?'

ત્યારે આચાર્ય બોલ્યા કે—' પૂર્વાચાર્યોએ શાસ્ત્રમાં એમ કહેલ નથી. ભારતમાં તેમનું હિમાલય પ્રત્યે ગમન બતાવેલ છે, પરંતુ અમે સમજી શકતા નથી કે શાસ્ત્રોમાં જે પાંડવો વર્ણવ્યા છે, તેજ વ્યાસશાસ્ત્રમાં છે કે બીજા કોઇ વર્ણવ્યા છે.'

એટલે રાજાએ પ્રશ્ન કર્યો કે—' હે મુનિરાજ ! શું તે પણ પૂર્વે ઘણા થઇ ગયા છે ?'

ગુરૂ બોલ્યા—' હે રાજન્ આ સંબંધમાં હું ઉત્તર કહું છું, તે સાંભળો— શ્રી વ્યાસે રચેલ આખ્યાનમાં ગાંગેય પિતામહ આવે છે, તેણે યુદ્ધપ્રવેશના અવસરે પોતાના પરિવારને જણાવ્યું કે—મારા પ્રાણનો જો ત્યાગ થાય, તો જ્યાં પૂર્વે કોઇને અગ્નિસંસ્કાર ન થયેલ હોય, તેવા પવિત્ર ભૂમિપ્રદેશમાં મારા શરીરને અગ્નિદાહ આપજો. પછી ન્યાયથી સંગ્રામ ચલાવતાં પિતામહ પ્રાણમુક્ત થયા, એટલે તેના વચનને યાદ કરી, તેનું શબ ઉપાડીને તેઓ પર્વત પર ગયા, કે જ્યાં કોઇ ઉન્નત શિખર પર મનુષ્યોનો સંચારજ ન હતો. ત્યાં તેમણે શબ મૂકયું, એવામાં દિવ્ય વાણી થઇ કે—

" अत्र भीष्मशतं दग्धं, पांडवानां शतत्रयम् ।
द्रोणाचार्यसहस्रं तु कर्णसंख्या न विद्यते " ॥ १ ॥

અહીં એક સો ભીષ્મો બાળવામાં આવેલ છે, ત્રણ સો પાંડવો અને એક હજાર દ્રોણાચાર્યો બાળવામાં આવેલ છે, તેમજ કર્ણોની તો સંખ્યાજ થઇ શકે તેમ નથી.

એ પ્રમાણે અહીં સાંભળતાં અમે અમારા મનમાં વિચારીએ છીએ કે એ બહુમાંથી વખતસર જૈનપાંડવો પણ હશે, કારણ કે શત્રુંજય પર્વત પર તેમની સાક્ષાત્ મૂર્ત્તિઓ છે. વળી શ્રી **નાસિક્યપુર**માં શ્રી **ચંદ્રપ્રભ**ના મંદિરમાં પણ તેમની પ્રતિમાઓ છે. તેમ **કેદાર** મહાતીર્થમાં પણ છે. તેથી જેને જ્યાં ગમે, ત્યાં શ્રદ્ધા લાવે છે; બહુમાં પણ જ્યાં પ્રગટજ્ઞાન છે, ત્યાં ધર્મ છે. એ સ્મૃતિવાદીઓ અને વેદવિદ્યાના વિશારદોને પણ તમે પૂછો કે ગમે ત્યાં જ્ઞાન છે, કારણ કે ગંગા કોઇના બાપની નથી.'

એમ સાંભળતાં રાજા બોલ્યો કે—" જૈનમુનિ જે કહે છે, તે સત્ય છે, માટે જો તમારા મતમાં હોય, તો તમે આ સંબંધમાં સત્ય ઉત્તર કહો. આ કામમાં તમે એક સત્ય વચન બોલ્યા છો કે રાજાએ દરેક કાર્ય વિચારીનેજ કરવું જોઇએ. એટલે આ કાર્યમાં દર્શનોને માટે સમાનતા ધરાવનાર એવો હું પોતેજ દૃષ્ટાંતરૂપ થયો, વળી બધા દેવોના મંદિરો પણ મેં કરાવ્યાં છે.' ત્યાં કંઈ પણ ઉત્તર ન આપતાં બ્રાહ્મણો મૌન ધરી રહ્યા, કારણકે જગતના સ્વભાવમાં કોઇ પણ હેતુ નિરર્થક નથી.

પછી રાજાએ સત્કારપૂર્વક આચાર્ય મહારાજને કહ્યું કે—' પોતાના આગમ પ્રમાણે સત્ય વ્યાખ્યાન કરતાં તમારો લેશપણ દોષ નથી.' એ પ્રમાણે રાજાથી સત્કાર પામેલ શ્રી હેમચંદ્રપ્રભુ જૈનશાસનરૂપ આકાશમાં સૂર્ય સમાન પ્રકાશવા લાગ્યા.

એક વખતે **આલિગ** નામે રાજાનો પુરોહિત વૃથા રોષને વહન કરતો તે રાજસભામાં બિરાજમાન આચાર્ય મહારાજને કહેવા લાગ્યો કે—' તમારો ધર્મ શમ અને કારૂણ્યથી શોભિત છે, પણ તેમાં એક ન્યૂનતા છે, કે વ્યાખ્યાનમાં સ્ત્રીઓ સર્વદા શ્રૃંગાર સજીને આવે છે, વળી તે તમારા નિમિત્તે અકૃત અને પ્રાસુક આહાર આપે છે, તે વિકારજનક આહાર હોવાથી તમારૂં બ્રહ્મચર્ય શી રીતે ટકી શકે ? કારણ કે—

" विश्वामित्रपराशरप्रभृतयो ये चांबुपत्राशनास्तेऽपि-
स्त्रीमुखपंकजं सललितं दृष्ट्वैव मोहंगताः ।
आहारं सुदृढं ( सुघृतं ) पयोदधियुतं ये भुंजते मानवा ।
स्तेषामिन्द्रियनिग्रहो यदि भवेद् विन्ध्यः प्लवेत् सागरे " ॥ १ ॥

વિશ્વામિત્ર, પરાશર કે જે માત્ર જળ અને પાંદડાંનું ભોજન કરતા, તેઓ પણ સ્ત્રીના વિલાસયુક્ત મુખને જોતાં જ મોહમૂઢ બની ગયા, તો જે મનુષ્યો ઘૃત, દુધ, દહીં સહિત સ્નિગ્ધ ભોજન કરતા હોય, તેઓ જો ઇંદ્રિયનિગ્રહ કરી શકતા, હોય, તો સમુદ્રમાં વિંધ્યાચલને ડુબ્યા જેવું થાય.

ત્યારે આચાર્ય બોલ્યા કે—' પુરોહિતનું એ વચન વિચાર વિનાનું હોવાથી તે વિદ્વાનોને ઉચિત નથી. કારણકે જગતમાં પ્રાણીઓની ચિત્તવૃત્તિઓ વિચિત્ર પ્રકારની હોય છે, જ્યારે પશુઓમાં પણ તેવી ભિન્નતા જોવામાં આવે છે, તો ચૈતન્ય-યુક્ત મનુષ્યોની શી વાત કરવી કારણ કે—

" सिंहो बलीहरिणशूकरमांसभोजी,
संवत्सरेण रतिमेति किलैकवारम् ।
पारापतः खरशिलाकणभोजनोऽपि कामी
भवत्यनुदिनं वत कोऽत्र हेतुः ? ॥ १ ॥

બલિષ્ઠ સિંહ હરિણ, ડુક્કરનું માંસ ખાનાર છતાં વરસમાં એકવાર રતિસુખ ભોગવે છે અને કબૂતર શુષ્ક ધાન્ય ખાનાર છતાં પ્રતિદિન કામી બને છે. તેમાં શું કારણ હશે ?

એ પ્રમાણે સાંભળતાં સિદ્ધરાજ બોલ્યો કે—' સભામાં જે ઉત્તર આપવાને સમર્થ ન હોય અને બોલવા જાય, એ ખરેખર ! પુરૂષોનું અતિસાહસ કહેવાય.' એમ રાજાને સન્માન્ય અને સુકૃતાર્થી જનોમાં અગ્રેસર એવા શ્રી હેમસૂરિ સંઘનો ઉદ્ધાર કરવામાં ધુરંધર થઇ પડ્યા.

હવે એકદા મહાવિદ્વાન્ **દેવબોધ** નામે ભાગવતદર્શની કે જે ક્રમથી શાસ્ત્રાર્થ કરનાર અને બુદ્ધિનો ભંડાર હતો, તે અણહિલ્લપુરમાં આવી ચડ્યો. એટલે નિયુક્ત પુરૂષોએ સિદ્ધરાજને તેના આગમનની વાત નિવેદન કરી. ત્યારે રાજાએ સહોદર સમાન માનેલ **શ્રીપાલ** કવિરાજને બોલાવીને એકાંતમાં વિચાર ચલાવ્યો કે—' એ મહાવિદ્વાન્ દેવબોધ શી રીતે આપણા જોવામાં આવે ? તે નિઃસ્પૃહ અને તપથી બલિષ્ઠ છે, તેથી રાજસભામાં આવનાર નથી. વળી આપણા દેશમાં આવેલ આવો સમર્થ વિદ્વાન્ જો સન્માન ન પામે, તો એ આપણી અપકીર્તિ અને લઘુતા કેમ ટળી શકે ? '

એટલે કવીશ્વર કહેવા લાગ્યો કે—' જે વિદ્વાન્ આડંબરી હોય, તે નિઃસ્પૃહ કેમ હોઈ શકે ? અને લક્ષ્મી વિના પરિવારને પણ તે કેમ રાખી શકે ? લક્ષ્મી તો વિદ્વાનોને વલ્લભ આપ જેવા રાજાઓથી જ પામી શકાય. એ લક્ષ્મી મેળવવાનો બીજો કોઇ ઉપાય નથી. પરંતુ ભારતીની ભક્તિને લીધે આપની જો તીવ્ર ઇચ્છા હોય, તો ઈંદ્રસભા સમાન આપણી રાજસભામાં એને બોલાવો.'

ત્યારે રાજાએ ' ભલે, એમ થાઓ ' એ પ્રમાણે કહીને તેણે પોતાના પ્રધાન પુરૂષો મોકલ્યા. ત્યાં મદથી ઉદ્ધત બનેલ તેણે તેમને જણાવ્યું કે—' તમે રાજાના

આદેશથી મને બોલાવવા આવ્યા છો, પણ સ્પૃહારહિત અમારે રાજાઓનું શું કામ છે ? વળી કાશીપતિ અને કાન્યકુબ્જના સ્વામીને જોયા પછી અલ્પ દેશના અધિપતિ ગુર્જરેશ્વરની અમારી પાસે શી ગણના ? તેમ છતાં તમારો સ્વામી અમને જોવા ઇચ્છતો હોય, તો પોતે જમીનપર બેસી મને સિંહાસનપર બેસારીને જુએ.' એમ સંભળાવી વિસર્જન કરેલા તે પ્રધાન પુરૂષોએ આવીને બધો યથાસ્થિત વૃત્તાંત રાજાને નિવેદન કર્યો. એટલે તેની વાણીથી ભારે ચમત્કાર પામેલ રાજાએ કવિરાજને કહ્યું કે—' શાંત જૈન મુનિઓ વિના કોને અભિમાન નડયું નથી ? જ્યાં તરતમતાયુકત જ્ઞાન હોય, ત્યાં મદને અવકાશ કેવો ? માટે કૌતુકથી એનું પણ આ ચેષ્ટિત તો જોવું.'

પછી બીજે દિવસે શ્રીપાલસહિત રાજા તેના સ્થાને ગયો. ત્યાં વિદ્વાનોથી સેવિત અને સિંહની જેમ દુર્ધર્ષ એવો દેવબોધ કવીશ્વર સિંહાસનપર બેઠેલ, રાજાના જોવામાં આવ્યો. ત્યારે દઢ ભક્તિ અને વિનયથી વામન બનીને રાજાએ તેને નમસ્કાર કર્યો, કારણ કે ગુણપૂર્ણ સજ્જનો ચિત્તમાં મદને અવકાશ મળતો નથી. પછી સાક્ષાત્ વિશ્વરૂપ એવા રાજાને ઉત્તમ આશિષથી અભિનંદન આપી, હસ્તસંજ્ઞાથી ભૂમિ બતાવતાં તે બોલ્યો કે—' હે રાજન્ ! અહીં બેસો.' તે સાંભળતાં રાજાએ, શ્રીપાલ કવિએ બનાવેલ કાવ્ય બોલતાં સ્પષ્ટાક્ષરે જણાવ્યું કે—' સમસ્ત પર્વતોના મુગટ સમાન આ તરફ મેરૂપર્વત છે અને આ તરફ પોતાના ભારને સ્થાપન કરી રહેલ સાત સમુદ્રો છે, તેમજ આ તરફ મહીપતિનો દંભ અને આડંબર બતાવતા ધીર પુરૂષો બેઠેલા છે, અમારા જેવાને આ ધરણીતલ સ્થાનજ ઉચિત છે.

એ પ્રમાણે કહી પ્રતિહારે ધરણીતલપર આસન બિછાવતાં દોષ-શત્રુનું મથન કરનાર રાજા ત્યાં બેસી ગયો. એવામાં તે વિદ્વાને હસ્તથી કવિરાજને બતાવતાં કહ્યું કે—' સભાને અયોગ્ય આ કોણ છે ? ' ત્યારે નિર્દોષ વચનથી રાજાએ જણાવ્યું કે—' ભારે આકર્ષક પ્રબંધ રચનાર આ **શ્રીપાલ** નામે પ્રસિદ્ધ કવીશ્વર છે. એણે **રૂદ્રમહાલય**માં અદ્દભુત રસયુક્ત કાવ્યોથી **દુર્લભરાજ**ની પ્રશસ્તિ કરેલ છે, તેમજ **વૈરોચનપરાજ્ય** નામે મહાપ્રબંધ રચેલ છે. સજ્જન પુરૂષો તો એક સામાન્ય જનની પણ હાંસી કરતા નથી, તો આ સમર્થ કવિની શી વાત કરવી ? '

એમ સાંભળતાં જરા હસતાં હસતાં દેવબોધ કવિ ગર્વરૂપ પર્વતની ઉપરની ભૂમિ સમાન એક કાવ્ય બોલ્યો—

" शुक्रः कवित्वमापन्नः, एकाक्षिविकलोऽपिसन् ।
चक्षुर्द्वयविहीनस्य युक्ता ते कविराजता " ॥ १ ॥

એક લોચનથી વિકલ છતાં શુક્ર કવિપણાને પામ્યો, બંને લોચનથી હીન એવા તને કવિરાજપણું યુક્તજ છે.

ત્યારે શ્રીપાલ કહેવા લાગ્યો કે—'હે ધીમન ! આ તો અંતરમાં ભય લાવીને તેં ઉતાવળથી કાવ્ય બનાવેલ છે, તો અભિમાન શા માટે લાવે છે ? અમારૂં એક વચન સાંભળ—

'હે બંધો ! ગ્રામ્ય વણુકરની જેમ આ ગોણી-ખારદાન સમાન વસ્ત્રો વણતાં તું આત્માને ( પોતાને ) અનેક પ્રકારે પરિશ્રમ શા માટે આપે છે ? ભલે લાંબા કાળે પણ માત્ર એકજ સુંદર અને અભિનવ વસ્ત્ર તૈયાર કર કે રાજ-રમણીઓ જેને ક્ષણ વાર પણ પોતાના કુચસ્થળથી દૂર ન કરે.'

એવામાં રાજાએ કહ્યું કે—'કોઇ દુર્ગમ સમસ્યા પૂછો.' ત્યારે શ્રીપાલ કવિએ એક શિખરિણી-પદ કહ્યું—

" कुरंगः किं भृंगो मरकतमणिः किं किमशनिः

એનો પાઠ પૂછવામાં આવતાં તરતજ તે કવિનાયક બોલી ઉઠ્યો. શ્લોકના આવા ત્રણ ચરણ કહેતાં તેવા વિદ્વાનને વિલંબ કેવો ?

" चिरं चित्तोद्याने चरसि च मुखाब्जं पिबसि च
क्षणादेणाक्षीणां विषयविषमुद्रां हरसि च ।
नृपत्वं मानाद्रिं दलयसि च किं कौतुककरः
कुरंगः किं भृंगो मरकतमणिः किं किमशनिः " ॥ १ ॥

એટલે—હે રાજન ! તું મૃગાક્ષીઓના ચિત્ત રૂપ ઉદ્યાનમાં લાંબા વખતથી સંચરે છે, તેમના મુખ-કમળનું પાન કરે છે, ક્ષણવારમાં તેમના વિષય-વિષની મુદ્રાને હરે છે અને તું તેમના માન-પર્વતને ભેદે છે, તેથી હરિણ, ભ્રમર, મરકત-મણિ કે અશનિ ( વજ્ર ) કંઇ પણ આશ્ચર્ય પમાડે તેમ નથી.

किं શબ્દ એક વ્યવહારથી મારી પાસે ગ્રહણ કર. કારણ કે જ્યાં જેની દુઃસ્થતા આવે, ત્યાં તે શું દેવાદાર ન ગણાય ? આવી વિષમાર્થ સમસ્યાઓ કહેવાય કે જે એક પાદ, દ્વિપાદ કે ત્રણ પાદવાળી અને પંડિતોને ઉચિત હોય. હે રાજન્ ! આ તો શૂન્ય પ્રશ્ન તુલ્ય અને કિં શબ્દોથી ભરેલ છે, તેથી એના જેવી સમસ્યાઓ વિદ્વાનોને અવશ્ય નિંદનીય થઇ પડે છે. જેમકે—

" पौत्रः सोऽपि पितामहः " ( એક પાદ )

" सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् " ( દ્વિપાદ )

" नमः कर्पूरपूरामं चंद्रो विद्रुमपाटलः
कजलं क्षीरसंकाशं " ( ત્રિપાદ )

એમ કહેતાં તરતજ કવીશ્વરે એ સમસ્યાઓ પૂરી કરી. કારણ કે જે સિદ્ધ સારસ્વત હોય, તેને કવિતા કરતાં વિલંબ શો ? તે ત્રણે સમસ્યાઓ અનુક્રમે આ પ્રમાણે છે—

**" मूर्त्तिमेकां नमस्यामः शंभोरंभोमयीमिमाम् ।**
**अब्जोत्पन्नतया यस्याः पौत्रः सोपि पितामहः "** ॥ १ ॥

શંભુની એક એ જળમય મૂર્ત્તિને અમે નમસ્કાર કરીએ છીએ કે કમળમાં ઉત્પત્તિ હોવાને લીધે જેનો પૌત્ર તે પણ પિતામહ કહેવાય છે.

**" चलितश्चकितो भीत—स्तव देव प्रयाणतः ।**
**सहस्रशीर्षा पुरुषः सहस्राक्षः सहस्रपात् "** ॥ २ ॥

'હે દેવ ! તમારા પ્રયાણથી શેષનાગ ચલાયમાન થયો, ઇંદ્ર ચકિત થયો અને વિષ્ણુ ભય પામ્યો.'

**" नभः कर्पूरपूराभं चंद्रो विद्रुमपाटलः ।**
**कज्जलं क्षीरसंकाशं करिष्यति शनैः शनैः** ॥ ३ ॥

વિદ્રુમ સમાન પાટલ—રક્ત ચંદ્રમા હળવે હળવે આકાશને કપૂરના પૂર સમાન અને કાજળને ક્ષીર સમાન ઉજ્વળ કરશે.

એ પ્રમાણે મહા વિદ્વાનના શિરને કંપાવનાર ગોષ્ઠીમાં કેટલોક સમય ગાળીને રાજા પોતાના ભવનમાં ચાલ્યો ગયો.

હવે એકદા શ્રીદેવસૂરિએ જીતેલ વાદના અવસરે રાજાએ પ્રમોદપૂર્વક એક લક્ષ દ્રવ્ય આપેલું હતું, તેમાં બીજું દ્રવ્ય ઉમેરીને એક ઉન્નત જૈનપ્રાસાદ બનાવવામાં આવ્યો. તેના ધ્વજારોપણના મહોત્સવમાં રાજાએ દેવબોધને સત્પાત્ર સમજીને માનપૂર્વક ત્યાં બોલાવ્યો. કારણ કે તેને કોઇનો પક્ષપાત ન હતો. એટલે આવતાં આવતાં, જયસિંહે કરાવેલ શંકરના મંદિર આગળ મહેશને જોઇને તે શાર્દૂલમાં એક ચરણ બોલ્યો—

**" एको रागिषु राजते प्रियतमा देहार्द्धहारी हरः "**

પ્રિયતમા—પાર્વતીના અર્ધદેહથી મનોહર એવો એક **શંકર** રાગી જનોમાં શોભે છે.

પછી ઉત્સવથી ઉન્નત સિદ્ધરાજના પ્રાસાદમાં શ્રી અરિહંતને જોઇને તે બીજું પદ—ચરણ બોલ્યો—

नीरागेषु जिनो विमुक्त ललनासंगो न यस्मात् परः "।

નિરાગિ જનોમાં એક જિન સમાન અન્ય કોઇ નથી કે જે રમણીના સંગથી વિમુક્ત છે.

આથી ત્યાં મહાસભાના પંડિત સભાસદોને અવહીલનાપૂર્વક જોઇને પોતાના જ્ઞાનથી ગર્વરહિત એવા આચાર્ય બોલ્યા કે—

दुर्वारस्मरघस्मरोरगविषव्यासंगमूढो जनः
शेषः कामविडंबितो न विषयान् भोक्तुं न मोक्तुं क्षमः " ॥ १ ॥

દુર્વાર કામરૂપ વિકટ ઉરગના વિષના વ્યાસંગથી મૂઢ બનેલ અને કામથી વિડંબના પામેલ શેષ જનો વિષયોને ભોગવી શકતા નથી કે મૂકી શકવાને પણ સમર્થ નથી.

પછી ભદ્રાસને બિરાજમાન આચાર્યે પોતાની શક્તિ પ્રગટ કરવા માટે રાજાને જણાવ્યું કે—' કોઇ પામર પુરૂષને અહીં લાવો.' એટલે રાજાના આદેશથી પ્રતિહાર તરતજ શ્રીસિદ્ધરાજના તળાવપરથી કોઇ જળવાહક મજુરને લઇ આવ્યો ત્યારે ગુરૂમહારાજે તેને પૂછયું કે—' અક્ષરમાં તારો પરિચય છે.'

ત્યારે તે પોતાની પ્રજ્ઞાનુસારે બોલ્યો—' હે સ્વામિન્ ! કંઇક પરિચય છે. જન્મથી થા જા એ બે અક્ષર વિના હું કંઇ શીખ્યો નથી. તે સિવાય તો પાડાપર ગુસ્સો લાવીને હું તેના પુંછને મરડયાનો અભ્યાસ કરૂં છું.'

એટલે સુજ્ઞશિરોમણી દેવબોધ તેના મસ્તકપર પોતાનો હાથ રાખીને બોલ્યો કે—' હે સભ્યો ! તમે એની વાણી સાંભળો'—આથી સભ્યો બધા સાવધાન થઇ ગયા. એવામાં કાવ્યના અભ્યાસીની જેમ તે મતિમાન્ સ્થિર અને ધીર વચનથી કહેવા લાગ્યો કે—

" तं नौमि यत्करस्पर्शाद् व्यामोहमालिने हृदि ।
सद्यः सम्पद्यते गद्य-पद्यबन्धविदग्धता " ॥ १ ॥

જેના કરસ્પર્શથી વ્યામોહથી મલિન બનેલ હૃદયમાં ગદ્ય-પદ્ય રચવાની કુશળતા સત્વર પ્રગટ થાય છે, તેને હું નમસ્કાર કરૂં છું.

એ પ્રમાણે ભારે ચમત્કારથી બધા વિદ્વાનો ચકિત થઇ ગયા. તે વખતે સિદ્ધરાજે એ કવીશ્વરને લક્ષ દ્રવ્યદાન આપ્યું. જે શ્રીપાલ કવિથી સહન ન થઇ શકવાથી અને તેના આચારમાં શંકા પડવાથી તે દેવબોધનું ચરિત્ર પોતાના ખાત્રીદાર માણસો મારફતે તપાસવા લાગ્યો. એવામાં તે ભાગવતનું અદ્ભુત ચરિત્ર, મહાનિંદનીય અને અવજ્ઞા કરવા લાયક તેમના જોવામાં આવ્યું, જે તેમણે સો

સમક્ષ નિવેદન કરતાં જણાવ્યું કે—'જે વચન અશ્રદ્ધેય છતાં અમારી પ્રતીતિથી શ્રદ્ધા કરવા લાયક છે. કારણ કે જે અમે સાક્ષાત્ નજરે જોયા છતાં અમારૂં મન સંદિગ્ધ રહે છે, કે ગંગાજળથી ભાગવત વ્રતને ધારણ કરનાર, વેદજ્ઞ અને સોમરસને પીનાર એવા તેણે યજ્ઞોપવીતને દગ્ધ કરીને મદિરાનું પાન કર્યું. સંન્યસ્તાશ્રમના આચારનો આડંબર રાખનાર એ અર્ધરાત્રે પોતાના પરિવાર સહિત સરસ્વતીના તટપર મદિરાપાન કરે છે. વળી રાજા ( ચંદ્ર ) બુધ, કવિ, શૂર, ગુરૂ અને વક્ર શનૈશ્ચર એ બધા વારૂણી ( મદ્ય અથવા પશ્ચિમ દિશા ) ના સંગથી અસ્ત પામે છે, અને આ ઉદયમાન છે, એજ મોટું આશ્ચર્ય છે.'

એવામાં એકદમ સંભ્રાંત લોચન કરતાં શ્રીપાલ કવિ બોલ્યા કે—' એ કેમ સંભવે ? એ તો નજરે જોયા છતાં પણ સત્ય ન માની શકાય તેવું છે. ચોથા સંન્યસ્ત આશ્રમમાં વર્ત્તનાર એને વ્યાવહારિક ભોગોની સાથે પણ કંઇ પ્રયોજન નથી. તેના દર્શનાચારથી વિરૂદ્ધ ભોગાદિક તો તે કેમ સેવી શકે ?

ત્યારે તે સેવકો કહેવા લાગ્યા કે—' અમે આ બધુ જાતે નજરે જોઇને કહીએ છીએ, પણ જોયા વિના નહિ; તેમ છતાં તમે જેને આદેશ કરો, તેને અમે પ્રતિજ્ઞાપૂર્વક તે બતાવીએ.

એટલે શ્રીપાલે કહ્યું કે—' આજે અર્ધરાત્રે **શ્રીજયસિંહ** રાજા ત્યાં આવે, તેને તમે બતાવો. ' તેમણે એ વચન કબૂલ કરી રાજા પાસે જઇને સિદ્ધસારસ્વત કવિની બધી હકીકત યથાર્થ રીતે કહી સંભળાવી. જે સાંભળતાં રાજા કહેવા લાગ્યો કે—' જો એ વાત સત્ય હોય, તો મને નજરે બતાવો. કારણ કે એ સાક્ષાત્ પ્રગટ રીતે નજરે જોયા છતાં માનવામાં ન આવે તેવી વાત છે. '

પછી અર્ધરાત્રે રાજા બતાવેલ માર્ગે ચાલીને કાયર જનોને દુષ્પ્રાપ્ય એવા સરસ્વતીના કિનારે આવ્યો, ત્યાં વૃક્ષ—લતાઓની નિબિડ ઘટામાં તેણે દૃષ્ટિ કરી, તો મદોન્મત્ત અનુચરોથી આશ્રિત, ઇચ્છાનુસાર ગુણગાન થવાથી અવ્યક્ત ધ્વનિયુક્ત તથા મદ્યપાત્રથી નીકળતા મદ્યવડે મલિન મુખ સહિત તે દેવબોધ રાજાના જોવામાં આવ્યો, એટલે આ અનુચિત જોઇને સિદ્ધરાજને પણ ખાત્રી થઇ અને મનમાં સૂગ થતાં તેણે પોતાની નાસિકા મરડી, વળી તેને વિચાર આવ્યો કે—' અહો સંસારની કેવી વિચિત્રતા છે ? કે દર્શનના આધારરૂપ આવા વિદ્વાનો પણ આમ પોતાની મર્યાદા લોપીને કુત્સિત કર્મ કરે છે. અત્યારે જો હું એને સાક્ષાત્ ન બોલાવું, તો પ્રભાતે શું એ પોતાનું આ દુશ્ચરિત્ર માનવાનો છે ? ' એમ રાજા વિચાર કરે છે, તેવામાં અતિક્રીડાથી જાણે કોટિરસને પામી હોય, તેમ તેના પ્રગટ વચન રાજાના સાંભળવામાં આવ્યા. ત્યાં પોતાની પાસે આવેલ રાજાને જોઇ તેના તેજ પ્રસારથી ઉજ્વળ બની શોભતી ચંદ્રિકા જાણે પાછળ પાછળ

આવતી હોય એમ ભાસતું હતું. તે વખતે દેવબોધ પોતાના પરિવારને કહેવા લાગ્યો કે—' આ પ્રસન્ન–સ્વચ્છ મદિરાનો એક એક ઘુંટડો લઇ પોતાના સ્થાને જઇને હવે આરામ કરીએ.' એ સ્મૃતિને ઉદ્દેશીને કંઇ પણ ન બોલતાં જે પરિવાર તેને કહેવા લાગ્યો કે—' આપણા સ્વાદિષ્ટ સંવિભાગમાં કોણ વિમુખ હોય ?

એવામાં ક્ષણભર વિચારીને તાત્કાલિક મતિ ઉત્પન્ન થતાં દેવબોધ બોલી ઉઠયો કે—'હે રાજન્! તમે અચાનક દૈવયોગે દૃષ્ટિએ આવ્યા. એટલે અમે તમને વધાવીએ છીએ; એમ કહી તેણે એક સુવર્ણપાત્ર મદ્યથી ભરીને રાજાને આપ્યું. તે જોતાં રાજાને ક્ષીરપૂર્ણ જોવામાં આવ્યું. એટલે અમૃત સમાન તેનું રાજાએ પાન કર્યું અને ક્ષણભર તેને વિચાર થઇ પડયો કે—'આ દુધ કે મદ્ય ? એણે પોતાની શક્તિથી તેનો રસ ફેરવી નાખ્યો હશે અને જો રસ–પરાવર્ત્તન કર્યું હોય, તો એની શક્તિ અને પ્રતિભા અદ્ભુત છે.' પછી તે કવિરાજે રાજાને વિસર્જન કર્યો. તે વખતે 'આ અવસર ઠીક છે' એમ ધારી પ્રભાતે રાજસભામાં આવીને તેણે નિવેદન કર્યું કે— ' હે મહારાજ ! અમારે તીર્થાટન કરવું છે, માટે આપની અનુજ્ઞા લઇએ છીએ.'

ત્યારે રાજાએ જણાવ્યું કે—' તમારા જેવા મુનીશ્વરો તો દેશના શાંતિ-નીર સમાન છે. તો કયો સુજ્ઞ તમને જવાની અનુમતિ આપે ? '

એટલે તેણે કહ્યું કે—' હે રાજન્! આ વખતે અર્થવાદનું પ્રયોજન નથી. જ્યાં પંડિત ખલ–ભાષાથી પરાભવ પામે અથવા ઓળખાય, ત્યાં સ્થિતિ કરવી યોગ્ય નથી. કુળ, વિદ્યા, વય, જ્ઞાન કે શક્તિ જો પુરૂષને નિંદનીય કર્મોથી ન અટકાવે, તો નગરમાં રહેવાથી શું ? દેવ, દેવીઓ, મહા મંત્રો, અનેક વિદ્યાઓ અને અષ્ટ સિદ્ધિઓ જેમને વશ હોય, છતાં તેમનું વચન માન્ય ન થાય, તો તેવા લોકોથી પણ શું ? માટે હે ભૂપાલ ! તારી સભા અમારા જેવાને યોગ્ય નથી, એ સ્પષ્ટ છે. આવા ગામમાં ભલે તમારોજ અનુકૂલ સંયોગ રહો. '

ત્યારે રાજા શ્રીપાલ કવીશ્વરને કંઇક આશયસહિત વચન બોલ્યો કે—' તમે કોપગર્ભિત સજ્જનનું વાક્ય સાંભળ્યું કે નહિ ? '

એટલે પ્રજ્ઞાવાન્ શ્રીપાલ કવિ વિચારવા લાગ્યો કે—' આ ભિક્ષુ કાર્ય અને સન્માનથી દંડિત અને ક્રિયાભ્રષ્ટ થાય, તેમ કરૂં, એમ ધારીને તે બોલ્યો કે— ' હે મહારાજ ! આ મુનિઓ અચિંત્ય શક્તિધારી અને મહા પ્રભાવશાળી છે, માટે સ્વદેશમાંથી એમને મોકલવા ન જોઇએ, કારણ કે વિદ્વાનો દ્રવ્ય કે ખુશામતથી સંતુષ્ટ થતા નથી, પણ તેમનો સ્વભાવ જાણવામાં આવતાં તેઓ કેવળ સદ્ભાત્સલ્યથી પ્રસન્ન થાય છે. '

એ પ્રમાણે સત્ય અને શ્રવણીય વચન સાંભળતાં રાજા પોતાનું મસ્તક

મુનિના ચરણે લગાડીને વિનય પૂર્વક કહેવા લાગ્યો કે—' મુનિઓના વ્રત–માહાત્મ્યથીજ પૃથ્વીનું પાલન કરતા રાજાઓ ઇંદ્રની જેમ શોભા પામે છે. તેમાં બીજું કંઇ કારણ નથી. માટે હે મુનીશ્વર ! તમે ક્રિયાનિષ્ઠ થઇને અમારા દેશમાંજ રહો. કારણ કે મહાત્માઓ અર્થી જનના પ્રણય–સ્નેહનો ભંગ કરતા નથી. ' એમ રાજાના વચનથી તે દેવબોધ સંતુષ્ટ થઇને ત્યાં રહ્યો, અને ત્રણ વરસ થતાં તે હળવે હળવે દરિદ્ર થઇ ગયો. કારણ કે ક્રય વિક્રયના વ્યવહારથી તેને ધનની પ્રાપ્તિ થતી નથી, ત્યાં તો માત્ર રાજાનું આપેલ ભોગવવાનું હતું, એટલે ધન વિના તેને દરિદ્રતા આવી ગઇ. એ બધો વૃત્તાંત શ્રી હેમચંદ્રસૂરિ તો જાણતા હતા, છતાં શ્રીપાલ કવિએ એકાંતમાં તેમની પાસે વિચાર ચલાવ્યો કે—' એ ભિક્ષુ પોતાના આચારથી ભ્રષ્ટ, ક્રિયાહીન, દુશ્ચરિત્રવાન્ અને આચારનિષ્ઠ યતિઓને મુખ જોવા લાયક નથી. વળી દરિદ્રતાની રાજધાની હોવાથી તે અત્યારે ઋણથી જર્જરિત બની ગયો છે. તેમજ મદ વડે ઉદ્ધત અને મહાલોલ જીંહાને વશ થવાથી અત્યારે પરિવાર સહિત તે ભિક્ષાવૃત્તિથી પોતાનો નિર્વાહ ચલાવી રહ્યો છે. એ દર્શની પોતાના લક્ષણોથી દર્શનાચારમાં સ્થાપન થયેલ છે. વળી એના સદ્‌ગુણોથી આઠ સિદ્ધિઓમાંથી છ તો ચાલી ગઇ, પણ અણિમા અને લઘિમા એટલે કૃશતા અને લઘુતા એ બે સ્ત્રીઓ એને પ્રાપ્ત થઇ છે, એ આશ્ચર્ય છે. તેજથી સાક્ષાત્ દેવેંદ્ર સમાન અને વર્ણાશ્રમના ગુરૂ એવા શ્રી સિદ્ધરાજને એણે ભૂમિ પર બેસાર્યો અને પોતે મહેલના શિખર પર રહેલ કાગની જેમ સિંહાસન પર બેઠો. એ અવજ્ઞા રૂપ લતાનું તે નિર્વિવેકીને ફળ મળ્યું. અને વળી મારા સાંભળવા પ્રમાણે તે એવો વિચાર ચલાવે છે કે આપણને રણ–સંગ્રામનો ઉપદ્રવ પ્રાપ્ત થશે. તેથી રાજપૂજ્ય શ્રી હેમચંદ્ર ગુરૂ વિના એ પ્રતિઘાત પામે તેમ નથી. માટે જો એ પૂજ્ય ગુરૂની પાસે આવે, તો પણ અમારે તો તેને માન આપવું જોઇએ. નહિ તો કયો સુજ્ઞ એ પતિત–ભ્રષ્ટનું મુખ પણ કોણ જુએ ? '

ત્યારે ગુરૂ મહારાજ બોલ્યા કે—' તમે કહો છો, તે સત્ય છે, પણ એના એક ગુણને લીધે બહુમાન કરવાની જરૂર છે કે જે ગુણ બીજામાં નથી. આ સમયે જેમાં બીજા ગુણો સંક્રાત થયેલા છે એવું અસાધારણ સિદ્ધસારસ્વત એના વીના બીજે કયાં નથી. માટે જો નિર્વિષ સર્પની જેમ પોતાના માનને મ્લાન કરનાર એ ધીમાન આવે, તો એને સત્કાર મળવો જોઇએ. '

એટલે શ્રીપાલ કવિ કહેવા લાગ્યો કે—' મહાપુરૂષની દૃષ્ટિ તો ગુણને જોવાનીજ હોય છે. શ્યામ અને મરણ પામેલ કુતરાના ધવલ દાંતને કૃષ્ણ મહારાજે વખાણ્યા હતા. આ સંબંધમાં મેં તો મારો અભિપ્રાય નિવેદન કર્યો હવે બહુશ્રુત એવા આપ પૂજ્યને વિચાર કરતાં જે ગૌરવોચિત લાગે, તે પ્રમાણે કરો. '

પછી એક દિવસે મહાકવિ અભિનવ ગ્રંથની રચનામાં આકુળ હતો, પટ્ટિકા

અને પટપર તે પદો લખી રહ્યો હતો, શબ્દ–વ્યુત્પત્તિને માટે તે અન્યોન્ય ઉહાપોહ કરી રહ્યો હતો, પુરાણ કવિઓના દૃષ્ટાંતો જોઈને તે વાક્યરચનામાં ઉતારતો હતો, એવામાં બ્રહ્મ-ઉલ્લાસના નિવાસરૂપ, બ્રહ્માના મંદિરમાં પંડિતોથી વિભૂષિત શ્રી હેમચંદ્રસૂરિની સભામાં ક્ષુધાતુર અને પોતાના પરિવારથી પ્રેરાયેલ દેવબોધ મધ્યાન્હ પછી પ્રતિહારની પરવાનગીથી ત્યાં આવી ચડયો એટલે મંત્ર–ઔષધિની પ્રભાથી સ્તબ્ધ થયેલ અગ્નિ જેમ ચંદ્રને જોતાં ઉદ્ભવે, તેમ તે મહા વિદ્વાન જોઇ આચાર્ય મહારાજ ઉભા થયા, અને કહેવા લાગ્યા કે—' હે સુજ્ઞશિરોમણિ તમને સ્વાગત છે. આજે જોવામાં આવ્યા તેથી આજનો દિવસ ધન્ય છે. હે કલાનિધાન ! આજે આ અમારા અર્ધ આસનને અલંકૃત કરો. સંકટમાં પણ પ્રગલ્ભતાથી વિભૂષિત અને કળાઓનો બરાબર નિર્વાહ કરી રહ્યા છો. '

એ પ્રમાણે સાંભળતાં દેવબોધ પણ ચિંતવવા લાગ્યો કે—' મારા મર્મને તો આ જાણે છે. અથવા તો કથનથી કે કથનાતીત કળાથી અમે કાંઇ સમજી શકતા નથી. ગમે તેમ હો, પણ એ મહા વિદ્વાન્ અને સૌભાગ્ય–લક્ષ્મીથી અત્યારે વિકાસમાન છે. માટે એ સ્વચ્છ–પવિત્ર પર મત્સર શો ? એનું બહુમાન કરવાથી જ શુભનો ઉદય થાય તેમ છે. આ સમયે પુણ્ય અને વિદ્યામાં એની તુલનામાં કોણ આવે તેમ છે ? વળી ગુણોમાં પ્રતિકૂલ કોણ થાય ? માટે એ માનનીય છે. ' એમ ધારી આચાર્યની અનુમતિથી તે તેમના અર્ધાસનપર બેઠો. વળી તે સુજ્ઞ આચાર્ય મહારાજને પુરૂષરૂપે સાક્ષાત્ સરસ્વતી માનતો હતો. પછી શ્રેષ્ઠ સારસ્વતથી ઉજ્વળ એવો દેવબોધ, સભાસદોના રોમાંકુરને પ્રગટ કરવામાં મેઘ સમાન એવું સવિસ્મય વચન કહેવા લાગ્યો.—

" पातु वो हेमगोपालः कंबलं दंडमुद्वहन् ।
षड्दर्शनिपशुग्रामं चारयन् जैन गोचरे " ॥ १ ॥

દંડ અને કંબળને ધારણ કરતા શ્રી હેમ–ગોપાલ તમારૂં રક્ષણ કરો કે જે જૈન–ગોચરમાં ષટદર્શનરૂપ પશુઓને ચારી રહ્યા છે.

આ શ્લોક સાંભળતાં શિર ધૂણાવતા સભાસદો, તેમાં સત્યાર્થની પુષ્ટિ સમજીને હૃદયમાં અતુલ વિસ્મયને ધારણ કરવા લાગ્યા.

પછી આચાર્ય મહારાજે શ્રીપાલને બોલાવીને તેની સાથે મૈત્રી કરાવી. કારણ કે વિરોધ શમાવવો એ વ્રતધારીઓનો પ્રથમ ધર્મ છે. તે વખતે ગુરૂએ તેનો વૃત્તાંત સિદ્ધરાજને જણાવી તેને રાજા પાસેથી લક્ષ દ્રવ્ય અપાવ્યું. એવામાં અન્ય દર્શનના સંબંધમાં આવતાં વિદ્વાનોના પરિચયથી અને પોતાના ભાગ્ય ક્ષીણ થતાં

પોતાની આયુસ્થિતિનો વિચાર કરી, મહામતિ દેવબોધે તે દ્રવ્યથી ત્યાં અનૃણ-ઋણરહિત થઇ ગંગા કિનારે જઇને પરભવનું સાધન કર્યું.

હવે એકદા પોતાને સંતાન ન હોવાથી ખેદ પામેલ સિદ્ધરાજ ઉપાનહ વિના પગે ચાલીને તીર્થયાત્રા કરવા નીકળ્યો, ત્યાં હેમચંદ્ર પ્રભુને પણ તેણે સાથે લીધા. કારણ કે ચંદ્રમા વિના શું નીલોત્પલ ( કમળ ) વિકસિત થાય ? તે વખતે જીવ રક્ષાને માટે હળવે હળવે ચાલતા અને જાણે સાક્ષાત સંયમ હોય એવા ગુરૂ દ્વિધા ચરણે ( ચારિત્રે ) સંચરતા દેખાવા લાગ્યા એટલે રાજાએ તેમને વાહનપર આરોહણ કરવાની અભ્યર્થના કરી પણ ચારિત્રસ્થિત આચાર્યે તેનો નિષેધ કર્યો ત્યારે રાજાએ મનમાં કંઇક દુભાઇને મિત્રાઈથી તેમને કહી દીધું કે—' તમે તો જડ છો. '

જેથી તેમણે પ્રાકૃતમાં ઉત્તર આપ્યો કે—' હા, અમે નિજડ છીએ. ' એટલે રાજા ચમત્કાર પામતાં ચિંતવવા લાગ્યો કે—' એમણે તો અમને સજડ-જડ કહ્યા પણ પોતે તો પોતાના આચારને પાળતા હોવાથી અને સુજ્ઞ હોવાથી અમે નિજડ છીએ, એમ કહેતાં અહો ! આચાર્યની વ્યાખ્યાચાતુરી જણાઇ આવે છે.

પછી ત્રણ દિવસ સૂરિ રાજાને મળ્યા નહિં એટલે તેમને કોપાયમાન સમજીને રાજા શાંત પાડવા માટે ત્યાં ગયો, તે વખતે તંબુમાં બેસીને તેઓ આંબિલ કરતા હતા. રાજાએ પડદો જરા દૂર કરીને તેમનું લુખ્ખું ભોજન જોઇ લીધું. તે જોતાં રાજાને વિચાર આવ્યો કે–' અહો આ તો જિતેંદ્રિય, શુષ્ક ભોજનમાં પાણી મેળવીને ખાય છે. ખરેખર ! એમનું તપ ભારે દુષ્કર છે. આ લોકો ભક્તિના અતિશયથી ભવ્ય લોકો પાસે એમને મિષ્ટાન્નનું ભોજન લેનારા ઓળખાવે છે, તે અજ્ઞાન છે. ' એમ ચિંતવીને રાજાએ પ્રગટ જણાવ્યું કે—' હે પ્રભો ! અવજ્ઞાથી નહિ, પણ મિત્રતાથી કરેલ મારો એ અપરાધ આપ ક્ષમા કરો આપની દેહવ્યથાના ઉચ્છેદ માટે મેં એ કર્કશ વચન કહ્યું હતું. '

ત્યારે આચાર્ય કહેવા લાગ્યા કે—' હે રાજન્ ! રાગ દ્વેષના સ્વભાવ રહિત એવા અમારે રાજા કે દરિદ્રની કર્કશ કે પ્રિયવાણી શું કરવાની હતી ? કારણ કે—

" **भुंजीमहि वयं भैक्ष्यं, जीर्णं वासो वसीमहि ।**
**शयीमहि महीपृष्ठे कुर्वीमहि किमीश्वरैः** " ॥ १ ॥

અમે ભિક્ષાવૃત્તિથી ભોજન કરીએ છીએ, જીર્ણ વસ્ત્ર પહેરીએ છીએ અને પૃથ્વીપીઠપર શયન કરીએ છીએ, તો અમારે રાજાઓનું શું પ્રયોજન છે ?

પછી રાજાએ તેમનો સત્કાર કરી **સિંહાસન** નામે સ્થાન બ્રાહ્મણોને આપીને

તે **શ્રીશત્રુંજય** પર્વતપર ચડયો ત્યાં ભાવથી શ્રીયુગાદિ પ્રભુને નમી, તેમની પૂજા કરીને રાજા ભારે પ્રમોદથી પોતાના જન્મને કૃતાર્થ માનવા લાગ્યો. ત્યાં રાજાએ તીર્થની પૂજા માટે બાર ગામ આપ્યાં. કારણ કે મહાપુરૂષો તેવાં કામ અનુમાનથી પણ કરે છે. પછી પર્વત માર્ગે અલ્પ વખતમાં પુણ્યશાળી રાજા **રૈવતાચલ**ની નજીકમાં આવી પહોંચ્યો ત્યાં **સંકુલ** ગામની પાસે આવાસ દેવરાવ્યા અને લોચનને અમૃત-રસાયન સમાન શ્રીગિરનાર ગિરિને તેણે જોયો, તે વખતે પર્વતના શિખરપર રહેલ શ્રીનેમિનાથના ચૈત્યનો **શ્રીસજ્જન** મંત્રીએ જીર્ણોદ્ધાર કરાવ્યો હતો. એટલે ધવલપ્રસાદ જોઇને રાજાએ આચાર્યને પૂછ્યું, ત્યારે તીર્થ પ્રભાવનાના હર્ષથી લોચનને વિકાસિત કરતાં તેમણે જણાવ્યું કે--' હે દેવ ! યાદવવંશના મુગટ સમાન **શ્રીનેમિનાથ** ભગવંતનો આ પ્રાસાદ દેખાય છે, તે આપનોંજ બનાવેલ છે. '

રાજાએ કહ્યું કે--' હે ભગવન્ ! આપના ઉપદેશથી આ **ઉજ્જયંત** મહાતીર્થને હું જાણું છું અને અહીં જગત્પૂજ્ય શ્રીનેમિનાથ ભગવંત બિરાજમાન છે, પરંતુ એ મારી કૃતિ છે.-એમ જે આપ કહો છો, તેમાં મને સંશય છે. '

એમ સાંભળતા અમાત્ય કહેવા લાગ્યો કે—' હે સ્વામિન ! બરાબર લક્ષ્યપૂર્વક સાંભળો---આજથી નવ વર્ષ પૂર્વે તમે મને આ પ્રદેશનો અધિકારી બનાવ્યો હતો. તે વખતે પર્વતપર આરોહણ કરતાં જીર્ણ જિનાલય મારા જોવામાં આવ્યું. એટલે શ્રાવક દ્રવ્યનો તેમાં વ્યય કરીને એ ચૈત્યનો મેં ઉદ્ધાર કરાવ્યો. હવે જો આપને એ કબુલ અને પ્રમાણ હોય તો ઠીક, નહિ તો આપ સત્યાવીશ લાખ-દ્રમ્મ-ટકા લઇ લ્યો. '

એ પ્રમાણે સાંભળી હર્ષથી રોમાંચિત થતો રાજા કહેવા લાગ્યો કે—' હે મંત્રિન્ ! આવું તુચ્છ વચન તમે કેમ બોલ્યા ? અસ્થિર દ્રવ્યના વ્યયથી તમે મારૂં યશોજીવન અત્યંત સ્થિર, પુણ્યમય અને ગરિષ્ઠ બનાવ્યું છે, તેથી આ લોક અને પરલોકમાં તારા જેવો મારો અન્ય સ્વજન કોણ છે ? માટે હે મિત્ર ! ખેદ ન કર. આપણે હવે આ પર્વતપર આરોહણ કરીએ. ' એમ કહેતાંજ રાજાએ પર્વતપર આરોહણ કર્યું. ત્યાં મંડપમાં શુદ્ધ ભૂમિકાપર બેસીને તેણે અષ્ટાંગે જિનેશ્વરને વંદન કર્યું. એવામાં બેસવાને માટે આસન લાવેલ સેવકને અટકાવતાં રાજાએ જણાવ્યું કે--' આ તીર્થમાં કોઇએ પણ આસનાદિકપર ન બેસવું, શય્યાપર નિદ્રા ન લેવી, ભોજન કે રસોઇ ન કરવી, સ્રીસંગ ન કરવો, સૂતિકાકર્મ પણ ન કરવું અને દધિમંથન ન કરવું. ' ઇત્યાદિ સિદ્ધરાજની મર્યાદા અદ્યાપિ શાશ્વતી વર્ત્તે છે. પછી સુવર્ણ, રત્ન અને શ્રેષ્ઠ પુષ્પોથી ભગવંતને પૂજીને રાજા અંબાદેવીના મંદિરમાં ગયો. ત્યાં દેવીનું પૂજન કરીને તેને પ્રણામ કર્યા, ત્યાંથી કૌતુકી રાજા

અવલોકન-શિખરપર ગયો, ત્યાં ભક્તિથી શ્રીનેમિનાથને નમીને તે દિશાઓનું અવલોકન કરવા લાગ્યો. એવામાં એક ચારણ બોલ્યો કે—

" मइं नायं सीथेसजं चाडिउ गिरनारसिरि ।
अलइ आचारु देस अलिकुंजो अइ कर्णाऊत्र " ॥ १ ॥

પછી પર્વતપરથી નીચે ઉતરીને રાજા શ્રી હેમચંદ્ર સહિત **પ્રભાસ** પાટણમાં **શિવાલય**માં ગયો. ત્યાં આચાર્ય પરમાત્મસ્વરૂપે શિવની સ્તુતિ કરી અને નમસ્કાર કર્યા કારણ કે અવિરોધ એજ મુક્તિનું પરમ કારણ છે. આચાર્યે આ પ્રમાણે સ્તુતિ કરી હતી.—

" यत्र तत्र समये यथा तथा, योसि सोस्यभिधया यया तया ।
वीतदोषकलुषः स चेद् भवा-नेक एव भगवन्नमोस्तुते " ॥ १ ॥

ગમે તે સમય (શાસ્ત્ર) માં ગમે તે રીતે અને ગમે તે નામથી જો તે તમે દોષની કલુષતા રહિત હો, તો હે ભગવન ! તમે એકજ છો માટે તમને નમસ્કાર છે.

પછી ત્યાં મહાદાન આપી, મહિમાથી અદ્દભુત પૂજા કરીને રાજા ત્યાંથી પાછો ફરીને અંબિકાથી અધિષ્ઠિત **કોટિ** નગરમાં આવ્યો, ત્યાં સંતાન ચિંતાથી વ્યાકુળ થયેલ રાજાને જાણીને શ્રી હેમચંદ્રસૂરિએ આદરપૂર્વક અંબિકાદેવીનું આરાધન કરવા માંડયું. એટલે ત્રણ દિવસના ઉપવાસને અંતે તેમણે તે શાસનદેવીને બોલાવી ત્યારે તે સાક્ષાત આવીને કહેવા લાગી કે—' હે મુનિ ! મારૂં વચન સાંભળો—એ રાજાના ભાગ્યમાં સંતતિ નથી, તેમ આ સમયે તેવો કોઇ પુણ્યશાળી જીવ પણ નથી, એ રાજાના ભ્રાતાનો પુત્ર કુમાર છે તે પુણ્ય, પ્રતાપ અને મહિમાથી બલિષ્ઠ એવો રાજા થશે. તે અન્ય રાજયોને જીતશે અને ભોગવશે તથા પરમ શ્રાવક થશે. ' એ પ્રમાણે દેવીનું વચન સાંભળતાં પુત્રના અભાવે અંતરમાં ખેદ પામનાર અને પ્રજાની પીડાથી શંકા પામતો સિદ્ધરાજ સતત ઉત્સવોથી અલંકૃત એવા અણુહિલ્લપુરમાં આવ્યો.

હવે ક્ષત્રિયોમાં શિરોમણિ અને જાણે સંપદાઓનો પ્રસાદ હોય એવો **દેવપ્રસાદ** નામે **કર્ણરાજનો** બંધુ હતો. સદ્વ્રતને પાળનાર **ત્રિભુવનપાલ** નામે તેનો પુત્ર હતો તેનો **કુમારપાલ** નામે પુત્ર કે જે રાજ્યના લક્ષણોથી અલંકૃત હતો.

અહીં પુત્રની આશાના ભંગથી વિષાદ પામેલ શ્રી સિદ્ધરાજે પરમજ્ઞાની સમાન નૈમિતિકોને બોલાવ્યા. એટલે ગ્રહગતિને માટે **સદ્દભાવ** અને **પ્રશ્નચૂડા**

માણુ ગ્રંથના આધારે કેવલીથી અવિરૂદ્ધ અને પરસ્પર વિચાર ચલાવીને તેમણે રાજાની આગળ નિવેદન કર્યું કે—'હે સ્વામીન ! આપના બંધુઓમાં એ કુમારપાલ કોઇને નમ્યા વિના રાજ્ય ચલાવશે, એ વચન અન્યથા થનાર નથી. પોતાના પ્રતાપથી અનેક રાજાઓને જીતીને દિશાઓને તાબે કરશે, પણ તેની પછી રાજ્ય વિનાશ પામશે.' એ પ્રમાણે સાંભળીને 'જેમ થવાનું હોય, તેમ થાય છે.' એ વાકય જાણતાં છતાં તેને કુમારપાલપર દ્વેષ આવ્યો અને તેનો વધ કરવાનો તેણે વિચાર કર્યો. એ હકીકત કોઇ રીતે પણ કુમારપાલના જાણવામાં આવી, એટલે તે શિવદર્શનમાં શરીરે ભસ્મ લગાવીને જટાધારી તાપસ થયો.

એક વખતે ચરપુરૂષોએ આવીને રાજાને જણાવ્યું કે—'ત્રણ સો જટાધારી તાપસો આવેલા છે, તેમાં તમારો શત્રુ કુમારપાલ પણ છે. તે સર્વ તાપસોને ભોજન માટે નિમંત્રણ કરો અને તેમાં જેના પગે પદ્મ, ધ્વજ અને છત્ર હોય, તેને તમારો શત્રુ સમજી લેજો.'

એ પ્રમાણે સાંભળતાં રાજાએ તેમને બોલાવ્યા અને પોતે ભકિતથી તેમના પગ ધોવા લાગ્યો, એવામાં કુમારપાલનો વારો આવ્યો. એટલે તેના પગે પદ્માદિક જોવામાં આવતાં તે પુરૂષોએ દૃષ્ટિસંજ્ઞાથી રાજાને જણાવ્યું, તેથી રાજા સમજી ગયો અને પોતાના માટેની સંજ્ઞાપરથી કુમારપાલ પણ જાણી ગયો, જેથી કંઇક પ્રસંગનો દંભ કરી, હાથમાં કમંડળ લઇ, રાજભવનથી બહાર નીકળી, દિવસે પોતાને ઓળખવાના ભયથી શરીરે કંપતો અને ત્રાસ પામતો તથા 'રાજા થકી મારૂં રક્ષણ કરો.' એમ સ્ખલિત વચનથી બોલતો કુમારપાલ **શ્રીહેમચંદ્રસૂરિ**ના ઉપાશ્રયમાં આવ્યો, એટલે આચાર્યે સાહસથી તેને તાડપત્રોમાં છુપાવ્યો. એવામાં તેના પગના અનુસારે રાજપુરૂષોએ ત્યાં આવીને તપાસ કરી, પણ તે જોવામાં ન આવવાથી તેઓ પાછા ચાલ્યા ગયા. પછી રાત્રે આચાર્યે તેને બહાર કહાડ્યો અને તે દેશાંતર ચાલ્યો ગયો. એવામાં ફરીને તે પૂર્વની જેમ ત્યાં આવી ચડ્યો. અહો ! સાહસિકતા એજ ભાગ્યનું લક્ષણ છે. એટલે ત્યાંથી પણ તીર્થસ્નાનના દંભથી નીકળી સંકટથી ભય પામતો તે જટાધર **વામદેવ** તાપસ પાસે જવા લાગ્યો અને એટલામાં તે **આલી** નામના કુંભારના ઘર પાસે આવ્યો તેટલામાં પાછળ લાગેલા અસવારો તેના જોવામાં આવ્યા. એટલે તેણે કુંભાર પાસે જઇને કહ્યું કે—'હે શરણાગતવત્સલ પ્રજાપતિ ! આ આવતા સંકટ થકી તું મારૂં રક્ષણ કર.' ત્યારે તેણે તૈયાર કરેલ નીંભાડાના એક ખુણામાં છુપાવી તેટલો ભાગ મૂકીને તરત તેણે અગ્નિ સળગાવ્યો. એવામાં અસવારોએ આવીને તેને પૂછયું કે—'અહં કોઇ જટાધર આવ્યો છે કે નહિ ?'

તે બોલ્યો—'હું કામમાં વ્યગ્ર હોવાથી જોઇ શકયો નથી.' આથી તેઓ ખેદ પામતા અનાદરથી પાછા ચાલ્યા ગયા.

પછી રાત્રે કુંભારે તેને બહાર કહાડયો એટલે તે દેશાંતર ચાલ્યો અને કોઇ બ્રાહ્મણ સાથે તે **સ્તંભતીર્થપુર** માં ગયો, ત્યાં **શ્રીમાલવંશનો** સુચરિત્રશાળી અને મહાધનવાન એવો **ઉદયન** નામે વ્યવહારી રહેતો હતો. તેની પાસે એક બ્રહ્મચારી છોકરો હતો તેણે એકાંતમાં શ્રેષ્ઠીને કુમારપાલનો બધો સત્ય વૃત્તાંત નિવેદન કર્યો. એવામાં કુમારપાલે તેની પાસે કાંઇક ભાતું માગ્યું, ત્યારે વ્યવહારી કહેવા લાગ્યો કે—'જે રાજાને અભીષ્ટ ન હોય, તેની સાથે અમારે કાંઇ પ્રયોજન નથી. માટે રાજપુરૂષો તને ન જુએ, તેટલામાં સત્વર દૂર ભાગીજા. હે બટુક ! એને તું આપણા નગરની સીમા મૂકાવી દે.

એ પ્રમાણે શ્રેષ્ઠીના વચનથી તે નિરાશા અને ભય પામ્યો, વળી એમ સાંભળવાથી કુમારપાલ પણ રાત્રે તે નગરમાં દાખલ થયો. તે વખતે ચાર લાંઘણ થતાં ક્ષુધાથી તેની કુક્ષિ ઉંડી ઉતરી ગઇ હતી. આ અવસરે ચારિત્રના યોગે ઉત્પન્ન થયેલ લબ્ધિઓથી ગૌતમ સમાન એવા શ્રી હેમચંદ્રસૂરિ ત્યાં ચાતુર્માસ રહ્યા હતા. તે આચાર્ય મહારાજ વૃષ્ટિથી મેઘ જેમ ભૂમિને શીતલ કરે, તેમ વ્યાખ્યાનકલાથી ભવ્યજનોના હૃદયને શાંત–શીતલ કરતા હતા, એવામાં કુમારપાલ અચાનક ત્યાં આવી ચડયો. એટલે વિચક્ષણ ગુરૂએ તેને જોયો તથા આકૃતિ અને લક્ષણોથી ઓળખી લીધો. પછી આશ્વાસન આપતાં તેને સારા આસનપર બેસારીને તેમણે જણાવ્યું કે—'હે રાજપુત્ર ! શાંત થા. આજથી સાતમે વર્ષે તું રાજા થઇશ.'

રાજકુમારે કહ્યું—'આપ જેવા યોગી પુરૂષની કૃપાથી એ બધું કેમ સુપ્રાપ્ય ન થાય ?'

પછી આચાર્યે શ્રાવક પાસેથી તેને બત્રીશ દ્રમ્મ ( રૂપીઆ ) અપાવીને પુનઃ જણાવ્યું કે—'હે ભદ્ર ! અમારૂં એક વચન તું બરાબર દઢતા પૂર્વક સાંભળ—આજથી તારી પાસે દારિદ્રય આવનાર નથી, પણ ભોજન, આચ્છાદનાદિ વ્યવહારથી તું અત્યારે માન પામી શકયો નથી.'

ત્યારે કુમારપાલ બોલ્યો—'હે ભગવન ! જો એમ થાય અને મને રાજ્ય મળે, તો પછી જોઇએ શું ? અત્યારે હું વધારે શું કહું ?' એમ કહી મેઘથી આચ્છાદિત પૂર્ણ ચંદ્રની જેમ તે ગૂઢ રાજા દેશાંતર ચાલ્યો ગયો. ત્યાં કોઇવાર કાપાલિક વ્રત આચરતાં, કોઇવાર કૌલવ્રત આચરતાં અને કોઇવાર ક્યાં કૃત્રિમ કે વિચિત્ર પંથે ચાલતાં કૃત્રિમક્રમથી તેણે સાત વર્ષ વ્યતીત કર્યાં, છતાં ગુરૂના વચનથી સંકટમાં પણ તે હૃદયમાં દઢતા ધારણ કરી રહ્યો હતો. **ભૂપાલદેવી** તેની સ્ત્રી સર્વ અવસ્થામાં છાયાની જેમ સદા તેની પાછળ પાછળ અનુસરતી હતી, કોઇવાર તે પતિના પાર્શ્વ ભાગને મૂકતી ન હતી.

હવે ૧૧૯૯ વર્ષ વ્યતીત થતાં સિદ્ધરાજ મરણ પામ્યો. એ વાત કયાંકથી જાણવામાં આવતાં સત્ત્વશાળી કુમારપાળ પોતાના નગરમાં આવ્યો. ત્યાં પાસેના એક શ્રીવૃક્ષ નીચે બેસતાં દુર્ગાદેવીનો મધુર સ્વર તે સુજ્ઞના સાંભળવામાં આવ્યો. એટલે પોતાના ભાગ્યનું પ્રમાણ જાણવાની ઇચ્છાથી તેણે દેવીને બોલાવીને નિવેદન કર્યું કે—'હે જ્ઞાનનિધાન દેવી! જો મને રાજ્ય મળે, એમ તારા જોવામાં આવતું હોય, તો મારા મસ્તકપર બેસીને તું કર્ણને પ્રિય લાગે તેવો સ્વર સંભળાવ.' આથી તેણે તરતજ તે પ્રમાણે કરતાં અતિ સ્ફુટ સ્વરે જણાવ્યું કે—'તું રાજા થઇશ.' આ તેણીનો સ્વર તેના મનરૂપ મહેલમાં દીપક સમાન થઇ પડયો.

પછી અંતરમાં રાજ્યપ્રાપ્તિની શંકા છતાં તેવા નિમિત્ત શોધવામાં તત્પર એવો કુમારપાલ નગરમાં આવ્યો અને શ્રીમાન્ સાંબને મળ્યો. તેની સાથે તે શ્રી હેમચંદ્ર ગુરૂપાસે ગયો, ત્યાં તેમને વંદન કરીને વિશિષ્ઠ બુદ્ધિવાળો તે, આસનયુક્ત ગુરૂના પાટપર બેસી ગયો. ત્યારે શ્રી ગુરૂ કહેવા લાગ્યા કે—'તું અમારા આસનપર બેઠો, તેથી તને અવશ્ય રાજ્યની પ્રાપ્તિ થશે. તેમાં એજ એક મોટું નિમિત્ત છે.' એટલે કુમારપાલ બોલ્યો કે—'હે પ્રભો! રાજ્યની ઇચ્છા કરતાં મને અપવાદની ભીતિ નથી, પણ આપનો અવિનય થાય, તેથી મને ભારે શંકા રહે છે.'

હવે ત્યાં દશહજાર અશ્વોનો સ્વામી કૃષ્ણદેવ નામે સામંત તેનો બનેવી હતો, તેને કુમાર રાત્રે મળ્યો. એવામાં રાજ્યની સર્વ સત્તા ચલાવનાર અને રાજ્યયોગ્ય પુરૂષની પરીક્ષા કરનાર પ્રધાનો સિદ્ધરાજના શિવમંદિરમાં એકઠા થયા. અહીં કુમાર પણ નગરના રાજમાર્ગે આવતાં એકત્ર થયેલા પ્રધાનોને મળ્યો. ત્યાં કૃષ્ણે તેનો હાથ પકડીને તેને રાજમહેલમાં પ્રવેશ કરાવ્યો. તે વખતે ત્યાં બીજા બે રાજકુમારો દાખલ થયા. તેમાં એક સભાસદોને પ્રણામ કરીને બેઠો અને બીજો પણ પોતાનું ઉત્તરીય વસ્ત્ર વિસ્તારીને બેઠો. એટલે કૃષ્ણદેવે કુપારપાલને કહ્યું કે—'અહીં બેસ.' ત્યારે તે પોતાના વસ્ત્રયુગલને સંકેલીને એક શ્રેષ્ઠ આસનપર બેસી ગયો. આ બધો દેખાવ જોતાં ત્યાં બેઠેલા કેટલાક નીતિજ્ઞ પ્રધાનો વિચારવા લાગ્યા કે—'આમાં એક કુમારે તો પ્રણામ કર્યા. જે નિંધ બુદ્ધિ નિસ્તેજ હોય, તે પોતાના સ્વજનો તથા શત્રુઓથી પરાભવ પામે છે. તેમજ સંભ્રાંત દૃષ્ટિથી જોનાર અને પોતાના વસ્ત્રના છેડાને છુટો કરનાર હોય, તેની પાસેથી શત્રુ રાજાઓ સમસ્ત રાજ્ય છીનવી લે; પરંતુ આ કુમારપાલ કે જેને માટે નૈમિત્તિકોએ અનુમતિ આપી છે, અને જે ધૈર્યપૂર્વક દૃષ્ટિ ચલાવતો તથા પોતાના વસ્ત્રને સંકલતો અહીં આવ્યો છે, એ શત્રુઓનો નિગ્રહ કરશે અને દિશાઓને તાબે કરશે તેમજ એ મહાભાગ્યશાળી લક્ષ્મીવડે ચક્રવર્ત્તી સમાન થશે, માટે દુર્બુદ્ધિનો ધ્વંસ કરનાર એવા આ કુમારપાલનો અહીં રાજ્યાભિષેક કરો. એ

સમુદ્ર પર્યંત પૃથ્વીનું અવશ્ય પાલન કરશે.' એમ ધારીને બાર પ્રકારના વાજિંત્રોથી આકાશને ધ્વનિમય કરતાં પ્રધાનોએ ત્રણે ભુવનના મંગલરૂપ તેનો રાજ્યાભિષેક કર્યો. પછી મહોત્સવપૂર્વક કુમારપાલ રાજાએ રાજમહેલમાં પ્રવેશ કર્યો અને તે રાજ્યાસનપર બિરાજમાન થતાં ગોત્રની વૃદ્ધ સ્ત્રીઓએ તેને અક્ષતથી વધાવ્યો. એટલે મહા તેજસ્વી, પ્રતાપવડે પ્રચંડ અને શાંત સ્વભાવથી વર્તનાર એવો કુમારપાલ રાજા પૃથ્વીનું રાજ્ય ચલાવવા લાગ્યો.

એવામાં **સપાદલક્ષ** દેશનો રાજા અર્ણોરાજ કે જે ભારે મદોન્મત્ત હતો, તેની સાથે વિગ્રહ કરવાને કુમારપાલ રાજાએ પોતાની સેના સજ્જ કરી, અને ગ્રહ, નક્ષત્ર, તારા તથા ઔષધિથી પરવરેલ ચંદ્રમાની જેમ હસ્તી, અશ્વ, પદાતિ અને રથોના સમૂહથી પરવરેલ તથા સામંતમંડળ તેમજ અન્ય ક્ષત્રિયોથી સેવાતો તે રાજા પોતાનું સૈન્ય લઇને આગળ ચાલ્યો. કેટલાક દિવસે મેરૂની માફક દુર્ગ્રાહ્ય અને લંકાદુર્ગની જેમ અગમ્ય એવા શત્રુરાજાના કિલ્લા પાસે તે પહોંચ્યો. ત્યાં પ્રતિપક્ષી રાજાએ દુર્ગની ચોતરફ બે યોજનમાં બોરડી, બાવળ, ખદિર ( ખેર ) તથા કરીર ( કેરડા ) ના વૃક્ષો વાવેલ હોવાથી તે કિલ્લો લોકોને ભારે દુર્ગમ્ય થઇ પડયો હતો, એટલે કુમારપાલ રાજાએ ઘણા માણસો લગાડીને તે વૃક્ષો કપાવવા માંડયા, પણ તેનો પાર ન આવ્યો. આથી તે કંટાળીને પાછો ફર્યો અને વર્ષાકાલ પહેલાં અણહિલ્લપુરમાં આવીને ચાર માસ સુધી ખિન્નતા પામેલ પોતાની સેનાનું પોષણ કર્યું. પછી ચોમાસું ખલાસ થતાં તે પોતાનું સૈન્ય લઇને શત્રુપ્રત્યે ગયો અને ગ્રીષ્મઋતુમાં ફરી પાછો વળ્યો. એમ રાજાને અગીયાર વરસ ચાલ્યા ગયા. એટલે તે ચિંતવવા લાગ્યો કે—'પશ્ચિમ સમુદ્ર સુધી મારૂં રાજ્ય છતાં એ અર્ણોરાજ મારા કરતાં અધિક કેમ ગણાય અને મારે તાબે કેમ થાય ?' એમ ક્ષણભર તે વિચારમાં લીન થઇ ગયો.

હવે દેવમંત્રી સમાન તથા નીતિ અને ક્ષત્રિય સંબંધી વિચારમાં ચાલાક એવો **વાગ્ભટ** નામે તે રાજાનો મંત્રી કે જે **ઉદયન**નો પુત્ર હતો. એટલે આ સંકટ આવી પડતાં રાજાએ તેને પૂછયું કે—'કોઇ દેવ, યક્ષ કે દેવી સપ્રભાવી છે ? કે જેના પ્રભાવથી આપણે વિજય પામીએ, અને આપણું મન તેનામાં લીન કરીએ.' એટલે વચન બોલવામાં કુશળ એવો વાગ્ભટ કહેવા લાગ્યો કે—'હે સ્વામિન્ ! તમે મારૂં વચન બરાબર સાવધાન થઇને સાંભળો—જ્યારે આપના આદેશથી આપનો બલિષ્ઠ બંધુ કીર્ત્તિપાલ સૌરાષ્ટ્રના સ્વામી **નવઘણ**નો નિગ્રહ કરવા ગયો અને અનેક વિગ્રહો કરતાં તે કંટાળી ગયો, તે વખતે **સ્તંભ**તીર્થ પુરવાસી **ઉદયન** નામે મારો પિતા સંગ્રામમાં સૈન્યબળ આપનાર હતો. એકદા ત્યાંથી પાછા ફરતાં જેના દર્શન દુર્લભ છે અને અત્યંત રમણીય એવો

ઉન્નત પુંડરીકગિરિ તેના જોવામાં આવ્યો, એટલે તેણે પોતાના અધિકારીને તેનું અદ્ભુત માહાત્મ્ય કહી સંભળાવ્યું. જેથી ભારે ભક્તિપૂર્વક શ્રીયુગાદીશને નમસ્કાર કરતાં અને ધ્યાનથી તે પોતાના આત્માને કૃતાર્થ માનવા લાગ્યા. ત્યાં તેણે જીર્ણ પ્રાસાદ જોયો. એટલે કીર્ત્તિપાલે ભંડારીને કહ્યું કે—' આ પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરવાની અમારી ઇચ્છા છે, પણ આ સંગ્રામ જીતીને પાછા વળતાં એ બધું થઇ શકશે. ' પછી પર્વતથી નીચે ઉતરતાં તેણે શત્રુરાજા તરફ પ્રયાણ કર્યું, તે પણ ભારે મદોન્મત્ત હતો. ત્યાં ભાલા સામે ભાલા અને ગદા સામે ગદા એમ શૌર્યના આવેશથી પ્રહારની દરકાર વિના બંને સૈન્ય વચ્ચે યુદ્ધ ચાલ્યું. તે વખતે ઉદયન પોતાના સ્વામીની આગળ ઉભો રહીને પ્રહાર કરતો હતો. એવામાં પોતાને પ્રહાર ન લાગતાં પણ તે પૃથ્વીપર પડી ગયો. ત્યાં યુદ્ધમાં જય થયો અને શત્રુ હણાયો. એટલે રણભૂમિમાં તપાસ કરતાં ઉદયનને લગભગ મરણાવસ્થાએ પહોંચેલ જોઇને કીર્ત્તિપાલે તેને જણાવ્યું કે—' અનિત્ય ભૌતિક દેહને સ્થિર યશથી તેં ચિરસ્થાયી બનાવ્યો છે હે ભદ્ર ! વણિક્વ્યવહાર તો તનેજ બરાબર રીતે કરતાં આવડયો, હવે જો તારા મનમાં કાંઇ શલ્ય ખટકતું હોય, તો મને કહે, એટલે તે પ્રમાણે કામ કરતાં હું તારો કંઇક અનૃણી ( ઋણરહિત ) થાઉં. '

ત્યારે ઉદયન કહેવા લાગ્યો કે—' હે નાથ ! અમે સદા પોતાના સ્વામીના તાબેદાર થઇને રહ્યા છીએ, તેથી તેના જ કાર્યમાં એકચિત્ત હોવાથી અમે તે ઉપરાંત બીજું કંઇ કાર્ય સમજતા નથી. પણ સિદ્ધરાજથી ભય પામતા તમારા બંધુ કુમારપાલ રાજાએ મારી પાસે એક બ્રહ્મચારીને મોકલ્યો હતો, પરંતુ મેં તેનો તિરસ્કાર કર્યો; તે વખતે શ્રીમાન્ કુમારપાલને પણ મારાપર બહુ ગુસ્સો આવ્યો અને મારામાં પણ ભારે પ્રચંડતા આવી ગઈ, તો અત્યારે તમારા ચરણની આગળ તે દોષ મૂકતાં હું મારા બંને લોકને સફળ સમજું છું, તેમજ મારૂં કુળ, શીલ અને શ્રુતને પવિત્ર માનું છું. હવે આ મારા મૃત્યુનો પ્રતીકાર થઇ શકે તેમ નથી, માટે હું તમને વિનંતિ કરૂં છું, તે સાંભળો. મારા પુત્ર વાગ્ભટને મારે કંઇક કહેવાનું છે, તે તમે સંભળાવજો કે શત્રુંજય મહા તીર્થના પ્રાસાદનો જીર્ણોદ્ધાર કરવાની મેં પ્રતિજ્ઞા લીધી છે, માટે એ મારા શુભ હેતુને પાર પાડજે. ' એટલે કીર્ત્તિપાલે એ બધું સ્વીકાર્યું, એવામાં શ્રીઉદયન તરતજ ત્યાં પ્રાણરહિત થઈ ગયો. પછી પિતાનું તે કાર્ય કરતાં હું અત્યારે ઋણરહિત થયો. વળી પોતાની એક દેવકુલિકા મેં નગરમાં કરાવી છે. તેમજ આજ નગરમાં મહા ધનવાન શ્રીછડ્ડક નામે વ્યવહારી વસે છે કે જે શ્રેષ્ઠી પાસે નેવું લાખ દ્રવ્ય છે. મારી મિત્રતાને લીધે તેણે એ ધર્મસ્થાનનો એક ખત્ત

કરાવ્યો અને ત્યાં તેણે શ્રીઅજિતનાથ સ્વામીની મૂર્ત્તિ સ્થાપન કરી છે. જ્ઞાનના નિધાન શ્રીહેમચંદ્ર સૂરિએ તેની પ્રતિષ્ઠા કરી છે. તેમના હસ્તના મંત્રોના માહાત્મ્યથી બધું સિદ્ધ થાય તેમ છે. માટે હે સ્વામિન્! ત્યાં માનતા કરવા ઇચ્છતા હો, તો એ શત્રુ રાજાનો અવશ્ય પરાજય થાય. એ પ્રભુનું નામજ એવા પ્રકારનો વિજય સૂચવે છે. આ મારી વિજ્ઞાપના સાંભળીને તમે એ પ્રમાણે વિચાર પૂર્વક કરો. કારણ કે આપના કરતાં મારી મતિ આગળ જાય તેમ નથી.'

એ પ્રમાણેની વિનંતીથી અમાત્યના વચનક્રમનો વિચાર કરતાં રાજા કહેવા લાગ્યો કે–'હે મંત્રિન! તમારા વચનથી બધું કાર્ય મને યાદ આવ્યું છે. હે મિત્ર! સાંભળ–જ્યારે પૂર્વે અમે સામાન્ય સ્થિતિમાં હતા, તે વખતે ત્રણ દિવસના ઉપવાસી થતાં અમે શ્રી સ્તંભતીર્થે ગયા અને વોસિરિ બટુક (બ્રહ્મચારી) ને ઉદયન પાસે મોકલ્યો હતો, પણ તે ગયો તેવોજ પ્રયોજન સાધ્યા વિના પાછો આવ્યો. આ તેનો અપરાધ મને ન લાગ્યો, પરંતુ અહો! આ સ્વામીની કેવી ભક્તિ સાચવે છે, એમ મારા મનમાં અસર થઈ. કારણ કે પોતાના દુર્ભાગ્યને જોયા છતાં બીજા પર રોષ લાવનાર સુજ્ઞ ન ગણાય. વળી તે વખતે સંધ્યા સમયે લક્ષ્મી–કાંતિવડે કલ્પવૃક્ષ સમાન એવા શ્વેતાંબરાચાર્ય શ્રીહેમસૂરિ મારા જોવામાં આવ્યા, ત્યારે કૃપાથી તેમણે મને ભાતું અપાવ્યું અને જણાવ્યું કે—'તને રાજ્યની પ્રાપ્તિ થશે.' આ તેમનું વચન દિવ્ય વાક્યની જેમ સત્ય થયું, અને તે અદ્યાપિ ઘંટારવની જેમ મારા હૃદયમાં ગાજ્યા કરે છે. વળી એ બિંબની પ્રતિષ્ઠાના મિષથી એ ગુરૂને યાદ કરાવતાં તેં મારા પર અત્યંત ઉપકાર કર્યો છે. કારણ કે કરેલ ગુણને ન જાણનાર અધમ નર સમજવો. તથા શ્રીસિદ્ધરાજ પણ ખેંગાર ભૂપતિને હણીને તેના ઘણા ભાયાતોને લીધે દેશ વસાવવાને સમર્થ ન થયો. અત્યારે તારા પિતાની બુદ્ધિથી તે બધા શત્રુઓનો એવી રીતે વિનાશ કરવામાં આવ્યો કે તેમનું નામ પણ જણાતું નથી. હવે તે દેશને ભોગવટામાં નાખ્યો અને ત્યાં અધિકારીઓ નીમવામાં આવ્યા છે. તારો પિતા આવો બુદ્ધિમાન હતો એ બધું સ્વામિ ભક્તિનું ફળ સમજવું. વળી આ કીર્ત્તિપાલ કુમાર તો વિગ્રહાદિકમાં પદાતિ સમાન સંગ્રામમાં અજ્ઞાત હતો, છતાં તારા પિતાએ જ એને વધારે ચાલાક બનાવ્યો. તેણે તને તીર્થોદ્ધારનું જે કામ ફરમાવ્યું છે, તે કાર્ય પણ અમારૂંજ છે, માટે અત્યારેજ તને હું આદેશ કરૂં છું કે—રાજ્યના ભંડારમાંથી જોઇએ તેટલું ધન લઇને એ તીર્થનો સંપૂર્ણ ઉદ્ધાર કરો તથા મારા પ્રધાનના અને અમારા મનોવાંછિત પૂર્ણ કરો. વળી અત્યારે એ દેવનું બિંબ તું મને સત્વર બતાવ કે જે પુણ્યથીજ પ્રાપ્ત થઇ શકે. તેની પૂજા કરતાં હું મારા જીવનને કૃતાર્થ બનાવું.'

પછી વાગ્ભટ મંત્રીએ માર્ગ બતાવતાં કુમારપાલ રાજા ચાલીને તે જિનમં-

દિરમાં ગયો ત્યાં પ્રથમ રાજાએ મૂલનાયક શ્રીપાર્શ્વનાથને વંદન કર્યું અને પછી મંત્રીએ વર્ણવેલ શ્રીઅજિતનાથના દર્શન કર્યા. વળી વાસનાના વશે તેણે કુંકુમ, અગુરૂ, કપૂર, કરી તથા ચંદનદ્રવ, તેમજ સુગંધિ પુષ્પોથી પ્રભુની પૂજા કરી. પછી ભગવંતને વિનંતિ કરતાં તેણે જણાવ્યું કે—' હે નાથ! આ અવસરે તમારા પ્રભાવ અને પ્રસાદથી જ હું શત્રુ રાજાને જીતીશ. એટલે પછી તમેજ મારા દેવ, માતા, પિતા અને ગુરૂ છો. આ સંબંધમાં હે મંત્રિન્! તમે સાક્ષીરૂપ છો. એ વચન મારે અવશ્ય પાળવાનું છે. ' એ પ્રમાણે કહી, પ્રભુને નમી રોમાંચિત થયેલ રાજાએ તરત વિજયયાત્રા માટે સેના તૈયાર કરાવી. અને અનેક પ્રયાણો કરતાં તે ચંદ્રાવતી પાસે પહોંચ્યો. ત્યાં રાજાએ પ્રમોદથી આવાસ દેવરાવ્યા.

હવે તે શત્રુ રાજાના રાજ્યમાં **વિક્રમસિંહ** નામે એક મુખ્ય અધિકારી હતો તે રાજાના સૈન્યની સેવાથી કંટાળી ગયો હતો. છતાં તે જવાને ઇચ્છતો ન હતો. તેણે સારા પોતાના અમાત્યો સાથે વિચાર ચલાવ્યો કે–' આપણે આ નિર્બળ રાજાની સેવાથી હવે ભારે કંટાળી ગયા છીએ. દેશાંતરમાં ભ્રમણ કરનાર પુરૂષમાં પ્રતાપ કે બળ ક્યાંથી ? તેમ ચિત્રપટમાં આળેખેલ સમાન આ રાજામાં ચમત્કાર તો અતિ દુષ્કરજ છે, માટે શરીરે ભસ્મ લગાવી, હાથમાં કમંડળ ધારણ કરી, મસ્તકે જટા રાખીને એવા વેષમાં શિવનું પૂજન કે નમન કરીએ, પણ આ તો આપણને રાજ્યની વિડંબનાજ છે. તો અહીંજ કોઇ રીતે જો એ રાજા સધાય તો બધું ઠીક ઠીક થઇ જાય. કારણ કે એ તો સસલા સમાન નિર્બળ છે, તે પછી ક્ષત્રિય તેજથી અદ્ભુત એવા કોઇ ચૌલુક્યવંશી રાજાને રાજ્ય પર બેસારી, તેની આજ્ઞા પાળવીજ આપણને ઉચિત છે.

ત્યારે પ્રધાનો કહેવા લાગ્યા કે—' હે સ્વામિન્! આપના કુળમાં સ્વામિદ્રોહ કરવો ઉચિત નથી. એ સિદ્ધરાજના પટ્ટે આવીને રહેલ છે, માટે આપણને સર્વથા આરાધવા લાયક છે. કારણકે યુદ્ધમાં જય થાય, તે તો અનિશ્ચિત છે, વળી સૈન્ય રાખીને દુર્ગ તથા ધનની સંભાળ થાય તો કરવી. '

એવામાં વિક્રમસિંહ બોલ્યો—' આ રાજાને શી રીતે સમજાવવો ? તમારે બીજા કોઇની સલાહ લેવાની જરૂર નથી. અત્યારે કંઇ ઉપાય બતાવો. કારણકે સ્વામીના કોઇપણ કામમાં આપણે જ મુખ્ય બોલનાર છીએ. '

એટલે તેઓ બોલ્યા કે—' હે નાથ! તમારી મતિને જે ઉચિત લાગે, તે કરો અને અમને પ્રમાણ છે. '

ત્યારે વિક્રમે જણાવ્યું કે—' અત્યારે એક અગ્નિયંત્ર કરો કે જેથી મારા મહેલમાં એ વિના કલેશે વિનાશ પામશે. ' એમ કહી પોતાના આવાસમાં તેમના

હાથે પ્રગલ્ભતાથી અગ્નિ સળગાવવાનો તેણે વિચાર કર્યો કે, જે કુમારના વિનાશને સૂચવનાર હતો. એ પ્રમાણે સાંભળતાં પ્રધાનો વિચારવા લાગ્યા કે—'આપણે અહીં શું કરીએ ? ભવિતવ્યતા ઓળંગાય તેમ નથી. એને રાજ્યનો ભ્રંશ થવાનો છે અને કુમારપાલનો વિજય થવાનો છે. પૂર્વના પુણ્યોથી જે શ્રીસિદ્ધરાજની ગાદીપર બેઠો, એટલે એના સેવકો સમાન પણ આ યોગ્યતા ધરાવતો નથી.' એમ ચિંતવી લલાટપર અંજલિ જોડીને તે કહેવા લાગ્યો કે—'સ્વામીનો આદેશ અમને પ્રમાણ છે, તેમાં અમારે વિચાર કરવાનો નથી.'

પછી સુતારોને બોલાવીને તેણે મહેલ બંધાવવાની શરૂઆત કરી, કે જેમાં ઉંચે વસ્ત્રના છેડા સમાન ચંચલ વસ્ત્રના સ્તંભ કરાવવામાં આવ્યા અને તેનાપર તંબૂ નાખીને તેને એક વિશાલ વસ્ત્રથી આચ્છાદિત કર્યો. તેને વિસ્તૃત ચંદ્રવાથી મંડિત કર્યો અને મોતી તેમજ પુષ્પોના ગુચ્છથી તેને શણગારવામાં આવ્યો. તે જો કે બહારથી તો બહુ રમણીય દેખાતો, પરંતુ તેની એવી રચના કરવામાં આવી હતી કે તેની એક ખીલી ખેંચી લેતાં તે ખેરના અંગારાથી ભરેલ ખાડામાં પડે અને તરત ભસ્મીભૂત થઇ જાય. એ પ્રમાણે મહેલ તૈયાર થતાં પ્રધાનોએ આંખમાં આંસુ લાવીને નિવેદન કરતાં તેમનો નાયક બોલ્યો કે—'મતિ એ કાર્યને સાધે છે.' પછી તેણે વિચાર કર્યો કે—'જ્યારે એ એક તપસ્વીની જેમ આવી વિલાસ શય્યામાં દૃષ્ટિ લગાવીને બેસશે, કે તરત અધઃપતન થવાથી તે મરણ પામશે.' એમ ચિંતવીને તે પ્રભાતે સૈન્યમાંથી આવ્યો અને જમીનસુધી મસ્તક નમાવીને તેણે રાજાના ચરણે નમસ્કાર કર્યા. પછી દંભથી, વિષે ભરેલ અને મુખે અમૃતને ધારણ કરતા ઘટની જેમ સુજ્ઞ એવા તે મંડલેશ્વરે રાજાને વિનંતિ કરી કે—'હે સ્વામિન્ ! મહેરબાની કરીને મારા મહેલને અલંકૃત કરો. અને આજ ત્યાંજ ભોજનાદિક કરીને આરામ લેજો. આપ આવશો, તે પછીજ અમે અને અમારો પરિવાર ભોજન લેશે.'

ત્યારે રાજાએ કહ્યું કે—'તારા જેવો હિતકારી અને સ્વામિભક્ત બીજો કોણ છે. **પરમાર** કુળમાં ઉત્પન્ન થયેલ તારા વિના બીજો કોઇ નિર્ભય નથી, આવા શુભ કાર્યમાં કોણ પ્રતિષેધ કરે ? તારો આવાસ અમારે જોવાલાયક જ છે.'

એટલે તેણે જણાવ્યું કે—'સ્વામીનો આદેશ મને પ્રમાણ છે.' એમ કહીને તે ભક્તે પ્રથમના પરિવારને ભોજન કરાવ્યું અને પછી સ્વામીના શરીરની રક્ષા કરવામાં સદા તત્પર એવા અંગરક્ષકોને બોલાવ્યા. તેમની આગળ બધી કપટ-રચના તેણે પ્રગટ કરી, તે વખતે એક મહાબુદ્ધિશાળી વૃદ્ધ પુરૂષ ઉભો હતો, એટલે અંગારનો અત્યંત ઉગ્ર ગંધ તેના જાણવામાં આવ્યો, જેથી તે પોતાના મનમાં વિચારવા લાગ્યો કે—'અહીં કંઇક આશ્ચર્ય જણાય છે. સ્વામીના દ્રોહને

માટે ત્યાં અગ્નિનો પ્રબંધ કર્યો લાગે છે.' એવામાં દષ્ટિવિકારના લક્ષણથી તેને બધું જાણી ગયેલ સમજીને ભારે વક્ર આશય ધરાવનાર વિક્રમે તેનો અત્યંત સત્કાર કર્યો. પછી તેની સાથે જ વિક્રમસિંહ રાજમંદિરે ગયો અને રાજાને તેણે વિનંતિ કરી કે—'હે નાથ! મારા મહેલમાં પધારવાની કૃપા કરો.' એટલે તે વૃદ્ધ પુરૂષે ભૂસંજ્ઞાથી જવાનો નિષેધ કર્યો. ત્યારે રાજાએ જણાવ્યું કે—'તેં મારા બધા પરિવારને ભોજન કરાવ્યું. પણ અમે રાત્રે ચિંતા અને ઉજાગરાથી ખેદ પામ્યા છીએ, તેથી અત્યારે ભોજન કરવાની અમારી ઇચ્છા નથી. અને વળી દૈવજ્ઞોએ અત્યારે જ પ્રયાણને માટે મુહૂર્ત બતાવેલ છે, માટે પ્રયાણની નોબત વગાડો કે જેથી બધા તૈયાર થાય, અને તું પણ પોતાની સેનાને સજ્જ કરીને સત્વર આવ, કારણકે કુશળ તેજ કહેવાય કે જે કાર્યને માટે ઉત્સાહ અને ત્વરા કરે.'

આથી શંકા લાવતાં તે 'જેવી આપની આજ્ઞા' એમ કહીને પોતાના સ્થાને ગયો, પણ 'પોતાની કપટરચના જાણવામાં આવી ગઇ છે' એમ તેણે માની લીધું. પછી તરતજ શુભ મુહૂર્તે શત્રુદુર્ગની પાસે તેણે પોતાનું સૈન્ય સ્થાપન કર્યું. ત્યાં યથાસ્થાને તેણે સૈન્યને સ્થાપન કરી રાતદિવસ જાગરણ કરતાં વ્યગ્ર થઇને રહેવા લાગ્યો.

હવે અહીં અર્ણોરાજ પણ કુમારપાલના વ્રતને ન જાણતાં અભિમાનયુક્ત વચનથી તેને તુચ્છ માનવા લાગ્યો. વળી તેણે એમ સમજી લીધું કે—'અગીયાર વરસ જેમ એ હારીને ચાલ્યો ગયો, તેમ અત્યારે બારમે વરસે પણ તે મારૂં શું વિપરીત કરવાનો હતો?' તેમજ સત્વહીન છતાં ઉદ્ધત અને ભયને લીધે માત્ર દેખાવ આપતા તથા 'ચિરંજીવ'ના પોકાર કરતા એવા પોતાના સેવકોએ રાજાનું બહુમાન બતાવ્યું. તથા તેણે વિચાર કર્યો કે—'એક હાકલના સ્વરથી હસ્તીની ભ્રાંતિ પમાડનાર એવો સિદ્ધરાજનો પુત્ર **ચારૂભટ** મારી પાસે જ રહે છે.' એ પ્રમાણે અનેક વિકલ્પોથી તેણે તે વખતે કિલ્લાપર યંત્રો સજ્જ કરાવ્યા અને સ્વર્ગમાં રહે તેમ નિર્ભય છતાં ઉદાસીન થઇને તે રહેવા લાગ્યો. વળી પોતાના ભાગ્યથી કદર્થના પામેલ તે ભાલા વિગેરે હથીયારોથી કિલ્લાની અટારીઓ ભરેલ હોવા છતાં સુભટો મેળવી ન શક્યો.

એ બધો વૃત્તાંત પોતાના સેવકો પાસેથી જાણવામાં આવતાં શ્રીમાન કુમારપાલ રાજાએ દાન, માનાદિકથી પોતાની સેનાનો ભારે સત્કાર કર્યો. હાથીઓના પ્રમાણ પૂરતી તેણે શૃંખલા અને ઝુલ તૈયાર કરાવી, અશ્વોની લગામ તથા પલાણ, રથોના ઘુઘરીઓયુક્ત ચક્રો તેમજ યોધાઓને તેણે વીરવલયો પહેરાવ્યા. ચતુરંગ સૈન્યને તેણે બહુ જ પ્રસન્નતાપૂર્વક સુવર્ણ, રત્ન, માણિક્ય વિગેરેના આભૂષણો આપ્યાં. ચંદન, કપૂર અને કેસરના વિલેપનથી તેણે પોતાના હાથે ચાલાક સુભટોના

મુખે વિલેપન કર્યું. તેમજ રાજાએ પોતે ચંપક અને કમળ પુષ્પોની માળાઓ તેમના મસ્તકે બાંધી. વળી હેમંતઋતુના કમળો સમાન સુવર્ણકમળોવતી તેણે પ્રમોદપૂર્વક યોદ્ધાઓના સ્કંધ પૂજ્યા. પછી અંધકારમય અર્ધરાત્રે સુધા સમાન વચન તરંગોથી તે સુભટોને ઉત્સાહ પમાડતાં ભારે તેજ, પ્રતાપ અને પ્રમોદના સ્થાનરૂપ એવો તે રાજા વાજિંત્રના અવાજ વિના એકાંતમાં રહેલ યોગીની જેમ વિના શબ્દે ચાલ્યો. પછી પર્વતની ઉપરની ભૂમિએ જઈને તેણે વાજિંત્રોનો નાદ વિસ્તાર્યો. તે વખતે વાગ્ભટ અમાત્યને તેણે આદેશ કર્યો કે—'પ્રભાત પહેલાં પાંસસેં પાડાઓનું આર્દ્ર ચામડું લાવો.' એમ રાજાના હુકમ પ્રમાણે તે લાવ્યો, એટલે બખ્તરને ધારણ કરતા કેટલાક પ્રચંડ સુભટો તેની અંદર પડ્યા. તેમજ દાંતે ખડગ ઉપાડીને સત્વર આરોહણ કરવા લાગ્યા. એમ ઉપર વિસ્તારથી ચડી જતાં તેમણે અંદરખાને પોતાના પરાક્રમથી તે કિલ્લાના કાંગરા ભાંગવા માંડ્યા. ત્યારે કુમારપાલ રાજાએ દબાવેલ શત્રુરાજા અર્ણોરાજ પ્રભાતે મુખ્યદ્વાર ઉઘાડીને બહાર નીકળી ગયો. આ વખતે તે સંગ્રામમાં તેણે પોતાના જીવિતની પણ આશા મૂકી દીધી હતી. એવામાં બંને પક્ષના રણવાદ્યો વાગતાં પ્રતિધ્વનિથી આકાશ એક શબ્દમય બની ગયું. તે વખતે કાયર પુરૂષોના પ્રાણો દેહમાં રહેવાને અસમર્થ થવાથી પાતાલના શરણને ઈચ્છતા તે તરત દેહ છોડીને ચાલતા થયા. પછી બાણ સામે બાણ, ખડગ સામે ખડગ તથા બાહુયુદ્ધ ચાલ્યું કે જેમાં સુભટોના મુખ દેખાતા ન હતા. સૂર્યના સંક્રાંતિકાળે પત્થરમય પર્વતોની જેમ લોકો અનેક રીતે શરીરે ઘાયલ ને ખંડિત થતા દેખાવા લાગ્યા. પાકેલ કોળાની જેમ ત્યાં અશ્વો ખંડિત થવા લાગ્યા, તેમજ ચોખાના પાપડની જેમ રથો અત્યંત ચૂર્ણ થવા લાગ્યા. વળી પાકેલા કલિંગડાની જેમ ત્યાં પડેલા સુભટોના જઠર માંસ અને આંતરડાથી ઓતપ્રોત દેખાતા હતા. પ્રાણેશના સમાગમ માટે વિમાનમાં રહેલ અપ્સરાઓના દૂતોની જેમ માંસના અભિલાષી ગીધ પક્ષીઓ આકાશમાં સંચરવા લાગ્યા. એ પ્રમાણે વંશ, ખ્યાતિ અને નામના ઉચ્ચારપૂર્વક સંગ્રામ ચાલતાં અને હસ્તીઓના મદજળથી ધૂળ બધી શાંત થતાં; તેમજ ત્યાં પટ્ટહસ્તી બંને એક બીજાની સામે આવી દંતલગ્ન થતાં રાજાએ ચારૂભટને શત્રુનો મહાવત બનેલો જોયો. ત્યાં **શ્યામલ** મહાવતે હસ્તીને હાક મારવાના ભયને દૂર કરતાં સ્વચ્છ વસ્ત્ર લઈને તેના બે વાર કાન ઢાંકયા. એવામાં ચારૂભટે ગર્વથી હાથીના દાંતપર પગ મૂકયો અને મનમાં વિચાર કર્યો કે—આ પ્રતિમાતંગ (સામે આવેલ હસ્તી) શું માત્ર છે ?' તે વખતે કુમારપાલ રાજાએ બંને પક્ષપર દૃષ્ટિપાત કર્યો. એટલે બધું સૈન્ય અસ્તવ્યસ્ત થવા લાગ્યું. ત્યારે રાજાએ શંકિત થઈને કહ્યું કે—'તું શ્યામલ પણ અહીં છે શું ? હે મિત્ર ! હાથીને ભેદીને હવે પાછો ફરે છે.' ત્યારે તે બોલ્યો—'હે નાથ ! શ્યામલ મહાવત, સ્વામી અને મહામતંગજ એ ત્રણેને

ભેદવું સ્વપ્ને પણ શક્ય નથી. ' પછી પ્રતિગજથી પડતાં પાછે પગે તે નીચે ઉતરી ગયો. એવામાં રાજાએ જણાવ્યું કે—' હે ચારૂભટ તારે શત્રુરાજાનું સર્વસ્વ લઇ લેવું. ' એમ તે બોલતો હતો, તેવામાં હાથીના બે દાંત જર્જરિત થતાં પોતાના સ્વામીના તેજની સાથે તરતજ બંનેની વચ્ચે પડ્યા, અને તે પણ પડી ગયો. એટલે અર્ણોરાજને સુભટોએ પકડીને બાંધી લીધો અને રાજાએ તેના લલાટમાં ભાલો માર્યો. જેથી ચારૂભટ વિના ક્યાંક નાશી જવાને તૈયાર થયેલ તેણે પોતાનો હાથી પાછો વાળ્યો અને તેની સેના પણ પાછી વળી. આથી કુમારપાલરાજાએ પોતાની જીત થયેલ પ્રકાશીને પટ ફેરવ્યો અને તે પોતાને એક પરાક્રમી રાજા માનવા લાગ્યો. તે વખતે તરતજ સામંતો બધા તેની પાસે આવ્યા. એટલે રાજાએ તેમને જણાવ્યું કે—' એ રાજાને તમેજ જીત્યા છો. ' એમ કહી તેમને પ્રસન્ન કર્યા. પછી તેણે પોતાના યોધાઓ મારફતે તેનો દેશ, ભંડાર અને સેના લુંટાવી તેમાં જેઓ ક્રૂર, સત્ત્વહીન અને યુદ્ધમાં પુંઠ આપનાર હતા, તેવા બધા સૈનિકો, તેના અગણિત દ્રવ્યના સંગ્રહથી સાત પેઢી સુધી તૃપ્ત થઇ ગયા. પછી પોતાને જયશીલ માનનાર રાજા કલ્પવૃક્ષની જેમ યાચકોને મનમાનતું દાન આપતો તે પોતાના નગરભણી પાછો વળ્યો અને અઢારસેં પાદરમાં મુખ્ય એવા પત્તન ( પાટણ ) માં તે આવી પહોંચ્યો એટલે સિદ્ધરાજ કરતાં પણ તેનું ચરિત્ર ભારે ઉગ્ર ભાસવા લાગ્યું.

હવે વિજયમાં રાજાએ અંતઃપુરના રક્ષક તથા સુભટોને આદેશ કર્યો અને પછી નિમંત્રણથી ત્યાં આવતાં તેના જાણવામાં આવ્યું જ્યારે પોતાના સેવકોને મોકલીને અશ્વશાળાયુક્ત તેના મંદિર આવાસને તરતજ બાળી નખાવ્યો, જે હતું ન હતું જેવું થઈ ગયું. પછી તે ખાડો પૂરાવીને સ્વસ્થાનથી તે આગળ ચાલ્યો તેના હુંકાર માત્રથી પણ શત્રુઓ ભય પામતા, તો વચનની શી વાત કરવી ? ત્યાંથી નદીઓ ઉતરતાં અને પાષાણુ ખોદી લેવાથી વિકટ થયેલ ભૂમિમાં ચાલતાં તે ભારે ઉગ્ર બની ગયો ત્યાં પરમારવંશના રાજપુત્રોએ આવી પ્રણામ કરતાં વિનંતિ કરી કે—' તમે ઉત્તમ જનોની સ્તુતિને લાયક છો હવે આપ રાજધાનીમાં પધારો. ' એટલે માચડા અને ઉંચા તોરણોથી શણગારેલ એવા અણહિલ્લપુર આગળ વિજય પ્રાપ્ત કરીને તે આવ્યો, તે વખતે પ્રવેશ મહોત્સવમાં સુરેંદ્રની જેમ ગજરાજપર આરૂઢ થઇને આવતાં દૃષ્ટિને રસાયનરૂપ એવું વાગ્ભટનું ચૈત્ય તેના જોવામાં આવ્યું. એટલે ત્યાં પ્રવેશ કરી આસન્ન ઉપકારી એવા શ્રી અજિતસ્વામીની રાજાએ સુગંધિ દ્રવ્યોથી પૂજા કરી. પછી શ્રી પાર્શ્વનાથનું સ્મરણ, પૂજન કરીને તેણે જણાવ્યું કે—' હે નાથ ! પૂર્વે જે મેં કહ્યું છે, તે તેમજ સમજવું. ' પછી પુનઃ પ્રણામ કરી, સિંહાસનથી મંડિત ગજરાજપર આરૂઢ થઈને તે પોતાના ભવનમાં આવ્યો, તે વખતે ગોત્રની વૃદ્ધ સ્ત્રીઓએ મંગલ ગીત તથા

વર્ધાપન કર્યું, જેનો રાજાએ સ્વીકાર કર્યો. એવામાં વિક્રમસિંહને સ્થાને પોતાના પ્રતિનિધિ સ્થાપી, તેને પોતાની પાસે બોલાવીને રાજાએ વિસ્મયપૂર્વક જણાવ્યું કે—'હે વિક્રમ ! અગ્નિયંત્રથી રાજાઓજ પંચત્વને પામે છે, પણ સામંતો નહિ એમ તને કોણે શીખવ્યું હતું ? ત્યાંજ જો મેં તને અગ્નિમાં હોમી દીધો હોત, તો તું ભસ્મીભૂત થઇ જાત, પછી પુત્ર, પશુ અને બાંધવ સહિત ક્યાં જોવામાં આવત, જેવા તમે મારા સેવકો મલિન છો, તેવા અમે તમારા નાથ મલિન નથી માટે હવે જીવતો રહે.' એમ કહી તેના કામને યાદ કરીને રાજાએ તેને બંદીખાનામાં નાખ્યો કારણ કે પોતાના કર્મને લીધે આ લોકમાંજ કેટલાક લોકો રાજાઓથી પરાભવ પામે છે. પછી તેના **રામદેવ** નામના ભ્રાતાનો પુત્ર **શ્રીયશોધવલ** હતો તેને રાજાએ ચંદ્રાવતીમાં સ્થાપન કર્યો.

હવે એક દિવસે ધર્મવાસનાથી અત્યંત વાસિત થયેલ કુમારપાલરાજાએ પોતાના **વાગ્ભટ** આમાત્યને આર્હત આચારના ઉપદેશક એવા ગુરૂને માટે પ્રશ્ન કર્યો ત્યારે તેણે શ્રી **હેમચંદ્ર**સૂરિના અતુલ વિદ્યા ઉપશમ તથા ગુણ–ગૌરવ કહી સંભળાવ્યા. જે સાંભળતાં રાજાએ જણાવ્યું કે—'તેમને સત્વર અહીં બોલાવો.' એટલે વાગ્ભટ મંત્રી આચાર્ય મહારાજને બહુ માનથી રાજભવનમાં તેડી આવ્યો ત્યારે રાજાએ ઉભા થઇને તેમને માન આપતાં આસન આપ્યું, જેનાપર ગુરૂ બિરાજમાન થયા. ત્યાં રાજા બોલ્યો કે—'હે ભગવન ! અજ્ઞતાને ટાળનાર એવા જૈનધર્મનો મને ઉપદેશ આપો.' આથી આચાર્ય મહારાજ તેને દયામૂલ ધર્મ સંભળાવતાં બોલ્યા કે—'હિંસા, અસત્ય, ચોરી, અબ્રહ્મ (મૈથુન) અને પરિગ્રહનો ત્યાગ એ ધર્મ છે તથા રાત્રિભોજન અને માંસાહારનો ત્યાગ કરવો. કારણ કે શ્રુતિ, સ્મૃતિ વિગેરે પોતાના સિદ્ધાંતો બનાવતાં અન્ય જનોએ પણ તેનો નિષેધ કરેલો છે. વળી યોગશાસ્ત્રમાં પણ કહેવામાં આવ્યું છે કે—

" **चिखादिषति यो मांसं, प्राणिप्राणापहारतः ।**
**उन्मूलयत्यसौ मूलं, दयाख्यं धर्मशाखिनः** " ॥ १ ॥

જે પ્રાણીઓનો સંહાર કરીને માંસ ખાવાની ઇચ્છા રાખે છે, તે ધર્મરૂપ વૃક્ષના દયારૂપ મૂલને ઉખેડી નાખે છે.

વળી જે માંસનું ભક્ષણ કરતાં દયા પાળવાની ઇચ્છા રાખે છે, તે બળતા અગ્નિમાં લતાને રોપવાની ઇચ્છા રાખવા જેવું કરે છે. તેમજ **મનુ**એ કહ્યું છે કે—'પ્રાણીને હણનાર, માંસ ખાનાર, માંસ વેચનાર, પકાવનાર, ખરીદનાર, અનુમોદન આપનાર અને દાતાર એ બધા હિંસક સમજવા.' તથા બીજી રીતે પણ એજ વાત બતાવેલ છે કે—અનુમોદન કરનાર મારનાર, બાંધનાર,

ક્રય-વિક્રય કરનાર પકાવનાર, લાવી આપનાર અને ખાનાર એ બધા જીવ-હિંસાના ભાગીદાર સમજવા. પ્રાણીઓની હિંસા કર્યા વિના ક્યાંય માંસ મળતું નથી અને જીવવધથી સ્વર્ગની પ્રાપ્તિ નથી, માટે માંસનો ત્યાગ કરવો જોઇએ.' ઇત્યાદિ સર્વ ત્યાગ કરવા લાયક વસ્તુઓનો ગુરૂએ ઉપદેશ આપ્યો, જેથી રાજાએ તેનો સ્વીકાર કરીને તેમાંના કેટલાક નિયમો તેણે અંગીકાર કર્યા. વળી ચૈત્યવંદન, સ્તોત્ર, સ્તુતિ પ્રમુખનો તેણે અભ્યાસ કરી લીધો, તથા વંદન, ક્ષમાપન, આલોચન અને પ્રતિક્રમણ પણ તે શીખ્યો. તેમજ સર્વ પ્રત્યાખ્યાનો અને વિચારવાની ગાથાઓ તેણે ધારી લીધી, તે પ્રતિદિન બે વાર અને પર્વના દિવસે એકવાર ભોજન કરતો. વળી સ્નાનાચારનો પ્રકાર અને આરતિ પણ તે શીખ્યો. એમ જૈન વિધિનો અભ્યાસ કરવાથી તે એક સારા શ્રાવકની જેમ શોભવા લાગ્યો. પણ પૂર્વે માંસાહાર કરેલ હોવાથી ભારે પશ્ચાતાપમાં પડતાં તે કહેવા લાગ્યો કે—' અહા ? નરકમાં પાડનાર એ મારૂં પાતક તો ખરેખર અવાચ્ય છે. એ મારા પાપનો નિસ્તાર થઈ શકે તેમ નથી, તેથી હું એમ કહેવા માગું છું કે-અપરાધીનો નિગ્રહ કરવો-એ રાજનીતિ છે, માટે મારા દાંતને આજ પાડી નાખું, કારણ કે તે માંસાહારથી અપરાધી બનેલા છે. વળી સ્મૃતિમાં પણ એમ સંભળાય છે કે—કર્તાને સર્વત્ર સહન કરવું પડે છે.'

ત્યારે ગુરૂ કહેવા લાગ્યા કે—' હે રાજન્ ! એ તો સ્થૂલ લૌકિક વચન છે કે એકવાર દેહને કષ્ટ આપવાથી કૃત કર્મનો નાશ થાય, પરંતુ તે અજ્ઞાનતા છે. તું આર્હત્ ધર્મની ઇચ્છાથી પવિત્ર મનવાળો થઇને ધર્મારાધન કર, કે જેથી સમસ્ત પાપરૂપ પંક ધોવાઇ જાય. બત્રીશ દાંત છે, માટે પાપથી મુક્ત થવાને ઉપવનમાં મનોહર બત્રીશ ચૈત્યો કરાવ, તથા તારા પિતા ત્રિભુવનપાલના સુકૃત નિમિત્તે મેરૂ શિખર સમાન એક ઉન્નત જિનચૈત્ય કરાવ.'

એ પ્રમાણે સાંભળતાં રાજા કહેવા લાગ્યો કે—' એ રીતિ અતિ ઉજ્વળ છે અને સંસારવનથી નિસ્તાર પામવા માટે એજ શ્રેષ્ઠ સંબલ છે.' પછી પરમ ભક્તિથી તેણે ગુરૂ મહારાજને તેમના સ્થાને મોકલ્યા, અને પોતે બીજે દિવસે વાગ્ભટના જિનાલયમાં આવ્યો, ત્યાં જતાં નેપાળ દેશમાંથી એકવીશ અંગુલનું ચંદ્રકાંતમય જિનબિંબ સાક્ષાત્ ચિંતામણિ:સમાન ભેટ આવ્યું, જેથી પૂર્ણિમાની રાત્રિ સમાન રાજા ભારે ઉલ્લાસ પામ્યો. પછી મુખપર નિર્મળ પ્રસાદ બતાવતાં મંત્રીને બોલાવીને રાજાએ જણાવ્યું કે—' હું તમારા કોઇક અમાત્યકાર્યમાં ઋણી થાઉં.' એમ સાંભળતાં મંત્રી બોલ્યો કે—' આ પ્રાણ પણ આપને તાબે છે, તો પરિવાર, ધનભૂમિ કે અન્ય વસ્તુઓમાં શી આસ્થા ?'

એટલે રાજા અંજલિ જોડીને કહેવા લાગ્યો કે-'હે મંત્રિન્! તમે મને પ્રાસાદ આપી દ્યો કે જેથી હું તેને આ પ્રતિમાથી સનાથ કરૂં.'

ત્યારે મંત્રી બોલ્યો—'હે નાથ! આ તો મારાપર મોટો પ્રસાદ થયો, એમ થવામાં મારી પ્રસન્નતા છે. હવે પછી તે કુમારવિહાર એવા આપના નામથી ભલે પ્રસિદ્ધ થાય. પરંતુ મારે આપને કંઇક વિનંતિ કરવાની છે, તે લક્ષ્ય પૂર્વક સાંભળો—'કીર્તિપાલના મુખથી પિતાએ મને આદેશ કર્યો છે કે જીર્ણ થઇ ગયેલ શ્રી શત્રુંજય તીર્થના પ્રાસાદનો તારે મારા કલ્યાણ નિમિતે ઉદ્ધાર કરાવવો. એ મારૂં કર્તવ્ય છે તેમજ તે વખતે યાત્રાના અવસરે દેવસ્મરણની વેળાએ તમે પોતે પણ કીર્તિપાલનું વચન સાંભળતાં જણાવ્યું હતું કે-અમારા ભંડારમાંથી ધન લાવીને તારે ચૈત્યનો ઉદ્ધાર કરવો, તો પિતાના ઋણથી મુકત થવા માટે આપ મને તે આદેશ ફરમાવો.'

એમ સાંભળીને રાજાએ કહ્યું કે—'હે સખે! આ અમારા કાર્યમાંજ તારો બંધુ સમાન આદર છે, માટે એ પ્રમાણે કરો. અમારાથી તારૂં વચન ઓળંગાય તેમ નથી.' એટલે અમાત્યે કહ્યું—'હે સ્વામિન્! એ આપનો મોટો પ્રસાદ થયો' એમ કહી શ્રેષ્ઠીઓના પરિવાર સહિત તે સિદ્ધાચલપર ગયો. ત્યાં તીર્થપર ભારે ભકિત પૂર્વક શ્રી આદિનાથ ભગવંતને પ્રણામ કરી, મોટા દ્વારવાળા ચોતરફ તંબુ ઉભા કરીને તેણે નિવાસ કર્યો, કે જેમાં વાડીઓ માંચડા અને હવાને માટે બારીઓ રાખવામાં આવી હતી, જે મોટા ચોક અને રેશમી વસ્ત્રોથી વધારે સુશોભિત લાગતા, ઉછળતી ધ્વજાઓના દેખાવથી તે સ્વર્ગના વિમાનો જેવા ભાસતા અને તે મોટી સંખ્યામાં હોવાથી ત્યાં પર્વતની ભૂમિપણ સંકીર્ણ થઈ ગઇ હતી.

હવે ત્યાં પાસેના ગામમાં એક વણિક રહેતો હતો કે જે ભારે દરિદ્ર હોવાથી જીર્ણ વસ્ત્રને ધારણ કરતો હતો, તે ત્યાં આવી ચડયો. તેની ગાંઠમાં છ દ્રમ્મ ( ટકા ) હતા, જેનાથી તે ઘૃત ખરીદ કરી પોઠીઆપર નાખીને કટક-સંઘમાં ફેરી કરતો હતો, ત્યાં ઘરાક બહુ મળવાથી એક રૂપીયો ને અધિક એક દ્રમ્મ ઉપાર્જન કરી, ભારે સંતુષ્ટ થતાં તેણે તે રૂપીયાના પુષ્પો લઈને ભગવંતની ભકિતપૂર્વક પૂજા કરી. પછી પોતાની ગાંઠે સાત દ્રમ્મને સાત લાખ સમાન આનંદથી ધારણ કરતો તે વણિક્ અમાત્યને જોવાની ઇચ્છાથી તેના તંબુના દ્વારપાસે આવ્યો. એટલે દ્રહમાં શેવાલજાલના રંધ્રમાંથી કાચબો જેમ ચંદ્રમાને જુએ, તેમ પડદામાંથી તેણે મંત્રીને કંઇક જોઇ લીધો. મંત્રીને જોતાંજ તે પૂર્વના પુણ્ય-પાપના અંતરનો વિચાર કરવા લાગ્યો કે—'અહો! પુરૂષત્વ સમાન છતાં મારી અને એની સ્થિતિમાં કેટલો બધો તફાવત છે? એ સુવર્ણ, મૌકિતક, માણિકયના આભરણોથી દેદીપ્યમાન છે તથા શ્રેષ્ઠીઓ અને સેવકોના પરિવારથી પરિવૃત છે, તેમજ ચક્રવર્ત્તીની જેમ મુગટબંધ માંડલિક રાજાઓ એના ચરણની સેવા કરી રહ્યા છે, વળી શ્રીયુગાદીશના

મહાતીર્થનો જીર્ણોદ્ધાર કરવામાં એ મનોરથ કરી રહ્યો છે, અને હું નિર્ધનપણાને લીધે પોતાની સ્ત્રીથી પણ પરાભવ પામું છું. સંધ્યા સુધી પોતાના પૂરતો આહાર ખોરાક પામવાથી પણ મને શંકા રહ્યા કરે છે, અને વૃથા પરિશ્રમ કર્યા કરું છું. વળી બાલ્યાવસ્થાથી બળદને ચલાવતાં કંટાળી ગયો છું, તેમજ દિવસભરમાં એક રૂપીયાનો લાભ થતાં તો હું પોતાને ભાગ્યશાલી માની લઉં છું.' એમ તે ચિંતવન કરતો હતો, તેવામાં દ્વારપાલે તેને દૂર કરી દીધો. એવામાં દૈવયોગે શ્રીમાન્ વાગ્ભટ મંત્રીના તે જોવામાં આવ્યો. એટલે તેણે હુકમ કર્યો કે—' એ વણિકને બોલાવો.' આ વખતે જો કે તે દૂર નીકળી ગયો હતો, છતાં સ્વામીના આદેશથી દ્વારપાલ તેને બોલાવી લાવ્યો. ત્યાં સભાની અંદર અમાત્યની પાસે આવતાં તે ઠુંઠા વૃક્ષની જેમ સ્થિર થઇને ઉભો રહ્યો, કારણ કે તે ગ્રામ્ય હોવાથી સરલતાને લીધે પ્રણામ વિગેરેના વિવેકથી અજ્ઞ હતો. ત્યારે મંત્રીએ તેને બોલાવતાં કહ્યું કે—' હે ભદ્ર! તું કોણ છે ?' એટલે ભારે દુઃખ લાવીને તેણે પોતાનો પૂર્વવૃત્તાંત બધો મંત્રીને કહી સંભળાવ્યો. જે સાંભળી મંત્રીશ્વરે તેને જણાવ્યું કે—' હે ભદ્ર! તેં કલેશથી ઉપાર્જન કરેલ રૂપીયાનો વ્યય કરીને જે જિનેશ્વરની પૂજા કરી, તેથી તું ધન્ય છે.' એમ કહેતાં મંત્રીએ તેનો હાથ પકડીને તેને પોતાના અર્ધાસનપર બેસાર્યો અને કહ્યું કે—' તમે મારા ધર્મબંધુ છો, માટે મારા લાયક કંઇક કામ બતાવો.'

એ પ્રમાણે મંત્રીના મધુર વાક્યોથી અંતરમાં પ્રસન્નતા પામતાં તે પ્રમોદપૂર્વક ચિંતવવા લાગ્યો કે—' અહો! મને દરિદ્રને પણ એણે સભા સમક્ષ આટલું બધું માન આપ્યું.' એવામાં તીર્થોદ્ધારના કામમાં નિયુક્ત કરેલા વ્યવહારીયા શ્રાવકો તીર્થોદ્ધાર માટે દ્રવ્ય ઉઘરાવવા વહી લઇને ત્યાં આવ્યા. તેમાં તેમણે પ્રથમ મંત્રી અને પછી જ્યેષ્ઠાનુક્રમથી નામો લખ્યા હતા, તે નામો જોતાં પેલો દરિદ્ર વણિક વિચારવા લાગ્યો કે—' જો મારા સાત દ્રમ્મ આ કાર્યમાં વપરાય, તો મારા જેવો બીજો ભાગ્યશાળી કોણ ?' ત્યારે મંત્રીએ તેને જણાવ્યું કે—' શું તારે કંઇ બોલવાની ઇચ્છા છે ?'

એટલે વણિક બોલ્યો—' આ સાત દ્રમ્મ લઇને હે પ્રભો! મારા મનને સંતુષ્ટ કરો.' એમ તેના સદાચારથી અમાત્ય પરમ આનંદ પામીને કહેવા લાગ્યો ' હે ભ્રાત! તું મારો ધર્મમિત્ર છે, માટે સત્વર એ દ્રમ્મ અર્પણ કર. શ્રીતીર્થોદ્ધારની મારી આશા આજે સફળ થઇ.' વળી ' પોતાના જીવિતની માફક કલેશ વિના તેં તમામ પુંજીનો વ્યય કર્યો.' એમ કહી તેનું નામ મંત્રીએ વહીની આદિમાં લખાવ્યું, તે પછી પોતાનું નામ અને તેની નીચે બીજા ધનવંતોના નામ રાખ્યાં. પછી તેણે વિચાર કર્યો કે—' આપણે તો ખરકર્મથી કોટિ દ્રવ્ય ઉપાર્જન કરેલ છે અને તેમાંથી આ આપવાનું છે એમ ધારી તેણે પોતાના ખજાનામાંથી ત્રણ રેશમી વસ્ત્ર અને પાંચસેં દ્રમ્મ મંગાવીને મંત્રીએ તેને જણાવ્યું કે—' હે ધર્મબંધુ!

આનો સ્વીકાર કર.' ત્યારે વણિક જરા હસીને કહેવા લાગ્યો કે—'હે સ્વામિન ! અસ્થિર ધનલેશથી હું પુણ્યનો વિક્રય કરનાર નથી. તમે પોતે પૂર્વ પુણ્યથી વિભવ પામ્યા છો, તો મારા જેવાને છેતરતાં શરમાતા કેમ નથી ?' એમ સાંભળતાં રોમાંચિત થતો મંત્રી બોલ્યો કે—'તું મારા કરતાં પણ અધિક ધન્ય છે, કે જેનું મન આવું નિઃસ્પૃહ છે.' એમ કહીને તેણે કર્પૂરથી વાસિત પાનનું બીડું તે સાધર્મી વણિકને આપ્યું, તે લઇ, સન્માન પામ્યા છતાં પોતાની ગૃહિણીથી ભય પામતો તે પોતાના ઘરે આવ્યો, કારણ કે કહેવામાં આવેલ દુર્વાક્યો કુળનો ક્ષય કરે છે. એવામાં ઘરે આવતાં અકસ્માત્ સ્ત્રીએ મીઠાં વચનોથી તેને સંતોષ પમાડયો. એટલે પૂર્વે કોઇવાર અદૃષ્ટ તેણીનું આચરણ જોતાં તે આશ્ચર્ય પામ્યો. પછી તેણે બધો યથાસ્થિત વૃત્તાંત સ્ત્રીને કહી સંભળાવ્યો. જે સાંભળતાં તે કહેવા લાગી કે—'તમે મંત્રી પાસેથી જે પારિતોષિક ન લીધું, તેથી મારૂં મન બહુજ સંતુષ્ટ થયું છે, જો તમે મંત્રી પાસેથી લોખંડનો અર્ધ ટકો પણ લીધો હોત, તો હું અવશ્ય તમારા ઘરમાં હોત નહિ. હવે ગાયને બાંધવાનો ખીલો બરાબર મજબુત કરો.' એમ પોતાની સ્ત્રીનાં કહેવાથી તે કોદાળી માગીને ત્યાં ભૂમિ ખોદવા લાગ્યો. જમીનને કંઇક ખોદતાં કોદાળી ખટકી, એટલે તેણે પોતાની ગૃહિણીને બોલાવીને તે વાત કહી. ત્યારે તે બોલી કે—'રાત્રે એકાંતમાં કંઇક કરવા જેવું છે, અત્યારે ખોદવાનું મૂકી દ્યો.' પછી રાત્રે ખોદવા જતાં તેમાંથી ચાર હજાર સોનામ્હોર નીકળી, તે જોતાં વણિક ભારે પ્રમોદ પામીને ચિંતવવા લાગ્યો કે—'અહો ! જિનેશ્વરની અલ્પ પૂજાનું પણ આટલું બધું ફળ ? આ ધન તો હું વાગ્ભટ મંત્રીને અર્પણ કરીશ. કારણ કે આવા તીર્થમાં એનો વ્યય થતાં, તે કોટિગણું થવાનું.' આ તેના વિચારને પત્નીએ અનુમોદન આપતાં પ્રભાતે તે પર્વતપર મંત્રી પાસે જઇ, તે દ્રવ્ય બતાવીને કહેવા લાગ્યો કે—'આ ધન તમે ગ્રહણ કરો.'

એ પ્રમાણે સાંભળતાં મંત્રીશ્વર બોલ્યો કે—'હે બંધુ ! મારૂં એક વચન સાંભળ—તારા સત્ત્વથી આપેલા સાત દ્રમ્મથીજ મારો મનોરથ પૂર્ણ થયો છે માટે તે ઉપરાંત તમારૂં દ્રવ્ય લેવાને હું સમર્થ નથી, કારણ કે આટલા દ્રવ્યથી તો સમસ્ત પર્વત સુવર્ણનો થઇ શકે, તેમ કરવાની મારી પ્રતિજ્ઞા નથી. તો તું તારૂં દ્રવ્ય યથારૂચિ ધર્મમાં વાપર, ભોગ ભોગવ અને વેપારમાં વૃદ્ધિ પમાડ. ત્યારે વણિક કહેવા લાગ્યો કે—'બળદ ચલાવનાર એવા મારે આ કનક કેવું ? આ મારા કનકનો કોણ જાણે કોણ માલીક થશે ? માટે વૃથા કલેશ કોણ અંગીકાર કરે ? તમે તમારી પ્રભુતાને લઇને ગમે તે રીતે એનો વ્યય કરી શકો છો, માટે મહેરબાની કરીને એ ગ્રહણ કરી લ્યો. મને મારા બળદથી સંતોષ છે.'

ત્યારે મંત્રીએ જણાવ્યું કે—'હું નિરર્થક દ્રવ્ય લેવાનો નથી. એક મજુરની જેમ એ દુર્વહ ભારને વહન કરવાને હું સમર્થ નથી.' એ પ્રમાણે મંત્રી અને

વણિકના વિવાદમાં દિવસ પુરો થયો. પછી રાત્રે કપર્દી યક્ષે સાક્ષાત્ આવીને વણિકને કહ્યું કે—' તેં યુગાદીશ પ્રભુની કરેલ એક રૂપીયાની પૂજાથી હું સંતુષ્ટ થયો અને તેથી મેં તને એ ધન બતાવ્યું; માટે તું તેનો ઇચ્છાનુસાર વ્યય કરજે. બહુ દાન આપતાં કે ભોગ ભોગવતાં પણ એ કદાપિ ક્ષીણ થનાર નથી, તેમજ બીજા કોઇને આધીન પણ એ થવાનું નથી માટે બીજો વિચાર કરીશ નહિ. આ સંબંધમાં એ નિશાની છે કે તારી પત્ની બહુજ કટુ વચન બોલનારી હતી તે અકસ્માત મીઠા બોલી બની ગઈ, તેમજ ભક્તિથી નમ્ર થઇ ગઇ, એજ નિશાની સમજી લે. ' એ પ્રમાણે સાક્ષાત્ જોઇને પ્રભાતે તે વણિકે ભારે ભાવનાપૂર્વક સુવર્ણ, રત્ન અને પુષ્પાદિકથી શ્રી આદિનાથ ભગવંતની પૂજા કરી, તેમજ શ્રીકપર્દી યક્ષનું પૂજન કરીને તે પોતાના ઘરે આવ્યો અને પુણ્ય કાર્યોથી પોતાના જન્મને પવિત્ર કરવા લાગ્યો.

એવામાં શ્રીમાન્ વાગ્ભટ મંત્રીએ પણ તીર્થનો જીર્ણોદ્ધાર કરાવ્યો. તેમજ અત્યંત ભક્તિથી દેવકુલિકા સહિત એ પ્રાસાદમાં ધનનો વ્યય કરતાં તેણે લેશ પણ દરકાર ન કરી. પછી વિક્રમ સંવત્ ૧૨૧૩ માં આનંદપૂર્વક ઉપર જઇને તેણે ધ્વજારોપણ કરાવ્યું અને શ્રી હેમચંદ્રસૂરિના હાથે પ્રતિમાની પ્રતિષ્ઠા કરાવી.

હવે અહીં ત્યારથી વિમાન સમાન શોભાને ધારણ કરનાર તથા ભવ્ય જનોને પુણ્યના કારણરૂપ એવું તે ચૈત્ય કુમારવિહાર એવા નામથી પ્રસિદ્ધ થયું. વળી રાજાએ કુશળ કારીગરોના હાથે શ્રી પાર્શ્વનાથનું બિંબ સુધરાવીને અત્યંત રમણીય કરાવ્યું. પછી શુભ લગ્ને મંત્રીએ ચિંતામણિ કરતાં અધિક અને વાંછિતાર્થ વસ્તુને આપનાર એવા તે બિંબની શ્રી હેમચંદ્રસૂરિ પાસે પ્રતિષ્ઠા કરાવી. તે વખતે જગતનો ઉપકાર કરવામાં તત્પર એવા રાજાએ તે બિંબમાં શુકનાસિકા જેવડું છિદ્ર મૂકાવ્યું એટલે પૂર્ણિમાની અર્ધરાત્રે રોગી જનની પ્રાર્થનાથી બિંબના પ્રગટ કરેલ તે છિદ્રમાંથી અમૃત ઝરતું હતું તેના પ્રભાવથી લોકોમાં ચક્ષુ વિગેરેના રોગો દૂર થતા હતા. એ પ્રમાણે કયો રાજા સર્વ રીતે ઉપકાર કરે ? વળી રાજાએ સાત હાથના અને વર્ણના અનુસારે બાવીશ શ્રેષ્ઠ પ્રાસાદ કરાવ્યા. તેમાં બે શ્વેત, બે શ્યામ, બે રક્તોત્પલ સમાન વર્ણવાળા, બે નીલ અને સોળ કનક સમાન વર્ણવાળા પ્રાસાદ હતા. ત્યાં ચોવીશ ચૈત્યોમાં શ્રી ઋષભાદિક ચોવીશ જિનેશ્વરોને તથા ચાર ચૈત્યોમાં શ્રીમંધર પ્રમુખ ચાર જિનવરો, તેમજ શ્રી રોહિણી, સમવસરણ, પ્રભુપાદુકા અને અશોક વૃક્ષ એમ બત્રીશ સ્થાપન કર્યા. એટલે ' હું બત્રીશ પૂર્વજ પુરૂષોના ઋણથી મુક્ત થયો ' એમ જાણે સૂચવ્યું હોય; પછી મંત્રીએ પૂર્વ વાક્યના અનુસારે રાજાને નિવેદન કર્યું કે—' પચીશ હાથ ઉંચા શ્રીતિહુઅણપાલ નામના મંદિરમાં પચીશ અંગુલ પ્રમાણ શ્રીમાન નેમિનાથ જિનેશ્વરને સ્થાપન કરો. ' વળી તેણે સમસ્ત દેશ અને સ્થાનોમાં અન્ય લોકો પાસે પણ જિનમંદિરો કરાવ્યાં.

પછી એકદા ધર્મોપદેશના અવસરે ગુરૂ મહારાજે દુર્ગતિ અને દુર્યોનિરૂપ ભવ-સંસારમાં ભમાવનાર એવા સાત વ્યસનોનું વર્ણન રાજાને સંભળાવ્યું, જે સાંભળતાં તેણે પોતાના દેશમાં સપ્ત વ્યસનોનો નિષેધ કર્યો. તેમજ ઘોષણાપૂર્વક અમારિપટહ વગડાવ્યો.

હવે પોતાના નગર અને રાજ્યમાં ભમતાં કુમારપાલ રાજાએ એક એવી સ્ત્રી જોઇ કે જેનો પતિ મરણ પામ્યો હતો અને રાજપુરૂષો જેને સતાવી રહ્યા હતા. તેની દયા આવવાથી તેજ વખતે રાજાએ તેનું ધન લેવાનો નિષેધ કર્યો અને પોતે નિયમ લીધો કે—' જો સમસ્ત રાજ્ય મારી પાસે છે, તો તેવા ધનનું મારે કાંઇ પ્રયોજન નથી. ' એવામાં કોઇ પ્રસિદ્ધ વ્યવહારી ત્યાં મરણ પામ્યો, તે પુત્ર રહિત હોવાથી અધિકારીઓ તેના ધન સહિત સ્ત્રીને રાજા પાસે લઇ આવ્યા, ત્યારે રાજાએ તેમને પૂછયું કે—' એ અપુત્રીયાનું ધન કોને મળે ? ' એટલે તેઓ બોલ્યા કે—' હે સ્વામિન ! તેના પુત્રને અથવા રાજાને મળે, એવી રૂઢિ છે.

એમ સાંભળતાં ભૂપાલ હસીને કહેવા લાગ્યો કે—' પૂર્વજ રાજાઓની એ અવિવેકબુદ્ધિ હતી; કારણ કે કુટિલતા રાખ્યા વિના પોતાના ગુરૂ (વડીલ)ના પણ દોષ બતાવી દેવા જોઇએ. સર્વને આધીન થનાર ક્ષણિકલક્ષ્મીને ખાતર રાજાઓ ઉત્તમ, મધ્યમ અને અધમ જનોના પુત્રપણાને પામે છે. અર્થાત્ તેમના પુત્ર જેવા બની જાય છે, માટે હું તો જગતના લોકનો પુત્ર થનાર નથી, પણ પતિ અને પુત્રરહિત અબળાના ધનનો ત્યાગ કરતાં જગતને આનંદકારી થઇશ. ' એમ કહીને સુજ્ઞ રાજાએ પતિ અને પુત્ર રહિત અબળાના ધનનો ત્યાગ કર્યો, કે જે ધન પૂર્વે **નળ, રામ** વિગેરે રાજાઓ પણ લેતા હતા. આ બનાવથી પોતાના ઉપદેશની સફળતા માનતા શ્રી હેમચંદ્રગુરૂ ભારે સંતોષ પામ્યા, અને રાજાની વિકસિત વૃત્તિ તેવા આચરણમાં દઢ કરવા માટે તેમણે આ પ્રમાણે શ્લોક કહી સંભળાવ્યો—

" न यन्मुक्तं पूर्वै रघुनघुषनाभागभरत,
प्रभृत्युर्वीनाथैः कृतयुगकृतोत्पत्तिभिरपि ।
विमुंचन् संतोषात्तदपि रुदतीवित्तमधुना,
कुमारत्त्मापाल त्वमसि महतां मस्तकमणिः " ॥ १ ॥

કૃતયુગમાં ઉત્પન્ન થયેલા એવા **રઘુ**, નઘુષ, **નાભાગ** અને **ભરત** વિગેરે રાજાઓ પણ જે અબળાધનને મૂકી ન શક્યા, તે સંતોષથી નિરાધાર અબળાના ધનને મૂકતાં હે કુમારપાલ ! મહા પુરૂષોમાં તુંજ એક મુગટ સમાન છે.

એ પ્રમાણે અંતઃપુરસહિત પ્રત્યાખ્યાનપૂર્વક રાજા, દેવેંદ્રની જેમ નિષ્કંટક રાજ્યનું પાલન કરવા લાગ્યો;

એવામાં એક વખતે જૈનધર્મમાં તત્પર બનેલ રાજા કુમારપાલને બંને રીતે બલ ( બળ તથા સૈન્ય ) હીન જાણીને કેટલાક બાતમીદાર સેવકોએ એ વાત કલ્યાણકટકના અધિપતિ રાજાને નિવેદન કરી, જેથી તે મોટું લશ્કર લઇને તેની સામે આવ્યો. એ સમાચાર પોતાના ખાનગી પુરૂષો પાસેથી જાણવામાં આવતાં કુમારપાલને ચિંતા થવાથી તેણે ગુરૂ મહારાજને વિનંતિ કરી કે—' હે ભગવન્! હું જૈન છતાં એ રાજાથી જો મારો પરાભવ થાય, તો જિનશાસનની લઘુતા થવાની. '

ત્યારે આચાર્ય કહેવા લાગ્યા કે—' હે નરેંદ્ર! શાસનદેવી તારૂં રક્ષણ કરશે, અને તે લગ્ન ( મુહૂર્ત્ત ) સાતમે દિવસે છે, તે તારા જાણવામાં આવશે. ' એમ ચમત્કારી વચન સાંભળીને રાજા પોતાના સ્થાને ગયો. અહીં રાત્રે ગુરૂ મહારાજે વિધિપૂર્વક સૂરિમંત્રનો જાપ કર્યો. એટલે તેનો અધિષ્ઠાયક દેવ સાક્ષાત્ આવ્યો, અને તેણે જણાવ્યું કે—' કુમારપાલના ભાગ્યથી તેના શત્રુનો ઉદ્યમ નષ્ટ થયો છે.' એવામાં સાતમે દિવસે ચર પુરૂષોએ રાજાને શત્રુના મરણના સમાચાર આપ્યા જે સાંભળતાં રાજા બોલી ઉઠયો કે—' અહો ! મારા ગુરૂનું જેવું જ્ઞાન છે, તેવું બીજે ક્યાં પણ નહિ હોય. '

હવે એકદા બુદ્ધિના નિધાનરૂપ શાસ્ત્રનો વિસ્તાર કરવા પૂર્વની રીતિ પ્રમાણે પોતાના ગુરૂના ગ્રંથનો સમૂહ લખાવતાં જંતુઓ અને દાવાનળના ઉપદ્રવથી તાડપત્ર ખુટી પડ્યા, અને દેશાંતરથી મંગાવેલ આવ્યા નહિ, જેથી રાજાને ભારે ચિંતા થઇ પડી. તે ચિંતવવા લાગ્યો કે—' અહા ! મારા ગુરૂ ગ્રંથ બનાવવામાં જેટલી શક્તિ ધરાવે છે, તેને સંપૂર્ણ લખાવવાની પણ મારી શક્તિ નથી, તેથી મારા પૂર્વજોને આજે લજ્જા પમાડવાનો વખત આવ્યો. ' એમ ધારી ઉદ્યાનમાં જતાં તાલવૃક્ષોની ઘટામાં બેસી, તેનું સુગંધિ દ્રવ્ય અને પુષ્પોથી પૂજન કરીને રાજાએ જણાવ્યું કે—' જ્ઞાનવડે ઉપકાર કરવાથી હે વનરાજ ! તું પૂજનીય છે, સુંદર પત્રોને લીધે તું સર્વ દર્શનીઓના શાસ્ત્રોના આધારભૂત છે. પુસ્તકોને કાયમ રાખવા માટે જો મારૂં ભાગ્ય જાગતું હોય, તો આ બધા તાલવૃક્ષો નવ પલ્લવિત થઇ જાઓ. ' એમ કહી માણિક્યથી મઢેલ સુવર્ણનું પોતાનું કંઠાભરણ, નિઃશંક થઇને રાજાએ વૃક્ષના સ્કંધપર સ્થાપન કર્યું. પછી પોતે પોતાના રાજભવનના ઉપલા ભાગપર બેસી ગયો. પછી પ્રભાત થતાં ઉદ્યાનપાલકોએ પ્રમોદપૂર્વક રાજાને વધામણી આપી કે—' હે સ્વામિન્ ! અગ્નિથી દગ્ધ થયેલા વૃક્ષો બધા ઉદ્યાનમાં નવ પત્રોયુક્ત બની ગયા છે, માટે હવે ઇચ્છાનુસાર લેખકો પાસે શાસ્ત્રો લખાવો.' આથી પ્રસન્ન થતાં નિર્દોષ એવા રાજાએ તેમને વસ્ત્રાભરણાદિ એટલું ઇનામ આપ્યું કે તેમની ગરીબાઇ દૂર થઇ ગઇ. પછી રાજાના યશની સાથે જાણે ભાગ્યનો સમૂહ ભળ્યો હોય, તેમ પુસ્તકોનું લખાણ ચાલવા માંડયું. પોતાના અંતઃપુર

સહિત નિર્દોષ વ્રતને ધારણ કરતો રાજા જાણે તેરમો ચક્રવર્તી હોય, તેમ સમ્યક્ પ્રકારે સામ્રાજ્ય ચલાવવા લાગ્યો.

પછી એકદા રિપુચ્છેદના સંકલ્પથી પૂર્ણ એવા શ્રી હેમચંદ્ર મહારાજે શ્રીમાન અજિતસ્વામીની સ્તુતિ કરતા અને તેનો પ્રાસાદ બનાવવાને ઇચ્છતા રાજાને પ્રગટ રીતે આદેશ કર્યો કે—'હે ભૂપાલ! અનેક સિદ્ધથી ઉન્નત સ્થિતિયુક્ત એવા શ્રી **તારંગાજી** પર્વતપર અક્ષયસ્થાન અને વૈભવથી સુશોભિત એવો પ્રાસાદ કરાવવાની જરૂર છે. એ પર્વત પણ શ્રી શત્રુંજયની જાણે અપર મૂર્તિ હોય, એમ સમજી લ્યો.'

એ પ્રમાણે શ્રીગુરૂની આજ્ઞા થતાં રાજાએ ચોવીશ હસ્તપ્રમાણ મંદિર કરાવ્યું અને તેમાં એકસોએક અંગુલ પ્રમાણનું બિંબ સ્થાપન કરાવ્યું, કે જે પ્રાસાદ અદ્યાપિ દેવો અને રાજાઓની સ્તુતિથી શોભિત અને પર્વતના મુગટ સમાન શ્રી સંઘજનોને દર્શનીય છે.

હવે ઉદયનનો બીજો અંબડ નામે મોટો પુત્ર કે જે અસાધારણ પરાક્રમી હતો, તેણે કુમારપાળના આદેશથી કુંકણના અધિપતિ મલ્લિકાર્જુન રાજાનો શિરચ્છેદ કર્યો અને પોતે સ્વામીના પ્રસાદથી તેમજ પોતાના પરાક્રમથી લાટ, સહસ્રનવક, મંડળ, ભંભેરી, કુંકણ, પદ્ર, રાષ્ટ્ર, પલ્લી અને વનોને ભોગવતો હતો. વળી તે **રાજસંહાર** એવા સાન્વય ઉગ્ર બિરૂદને ધારણ કરતો હતો.

એકદા શ્રી**ભૃગુકચ્છ** નગરમાં **શ્રીમુનિસુવ્રત** સ્વામીનું પુરાતન કાષ્ઠમંદિર જીર્ણ થએલ તેના જોવામાં આવ્યું. કીટકોને લીધે તેના જીર્ણ કાષ્ઠમાંથી પડતા ચૂર્ણથી જમીન આચ્છાદિત થઇ ગઇ હતી. અને તેના લોખંડના ખીલા શિથિલ થવાથી તેના પાટીયા પડવામાં હતાં. વળી વધારે વૃષ્ટિ થતાં તેમાંથી પાણી ગળતું તથા ભીંતો બધી જીર્ણ હોવાથી ગભારામાં તેમજ ભગવંતની પ્રતિમા પર પાણી પડતું હતું; આથી પ્રથમના પ્રાસાદને ઉખેડી જીર્ણોદ્ધાર શરૂ કરાવતાં તેણે પાયો ખોદાવ્યો તે વખતે પ્રભુને પોતાના સ્થાને પધરાવ્યા. એવામાં તે સ્થળે યોગિનીઓ બત્રીશ લક્ષણને લીધે શ્રીમાન્ અંબડને છળવા લાગી. જેથી સર્વાંગે તેને વ્યથા થવા લાગી, તેની કાંતિ ક્ષીણ થઇ ગઇ. ક્ષુધા કે તૃષાની અરૂચિ વધતાં કેવળ તેનું શરીર ક્ષીણ થવા લાગ્યું આથી તેની **પદ્માવતી** માતાએ **પદ્માવતી** દેવીનું આરાધન કર્યું એટલે તેણે સ્વપ્નમાં આવીને જણાવ્યું કે—'હે વત્સે! સત્ય વચન કહું છું, તે સાંભળ—સમસ્ત યોગિનીઓનું એ મહાપીઠ સ્થાન છે, અહીં તે આવીને આનંદ કરે છે તેઓ જેને નડે છે તેને હેમચંદ્ર ગુરૂ વિના અન્ય કોઇ છોડાવી ન શકે.

ત્યારે પ્રભાતે ગુરૂને બોલાવવા માટે તેણે પોતાના માણસોને આદેશ કર્યો જેથી એકદમ તેણે ગુરૂ પાસે જઈને પોતાનો આદેશ નિવેદન કર્યો. તે વખતે પદ્માવતી પણ આવીને કહેવા લાગી કે—' છીંક આવે ત્યારે સૂર્યનુંજ શરણ લેવાય, અન્ય કોઇનું નહિ. હે નાથ ! પુત્ર સહિત મને જીવિત આપો. ' ત્યારે ગુરૂ બોલ્યા કે—' ધર્મના પ્રભાવે બધું સારૂં થશે. ' પછી યશશ્ચંદ્ર ગણી સહિત પગે ચાલીને ગુરૂ મહારાજ અંબડ મંત્રી પાસે આવ્યા. ત્યાં ગણિતમાં નિષ્ણાત એવા ગણી મહારાજે તેની બધી ચેષ્ટા જોઇ અને પોતાના ચિત્તમાં ચિંતવીને લક્ષ્યમાં બુદ્ધિ ધરાવનાર તેમણે તેની માતાને શિખામણ આપતાં જણાવ્યું એટલે તેણે અર્ધરાત્રે એક વિશ્વાસપાત્ર પુરૂષને તેમની પાસે મોકલ્યો. તે સુગંધિ દ્રવ્ય સહિત બળિ લઈને આવ્યો. પછી નગરના મુખ્ય દ્વાર પાસે રાત્રે આચાર્ય મહારાજ બળિ અપાવતાં તે ગણી સાથે કિલ્લાની બહાર ચાલ્યા. ત્યાં દ્વાર ઉઘાડીને આગળ ચાલતાં માર્ગમાં એક ચકલાનો સમૂહ તેમના જોવામાં આવ્યો. એટલે ચગચગાટ અવાજ કરતા તેના મુખમાં બળિ નાખ્યો, ત્યાં યશશ્ચંદ્રથી તરત તે દૃષ્ટનષ્ટ થઇ ગયા. પછી ત્યાંથી આગળ ચાલતાં કેટલેક દૂર વાંદરાનો સમૂહ જોવામાં આવ્યો, ત્યારે તેમણે ત્યાં પણ તરત અક્ષત નાંખ્યા. જેથી તે પણ બધા અદૃશ્ય થઇ ગયા. ત્યાંથી આગળ ચાલતાં **શ્રીસૈંધવી** દેવીના મંદિર પાસે કાયરજનોને ભય પમાડનાર બિલાડાઓનું એક મંડળ તેમના જોવામાં આવ્યું. તે નિરંતર મહારૌદ્ર શબ્દથી બાળકોને બીવરાવે તેવું હતું. તેમનાપર રક્ત પુષ્પો ફેંકતાં તે પણ બધાં ભાગી ગયા. પછી મહાદેવીના તોરણ આગળ આચાર્ય આવીને ઉભા રહ્યા. એવામાં ગણી મહારાજ આકુળતા લાવ્યા વિના કહેવા લાગ્યા કે—હે દેવી ! બહુ દૂરથી પગે ચાલી કષ્ટ વેઠીને **શ્રીહેમસૂરિ** તારે આંગણે આવ્યા છે માટે અભ્યુત્થાનાદિક સત્કાર કરવો તારે ઉચિત છે. કારણ કે સર્વ જાલ ધરાદિકોએ એમની પૂજા કરી છે. ' તે એ પ્રમાણે બોલતા હતા, તેવામાં શ્રીસૈંધવી દેવી ચંચલ કુંડળથી શોભતી તે અંજલિ જોડીને સમક્ષ ઉભી રહી ત્યારે ગણી બોલ્યા કે—' હે વિણુપેશ્વરી ! અમો અતિથિઓનું આતિથ્ય કર એટલે પોતાના પરિવાર અને બળથી અંબડને મુક્ત કર. ' એમ ગુરૂનું વાક્ય સાંભળતાં તે કહેવા લાગી કે—' તમે બીજું કાંઇ માગો, કારણ કે એ તો યોગિનીઓમાં હજાર પ્રકારે વ્હેંચાયેલ છે. ' ત્યારે ગણી બોલ્યા કે ' મોટા આક્ષેપથી કહેતા હતા કે તારે એમ કરવું હોય તો પણ ભલે, તથાપિ તારે નિવૃત્ત થઇને પોતાના સ્થાને બેસવાની જરૂર છે અને તેમ કરીને પણ શ્રી હેમચંદ્ર પ્રભુને તું અદ્‌ભુત માન આપ, કે જેથી મંડળમાં બંનેનું રૂપ રહી શકે.' એમ સાંભળતાં ભયથી ભ્રાંત થયેલ દેવીએ એક મોટો શબ્દ કર્યો, જેથી બધી દેવીઓ મંત્રીને મૂકીને તરત ત્યાં આવી. પછી દેવીએ જણાવ્યું કે—' તમને કેવું વચન અપાવું ?'

એટલે ગણી બોલ્યા કે—' પરમ બ્રહ્મના નિધાન એવા ગુરૂ મહારાજને બ્રહ્માદિકના વચનપર આસ્થા કેવી ? પરંતુ પ્રભાતે અમે આપનો કંઈક સત્કાર કરીશું,' એમ કહી દેવીને પોતાના સ્થાને વિસર્જન કરી અને આચાર્ય પણ ત્યાંથી સ્વસ્થાને આવ્યા. એ પ્રમાણે સમાધાન થવાથી રાત્રે અંબડ મંત્રીને નિદ્રા આવી. પછી તેણે પ્રભાતે શ્રીદેવીને માટે સાહસિક ભોગ ધરાવ્યો.

એ રીતે સૈંધવી દેવી થકી અંબડને આચાર્ય મહારાજે મુકત કરાવ્યો, એટલે તેણે શ્રીમુનિસુવ્રતસ્વામીના ચૈત્યનો જીર્ણોદ્ધાર કરાવ્યો. અઢાર હસ્ત પ્રમાણ, અસાધારણ રચનાયુકત તથા અનેક દેવગૃહોથી સુશોભિત એવું તે ચૈત્ય કનકાચલના કૂટ ( શિખર ) સમાન શોભવા લાગ્યું. ત્યાં મંત્રીશ્વરે ધ્વજારોપણનો મહોત્સવ કરાવ્યો. તે જોતાં અત્યંત સંતુષ્ટ થયેલા આચાર્યે તેને આશિષ આપતાં જણાવ્યું કે—

" किं कृतेन न यत्रत्वं यत्रत्वं तत्र कः कलिः ? ।
कलौ चेद् भवतो जन्म कलिरस्तु कृतेन किम् ? ॥ १ ॥

જ્યાં તું નથી, તેવા કૃતયુગનું શું પ્રયોજન છે, અને જ્યા તું છે, ત્યાં કલિ ( કળિકાળ ) શું માત્ર છે ? જો કલિમાં તારો જન્મ થયો, તો ભલે કાળ રહ્યો. કૃતયુગની કાંઇ જરૂર નથી.

માટે યાવચ્ચંદ્રદિવાકરૌ તું તારા વંશજોના મનોરથને પૂર્ણ કરતાં અને આંતર તથા બાહ્ય શત્રુઓને ક્ષીણ કરતાં જયવંત રહે.'

પછી અંબડ મંત્રીની અનુમતિ લઇ ગુરૂ મહારાજ સ્વસ્થાને આવ્યા અને પ્રધાનને આયુષ્યદાન આપવાથી રાજાને તેમણે ભારે આનંદિત બનાવી દીધો. આથી રાજા સંતુષ્ટ થઈને મુકતકંઠે કહેવા લાગ્યો કે—' અહો ! જે ગુરૂની આવી દુસાધ્ય કાર્ય સાધવાની અસાધારણ શકિત છે તેથી હું જ ખરેખર ! અત્યંત ભાગ્યશાળી છું.'

હવે એક વખતે શ્રી સંઘની સાક્ષીએ ઉપદેશ પામતાં રાજાએ સમ્યકત્વ અંગીકાર કર્યું. ત્યારે તે આ પ્રમાણે ગુરૂ સમક્ષ ગાથા બોલ્યો.—

" तुह्माण किंकरोहं तुह्मे नाहा भवो यदि गयस्स ।
सयलधणाइं समेउ मइ तुह्म समप्पिउ अप्पा " ॥ १ ॥

તમારો હું કિંકર-દાસ છું અને આ ભવસાગરમાં એક તમેજ મારા નાથ છો. ભલે, ધનાદિક બધું મને પ્રાપ્ત થાય, તથાપિ મેં મારો આત્મા તો તમને જ અર્પણ કર્યો છે.

એ ગાથાના અર્થને સત્ય કરી બતાવતા રાજાએ ગુરૂને રાજ્ય અર્પણ કરી

દીધું, ત્યારે ગુરૂ મહારાજ બોલ્યા કે—' હે રાજન્ ! અમારે નિઃસંગી અને નિઃસ્પૃહીને રાજ્યનું શું પ્રયોજન છે ? વમેલા ભોગને કેમ સ્વીકારીએ ? એ તો અનુચિત જ છે. ' એ પ્રમાણે દાન ન લેવા સંબંધી રાજા અને ગુરૂનો સંવાદ થતાં મંત્રીએ તેમાં આ પ્રમાણે વિશિષ્ટ પ્રકારે સમાધાન કર્યું કે—' હવે પછી રાજાને કરવા લાયક તમામ કાર્યો હે સ્વામિન્ ! તમને પૂછ્યા વિના અમે કર્યા કરીશું. ' એટલે શ્રાવકવ્રત તથા સદ્ધ્યાનને માટે રાજાએ એ વચન માન્ય રાખ્યું.

પછી રાજાને તત્ત્વાર્થનો બોધ કરવા માટે આચાર્ય મહારાજે બધા શાસ્ત્રોમાં મુગટ સમાન એવું યોગશાસ્ત્ર બનાવ્યું. ગુરૂએ પોતે રાજાને તેનો અભ્યાસ કરાવતાં તેણે ગુરૂ સમક્ષ તે ગ્રંથ વિચારી લીધો. પછી સમ્યક્ત્વવાસિત રાજાએ એવો નિયમ લીધો કે—' જિનદર્શનમાં ગમે તેવો સાધુ હોય, તે રાજમુદ્રાની જેમ મારે વંદનીય છે. '

એવામાં એકદા ચતુરંગ સૈન્યમાં ગજારૂઢ થઈને રાજા રાજમાર્ગે જતો હતો, તેવામાં માથે કેશનું મુંડન કરાવેલ, ઉત્તરીય વસ્ત્રથી આવૃત, પગે કથીરની પાદુકા પહેરેલ, હાથમાં નાગવલ્લીના પાનનું બીડું ધારણ કરેલ તથા વેશ્યાના ખભાપર પોતાની ભુજાને લટકાવેલ એવા એક જૈનર્ષિને રાજાએ વેશ્યાની સાથે એક મકાનમાંથી બહાર નીકળતો જોયો. એટલે હાથીના કુંભસ્થળપર મસ્તક નમાવતાં રાજાએ તે મુનિને પ્રણામ કર્યા ત્યારે પાછળના આસનપર બેઠેલ નટુલ રાજાને હસવું આવ્યું. તે જોઈ વાગ્ભટ અમાત્યે સ્વામીને નિવેદન કર્યું, એટલે ગુરૂમહારાજે રાજાની આગળ ધર્મકથા કરતાં જણાવ્યું કેઃ—

" पासत्थाइ वंदमाणस्स, नेव किची न निज्जरा होइ ।
कायकिलेसे एमेव, कुणइ तह कम्मबंधं वा " ॥ १ ॥

પાસત્થાદિકને વંદન કરતાં કીર્ત્તિ કે નિર્જરા પણ ન થાય, પરંતુ તેમ કરવાથી કાયક્લેશ અને કર્મબંધ થાય. '

એટલે રાજાએ વિચાર કર્યો કે—' મારો વૃત્તાંત આજે ગુરૂને કોઈએ જણાવેલ છે, પણ પૂજ્ય ગુરૂની શિક્ષાથી હવે હું તેવા કર્મથી નિવૃત્ત થયો છું. '

હવે અહીં રાજાના નમસ્કારને જોતાં તે મુનિને વિચાર થયો કે—' નમસ્કારની મારામાં યોગ્યતા ક્યાં છે ? કારણ કે વીતરાગમાર્ગથી હું પતિત થયો, તજેલ ભોગનો મેં પુનઃ સ્વીકાર કર્યો, પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થયો અને તેથી હું મુખ જોવા લાયક કે નામ ગ્રહણ કરવા લાયક રહ્યો નથી. ' એમ ચિંતવતા તેણે કામદેવના ધનુષ્ય તુલ્ય વેશ્યાની ભુજાનો ત્યાગ કર્યો, કુબુદ્ધિ ઉપજાવનાર અને વ્રતના કંટકરૂપ એવા પાનના બીડાને તજી દીધું, તેમજ નરકમાર્ગમાં યાન સમાન પાદુકાનો પણ ત્યાગ કર્યો. એમ વિરાગી થઈને તે સ્વલ્પ પરિવાર સહિત પોતાના સ્થાને આવ્યો

અને મોટા મનથી ગુરૂપાસે પુનઃ મહાવ્રત ધારણ કરી, સર્વ સંગને તજીને તેણે અનશનનું પ્રત્યાખ્યાન કર્યું. તે વખતે પોતાના પરિવારે તેને વાર્યા છતાં તે દઢતાને લીધે પોતાના આગ્રહથી પાછો ન હઠયો. કારણ કે મહાસાગરમાં મળેલ નાવનો કોણ ત્યાગ કરે ? પછી ત્યાં અનશનને ઉદ્દેશીને પ્રભાવનાઓ થવા લાગી, કારણ કે કલ્યાણની આકાંક્ષા રાખનાર, તપસ્યાની સેવા કોણ ન કરે ? એવામાં અધિકારી પુરૂષોએ એ હકીકત રાજાને નિવેદન કરી, જેથી પોતાના અંતઃપુર અને પરિવાર સહિત રાજા પ્રમોદપૂર્વક ત્યાં તે તપોનિધાન મુનિને વંદન કરવા આવ્યો, અને જેવામાં તેમનું મુખ જોયું, ત્યાં તરત તેના જાણવામાં આવ્યું કે—'આ મુનિ તો તેજ છે કે જેને કુવેશરૂપે પણ વેશ્યાના દ્વાર આગળ મેં નમસ્કાર કર્યો હતા.' એમ ધારી તેના ગુરૂ અને મુનિવર્ગને વંદન કર્યા પછી રાજા તે મહાત્માના ચરણે પ્રણામ કરવા ગયો, તેવામાં તેનો હાથ પકડીને નિષેધ કરતાં મુનિએ જણાવ્યું કે—'હે મહારાજ ! તું મારો ગુરૂ છે, ભવસાગરથી તેં મારો નિસ્તાર કર્યો. જગતને વંદનીય એવા તારા પ્રણામ પણ મારા જેવાને અતિદુર્જર છે. પ્રાણીઓમાં બંને લોકના કષ્ટને હરનાર તારા જેવા જો પૃથ્વીપર અપૂર્વ સ્વામી ન હોત, તો જિનવચનની વિરાધના કરનાર, ચારિત્રથી ભ્રષ્ટ અને નરકપથના પથિક બનેલા મારા જેવા આરાધક કેમ થાય ? અવંદ્ય એવા મને વંદન કરતાં મારો નિસ્તાર કરવાને સર્વ સંગથી મૂકાવનાર એવી શમ સંવેગની મારી વાસના તેં ભરી દીધી. પોતાના ગૃહસ્થો અને યતિઓથી યુક્ત છતાં જીવનમાં નિર્બળ એવો હું વ્રતનું કષ્ટ સહન કરવાને અસમર્થ હોવા છતાં સમર્થ થયો.'

એ પ્રમાણે સાંભળતાં કુમારપાલ રાજા કહેવા લાગ્યો કે—'હે મહાત્મન ! તમારી સમાનતા કોણ કરી શકે ? કે એક જ નિમિત્તથી તમે પ્રત્યેકબુદ્ધની જેમ સર્વ સંગના ત્યાગી થયા. જૈનમુનિને પ્રણામ કરવાનો તો મારે નિયમ છે, છતાં તેમાં તમે ઉપકાર માન્યો, તેથી કૃતજ્ઞ જનોમાં મુગટ સમાન છો. કોઇપણ પ્રકારના બદલાની અભિલાષા વિના તમે ન ઇચ્છતા હોવા છતાં વંદન કરવાના સુકૃતનું મને ભાજન બનાવો, એટલી આપને મારી નમ્રતા પ્રાર્થના છે, સંત જનોને સ્વાર્થી બનવું કોઇરીતે યુક્ત નથી.' એ પ્રમાણે અવસરને ઉચિત બોલીને રાજાએ બલાત્કારથી તે મુનિને વંદન કર્યું.

એટલે અનશનધારી મુનિ કહેવા લાગ્યા કે—'આ દેશ ધન્ય છે અને પ્રજા પૂર્ણ ભાગ્યશાળી છે કે જ્યાં તારા દર્શનરૂપ અમૃતવૃષ્ટિથી તે પોતાના પાપ-પંકનું પ્રક્ષાલન કરે છે.' એમ સાંભળતાં ભારે પ્રમોદથી ગદ્દગદિત થયેલ રાજાએ જઇને એ વૃત્તાંત શ્રી **હેમચંદ્ર** પ્રભુને નિવેદન કર્યો. કે—'હે ભગવાન્ ! તમે આદેશ કરેલ નિયમોનું પાલન કરતાં તે કામધેનુની જેમ બધાના હૃદયને અભીષ્ટ આપનાર નીવડયા છે.'

ત્યારે ગુરૂ મહારાજ બોલ્યા કે—'હે રાજેંદ્ર ! ગુરૂભક્તિરૂપ અગ્નિથી અર્ચા પામેલ એ તારા પુણ્યની જાગ્રતી સમસ્ત વસ્તુઓને પ્રકાશિત કરે છે.' આથી રાજાનું હૃદય ભારે પ્રફુલ્લિત થયું, પછી સાત ક્ષેત્રે ધન વાપરતાં અને પોતાના જન્મને કૃતાર્થ કરતા ભૂપાલે સંપ્રતિ રાજાની જેમ પૃથ્વીને જિનભવનોથી વિભૂષિત કરી દીધી.

એવામાં એકદા રાજાને ધર્મમાં વધારે સ્થિર કરવા માટે ગુરૂ મહારાજે સ્વોપજ્ઞ અને શ્લોકબદ્ધ શ્રીશલાકાપુરૂષોના ચરિત્રોની વ્યાખ્યા કરવા લાગ્યા. તેમાં એક વખતે મહાવીર ચરિત્ર કહેતાં તેમણે વ્યાખ્યાનમાં રાજાની સમક્ષ દેવાધિદેવનો સંબંધ બતાવતાં જણાવ્યું કે—'પૂર્વે **ઉદયન** રાજાની **પ્રભાવતી** નામે રાણી કે જે **ચેટક** રાજાની પુત્રી હતી. સમુદ્રમાં કોઇ વ્યંતરે યાનપાત્ર સ્તંભીને બંધ કરેલ એક પેટી તે રાણીને આપતાં કહ્યું કે—'આ દેવાધિદેવ પ્રભુને જે ઓળખશે, તે પ્રકાશિત કરશે.' એમ કહીને વ્યંતર અદૃશ્ય થઈ ગયો. પછી વીતભય નગરમાં યાનપાત્ર પહોંચ્યું, ત્યારે બીજા કોઇથી તે પેટી ન ઉઘડી, એટલે **વીરાદેવી** એ તે બિંબને પ્રકાશિત કર્યું. જેથી તે પ્રતિમા **પ્રદ્યોત** રાજાના હાથમાં ગઇ. પછી તે પ્રતિબિંબ દાસીએ જેમ નગરમાં મૂક્યું, અહીં ગ્રંથગૌરવના ભયથી તેમ તે કથાનું વર્ણન કરેલ નથી. પણ સાંભળવાની ઈચ્છાવાળા ભવ્ય જનોએ તે વાત શ્રી **વીર** ચરિત્રમાંથી જાણી લેવી. એ પ્રમાણે સાંભળતાં નિપુણમતિ રાજા કુમારપાલે શૂન્ય વીતભય નગરમાં માણસ મોકલીને તરત તે ભૂમિ ખોદાવી. ત્યાં ભૂમિની અંદર રાજમંદિર જોતાં તેમાંથી જિનબિંબ પ્રાપ્ત થયું. એટલે ભારે હર્ષથી અતિશય મહોત્સવ પૂર્વક રાજાએ તે આર્હત બિંબને પોતાની રાજધાનીમાં લેવરાવતાં પ્રવેશ-મહોત્સવ કર્યો અને તે પોતાના રાજભવનમાં સ્થાપન કર્યું. પછી તે બિંબને યોગ્ય સ્ફટિક રત્નનો પ્રાસાદ રાજાએ પોતાના મહેલમાં તૈયાર કરવાનો પ્રારંભ કર્યો. એટલે ભાવિને જાણનાર આચાર્ય મહારાજે તેનો નિષેધ કર્યો કે—'રાજભવનમાં દેવગૃહ ન થાય.' એમ ગુરૂની આજ્ઞાને માન આપીને રાજાએ તે કાર્ય બંધ રાખ્યું.

એ પ્રમાણે શ્રીજિનશાસનની સર્વત્ર અસાધારણ પ્રભાવના કરતા અને મિથ્યાત્વરૂપ પર્વતને ભેદવામાં વજ્ર સમાન એવા શ્રીહેમચંદ્રસૂરિ શોભવા લાગ્યા.

એવામાં એક વખતે લોલાક ચૈત્યની આગળ ક્ષેત્રની પાળપર માંસથી ભરેલ રામપાત્ર દંડાધિપના જોવામાં આવ્યું, એટલે સંહાર કરનાર શંકરના અન્યાયરૂપ તે તેણે **ત્રિલોચન** નામના કોટવાળને બતાવ્યું, ત્યારે અસંખ્ય જનોના સંચારમાં પદ (પગ) ન મળવાથી તપાસ કરતાં તે મતિમાનને એક ઉપાય હાથ લાગ્યો. પછી તેણે બધા કુંભારોને બોલાવીને દરેકને તે રામપાત્ર બતાવતાં પૂછ્યું કે—'આ કોણે બનાવેલ છે.' ત્યારે તેમાંનો એક બોલ્યો—'એ મેં બનાવેલ છે. નટ્ટુલેશના લક્ષ નામના સ્થગીધર સેવકે તેવાં એક સો રામપાત્ર મારી પાસે કરાવ્યાં છે.' પછી

તેમને વિસર્જન કરીને કોટવાલે તે વાત રાજાને નિવેદન કરી. વળી તેણે કેલ્હણ નામના મંડલેશ્વરને જણાવ્યું કે—'આજ્ઞાભંગના અપરાધથી દેશને આબાદ કરવાનો તારો પ્રયત્ન ધિક્કારવા લાયક છે.' એટલે તે બોલ્યો કે—'હે સ્વામિન્ એ શું ? હું કાંઇ જાણતો નથી.' આથી તેણે કુંભારે કહેલ સ્થગીધરનું ચરિત્ર કહી સંભળાવ્યું. જેથી વિલક્ષ થયેલા લક્ષ સ્થગીધરને મારીને તેણે સ્વામીને સંતોષ પમાડયો. પછી ચૈતર, માઘ અને આસો મહિનાના મહોત્સવોમાં દેવીઓ અહિંસાથી પ્રમોદ પામી. કારણ કે ગુણમાં મત્સર કોણ ધારણ કરે ? એટલે કર્પૂર પ્રમુખ ભોગ, બલિ અને મોદકાદિકથી સંતોષ પામેલ તે દેવીઓ બીભત્સ, મદ્ય, માંસમાં અનાદરવાળી બની ગઇ. તે વખતે શૈવાચાર્યો પણ મિથ્યાધર્મમાં આદરરહિત થયા અને જયવંતા સ્થાપનાચાર્યને તેઓ વંદન કરવા લાગ્યા. શ્રીવીતરાગની પૂજા કરીને તેઓ પરમેષ્ઠિ નમસ્કારનું પરાવર્ત્તન કરવા લાગ્યા. કારણ કે રાજાએ માન્ય કરેલ ધર્મનો પણ લોકો આદરથી સ્વીકાર કરે છે.

સચરાચર પ્રાણીઓને અભયદાન આપવામાં કુશળ, મિથ્યાદષ્ટિરૂપ નદીથી પાર ઉતારવાને ચરણ ( શરણ )રૂપ રત્નરાશિ આપનાર, સ્વ અને પર આગમના પ્રગટ તત્ત્વને જાણનાર તથા ચંદ્રકુળમાં મુગટ સમાન એવા શ્રી **હેમચંદ્ર** પ્રભુ જયવંત વર્તે છે. એ આચાર્યે પંચાંગ વ્યાકરણ, પ્રમાણશાસ્ત્ર, પ્રમાણમીમાંસા, છંદશાસ્ત્ર અને અંલકાર ચુડામણિ શાસ્ત્રો રચ્યાં છે. વળી કવિતારૂપ નદીના ઉપાધ્યાય સમાન **એકાર્થ અનેકાર્થ, દેશીનામમાળા** અને **નિઘંટુ** એ ચાર શબ્દકોશ બનાવ્યા. તેમજ જગતનો ઉપકાર કરવાની ઇચ્છાવાળા તેમણે ત્રિષષ્ઠિ શલાકાપુરૂષોના ચરિત્ર તથા ગૃહસ્થ ( શ્રાવક ) વ્રતના સંબંધમાં અધ્યાત્મ—યોગશાસ્ત્રની રચના કરી છે. વળી વ્યાકરણ અને સાહિત્યના લક્ષણને બતાવનાર દ્વયાશ્રય મહાકાવ્ય બનાવેલ છે, તેમજ વીતરાગના અદ્દ્ભુત વીશ સ્તવનો રચ્યાં છે. એ પ્રમાણે તેમણે બનાવેલ ગ્રંથો કેટલા છે, તેની સંખ્યા મળવી મુશ્કેલ છે તો મારા જેવા મંદબુદ્ધિ તે ગ્રંથોના નામ પણ ક્યાંથી જાણતા હોય ?

એકદા રાજાની આગળ શ્રીહેમચંદ્ર ગુરૂએ વ્યાખ્યાન કરતાં શ્રીશત્રુંજયની સ્તુતિ અને શ્રી રૈવતાચલની પણ સ્તુતિ કરી, એટલે તેમના ઉપદેશરૂપ દીપકથી અજ્ઞાનરૂપ અંધકારનો નાશ થતાં ઇંદ્ર સમાન ઉજ્વળ કીર્તિ ધારી રાજાએ તીર્થયાત્રા કરવાનો નિશ્ચય કર્યો. પછી પગે પાંચ પાંચ ગાઉના પ્રયાણ કરતાં, ઉપાનહ વિના ચાલતા ગુરૂ સાથે તે સત્વર વલભીપુર પાસે આવ્યો. ત્યાં તળેટીમાં પ્રભાતે ગુરૂ મહારાજે આવશ્યક ક્રિયા કરી. એવામાં વાસના ( ભાવના )થી ભારે સંતુષ્ટ થયેલ અને પ્રભુપણાથી અત્યંત વિશિષ્ઠ બુદ્ધિ ધરાવનાર રાજાએ ગુરૂના ચરણે આવીને નમસ્કાર કર્યો. અને આ છેલ્લા પ્રયાણમાં તેણે ગુરૂભક્તિથી ત્યાં એ પ્રાસાદ

કરાવ્યા. ત્યાં શ્રી આદિનાથ પ્રમુખ ત્રેવીશ જિનબિંબો કરાવીને ગુરૂના હાથે પ્રતિષ્ઠા કરાવતાં ત્યાં સ્થાપન કર્યા. પછી અતિ ભક્તિપૂર્વક રાજાએ વિમલાચલપર ભગવંતને વંદન કર્યું, અને પોતાના પ્રભુત્વ પ્રમાણે પૂજા કરીને તે રૈવતાચલપર ગયો. ત્યાં પગથીયા વિના તે પર્વત દુરારોહ ( દુઃખે ચડી શકાય તેવો ) જોઈને પોતાના વાગ્ભટ મંત્રીને તે પગથીયા બનાવવા માટે તેણે આદેશ કર્યો એટલે મંત્રીએ તે પ્રમાણે સુગમ માર્ગ તૈયાર કરાવ્યો. તે વખતે મોટી મોટી શિલાઓને લીધે પર્વતપર આરોહણ કરવાનું દુષ્કર સમજીને રાજાએ ભૂમિ ( તળેટી )માં રહેતાજ શ્રીનેમનાથ ભગવંતની પૂજા કરાવી, પછી ત્યાંથી પાછા ફરીને રાજા પોતાના નગરમાં આવ્યો અને ત્યાં જિનયાત્રાનો મહોત્સવ કરીને તે પોતાને કૃતકૃત્ય માનવા લાગ્યો.

એ પ્રમાણે વિક્રમ સંવત્ ૧૧૪૫ વર્ષે કાર્ત્તિક માસની પૂર્ણિમાની રાત્રે શ્રીહેમચંદ્ર પ્રભુનો જન્મ થયો તથા ૧૧૫૦ માં તેમણે વ્રત ગ્રહણ કર્યું અને સંવત્ ૧૧૬૬ માં ગુરૂએ તેમને આચાર્યપદે સ્થાપન કર્યા તેમજ ૧૨૨૯ મા વર્ષે તેમણે સ્વર્ગગમન કર્યું. એ રીતે શ્રીજિનશાસનરૂપ આકાશમાં સૂર્ય સમાન શ્રી હેમચંદ્ર પ્રભુનું ચરિત્ર કે જે મારા જેવા અજ્ઞજનોના અજ્ઞાનરૂપ અંધકારને હરનાર, વિદ્યારૂપ કમલિનીને વિકાસ પમાડનાર તથા શ્રીકુમારપાલ રાજાના જીવનને ભારે ઉન્નતિમાં લાવનાર એવું તે વિશ્વવિખ્યાત ચરિત્ર જગતના બોધ નિમિત્તે અને દુષ્કર્મને ભેદવા નિમિત્તે થાઓ.

શ્રીચંદ્રપ્રભસૂરિના પટ્ટરૂપ સરોવરને વિષે હંસ સમાન તથા શ્રીરામ અને લક્ષ્મીના પુત્ર એવા શ્રીપ્રભાચંદ્રસૂરિએ પોતાના વિચારપર લેતાં, શ્રીપ્રદ્યુમ્ન મુનીશ્વરે સંશોધન કરેલ, શ્રી પૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શ્રી હેમચંદ્રસૂરિના ચરિત્રરૂપ આ બાવીશમું શિખર પૂર્ણ થયું.

## ઇતિ શ્રીહેમચંદ્રસૂરિ-પ્રબંધ. ૨૨





# प्रशस्ति.





સુપાત્રોથી દેદીપ્યમાન, કવિ, મુનિ અને પંડિતોથી શોભાયમાન, રાજાઓને સેવનીય, સર્વ ઇષ્ટાર્થ આપનાર ગુરૂરૂપ કલ્પવૃક્ષથી વિરાજિત, જિનશાસનરૂપ ભવ્ય ભૂમિને શોભાવનાર અને અનેક સિદ્ધિરૂપ ભદ્રશાળને શિર ( શિખર ) પર ધારણ કરનાર એવો **ચાંદ્ર** નામે ગચ્છ કે જે મેરૂપર્વતની તુલનાને ધારણ કરે છે. તેમાં પૂર્વે **શ્રી પ્રદ્યુમ્ન** નામે આચાર્ય થયા કે જે કલ્પવૃક્ષની એક મોટી શાખા સમાન હતા. વળી જેમના સમાગમરૂપ અમૃતરસથી પુષ્ટ બનેલા અનેક સુજ્ઞ મુનિઓ આચાર્યપદથી વિભૂષિત થઇ પંડિતોમાં અધિક માનનીય બન્યા છે. વળી **અલ્લુ**રાજાની સભામાં દિગંબરનો પરાજ્ય થતાં તેનો પક્ષ પોતાના આચાર્યને એક પટ ( વસ્ત્ર ) આપવા માટે લઇ આવ્યો. એટલે સુજ્ઞ જનોમાં અગ્રેસર એવા જે પ્રદ્યુમ્નસૂરિએ બધાના દેખતાં તેને પોતાનો સેવક બનાવ્યો. તેમના શિષ્ય શ્રીઅભયદેવસૂરિ થયા કે જે ભવ્યાત્માઓના મનોવાંછિત પૂરતાં ભાસ્કરની જેમ પોતાના વચનરૂપ કિરણોથી જગતના અંધકારને દૂર કરતા હતા. વળી પ્રૌઢ પ્રમાણરૂપ તરંગોયુક્ત, જેમણે બનાવેલ **વાદમહાર્ણવ** ગ્રંથ તે સાંયાત્રિક ( સંસારી જીવો )ને જિનશાસનરૂપ પ્રવહણ ( વ્હાણ ) આપે છે. ખરેખર ! એ મહા આશ્ચર્ય છે. તેમની પાટે શ્રી**ધનેશ્વર**સૂરિ થયા કે **ત્રિભુવન**ગિરિનો સ્વામી શ્રીમાન્ **કર્દમ**ભૂપતિ જેમનો શિષ્ય હતો, અને ત્યારથી તે ગચ્છ **રાજગચ્છ** એવા નામથી જગતમાં પ્રખ્યાત અને પ્રશંસનીય થયો. તેમના પદરૂપ કમળને વિકાસ પમાડવામાં સૂર્ય સમાન અને ભવ્ય કમળોને શોભા પમાડનાર એવા શ્રીઅજિતસિંહસૂરિ થયા કે જેમની દિવ્ય અને દેદીપ્યમાન વચનરચનાને મિથ્યાત્વીઓ સહન કરવાને સમર્થ નથી. ત્યારપછી કર્ક ( અર્ક ) સમાન અત્યંત તેજસ્વી, જિનમત તથા શ્રીસંઘના આધારરૂપ અને સમસ્ત જનોના લગ્નદોષને હરનાર એવા **શ્રીવર્દ્ધમાનસૂરિ** થયા.

તેમના પદે **શ્રીશાલિભદ્ર** આવ્યા કે જે તેમના પટ્ટરૂપ વૃક્ષને પોષણ આપવામાં વર્ષાઋતુ સમાન હતા. તથા જેમના ધર્મોપદેશરૂપ જળ પ્રવાહથી જગતમાં કીર્તિરૂપ લતા વિસ્તાર પામી. તેમના ચરણરૂપ સરોવરને વિષે હંસ સમાન એવા શ્રી ચંદ્રસૂરિ થયા કે જે તેમની પવિત્ર વાણીના વિવેચક અર્થ પ્રકાશક અને શાસ્ત્રરૂપ ચક્ષુને અમૃત-અંજન હતા. વળી સંસારથી સત્વર પાર પામવાને સદા ધ્યાનલીન થઇને જે રહેતા હતા, તેમજ નૈયાયિક જનોમાં અગ્રેસર એવા **શ્રીભરતેશ્વરસૂરિ**, નામસ્મરણથી પાતકને હરનાર **શ્રીધર્મઘોષસૂરિ** તથા કલ્યાણરૂપ કંદને પ્રગટ કરવામાં મેઘ સમાન એવા **શ્રીસર્વદેવસૂરિ** એ ચાર **શ્રીશીલભદ્રસૂરિના** શિષ્યો કે જે રાજપૂજિત હતા. શ્રીસંઘરૂપ સાગરને ઉલ્લાસ પમાડવામાં ચંદ્રમા સમાન અને જ્ઞાનલક્ષ્મીના પાત્ર એવા **શ્રીજિનેશ્વરસૂરિ**, વિકાસિત વિદ્યાથી દેદીપ્યમાન અને મહાબુદ્ધિશાળી એવા **શ્રીજિનદત્તસૂરિ** તેમજ ચારિત્રરૂપ કનકાચલને વિષે નંદનવન સમાન એવા **શ્રીપદ્મદેવસૂરિ** એ ત્રણ **શ્રીચંદ્રસૂરિના** જયવંત શિષ્યો હતા. એમના પદે શ્રીસંઘરૂપ રોહણાચલમાં રત્ન સમાન એવા **શ્રીપૂર્ણભદ્રસૂરિ** થયા કે જેમના સમાગમમાં આવતા ભવ્યજનો સત્યવસ્તુસ્વરૂપને જાણી શકતા હતા. તેમના પટ્ટરૂપ ઉદયાચલને વિષે ચંદ્રમા સમાન અને ભવ્ય-ચકોર સમૂહને આનંદ પમાડનાર **શ્રીચંદ્રપ્રભસૂરિ** થયા કે જે અદ્‌ભુત મતિરૂપ જ્યોત્સ્નાના નિધાન હતા. વળી આશ્ચર્ય તો એ છે કે જે કલંકના સ્થાન ન હતા તથા અજ્ઞાન ( રાહુ ) ને ગ્રાહ્ય ન હતા; તેમજ જ્ઞાનસાગરને વિકાસ પમાડનાર છતાં જે દોષાકર (દોષના સ્થાન) ન હતા. તેમના ચરણ-કમળને વિષે ભ્રમર સમાન એવા **શ્રીપ્રભાચંદ્ર** આચાર્ય થયા કે જે સદા પંડિત છતાં ગુરૂના ક્રમ ( ચરણ )માં અનુરક્ત હતા. **શ્રીહેમચંદ્ર** મહારાજે બનાવેલ પરિશિષ્ટ પર્વમાંના ચરિત્રો પછી શ્રીવજ્રસ્વામી પ્રમુખ આચાર્યોના ચરિત્રો કે જે દુષ્પ્રાપ્ય છતાં કેટલાક ગ્રંથો થકી અને કેટલાક શ્રુતધરોના મુખથી સાંભળીને મારી મતિને નિર્મળ બનાવવા તથા જિજ્ઞાસુઓની ઇચ્છાને પૂર્ણ કરવા માટે આ નિર્મળ અને ચમત્કારી ચરિત્રો રચવાનો મેં પ્રયાસ કર્યો છે. એ ચરિત્રોમાં સંપ્રદાયના ભેદને લઇને જે કાંઇ સ્ખલના થઇ હોય, તો પંડિતજનો મારાપર પ્રસાદ લાવીને તે સંશોધન કરીને વાંચે. કારણ કે સંયોગવશે જે કાંઇ સાંભળતાં મને પ્રાપ્ત થયું અને મારા જાણવામાં આવ્યું, તે પોતાના શબ્દોમાં આ મેં કથારૂપે રચેલ છે.

શ્રુતના રંધ્રોમાં રહેતા સિદ્ધ અને દ્વિજરોને ઓળંગીને અગ્ર શિખરે સ્થિતિ કરનાર, અત્યંત પ્રૌઢ અર્થસંપત્તિને કરનાર એવા આ અક્ષય નિધાન તે અસાધા-

રણ પ્રભાથી પરજ્યોતિને પરાભવ પમાડી પૂર્ણ પ્રકાશ પામનાર, તે શ્રીપૂર્વર્ષિઓના ચરિત્રરૂપ રોહણાચલને વિષે શરદઋતુના ચંદ્રમા સમાન સદા પ્રકાશિત રહે.

ચંદ્રમા સમાન નિર્મળ, સુંદર પગલે પૂર્વ પુરૂષોના યશને પ્રકાશિત કરનાર, જ્ઞાનલક્ષ્મીથી શોભાયમાન એવા શ્રીપ્રદ્યુમ્ન ગુરૂનો પવિત્ર બોધ કે જે આ ગ્રંથરૂપે ગુંથાયેલ છે અને સાક્ષરજનોને આદરપાત્ર છે, તે ચિરકાળ જયવંત રહો. વિક્રમ સંવત ૧૩૩૪ ના ચૈત્ર માસની શુકલ સપ્તમીએ પુનર્વસુ નક્ષત્ર અને શુક્રવારના દિવસે આ પૂર્વર્ષિચરિત્ર સંપૂર્ણ થયું.

પોતાના ગુરૂના શિક્ષાપ્રસાદના વશથી તથા પ્રયાસ કરતાં અહીં મને જે કંઈ પુણ્ય પ્રાપ્ત થયું હોય, તે વ્યાખ્યાન કરવામાં તત્પર તથા શ્રવણમાં આદર ધરાવનાર ભવ્યાત્માઓને કલ્યાણ સાધવામાં અસાધારણ સહાય કરનાર થાઓ.

इत्यलम् ॥





# શુદ્ધિપત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪ | ૩ | સામત | સામત |
| ૭ | ૨૩ | વ્રત | વ્રત |
| ૧૦ | ૨૭ | ઉધૃત | ઉદ્ધૃત |
| ૧૮ | ૧૫ | તમને | તમે |
| ૨૧ | ૧૪ | આગાઉથીજ | અગાઉથીજ |
| ૨૭ | ૧૬ | કૃશળ | કુશળ |
| ૨૮ | ૧-૩ | ગુણુ ન | ગુણુન |
| ૩૧ | ૫-૧૬-૨૦-૨૧ | વૈરોઘા | વૈરોટ્યા |
| ૩૨ | ૨ | ,, | ,, |
| ૩૫ | ૫ | ધૃત | ધૃત |
| ૩૫ | ૧૩ | સોધર્મ | સૌધર્મ |
| ૩૫ | ૧૪-૨૨ | વૈરોઘા | વૈરોટયા |
| ૩૭ | ૩૨ | ગદભિલ્લ | ગર્દભિલ્લ |
| ૩૮ | ૨૯ | અશ્વા | અશ્વો |
| ૪૪ | ૭ | અભ્યુત્થાદિકથી | અભ્યુથાનાદિકથી |
| ૫૦ | ૩ | અચાર્ય | આચાર્ય |
| ૫૫ | ૧ | પ્રાભતથી | પ્રાભૃતથી |
| ૫૮ | ૨૧ | વિનાત | વિનત |
| ૬૭ | ૧ | ચરિત્રન | ચરિત્રની |
| ૭૧ | ૧૭ | કાંચ | કાંચન |
| ૭૧ | ૨૪ | નિર્ષેધ | નિષેધ |
| ૭૨ | ૩૦ | રવતાચળ | રૈવતાચળ |
| ૭૫ | ૨૨ | અંદત | અદત્ત |
| ૭૫ | ૩૨ | આચાર્યા | આચાર્યો |
| ૭૭ | ૧ | ચારીત્ર | ચારિત્ર |
| ૭૯ | ૧૬ | અભ્યાસ | આભાસ |
| ૮૪ | ૧૨ | એંટે | એટીએ |
| ૮૪ | ૧૯ | ઉપસર્ગા | ઉપસર્ગો |
| ૮૬ | ૧૨ | જૈનાપર | જૈનોપર |

| | | | |
|---|---|---|---|
| ૯૭ | ૧૦ | कुरंका | करंका |
| ૯૭ | ૧૯ | કુરંક | કરંક |
| ૧૦૬ | ૧૪ | બુદ્ધ | બુદ્ધિ |
| ૧૦૯ | ૫ | રીત | રીતે |
| ૧૦૯ | ૨૪ | તા | તો |
| ૧૧૩ | ૮ | તલ | તેલ |
| ૧૧૫ | ૧૨ | ,, | ,, |
| ૧૧૫ | ૩૨ | વાણમંતર | વ્યંતર |
| ૧૧૬ | ૧૨ | જગતાં | જગતમાં |
| ૧૧૭ | ૨ | મને | મનને |
| ૧૧૭ | ૧૯ | આ લાક | આ લોક |
| ૧૧૮ | ૨૧ | દિવાકરા | દિવાકરૌ |
| ૧૧૮ | ૧૫ | પાતાના | પોતાના |
| ૧૧૯ | ૧ | યાત્રપાત્ર | યાનપાત્ર |
| ૧૧૯ | ૬ | ચારત્ર | ચારિત્ર |
| ૧૩૨ | ૨૬ | રાજાએ | રાજાથી |
| ૧૩૩ | ૨૩ | અસાધરણ | અસાધારણ |
| ૧૩૬ | ૬ | માર | મારા |
| ૧૪૨ | ૭ | પાહુણા | પ્રાહુણા |
| ૧૪૯ | ૨૬ | આરહંત | અરિહંત |
| ૧૫૬ | ૨૫ | સંગત | સંગીત |
| ૧૫૭ | ૨૫ | દગ્ધપાનથી | દુગ્ધપાનથી |
| ૧૫૮ | ૨૩ | સજ્જનો | સજ્જનોના |
| ૧૬૦ | ૨ | ઉડતી | ઉડતી |
| ,, | ૮ | તે | તેં |
| ,, | ૧૧ | અંમેધ્ય | અમેધ્ય |
| ૧૬૧ | ૨૭ | શંબળ | સંબળ |
| ૧૬૨ | ૧૭ | ઐચિત્ય | ઔચિત્ય |
| ૧૭૧ | ૨ | મારફ | મારફત |
| ૧૭૪ | ૨ ૧ | વિરાથના | વિરાધના |
| ૧૮૧ | ૧૯ | વળા | વળી |
| ૧૮૭ | ૩ | પાશ્વપ્રભુ | પાર્શ્વપ્રભુ |
| ૧૮૯ | ૪ | આસાદપત્ર | પ્રસાદપત્ર |
| ૧૯૫ | ૧૨ | લાલતાવસ્તરા | લલિતવિસ્તરા |
| ૨૦૦ | ૨૯ | પચી | પછી |

| | | | |
|---|---|---|---|
| ૨૦૧ | ૩૨ | ભક્તિમાં | શક્તિમાં |
| ૨૧૧ | ૧૩ | ધારાપદ્રપુર | થારાપદ્રપુર |
| ૨૧૩ | ૮ | ધારાપદ્ર | થારાપદ્ર |
| ૨૧૬ | ૫ | શ્વાધનીય | શ્લાઘનીય |
| ,, | ૧૪ | વિધાતા | વિધાતાએ |
| ૨૧૭ | ૫ | અમારૂં | તમારૂં |
| ૨૨૩ | ૨૫ | भस्माना | भस्मना |
| ૨૨૯ | ૧૬ | ઉત્સૂત્રપ્રરૂપણાથી | ઉત્સૂત્રપ્રરૂપણામાંથી |
| ૨૩૩ | ૪ | પટ્ટ | પટ્ટતા |
| ૨૩૭ | ૧૮ | સ્વગે | સ્વર્ગે |
| ૨૪૪ | ૧૩ | ના | • |
| ૨૪૫ | ૬ | લોકો | લોકોને |
| ૨૫૬ | ૨૫ | બદસ્પતિનો | બૃહસ્પતિનો |
| ૨૫૭ | ૩૨ | નાગેદ્ર | નાગેંદ્ર |
| ૨૬૨ | ૯ | જયતિહૃયણ | જયતિહુઅણ |
| ,, | ૧૬ | ગ્રામ્યજનાને | ગ્રામ્યજનોને |
| ૨૬૯ | ૪ | બાગ | બાળા |
| ,, | ૯ | ।સિદ્ધિએમાં | સિદ્ધિઓમાં |
| ૨૮૩ | ૨૧ | બરાધર | બરાબર |
| ૨૮૪ | ૧૮ | શબ્દનુશાસનમાં | શબ્દાનુશાસનમાં |
| ૨૯૪ | ૪ | સત્પાત્રરૂપ | સત્પાત્રરૂપ |
| ૩૦૪ | ૧૬ | ઓઓ | સિદ્ધિઓ |
| ૩૦૮ | ૬ | આચાર્ય | આચાર્યે |
| ૩૧૦ | ૧૩ | વ્યાખ્યાનલા– | વ્યાખ્યાનક– |
| ૩૧૮ | ૭ | પાંસસેં | પાંચસેં |
| ૩૩૩ | ૧૫ | જેમ | ૦ |
| ૩૩૭ | ૨૩ | શ્રનધરો | શ્રુતધરો |



